ॐ

श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# सत्सङ्गिजीवनम् ।

## शतानन्दमुनिविरचितम् ।

## द्वितीयप्रकरणम् ।

हरिजीवनदासकृत–गुर्जरभाषासहितम् ।


सनातनधर्मधुरन्धराचार्यश्री-
आनन्दप्रसादमहाराजश्रीनी आज्ञाथी
सुरतमन्दिरतरफथी छपावी प्रसिद्धकर्ता–
सद्गुरु स्वामी भक्तिप्रियदासजी ।

स० १९८८ निर्णयसागरप्रेस मुंबई. सन १९३१

किंमत रु. २-४

श्रीस्वामिनारायणो जयति ।

# विषयानुक्रमणिका ।

## द्वितीयप्रकरणम् ।

અ. ૧ શ્રીરામાનંદસ્વામી સ્વધામ સીધાવ્યા પછી તેમની ઉત્તરક્રિયા પરિપૂર્ણ થતાં ચૌદમાને દિવસે સમસ્ત મુનિમંડળ તથા હરિભક્તમંડળથી પરિપૂર્ણ મહાસભા કરાવીને વિરાજમાન થએલા શ્રીસહજાનંદસ્વામીએ ગુરૂભાઈ ભક્તોની પ્રાર્થનાથી તેમને સ્વસ્વધર્મની સુદૃઢતા કરાવા ધર્મશાસ્ત્રાનુસારી વચનોવડે કરેલી ધર્મની સહેતુક પ્રશંસા તથા ધર્મના નિત્ય નૈમિત્તિકાદિ ૫૬ ભેદ નિરૂપણપૂર્વક કરેલું ક્ષમાદિ સાધારણ ધર્મનું લક્ષણનિરૂપણ ॥૧॥

૨ ધર્મપ્રાપ્તિના ઉત્તમ ઉપાયોનું નિરૂપણ કરતાં તેમાં પ્રધાન સાધન શ્રદ્ધા, નિયમ, શુભ દેશાદિ સપ્તકનું સેવન અને વિશેષપણે સત્સમાગમ તથા સચ્છાસ્ત્રાભ્યાસની સહેતુક ઉપાયતાનું કરેલું નિરૂપણ તથા સચ્છાસ્ત્રનું લક્ષણ કહેવાપૂર્વક તેમાં કોઈ કોઈ વિશેષથી પ્રધાનપણે અભિમત આઠ સચ્છાસ્ત્રની પરિગણના તથા શ્રીસ્વામિનો શોક નહિ કરવાનું સહેતુક કહેવાપૂર્વક ભક્તમંડળનું સ્વસ્વદેશમાં મોકલવું વિગેરે ॥૨॥

૩ શ્રીસ્વામિની અનુજ્ઞા અને પોતાના સંકલ્પને અનુસારે ધર્મપ્રવર્તન માટે ભગવાનનું મુનિમંડળાદિસાથે ફણેણીથી ધોરાજી ભાડેર માણાવદર પિપળાણા અગત્રાઈ કાળવાણી આદિક ગામોમાં રહેતા રહેતા માંગરોળ પત્તનમાં પધારવું તથા ત્યાં યાત્રાળુમાટે મોટી વાવ્ય ખોદાવી તેનો કરેલો પ્રતિષ્ઠામહોત્સવ તથા તેના અંગભૂત વિષ્ણુપૂજનમાં પ્રવર્તતાં ભગવાને મયારામાદિ એકાંતિક ભક્તોને આપેલું પોતાના સર્વાવતારીપણાને જણાવનારા અત્યાશ્ચર્ય ચતુર્ભુજ દિવ્ય શ્રીવિષ્ણુસ્વરૂપનું દર્શન વિગેરે ॥૩॥

૪ એજ માંગરોળ નગરનો નિવાસી, શ્રીસ્વામિની કૃપાથી પ્રાપ્ત થએલી યોગસિદ્ધિના મિથ્યા મદથી અંધ થએલા, પ્રાચીનપણાના અભિમાને ગ્રસ્ત, માટેજ ગુરૂભાઈ સાધુજનોના અપમાનમાં પ્રવર્તેલા, શ્રીસ્વામિના સ્થાનાપન્ન શ્રીસહજાનંદસ્વામીનું પણ અદ્ભુત અપૂર્વ ઐશ્વર્યને

અસૂયાવશાત્ નહિ સહન કરતા કોઈ મેઘજીત નામના વણિકનું ગર્વગંજન ભગવાને કરેલું યોગૈશ્વર્ય આકર્ષણ કરવાપૂર્વક મદમર્દન ॥૪॥

૫ એજ માંગરોળપુરમાં રહેલા જૈન ગાણપત્ય સૌર શાક્ત શૈવ વૈષ્ણવાદિ તેતે મતમાં નિષ્ઠાવાળા, ભગવાનનું અતિમાનુષ અદ્ભુત ઐશ્વર્ય સાંભળીને તેમની સમીપે આવેલા, પોતાના મનોરથને અનુસારે કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમાં તીર્થંકર ગણપતિ સૂર્ય શક્તિ શિવ વિષ્ણુ આદિક પોતપોતાના ઇષ્ટદેવનાં દિવ્ય દર્શન કરાવેલા તેતે પરમતાનુયાયી જનોએ ભગવાનનું અલૌકિક અસાધારણ ઐશ્વર્ય સાક્ષાત્કાર કરવાથી તેમને સર્વકારણ સર્વાત્મા સર્વરૂપધારી સમજીને સ્વમતનો પરિત્યાગ કરી કરેલો ભગવાનના ચરણકમળનો દૃઢ સમાશ્રય તથા તે પુરના પતિ યવનેશ્વરે પોતાના શ્યાલક સાથે પોતાના પિગાંબરો બતાવારૂપ ઐશ્વર્ય ભાળીને કરેલો તેમનો સમાશ્રય વિગેરે ॥૫॥

૬ એજ પુરમાં પુરપતિ આદિક પુરજનોની પ્રાર્થનાથી ચાતુર્માસ્ય રહેલા ભગવાને કરેલા જન્માષ્ટમી મહોત્સવમાં શ્રીકૃષ્ણપૂજા પરિપૂર્ણ થતાં રાત્રિએજ થએલી મહાસભામાં પોતાના એકાંતિક ત્યાગી ગૃહી તમામ ભક્તોને સ્વસ્વરૂપનું વિજ્ઞાન આપવા કરાવેલું પોતાના ક્ષરાક્ષરાતીત અસાધારણ નિત્યમુક્તસેવ્ય દિવ્ય શ્રીકૃષ્ણ સ્વરૂપનું સંદર્શન તથા દિવ્ય સ્વરૂપના દર્શનથી વિસ્મય પામી તેમનો પરમેશ્વરપણાનો સુદૃઢ નિશ્ચય કરી તે સમયે કરેલું બહુજનોએ ભગવાનના ચરણારવિંદનું સમાશ્રયણ ॥૬॥

૭ એજ નગરમાં અપરાહ્નસમયે ફરી થએલી મહાસમિતિમાં વિશુદ્ધ ધર્મતત્ત્વને સાંભળવા ઇચ્છતા સમસ્ત ત્યાગી ગૃહી ભક્તોને વેદાદિ સર્વ સચ્છાસ્ત્રાર્થના સારભૂત સનાતન સર્વસાધારણ પારમૈકાંતિક ધર્મોથી ભરપુર નારાયણગીતા નામથી ભગવાને આપેલો સદુપદેશ ॥૭॥

૮ એરીતે માંગરોળમાં અપાર દિવ્ય ઐશ્વર્ય દર્શાવી અનેક નિજાશ્રિતો કરી મુનિમંડળને દેશદેશમાં સદ્બોધ દેવા મોકલીને, કેટલાક મુખ્ય મુનિઓને સાથે લઈ ત્યાંથી ફરીથી કાળવાણીમાં ભગવાનનું પધારવું તથા ત્યાંના આબાળ અનેક જનોને અનુગ્રહબળથી યોગિદુર્લભ નિરંકુશ યોગૈશ્વર્ય આપીને સ્વસ્વરૂપમાં કરાવેલી દીર્ઘ સમાધિમાં દિવ્ય બ્રહ્મપુરાદિ ધામોના

પ્રદર્શનસાથે પોતાના દિવ્ય રૂપોનું દર્શન કરાવી, સમાધિથી બહાર આવતાં અનુભવેલા ઐશ્વર્યનો સભામાંજ અનુવાદ કરાવી સર્વને વિસ્મિત કરી બહુ સમાશ્રિતોને ભગવાને ઉપદેશ કરેલા વિચિત્ર યોગકળાના પ્રકારો ॥૮॥

૯ તે કાળવાણીમાં બે માસ રહી ત્યાં પ્રબોધનીનો મહોત્સવ કરી, ત્યાંથી ઓઝત નદીના તટઉપર આવેલા આખા તથા પિપળાણા ગામમાં છ માસ નિવાસ કરી રહેલા ભગવાને કરેલો ત્યાં વિષ્ણુયાગમહોત્સવ તથા ત્યાંથી મેઘપુર પધારી બે માસ રહી કરેલું પોતાના ઐશ્વર્યનું પ્રખ્યાપન તથા ત્યાંથી માણાવદર પધારી કરેલો જન્માષ્ટમીમહોત્સવ વિગેરે ॥૯॥

૧૦ તે ગામમાં થએલી મહાસભામાં મયારામ વિપ્રે આત્યંતિક કલ્યાણને કરનારી ભક્તિની પરિપુષ્ટિના ઉપાયો પ્રત્યે પુછેલા ભગવાને ધર્મસર્ગના સમાશ્રયથી કરેલા અધર્મસર્ગના પરાજયથી ભક્તિની પરિપુષ્ટિ થવાની કહેવા કરેલું સર્વ દોષમૂળ અધર્મસર્ગ અને સર્વ ગુણમૂળ ધર્મસર્ગનું વિસ્તારથી સોત્પત્તિ નિરૂપણ ॥૧૦॥

૧૧ અધર્મસર્ગમાં પણ અંતઃશત્રુ લોભ કામ રસાસ્વાદ સ્નેહ અને માન આ પાંચ મહાદોષની પ્રબળતા પ્રદર્શાવતાં પ્રથમ પાપમૂળ લોભદોષથી પરાભવને પામેલા વસિષ્ઠ મહર્ષિ અને સહસ્રાર્જુન રાજાની કથાનો ભગવાને કરેલો અનુવાદ ॥૧૧॥

૧૨ કામદોષથી મહાપરાભવ પામેલા બ્રહ્મા—સૌભરી—ઇન્દ્ર—અને નહુષ રાજાનું ભગવાને કરેલું ચરિત્રવર્ણન ॥૧૨॥

૧૩ રસાસ્વાદ દોષથી અભિભૂત ઋષ્યશૃંગ મહર્ષિનું ચરિત્રવર્ણન ॥૧૩॥

૧૪ સ્નેહદોષથી અભિભૂતિ પામેલા જડભરતનું ચરિત્રવર્ણન ॥૧૪॥

૧૫ માનદોષથી પરાભૂતિ પામેલા દક્ષપ્રજાપતિ અને દુર્વાસાઋષિનું ભગવાને કરેલું ચરિતવર્ણન ॥૧૫॥

૧૬ એરીતે માણાવદરમાં ભક્તોના વિષયસ્નેહાનુબંધને ત્યાગ કરાવતા થકા કેટલાક દિવસો રહીને, ત્યાંથી ભાડેરપુરના ભાવિક ભક્તોની પ્રાર્થનાથી ત્યાં પધારેલા ભગવાને એક દિવસ થએલી શુભ સભામાં કરેલો અહિંસાપ્રધાન પારમૈકાંતિક ધર્મના પ્રવર્તનમાટે ધર્માભાસભૂત હિંસાગર્ભિત તામસ દેવદેવીના મત—પૂજન—પ્રણામ—મંત્રજપાદિકના પરિત્યાગનો ઉપદેશ તથા

નવરાત્રના વ્રતમાં પારતંત્ર્યથી કે કુળાચારથી તેવા તામસ દેવદેવીના પૂજનાદિક પ્રસંગમાં કહેલી પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા તથા આપત્તિ અવસરમાં ક્ષુદ્ર દેવ દેવીના મંત્રજપનો પ્રતિષેધ કરવાપૂર્વક સ્તોત્રશિરોમણિ વિષ્ણુસહસ્રનામના કે નારાયણકવચના કે હનુમન્મંત્રના જપનું વિધાન વિગેરે ॥૧૬॥

૧૭ એરીતે ભાડેરના ભક્તોને ઉપદેશામૃતથી આનંદિત કરી ત્યાંથી મોંડા અલૈયા થઇ શેખપાટ પધારી ત્યાંના લાલજી સુતાર આદિક ભક્તોએ સેવ્યાથકા કેટલાક દિવસ રહીને, ત્યાંથી ભાદરા ગામે પધારેલા ભગવાને કરેલા વસંતોત્સવને દિવસે દેશદેશના ભક્તસમાજથી પરિપૂર્ણ મહાસભામાં સર્વને હિતોપદેશ આપતાં મૂળશર્મા વિપ્રના પુછવાથી કૃષ્ણભક્તિનો ઉદય સત્સમાગમથી થવાનો કહેવાપૂર્વક તેમાં મહાવિરોધી અસુરસંગની ત્યાજ્યતા કહેવા કહેલાં અસુરોનાં લક્ષણો તથા ત્યાં છ દિવસ રહિને ત્યાંથી સમુદ્રની ખાડી ઉતરી અંજારપુર થઈ ભગવાનનું ભુજનગરમાં પધારવું ॥૧૭॥

૧૮ ભુજનગરમાં ભગવાને કરેલો શ્રીરામનવમીનો મહોત્સવ તથા તે દિવસે થએલી મહાસભામાં ત્યાંના પ્રયાગજી સુંદરજી આદિક સત્સંગિઓએ ભાવથી પૂજા કરેલા શ્રીહરિએ એજ અવસરમાં કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમાં પોતાનાં બ્રહ્મપુર વૈકુંઠાદિ દિવ્ય ધામોમાં રહેલા અસાધારણ અત્યાશ્ચર્યમય દિવ્ય સર્વેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતાં પરમ પ્રસન્ન થએલા તે ભક્તોએ કરેલી સર્વેશ્વર ભાવથી પૃથક્ પૃથક્ ભગવત્સ્તુતિ ॥૧૮॥

૧૯ એજ નગરના નિવાસી રાજમંત્રી કુબેરજી આદિક વિપ્રાધમોએ આરંભેલા હિંસામય યાગમાં તેની પ્રાર્થનાથી પધારેલા ભગવાને પંડિતપરિષદમાં ધર્મના મિષથી પ્રસરતી, દંભજ જેમાં મૂળ છે અને હિંસામાત્રમાંજ પર્યવસાન પામનારી તામસી પ્રવૃત્તિને 'શ્રુતિનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં નથી' એમ ખંડન કરવાપૂર્વક 'શ્રુતિનું પરમ તાત્પર્ય અહિંસાપ્રધાન સદ્ધર્મમાંજ છે' એમ સમર્થન કરનારાં સપ્રમાણ સોદાહરણ સયુક્તિ ઉપદેશ વચનોવડે શમાવીને કરેલું સદ્ધર્મનું સંસ્થાપન તથા ભગવાનના વચનના ઉલ્લંઘનથી હિંસામય યાગકર્તા તેઓને થએલા મહાઅનર્થનું વર્ણન ॥૧૯॥

૨૦ ભુજનગરથી નીકળી માર્ગમાં આવતાં ધમડકા ભુચાય કંથકોટ પિપળીયા રાજકોટ આદિક ગ્રામ નગરના અનેક આશ્રિતોને દર્શન પૂજન

ઉપદેશાદિકનો અલભ્ય લાભ આપી અનવધિ આનંદ આપતા થકા ભગવાનનું શરધાર પુરમાં પધારવું. તથા તેતે ગામ પુરમાં વિચરતાં ભગવાને કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમાં તેતે ધામોમાં રહેલા પોતાના અસાધારણ અત્યાશ્ચર્યમય દિવ્ય પારમેશ્વર સ્વરૂપ સ્વભાવના પ્રદર્શનથી પ્રવર્તાવેલું સદ્ધર્મનું સંસ્થાપન તથા વિષ્ણુયાગાદિ અનેક પારમૈકાંતિક ધર્માચરણથી સર્વત્ર કરેલી ધર્મપ્રવૃત્તિ વિગેરે ॥૨૦॥

૨૧ શરધાર પુરમાં પધારેલા ભગવાને કરેલા જન્માષ્ટમીના મહોત્સવને દિવસે થએલી મહાસભામાં શ્રોતાઓની સંમતિથી કામ ક્રોધ અને લોભ આ ત્રણ અંતરના અરિઓમાં ન્યૂનાધિકભાવ જાણવાની ઇચ્છાવાળા તુંગજીત રાજાના પુછવાથી કહેલું પાપમૂળ લોભદોષનું સહેતુક સયુક્તિ આખ્યાન તથા તે ઉત્સવ ઉપર ભગવદ્દર્શનાર્થે કારીયાણી ગામથી આવેલા ભક્તોત્તમ ખટ્વાંગ રાજર્ષિએ કરેલી પ્રાર્થનાથી તેમના ગ્રામપ્રત્યે પધારવાની પ્રતિજ્ઞા કરતાં પ્રસન્ન થઈ તેમની આજ્ઞાથી પાછા વળેલા રાજર્ષિનું માર્ગવશાત્ દુર્ગપુર આવવું ॥૨૧॥

૨૨ દુર્ગપુરના નિવાસી, તે પુરના અધિપતિ, શ્રીકૃષ્ણભક્તિપરાયણ, પરમભાગવત અભય રાજાએ પરિવાર સાથે વારંવાર શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરતાં 'यदा यदा हि धर्मस्य क्षयो' આ વચનના તથા ભગવદ્ગીતા શ્રવણ કરતાં 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।' આ વચનના *વિમર્શથી ચોગરદમ પ્રસરેલી અધર્માભિવૃદ્ધિ અને ધર્મગ્લાનિ જોઇને* કરેલો શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવનો ફરીથી અવશ્યભાવીપણાનો નિશ્ચય તથા આજ અવસરે માર્ગવશાત્ પોતાને ઘેર આવેલા વૃદ્ધ મિત્ર ખટ્વાંગ રાજર્ષિનું અભય ભૂપાળે કરેલું આતિથ્ય આદિક ॥૨૨॥

૨૩ ખટ્વાંગ અભય સંમેલનમાં શ્રીહરિનાં દિવ્ય ઐશ્વર્યાદિ જાણવા ઇચ્છતા સપરિવાર અભયભૂપે આદરથી પુછેલા ખટ્વાંગ રાજાએ કરેલું પોતાના ગુરૂ ભગવાનના લોકોત્તર પ્રભાવનું વર્ણન ॥૨૩॥

૨૪ વૃદ્ધ મિત્રના વિશ્વાસથી 'આ સહજાનંદસ્વામી ધર્મરક્ષણમાટે પૃથ્વીઉપર પુનઃ પ્રકટેલા પ્રત્યક્ષ પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનજ છે' એવો દૃઢ નિશ્ચય કરી ભગવાનનાં દિવ્ય જન્માદિ ચરિત્ર સાંભળવા ઇચ્છતા

નવરાત્રના વ્રતમાં પારતંત્ર્યથી કે કુળાચારથી તેવા તામસ દેવદેવીના પૂજના-દિક પ્રસંગમાં કહેલી પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા તથા આપત્તિ અવસરમાં ક્ષુદ્ર-દેવ દેવીના મંત્રજપનો પ્રતિષેધ કરવાપૂર્વક સ્તોત્રશિરોમણિ વિષ્ણુસહસ-નામના કે નારાયણકવચના કે હનુમન્મંત્રના જપનું વિધાન વિગેરે ॥૧૬॥

૧૭ એરીતે ભાડેરના ભક્તોને ઉપદેશામૃતથી આનંદિત કરી ત્યાંથી મોંડા અલૈયા થઇ શેખપાટ પધારી ત્યાંના લાલજી સુતાર આદિક ભક્તોએ સેવ્યાથકા કેટલાક દિવસ રહીને, ત્યાંથી ભાદરા ગામે પધારેલા ભગવાને કરેલા વસંતોત્સવને દિવસે દેશદેશના ભક્તસમાજથી પરિપૂર્ણ મહાસભામાં સર્વને હિતોપદેશ આપતાં મૂળશર્મા વિપ્રના પુછવાથી કૃષ્ણભક્તિનો ઉદય સત્સમાગમથી થવાનો કહેવાપૂર્વક તેમાં મહાવિરોધી અસુરસંગની ત્યાજ્યતા કહેવા કહેલાં અસુરોનાં લક્ષણો તથા ત્યાં ૭ દિવસ રહિને ત્યાંથી સમુદ્રની ખાડી ઉતરી અંજારપુર થઈ ભગવાનનું ભુજનગરમાં પધારવું ॥૧૭॥

૧૮ ભુજનગરમાં ભગવાને કરેલો શ્રીરામનવમીનો મહોત્સવ તથા તે દિવસે થએલી મહાસભામાં ત્યાંના પ્રયાગજી સુંદરજી આદિક સત્સંગિ-ઓએ ભાવથી પૂજા કરેલા શ્રીહરિએ એજ અવસરમાં કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમાં પોતાનાં અક્ષપુર વૈકુંઠાદિ દિવ્ય ધામોમાં રહેલા અસાધારણ અત્યાશ્ચર્યમય દિવ્ય સર્વેશ્વર સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતાં પરમ પ્રસન્ન થએલા તે ભક્તોએ કરેલી સર્વેશ્વર ભાવથી પૃથક્ પૃથક્ ભગવત્સ્તુતિ ॥૧૮॥

૧૯ એજ નગરના નિવાસી રાજમંત્રી કુબેરજી આદિક વિપ્રાધમોએ આરંભેલા હિંસામય યાગમાં તેની પ્રાર્થનાથી પધારેલા ભગવાને પંડિતપરિ-ષદમાં ધર્મના મિષથી પ્રસરતી, દંભજ જેમાં મૂળ છે અને હિંસામાત્રમાંજ પર્યવસાન પામનારી તામસી પ્રવૃત્તિને 'શ્રુતિનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં નથી' એમ ખંડન કરવાપૂર્વક 'શ્રુતિનું પરમ તાત્પર્ય અહિંસાપ્રધાન સદ્ધ-ર્મમાંજ છે' એમ સમર્થન કરનારાં સપ્રમાણ સોદાહરણ સયુક્તિ ઉપદેશ વચનોવડે શમાવીને કરેલું સદ્ધર્મનું સંસ્થાપન તથા ભગવાનના વચનના ઉલંઘનથી હિંસામય યાગકર્તા તેઓને થએલા મહાઅનર્થનું વર્ણન ॥૧૯॥

૨૦ ભુજનગરથી નીકળી માર્ગમાં આવતાં ધમડકા ભુચાય કંથકોટ પિંપળીયા રાજકોટ આદિક ગ્રામ નગરના અનેક આશ્રિતોને દર્શન પૂજન

ઉપદેશાદિકનો અલભ્ય લાભ આપી અનવધિ આનંદ આપતા થકા ભગવાનનું શરધાર પુરમાં પધારવું. તથા તેતે ગામ પુરમાં વિચરતાં ભગવાને કૃપાદૃષ્ટિથી કરાવેલી સમાધિમાં તેતે ધામોમાં રહેલા પોતાના અસાધારણ અત્યાશ્ચર્યમય દિવ્ય પારમેશ્વર સ્વરૂપ સ્વભાવના પ્રદર્શનથી પ્રવર્તાવેલું સદ્ધર્મનું સંસ્થાપન તથા વિષ્ણુયાગાદિ અનેક પારમૈકાંતિક ધર્માચરણથી સર્વત્ર કરેલી ધર્મપ્રવૃત્તિ વિગેરે ॥૨૦॥

૨૧ શરધાર પુરમાં પધારેલા ભગવાને કરેલા જન્માષ્ટમીના મહોત્સવને દિવસે થએલી મહાસભામાં શ્રોતાઓની સંમતિથી કામ ક્રોધ અને લોભ આ ત્રણ અંતરના અરિઓમાં ન્યૂનાધિકભાવ જાણવાની ઇચ્છાવાળા તુંગજીત રાજાના પુછવાથી કહેલું પાપમૂળ લોભદોષનું સહેતુક સયુક્તિ પ્રાબલ્ય તથા તે ઉત્સવ ઉપર ભગવદ્દર્શનાર્થે કારીયાણી ગામથી આવેલા ભક્તોત્તમ ખટ્વાંગ રાજર્ષિએ કરેલી પ્રાર્થનાથી તેમના ગ્રામપ્રત્યે પધારવાની પ્રતિજ્ઞા કરતાં પ્રસન્ન થઈ તેમની આજ્ઞાથી પાછા વળેલા રાજર્ષિનું માર્ગવશાત્ દુર્ગપુર આવવું ॥૨૧॥

૨૨ દુર્ગપુરના નિવાસી, તે પુરના અધિપતિ, શ્રીકૃષ્ણભક્તિપરાયણ, પરમભાગવત અભય રાજાએ પરિવાર સાથે વારંવાર શ્રીમદ્ભાગવતનું શ્રવણ કરતાં 'यदा यदा हि धर्मस्य क्षयो' આ વચનના તથા ભગવદ્ગીતા શ્રવણ કરતાં 'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।' આ વચનના વિમર્શથી ચોગરદમ પ્રસરેલી અધર્માભિવૃદ્ધિ અને ધર્મગ્લાનિ જોઇને કરેલો શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવનો ફરીથી અવશ્યંભાવીપણાનો નિશ્ચય તથા આજ અવસરે માર્ગવશાત્ પોતાને ઘેર આવેલા વૃદ્ધ મિત્ર ખટ્વાંગ રાજર્ષિનું અભય ભૂપાળે કરેલું આતિથ્ય આદિક ॥૨૨॥

૨૩ ખટ્વાંગ અભય સંમેલનમાં શ્રીહરિનાં દિવ્ય ઐશ્વર્યાદિ જાણવા ઇચ્છતા સપરિવાર અભયભૂપે આદરથી પુછેલા ખટ્વાંગ રાજાએ કરેલું પોતાના ગુરૂ ભગવાનના લોકોત્તર પ્રભાવનું વર્ણન ॥૨૩॥

૨૪ વૃદ્ધ મિત્રના વિશ્વાસથી 'આ સહજાનંદસ્વામી ધર્મરક્ષણમાટે પૃથ્વીઉપર પુનઃ પ્રકટેલા પ્રત્યક્ષ પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનજ છે' એવો દૃઢ નિશ્ચય કરી ભગવાનનાં દિવ્ય જન્માદિ ચરિત્ર સાંભળવા ઇચ્છતા

સપરિવાર અભય રાજાએ ભાવથી પુછેલા મિત્ર ખટ્વાંગે કહેલું ભગવાનના પ્રાદુર્ભાવપ્રમુખ દિવ્ય ચરિતનું સંક્ષિપ્ત વર્ણન ॥૨૪॥

૨૫ ભગવાનનું મનોહર દિવ્ય અદ્ભુત ગુણચરિત્ર સાંભળીને પરમાનંદ પામેલા અભય નરેશે ભગવાનના સાક્ષાત્કારની ઇચ્છાથી તેના સાધનભૂત દિવ્યસ્વરૂપના ધ્યાનનો પ્રકાર પુછતાં ખટ્વાંગ રાજર્ષિએ તેમને ઉપદેશેલો ભગવાન શ્રીહરિના દિવ્યસ્વરૂપના ધ્યાનનો સવિસ્તર પ્રકાર ॥૨૫॥

૨૬ ભગવદ્ધ્યાનમાં મહાવિરોધી ચોમેર પ્રવૃદ્ધિ પામેલા આસુરભયની નિવૃત્તિના ઉપાયપ્રત્યે પુછેલા રાજર્ષિએ અભય રાજાને ઉપદેશેલું સર્વાવતારના મૂળભૂત ભગવાનનું દશાવતારનું સકટહરસ્તોત્ર અને ઉપદેશને અનુસારે સપરિવાર અભયરાજાએ સાક્ષાત્કારની ઇચ્છાથી કરેલું ભગવાનનું સનિયમ ધ્યાન ॥૨૬॥

૨૭ પ્રબોધનીનો ઉત્સવ પરિપૂર્ણ થતાં રાજર્ષિને આપેલુ વચન પ્રતિપાલન કરવા શરધાર પુરથી ભગવાનનું કારીયાણીગામે પધારવું, ત્યાંના ખટ્વાંગાદિ ભક્તોએ કરેલું ભગવાનનું ભારે પૂજન, પૂજનાવસરમાં તે એકાંતિક ભક્તોને કરાવેલુ પોતાના અક્ષરાતીત દિવ્ય અદ્ભુત સ્વરૂપનું દર્શન, દિવ્યસ્વરૂપના સાક્ષાત્કારથી થએલા પરમાનંદે પરિપૂર્ણ ખટ્વાંગ રાજર્ષિએ શ્રીહરિને સર્વાવતારી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ જાણી ઉત્કૃષ્ટ ઐશ્વર્યોને જણાવનારાં મધુર વચનોવડે કરેલી તેમની દિવ્યગુણચરિત્ર વર્ણન સાથેની વિસ્તૃત સ્તુતિ ॥૨૭॥

૨૮ મિત્ર ખટ્વાંગે મોકલેલા દૂતમુખથી ભગવાનનું કારીયાણી ગામે પધારવાનું વૃત્તાંત જાણી તત્ક્ષણ સપરિવાર અભય રાજાનું ઉત્સાહથી કારીયાણી ગામપ્રત્યે આવવુ, આવેલા સજ્જનુ અભય રાજાને થએલુ ભગવાનના ચરણકમળનું દર્શન, સાક્ષાત્ દર્શનથી મનમાં પ્રહર્ષ પામેલા અભયાદિ ભક્તોએ કરેલી તેમની પૂજા–સ્તુતિ–પ્રાર્થના અને ભગવાનને પોતાના પુરમાં પધરાવવાની લાલસાથી સકુટુંબ રાજાએ તેમની રાહ જોવાની સાથે ત્યાંજ કરેલો નિવાસ અને ભગવાને ત્યાં રહીને સર્વજનસુખકારી સરોવર ખોદાવી કરેલું વિષ્ણુયાગાદિક ચરિત્ર ॥૨૮॥

૨૯ વિષ્ણુયાગમહોત્સવને અંતે એક દિવસે થએલી મહાસભામાં

ભગવાને ભક્તોપ્રત્યે પરોપકારધર્મની પ્રશંસા કરતાં કહેલું દયાળુ રંતિદેવ રાજાનું ચરિત્ર ॥૨૯॥

૩૦ અભયભૂપની પ્રાર્થનાથી ભગવાનનું યથાપ્રતિજ્ઞ દુર્ગપુરમાં સંવત્ ૧૮૬૧ ના માઘ શુકલ એકાદશીએ પ્રભાતમાં મુનિમંડળાદિ સાથે પ્રથમ ધામધુમીથી પધારવું. તથા પધારેલા મહાપ્રભુની પ્રસન્ન થએલા સકુટુંબ અભય રાજાએ કરેલી પ્રેમપ્રકર્ષથી અપૂર્વ પરિચર્યા તથા ત્યાં નિવાસ કરી રહેલા ભગવાને પ્રવર્તાવેલો પુષ્પદોલમહોત્સવ તથા તે દિવસે થએલી મહાસભામાં ભગવાને સતોનાં સચ્છાસ્ત્રસંમત લક્ષણો કહેવાપૂર્વક તેમના સમાગમની પ્રથમાવશ્યકતા કહેવાની સાથે કરેલી સત્સમાગમની સહેતુક પ્રશંસા ॥૩૦॥

૩૧ અભય ભૂપતિની પ્રાર્થનાને અનુસારે ભગવાને ચાતુર્માસ્યપર્યંત મુનિમંડળસાથે દુર્ગપુરમાંજ પોતાને રહેવાની કરેલી પ્રતિજ્ઞા તથા સભામાં ભગવાને કરેલી સપરિવાર અભય ભૂપાળના દૃઢ ધર્મ જ્ઞાન વૈરાગ્ય ભક્તિનિષ્ઠાની વિશેષ પ્રશંસા તથા રામનવમી દિવસે શ્રીહરિજયંતી જાણી સબન્ધી જનોસાથે રાજાએ કરેલી મહોપચારથી ભગવત્પૂજા તથા પૂજાને અંતે બ્રહ્મતેજમાં કૃપાથી આપેલું પોતાના અસાધારણ અત્યાશ્ચર્ય દિવ્ય શ્રીકૃષ્ણ સ્વરૂપનું સંદર્શન તથા શ્રીકૃષ્ણસાક્ષાત્કારથી પ્રહર્ષ પામેલા સબન્ધુ અભય રાજાએ પોતાને કૃતકૃત્ય માની કરેલી શ્રીકૃષ્ણ શ્રીહરિની સ્તુતિ તથા ત્યાં રહીને ભગવાને કરેલો જન્માષ્ટમી મહોત્સવ વિગેરે ॥૩૧॥

૩૨ દુર્ગપુરમાં રહીને ભગવાને કરેલો રાસોત્સવ તથા એજ રાત્રિએ પોતાપાસે એકલાજ બેસી રહેલા મુનિઓને કૃપાથી અલૌકિક દિવ્ય દૃષ્ટિ આપીને આપેલું તેમના મરીચ્યાદિ પૂર્વ જન્મનું યથાર્થ જ્ઞાન અને પોતાનું પણ નારાયણ ઋષિરૂપ પૂર્વ પ્રાદુર્ભાવનું આપેલુ દિવ્ય જ્ઞાન તથા એવુંજ જ્ઞાન નિરંતર રહેવાની સ્પૃહાવાળા મુનિઓને સહેતુક કરેલો તેનો પ્રતિષેધ તથા યથાપ્રતિજ્ઞ પ્રબોધનીનો ઉત્સવ પરિપૂર્ણ થતાં લોકોના અનુગ્રહ અર્થે નાના નગર ગામપ્રત્યે ભક્તોની બહુ વારની પ્રાર્થનાથી ભગવાને જવાની ઈચ્છા કરતાં તેમનો ક્ષણપણ વિયોગ નહિ સહન કરી શકતા સકુટુંબ અભયભૂપે પ્રાર્થના કરતાં તેમનો શુદ્ધ આશય અને પરા ભક્તિને ભાળીને તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા ગ્રામાંતરમાં જઈ આવીને દુર્ગપુરમાંજ

સપરિવાર અભય રાજાએ ભાવથી પુછેલા મિત્ર ખટ્વાંગે કહેલું ભગવાનના પ્રાદુર્ભાવપ્રમુખ દિવ્ય ચરિતનું સંક્ષિપ્ત વર્ણન ॥૨૪॥

૨૫ ભગવાનનું મનોહર દિવ્ય અદ્‌ભુત ગુણચરિત્ર સાંભળીને પરમાનંદ પામેલા અભય નરેશે ભગવાનના સાક્ષાત્કારની ઇચ્છાથી તેના સાધનભૂત દિવ્યસ્વરૂપના ધ્યાનનો પ્રકાર પુછતાં ખટ્વાંગ રાજર્ષિએ તેમને ઉપદેશેલો ભગવાન શ્રીહરિના દિવ્યસ્વરૂપના ધ્યાનનો સવિસ્તર પ્રકાર ॥૨૫॥

૨૬ ભગવદ્ધ્યાનમાં મહાવિરોધી ચોમેર પ્રવૃદ્ધિ પામેલા આસુરભયની નિવૃત્તિના ઉપાયપ્રત્યે પુછેલા રાજર્ષિએ અભય રાજાને ઉપદેશેલું સર્વાવતારના મૂળભૂત ભગવાનનું દશાવતારનું સંકટહરસ્તોત્ર અને ઉપદેશને અનુસારે સપરિવાર અભયરાજાએ સાક્ષાત્કારની ઇચ્છાથી કરેલું ભગવાનનું સનિયમ ધ્યાન ॥૨૬॥

૨૭ પ્રબોધનીનો ઉત્સવ પરિપૂર્ણ થતાં રાજર્ષિને આપેલું વચન પ્રતિપાલન કરવા શરધાર પુરથી ભગવાનનું કારીયાણીગામે પધારવું, ત્યાંના ખટ્વાંગાદિ ભક્તોએ કરેલું ભગવાનનું ભારે પૂજન, પૂજાનાવસરમાં તે એકાંતિક ભક્તોને કરાવેલું પોતાના અક્ષરાતીત દિવ્ય અદ્‌ભુત સ્વરૂપનું દર્શન, દિવ્યસ્વરૂપના સાક્ષાત્કારથી થએલા પરમાનંદે પરિપૂર્ણ ખટ્વાંગ રાજર્ષિએ શ્રીહરિને સર્વાવતારી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ જાણી ઉત્કૃષ્ટ ઐશ્વર્યોને જણાવનારાં મધુર વચનોવડે કરેલી તેમની દિવ્યગુણચરિત્ર વર્ણન સાથેની વિસ્તૃત સ્તુતિ ॥૨૭॥

૨૮ મિત્ર ખટ્વાંગે મોકલેલા દૂતમુખથી ભગવાનનું કારીયાણી ગામે પધારવાનું વૃત્તાંત જાણી તત્ક્ષણ સપરિવાર અભય રાજાનું ઉત્સાહથી કારીયાણી ગામપ્રત્યે આવવું, આવેલા સબન્ધુ અભય રાજાને થએલું ભગવાનના ચરણકમળનું દર્શન, સાક્ષાત્ દર્શનથી મનમાં પ્રહર્ષ પામેલા અભયાદિ ભક્તોએ કરેલી તેમની પૂજા–સ્તુતિ–પ્રાર્થના અને ભગવાનને પોતાના પુરમાં પધરાવવાની લાલસાથી સકુટુંબ રાજાએ તેમની રાહ જોવાની સાથે ત્યાંજ કરેલો નિવાસ અને ભગવાને ત્યાં રહીને સર્વજનસુખકારી સરોવર ખોદાવી કરેલું વિષ્ણુયાગાદિક ચરિત્ર ॥૨૮॥

૨૯ વિષ્ણુયાગમહોત્સવને અંતે એક દિવસે થએલી મહાસભામાં

અખંડ રહેવાનું આપેલું ભગવાને વરદાન તથા ત્યાં રહીને ભગવાને અક્ષય દરબારમાં કરેલી રાધાસહિત શ્રીવાસુદેવની મૂર્તિની પ્રતિષ્ઠા વિગેરે ॥૩૨॥

૩૩ મુનિમંડળને નાના દેશોમાં ભગવાને સ્વસ્વરૂપના જ્ઞાનસાથે ચોમેર ધર્મપ્રવૃત્તિમાટે મોકલતાં ભૂમિમાં દુર્જનોનું અધિકપણું હોવાથી તેમને ક્રોધનો સર્વ પ્રકારે પરિહાર કરવાનો અને ક્ષમાનોજ સર્વ પ્રકારે પરિગ્રહ કરવાનો આપેલો સહેતુક સફળ ઉપદેશ તથા તેમની આજ્ઞા મસ્તકે ચઢાવીને ચાલી નીકળેલા મહામુનિઓએ નાના દેશોમાં જઇને કરેલી સર્વોત્તમ ધર્મ-પ્રવૃત્તિ તથા મુનિઓના તપ જ્ઞાનાદિ ગુણોને જોઇને તેમના ચરણના સમાશ્રયને પામેલા દૈવીસંપત્તિના દૂર દેશમાં પણ રહેલા અનેક અનન્ય ભક્તોને ભગવાને કૃપા કરી આપેલું સમાધિમાં પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન ॥૩૩॥

૩૪ તે તે દેશમાં અનેક અસુરાંશ ગુરૂ રાજાઓએ અસૂયાવશાત્ કરેલી મુનિઓને અનેક પ્રકારની અસહ્ય પીડા તથા પીડા પામેલા તે મુનિઓએ ભગવાન્ સમીપે પાછા આવીને કરેલું દુરંત દુઃખનું નિવેદન તથા ભગવાને કરેલી તેમની સહેતુક સાંત્વના તથા મુનિઓએ કરેલું કેટલોક કાળ અલક્ષ્ય લિંગે વર્તન વિગેરે ॥૩૪॥

૩૫ આવા અવસરમાં ભગવત્સંકલ્પબળથી બધા રાજાઓને જીતીને રાજકોટ પુરમાં આવેલા ગવર્નર રાજાની બહુ પ્રાર્થનાથી ભગવાને કૃપા કરી તેમને આપેલા પોતાના સમાગમમાં ભગવાનને પુરપ્રત્યે આવતા સાંભળીને ઉત્સાહથી વાટ જોઈ રહેલા ગવર્નર રાજાએ કરેલું પગપાળા સન્મુખગમન તથા પરસ્પર સુખપ્રશ્ન કરીને પ્રહર્ષ પામેલા નરેન્દ્રે સભક્તિ વિનયથી કરેલી પોતાના તંબુમાં ઉત્તમ આસનવિષે ભગવાનની પધરામણી વિગેરે ॥૩૫॥

૩૬ ગવર્નર અને ભગવાનનો શુભ વાર્તાલાપ તથા દર્શન અને આલાપથી બહુ પ્રસન્ન થએલા ગવર્નરે નિઃશ્રેયનો સર્વોત્તમ સુકર ઉપાય પુછતાં ભગવાને કરેલો સાંગ સલક્ષણ ભક્તિના સારાંશનો ઉપદેશ તથા સદ્બોધથી ખુશી રહેલા રાજેન્દ્રે કરેલો ભગવાનના ચરણારવિંદનો સુદૃઢ સમાશ્રય તથા પ્રાર્થનાથી ભગવાને આપેલું નરેન્દ્રને અભયવરદાન તથા રાજી થએલા રાજેન્દ્રે સપરિવાર ભગવાનની કરેલી મહોપચારથી પૂજા આતિથ્યાદિક સત્કાર તથા ગવર્નરે યથાપૂર્વ વળાવેલા ભગવાનનું પાછું

દુર્ગપુર પધારવું તથા સભામાં રાજકોટનું ગવર્નરમેળાપ આદિક શુભ વૃત્તાંત કહેતાં મુનિઓના મનની પ્રસન્નતા આદિક ॥૩૬॥

૩૭ એ રીતે દુર્ગપુરમાં સુખેથી રહેતાં એક દિવસ થએલી મહાસભામાં વિરાજમાન થતાં સૌવીર દેશના અધિપતિ સુરસિંહ રાજાએ દુર્જનોની નિંદાથી સંશયિત થતાં ભગવાનના જન્મ કુળ વૃત્ત સંપ્રદાયાદિકની યથાર્થતા જાણવાની વાંછાથી મોકલેલા શિવરામ વિપ્રે પુછેલા ભગવાને તેની જીજ્ઞાસા વિશુદ્ધ જાણીને નિરૂપણ કરેલું પ્રાદુર્ભાવને પ્રારંભીને રામાનંદસ્વામિના સમાગમ સુધીનું પોતાનું સમસ્ત શુદ્ધ ચમત્કારી ચારિત્ર્ય તથા ગુરૂ રામાનંદસ્વામિનું કહેલું પ્રસંગાત્ ચિત્ર ચારિત્ર્ય તથા કહેલો ઉદ્ધવસંપ્રદાયને લગતો સમસ્ત ઉપયોગી સારાંશ વિગેરે ॥૩૭॥

૩૮ શિવરામ વિપ્રે કહેલો સત્સંપ્રદાયનો સારાંશ સાંભળવાથી તેમાં નિઃસંશય થઈ પ્રહર્ષ પામી શ્રીહરિનો સમાશ્રય સ્વીકારી પરમાનંદ પામેલા સુરસિંહ રાજાની પ્રાર્થનાથી સપરિવાર શ્રીહરિનું મત્સ્યાવપુરપ્રત્યે પધારવું તથા પધારેલા મહાપ્રભુની સપરિવાર સુરસિંહાદિ ભક્તોએ કરેલી ભાવભરપુર ભારે પરિચર્યા તથા દેશદેશમાંથી ભક્તજનોને બોલાવીને કરેલો ત્યાં પુષ્પદોલોત્સવ તથા રાજાના દરબારમાં કરેલી દામોદર ભગવાનની મૂર્તિની પ્રતિષ્ઠા તથા એક દિવસે થએલી મહાસભામાં બ્રહ્મણ્યદેવ ભગવાને બ્રાહ્મણોનું બહુ માહાત્મ્ય કહેવાપૂર્વક તેમની સેવા પૂજા કરવાનું કહીને રાજાને તેની વિશેષપણે કહેલી આવશ્યકતા વિગેરે ॥૩૮॥

૩૯ વિપ્રોની પુષ્કળ પ્રશંસા સાંભળીને આશ્ચર્ય પામેલા સુરસિંહ રાજાએ પુછેલા ભગવાને બ્રાહ્મણોના નિત્ય આરાધનપરાયણ મરૂત્તાદિ બહુ મહારાજાઓનું સંક્ષેપમાં વર્ણવેલું ચિત્ર ચારિત્ર્ય ॥૩૯॥

૪૦ મત્સ્યાવપુરમાં સુરસિંહાદિ ભક્તોને દર્શન ઉપદેશાદિકથી પરમાનંદ આપી, ત્યાંથી તીર્થયાત્રા કરવા સિદ્ધપુરમાં પધારેલા ભગવાને તે ક્ષેત્રનો તથા બિન્દુસરોવરનો મહિમા કહેવાપૂર્વક કરેલો તેમાં સ્નાનદાનાદિવિધિ તથા ચૈત્રી પૂર્ણિમાની રાત્રિએ નદીના તટમાં થએલી મહાસભામાં વિરાજેલા ભગવાને તીર્થમાં ગુપ્તપણે રહેલા અધર્મના વિનાશમાટે તીર્થોનું માહાત્મ્ય કહેવાપૂર્વક તેમાં વિશેષપણે પાળવાના નિયમોનો કરેલો ઉપદેશ ॥૪૦॥

૪૧ સિદ્ધપુરમાં તીર્થવિધિ પરિપૂર્ણ થતાં ત્યાંથી વડનગર વિશનગરના હરિજનોની પ્રાર્થનાથી ભગવાનનું તેમના પુરમાં પધારવું તથા બન્ને નગરના ભક્તોએ કરેલી ભગવાનની ભારે પરિચર્યા તથા અઢી માસસુધી કરેલો બ્રહ્મભોજ તથા આષાઢ શુક્લ દશમીએ થએલી મહાસભામા ભગવાને ત્યાના ભક્તોને ઉદ્દેશીને ચાતુર્માસ્યવ્રતની સર્વને આવશ્યકતા કહેવાપૂર્વક તેમાં કરવાના સનિયમ વ્રતોના પ્રકારનો સામાન્યપણે આપેલો ઉપદેશ ॥૪૧॥

૪૨ ઉદ્ધવસંપ્રદાયમાં પ્રવિષ્ટ થએલાઓને પ્રધાનપણે અધિકારિ વિશેષને અનુસારે કરવાયોગ્ય ચાતુર્માસ્યવ્રતના પ્રકારવિશેષનો આપેલો ઉપદેશ॥૪૨॥

૪૩ ચાતુર્માસ્યવ્રત કરવામાં અશક્તને માટે કાર્તિક માસમાં ચાંદ્રાયણાદિ ક્રમાથી હરકોઈ વ્રતની અવશ્યકર્તવ્યતા કહેવાપૂર્વક તે ચાંદ્રાયણાદિ કૃચ્છ્રવ્રતોનુ વર્ણવેલુ સ્વરૂપ તથા વ્રતના અંગભૂત બ્રહ્મચર્યાદિ નિયમવિશેષો અને કાર્તિકાદિ માસમાં સ્નાનાદિવિધિ વિગેરેનો આપેલો ઉપદેશ ॥૪૩॥

૪૪ એ રીતે બન્ને ગામોના નિજજનોને દર્શન ઉપદેશાદિકથી અત્યાનંદિત કરીને ત્યાંથી ભક્તોનાં ગામોમાં વિચરતા વિચરતા ભગવાનનું અમદાવાદપુરપ્રત્યે પધારવું તથા ત્યાંના ભક્તોએ નવાવાસમાં ઉતારો કરાવી સપરિવાર ભગવાનનું કરેલું ઉત્તમ આતિથ્ય તથા પોતપોતાને ઘેર પધરાવી કરેલ મહાપૂજન તથા ત્યાં કરેલો જન્માષ્ટમી મહોત્સવ તથા એકાદશીએ થએલી મહાસભામાં ભગવાને ભક્ત અભક્ત સ્ત્રીપુરૂષોને કૃપાથી કરાવેલી મહાસમાધિને જોઈને કેટલાક વિદ્વાન્ વિપ્રોએ તેને કપટ સમાધિ માનીને તેની નિંદા કરતાં પાછળથી સમાધિની પૂર્ણ પરીક્ષા કરતાં સાચી માનીને સમાધિમાંથી બહાર આવેલાને સમાધિસ્થ વૃત્તાંત પુછતાં તેમની આશ્ચર્યકારી યથાર્થ વાણી સુણીને સમાધિની સત્યતાનો વિનિશ્ચય કરી 'આ પરાત્પર પરમેશ્વર છે' એવો શ્રીહરિચરણનો દૃઢ નિશ્ચય કરી સમાશ્રય કરી કૃતકૃત્ય થઈ પરમેશ્વરપણે સ્તુતિ પ્રાર્થના પૂજા કરીને પરમાનંદ પામતાં તેમને ભગવાને આપેલુ અભયદાન તથા પ્રત્યક્ષ ભગવાનના દૃઢાશ્રયથી પોતાને કૃતાર્થ માનીને વૈદિક દૈવ પિત્ર્ય કર્મ કલેશનો ત્યાગ કરવા ઇચ્છતાં તે વિપ્રોને શ્રીહરિએ જ્યાસુધી દેહભાવ હોય ત્યાંસુધી જ્ઞાનિઓનેપણ

વર્ણાશ્રમધર્મનો નહિ ત્યાગ કરવાનો સહેતુક આપેલો ઉપદેશ તથા ઉક્ત પ્રતાપને પેખીને ઘણાએ કરેલો શ્રીહરિનો સમાશ્રય વિગેરે ॥૪૪॥

૪૫ અમદાવાદથી જેતલપુરના ભક્તોની પ્રાર્થનાથી ત્યાં પધારેલા ભગવાને કરેલા મહાવિષ્ણુયાગ અને મહારૂદ્રયાગ તથા પુષ્પમય વાડિમાં વડવૃક્ષે બાંધેલા હિંદોળામાં ભગવાનને પધરાવી ભક્તોએ કરેલી ભારે પૂજા તથા આવા અવસરમા સભાવિષે આવેલા કોઈ દુરાચારમૂર્તિ કીચક વિપ્રે કરેલો ક્ષુદ્ર કૌલમત ( વામમાર્ગ )નો અનુવાદ ॥૪૫॥

૪૬ અનુવાદ સાંભળીને ભગવાને તે ક્ષુદ્ર શાક્ત મતનું કરેલું સચ્છાસ્ત્રોનાં પ્રમાણોના ઉપન્યાસપૂર્વક બહુધા ખડન ॥૪૬॥

૪૭ સ્વમતના ખંડનને નહિ સહન કરતા પાપમૂર્તિ કીચકે 'વેદનું તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં છે' એમ બહુ મિથ્યા વિવાદ કરતાં સર્વજ્ઞ ભગવાને ( વેદનું પરમ તાત્પર્ય હિંસાગર્ભિત યાગમાં નથી ) એમ સપ્રમાણ સયુક્તિ નિરૂપણ કરવાપૂર્વક પ્રદર્શવિલા હિંસામાં અનેક મહાદોષો તથા હિંસાગર્ભિત યાગની પાપી પ્રવૃત્તિનું મૂળ નિરૂપણ કરતાં કહેલું વિશ્વજીત નામના ઈન્દ્રિતુ આખ્યાન. એ રીતે જેતલપુરમાં શાક્તમતના ખંડનમાં કરેલી શુદ્ધ ધર્મસ્થાપના અને કરેલો વાદિવિજય ॥૪૭॥

૪૮ જેતલપુરથી ડભાણના ભક્તોની પ્રાર્થનાથી ત્યાં પધારી ભક્તોને અનવધિ આનંદ આપતા ભગવાને ત્યાં અભૂતપૂર્વ સર્વજનવિસ્મયકારી કરેલો મહાવિષ્ણુયાગમહોત્સવ ॥૪૮॥

૪૯ મહાયાગને અંતે એક દિવસ થએલી મહાસભામાં સૂરસિંહ રાજાએ શ્રેષ્ઠ રાજકર્તવ્યપ્રત્યે પુછેલા બ્રહ્મણ્યદેવ ભગવાને બ્રાહ્મણોનું નિત્ય તર્પણ કરવાનું કહેતાં ભારતમાં ભીષ્મ પિતાએ અને ભાગવતમાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલાં વચનોથી કહેલો વિસ્તારથી વિપ્રનો મહિમા વિગેરે ॥૪૯॥

૫૦ એ રીતે ડભાણના તથા ગુજરાતપ્રાંતના ભક્તોને આનદ આપતા ભગવાન ત્યાં એકમાસ રહીને ત્યાંથી નીકળી ચરોત્તર કાહ્નમ દેશના ગામોમાં રહેતા રહેતા ત્યાંના ભક્તોને દર્શન સેવા સમાગમાદિક આપતા આપતા ત્યાં ત્યાં સદુપદેશથી તથા વિષ્ણુયાગ શ્રીભાગવતાદિપુરશ્ચર્યાદિના આચરણથી સદ્ધર્મની સંસ્થાપના કરતા થકા મહી નર્મદા નદી ઉતરી

અનુક્રમે સં ૧૮૬૬ ના વૈશાખ શુક્લ દ્વિતીયાએ ભાવિક ભક્તોની બહુ દિવસની પ્રાર્થનાથી ભગવાનનું સુરત પધારવું તથા ત્યાંના પ્રેમી ભાલચંદ્ર અરદેસર આદિક ભક્તોને ભગવાનના દર્શન પૂજન આતિથ્ય આદિકથી થએલો મહોત્સવ વિગેરે ॥૫૦॥

૫૧ એક દિવસ સુરતપુરમાં થએલી મહાસભામા ભક્તવર્ય ભાલચંદ્રના પુછવાથી ભગવાને ભક્તિના નવ ભેદો વર્ણવવાપૂર્વક ભક્ત ભક્તિનું સ્વરૂપ નિરૂપણ કરી, ભગવાન વિષે ભક્તોની અને ભક્તોવિષે ભગવાનની પ્રીતિની દશા પ્રદર્શાવીને, સકામ ભક્તિની અપેક્ષાએ નિષ્કામ ભક્તિની ઉત્તમતા વર્ણવવાપૂર્વક નિષ્કામ ભક્તિ અને તેમા નિષ્ઠાવાળા ભક્તોનો વિસ્તારથી અદ્ભુત મહિમા વર્ણવીને પોતાવિષે ભક્તોની ભક્તિનિષ્ઠાની કરાવેલી દૃઢતા વિગેરે ॥૫૧॥

૫૨ એ રીતે સુરત શહેરના સત્સંગિઓને દર્શન ઉપદેશાદિકથી અત્યાનંદ આપીને, ધર્મપુરની એકાંતિક ભક્તરાજ રાણીની બહુ દિવસની દૃઢ પ્રાર્થનાથી મુનિમંડળ સાથે ભગવાનનું ત્યાં પધારવું તથા મહારાણીએ મહારાજોપચારથી પ્રેમપ્રકર્ષપૂર્વક કરેલું ભગવાનનુ સન્માન–પૂજન–આતિથ્ય–સ્તુતિ તથા પુછવાથી તેણીને ભગવાને આપેલો સામાન્ય વિશેષ ધર્મોનો ઉપદેશ તથા ત્યાં પાંચ દિવસ રહીને ત્યાંથી ચાલવાની ઇચ્છા કરતાં ભક્તરાજ રાણીની પ્રાર્થનાથી ત્યાં એકમાસ રહી તેણીને પમાડેલો સંપૂર્ણ સંતોષ તથા અભય ભૂપને આપેલું વરદાન અનુસ્મરણ કરીને કુશળા રાણીએ યથાપૂર્વ રાજોપચારથી વળાવેલા ભગવાનનુ માર્ગમાં આવતા ગામોના ભક્તોને દર્શનાદિકથી આનંદ આપવાપૂર્વક દુર્ગપુર પધારવુ તથા પોતાના પધારવાથી થએલો સપરિવાર અભય રાજા અને પુરજનોને અત્યાનંદ વિગેરે ॥૫૨॥

इति विषयानुक्रमणिका.



श्रीस्वामिनारायणो विजयतेतराम् ।

# सत्सङ्गिजीवनम् ।

## गुर्जरानुवादसहितम् ।

## द्वितीयप्रकरणम् ।

सुव्रत उवाच—स्नातः कृताह्निकः सोऽथ चतुर्दशदिने सभाम् । कारयामास महतीं न्यषीदत्तत्र च स्वयम् ॥१॥ तस्याग्रतो निषेदुश्च नैष्ठिका ब्रह्मचारिणः । मुकुन्दानन्दप्रमुखाः स्वामिनः सह-

[1]પ્રથમપ્રકરણના અંતમાં 'શ્રીહરિએ ગુરુભાઇઓનું સમગ્ર મંડળ હિતોપદેશ આપવા એક સ્થાનમાં બોલાવ્યું' એમ પ્રસ્તુત કર્યું છે તેનેજ વિસ્તારથી સુવ્રતમુનિ પ્રતાપસિંહ રાજાપ્રત્યે કહેછે—હે રાજન્! શ્રીરામાનંદસ્વામિના અંતર્ધાનદિવસથકી ચૌદમે દિવસે ભગવાન્ શ્રીહરિએ પ્રાતઃસ્નાન કરી, પ્રાતઃકાળમાં કરવાનાં સન્ધ્યાદિ નિત્યકર્મો કરી, મોટી (મુનિમંડળ તથા હરિભક્તમંડળ બહુ બેઠેલાં હોવાથી) સભા કરી. અને તે સભાના મધ્યભાગમાં રહેલા અમૂલ્ય રમણીય સિંહાસનમાં સ્વયં મુનિમંડળ તથા ભક્તમંડળોએ પાછળ ગતિ કર્યા થકા આવીને પ્રથમ વિરાજમાન થયા ॥૧॥ સ્વયં શ્રીહરિ સભામાં વિરાજમાન થયા પછી તેમની આગળ

૧ આ અધ્યાયમાં શ્રીહરિએ પોતાના ભક્તોને સ્વધર્મમાં સુદૃઢ સ્થિતિ કરવાની ઇચ્છાથી ધર્મની પ્રશંસાનાં વચનો કહ્યાં છે.

यायिनः ॥२॥ ततः सन्तो निषेदुश्च मुक्तानन्दादयोऽखिलाः । विप्राश्च मयरामाद्याः क्षत्रिया मूलजिन्मुखाः ॥३॥ पर्वताद्या विशः शूद्रा निषेदुः कालजिन्मुखाः । तत्र पुंसोऽस्पृशन्त्यश्च लाडिनीप्रमुखाः स्त्रियः ॥४॥ उद्धवस्याश्रिता येऽन्ये निषेदुस्तत्र तेऽखिलाः । मुकुन्दाद्याः प्राञ्जलयो नत्वाऽथोचुरिदं हरिम् ॥५॥ नमः श्रीसहजानन्दस्वामिने गुरुमूर्तये । नारायणमुने ! तुभ्यं नानासद्गुणशालिने ॥६॥ महाराज ! त्वमेवासि स्थाने श्रीस्वामिनोऽद्य वै ।

---

(તેમના ઉપદેશશ્રવણને યોગ્ય એવા સન્મુખ પ્રદેશમાં) શ્રીરામાનંદસ્વામિની સાથે સદાય વિચરનારા મુકુંદાનંદ પ્રમુખ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ બેઠા. તેમની પાછળ મુક્તાનંદાદિ સર્વે સાધુઓ બેઠા. તેમની પાછળ મયારામાદિ વિપ્રો બેઠા. તેમની પછવાડે મુળજી પ્રમુખ ક્ષત્રિયો બેઠા. તેમની પાછળ પર્વતભાઈ પ્રમુખ વૈશ્યો અને તેમની પાછળ કાળજીત્ (જેમનું કૃષ્ણદાસ બીજું નામ છે) પ્રમુખ શૂદ્રો બેઠા. લાડિની પ્રમુખ ભક્તસ્ત્રિયોતો પુરૂષસ્પર્શનો પ્રસંગ પરિત્યાગ કરીને તે સભાના એક પ્રદેશમાં બેઠી ॥૨-૪॥ ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામિના આશ્રિત (આશ્રય કરીને ભગવાનને ભજનારા) જે બીજા—ચાર વર્ણથી જુદા જનો હતા તે સર્વેપણ સભામાં ચાર વર્ણના જનોની પછવાડે ભગવાનને અભિમુખ બેઠા. એરીતે સભામાં આવેલા સર્વે જનો યથાયોગ્ય બેસી ગયા પછી મુકુંદાનંદ પ્રમુખ ભક્તજનો સાષ્ટાંગ પ્રણામ કરી બે હાથ જોડીને શ્રીહરિપ્રત્યે એમ બોલ્યા કે—॥૫॥

હે નારાયણમુને! તમોને નમસ્કાર છે. તમોતો **શ્રીસહજાનંદ**—સ્વાભાવિક આનંદમય મૂર્તિ અને સર્વના **સ્વામી**—પતિ છો. 'पतिं विश्वस्य' એવી શ્રુતિ છે. તમો સ્વાભાવિક અનવધિક આનંદસ્વરૂપ અને સર્વના પતિ છો તથાપિ અજ્ઞાનરૂપ તિમિર (જેનાથી અંધાપો આવે છે એવો નેત્રનો એક રોગવિશેષ)થી આવરિત નેત્રવાળા જનોનું અજ્ઞાનતિમિર ટાળવામાટે ગુરૂમૂર્તિ થઈ આ લોકમાં અવતર્યા છો. ગુરૂરૂપે અવતરેલા આપના કૃપા ક્ષમા સર્વભૂતસૌહાર્દ આદિક સદ્‌ગુણો **નાના**—અનંત છે. એવા સદ્‌ગુણોવડે આપ સદાય શોભોછો. આવા આપને અમો દાસભાવને સમુચિત એવો

अत स्वामी त्वमस्माकं वयं शिष्यास्तवाखिला ॥७॥ वर्तिष्यामह आज्ञायां तवेच वयमादरात् । अत. शाधि यथार्हं न कार्या कार्येऽखिलार्थवित् ॥८॥ सुव्रत उवाच—निर्व्याजवाचस्तान्भक्तान् स्वामी प्राहाथ मानद. । तेषां धर्मेस्थितिं वाक्यैर्दृढयन्ध र्मशास्त्रगै ॥९॥ श्रीनारायणमुनिरुवाच—मुकुन्द ! श्रृणु सद्बुद्धे !

નમસ્કાર કાય વાણી અને મનથી કરીએ છીએ ॥૬॥ જે સર્વેના સ્વભાવથી સ્વામી છે એજ આપ અમારા આચાર્યેના પદમાપણ વિરાજમાન છો, માટે સર્વપ્રકારે આપજ અમારા સ્વામી છો એમ કહેછે—ત્વમેવ-જે સર્વેના સ્વત સ્વામી છે તેજ તમો આ અવસરમા શ્રીરામાનદસ્વામિના પૂજ્યસ્થાનમા વિરાજમાન છો હે મહારાજ! ( નિરતિશય દીપ્તિએ યુક્ત ) માટે આપ અમારા સર્વેપ્રકારે સ્વામી છો અને અમો સર્વે સ્વભાવથીજ આપના નિશ્ચે શિષ્યો છીએ ॥૭॥ આચાર્યેને પરતત્રપણે વર્તવારૂપ શિષ્ય ધર્મેની અનુવૃત્તિ જણાવે છે—સર્વેના સ્વામી એવા આપની આજ્ઞામાજ અમો સર્વે વર્તીશુ, એટલે અમો આપની આજ્ઞા પાળવામાજ એક તત્પર છીએ આજ્ઞાને અનુસારે વર્તન ભયને લીધે નહિ કિંતુ પરમ પ્રયોજનમાજ જેમ એમ પરમ આદરથી કરીશુ જે હેતુમાટે અમારૂ સ્વરૂપ આપની આજ્ઞાને અનુસારે વર્તવુ એજ એક છે, માટે અમોને કાર્ય અકાર્યનો યથાયોગ્ય ઉપદેશ કરો અથવા—અમારી પ્રવૃત્તિ નિવૃત્તિ આપનેજ આધીન છે, હિત કે અહિતને અમો યથાર્થ જાણતા નથી, આપજ સમગ્ર અર્થને જાણનારા છો, શિષ્યનુ હિત કે અહિત આચાર્યેજ જાણે છે, માટે અમારા હિતાહિતનો આપજ નિશ્ચય કરીને અમોને યથાયોગ્ય કહો ॥૮॥

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! એ રીતે મુકુદાનદાદિકનુ વચન સાભળ્યાપછી સ્વામી ભગવાન્ તેમને નિષ્કપટ વચનવાળા જાણીને એટલે તેમની ભાવશુદ્ધિ લક્ષમા લઇને, તેમની ધર્મશાસ્ત્રને અનુસરનારા વચનો વડે ધર્મમા નિષ્ઠા દૃઢ કરવામાટે તેમને યથાયોગ્ય બહુ માન આપવાપૂર્વક આ પ્રકારે બોલ્યા ॥૯॥

શ્રીનારાયણમુનિ કહેછે-હે મુકુદાનદ વર્ણિન્! તમો સાભળો હે

भक्ताः! शृणुत चेतरे । यूयं मदाश्रयाः स्थेति जानाम्यत्र न संशयः ॥१०॥ नृदेहं प्राप्य यत्किञ्चित्कर्तव्यं सर्वथा जनैः । तदेव क्रियते नूनं भवद्भिर्हि मुमुक्षुभिः ॥११॥ अधिकारानुसारेण पूर्वं श्रीस्वामिना यथा । ये ये यत्र नियुक्ताः स्युः स्थातव्यं तत्र तैस्तथा ॥१२॥ तदुक्तान्येव सद्धर्मवाक्यानि नियतव्रतैः । सर्वैश्च पालनीयानि गृहस्थैस्त्यागिभिस्तथा ॥१३॥ धर्मादपेतं यत्कर्म

બીજા ભક્તજનો! તમો સાંભળો. તમારી બુદ્ધિ સતી-શ્રેષ્ઠ છે, કારણ કે આત્મા પરમાત્માનું સ્વરૂપ યથાર્થપણે જાણીને દાસપણામાં સમુચિત જે સ્વામીની આજ્ઞાનું અનુવર્તન છે તેમાંજ તમારી વૃત્તિ એકાંતિકી છે. તમો મારા અનન્ય આશ્રિતો છો એમ હું જાણુંછું. એમાં ( મારા આશ્રિતપણામાં ) કોઇપણ સંશય નથી ॥૧૦॥ મારા જે એકાંતિક આશ્રિતો છે તેમનું શ્રેય સંપાદન કરી આપવું એ મારૂંજ કર્તવ્ય છે, માટે મોક્ષમાર્ગમાંથી જે રીતે તમારે પ્રમાદ ન થાય એ રીતે જણાવાનું હાલમાં હું પ્રસંગાત્ જણાવું છું- જન-જન્મજરામરણચક્રમાં પડેલા પ્રાણીઓએ તેમાંથી નિકળવાના સાધનભૂત નરદેહને પામીને યત્કિંચિત્-કર્મ જ્ઞાનાદિક નિકળવાના ઉપાયોમાંથી યથાધિકાર જે કોઈ એકાદ કરવું જોઇએ. આ નરજન્મ વિષયભોગનેમાટે નથી, કારણ કે વિષયભોગતો પશુપક્ષીને સમાન છે. એટલાથી મનુષ્યજન્મનો પશ્વાદિક થકી વિશેષ નથી. નરદેહતો મોક્ષસંપાદન સારૂજ છે તો મોક્ષનેમાટે જે સાધન હોય એજ સર્વ પ્રકારે કરવું જોઇએ. તમો સર્વે મુમુક્ષુઓ એજ મોક્ષનું સાધન માનવદેહવડે નિશ્ચયથી અનુષ્ઠાન કરો છો, જેથી તમોને હવે વિશેષ કહેવાનું રહેતું નથી. એટલે હું તો હવે એટલુંજ તમોને જણાવું છું કે-શ્રીરામાનંદસ્વામિએ પ્રથમ અધિકારને અનુસારે જેમને જેમને જે જે માર્ગમાં જે પ્રકારે પ્રેરેલા છે તેમણે તે માર્ગથકી પ્રમાદ પામવો નહિ, સદાય તેમાં વર્તવું. અને સ્વામીએ જે ધર્મોપદેશો કર્યા છે તે તમામ ત્યાગીઓએ તથા ગૃહસ્થોએ લેશપણ વિસ્મરણ નહિ કરતાં નિયમપૂર્વક સર્વ પ્રકારે પાલન કરવા ॥૧૧-૧૩॥ આ શ્લોકને આરંભીને અધ્યાયસમાપ્તિસુધી સ્મૃતિ પુરાણ ઇતિહાસનાં વચનો-

यद्यपि स्यान्महाफलम् । न तत्सेवेत मेधावी शुचिः कुसलिलं

વડે ભક્તોની સ્વસ્વધર્મમાં સ્થિતિને દૃઢ કરેછે, તેમાં પ્રથમ જે કોઈ અર્થકામપરાયણ છે તેમના પ્રત્યે કહેછે—જે કર્મ ( અલૌકિક કે લૌકિક ) ધર્મવિરૂદ્ધ હોય અને તે યદ્યપિ મહાફળને આપનારૂં હોય તથાપિ તેને બુદ્ધિશાલી પુરૂષ આચરણ કરે નહિ. અભિપ્રાય એવો છે કે-શ્યેનયાગાદિ અલૌકિક (વેદવિહિત) કર્મ છે, તેના અનુષ્ઠાનથી શત્રુનાશાદિ રૂપ ઇષ્ટ ફળ સિદ્ધ થાય છે, એટલે શત્રુનાશાદિરૂપ ઇષ્ટનું સાધન શ્યેનયાગાદિ વૈદિક કર્મ છે. પરંતુ શત્રુનાશાદિ થવાથી મહા અધર્મ થતાં મહાપાપ લાગે છે, માટે તે કર્મ બુદ્ધિશાલી ( શત્રુનાશાદિરૂપ દૃષ્ટ ઇષ્ટ ફળતો અત્યલ્પ છે અને મનુષ્યશરીરના નાશાદિકથી અધર્મ થતાં અદૃષ્ટ મહાપાપ થાય છે અને તેથી નરકનું મહાદુઃખ ભોગવવું પડે છે, આતો મહાઅનર્થ થાય છે, એમ અર્થાનર્થનું ગૌરવલાઘવ વિચાર કરનારો ) પુરૂષ તે કર્મ ( શ્યેનયાગાદિ ) કરે નહિ. એજ રીતે લૌકિક કર્મ ( કૂટનીતિ ઠગાઈ આદિક ) છે, તેનાથી ધનલાભ રાજ્યપ્રાપ્તિ આદિક દૃષ્ટ ઇષ્ટ ફળ સિદ્ધ થાય છે એટલે ધનલાભ રાજ્યપ્રાપ્તિ આદિક ઇષ્ટ ફળ મેળવવામાં કૂટનીતિ વંચના આદિક ઉપાયો લોકમાં કહ્યા છે પરંતુ તેતો ધર્મવિરૂદ્ધ હોવાથી બુદ્ધિશાલી ( ધનલાભ કે રાજ્યપ્રાપ્તિ આદિક લૌકિક દૃષ્ટ ઇષ્ટ ફળતો અત્યલ્પ છે અને દુર્નીતિ કે ઠગાઈ કરવાથી તે મહા અધર્મ થતાં તેનાથી પરલોકમાં અદૃષ્ટ પ્રત્યવાય તો અધિક થાય છે એમ અર્થાનર્થનું ન્યૂનાધિકપણું જાણનારો ) પુરૂષ તેને આચરણ કરે નહિ. તેમાં દૃષ્ટાંત—જેમ કોઈ પુરૂષ સ્નાનાદિ કરી શુદ્ધ થયો હોય તે ઉકરડા ખાડા આદિકમાં રહેલા અપવિત્ર પાણીને ગ્રહણ કરે નહિ તેમ. એટલે 'આતો પાણી છે' એટલામાત્રથી જેમ સ્વચ્છ પવિત્ર પાણી સ્નાનસંધ્યાદિકમાં ઉપયોગ થાય તેમ કાદવ આદિક કશ્મળ જેમાં વિશેષ હોય એવું પાણી કદાચિત્ ખેતી આદિકના કામમાં ઉપયોગ થતું હોય તથાપિ તેનો સ્નાનસંધ્યાદિકમાં ઉપયોગ થાય નહિ તેમ. અર્થાત્ જેમ શુદ્ધ થએલો પુરૂષ સ્નાનસંધ્યાદિકમાં સ્વચ્છ જળનેજ ગ્રહણ કરે પણ કાદવ કચરાવાળું ગ્રહણ કરે નહિ

यथा ॥१४॥ यमार्याः क्रियमाणं हि स्तुवन्त्यागमवेदिनः । स धर्मो

તેમ સાત્વિક પુરૂષ જેના આચરણથી અધર્મ થાય એવુ અલૌકિક શ્યેન યાગાદિક કે લૌકિક કૂટનીતિ વચનાદિ કર્મ યદ્યપિ મહાફળ શત્રુનાશાદિક કે ધનપ્રાપ્તિ રાજ્યપ્રાપ્તિ આદિક થતું હોય તથાપિ તેને અધર્મ સમજીને આચરણ કરે નહિ શ્યેનયાગાદિ કર્મ વેદબોધિત છે તથાપિ તે અનર્થકર હોવાથી અધર્મજ છે. લોકમા ધનાદિસપાદનમા કૂટનીતિ આદિક સા ધનો કહ્યા છે પણ તે અધર્મજ છે માટે મેધાવી મનુષ્ય તેને આચરે નહિ 'धर्मादपेतं यत्कर्म यद्यपि स्यान्महाफलम् । न तत्कुर्वीत मेधावी न तद्धितमिहोच्यते' એમ પરાશર સ્મૃતિમા કહ્યુ છે ॥૧૪॥ જે કર્મ ધર્મ-વિરૂદ્ધ હોય તે કરવુ નહિ એ વાત સત્ય છે, પરતુ પ્રથમ તો ધર્મ કેને જાણવો અને અધર્મ કેને જાણવો ? એટલે ધર્માધર્મનુ લક્ષણ શુ ? એવી અપેક્ષામા કહે છે—જે ક્રિયમાણની આર્ય–સજ્જન પુરૂષો સ્તુતિ કરે છે તે ધર્મ અને જેની નિંદા કરેછે તે અધર્મ જાણવો, એટલે ધર્માધર્મનુ આજ લક્ષણ છે ત્યારે આર્ય કેને જાણવા ? તો જે આગમ-વેદ અને તે મૂળ જેમા છે એવી સ્મૃતિઓના અભિપ્રાયને યથાર્થપણે જાણનારા હોય તે આવુ ધર્માધર્મનું લક્ષણ એકલા અમોજ કરીએ છીએ એમ નથી પરતુ પૂર્વના મહાત્માઓએ જે કહ્યુ છે તેનો અમોતો ફક્ત અનુવાદ કરીએ છીએ, એવા અભિપ્રાયથી 'प्रचक्षते' એવો શ્લોકમા પ્રયોગ કર્યો છે. 'महान्त' એટલો શેષ ( ઉપરથી પદ ) લેવો એટલે મોટા પુરૂષો આવુ ધર્માધર્મનુ લક્ષણ કહે છે, અમોજ એકલા કહેતા નથી અથવા–'આર્ય પુરૂષો કહેછે' એવોજ અન્વય કરવો, જેથી શેષ લેવાની જરૂર રહે નહિ આ સ્થળે કોઈ એવી શકા કરે કે–"જે વેદવિધિબોધિત હોવાની સાથે અર્થ ( અનર્થ કર નહિ ) હોય તે ધર્મ અને તેનાથી જે વિપરીત હોય તે અધર્મ જાણવો" એમ જૈમિનિ મુનિ ધર્માધર્મનુ પૂર્વમીમાંસામાં લક્ષણ કરે છે વેદવિધિતો કેટલાક 'स्वर्गकामो यजेत' ઇત્યાદિ શ્રુતિપ્રોક્ત છે અને કેટલાક મન્વાદિ વચનથી તથા શિષ્ટાચારથી અનુમાન કરી શકાય છે. અર્થાત્ કેટલાક શ્રુતિપ્રોક્ત તો કેટલાક સ્મૃતિપ્રોક્ત છે, તો 'જે વેદવિધિ

यं च निन्दन्ति तमधर्मं प्रचक्षते ॥१५॥ विद्या वित्तं वपुः शौर्यं

બોધિત હોઇને અર્થ હોય ને ધર્મ છે' એવું લક્ષણ સિદ્ધ થાય છે. માટે આ સ્થળે 'વેદાદિ આગમવેદી આર્ય પુરૂષો જેની સ્તુતિ કરે છે તે ધર્મ અને જેની નિંદા કરે છે તે અધર્મ જાણવો' એમ કેમ કહી શકાય ? તો આ શંકા સત્ય છે. એનું સમાધાન એમ છે કે-વેદતો ગુણવશવર્તી હોવાથી ઇચ્છાને અનુસારે પોતાપાસે ચોમેરથી દોડ્યા આવતા અર્થીઓને કોઇપણ પ્રકારે પોતાના પંથમાં પ્રવર્તાવવા વાસ્તે તેમના તેમના ગુણને અનુસારે 'अग्नीषोमीयं पशुमालभेत' એમ કહેછે. માટેજ કેટલાક સ્મૃતિકારોપણ 'षड्ढ्स्नमभिचरन् पतेत्' ( ગુરૂઘાતી આદિક છ જણનો અભિચાર નહિ કરનારો પતિત થાય, અર્થાત્ તેને મારવામાં દોષ નથી ) એમ કહેછે. આ અર્થ વેદવિહિત છે પરંતુ પ્રાણિવધગર્ભિત હોવાથી તેને વેદનું તાત્પર્ય જાણનારા આર્ય પુરૂષો સ્તુતિ કરતા નથી. આવાજ અભિપ્રાયથી આ સ્થળે 'स्तुवन्ति' એવો પ્રયોગ કર્યો છે. માટેજ ભાગવતમાં 'लोके व्यवायामिषमद्यसेवा नित्यास्तु जन्तोर्नहि तत्र चोदना। व्यवस्थितिस्तत्र विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा' એમ કહ્યું છે. ( અર્થ-લોકમાં પ્રાણિમાત્રને મૈથુન માંસ અને મદ્યનું સેવન નિત્ય-રાગથી પ્રાપ્ત છે. એમાં વેદવિધિ અપૂર્વ નથી એટલે વેદને વિધિ કરવાની જરૂર રહેતી નથી. એમાં વેદ તો વિવાહ યજ્ઞ અને સુરાગ્રહથી વ્યવસ્થા કરેછે એટલે વિવાહિત વનિતા સાથેજ મૈથુન કરવું, યજ્ઞમાંજ માંસભક્ષણ કરવું અને સૌત્રામણિ યાગમાંજ મદ્યપાન કરવું એવી વ્યવસ્થા કરેછે. વસ્તુતાએ તો એમાંથી અનુક્રમે નિવૃત્તિ કરવી એજ વેદને પરમ ઇષ્ટ છે ) અથવા-શ્રુતિ સ્મૃતિ અને શિષ્ટાચારે પ્રમાણિત એવા સમગ્ર ધર્મનો સંગ્રહ કરવામાટે આવું લક્ષણ કર્યું છે. એટલે જો 'वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः' આવું ધર્મનું લક્ષણ કરે તો સ્મૃતિપ્રોક્ત ધર્મનો સંગ્રહ થઇ શકે નહિ. જો 'श्रुतिस्मृत्युदितो धर्मः' એવું લક્ષણ કરે તો શિષ્ટાચારનો સંગ્રહ થઇ શકે નહિ. 'सदाचारः स्मृतिर्वेदास्त्रिविधं धर्मलक्षणम्' 'साधूनां समयश्चापि प्रमाणं वेदवद्भवेत्' ઇત્યાદિ વચનથી શિષ્ટાચારનું પણ પ્રામાણ્ય શ્રુતિસ્મૃતિવત્ સ્વીકારેલુ છે, જેથી તેનો ધર્મમાં

कुले जन्म विरोगिता। संसारसङ्कटोद्धारो धर्मादेव प्रवर्तते ॥१६॥ शब्दे स्पर्शे च रूपे च रसे गन्धे च देहिनाम् । प्रभुत्वं जायते यत्तद्धर्मस्यैव फलं विदुः ॥१७॥ धर्मं चिन्तयमानोऽपि यदि प्राणैर्वियुज्यते। तर्हि स्वर्गमवाप्नोति किं पुनस्तमिहाऽऽचरन् ॥१८॥ येऽर्था धर्मेण ते सत्या येऽधर्मेण धिगस्तु तान् । धर्मो वै शा-

સગ્રહ થવો સમુચિત છે. આર્ય પુરૂષો શ્રુતિ સ્મૃતિને જાણનારા છે અને પોતે શિષ્ટ છે તેથી તેમણે 'જે ક્રિયમાણુની પ્રશંસા કરી તે ધર્મ અને જેની નિંદા કરી તે અધર્મ' એવું લક્ષણુ કરવાથી શ્રુતિ સ્મૃતિ અને શિષ્ટાચાર પ્રમાણિત સમગ્ર ધર્મનો સંગ્રહ થઈ શકે છે. આવો અર્થવિશેષ લાવવામાટે એવું યુક્ત લક્ષણુ કર્યું છે ॥૧૫॥ જે સદ્વિદ્યા વિગેરેની સમૃદ્ધિ આ ભવમાં અનુભવાય છે તે પ્રાચીન ધર્મનુંજ ફળ છે એમ નિશ્ચયથી જાણવું એમ હવે કહેછે—આ બાબત ધર્મમાં પુરૂષોને પ્રવર્તાવવામાટે છે. સદ્વિદ્યા, અધિક ધન, શરીરસૌન્દર્ય, શૌર્ય, સત્કુળમાં જન્મ અને નિરોગિતા આ સર્વેની જે સંપત્તિ પ્રાપ્ત થાય છે, તેમજ જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ પાંચ વિષયોમાં પ્રાણિઓને પ્રભુત્વ-સંકલ્પમાત્રથી સુલભ અતિશય અધિક વિષયસંપત્તિરૂપ ઐશ્વર્ય મળે છે, આ સર્વે પ્રાચીન ધર્મનુંજ ફળ છે. કિં બહુના-મુક્તિ કે જે સાંસારિક સમગ્ર સંકટથકી સમુદ્ધારરૂપ છે તેપણુ ધર્મોનુષ્ઠાનથી પ્રાપ્ત થાય છે, એમ આર્ય પુરૂષો કહે છે. માટે પુરૂષાર્થની અભિલાષાવાળાએ અવશ્ય ધર્મનું અનુષ્ઠાન કરવું ॥૧૬-૧૭॥ ધર્મની પ્રશંસા કરેછે—'મારે અવશ્ય ધર્માચરણજ કરવું' એમ અંતરમાં ચિંતવન કરતાં કરતાં જો પ્રાણી પ્રાણત્યાગ કરેછે તો તેપણુ સ્વર્ગે-પારલૌકિક સુખને પામે છે તો આ લોકમાં તે ધર્મને અનુષ્ઠાન કરનારો સ્વર્ગસુખને પામે એમાં કહેવુંજ શું? એતો નિશ્ચે પામેજ. આ પ્રકરણમાં પોતાનાં વચનોમાં પ્રાચીન મહર્ષિઓનાં વચનોને પ્રમાણુપણે માનીને તે તે સ્થળમાં તેજ વચનો પોતાના પ્રબન્ધમાં વિભાગ કર્યા વિના ગોઠવે છે ॥૧૮॥ જે અર્થો (ધન) ધર્મમાં વિરોધ ન આવે એવી રીતે સંપાદન કર્યા છે તે સત્ય છે એટલે અનર્થ કરનારા નથી અર્થાત્ આ લોક પરલોકમાં પોતાને સુખના

श्वतो लोके न हेयो धनकाङ्क्षया ॥१९॥ उत्सवादुत्सव यान्ति स्वर्गात्स्वर्गं सुखात्सुखम् । श्रद्दधानाश्च शान्ताश्च धनाढ्या धर्मकारिणः ॥२०॥ धर्मः प्रजां वर्धयति क्रियमाणः पुनः पुनः । धर्मा-

હેતુભૂત છે. જે અર્થો અધર્મથી એટલે ધર્મનો ત્યાગ કરીને સંપાદન કર્યા છે તેને ધિક્કાર છે એટલે અનર્થ કરનારા છે અર્થાત્ આ લોક પરલોકમાં પોતાને અતિદુઃખમાં કારણભૂત થાય છે. અથવા-એવો અર્થ કરવો કે-જે અર્થો ધર્મની સાથે અનુગત છે એટલે ધર્મમાંજ એક ઉપયોગના છે તે સત્ય છે એટલે અનર્થ કરનારા નથી. અન્યથા તો અનર્થ કરનારા છે 'धनं च धर्मैकफलं' એમ ભાગવતમાં કહ્યું છે. માટે આવા ધનની આકાંક્ષાથી ધર્મનો ત્યાગ કરવો નહિ. કેમકે લોકમાં ધર્મતો શાશ્વત-નિત્ય છે એટલે જેમ ધન શરીરપાત સમયે પુરૂષનો પરિત્યાગ કરી દે છે તેમ ધર્મ ત્યાગ કરી દેતો નથી પરંતુ તેની પાછળ જઇને તેને પારલૌકિક સુખની સાથે જોડી દે છે. આ નિશ્ચયની વાત છે ॥૧૯॥ ધર્મોપયોગિ ધન આ લોક પરલોકમાં સુખનું સાધન છે એમ કહે છે-જે ધનાઢ્ય પુરૂષો ધનનું ધર્મજ એક ફળ છે એમ નિશ્ચય કરીને ધર્માનુષ્ઠાનથી પ્રાપ્ત થએલા ધનથી યજ્ઞદાનાદિ ધર્મનું શ્રદ્ધાથી આચરણ કરતાં તેનાથી શાંત-ક્રોધ અસૂયા આદિકથી રહિત થાય છે તેઓ સ્વર્ગથકી સ્વર્ગને પામે છે એટલે ઉત્તરોત્તર સ્વર્ગસુખને અનુભવે છે અને સુખથકી સુખ એટલે ઉત્તરોત્તર આ લોકમાં સુખને પામે છે અને ઉત્સવથકી ઉત્સવ એટલે સુખજનક સત્પુત્રાદિકને પામે છે. સ્વર્ગ સુખ અને ઉત્સવ શબ્દનો એકાર્થ થઈ પુનરૂક્તિ ન થવા માટે આવો અર્થભેદ કર્યો છે ॥૨૦॥ જનોએ વારવાર પાળેલો ધર્મ પ્રજા-સંતતિને વધારે છે એટલે તેના વંશનો વિચ્છેદ થતો નથી. ધર્માચરણથકી ધનસંપત્તિ, કામ (વિષયસુખ) અને આત્યંતિક કલ્યાણસંબન્ધિ સુખનેપણ પામે છે. આત્યંતિક કલ્યાણનું સુખતો આત્માપરમાત્માના યથાર્થ વિજ્ઞાનથીજ થાય છે તો ધર્મથી થાય છે એમ કેમ કહેવાય? એવી અપેક્ષામાં કહે છે કે-જ્ઞાનથીજ આત્યતિક નિઃશ્રેયસનું સુખ પ્રાપ્ત થાય છે એ વાત સત્ય છે, પરંતુ તે જ્ઞાનપણ ધર્માનુષ્ઠાનથી થાય છે માટે કશી શંકા નથી

दर्थश्च कामश्च सुखं ज्ञानं च जायते ॥२१॥ अर्थकामौ लिप्समानो धर्ममेवादितश्चरेत् । न हि धर्माद्धवेत्किञ्चिद्दुष्प्रापमिति मे मतिः ॥२२॥ निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः । शुभकर्माणमायान्ति विवशाः सर्वसम्पदः ॥२३॥ धर्माद्राज्यं धनं सौख्यं प्राप्यन्ते सर्वसिद्धयः । लोकद्वयेऽपि यत्सौख्यं तद्धर्मात्प्राप्यते नृभिः ॥२४॥ धर्मे वृद्धे विवर्धन्ते सर्वभूतानि सर्वदा । तस्मिन् ह्रसति, हीयन्ते तस्माद्धर्मो निषेव्यताम् ॥२५॥ श्रुतिस्मृत्युदितं

॥૨૧॥ અર્થ કામની લબ્ધિમાં પ્રધાન સાધન ધર્મ છે એમ હવે કહે છે—ધર્મે કરીને ન પ્રાપ્ત થાય એવો કોઈપણ પુરૂષાર્થ નથી, સર્વ પુરૂષાર્થ ધર્મપાલનથી પ્રાપ્ત થાય છે, એમ મેં મારી મતિથી નિશ્ચય કરેલો છે, તો અર્થ કામની લિપ્સાવાળાએ પણ ધર્મનુંજ પ્રથમ અનુષ્ઠાન કરવું ॥૨૨॥ ધર્મજ સમગ્ર શુભ સમૃદ્ધિમાં હેતુ છે એમ કહે છે—જેમ દેડકાઓ પરવશ થઇને (બોલાવ્યા વિના) નિપાન-કુવાપાસે પશુઓને પાણી પીવા કરાવેલો જલાશય-હવાડો કુંડ આદિક તરફ જાય છે, જેમ પક્ષિઓ પરતંત્ર થઇને જળપૂર્ણ સરોવરને સ્વયં પામે છે. એમ સર્વ સંપત્તિઓ સ્વયં પરવશ થઇને શુભ કર્મ કરનારા પુરૂષને અનાયાસથી સન્મુખ જાય છે એમાં કહેવું પડતું નથી ॥૨૩॥ અણિમાદિ સુધીની સિદ્ધિઓપણ ધર્મથી પ્રાપ્ત થાય છે એમ કહે છે-મનુષ્યોને ધર્માચરણથી રાજ્ય, ધન, આરોગ્ય અને અણિમાદિ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આ લોક પરલોકમાં જે સુખ છે તેપણ ધર્મથકીજ પ્રાપ્ત થાય છે ॥૨૪॥ એકલા મનુષ્યમાત્રનેજ ધર્મ શ્રેયનું સાધન છે એમ નહિ કિંતુ દેવાદિકોનેપણ શ્રેયનું સાધનતો ધર્મજ છે એવા આશયથી કહે છે—હે ભક્તો! સર્વભૂતો-મનુષ્યયોનિનાં કે દેવયોનિનાં સર્વકોઈ ભૂતો ધર્મને પાળીને વૃદ્ધિ પમાડવાથી સર્વદા વૃદ્ધિ પામે છે એટલે પોતપોતાના સ્થાનમાં રહીને વિવૃદ્ધિ પામે છે અને ધર્મને નહિ પાળીને પ્રક્ષય પમાડવાથી પ્રક્ષય પામે છે એટલે પોતપોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થઇને પ્રક્ષીણ થઈ જાય છે, માટે તમારે સર્વેએ ધર્મનુંજ સેવન કરવું ॥૨૫॥ શ્રુતિસ્મૃતિએ યથાધિકાર કહેલા ધર્મને અનુષ્ઠાન કરનારો

धर्ममनुतिष्ठन् हि मानवः । इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥२६॥ एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः। शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥२७॥ धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः। कर्मणा मनसा वाचा ततो धर्मं चरेत्पुमान् ॥२८॥

મનુષ્ય આ લોકમા કીર્તિ-'આ ધાર્મિક છે, આનો આચાર ધર્મ પાળવામા પ્રમાણભૂત છે' એવી યશ ખ્યાતિને પામે છે અને પરલોકને પામીને અનુત્તમ સુખ-જેની અપેક્ષાએ મનુષ્યસબન્ધિ સુખ ઉત્તમ નથી એવા દેવસબન્ધિ સુખને પામે છે. આ સ્થળે અનુત્તમપણુ અપેક્ષાબુદ્ધિથી જાણવુ એટલે દેવસુખની અપેક્ષાએ મનુષ્યસુખ ઉત્તમ નથી માટે દેવસુખ અનુત્તમ કહેવાય આ સ્થળે નિરતિશય સુખ કહેવાનો પ્રસંગ નથી 'श्रुतिस्मृत्युदितं धर्मं' એમ કહેવાથી ધર્માભાસનો નિષેધ કરેલો જાણવો, એટલે ધર્માભાસનું અનુષ્ઠાન ન કરવું તેના અનુષ્ઠાનથી આ લોકમાં અપકીર્તિ મળે છે અને પરલોકમાં ઉત્તમ સુખ મળતુ નથી ધર્માભાસને અધર્મની એક શાખાતરીકે ગણ્યો છે જે સ્વેચ્છાથી કલ્પેલો હોય તે ધર્માભાસ કહેવાય ॥૨૬॥ આ મનુષ્ય લોકમાં 'આ મારો સુહૃત્ છે' એવો વ્યવહાર કેવળ વૃથાજ છે, કારણ કે કોઇપણ એનુ મરણ થતા એની પાછળ જતો નથી એકલો ધર્મતો પોતાનુ સેવન કરનારાની સાથે જાય છે અને એને શ્રેયની સાથે જોડે છે બીજું-પિતા, માતા, પુત્ર, કલત્ર આદિકતો પોતાના શરીરની સાથે નાશ પામે છે. તેઓ જીવે છે તથાપિ તે સર્વે પોતાના શરીરની પેઠે અનુપયોગી થાય છે એજ એમનો નાશ સમજવો માટે ધર્મ એકલોજ સત્ય સુહૃત્-હિતૈષી છે, બીજાતો વ્યવહારીયા વૃથા છે ॥૨૭॥ લોકમાં કોઇ કેને હણતોપણ નથી તેમજ કોઈ કેનું રક્ષણપણ કરતો નથી 'આ મને હણે છે આ મારૂ રક્ષણ કરે છે' આવો કેવળ વૃથાજ પ્રવાદ પ્રવર્ત્યો છે. ત્યારે કોણ હણે છે? અને કોણ રક્ષણ કરે છે? તો પુરૂષે પરહરેલો ધર્મજ પોતાને પરહરનારા પુરૂષનો પ્રણાશ કરે છે અને પાળવાપણે પરિરક્ષણ કરેલો ધર્મજ પોતાને પાળનારા પુરૂષનું પરિરક્ષણ કરે છે, કેમકે અર્થાનર્થની પ્રાપ્તિ અનુક્રમે ધર્માધર્મના સેવનથી થાય છે, માટે મનુષ્યે કાય,

न कामान्न च संरम्भान्नोद्वेगान्न भयादपि । न हेतोर्जीवितस्यापि धर्मस्त्याज्यो न लोभतः ॥२९॥ सीदन्नपि हि धर्मेण नाधर्मे योजयेन्मनः । अधार्मिकाणां पापानामाशु पश्यन् विपर्ययम् ॥३०॥ तृणपत्राग्रगाम्यम्बुविन्दुवच्चञ्चलं नृणाम् । जीवितं वर्तते तस्मात्साधनीयः स सत्वरम् ॥३१॥ अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च

અને મનથી સર્વથા ધર્માચરણજ કરવું ॥૨૮॥ આ રીતે સર્વ પ્રકારે સત્ય સુહૃત્ અને સંરક્ષક એવા ધર્મનો પુરૂષે કામવેગને લીધે કે ક્રોધવેગને લીધે કે કોઈ કારણથી થએલા ઉદ્વેગવેગને લીધે કે કોઇએ કરેલી જીવિકાવૃત્તિહરણાદિકના ભયને લીધે કે ધનાદિલબ્ધિના લોભને લીધે પણ પરિત્યાગ ન કરવો. કિં બહુના-પોતાના પ્રાણપરિરક્ષણ કારણમાટેપણ ધર્મનો ત્યાગ કરવો નહિ ॥૨૯॥ ધર્મનું અનુષ્ઠાન કરતાં અધર્મમાંજ પ્રધાનપણે પ્રવર્તેલા આસુર જનોના ઉપદ્રવથી મનોવાંછિત અન્ન વસ્ત્રાદિકની અપ્રાપ્તિનું દુરંત દુઃખ પ્રાપ્ત થાય તથાપિ અધર્માચરણમાં પોતાના મનને જોડે નહિ એટલે અધર્માચરણનો સંકલ્પપણ કરે નહિ, કારણકે અધાર્મિક-ધર્મનો પરિત્યાગ કરી પાપ-અધર્મમાં પ્રવર્તતા પુરૂષો તત્કાળ આજ જન્મમાં વિપર્યય-મહાસંપત્તિનો નાશ અતિદુઃખની પ્રાપ્તિ આદિક હાનિને પામતા પ્રત્યક્ષ દેખાય છે, એમ વિચાર કરીને ધર્માચરણમાં ક્લેશ પડે તથાપિ અધર્મમાં મનને જોડે નહિ ॥૩૦॥ આ ધર્મનું અનુષ્ઠાન સત્વર કરવું એટલે 'મારૂં આયુષ દીર્ઘ છે' એમ માનીને ધર્મપાળનમાં ક્ષણપણ વિલંબ કરવો નહિ. કારણ કે, મનુષ્યોનું જીવિત તૃણપત્રના અગ્રભાગમાં રહેલા પાણીના ટીપાની પેઠે અતિચંચળ વર્તે છે. માટે આયુષના વિશ્વાસથી ધર્મપાલનમાં વિલંબ કરવો નહિ ॥૩૧॥ સુજ્ઞ પુરૂષે વિદ્યાભ્યાસ અને ધનાર્જન અજરામરવત્-મને ક્યારેયપણ જરા અવસ્થા આવવાની નથી અને હું મરવાનોપણ નથી એમ માનીને કરવું. એમ જો ન માને તો તેના સંપાદન માટે પ્રવૃત્તિ થાય નહિ. ધર્માચરણમાં તો પોતાના આત્માને મૃત્યુએ કેશમાંથી પકડેલો માનીને વિલંબ ન કરવો એટલે અજરામરતા ન ચિંતન કરવી, કરે તો ધર્માચરણ ન થાય, અર્થાત્ વિદ્યાદિ અર્થમાંજ એક દૃષ્ટિવાળાને 'અમો ચિરંજીવી અજર અમર

साधयेत् । गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥३२॥ एकस्मिन्नप्यतिक्रान्ते दिवसे धर्मवर्जिते । यो जीवति स भस्त्रेव श्वसितीति विदुर्बुधाः ॥३३॥ नावसीदति चेद्धर्मः कपालेनापि जीवता । आढ्योऽस्मीत्येव मन्तव्यं धर्मवित्ता हि साधवः ॥३४॥ अर्थसिद्धिं परामिच्छन्नपि धर्मपरो भवेत् । न हि धर्मादपैत्यर्थः

છીએ' એવી દૃષ્ટિ કરવી યુક્ત છે. ધર્મમાં દૃષ્ટિવાળાને તો 'મૃત્યુએ અમોને કેશમાંથીજ પકડ્યા છે' એવીજ દૃષ્ટિ કરવી ન્યાય્ય છે. એવો નિશ્ચય કરીને સત્વર સદ્ધર્મનું સેવન કરવું ॥૩૨॥ એકપણ દિવસ ધર્મવર્જીત ન નિર્ગમન કરવો એમ હવે કહે છે—એકપણ દિવસ ધર્મવર્જીત-ધર્માચરણે રહિત વ્યતીત કરી જે પુરૂષ જીવે છે તે ધમણની પેઠે વ્યર્થ શ્વાસવાળો છે એટલે ધર્મરહિત જે જીવન છે તે વ્યર્થ છે. એમ બુધ-સત્ અસતના વિવેકવાળા જનો જાણે છે ॥૩૩॥ જો પોતાનો ધર્મ ન નાશ પામે છે એટલે યથાર્થ પળાય છે તો ભલે હાથમાં મૃત્તિકાનું કપાળ (કલાડું) ગ્રહણ કરીને ભિક્ષાવૃત્તિથી પ્રાણ ધારણ કરે છે અર્થાત્ નિર્ધન છે પણ તેણે 'હું ધનાઢ્યજ છું' એમ મનમાં માનવું. એમ માનવું અયોગ્ય નથી, કેમકે-સાધુ-ધર્મશીલ પુરૂષોને ધર્મ એજ ધન છે. અભિપ્રાય એનો છે કે-કપાળથી જીવનારા અને રૂપાના પાત્રમાં છ રસે સહિત મિષ્ટાન્નને જમનારાનેપણ જઠરાગ્નિનું પ્રશમન કરવું તે તુલ્યજ છે એટલે બન્નેને સાધારણ છે. વિશેષ એ છે કે-અવિવેકી પુરૂષો પૃથ્વીનો કોઇપણ વિકાર (સુવર્ણાદિ ધન) કે જેનો આત્મા સાથે સદા સંબન્ધ નથી અને અનર્થ કરનારો છે તેનાથી 'અમોજ આઢ્ય છીએ' એમ અભિમાન કરે છે. વિવેકી પુરૂષો તો તેવા ધનથી 'અમો આઢ્ય છીએ' એમ અભિમાન કરતા નથી, કિંતુ જેનો જીવની સાથે નિત્ય સંબન્ધ છે અને પરલોક ગતિમાંપણ જે સદા સાથેજ રહે છે અને શ્રેયને પમાડનારો છે એવા ધર્મે કરીનેજ 'અમો આઢ્ય છીએ' એમ અભિમાન કરે છે. તો એમ માનવું એજ સમુચિત છે ॥૩૪॥ જે અર્થકામપરાયણ હોય તેને ધર્મથી શું પ્રયોજન છે? એવી અપેક્ષામાં કહે છે—સામ્રાજ્યાદિક સર્વોત્કૃષ્ટ અર્થસિદ્ધિને ઈચ્છતોપણ પુરૂષ ધર્મપરાયણ થાય, કારણ કે ધર્મ-

स्वर्गलोकादिवामृतम् ॥३५॥ तस्माद्धर्मं सहायार्थं नित्यं सञ्चिनुयाच्छनैः। धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥३६॥ स षड्विधो वर्णधर्मो धर्मं आश्रमिणां तथा । धर्मो वर्णाश्रमाणां च गौणो नैमित्तिकस्तथा ॥३७॥ साधारण इति प्रोक्तः षोढा तद्भेदवे-

થકી અર્થસિદ્ધિ દૂર ખસી જતી નથી. એટલે ધર્મનું અનુષ્ઠાન કરતી વખતે અર્થની આકાંક્ષા ન કરી હોય તોપણ પોતે આવેજ છે, કેમકે અવિનાભૂત-પૃથક્ રહી શકતો નથી. તેમાં દૃષ્ટાંત-જેમ સ્વર્ગલોક થકી અમૃત દૂર ખસી જતું નથી પણ તેની સાથેજ સદા રહે છે તેમ. એમ કહેવાથી-જે કેવળ અર્થપરાયણ છે તેનો અધર્મથી પરાભવ થાય છે અને તેથી તેના અર્થનો નાશપણ થાય છે. જે ધર્મપરાયણ છે તેને તો ધર્મ અર્થ બન્નેની સિદ્ધિ થાય છે ॥૩૫॥ આવો ધર્મનો મહામહિમા છે માટે અર્થ કામ કે મોક્ષની આકાંક્ષાવાળો પુરૂષ તેમાં તેમાં સાધનપણે સ્વીકારેલા ઉપાયોની સહાયતામાટે ધર્મને ધીરે ધીરે નિત્ય ઉપાર્જન કરે. અજ્ઞાનરૂપ અપાર અંધકારપણ ધર્મરૂપ સહાયથીજ ટાળી શકાય છે. જે જ્ઞાન અજ્ઞાનનિવર્તકપણે કહ્યું છે તેનેપણ ધર્મની સાપેક્ષતા શ્રુતિમાં કહી છે, 'यज्ञेन दानेन तपसाऽनाशकेन ब्राह्मणा विविदिषन्ति' એવી શ્રુતિ છે. આ સ્થળે કેટલાંક વાક્યોમાં પુનરૂક્તિપણું થાય છે પરતુ બહુ અર્થોની સંમતિરૂપ હોવાથી દોષને માટે નથી એમ જાણવું ॥૩૬॥ એરીતે ધર્મનો ઉત્કર્ષ કહીને હવે ધર્મના વિભાગનો નિર્દેશ કરે છે—તે ધર્મ વર્ણધર્મ, ('ब्राह्मणो वर्जयेन्मद्यं नित्यमेव प्रयत्नतः' ઈત્યાદિરૂપ) આશ્રમધર્મ, (અગ્નીન્ધન ભૈક્ષ્યચર્યાદિરૂપ) વર્ણાશ્રમધર્મ, (વર્ણ તથા આશ્રમ એ બન્ને નિમિત્તથી અવર્તેલો 'पालाशो दण्डो ब्राह्मणस्य' ઈત્યાદિકરૂપ) નૈમિત્તિક ધર્મ, (શાસ્ત્રમાં કહેલું ન કરે અને નિષિદ્ધ કરેલું કરે, તે નિમિત્તથી પ્રાયશ્ચિત્તાદિ કરવું પડે તે) ગૌણધર્મ, (શાસ્ત્રીય અભિષેકાદિ ગુણે યુક્ત એવા ક્ષત્રિયને પ્રજાપાલનાદિરૂપ અધિકાર પ્રાપ્ત થાય તે) અને સાધારણધર્મ (સામાન્યપણે સર્વજનોએ પાળવા યોગ્ય ક્ષમા દયાદિરૂપ) એરીતે છ પ્રકારનો છે, એમ તેના ભેદને જાણનારા મુનિઓ કહે છે. હે ભક્તો ! તેમાં જે સાધારણ ધર્મ છે તેનું સ્વરૂપ

दिभिः । तत्र साधारणो धर्मो यस्तं भक्ता ! ब्रवीमि वः ॥३८॥ क्षमा दयाऽनसूया च शौचानायासमङ्गलम् । अकार्पण्यं निःस्पृहत्वं धर्मः साधारणो मतः ॥३९॥ वाह्ये वाऽध्यात्मिके दुःखे केनाप्युत्पादिते सति । न कुप्यति न वा हन्ति सा क्षमा परिकीर्तिता ॥४०॥ परो वा बन्धुवर्गो वा मित्रं द्वेष्टापि वा सदा । आपन्नः सर्वथा रक्ष्यो दयैषा परिकीर्तिता ॥४१॥ न गुणान् गुणिनां हन्ति स्तौति मन्दगुणानपि । नान्यदोषेषु रमते साऽनसूया प्रकी-

---

હમણાં તમોને નિરૂપણ કરી બતાવું છુ. તે ધર્મ સર્વ કોઇએ અવધારણ કરવા યોગ્ય છે ॥૩૭–૩૮॥ સાધારણ ધર્મોનો પ્રથમ નિર્દેશ કરે છે—ક્ષમા, દયા, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગળ, અકૃપણપણુ અને નિસ્પૃહપણુ આ સર્વસાધારણ ધર્મ માનેલો છે ॥૩૯॥ નામથી નિર્દેશ કરેલા ક્ષમાદિકનાં લક્ષણો અનુક્રમે આઠ શ્લોકથી કહે છે—જે કોઈપણ જન લાકડી આદિકના પ્રહારાદિકથી બાહ્ય–દૈહિક દુ ખ ઉત્પન્ન કરે અથવા વૃત્તિહરણ કઠોરભાષણાદિકવડે આધ્યાત્મિક–આભ્યતર દુ ખ ઉત્પન્ન કરે તથાપિ તે દુ ખ દેનારા જન ઉપર જે કોપ કરતો નથી તેમ તેનું શસ્ત્રાદિકવડે હનન પણ કરતોજ નથી તે ક્ષમા કહી છે. અર્થાત્ પારકો અપરાધ સહન કરવો તે ક્ષમા કહેવાય ॥૪૦॥ દયાનુ સ્વરૂપ નિરૂપણ કરે છે—પર–પોતાની જ્ઞાતિ સુહૃદાદિજનથકી બીજો હોય કે પોતાનો સબન્ધિવર્ગ હોય કે પોતાનો મિત્રવર્ગ હોય કે સદાય પોતાનો દ્વેષ કરનારો પિતૃવ્ય શત્રુ આદિક જન હોય પણ જો તે આપત્તિને પામે તો તેની સર્વપ્રકારે શક્તિને અનુસારે રક્ષા કરવી તે દયા કહી છે. ટુંકામા પોતાનો પારકો એવો વિભાગ કર્યા વિના સર્વનું દુઃખ ટાળવાની ઇચ્છા અથવા પારકુ દુઃખ દેખીને દુ ખી થવુ તે દયા કહી છે ॥૪૧॥ અસૂયાને નિરૂપણ કરે છે—વિદ્યાદિગુણવાળા જનોના ગુણોને જે હણતો નથી એટલે તેમાં દોષારોપણ કરતો નથી અને તેના અલ્પ ગુણોનેપણુ વખાણે છે અને બીજાના દોષમા રમતો નથી એટલે બીજા જનના દોષ દેખીને પ્રહર્ષ પામતો નથી કિંતુ ઉપેક્ષા કરે છે તે અનસૂયા કહી છે. ટુંકામાં પરનો ઉત્કર્ષ ન સહન થાય તે અસૂયા અને તેનાથી જે વિરુદ્ધસ્વભાવતા તે

र्तिता ॥४२॥ अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिन्दितैः । स्वधर्मे च व्यवस्थानं शौचमेतत्प्रकीर्तितम् ॥४३॥ शरीरं पीड्यते येन सुशुभेनापि कर्मणा । अत्यन्तं तन्न कर्तव्यमनायासः स उच्यते ॥४४॥ अद्रोहः प्राणिमात्रस्य वर्जनं चानृतस्य च । प्रशस्ताचरणं नित्यं यत्तन्मङ्गलमुच्यते ॥४५॥ स्तोकादपि प्रदातव्यमदीनेनान्तरात्मना ।

---

અનસૂયા કહેવાય ॥૪૨॥ દૃષ્ટ અદૃષ્ટ એવા ભેદથી બે પ્રકારનું શૌચ નિરૂપણ કરે છે—સચ્છાસ્ત્રે ભક્ષણમાટે નિષેધ કરેલાં ડુંગળી આદિક અને જેનું ન ખપતું હોય એવાએ રાંધેલા અન્નનો ત્યાગ કરે છે એટલે તેનું ભક્ષણ નહિ કરવું અને સચ્છાસ્ત્રનિંદિત આચરણે રહિત સદાચરણસંપન્ન એવા પુરૂષોનો સમાગમ કરવો અને પોતાના વર્ણાશ્રમને ઉચિત ધર્મમાં સદા સ્થિતિ રાખવી તે શૌચનું સ્વરૂપ કહ્યુ છે. અભક્ષ્યનું અભક્ષણ અને સત્સમાગમ આ બે દૃષ્ટ પ્રકારથી અને સ્વધર્મમાં સ્થિતિ આ અદૃષ્ટ પ્રકારથી શૌચમાં ભેદ સમજવો. એટલે એક દૃષ્ટ શૌચ અને બીજું અદૃષ્ટ શૌચ સમજવું ॥૪૩॥ અનાયાસનું લક્ષણ કહે છે—જે અત્યંત કલ્યાણકારી કૃચ્છ્ર ચાંદ્રાયણાદિક કર્મ છે તેપણ યથાશક્તિ કરવું. જે પોતાની શક્તિને ઉલ્લંઘન કરીને કરે તો સર્વ ધર્મના સાધનભૂત શરીરના વિનાશમાટેપણ ક્યારેક થાય, માટે જે શક્તિને અનુસારે કૃચ્છ્રાદિ કલ્યાણ કર્મનું અનુષ્ઠાન થાય તે અનાયાસ કહેવાય, આવો અનાયાસ સર્વધર્મમાં મૂળભૂત શરીરના સંરક્ષણમાં કારણ હોવાથી અવશ્ય અપેક્ષિત છે. 'यथा शरीरं न ग्लायेन्नेयान्मृत्युवशं यथा । तथा कर्मसु वर्तेत समर्थः सर्वमाचरेत्' એવી સ્મૃતિ છે ॥૪૪॥ મંગળનું લક્ષણ કહે છે—પ્રાણિમાત્ર-કીટ પતંગાદિકનોપણ કાય વાણી અને મનથી દ્રોહ ન કરવો, અસત્ય ભાષણનો ત્યાગ કરવો એટલે પોતાનો તથા પારકો દ્રોહ ન થાય એરીતે સત્ય ભાષણ કરવું અને પ્રતિદિન સચ્છાસ્ત્રવિહિત સત્કર્મનું આચરણ કરવું તે મંગળ કહેવાય. કેમકે તે પોતાના તથા પારકા શ્રેયનું સાધન છે ॥૪૫॥ અકાર્પણ્યનું સ્વરૂપ કહે છે—યાચના કરતા પુરૂષને પૂર્તિ થાય એમ ન હોય તોપણ પોતાના સ્વલ્પ પદાર્થમાંથી પણ કિંચિત માત્રપણ વિભાગ કરીને અદીન-પ્રસન્ન ઉદાર મનથી પ્રતિદિન જે આ-

अहन्यहनि यत्किञ्चिदकार्पण्यं हि तत्स्मृतम् ॥४६॥ यथालब्धेन सन्तोषः परद्रव्याद्यचिन्तनम् । अनासक्तिश्च देहादौ निःस्पृहत्व तदुच्यते ॥४७॥ धर्मस्य धर्तुर्जगतां हि भक्ताः! सङ्क्षेपतो लक्षणमेतदुक्तम् । मया यथावत्कथयाम्यथो वस्तत्प्राप्त्युपायं च मुमुक्षुवेद्यम् ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे नारायणमुकुन्दानन्दादिसंवादे धर्मप्रशंसानिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

श्रीनारायणमुनिरुवाच—कायक्लेशैर्न बहुभिर्न चैवार्थस्य राशिभिः ।

પણ તે અકૃપણતા કહી છે ॥૪૬॥ નિ સ્પૃહતાનુ સ્વરૂપ નિરૂપણ કરે છે—પોતાના પ્રારબ્ધને અનુસારે પ્રાપ્ત થતા ધનાદિકથી સતોષ માનવો, પારકા ધનાદિ પદાર્થનુ મનવડે પણ ચિંતવન ન કરવુ એટલે ચોરીઆદિકનો સકલ્પપણ ન કરવો અને દેહ દૈહિકમા અનાસક્તિ–અહમમતાએ રહિતપણુ તે નિઃસ્પૃહતા જાણવી ॥૪૭॥ હે ભક્તો ! એવીરીતે સમસ્ત જગતના ધારણમા કારણભૂત એવા ધર્મનુ આ લક્ષણ મેં તમોને સક્ષેપમા યથાર્થપણે કહ્યુ હવે તેની પ્રાપ્તિનો ઉપાય જે મુમુક્ષુજનોએ અવશ્ય જાણવા યોગ્ય છે તેનો તમોને ઉપદેશ કરૂં છુ ॥૪૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે દ્વિતીયપ્રકરણે નારાયણમુનિ–મુકુંદાનંદાદિસંવાદે ધર્મપ્રશંસાનિરૂપણનામા પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

## [1]અધ્યાય ૨ જો.

પૂર્વાધ્યાયના અંતમા ધર્મપ્રાપ્તિના ઉપાયોના નિરૂપણની પ્રતિજ્ઞા કરી છે તેને સ્મૃતિવિગેરેના વચનોવડે કહેવાનો ઉપક્રમ કરતા પ્રથમ તેમા પ્રધાન સાધનભૂત શ્રદ્ધાનુ નિરૂપણ કરે છે શ્રીનારાયણમુનિ કહે છે—હે ભક્તો આ–પૂર્વોક્ત મહિમાવાળો ધર્મ શ્રદ્ધા–સદ્‌ગુરૂસચ્છાસ્ત્રના વચનોમાં વિશ્વાસપૂર્વક તેના આચરણની ત્વરાવિશેષથીજ પામી શકાય

[1] આ અધ્યાયમા શ્રીહરિએ ધર્મસિદ્ધિનો શ્રદ્ધા, નિયમ, શુભ દેશાદિક સાતનુ સેવન, કુસગત્યાગપૂર્વક સત્સગ અને સચ્છાસ્ત્રાભ્યાસ આદિક ઉપાયો કહીને, શોકાતુર નિજજનોની સાત્વના કરી છે

धर्मः सम्प्राप्यते ह्येष श्रद्धाहीनैः सुरैरपि ॥१॥ सर्वस्वं जीवितं चापि दद्यादश्रद्धया यदि । नाप्नुयात्स फलं किञ्चिच्छ्रद्धावानस्ततो भवेत् ॥२॥ श्रुतिमात्ररसाः सूक्ष्माः प्रधानपुरुषेश्वराः । श्रद्धामात्रेण गृह्यन्ते न करेण न चक्षुषा ॥३॥ श्रद्धा मातेव सर्वेषां

છે. આવી શ્રદ્ધાએ રહિત એવા સત્ત્વપ્રધાન દેવોનેપણ બહુ પ્રકારના કેવળ કાયકલેશથી કે કેવળ બહુ દ્રવ્યના વ્યયથી પણ તે ધર્મ પ્રાપ્ત થતો નથી ધનાઢ્યપણું કે કાયકલેશનુ સહનપણું કે દેવપણું ધર્માચરણમાં અતરંગ-નજીકનુ ઉપકાર કરનારૂં નથી, કિંતુ એક શ્રદ્ધાજ છે ॥૧॥ એનેજ દૃઢ કરે છે—જે શ્રદ્ધા વિના પોતાનુ સર્વસ્વ અથવા જીવિતપણ જે કોઇને અર્પણ કરે તો પણ તે પુરૂષ કિંચિત્ પણ ફળને પામે નહિ, માટે શ્રદ્ધાવાન્ થઇને ધર્માચરણ કરે ॥૨॥ ધર્મપણ તત્ત્વવિવેકપૂર્વક પાળે તો ફળને પોષણ કરનારો થાય, તત્ત્વવિવેકતો શ્રદ્ધા વિના થાય નહિ, કેમકે પ્રકૃતિ, પુરૂષ અને તેના નિયતા પરમેશ્વર આ ત્રણ તત્ત્વો અતિસૂક્ષ્મ-ન જાણી શકાય એવા છે, આ તત્ત્વત્રયનું જ્ઞાન તર્કથી પ્રાપ્ત થતું નથી કિંતુ શ્રુતિમાત્રરસ છે એટલે પ્રણિપાત પરિચર્યા વિગેરેવડે પ્રસન્ન થએલા તત્ત્વદર્શી ગુરૂઓથકી કરેલા શ્રવણથીજ તેનો રસ (તેના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન માહાત્મ્યજ્ઞાનરૂપ રસાસ્વાદ) ગ્રહણ થાય છે, આ અર્થ ભગવાને ગીતામા 'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिन' આ વચનથી કહ્યો છે આ તત્ત્વત્રય શ્રદ્ધામાત્રથી 'સત્ય છે' એમ ગ્રહણ થાયછે પણ કરથી કે ચક્ષુથી એટલે કર્મેન્દ્રિયથી કે જ્ઞાનેન્દ્રિયથી 'સત્ય છે' એમ સ્વીકારાતું નથી કર્મેન્દ્રિયનુ ગ્રહણ અસામર્થ્યમાં દૃષ્ટાંતપણે છે, એટલે જેમ કર્મેન્દ્રિયથી ગ્રહણ થતું નથી તેમ જ્ઞાનેન્દ્રિયથી પણ ગ્રહણ થાય નહિ. કેવળ શ્રદ્ધાથીજ ગ્રહણ થાય છે ॥૩॥

સર્વે-સર્વ કોઈ પુરૂષાર્થસાધનોમાટે શ્રદ્ધા માતા જેવી છે જેમ માતા અસમર્થ બાળકને સામર્થ્યનો ઉદય થાય ત્યાસુધી પાળી પોષીને વૃદ્ધિ પમાડે છે, તેમજ શ્રદ્ધા તેતે પુરૂષાર્થનાં સાધનોને તેની સ્થિરતા થાય ત્યાસુધી સારીરીતે વૃદ્ધિ પમાડે છે અથવા સર્વે-તેતે ફળમા પ્રવર્તેલા સર્વ-

ज्ञानवैराग्ययोः प्रसूः । श्रद्धया साध्यते धर्मो नान्योपायेन केनचित् ॥४॥ अपि निष्किञ्चना विप्राः श्रद्धावन्तो दिवं गताः । धर्मार्थकाममोक्षाणां श्रद्धा परमसाधनम् ॥५॥ क्रियावान् श्रद्दधानश्च दाता प्राज्ञोऽनसूयकः । धर्माधर्मविशेषज्ञस्तमस्तरति दुस्तरम् ॥६॥ श्रद्धयाऽऽचर्यमाणोऽपि धर्मः शिथिलचेतसाम् । यथाव-

---

કોઈ પુરૂષોને શ્રદ્ધા માતાતુલ્ય છે. જેમ માતા ગર્ભને આરંભીને ઇન્દ્રિયોનું સામર્થ્ય સિદ્ધ થાય ત્યાંસુધી બાળકને વૃદ્ધિ પમાડે છે, તેમ શ્રદ્ધા ફળલિપ્સાને સમારંભીને સાધનની સિદ્ધિ થતાસુધી તે તે ફળની લાલસાવાળા પુરૂષને અધિકારસમૃદ્ધિ સંપાદન કરી આપવાપણે પોષણ કરેછે. કિં બહુના-મોક્ષમાં સાધનભૂત જ્ઞાન વૈરાગ્યનીપણ તે આ શ્રદ્ધા પ્રસૂ-ઉત્પન્ન કરનારી છે. માટે સર્વ ધર્મ શ્રદ્ધાથીજ સિદ્ધ કરી શકાય છે પણ તે વિના બીજા કોઈપણ ઉપાયથી સિદ્ધ કરી શકાતો નથી ॥૪॥ નિષ્કિંચન-યાગ દાન આદિકમાં ઉપયોગી એવી દ્રવ્યસંપત્તિએ રહિત એવાપણ બહુ ઋષિઓ શ્રદ્ધાથીજ સ્વર્ગને પામ્યા છે, ( આ શ્રદ્ધાની સ્તુતિ છે ) માટે ધર્માદિ ચાર પુરૂષાર્થની પ્રાપ્તિનું પ્રથમ પરમ સાધન શ્રદ્ધાજ છે ॥૫॥ 'આ ધર્મ છે આ અધર્મ છે' એમ તેના સ્વરૂપભેદને જાણનારો, જાણેલા ધર્મસ્વરૂપમાં શ્રદ્ધાવાન્, શ્રદ્ધાથી પોતાના વર્ણાશ્રમોચિત કર્માનુષ્ઠાનમાં તત્પર, દાન ખાત આદિક પરોપકારધર્મપરાયણ, ઉક્ત ધર્માનુષ્ઠાનથી અંતઃકરણના અસૂયાદિ મળો જેના ટળી ગયા છે, માટેજ પ્રાજ્ઞ-આત્મજ્ઞાને સંપન્ન એવો પુરૂષ અજ્ઞાનરૂપ દુસ્તર તમને તરી જાય છે ॥૬॥

એરીતે શ્રદ્ધાનું સ્વરૂપ નિરૂપણ કરીને હવે નિયમનું સ્વરૂપ નિરૂપણ કરે છે-જે કોઈ નિયમ છે તે ધર્મની અભિવૃદ્ધિ અર્થે છે, શ્રદ્ધાથી કરવાને આરંભેલો એવોપણ ધર્મ પ્રમાદને લીધે અનિયમિત મનવાળા મનુષ્યોને શાસ્ત્રોક્ત યથાર્થ ફળ આપનારો થાય નહિ, કર્મ કરવામાં નિયમનો આશ્રય અવશ્ય કરવા યોગ્ય છે, પ્રતિદિન યથાકાળ યથાવિધિ નિયમથી તે તે કર્મ કરવું. શ્રદ્ધા હોય પણ કેટલાક આળસુઓ નિયમ વિનાના વર્તે છે. જેમકે-પ્રાતઃકાળમાં સૂર્યોદય થતાં હોમ કરવાનો કહ્યો છે, તેમાં એકાદ મુહૂર્તનો

त्फलदो न स्यात्कर्तव्यो नियमस्ततः ॥७॥ असिधाराव्रतं ह्येत-त्पुंसां नियमशीलनम् । दुष्करो नियमः पुम्भी रागलोभाकुला-त्मभिः ॥८॥ देवत्वं देवताः प्राप्ताः प्रकाशन्ते च तारकाः । निय-माचरणादेव वेलां नाक्रमतेऽर्णवः ॥९॥ नियमाद्दीप्यते वह्निर्नि-यमात्तप्यते रविः । नियमाद्वाति पवनो नियमाद्ध्रियते जगत् ॥१०॥ नियमानां हि दृश्यन्ते समृद्धाः फलसिद्धयः । तथा विनि-

અતિક્રમ થાય એમાં શી હાનિ છે? એમ માનીને તેના સમયમાં નહિ કરતાં બીજા સમયમાં કરે, એજરીતે મંત્રજપાદિ કર્મમાં 'દશ કે વીશ વાર જપવા' એવી સંખ્યાના નિયમને ઉલ્લંઘન કરે, એજરીતે પ્રતિદિન કરવાના કર્મમાં દિનવિચ્છેદ કરે-એટલે એક દિવસ કરે અને એક દિવસ ન કરે, ઇત્યાદિ અનિયમનો અવસર જેરીતે ન આવે એરીતે નિયમથીજ તે તે કર્મ કરવું. અર્થાત્ શ્રદ્ધાપણ નિયમપૂર્વકની હોય તો અર્થસિદ્ધિ કરનારી થાય ॥૭॥ જનોએ જે નિયમ રાખવો તે તરવારની તીવ્ર ધાર ઉપર સુઈ રહેવાના વ્રત જેવો અતિશય કઠિન છે. જો અલ્પપણ અસાવધાનતા આવી જાય તો અતિ અનર્થ આપનાર અને એક સાવધતાથીજ સાધ્ય આવો તે નિયમ વિષય-રાગ અને ધનાદિલોભથી વ્યાકુળ મનવાળાઓને તો નજ સિદ્ધ થાય એમાં કહેવુંજ શું? ॥૮॥ નિયમથીજ દુર્લભપણ સુલભ થાય અને અશક્યપણ શક્ય થાય એમ કહે છે—ઇન્દ્રાદિ દેવો પૂર્વ ભવમાં પરિશીલન કરેલા ધર્મનિયમથીજ દેવભાવને પામ્યા છે. શુક્ર ભૌમ આદિક તારાઓ પ્રા-ક્તન ધર્મનિયમથીજ તારાભાવને પામીને પ્રકાશે છે. જળનો નિધિ સમુ-દ્રનું અશક્ય એવુંપણ જે કાંઠાનું નહિ ઉલ્લંઘન કરવાપણું છે તે ભગવાનના નિયમરૂપ બળથીજ છે. અગ્નિ પ્રકાશે છે, સૂર્ય તપે છે અને વાયુ વાય છે તેપણ નિયમરૂપ બળથીજ છે. (સમુદ્રાદિકનો જે નિયમ કહ્યો તેતો પ્રશા-સનકર્તા પરમાત્માના ભયને લીધે છે, એટલો વિશેષ છે એટલે એમાં જે નિયમ છે તે પરમાત્માને પરતંત્ર છે અને બીજામાં સ્વતંત્ર છે) આ જગત્ નિયમે ધાર્યુંથકુંજ રહ્યું છે ॥૯-૧૦॥ લોકમાંપણ નિયમધારી નરોને આ-રંભેલા કર્મોની ફળસિદ્ધિઓ સમૃદ્ધિવાળી જોવામાં આવે છે. નિયમ વિના

यमानां च घोरा व्यापत्तयो भुवि ॥११॥ श्रद्दधानैस्ततः पुम्भिर्धर्मो नियमपूर्वकम् । वर्धनीयः प्रतिदिनं परलोकसहायकृत् ॥१२॥ देशः काल उपायश्च द्रव्यं श्रद्धा तथैव च । पात्रं त्याग इति प्रोक्तं धर्ममूलं हि सप्तकम् ॥१३॥ शुद्धैरेतैर्भवेद्धर्मो विशुद्धः

---

નરોને ફળસિદ્ધિની સમૃદ્ધિ મળતી નથી એટલુજ નહિ કિંતુ ઘોર વિપત્તિઓપણ આવી પડતી દેખવામા આવે છે 'નિયમ રાખે તો શ્રેય અને ન રાખે તો અશ્રેય થાય' એમ જોનારા બુદ્ધિશાલી પુરૂષે નિયમનો અવશ્ય આદર કરવો ॥૧૧॥ માટે ધર્માધિકારી પુરૂષોએ શ્રદ્ધા અને નિયમથી પરલોકમા સહાય કરનારો ધર્મ પ્રતિદિન પ્રવૃદ્ધિ પમાડવો ॥૧૨॥

ધર્મના મૂળ સાત સાધનોને સગ્રહથી કહે છે-**દેશ**—પુણ્યતીર્થ પુણ્યક્ષેત્રાદિ અથવા બ્રહ્માવર્તાદિરૂપ, **કાળ**—સક્રાન્તિઆદિક અને સાત્વિક બ્રાહ્મમુહૂર્તાદિરૂપ, **ઉપાય**—ઇતિકર્તવ્યતારૂપ, (શાસ્ત્રોક્ત વિધિને નહિ ઉલ્લઘન કરીને તે તે કર્મો જેમ કરવાના કહ્યા છે તેમ કરવા તે) **દ્રવ્ય**—ન્યાયથી સપાદન કરેલુ ધનધાન્યાદિ અને યજ્ઞશેષ, **શ્રદ્ધા**—આસ્તિકપણાના સસ્કારે સહિત ત્વરાવિશેષરૂપ, **પાત્ર**—વિદ્યા વૃત્ત વિગેરેએ સપન્ન વિપ્ર તથા ભગવદેકાતિક ભક્ત અને **ત્યાગ**—પોતાનુ સ્વત્વ (માલકીપણુ) છોડી દેવાપૂર્વક પરનુ સ્વત્વ સપૂર્ણ સપાદન કરી આપવુ તે તથા મમત્વઅભિમાનનો ત્યાગ, આ સાત સાધનો ધર્મના મૂળ છે એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે ॥૧૩॥ દેશકાળાદિ સાધનોની શુદ્ધિ હોય તો તેનાથી સાધ્ય એવા ધર્મની શુદ્ધિ થાય, નહિતો ન થાય એમ કહે છે—શુભ દેશાદિ સપ્તકના સેવનથી ધર્મ વિશુદ્ધ—નિર્મળ અને ફળદાયક થાય અને અશુભ દેશાદિ સપ્તકના સેવનથી ધર્મ વિપરીત—અશુદ્ધ અને અફળ થાય, એમ સત્ અસતના વિવેકવાળાએ જાણવુ શ્રદ્ધા તથા ત્યાગની શુદ્ધિતો સાત્વિકતારૂપ સમજવી તે ગીતામા કહ્યુ છે—'त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा । सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ यजन्ते सात्त्विका देवान् यक्षरक्षांसि राजसाः । प्रेतान् भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥' 'दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे । देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ यत्तु प्रत्यु-

फलदायकः । अनुद्धेर्विपरीतः स्यादिति ज्ञेयं विचक्षणैः ॥१४॥ पुंसां गुणाश्च दोषाश्च सदसत्सङ्गतोऽपि हि । स्युस्तत्सङ्गः सतां कार्यो नासतां तु मुमुक्षुभिः ॥१५॥ दोषजालस्य वै योनिरसतां तु समागमः । अहन्यहनि धर्मादेर्योनिः साधुसमागमः ॥१६॥ येषां त्रीण्यवदातानि विद्या योनिश्च कर्म च । सततस्तानेव सेवेत परीक्ष्य मतिमान्नरः ॥१७॥ निरारम्भा ह्यपि नराः पुण्यशीलोपसेवनात् ।

---

पकारार्थं फलमुद्दिश्य वा पुनः । दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते । असंस्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥' 'निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ! । त्यागो हि पुरुषव्याघ्र ! त्रिविधः सम्प्रकीर्तितः ॥ नियतस्य तु सन्न्यासः कर्मणो नोपपद्यते । मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात् त्यजेत् । स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ! । सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥' इत्यादि ॥१४॥

હવે ધર્મના મુખ્ય કારણભૂત સત્સંગનું નિરૂપણ કરે છે—પુરૂષોને સત્ય સરલતા આદિક ગુણો સત્સંગને આધીન છે અને અસત્ય અસરલતા આદિક દોષો અસત્સંગને આધીન છે, માટે ધર્મમાં મુખ્ય હેતુ સત્સમાગમજ કરવો. અસત્સમાગમતો ક્યારેય કરવો નહિ. મુમુક્ષુએતો કુસગત્યાગપૂર્વક સત્સંગ વિશેષપણે કરવો ॥૧૫॥ કહેલી બાબતનેજ દૃઢ કરવા કહે છે—અસત્સંગ એક દોષનું કે બે દોષનું મૂળ નહિ કિંતુ હિંસાદિ દોષસમૂહનું મુખ્ય મૂળ છે. એજરીતે સત્સંગ ધર્માદિ ગુણગણનું મુખ્ય મૂળ છે. સત્સમાગમ થકી પ્રતિદિન સદ્ગુણ અપૂર્વ ઉદ્ભવે છે ॥૧૬॥ કયા ચિહ્નથી સંતોને ઓળખવા તે કહે છે—જેમની વિદ્યા, યોનિ ( ઉત્પત્તિ ) અને કર્મ આ ત્રણ શુદ્ધ હોય તેમનેજ સંત જાણવા. આ ત્રણની વિશુદ્ધિવડે મતિમાન્ મનુષ્ય પરીક્ષા કરીને તેજ સંતોને સેવે. શુદ્ધ સંપ્રદાય પરંપરાગત વિદ્યાવાળા ગુરૂથકી જે વિદ્યાપ્રાપ્તિ તે વિદ્યાશુદ્ધિ, સ્વધર્મનિષ્ઠ માતાપિતાથકી જે ઉત્પત્તિ તે યોનિશુદ્ધિ અને સચ્છાસ્ત્રોક્ત અહિંસા બ્રહ્મચર્યાદિ સદાચરણમાં જે નિષ્ઠા તે

पुण्यमेवाप्नुवन्तीह पापं पापोपसेवनात् ॥१८॥ असतां दर्शनात्स्पर्शात्सञ्जल्पाच्च सहासनात् । धर्माचारात्प्रहीयन्ते न च सिध्यन्ति मानवाः ॥१९॥ बुद्धिश्च हीयते पुंसां नीचैः सह समागमात् । मध्यमैर्मध्यतां याति श्रेष्ठतां याति चोत्तमैः ॥२०॥ तस्मात्प्राज्ञैश्च वृद्धैश्च सुस्वभावैस्तपस्विभिः । सद्भिश्च सह संसर्गः कार्यः शमपरायणैः ॥२१॥ कर्तव्यस्य हि धर्मस्य यथावल्लक्षणं ततः । अधर्मस्याप्यकार्यस्य ज्ञायते सद्भ्य एव हि ॥२२॥ यूयं सर्वे ततो भक्ताः । सतामेव समागमम् । कुर्वन्त एवाऽऽचरत स्वस्वधर्मं यथोचि-

---

कर्मशुद्धि संभवी ॥१७॥ આ લોકમાં સારા ધર્માચરણના ઉદ્યોગે રહિત એવાપણ પુરૂષો ધર્મશીલ સત્પુરૂષના સમાગમમાત્રથી પુણ્યનેજ પામે છે એટલે સારા પુણ્યશીલ થાય છે. તેમજ અધર્માચરણે રહિત એવાપણ પુરૂષો અધર્મશીલ અસત્પુરૂષના સમાગમથી પાપનેજ પામે છે એટલે પાપશીલ થાય છે ॥૧૮॥ અસંતોના સંગભેદો જે અનર્થ કરનારા છે તેને કહે છે–અસાધુ જનોનું સ્નેહસાથેનું દર્શન, તેના અંગનો સ્પર્શ, તેની સાથે બોલવું, તેની સાથે બહુ વખત એક આસનમાં બેસવું વિગેરે સંગભેદોએ કરીને સંગ કરનારા મનુષ્યો ધર્માચાર થકી પતિત થાય છે અને અનુષ્ઠાન કરેલા ધર્મના ફળથીપણ તે પ્રચ્યુતિ પામે છે ॥૧૯॥ પુરૂષોની પ્રકૃતિસિદ્ધ એવીપણ બુદ્ધિ નીચ નરના પૂર્વોક્ત લક્ષણવાળા સમાગમથી નીચ થાય છે તથા મધ્યમ (અતિ નીચ નહિ) નરના સમાગમથી મધ્યમ થાય છે તથા **ઉત્તમ**-સત્પુરૂષના સમાગમથી શ્રેષ્ઠ–ઉત્તમ થાય છે ॥૨૦॥ માટે **વૃદ્ધ**–વયથી વૃદ્ધ, **સુસ્વભાવ**–પ્રકૃતિથીજ પરધન પરદાર આદિકથકી વિમુખસ્વભાવવાળા, **તપસ્વી**–વ્રત ઉપવાસ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપમાં નિષ્ઠાવાળા, માટેજ **શમપરાયણ**–શમૈક પ્રયોજન પરાયણ અથવા શમૈક સાધન પરાયણ, માટેજ શમદમાદિસાધનસંપત્તિને લીધે **પ્રાજ્ઞ**–વિજ્ઞાનને પામેલા એવા સાધુઓ સાથે સદા સંસર્ગ કરવો ॥૨૧॥ કરવા યોગ્ય ધર્મ અને ન કરવા યોગ્ય અધર્મનું પણ યથાર્થ લક્ષણ પૂર્વોક્ત સાધુજનોના સંગથીજ (તેમના આચરણરૂપ પ્રમાણથી) સ્પષ્ટ જાણવામાં આવે છે, માટે

तम् ॥२३॥ श्रीवासुदेवमाहात्म्यात्स तु ज्ञेय इति स्वयम् । स्वाम्येवोचे ततस्तसाद्बोद्धव्यस्तत्त्वतश्च सः ॥२४॥ तमास्थिता भगवतो राधाकृष्णस्य नित्यदा । एकान्तभक्तिं कुरुत स्वामीष्टफलदायिनीम् ॥२५॥ धर्माधर्मौ साध्वसाधू न्यायान्यायौ च तत्त्वतः । कृष्णस्वरूपतद्भक्ती बुध्यन्ते शास्त्रतः सतः ॥२६॥ अवश्यमेव तत्कार्यः सच्छास्त्राभ्यास आदरात् । स्वस्वबुद्ध्यनुसारेण भवद्भि-

---

હે ભક્તો ! તમો સર્વે સતોના સગને સારી રીતે વધારતાથકા યથાયોગ્ય પોતપોતાના ધર્મનેજ અનુષ્ઠાન કરો 'અમો ભક્તિનિષ્ઠાવાળા છીએ' એમ અભિમાનીને ધર્મમા પ્રમાદ કરો નહિ ॥૨૨-૨૩॥ 'તે સ્વધર્મતો શ્રીવાસુદેવમાહાત્મ્ય થકી જાણવો' એમ શ્રીરામાનદસ્વામિએ પોતે આપણને કહ્યું છે, માટે તે ધર્મ તે થકી તથા તે તે બીજા સ્મૃત્યાદિ પ્રમાણથકીપણ યથાર્થપણે જાણવો ॥૨૪॥ જે આ ધર્મની કર્તવ્યતા ઉપદેશ કરી તે ભક્તિના અગપણેજ જાણવી પણ સ્વતત્રપણે નહિ એમ જણાવામાટે કહે છે-હે ભક્તો ! તમો તે ધર્મને ભક્તિના અગપણે આશ્રય કરીને ભગવાન્ રાધાકૃષ્ણની એકાતિકી ભક્તિ કરો, કારણ કે ભક્તિ સ્વાભીષ્ટ ફળને આપનારી છે આ ભક્તિ બીજા સાધનોની પેઠે એક એક ફળને સિદ્ધ કરનારી નહિ કિંતુ સર્વે ફળને સિદ્ધ કરનારી છે. એનો આ અસાધારણ મહિમા છે ॥૨૫॥

હવે સચ્છાસ્ત્રાભ્યાસની અવશ્ય કર્તવ્યતા કહે છે—હે ભક્તો ! ધર્માધર્મ-વિધિનિષેધરૂપ, સાધુઅસાધુ-અનુકૂળપ્રતિકૂળ, ન્યાયઅન્યાય ( ધર્માધર્મમા કે અનુકૂળ પ્રતિકૂળમાં વાદિઓથકી વિરોધ આવે ત્યારે તેનુ ઉપશમન કરીને ધર્મનિર્ણય માટે સમર્થ થાય તે ન્યાય અને તેનાથી વિપરીત તે અન્યાય કહેવાય. અન્યાયના ત્યાગમાટે અન્યાયના સ્વરૂપજ્ઞાનની અપેક્ષા છે ) અને પરમ તત્ત્વ શ્રીકૃષ્ણનુ સ્વરૂપ તથા તેની ભક્તિનુ સ્વરૂપ, આ બધી બાબતો સચ્છાસ્ત્રથકી યથાર્થપણે મુમુક્ષુઓ જાણી શકે છે ॥૨૬॥ માટે મારા આશ્રિત તમારે સર્વેએ અવશ્યપણે સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથી કરવો યદ્યપિ આગળ ગણી બતાવશે એવા વેદાદિ સચ્છાસ્ત્રોને મધ્યે કેટલાંક અતિગહન છે તેમાં કોઇનો બુદ્ધિ દુર્બળતાને લીધે પ્રવેશ થાય

मदुपाश्रयैः ॥२७॥ नैर्गुण्यस्थितिमाप्यापि न सच्छास्त्राणि सन्त्यजेत् । सद्ग्रन्थवर्जनात्सिद्धा अपि जाड्यं व्रजन्ति यत् ॥२८॥ उत्साहशक्तिभङ्गश्च कृष्णभक्तौ ततो भवेत् । बुद्धिमोहश्च शैथिल्यं श्रद्धाया अपि जायते ॥२९॥ स्थापिते येषु कृष्णस्य साकारत्वविशुद्धते । सच्छास्त्राणि तु तान्येव वेदार्थानुसृतानि हि ॥३०॥ बहूनि

નહિ, તથાપિ તેનો પોતપોતાની બુદ્ધિને અનુસારે અભ્યાસ કરવો ॥૨૭॥ ગુણાતીતપણારૂપ નિર્ગુણ સ્થિતિ (આત્મનિષ્ઠા) પ્રાપ્ત થઈ હોય તથાપિ સચ્છાસ્ત્રના પરિશીલનનો પરિત્યાગ કરે નહિ, કેમકે તેના ત્યાગથી સિદ્ધ–આત્મનિષ્ઠાએ સંપન્ન એવાપણ પુરૂષો બુદ્ધિજડતાને પામે છે. (આ અર્થવાદ સચ્છાસ્ત્રાભ્યાસની અવશ્ય કર્તવ્યતા માટે પ્રવર્તે છે) અથવા–અર્થ એવો કરવો કે-'નૈર્ગુણ્યસ્થિતિ' આ પદથી લક્ષણાવડે આ લોક પરલોકના ફળમાં વૈરાગ્યાદિક લેવું. રાગદ્વેષાદિ દોષો માયાગુણની અધિકતાને લીધે ઉદ્ભવે છે, તેણે રહિતપણું તે નિર્ગુણપણું આ સ્થળે જાણવું. યદ્યપિ સચ્છાસ્ત્રના અભ્યાસાદિકથી શમદમાદિકને પામ્યો હોય અને વિષયો થકી વૈરાગ્યને પામ્યો હોય અને આત્મામાં અભિરૂચિને પામ્યો હોય તથાપિ તે જો આટલામાત્રથી 'હું કૃતકૃત્ય થયો છું' એમ માનીને ગુરૂશરણ શાસ્ત્રપરિશીલન આદિકનો ત્યાગ કરી દે તો ફરીથી જાડ્ય–અજ્ઞાનનેજ પામે. કેમકે-સિદ્ધ–આત્મમનનરૂપ યોગાભ્યાસના અધિકારરૂપ સિદ્ધિને પામેલાઓ પણ સચ્છાસ્ત્રાર્થના મનનરૂપ તેના અભ્યાસના પરિત્યાગથી જાડ્ય–પોતાના અધિકારમાંથી ભ્રષ્ટ થવારૂપને પામે છે ॥૨૮॥ જડતા પ્રાપ્ત થતાં કૃષ્ણભક્તિમાં ઉત્સાહશક્તિનો ભંગ, શ્રદ્ધાની શિથિલતા અને બુદ્ધિમાં મોહ આદિક સમગ્ર અશ્રેય આવી પડે છે, માટે સચ્છાસ્ત્રાભ્યાસનો ત્યાગ કરવો નહિ એટલું તત્ત્વ છે ॥૨૯॥ તે સચ્છાસ્ત્રો કયાં જાણવાં? તે હવે કહે છે—જેમાં ભગવાન્ શ્રીકૃષ્ણની સદા દિવ્યાકારતા (આ ઉપરથી દિવ્ય ગુણાકરતા પણ જાણી લેવી) તથા નિત્યનિર્દોષતા નિરૂપણ કરી હોય એજ વેદાર્થાનુસારી સચ્છાસ્ત્રો સમજવાં, આ સ્થળે 'વેદાર્થાનુસારી' એમ કહેવાથી વેદની સ્વતઃપ્રમાણતા અને સચ્છાસ્ત્રતા સૂચવી છે. વેદનુંપણ પરમ તાત્પર્ય નિત્યનિર્દોષ કલ્યાણગુણાકર

सन्ति तानीह तेष्वभीष्टानि यानि मे। भवन्ति तानि कथये शृणु-तात्महितानि वः ॥३१॥ वेदाश्च व्याससूत्राणि गीता भगवतोदिता। नाम्नां सहस्रं विष्णोश्च श्रीमद्भागवतं तथा ॥३२॥ श्रीवासुदेवमाहात्म्यं नीतिर्विदुरकीर्तिता। याज्ञवल्क्यस्मृतिश्चेति सन्त्यभीष्टानि मेऽष्ट वै ॥३३॥ तत्रापि भगवद्गीता तथा शारीरकाणि च। इति रामानुजाचार्यभाष्योपेतं मतं द्वयम् ॥३४॥ एतदभ्यासतो बुद्धिः कृष्णभक्त्यैव वासिता। भवेत्ततोऽन्यशास्त्रार्थैर्न

પરમાત્માનાજ પ્રતિપાદનમા છે એમપણ જણાવ્યુ છે ॥૩૦॥ આ લોકમાં તે શાસ્ત્રો વિષ્ણુપુરાણ ભારત આદિક બહુ છે તેને મધ્યે મને જે અભીષ્ટ છે, એટલે બીજાપણ મને ઇષ્ટ છે પરતુ ઉત્કર્ષવિશેષના યોગથી જે અભીષ્ટ છે તેને નામથી નિર્દેશ કરીને તમોને જણાવું છું; તેને તમો સાંભળો. આ શાસ્ત્રો આત્મસ્વરૂપને પમાડવામાં ઉપયોગી હોવાથી જીવાત્માના હિતને કરનારા છે ॥૩૧॥ જે અપૌરૂષેય અને સ્વત પ્રમાણ છે એવા ઋગાદિ ચાર વેદો, (ચકારથી પાચરાત્રનો પરિગ્રહ કરવો) જેને શારીરકસૂત્ર કહે છે એવાં વ્યાસમુનિએ કરેલાં બ્રહ્મસૂત્ર, ભગવાન્ શ્રીકૃષ્ણે મહાભારતના ભીષ્મપર્વમાં અર્જુન પ્રતિ કહેલી ગીતા, (આ ઉપરથી બીજી ગીતાથકી આનો વિશેષ સમજવો) મહાભારતના આનુશાસનિક પર્વમાં કહેલું શ્રીવિષ્ણુનામસહસ્ર, શ્રીમદ્ભાગવતપુરાણ, સ્કદપુરાણના વિષ્ણુખંડમાં રહેલું શ્રીવાસુદેવમાહાત્મ્ય, ઉદ્યોગપર્વમાં ધૃતરાષ્ટ્ર પ્રતિ વિદુરજીએ કહેલી નીતિ અને યાજ્ઞવલ્ક્યસ્મૃતિ આ આઠ સચ્છાસ્ત્ર મને અભીષ્ટ છે. આના અભીષ્ટપણામાં નિમિત્તભૂત જે વિશેષ છે તે શિક્ષાપત્રીભાષ્યમાં કહ્યો છે તે તેથકી જાણી લેવો ॥૩૨-૩૩॥ આ આઠ સચ્છાસ્ત્રોને મધ્યેપણ ઉપનિષદના અર્થનો નિર્ણય કરવા પ્રવર્તેલાં શારીરકસૂત્રો તથા ભગવદ્ગીતા કે જે ઉપનિષદના સારસદોહરૂપ છે તેના તાત્પર્યનો નિર્ણય કરવામાં ભગવાન્ રામાનુજાચાર્યે કરેલું ભાષ્યજ અભીષ્ટપણે આદર કરવું ॥૩૪॥ આ બે સભાષ્ય સચ્છાસ્ત્રનો અભ્યાસ (પઠન પાઠન વિચારણ વિગેરે) કરવાથી બુદ્ધિ કૃષ્ણભક્તિથી વાસિત-સારા સસ્કારવાળી થાય છે. બીજા શાસ્ત્રના અભ્યાસથી થતી નથી. બીજા

पतेदौद्धवाध्वतः॥३५॥अशक्तो द्वाविमौ ग्रन्थावध्येतुं यः स सर्वथा। गीतां रामानुजाचार्यभाष्योपेतां पठेन्नरः ॥३६॥ स्मृतिस्तु याज्ञवल्क्यस्य विज्ञानेश्वरकृतया । युक्ता मिताक्षरानाम्न्या टीकयैव मता मया ॥३७॥ आचारव्यवहाराणां प्रायश्चित्तस्य चाधिनाम्। एतया निर्णयः कार्यः सम्प्रदायानुसारतः ॥३८॥ ग्रन्थेष्वेष्वप्यतीष्टा मे त्रयो भागवतस्य यौ । दशमः पञ्चमः स्कन्धौ याज्ञव-

---

વિપરીત અર્થને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોના અભ્યાસે કરીને તો ઉદ્ધવાભિમત પારમૈકાંતિક ભક્તિમાર્ગથકી પડીજ જાય. માટે આ બે સચ્છાસ્ત્ર થકી જે વિરૂદ્ધ હોય તેનું સેવન કરવું નહિ ॥૩૫॥ અધ્યાત્મતત્ત્વના વિજ્ઞાન વાસ્તે શ્રીભાષ્ય તથા ગીતાભાષ્યનું અવશ્ય અધ્યયન કરવુ. તેમાં જો શ્રીભાષ્યના અધ્યયનમાં સામર્થ્ય ન હોય તો ભગવાન્ રામાનુજાચાર્યે વિરચિત ગીતાભાષ્યનું અધ્યયન કરવું ॥૩૬॥ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્તમાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિ જે પ્રમાણપણે સ્વીકારી છે તેનો ભાવાર્થ જાણવામાં વિજ્ઞાનેશ્વર પંડિતે રચેલી મિતાક્ષરા નામની ટીકા મેં માનેલી છે, કારણ કે તે ટીકા શબ્દસંક્ષેપવાળી અને અર્થવિસ્તારવાળી વિશેષ છે, માટે તે વ્યાખ્યાથી તેનો અર્થ જાણીને તેને અનુસારે યથાસંપ્રદાય આચાર આદિકનો નિર્ણય કરવો. યથાસંપ્રદાય એટલે મિતાક્ષરામાં પણ બહુ સ્મૃત્યાદિ વાક્યને અનુસારે અને પોતાનાપણુ આગ્રહથી બહુધા નિર્ણય કરેલો જણાય છે માટે ઉદ્ધવસંપ્રદાયને અનુસરનારો નિર્ણય તેમાંથી અનુસરવો ॥૩૭-૩૮॥ આ વેદાદિ આઠ ગ્રંથોમાંપણ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, શ્રીભાગવતના દશમ તથા પંચમ સ્કંધ, આ ત્રણ ગ્રંથો સારરૂપ હોવાથી અમને અત્યંત અભીષ્ટ છે. ભાવાર્થ એ છે કે-મોક્ષમાટે અનુષ્ઠાન કરવા યોગ્ય સાધનસમુદાય આજ છે, શો ? તો વર્ણાશ્રમોચિત ધર્મ, આત્મદર્શનના સાધનભૂત યોગ (જ્ઞાન) અને ભગવાનમાં પરમ ભક્તિ. સર્વ સચ્છાસ્ત્રોનો પરમ તાત્પર્યવિષય આ ત્રણજ બાબતો છે. આ ત્રણનો સારાંશપણે સંક્ષેપ કરી આ ત્રણ ગ્રંથોજ બોધ કરેછે. તેમાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વર્ણાશ્રમધર્મનો, પંચમસ્કંધ યોગનો અને દશમસ્કંધ પરાભક્તિનો બોધ આપેછે. માટે આઠ શાસ્ત્રોમાં આ ત્રણ

त्ययस्य च स्मृतिः ॥३९॥ कर्तव्या नित्यपाठादावेते ग्रन्थोत्तमास्ततः। विचार्याः स्वस्थमनसा मदीयैः श्रेयसे जनैः ॥४०॥ इत्याज्ञा पालनीया मे भवद्भिर्मामुपाश्रितैः। शोकस्तु स्वामिनो नैव कार्यः प्राकृतजीववत् ॥४१॥ अखण्डं स्वस्वरूपस्था महान्तो ये तु पूरुषाः। कल्याणार्थं हि जगतां ज्ञेयं तज्जन्म भूतले ॥४२॥ आविर्भावतिरोभावौ तेषां स्वातन्त्र्यतः किल। भवतो न त्वितरवन्निजकर्मवशात् क्वचित् ॥४३॥ तद्देहत्यागमालोक्य मुह्यन्त्यसुभृतोऽसुराः।

---

સાર સગ્રહરૂપ હોવાથી મને અધિક અભીષ્ટ છે ॥૩૯॥ હે ભક્તો! આ ત્રણ ગ્રંથો મને અતિ ઇષ્ટ છે, માટે આ ત્રણ ઉત્તમ ગ્રંથોનું મારા આશ્રિત તમો સર્વ જનોએ અવસરને અનુસારે પઠન પાઠન પારાયણ આદિક કરવું અને એનો સ્વસ્થ મનથી વિચાર કરવો એટલે એના અર્થનું મનન કરવું, કારણ કે આતો આત્યતિક શ્રેયનું સાધન છે ॥૪૦॥

શ્રીરામાનંદસ્વામિની આજ્ઞાને અનુસરતો એવો હું તે મારી આ આજ્ઞા મારા આશ્રયપરાયણ તમો તમામે અવશ્ય પાળવી. બીજું–શ્રીસ્વામીના અંતર્ધાન નિમિત્તનો અનુશોક તમારે કોઇએ કરવો નહિ શોકતો પ્રાકૃત–દેહાભિમાની અજ્ઞાનિઓને થાય, પણ સ્વામીના ચરણના અનુગ્રહથી તત્ત્વવિવેકને પામેલા અને મારાજ એક આશ્રયપરાયણ એવા તમોને તે ઘટેજ નહિ ॥૪૧॥ શ્રીસ્વામીનું ચારિત્ર્ય જાણનારાઓએ તો બીલકુલ શોક કરવો નહિ એમ કહેછે–શ્રીસ્વામીતો કર્મપરવશ પ્રાણીઓની પેઠે જન્મમરણરૂપ ચક્રમાં પ્રવિષ્ટ થએલા ન હતા, કેમકે તેતો જગત્તળમાં જીવોના કલ્યાણકાજે ભગવાનની પેઠેજ તેમના સકલ્પથી કે પોતાના સકલ્પથી અવતર્યા હતા. એજ રીતે બીજા મોટા પુરૂષો અખંડ–નિરંતર પરમાત્માત્મક બ્રહ્મભૂત સ્વ-સ્વરૂપમાંજ વર્તતા મુક્તોજ સસારી જીવોનું સસાર નિવૃત્તિ કરીને કલ્યાણ કરવામાટે ભુતળમાં અવતરે છે. માટે તેમનો આવિર્ભાવ તિરોભાવ સ્વેચ્છાકૃત છે પણ બીજાઓની માફક ક્યારેય કર્મકૃત નથી. તો તેવામાં શોકનો લેશ અવસર કેમ હોય ? નજ હોય ॥૪૨-૪૩॥ લોકોના કલ્યાણ કારણે અવતરેલા મહાપુરૂષોએ સ્વેચ્છાથી કરેલા દેહત્યાગની રીતિને

दैवास्तु तत्स्वरूपज्ञास्तेषां लीलां विदन्ति ताम् ॥४४॥ अतः शोकं विहायैव सेव्यमूर्तेर्गुरोः प्रभोः । स्वस्वदेशान्प्रयाताद्य याम्यहं धीरजित्पुरम् ॥४५॥ सुव्रत उवाच—एवं सुबोधितास्तेन विशोका इव तेऽखिलाः । स्वस्वदेशं ययुर्नत्वा भक्तास्तं च गुरुं विदुः ॥४६॥ सकलनिगमधर्मशास्त्रसारं समुपदिशन् विशदं सुनिश्चितं सः । हरिरखिलसतीर्थ्यशोकमीशः क्षितिप ! हरन्नभिधां चकार सा-

જોઇને પ્રાણધારી-એક પ્રાણપોષણપરાયણ આસુર-દેહાત્માભિમાનને લીધે કામ ક્રોધાદિ આસુર વૃત્તિવાળા જનો 'આજ આપણો આ શત્રુ મરી ગયો' એમ મીથ્યા મોહ પામેછે. તેમના સ્વરૂપને યથાર્થપણે જાણનારા જે કોઈ દૈવ-સત્ત્વ પ્રકૃતિના જનો છે તેતો 'અવતાર ધારણનું પ્રયોજન પરિપૂર્ણ કરીને અંતર્ધાન થઈ ગયા' એમ લીલા માનીને કશો મોહ પામતા નથી ॥૪૪॥ માટે લોકોના કલ્યાણ અર્થે અવતરેલા હોવાથી સર્વેએ સમાશ્રય કરવા યોગ્ય દિવ્ય મંગળમય મૂર્તિ જેમની છે, માટેજ પ્રભુ-કર્મપરવશ નહિ અને આપણા સર્વના સદ્ગુરૂ એવા શ્રીરામાનંદ-સ્વામીનો અંતર્ધાનનિમિત્તનો અનુશોક ત્યાગ કરીનેજ તમો જેજે દેશમાંથી આવ્યા છો તેતે દેશમાં સંસારી જનોના સમુજ્જીવનમાંજ મુખ્ય ઉપયોગી સદુપદેશ આપવા જાઓ. હુંપણ ધોરાજી પુરપ્રત્યે જઉછું ॥૪૫॥ સુવ્રત-ઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાને ધર્માદિકના ઉપદેશથી સારી રીતે બોધ આપેલા તે સમગ્ર ભક્તો શોકવેગે રહિત થઇને, તેમને તેમનું વચન અંગીકાર કરવાપૂર્વક પ્રણામ કરી, આજ્ઞાને અનુસારે પોતપોતાના દેશમાં ગયા. શ્રીસ્વામીના ચરણકમળના સેવક મુકુંદાનંદાદિ સર્વેપણ શ્રીનારાયણમુનિનેજ 'આતો આપણા ગુરૂભાઈ છે' એવી બુદ્ધિનો ત્યાગ કરીને 'એજ અમારા ગુરૂ છે' એમ દૃઢપણે માનવા લાગ્યા ॥૪૬॥ હે રાજન્! તે આ પરમેશ્વર શ્રીહરિએ સમસ્ત શ્રુતિ સ્મૃતિના શુદ્ધ નિશ્ચિત સારભૂત ધર્માદિકના સ્વરૂપનો ઉપદેશ આપીને સમગ્ર ગુરૂભાઈ મુકુંદા-નંદાદિકનો શોક હરિ નાંખવાથી પોતાની હરિ એવી સંજ્ઞા સાર્થક કરી. हरतीति हरिः—દુઃખને હરે તે હરિ કહેવાય. 'हरणात्सर्वदुःखानां हरिरित्य-

र्थाम् ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे नारायणमुनि-मुकुन्दानन्दादिसंवादे श्रद्धादिप्रशंसा-सच्छास्त्रोपदेशनिरूपणनामा द्वितीयोऽध्याय ॥२॥

सुव्रत उवाच—ततः शिष्यैरनुगतः कतिभिश्चित्स भूपते ! । धर्मप्रवृत्त्येकमना धीरजित्पुरमभ्यगात् ॥१॥ भक्तैः स बहुभिर्मार्गे पूज्यमानोऽतिभावतः । भाण्डीरपुरमागत्य मणिभद्रपुरं ययौ ॥२॥ ग्रामं पिप्पलसंज्ञं च ततोऽगतरयाभिधम् । कालवाणीं ततः प्रायाद्भक्तानानन्दयन्निजान् ॥३॥ क्वचिदेकं दिनं द्वे वा क्वचित्त्रीणि

भिधीयते' એવી નિરૂક્તિ છે ॥૪૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે નારાયણમુનિ-મુકુંદાનંદાદિસંવાદે શ્રદ્ધાદિપ્રશંસા-સચ્છાસ્ત્રોપદેશનિરૂપણનામા દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥

## [1]અધ્યાય ૩ જો.

સુવ્રતમુનિ કહેછે—હે ભૂપતે ! તે ફણેણી ગ્રામથકી શ્રીહરિ પોતાનો શિષ્યવર્ગ અપરિમિત વર્તે છે તથાપિ કેટલાકજ–પરિચર્યામાત્રમાં પર્યાપ્ત (સેવામા જોઇએ એટલા) અથવા પોતાના ચરણ કમળના વિયોગને નહિ સહન કરી શકવાના સ્વભાવવાળા કેટલાકજ (થોડા) શિષ્યોને સાથે લઇને ધોરાજી પુરમા પધાર્યા. લાભ ખ્યાતિ કે પૂજાની સ્પૃહાથી તે પુરમાં પધાર્યા એમ નહિ કિંતુ એકાંતિક ધર્મની પ્રવૃત્તિ કરવાનો મનમા મુખ્ય સકલ્પ કરીને પધાર્યા ધર્મની પ્રવૃત્તિ કરવી એજ અવતારધારણનું પ્રયોજન છે અને ગુરૂ સ્વામીએપણ એજ આજ્ઞા કરી હતી. માર્ગમા પ્રેમરસથી ભીના હૃદયવાળા તેતે ગામ નગરના અનેક ભક્તોએ પુષ્પાદિ ઉપચારોવડે પૂજ્યાથકા ધોરાજીથકી ભાડેર, ભાડેરથકી માણાવદર, માણાવદરથકી પિપળાણા, પિપળાણાથકી અગત્રાઈ અને અગત્રાઈથકી કાળવાણી ગામે પધાર્યા તેતે ગામનગરમા બહુ દિવસ રહ્યા નહિ. કોઈ ગામમાં એક દિવસ તો કોઈ

१ આ અધ્યાયમા ભગવાને સ્વામીની આજ્ઞાને અનુસારે ધર્મોપદેશમાટે કરેલો ગ્રામ નગરમા પ્રવેશ અને માગરોળમાં સર્વાવતારિપણાને સૂચવનાર પોતાનું અદ્ભુત ઐશ્વર્ય દર્શાવ્યુ, તે નિરૂપણ કર્યું છે

वसन् स च । योधयित्वा निजान्भक्तान्स्वस्वधर्मेष्वतिष्ठिपत् ॥४॥ आज्ञया स्वगुरोरेव यानमारोहति स सः । दधौ क्वचिदलङ्कारा-न्नूतनान्यंशुकानि च ॥५॥ धर्माध्वनि स्थापयितुं योषितो भाषते स च । तथापि क्वापि नासक्तः स बभूवात्मशक्तितः ॥६॥ स्थापनायैव धर्मस्य विचरन्स धरापते ! । प्रायात्समुद्रतीरस्थं मकरालयपत्तनम् ॥७॥ उपकण्ठे तत्र सिन्धोर्नातिदूरे पुराद्बहिः । घट-

ગામમા બે દિવસ તો કોઈ ગામમાં ત્રણ દિવસ રહ્યા હતા. રહેવાનું નિમિત્ત પણ લાભ ખ્યાતિ કે પૂજા માટે નહિ કિંતુ ધર્મસ્થાપનમાટેજ. તેતે ગામ નગરમાં નિવાસ કરીને શ્રીહરિએ તેતે પોતાના ભક્તોને આનંદ આપતાથકા સચ્છાસ્ત્રનાં વચનો વડે ધર્મમાર્ગમાં રહેવાનો મહિમા ઉપદેશ કરીને સ્વ-સ્વધર્મમાં દૃઢ સ્થાપન કર્યા હતા ॥૧-૪॥ આ ભગવાન્ શ્રીહરિ ચરણચારિ (પગપાળા) વ્રતને અનુસર્યા છે તથાપિ આત્મીય ભક્તજનોની પ્રાર્થના પરિપૂરવા ગુરુની આજ્ઞાથીજ કદાચિત્ રથ અશ્વ વિગેરે વાહનમાં બેસતા હતા. તથા પોતે વર્ણિવેષનેજ ઉચિત દંડ, મૃગચર્મ, વલ્કલ વિગેરેમાંજ એક પ્રીતિવાળા છે તથાપિ ભક્તજનોની પ્રાર્થના પરિપૂર્ણ કરવા ભક્તોએ ભાવથી અર્પેલા નવીન મહાવસ્ત્ર, (શાલ દુશાલાદિ) વિભૂષણ (કડાં સાંકળાં બાજુબધ આદિક) વિગેરેનેપણ કદાચિત્ ધારણ કરતા હતા ॥૫॥ તથા સ્ત્રિયો વૈશ્યો શૂદ્રો કે જે કોઈ પાપયોનિના જીવો હતા તે તમામને મોક્ષ માર્ગમા પ્રવર્તાવવા સદુપદેશાદિકથી ધર્મનો અવબોધ આપતા હતા. તેવા પ્રસગમા ધર્મપ્રવૃત્તિનાજ એક પ્રયોજન માટે કદાચિત્ સ્ત્રિયોની સાથે સભામાં પ્રશ્નોત્તરાદિકનો વ્યવહાર કરતા હતા, તથાપિ પોતાને નિરતર વશ વર્તતા નિર્મળ મનથી શબ્દાદિ કોઈપણ વિષયોમાં આસક્તિએ રહિતજ રહેતા હતા ॥૬॥

હે ધરાપતે ! એરીતે ભગવાન્ ધર્મપ્રવૃત્તિ પ્રયોજને તેતે ગામ નગરમાં વિચરતા વિચરતા સમુદ્રના તટઉપર રહેલા માંગરોળ પત્તનને પામ્યા, પોષ પૂર્ણિમાએ પધાર્યા એમ જાણવુ, કેમકે આગળ ખટ્વાંગ રાજાએ અભયરાજા પ્રતિ એમ કહેલુ છે ॥૭॥ તે પત્તનમાં સમુદ્રના સમીપ પ્રદેશમાં પુરથકી

र्थाम् ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे नारायणमुनि-मुकुन्दानन्दादिसंवादे श्रद्धादिप्रशंसा-सच्छास्त्रोपदेशनिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

सुव्रत उवाच—ततः शिष्यैरनुगतः कतिभिश्चित्स भूपते ! । धर्मप्रवृत्त्येकमना धोरजित्पुरमभ्यगात् ॥१॥ भक्तैः स बहुभिर्मार्गे पूज्यमानोऽतिभावतः । भाण्डीरपुरमागत्य मणिभद्रपुरं ययौ ॥२॥ ग्रामं पिप्पलसंज्ञं च ततोऽगतस्त्याभिधम् । कालवाणीं ततः प्रायाद्भक्तानानन्दयन्द्विजान् ॥३॥ क्वचिदेकं दिनं द्वे वा क्वचित्त्रीणि

भिधीयते' એવી નિરૂક્તિ છે ॥૪૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે નારાયણમુનિ-મુકુંદાનંદાદિસંવાદે શ્રદ્ધાદિપ્રશંસા-સચ્છાસ્ત્રોપદેશનિરૂપણનામા દ્વિતીયોઽધ્યાયઃ ॥૨॥

## [1]અધ્યાય ૩ જો.

સુવ્રતમુનિ કહેછે—હે ભૂપતે ! તે ફણેણી ગ્રામથકી શ્રીહરિ પોતાનો શિષ્યવર્ગ અપરિમિત વર્તે છે તથાપિ કેટલાકજ-પરિચર્યામાત્રમાં પર્યાપ્ત (સેવામાં જોઇએ એટલા) અથવા પોતાના ચરણ કમળના વિયોગને નહિ સહન કરી શકવાના સ્વભાવવાળા કેટલાકજ (થોડા) શિષ્યોને સાથે લઇને ધોરાજી પુરમાં પધાર્યા. લાભ ખ્યાતિ કે પૂજાની સ્પૃહાથી તે પુરમાં પધાર્યા એમ નહિ કિંતુ એકાંતિક ધર્મની પ્રવૃત્તિ કરવાનો મનમાં મુખ્ય સંકલ્પ કરીને પધાર્યા. ધર્મની પ્રવૃત્તિ કરવી એજ અવતારધારણનું પ્રયોજન છે અને ગુરૂ સ્વામીએપણ એજ આજ્ઞા કરી હતી. માર્ગમાં પ્રેમરસથી ભીના હૃદયવાળા તેતે ગામ નગરના અનેક ભક્તોએ પુષ્પાદિ ઉપચારોવડે પૂજ્યાથકા ધોરાજીથકી ભાડેર, ભાડેરથકી માણાવદર, માણાવદરથકી પિપળાણા, પિપળાણાથકી અગત્રાઈ અને અગત્રાઈથકી કાળવાણી ગામે પધાર્યા. તેતે ગામનગરમાં બહુ દિવસ રહ્યા નહિ. કોઈ ગામમાં એક દિવસ તો કોઈ

[1] આ અધ્યાયમાં ભગવાને સ્વામીની આજ્ઞાને અનુસારે ધર્મોપદેશમાટે કરેલા ગ્રામ નગરમાં પ્રવેશ અને માંગરોળમાં સર્વાવતારિપણાને સૂચવનારૂ પોતાનું અદ્ભુત ઐશ્વર્ય દર્શાવ્યું, તે નિરૂપણ કર્યું છે.

वसन् स च । योधयित्वा निजान्भक्तान्स्वस्वधर्मेष्वतिष्ठिपत् ॥४॥ आज्ञया सद्गुरोरेव यानमारोहति स सः । दधौ क्वचिदलङ्काराभूतनान्यंशुकानि च ॥५॥ धर्माध्वनि स्थापयितुं योषितो भाषते स च । तथापि क्वापि नासक्तः स बभूवात्मशक्तितः ॥६॥ स्थापनायैव धर्मस्य विचरन्स धरापते ! । प्रायात्समुद्रतीरस्थं मकरालयपत्तनम् ॥७॥ उपकण्ठे तत्र सिन्धोर्नातिदूरे पुराद्बहिः । वट-

ગામમાં એ દિવસ તો કોઈ ગામમાં ત્રણ દિવસ રહ્યા હતા. રહેવાનું નિમિત્ત પણ લાભ ખ્યાતિ કે પૂજા માટે નહિ કિંતુ ધર્મસ્થાપનમાટેજ. તેતે ગામ નગરમાં નિવાસ કરીને શ્રીહરિએ તેતે પોતાના ભક્તોને આનંદ આપતાથકા સચ્છાસ્ત્રનાં વચનો વડે ધર્મમાર્ગમાં રહેવાનો મહિમા ઉપદેશ કરીને સ્વસ્વધર્મમાં દૃઢ સ્થાપન કર્યા હતા ॥૧-૪॥ આ ભગવાન્ શ્રીહરિ ચરણચારિ (પગપાળા) વ્રતને અનુસર્યા છે તથાપિ આત્મીય ભક્તજનોની પ્રાર્થના પરિપૂરવા ગુરૂની આજ્ઞાથીજ કદાચિત્ રથ અશ્વ વિગેરે વાહનમાં બેસતા હતા. તથા પોતે વર્ણિવેષનેજ ઉચિત દંડ, મૃગચર્મ, વલ્કલ વિગેરેમાંજ એક પ્રીતિવાળા છે તથાપિ ભક્તજનોની પ્રાર્થના પરિપૂર્ણ કરવા ભક્તોએ ભાવથી અર્પેલાં નવીન મહાવસ્ત્ર, (શાલ દુશાલાદિ) વિભૂષણ (કડાં સાંકળાં બાજુબંધ આદિક) વિગેરેનેપણ કદાચિત્ ધારણ કરતા હતા. ॥૫॥ તથા સ્ત્રિયો વૈશ્યો શૂદ્રો કે જે કોઈ પાપયોનિના જીવો હતા તે તમામને મોક્ષમાર્ગમાં પ્રવર્તાવવા સદુપદેશાદિકથી ધર્મનો અવબોધ આપતા હતા. તેવા પ્રસંગમાં ધર્મપ્રવૃત્તિનાજ એક પ્રયોજન માટે કદાચિત્ સ્ત્રિયોની સાથે સભામાં પ્રશ્નોત્તરાદિકનો વ્યવહાર કરતા હતા, તથાપિ પોતાને નિરંતર વશ વર્તતા નિર્મળ મનથી શબ્દાદિ કોઈપણ વિષયોમાં આસક્તિએ રહિતજ રહેતા હતા ॥૬॥

હે ધરાપતે ! એરીતે ભગવાન્ ધર્મપ્રવૃત્તિ પ્રયોજને તેતે ગામ નગરમાં વિચરતા વિચરતા સમુદ્રના તટઉપર રહેલા માંગરોળ પત્તનને પામ્યા, પૌષ પૂર્ણિમાએ પધાર્યા એમ જાણવું, કેમકે આગળ ખટ્વાંગ રાજાએ અભયરાજા પ્રતિ એમ કહેલું છે ॥૭॥ તે પત્તનમાં સમુદ્રના સમીપ પ્રદેશમાં પુરથકી

चिञ्चाद्रुमच्छाये स्थाने स्वावासमाचरत् ॥८॥ मुमुक्षवः पुरे तत्र तद्दर्शनमहामुदः । धनिनो वणिजस्तस्य भक्ताः सेवामकुर्वत ॥९॥ गोवर्धनस्तेपु मुख्यस्तथा दामोदराह्वयः । रामचन्द्रः सूरचन्द्रो वणिजो रत्नजिन्मुखाः ॥१०॥ क्षत्रं च मानसारामः शूद्राश्च धनजिन्मधुः । आनन्दजित्त्रिक्रमाद्यास्तमसेवन्त भक्तितः ॥११॥ राजनीभानुमुख्याश्च योषितः शुद्धचेतसः । यथोचितं विदधिरे परिचर्यां हरेर्नृप ! ॥१२॥ महतीं खनयामास मिष्टोदां तत्र वापिकाम् । तत्प्रतिष्ठाविधिं चक्रे ततः शास्त्रानुसारतः ॥१३॥ पूर्तकर्मविधौ तस्मिन्सनरेशाः पुरौकसः । चित्रं यथाऽऽपुः स तथा महोत्सवमकारयत् ॥१४॥ ब्राह्मणांस्तर्पयामास सद्भिर्भोज्यैः सहस्रशः ।

---

બહુ દૂર નહિ એવા અહારના ભાગમાં વડ તથા આમલીના વૃક્ષોની ઘાટી શીતળ છાયાવાળા કોઈ સ્થાનમાં પોતાનો ઉતારો કર્યો ॥૮॥ તે પુરમાં મુમુક્ષુ, ભગવદ્ભક્ત, સેવાસમુચિત ધને સંપન્ન, વણિક્ જનો હતા, તે સર્વે શ્રીહરિના દર્શનથી મહાહર્ષ પામીને યથાધિકાર સેવા કરવા લાગ્યા ॥૯॥ તે વાણીયાઓને મધ્યે મુખ્ય નામથી ગોવર્ધનભાઈ, દામોદર, રામચંદ્ર, સૂરચંદ, રત્નજિત્ અને મૂળચંદાદિ બીજાઓપણ હતા ॥૧૦॥ ક્ષત્રિય જાતિના માનસારામ હતા તથા ધનજીત્, મધુ, આનંદજીત્, ત્રિક્રમ આદિક શૂદ્ર ભક્તો હતા. આ સર્વે અધિકારને અનુસારે અનન્ય ભક્તિથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા ॥૧૧॥ હે નૃપ ! રાજની, ભાનુ અને બીજી કેસરા આદિક ભક્તસ્ત્રિઓ ધર્માનુષ્ઠાનથી શુદ્ધચિત્ત થઈને તે ભગવાનની યથાયોગ્ય પરિચર્યા કરવા લાગી ॥૧૨॥ ભગવાન્ શ્રીહરિએ તે પુરમાં પોતાના ઉતારા પાસે મિષ્ટ જળવાળી મોટી કોઈ વાવ્ય ખોદાવી. ખોદવા ચણવા વિગેરે કામની પરિપૂર્ણતા થયાપછી તેનો પ્રતિષ્ઠાવિધિ યથાવિધિ કરાવ્યો ॥૧૩॥ તે પૂર્તકર્મવિધિમાં તે નગરના નરપતિએ સહિત સમસ્ત પુરવાસી જનો જે પ્રકારે પરમાશ્ચર્યને પામે તેવો મહોત્સવ કરાવ્યો હતો. આશ્ચર્યનો પ્રકાર આગળ કહેશે ॥૧૪॥ હજારો હજાર બ્રાહ્મણોને પવિત્રતા તથા મધુરતાના યોગથી શ્રેષ્ઠ એવાં જમવા લાયક દુધપાક મોદક આદિક વડે અત્યંત તૃપ્ત કર્યા

हविर्भिर्वह्निवदनान्देवांश्चेन्द्रपुरोगमान् ॥१५॥ वर्णिस्वामी यदा तत्र विष्णुं पूजयितुं स्वयम् । न्यषीदद्‍दासने तर्हि बभूवाद्भुतमीदृशम् ॥१६॥ मयरामादयो विप्राः कुर्वन्तं देवतार्चनम् । तमीक्षमाणा ददृशुः सद्य एव चतुर्भुजम् ॥१७॥ गदाब्जशङ्खचक्राढ्यं किरीटेन विराजितम् । पीताम्बरं घनश्यामं श्रीवत्साङ्कितवक्षसम् ॥१८॥ वामे भगवतस्तस्य श्वेताङ्गं ददृशुर्वृपम् । चतुर्वक्त्रं चतुष्पादमष्टनेत्रं चतुर्भुजम् ॥१९॥ बद्धाञ्जलिपुटं द्वाभ्यां दोर्भ्यामेकेन

---

હતા. તથા ઇન્દ્રાદિક દેવો કે જેમનું અગ્નિ એજ મુખ છે તેમને ઘણું ઘૃત દુધપાક આદિક હુત દ્રવ્યવડે અતિ તૃપ્ત કર્યા હતા. દેવતાઓ અગ્નિરૂપ મુખથી જમે છે, 'अग्निमुखा वै देवाः' એવી સ્મૃતિ છે. બ્રાહ્મણતર્પણનો પ્રથમ નિર્દેશ કરેલો હોવાથી અગ્નિમુખથી કરાતા દેવતાઓના તર્પણની અપેક્ષાએ બ્રાહ્મણતર્પણ બ્રહ્મણ્યદેવ ભગવાનને અત્યત પ્રિય છે આવો અતિશય જણાવ્યો છે ॥૧૫॥

પોતાનો અસાધારણ અત્યાશ્ચર્યમય ઐશ્વર સ્વભાવ આશ્રિતોને સાક્ષાત્કાર કરાવ્યો એમ હવે કહેછે—**વર્ણિસ્વામી**-જગતના ઉપકાર અર્થે વર્ણિવેષને ધારી રહેલા, સર્વના સ્વત સ્વામી એવા નારાયણમુનિ પૂર્તવિધિ સમયમાં સ્વયં વિષ્ણુના પૂજનમાં પ્રવર્તતાં જ્યારે પીઠ (પાટલો) ઉપર બેઠા ત્યારે આગળ કહેશે એવું કાંઇક આશ્ચર્ય થયું હતું ॥૧૬॥ તેને નવ શ્લોકથી કહેછે—મયરામાદિ વિપ્રો તે સમયે સ્થાપેલા વિષ્ણુનું પૂજન કરતા શ્રીસ્વામી નારાયણને નિહાળતાથકા એજ ક્ષણમાં દિવ્યાકાર દેખવા લાગ્યા તે દિવ્યાકાર યોગનો અનુવાદ કરેછે—ગદા, કમળ, શખ અને ચક્રને ધારી રહેલા ચાર ભુજે સહિત, દિવ્ય મુકુટથી વિરાજમાન, દિવ્ય પીતાંબર ધારી રહેલા, નવીન મેઘને સમાન શ્યામ વર્ણવાળા, શ્રીવત્સ નામના ચિહ્નથી ચિહ્નિત વક્ષ સ્થળ જેમનું છે, એવા દિવ્ય સ્વરૂપે તેમનેજ જોવા લાગ્યા ॥૧૭-૧૮॥ તે વિષ્ણુરૂપ ભગવાનના વામ ભાગમાં તેમની પરિચર્યામાં તત્પર, ચાર મુખવાળા, ચાર ચરણવાળા, આઠ આંખ્યોવાળા, ચાર ભુજવાળા, બે હાથ જોડી રહેલા, ઉપરના જમણા એક હાથમાં પુષ્પાદિ

विभ्रतम् । पूजाद्रव्याणि हस्तेन धर्मशास्त्रं परेण च ॥२०॥ वसानं वाससी श्वेते नानालङ्कारभूषितम् । सद्रत्नसारमुकुटमतिशान्ताकृतिं नृप ! ॥२१॥ विष्णोर्दक्षिणभागेऽथ द्विभुजां ददृशुश्च ते । वासोभूषणशोभाढ्यां भक्तिं गौरतनुं स्थिताम् ॥२२॥ पूजोपचारैर्विविधैर्भृतं कनकपात्रकम् । बिभ्रतीं पाणिनैकेन परेण कुसुमस्रजम् ॥२३॥ भक्तिधर्मयुतं विष्णुमित्थं ते ददृशुर्नृप ! । इच्छयैव हरेस्तस्य दधतो नारनाटनम् ॥२४॥ मुहूर्तमेवं ते सर्वे विप्रा वीक्ष्य सविस्मयाः । तमेव मेनिरे विष्णुं स्वेच्छया मानुषाकृतिम् ॥२५॥ मुहूर्तान्ते यथापूर्वं दृष्ट्वा तं च प्रणम्य ते । पौर्तं विधिं समाप्यास्य

---

પૂજોપચારના પદાર્થોથી પરિપૂર્ણ પાત્રને ધારી રહેલા, ઉપરના ડાબા હાથમાં ધર્મશાસ્ત્રના પુસ્તકને ધારી રહેલા, શ્વેત વસ્ત્રને પહેરી તથા ઓઢી રહેલા, બહુવિધ વિભૂષણોવડે વિભૂષિત, મસ્તકે મણિમય મુકુટ ધારી રહેલા, શાંત આકારવાળા, કર્પૂર જેવા શ્વેત શરીરથી શોભાયમાન એવા દિવ્ય ધર્મદેવ દેખવામાં આવ્યા ॥૧૯-૨૧॥ તે પછી તે વિપ્રોએ શ્રીવિષ્ણુરૂપે દેખાતા શ્રીહરિકૃષ્ણ ભગવાનના જમણા ભાગમાં તેમની પરિચર્યાપરાયણ, બહુ પ્રકારના પુષ્પાદિ પદાર્થોથી પરિપૂર્ણ સુવર્ણપાત્રને એક ડાબા હાથમાં ધારી રહેલાં અને જમણા હાથમાં પુષ્પમાળાને ધારી રહેલાં, દિવ્ય વસ્ત્ર વિભૂષણોને ધારી રહેલાં, ચદ્રચંદ્રિકા જેવી કાયકાંતિથી શોભતાં, દ્વિભુજ એવાં ભક્તિ દેવી દેખ્યાં ॥૨૨-૨૩॥ હે નૃપ ! આ પ્રકારે ધર્મરક્ષણ માટે નરનાટ્યને ધારી રહેલા શ્રીહરિના કૃપાસંકલ્પથીજ તે બ્રાહ્મણો જેમના વામ દક્ષિણભાગમાં ધર્મદેવ તથા ભક્તિદેવી અલંકાર કરી રહ્યાં છે એવા દિવ્ય વિષ્ણુરૂપે દર્શન પામ્યા ॥૨૪॥ મયારામાદિ સર્વ વિપ્રો એરીતે વિસ્મયપૂર્વક એક મુહૂર્તપર્યંત પૂર્વોક્ત પ્રકારના દિવ્ય સ્વરૂપને નિરખીને 'સાક્ષાત્ વિષ્ણુ ભગવાનજ સ્વેચ્છાથી ધર્મરક્ષણમાટે મનુષ્યભાવથી અવતરેલા આ સ્વામી નારાયણ છે' એમ માનવા લાગ્યા—એવો નિશ્ચય થયો ॥૨૫॥ તે વિપ્રોએ મુહૂર્તને અંતે યથાપૂર્વ નરનાટ્યધારી વર્ણિવેષરમણીય ભાળીને પ્રણામ કરી પૂર્તકર્મવિધિ સમાપ્ત કરી શ્રીહરિનો સુદૃઢ સમાશ્રય

चक्रुः सुदृढमाश्रयम् ॥२६॥ चक्रुश्च महतीं पूजां तस्य वेदोक्तवर्त्मना । वेदघोषं प्रकुर्वन्तो ब्राह्मणा दृढनिश्चयाः ॥२७॥ तमाश्रित्य तदाज्ञायां स्थित्वान्योपासनं द्रुतम् । विहाय सर्वभावेन तमेवैकमुपासत ॥२८॥ स्वरूपमित्थं कृपया द्विजेभ्यः सोऽदीदृशत्स्वैश्वरतावबुद्ध्यै । उवास तत्र प्रथयन्प्रतापं पुरे स्वकीयं हरिरावसन्तात् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विष्णुस्वरूपाविष्कारनामा तृतीयोऽध्यायः ॥३॥

सुव्रत उवाच—आसीत्तस्मिन्पुरेऽथैको मेघजित्संज्ञको वणिक् ।

કર્યો એટલે 'આજ પ્રાપ્ય અને પ્રાપક છે' એવો નિશ્ચય કર્યો. તેપછી તે સર્વ વિપ્રોએ તેમને વેદતાત્પર્યના પરમ વિષય જાણીને વિષ્ણુસૂક્તાદિ વેદ મંત્રોવડે સ્તુતિ કરવાપૂર્વક વૈદિક વિધિથી તેમની મહાપૂજા કરી ॥૨૬-૨૭॥ તેમના દિવ્ય સ્વરૂપનો નિશ્ચય કરીને તત્કાળ અન્ય ઉપાસનનો પરિત્યાગ કરી એટલે ફળાંતર અને સાધનાંતરનો ત્યાગ કરી, સર્વભાવ-ફળભાવ તથા સાધનભાવ (જેમ ફળ ભગવાન્ છે તેમ સાધનપણ એજ છે)થી અથવા-ભગવાન્ સર્વના આત્મા છે તો આ સર્વ જગત્ ભગવાનજ છે એવી ભાવનાથી તેમનો આશ્રય કરીને તેમની આજ્ઞા પાળવામાંજ એક તત્પર થઈ સેવા કરવા લાગ્યા ॥૨૮॥ હે રાજન્! ભગવાન્ શ્રીહરિએ પોતાના સર્વકારણ પારમેશ્વર સ્વરૂપના વિજ્ઞાનમાટે કૃપાથી આશ્રિતોને આ પ્રકારે વિષ્ણુસ્વરૂપ પ્રદર્શાવ્યું અને સંસારસાગર સમુત્તરવામાં મુખ્ય ઉપાયભૂત પરિપૂર્ણ ભક્તિ સંપાદન કરી આપી પોતાનો પ્રતાપ વિસ્તારતાથકા માંગરોળપુરમાં વસંતઋતુપર્યંત નિવાસ કરીને રહ્યા ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે વિષ્ણુ-સ્વરૂપાવિષ્કારનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

## [1]અધ્યાય ૪ થો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! અથ-વસંતઋતુપર્યંત ત્યાં નિવાસનો

[1] આ અધ્યાયમાં યોગાભ્યાસના મદથી ઉદ્ધત બનેલા, સાધુજનોના અપમાનમાંજ એક પ્રવર્તેલા, મેઘજીત્ નામના વણિક્‌નો મદ ભગવાને ઉતાર્યો, આ આશ્ચર્યકારી કથા કહી છે.

प्राचीनोऽस्य सतीर्थ्यो वै हरेः सिद्धाभिमानवान् ॥१॥ प्राप्तः समाधौ स्वातन्त्र्यं जह्यात्स्वां तनुमिच्छया । इच्छया भगवद्धाम गच्छेद्वा पुनराव्रजेत् ॥२॥ अन्तर्हिते तूद्धवेऽसौ स्वात्मानं सर्वतो·

નિશ્ચય થયા પછી એજ માંગરોળ પુરમાં આ શ્રીહરિનો પ્રાચીન સતીર્થ્ય –શ્રીરામાનંદસ્વામીનો શિષ્ય 'હું નિષ્પન્નયોગી છું' એવા અભિમાનવાળો મેઘજીત્ નામનો કોઈ એક વાણીયો હતો ॥૧॥ આ વણિક્ સમાધિ– આધારચક્ર, નાભિચક્ર, હૃદય, ભ્રૂમધ્ય, બ્રહ્મરંધ્ર આદિક દેશવિશેષમાં અ-થવા આત્મામાં અથવા પરમાત્મામાં ચિત્તનું સ્થાપન કરવું તે ધારણા કહે-વાય, તેમાં ચિત્તવૃત્તિની એકતારતા થાય તે ધ્યાન કહેવાય, એક ધ્યેયા-કાર ( ધ્યાતૃ ધ્યાનના અનુસંધાન વિના ) વિષયપણે જે ભાસમાન થવું એટલે ચિત્તવૃત્તિની શૂન્યતા જેવી સ્થિતિ થાય તે સમાધિ કહેવાય, અર્થાત્ ઉત્કૃષ્ટ ધ્યાન તે સમાધિ કહેવાય, આવી ધારણા ધ્યાન અને સમાધિ આ ત્રણેય એક ધ્યેયાકાર વિષયવાળું થાય તે સંયમ કહેવાય. આવો સંયમ આ સ્થળે સમાધિશબ્દથી કહેવા ઇચ્છેલો છે. તેમાં સ્વાતંત્ર્ય–ઐશ્વર્યને પામ્યો હતો. એટલે સંયમના પ્રતાપથી અણિમાદિ ઐશ્વર્યને પામ્યો હતો. સંયમ સિદ્ધ થતાં ઐશ્વર્યપ્રાપ્તિ થાયછે એમ પાતંજળ દર્શનના વિભૂતિ-પાદમાં નિરૂપણ કર્યુંછે. તે ઐશ્વર્ય ક્રિયારૂપ અને જ્ઞાનરૂપ એમ બે પ્રકારનું કહ્યું છે. તેમાં પશુપક્ષ્યાદિ પ્રાણિમાત્રના શબ્દનું જ્ઞાન, પૂર્વ જાતિનું જ્ઞાન, પરચિત્તનું જ્ઞાન, સૂક્ષ્મ તથા દેશ કાળથી બહુ દૂર રહેલાનું જ્ઞાન, બધાં ભુવનોનું જ્ઞાન, તારામંડળ અને તેની ગતિનું જ્ઞાન ઇત્યાદિક જ્ઞાનરૂપ ઐશ્વર્ય કહેવાય છે. ચિત્તનો પર શરીરમાં પ્રવેશ ઇત્યાદિક ક્રિયારૂપ ઐશ્વર્ય કહે-વાય છે. આવું સર્વ ઐશ્વર્ય સંયમની સિદ્ધિથી પ્રાપ્ત થાય છે, પણ તે મોક્ષ જેનું પરમ ફળ છે એવી સમાધિમાં ઉપરોધ કરનારૂ છે. આનો વિસ્તાર પાતંજળથકી જાણવો. આ મેઘજી સમાધિથી સિદ્ધ થએલા ઐશ્વર્યયોગને લીધે કદાચિત્ સંકલ્પમાત્રથી આ પ્રારબ્ધ દેહનો ત્યાગ કરીને ભગવાનના તેતે શ્વેતદ્વીપાદિ ધામમાં જાય અને પાછો પણ આવે, આવું સમાધિમાં સ્વાતંત્ર્ય પામ્યો હતો ॥૨॥ આ મેઘજીત્ ઉદ્ધવાવતાર શ્રીરામાનંદસ્વામી

ऽधिकम् । मन्यमानो मुकुन्दादीनवमेने प्रभुं च तम् ॥३॥ कृष्णभक्तांस्त्यागिजनांस्तिरस्कुर्वन्तमेकदा । सद्भिर्विवदमानं च स्वामी प्राह सदःस्थितः ॥४॥ कथं सतोऽवजानासि माननीयान्सुरैरपि । जानामि तव सामर्थ्यं करिष्ये निर्मदं क्षणात् ॥५॥ स्वसुखेच्छा यदि भवेदाज्ञायां तर्हि तिष्ठ मे । नो चेत्समाधौ स्वातन्त्र्यं तवाद्यैव गमिष्यति ॥६॥ स उवाच तदा वर्णिन्नधुनातन एव हि । त्वं किं कर्तासि मे रामानन्दशिष्योऽस्मि निर्भयः ॥७॥ आ-

સ્વધામમાં સીધાવ્યા પછી તેમના સમસ્ત સમાશ્રિતોની અપેક્ષાએ પોતાને અતિ ઉત્કૃષ્ટ માનીને મુકુંદાનંદાદિની અવજ્ઞા કરવા લાગ્યો. એમની એકલાનીજ અવજ્ઞા કરવા લાગ્યો એટલુંજ નહિ પણ શ્રીસ્વામિના અતિશય માનપાત્ર એવા આ સમસ્ત જગતના પ્રભુ શ્રીહરિ ભગવાનનીપણ અવજ્ઞા કરવા લાગ્યો ॥૩॥ કોઈ સમયે સભામાં વિરાજમાન ભગવાન્ શ્રીસ્વામીનારાયણે સદાય સંતો સાથે પોતાની પ્રકૃષ્ટતા અને સતોની અપ્રકૃષ્ટતા કહેવાપૂર્વક બ્રહ્મવિદ્યાનો વિવાદ કરતા અને કૃષ્ણભક્તોને તિરસ્કાર કરતા તે મેઘજીતને એમ કહ્યું કે ॥૪॥ હે વણિક્ ! તું સતોનું પણ અપમાન કેમ કરેછે ? કેમકે સતો તો ભવબ્રહ્માદિ દેવોએપણ માનનીય છે. કોઇએપણ અપમાન કરવા લાયક નથી. જે આ યોગૈશ્વર્યમદનો લેપ તને વળગ્યો છે તે અસ્થાને છે. તારૂં સામર્થ્ય કેટલું છે તેતો હું જાણુંછું. તારા મદનો ભંગ એકજ ક્ષણમાં કરીશ. જો તારે સુખસ્થિતિની સ્પૃહા હોય તો મારી આજ્ઞાને પાળવાપૂર્વક આ સાધુઓને અનુસરજે. જો એમ નહિ કરે તો તારૂં સમાધિ સિદ્ધિથી પ્રાપ્ત થએલુ ઐશ્વર્ય આ દિવસેજ વિનાશ પામી જશે. ॥૫-૬॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહ્યું એટલે તે સમયે મેઘજીત ગર્વથી બોલ્યો કે-હે વર્ણિન્ ! તમો તો આધુનિક-કેટલાક માસમાત્ર સ્વામિના સમાગમમાં રહ્યા છો અને અવસ્થાએપણ અલ્પજ છો, તે તમો વયોવૃદ્ધ અને બહુકાળથી સ્વામિના ચરણની પરિચર્યાપરાયણ એવા મને શું કરી શકનારા છો ? તમારા જે ગુરૂ છે તેમનો પરમ કૃપાપાત્ર હું મુખ્ય શિષ્ય છું, માટે હું નિર્ભય છું. માટે તમો સર્વે વય તથા ગુણવડે તમારા

ज्ञाया मम वर्तध्व यूय ज्येष्ठस्य सर्वशः । स्वाज्ञायां मामपि कथ वर्तयन्नैव लज्जसे ॥८॥ सामर्थ्यं दर्शयेऽद्यैव मम तुभ्यं निलोक्य । इत्युक्त्वा तप्ततैले सौ कटाहे न्यक्षिपत्करौ ॥९॥ करौ फुल्लत्वचौ दग्धौ तथापि स न विव्यथे । वाद कुर्वन्नपि वणिक् देहस्यात्यन्तविस्मृतेः ॥१०॥ आश्चर्यमेतद्दृष्ट्वैव पौरास्तं सिद्धपूरुषम् । मेनिरे स उवाचाथ सर्वेषां शृण्वतां वचः ॥११॥ इतश्चतुर्थे दिवसे चतुर्थे क्षण एव च । सद्यः कलेवर स्वीयं हास्याम्यत्र न संशयः ॥१२॥ स्वामी तमाह यद्येव त्वया स्यात्तर्हि ते वयम् । शिष्या भवेम सर्वेऽपि शिष्यो मे स्यास्त्वमन्यथा ॥१३॥ देहस्य च हरे-

थकी सर्वथा श्रेष्ठ એવા મારીજ આજ્ઞામા વર્તો, જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ એવાપણ મને સર્વ પ્રકારે કનિષ્ઠ એવાપણ તમો તમારી આજ્ઞામા વર્તાવાની ઇચ્છા રાખતા લેશપણ કેમ લજ્જાતા નથી તો હમણાજ સર્વે જનોને જોતાજ મારૂ સામર્થ્ય તમોને હુ બતાવીશ તે તમો જોઇ લ્યો એમ કહીને તુરત તીવ્ર તપાવેલુ તેલ જેમા છે એવા કઢાયામા પોતાના હાથ નાખ્યા ॥૭-૯॥ તપેલા તેલમા હાથ ઘાલતા દાઝી ગયા અને ચામડી ફુલી ગઈ તથાપિ શરીરની અતિશય વિસ્મૃતિને લીધે આ વણિકે શ્રીહરિની સાથે વૈરાનુબધથી વિવાદ કરતાથકાપણ થએલી વ્યથાપણુ ગણીજ નહિ ॥૧૦॥ કેટલાક અજ્ઞાનિ નગરનિવાસી જનો મેઘજીતના હાથ દાઝીને ફુલી ગયા છે તથાપિ વ્યથાવિસ્મૃતિમાત્રરૂપ અલ્પ ઐશ્વર્યને જોઇનેજ તેને 'આ કોઈ સિદ્ધપુરૂષ છે' એમ માનવા લાગ્યા તેપછી તે વાણીયો ક્રોધ વેગથી વિક્ષિપ્ત ચિત્તવાળો થઈ સમસ્ત નગરનિવાસી જનોને સાભળતા ગર્વથી એવુ વચન બોલ્યો કે-આ દિવસથકી ચોથે દિવસે તેમા પણ ચોથા મુહૂર્તમાજ મારા આ સ્થૂળ શરીરનો તત્કાળ ત્યાગ કરીશ આ મારા વચનમા કોઈ સશય કરશો નહિ હુ સ્વાધીન પ્રાણગતિવાળો છુ ॥૧૧-૧૨॥ તેપછી ભગવાને તે વણિકને કહ્યુ કે-રે વણિક્ ! જો તુ એવી રીતે સ્વતત્રતાથી શરીરનો ત્યાગ કરી શકુ તો અમો બધાય તારા શિષ્યભાવને સ્વીકાર કરીશુ અને જો એમ નહિ કરી શકુ તો તારે અમારો શિષ્યભાવ

धाम्नो मध्ये त्वां तु त्रिशङ्कुवत् । स्थापयिष्ये न सन्देहो यतस्व त्वं यथाबलम् ॥१४॥ तदा स प्राह मे वरयाः सिद्धयोऽप्यणिमादयः । भवन्तीति न सामर्थ्यं मयि ते प्रचरिष्यति ॥१५॥ इत्युक्त्वा स गृहं गत्वा जिहासुर्देहमात्मनः । ददौ दानानि बहुधा ब्राह्मणेभ्यः सहस्रशः ॥१६॥ पक्वान्नानि च भूरीणि विधाप्य ब्राह्मणान्स च । साधून्सहस्रशश्चान्यान्भोजयामास तद्दिनात् ॥१७॥ जीवान् यवनचण्डालपर्यन्तं समभोजयत् । नीलकण्ठाश्रितान्साधून्वर्जयित्वैव मत्सरात् ॥१८॥ कृत्वा त्रीणि दिनानीत्थं चतुर्थेऽपि दिने प्रगे । बहुशो भोजयामास साधून्विप्रांश्च सत्वरम् ॥१९॥ अह्नो मुहूर्ते तुर्येऽथ बध्वा पद्मासनं वणिक् । समाधिम-

---

સ્વીકારવો પડશે ॥૧૩॥ હે વણિક્! હું તો મદાન્ધ એવા તારા ગર્વને હરવા માટે તને દેહ અને જવા ધારેલા ભગવદ્ધામની મધ્યે ત્રિશંકુની માફક સ્થાપન કરીશ, એમાં જરાપણ સંશય કરીશ નહિ, તો તું હવે તારી શક્તિને અનુસારે જે પ્રયત્ન કરવો હોય તે કરી લે ॥૧૪॥ હે રાજન્! આવા અવસરમાં આ વણિક્ ભગવાનનું હિતવચન સાંભળીને પણ તેને નહિ ગણીને 'હું તો અણિમાદિ સિદ્ધિએ સંપન્ન છું તે મારે વિષે તમારૂં કિંચિત્ પણ સામર્થ્ય પ્રસરી શકશે નહિ' એમ ગર્વથી કહીને પોતાને ઘેર ગયો ॥૧૫॥ ઘેર જઇને પોતાના શરીરનો ત્યાગ કરવાની ઇચ્છા હોવાથી તે દિવસને આરંભીને ચાર દિવસ સુધી બહુ બ્રાહ્મણોને બહુવિધ દાનો દીધાં. હજારો હજાર બ્રાહ્મણો અને શ્રીસ્વામીનારાયણના સમાશ્રિત થકી બીજા બહારના બહુ સાધુ જનોને છ રસે સહિત ઉત્તમ પકવાન્ન કરાવીને તે દિવસને સમારંભીને જમાડવા લાગ્યો. યવન ચાંડાળપર્યંત સર્વ જીવોને જમાડ્યા પણ ભગવાનમાં દૃઢ વૈરાનુબંધને લીધે નીલકંઠના આશ્રિતોમાંથી એકનેપણ જમાડ્યો નહિ ॥૧૬-૧૮॥ આ પ્રકારે ત્રણ દિન પર્યંત કરીને ચોથેપણ દિવસે પ્રાતઃકાળમાંજ બીજા બહુ સાધુ બ્રાહ્મણોને સત્વર જમાડીને પછી દિવસના ચોથા મુહૂર્તમાં પદ્માસન બાંધીને સમાધિ કરવા બેઠો. એનું સામર્થ્ય જોવા માટે નગરના નરો હજારો હજાર ભેગા

करोत्तं च द्रष्टुं पौरा उपाययुः ॥२०॥ सर्वाङ्गेभ्यः समाकृष्य प्राणवायुं हृदम्बरे । वाहयामास विच्छिन्ननाडीवन्धः स्थिरेक्षणः ॥२१॥ ऊर्ध्वं नेतुं हृदः प्राणान्ब्रह्मरन्ध्रं विभिद्य च । गन्तुं तु नैव शेकेऽसौ यतमानो भृशं बलात् ॥२२॥ बहुवेलं च बहुधा कृते यत्नेऽप्यसुविजान् । नोर्ध्वं न चाप्यधो नेतुं स शशाक कथञ्चन ॥२३॥ अष्टभिः स्ववशाभिश्च सिद्धिभिः सोऽणिमादिभिः । अपि सञ्चालनेऽसूनां न क्षमोऽभून्नराधिप ! ॥२४॥ नभोलम्बदधःशीर्षस्त्रिशङ्कुनृपतेर्दशाम् । प्राप्तो निश्चेष्ट एवासावेकस्मिन्पतत्स्थले ॥२५॥ हृतप्रतिज्ञं तं चातिव्याकुलं सिद्धमानिनम् । प्राहुः पौरा द्वितीयेऽह्नि विप्राश्च वणिजोऽपि च ॥२६॥ वर्णिराजस्य च सता·

થઈ ગયા ॥૧૯–૨૦॥ આ વણિક્ મસ્તકમાં રહેલી સુષુમ્ણા નાડીએ પ્રાણોને કાઢવામાટે ( આ નાડીથી બ્રહ્મધામમાં જવાય છે માટે ) પ્રથમ સર્વ અંગોમાંથી પ્રાણવાયુને સમાકર્ષણ કરીને નાડી બંધને તોડીને, નેત્રને નિશ્ચળ કરીને હૃદયાકાશમાં બલાત્કારથી ચલાવા લાગ્યો. હૃદાકાશ થકી પ્રાણવાયુને ઉંચે બ્રહ્મરંધ્રમાર્ગે કરીને લઈ જવા માટે બલાત્કારથી પ્રયત્ન કરવા છતાંપણ બ્રહ્મરંધ્રને ભેદીને ભગવાનનાં ધામને પામવામાટે સમર્થ નજ થયો ॥૨૧–૨૨॥ આ પ્રકારે બહુ વેળાપર્યંત બહુ પ્રકારનો પ્રયત્ન કરવા છતાંપણ મહાકષ્ટે કરીનેપણ પોતાના પ્રાણોને ઉંચે કે નીચે લઈ જવા માટે સમર્થ થયો નહિ, કિંતુ કેવળ કષ્ટકારી ગતિને પામ્યો. હે નરાધિપ ! કિંબહુના–જે પ્રથમ આણિમાદિ આઠ વશવર્તી સિદ્ધિઓએ સંપન્ન હતો એજ હમણાં પોતાના પ્રાણોને ઉંચે નીચે નાડીઓમાં ચલાવામાંપણ સમર્થ થયો નહિ ॥૨૩–૨૪॥ તેપછી આ વણિક્ આકાશમાં લબડતું નીચું મસ્તક જેનું છે એવા ત્રિશંકુરાજાના જેવી દુર્દશાને પામી અંગચેષ્ટાએ વર્જીત થઈ કોઈ એક સ્થાનમાં પડી રહ્યો ॥૨૫॥ જે દિવસે દેહત્યાગની પ્રતિજ્ઞા કરી હતી તે થકી બીજે દિવસે પુરવાસી વિપ્રો અને બીજા વાણીઆઓ પણ તેની પાસે આવીને, તેને ભંગપ્રતિજ્ઞાવાળો, પૃથ્વી ઉપર પડી રહેલો, પ્રાણચેષ્ટાએ રહિત, પોતાના પ્રાણો દેહના મધ્યમાં

मपमानस्त्वया कृत' । न पूर्णा ते प्रतिज्ञाऽत. प्राप्तोऽस्येतां त्व मापदम् ॥२७॥ तस्मात्त्वं मानयाऽऽशु त्वं स तु युक्तं करिष्यति । त्याजयिष्यति देहं वा भवन्तं जीवयिष्यति ॥२८॥ इति नागरिकैः प्रोक्तां वाचं स स्वहितामपि । प्राप्तोऽपि तादृशं कष्टं न मेने मा नन्नष्टधी ॥२९॥ निश्चेष्ट इत्थं पतित स आसीद्दिनपञ्चकम् । ततो गलितमानोऽभूत्त हृदा शरणं ययो ॥३०॥ अस्फुटाक्षरया वाचा संज्ञया चान्तिकस्थिताम् । नरान्स प्राह वर्णीन्द्रमिहानयत मा चिरम् ॥३१॥ जनै सम्प्रार्थ्यमानोऽथ नीलकण्ठ कृपानिधि ।

રોકાઈ જવાથી આકુલિત અત કારણવાળો, સિદ્ધપણાના અભિમાનવાળો જોઈને એમ કહેવા લાગ્યા કે–રે વણિક્! તું નિરતર સતોની અવજ્ઞા કરતો હતો અને હમણા વર્ણિવર્ય ભગવાનનીપણ અવજ્ઞા કરી, જેથી તારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઈ નહિ અને આવી અસહ્ય આપત્તિને પામ્યો ॥૨૬–૨૭॥ માટે તુ તત્કાળ તેજ મહાસમર્થ કૃપાનિધિ વર્ણિરાજ ભગવાનને શરણે જા, તે તને દેહનો ત્યાગ કરાવશે અથવા જીવાડશે એમા જે યોગ્ય હશે તે કરશે ॥૨૮॥ હે રાજન્! આ પ્રકારે પુરના વિપ્રો તથા વણિજોએ કહેલી વાણી પોતાનાજ હિતને કરનારી છે તથાપિ માને કરીને વિનષ્ટ વિવેકવાળો હોવાથી આવા કિલષ્ટ કષ્ટને પામ્યો છે તથાપિ માનીજ નહિ ॥૨૯॥ આ મેઘજીત્ પૂર્વોક્ત પ્રકારે અગચેષ્ટાએ રહિત થઇને પાચ દિનપર્યંત પૃથ્વી ઉપર પડી રહ્યો છેવટે દુ ખનિવારણનો કોઈ ઉપાય નહિ જડતા સિદ્ધ પણાના અભિમાને રહિત થઈ એજ ભગવાન્ શ્રીહરિને મનથી શરણે જઇને અસ્પષ્ટ વર્ણવાળી વાણી અને ભ્રકુટિપ્રેરણ આદિક સજ્ઞાવડે પોતાની પાસે બેઠેલા જનો પ્રત્યે 'વર્ણિવર્યને વિના વિલબે મારી પાસે બોલાવી લાવો' એમ કહેવા લાગ્યો ॥૩૦–૩૧॥ તેપછી તેણે પ્રેરેલા પુરુષોએ 'હે વર્ણિરાજ! આપ અકારણ કરૂણાશીલ હોવાથી મેઘજીતના અપરાધોને નહિ ગણીને તેની પાસે પધારીને તેને સુખી કરો' એમ બહુ પ્રાર્થના કરેલા, અશરણના શરણરૂપ કૃપાનિધિ નીલકઠ ભગવાન્ તત્ક્ષણ મુક્તાનદાદિ સાધુઓને સાથે લઇને તેની પાસે આવીને તેના ચક્ષુને પોતાના ચક્ષુથી એકાગ્રપણે

सद्भिः सहैव तत्रैत्य तद्दृष्टिं स्वदृशैक्षत ॥३२॥ यथास्थानगतप्राणनाडिः सद्योऽभवत्तदा । स्वस्थ उत्थाय स स्वेशं ज्ञात्वा कृष्णं तमानमत् ॥३३॥ प्राह चाद्यदिनात् स्वामिंस्त्वद्दासोऽसि कृपां कुरु । क्षान्त्वा ममापराधांस्त्वमाज्ञापयितुमर्हसि ॥३४॥ स ऊचे मेघजिद्भक्त ! त्वया देहो न साम्प्रतम् । त्यक्तव्यो भगवद्वार्ताः कुर्वन् जीव सुखं भुवि ॥३५॥ इत्युक्त्वा भगवांस्तेन सह स्वावासमाययौ । ततोऽतिविस्मयं प्रापुः सर्वेऽपि पुरवासिनः ॥३६॥ निशाम्याश्चर्यं तन्नगरमनुजा यैश्वर्यमतुलं हरेस्तस्मिन्नापुर्जगदधिपसम्भ्रान्तिमनिशम् । ततस्तेषामेके तदुपसदनायोत्सुकहृदो बभूवुः

જોવા લાગ્યા. એટલે તેની દૃષ્ટિસામી કૃપાદૃષ્ટિ કરી ॥૩૨॥ આ પ્રકારે જોવા માત્રમાંજ તત્કાળ પોતપોતાના સ્થાનમાં નાડી પ્રાણ આવી જતાં મેઘજીત્ સ્વસ્થ અવયવવાળો થયો અને સન્મુખ ઉઠીને વર્ણિરાજને પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ ભગવાન્ જાણી પ્રણામ કરવા મંડ્યો ॥૩૩॥ -અને વિનયથી કહેવા લાગ્યો કે-મારી ઉપર કૃપા કરીને મારા અપરાધો સહન કરવાને યોગ્ય છો. આ દિવસને આરંભીને આપ મારા સ્વામી છો અને હું આપનો દાસ છું, તો આપની ઇચ્છાને અનુસારે દાસકર્મમાં મને આજ્ઞા આપો, આપનું શું દાસકર્મ કરૂં તે કહો ॥૩૪॥ તેપછી ભગવાને તો એમ કહ્યું કે-હે મેઘજીત ભક્ત ! તારે હાલમાં શરીર ત્યાગમાં ઇચ્છા કરવી નહિ -સુખેથી જીવતો રહીને અમારાથકી કલ્યાણકારી વાણી સાંભળવી અને મુમુક્ષુઓને ઉપદેશ આપવો. જેણે કરીને લોકોનું કલ્યાણ થાય. લોકોનું કલ્યાણ કરવું એજ પરમ ધર્મ માનેલો છે ॥૩૫॥ આ પ્રકારે કહીને ભગવાન્ મેઘજીતની સાથે પોતાના ઉતારામાં આવ્યા. ભગવાનનું આવું આશ્ચર્યકારી દિવ્ય ચરિત્ર દેખીને સર્વ કોઈ નગરનિવાસી જનો પરમ વિસ્મય પામ્યા ॥૩૬॥ હે રાજન્ ! માંગરોળ નગરના સમગ્ર મનુષ્યો ભગવાન્ શ્રીહરિનું આશ્ચર્યકારી અસાધારણ પૂર્વોક્ત ઐશ્વર્ય જોઇને તેમને વિષે નિરંતર 'આ સમસ્ત જગતના પતિ પરમેશ્વર છે' એવા સંભ્રમને પામ્યા. તેપછી તેમાંથી કેટલાક શ્રીહરિનું શરણ સ્વીકારવા સમુત્સુક હૃદયવાળા થયા

केचित्तं प्रभुरिति परीक्ष्योपससृपुः ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे स्वतन्त्रसमाधिनिष्ठमेघजित्पराजयनामा चतुर्थोऽध्यायः ॥ ४ ॥

सुव्रत उवाच—वणिजः श्रावकास्तत्र समवेताः सहस्रशः । तदाश्रयं कर्तुकामास्तं प्रणम्यैवमूचिरे ॥१॥ असत्तीर्थंकरान्द्रष्टुमि-

અને કેટલાક શ્રીહરિને દિવ્યગુણોવડે 'આ પરાત્પર પ્રભુ છે' એમ પરીક્ષા કરીને તેમના નિર્ભય શરણને પામ્યા ॥૩૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... દ્વિતીયપ્રકરણે સ્વતંત્રસમાધિનિષ્ઠમેઘજીત્પરાજયનામા ચતુર્થોઽધ્યાયઃ ॥૪॥

## [1]અધ્યાય ૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! સિદ્ધાભિમાની મેઘજીતનો પરાજય સાંભળીને બહુ શ્રાવક વાણીયાઓ ભેગા થઈ ભગવાનના ચરણકમળના સમાશ્રયમાં અભિરૂચિવાળા થઈ પ્રણામ કરીને ભગવાન્ પ્રત્યે એમ બોલ્યા કે–હે વર્ણીન્દ્ર ભગવન્! અમો સર્વે શ્રાવક વાણીઆઓ અમારા ઋષભદેવ મહાવીર વિગેરે તીર્થંકરોનાં દર્શન કરવા ઇચ્છીએ છીએ. તેમનો તમો જો સાક્ષાત્કાર કરાવો તો તમારે વિષે મહાવિશ્વાસ કરીને તમારો આશ્રય અવશ્ય અમો કરીશું, એમાં સંશય નથી–અમો અસત્ય કહેતા નથી. યદ્યપિ–આચાર્યને હાથમાં ભેટ સામગ્રી સાથે લઈ વિનિત વેષથી અભિમુખ જનારની પરીક્ષા કરીને આચાર્ય ઉપનયનાદિ આપેછે, એતો યુક્ત છે. આ સ્થળે તો આ વિપરીત પ્રતીત થાયછે. કેમકે શિષ્યભાવને પામવા ઇચ્છતાં પ્રથમ આચાર્યની પરીક્ષા કરવા તૈયાર થાયછે. તથાપિ ધર્મરક્ષણ અર્થે અવતરેલા ભગવાનને તો આ યુક્તજ છે. આ ભગવાન્ ગુરૂપાસે યથાવિધિ જઇને બ્રહ્મવિદ્યાને પામ્યા નથી, જેથી આ બીજાની પેઠે શિષ્યની પરીક્ષા કરવા તત્પર થાય. બીજાઓતો પ્રથમ ગુરૂઓએ પરીક્ષા કરેલા હોવાથી પોતેપણ શિષ્યોની પરીક્ષા કરવા તત્પર રહેછે. સ્વયં સંપૂર્ણ

૧ આ અધ્યાયમાં જૈનાદિ પરમતના અનુયાયિઓએ અદ્ભુત અલૌકિક ઐશ્વર્ય દર્શાવાથી શ્રીહરિનો કરેલો સમાશ્રય નિરૂપણ કર્યો છે.

च्छामो वर्णिराड्वयम् । स्यातुं ततस्त्वदाज्ञायां तत्पराः स्मो न संशयः ॥२॥ उपावेश्याथ तान्स्वामी कृपावीक्षणकारिते । समाधौ दर्शयामास तेभ्यस्तीर्थङ्करान्बहून् ॥३॥ विलीननाडीमाणास्ते बहिः काष्ठवदासत । तीर्थङ्करांस्तु हृदये ददृशुः श्रुतलक्षणान् ॥४॥ इत्थं यामत्रयं तस्थुः समाधौ ते तु भूपते ! । ऋषभप्रमुखांस्तांश्च दृष्ट्वा मुमुदिरे भृशम् ॥५॥ उद्घोषोऽभून्महान् पुर्यां ते

---

સમસ્તકામ સર્વેશ્વર છે તથાપિ યોગરદમ પ્રવૃદ્ધિ પામેલા અધર્માતિશયને શમાવવામાટે પોતે પ્રકૃતિથી પર રહ્યા છે તથાપિ પોતાના નિવાસસ્થાનમાંથી ચાલી નીકળીને, સસારીમડળના મધ્યમાં રહેલા આ લોકવિશેષમાં પોતાને સન્મુખ થનારા જનને ગોતવામાટે પધારે છે, અને લોકોની પરીક્ષાની કસોટીને પામીને પણ લોકોનું કલ્યાણ કરવું એમજ માને છે; માટે તેમને તો આ યુક્તજ છે ॥૧-૨॥ શ્રાવકોનું વચન સાંભળ્યા પછી ભગવાને તેમને ધ્યાનમુદ્રાથી બેસારીને કૃપાપૂર્વક 'આમને તીર્થંકરોનો સાક્ષાત્કાર થાય એવી સમાધિ થાઓ' એમ સંકલ્પ કરીને જોયા, એજ કૃપાદર્શનથી તત્કાળ તેમને સમાધિ-ધારણા ધ્યાનક્રમથી તીર્થંકરોનો સ્ફુટ અવભાસ થાય એવી સમાધિ થઈ. જે ધારણાદિક યમનિયમાદિ પર્વક્રમથીજ એક સાધ્ય છે તે ભગવાનના સકલ્પપૂર્વક દર્શનમાત્રથી સિદ્ધ થયું, એવી સમાધિમાં ભગવાને તેઓને બહુ તીર્થંકરો બતાવ્યા ॥૩॥ તે સમયમાં તેઓ નાડીઓથકી પ્રાણોનો પ્રત્યાહાર કરી હૃદયાકાશમાં સ્થાપન કરવાથી લીન નાડી પ્રાણવાળા થઈ ગયા, માટે બહારતો બીજાઓની દૃષ્ટિએ કાષ્ઠ જેવા નિશ્ચેષ્ટ જણાવા લાગ્યા, પણ એકલા જાગતા મનવડે તો ચક્ષુપથીજ જેમ એમ જેવાં લક્ષણવાળા ગ્રંથોમાંથી પ્રથમ સાંભળ્યા હતા એવાજ તીર્થંકરો જોવા લાગ્યા. હે ભૂપતે ! તે શ્રાવકો આવી રીતે ત્રણ પ્રહરપર્યંત લીન નાડીપ્રાણવાળા થતાં સમાધિમાં ઋષભદેવ પ્રમુખ તીર્થંકરોને નિરખીને અત્યંત આનંદ પામવા લાગ્યા ॥૪-૫॥ નીલકંઠવર્ણિનાં દર્શન કરવા જતાં સમાધિમાં ગએલા શ્રાવક વાણીયાઓને લીન નાડીપ્રાણ અને નિશ્ચેષ્ટ જોઇને 'આતો મરી ગયા' એમ બીજા જનો માનવા લાગ્યા. 'શ્રાવકો મરી ગયા' એવો પ્રવાદ પુરીમાં

मृताः श्रावका इति । तदा सम्बन्धिनस्तेषां तत्राजग्मुस्त्वरान्विताः ॥६॥ मृतकानिव तान्वीक्ष्य निश्चेष्टान् पतितान्भुवि । रुदन्तः प्रार्थयामासुस्ते त्वमूञ्जीवयेति तम् ॥७॥ सद्य उत्थापयामास तदा तान्वीक्षयैव सः । तीर्थङ्करा दर्शिता नः स्वामिनेत्यूचुरुत्थिताः ॥८॥ ततो नारायणमुनिं विदित्वेश्वरमेव ते । समाश्रित्य दृढं भेजुर्देहदैहिकनिःस्पृहाः ॥९॥ आसंस्तस्मिन्पुरेऽन्ये च श्रीवल्लभकुलाश्रिताः । निम्बार्कीयाश्च माध्वाश्च श्रीमद्रामानुजाश्रिताः ॥१०॥ रामानन्दाश्रिताः केचिच्छङ्कराचार्यसंश्रिताः ।

---

ચોમેર પ્રવર્તી ગયો, આવો પ્રવાદ સાભળીને તેમના પિતા ભ્રાતાદિ સમ્બન્ધિ જનો તત્કાળ ત્યાં આવીને શબ જેવા નિશ્ચેષ્ટ પૃથ્વી ઉપર પડી રહેલા જોઇને બહુ શોકાતુર થઈ રૂદન કરતા થકા 'હે હરે ! અમારા આ સમ્બન્ધિ જનોને જલદી જીવાડો' એમ પ્રાર્થના કરવા લાગ્યા ॥૬-૭॥ તેપછી ભગવાને કાષ્ઠપ્રાય પડી રહેલા તે શ્રાવકોને તત્ક્ષણ દૃષ્ટિમાત્રથી અધા અવયવોમાં પ્રાણસચારવાળા કરી દીધા, એટલે તેઓ તુરત ઉઠીને, પોતા પાસે ઉભા રહેલા સમ્બન્ધિ જનોને જોઇને તેઓને 'આ સ્વામી નારાયણે અમોને સમાધિમા તીર્થંકરોના દર્શન કરાવ્યાં' એમ કહેવા લાગ્યા ॥૮॥ તેપછી તે શ્રાવકો 'આ મુનિરૂપથી વિરાજમાન સાક્ષાત્ સર્વેશ્વર નારાયણ છે' એવો દૃઢ નિશ્ચય કરીને, દેહ અને દેહાનુબન્ધિમા સ્પૃહાએ રહિત થઈ તેમનોજ સર્વ પ્રકારે સમાશ્રય કરી નિશ્ચળ મનથી એમનીજ ઉપાસના કરવા લાગ્યા ॥૯॥

ભગવાનનુ આવું દિવ્ય અદ્ભુત ચરિત્ર કર્ણાકર્ણી સાંભળીને બીજાપણ તે તે મતના હજારો હજાર અનુયાયિઓએ ત્યા આવીને, તેમના પ્રસાદથી પ્રાપ્ત થએલી સમાધિમાં પોતપોતાના ઇષ્ટદેવોના દર્શન થવાથી એજ સર્વાશ્રય શ્રીહરિનો સમાશ્રય કર્યો એમ હવે કહેછે—તે પુરમાં બીજા વલ્લભાચાર્ય, નિબાર્કાચાર્ય, મધ્વાચાર્ય અને શ્રીરામાનુજાચાર્યના સમ્પ્રદાયના વૈષ્ણવ જનો હતા ॥૧૦॥ કેટલાક વૈષ્ણવો રામાનુજાચાર્યના ઉપસમ્પ્રદાયના પ્રવર્તક રામાનદના શિષ્યો હતા, કેટલાક શકરાચાર્યના આશ્રિતો, કેટલાક

सौराः शाक्ता गाणपत्याः शैवास्त्रैवर्णिकास्तथा ॥११॥ शूद्रा योषाश्च संन्यस्ता वर्णिनो वीतरागिणः । अतीताद्याश्च संहत्य तत्राजग्मुः सहस्रशः ॥१२॥ ते सर्वे वर्णिराजस्य क्रियां वीक्ष्यातिमानुषीम् । नत्वोचुरिष्टदेवान्नस्त्वं दर्शयितुमर्हसि ॥१३॥ तदा स प्रहसन्स्वामी धर्मस्थापन उद्यतः । तदभीष्टं पूरयिष्यन्मनसेत्थमचिन्तयत् ॥१४॥ इष्टदेवान्दर्शयेयं ह्यद्यैवैतेभ्य आत्मनः । योगैश्वर्येण चेदद्य तर्हि मां विद्युरीश्वरम् ॥१५॥ ततो ममाश्रयं कुर्युर्ज्ञा-

સૂર્યના ઉપાસકો, કેટલાક શક્તિના સેવકો, કેટલાક ગણપતિના ઉપાસકો, કેટલાક પાશુપત મતમાં રહેલા હતા. તે આ સર્વે ત્રૈવર્ણિકો તથા શૂદ્રો સ્ત્રિયો તથા બીજા સંન્યાસિઓ બ્રહ્મચારીઓ વૈરાગીઓ અતીતો આદિક અપરિમિત પૂર્વોક્ત મતમાં રહેલા જનો તે પુરમાં રહ્યા હતા. આ બધા જનો પરસ્પર ભેગા થઇને શ્રીનીલકંઠ વર્ણીન્દ્રની સમીપે આવ્યા ॥૧૧-૧૨॥ ઉપરના સર્વે મતવાદિ જનો વર્ણિરાજની મનુષ્યમાં ન મળી આવે એવી અલૌકિક અદ્ભુત ક્રિયા ( યમ નિયમાદિ સાધન સંપત્તિ વિનાપણ તત્કાળ સમાધિ કરાવારૂપ ) પ્રત્યક્ષ જોઇને પ્રણામ કરીને એમ કહેવા લાગ્યા કે–હે સ્વામિન્! તમો અમોને અમારા ઇષ્ટદેવોનાં દર્શન કરાવો, તમોજ દર્શન કરાવાને યોગ્ય છો. 'આ નગરમાં ઇષ્ટદેવનાં દર્શન કરાવાની બાબતમાં તમારૂંજ સામર્થ્ય છે' એમ અમોએ સાંભળ્યું છે. ભગવાન તો તેમનું વચન સાંભળીને હસવા લાગ્યા–એટલે પોતાની પરીક્ષામાં પ્રવર્ત્યા છે તથાપિ તેમની ઉપર કોપ કર્યો નહિ કિંતુ પ્રેમથી હસવા લાગ્યા. ધર્મ-સ્થાપનમાં પોતે ઉદ્યમી થયા છે માટે જો કોઈ પોતાને સ્વલ્પપણ સન્મુખ થાય તો પ્રહર્ષ પામેછે. માટેજ તે જનોનું ઇષ્ટદેવનાં દર્શન કરાવારૂપ અભીષ્ટ પૂરણ કરશે એવાથકા શુભ મનથી એનો વિચાર કર્યો કે—॥૧૩-૧૪॥ જો હું મારાજ યોગૈશ્વર્ય બળથી બાહ્ય વિષયોમાંજ વ્યાસક્ત ચિત્તવાળા એવા-પણ આ જનોને હૃદયમાંજ યોગિજનોની પેઠે તેમના તેમના ઇષ્ટદેવોનાં દર્શન કરાવું તો આ સમયે મારો પારમેશ્વર પ્રભાવ નિશ્ચય કરીને મને સર્વાત્મક–સર્વ જગતનો શરીરી, સર્વકર્મસમારાધ્ય, સર્વ ફળને આપનારા

त्वा सर्वात्मकं हि माम् । धर्माभासांश्च हित्वैते कुर्युर्मद्भक्तिमि-
ष्टदाम् ॥१६॥ इत्थं विचार्य भगवान्रूपयैवाखिलानपि । उपावे-
श्यौजसा सद्यः समाधिं तानचीकरत् ॥१७॥ तस्य वीक्षणमात्रेण
ते सङ्कुचितनाडिकाः । लीनप्राणाश्च ददृशुः स्वस्वदेवं निजान्तरे
॥१८॥ श्रीकृष्णं वल्लभीयाद्यास्त्वयो गोपीगणावृतम् । वृन्दावनस्थं
ददृशुर्बाललीलामनोहरम् ॥१९॥ रामानुजपथस्थाश्च सुनन्दगरु-
डादिभिः । विष्वक्सेनेन चैक्षन्त लक्ष्मीनारायणं युतम् ॥२०॥
रामानन्दाश्रिता रामं सीतया लक्ष्मणेन च । युक्तं मारुतिनाऽप-
श्यन्दिव्यसिंहासनस्थितम् ॥२१॥ शङ्कराचार्यवर्त्मस्था ब्रह्मज्यो-

तिर्यचक्षत । उमाप्रमथसंयुक्तं शैवा ऐक्षन्त शङ्करम् ॥२२॥ सौरा हिरण्मयं साक्षात्पुरुषं सूर्यमण्डले । ददृशुर्गाणपत्याश्च महागणपतिं हृदि ॥२३॥ शक्तिभक्ता निजां देवीं ददृशुश्च निजान्तरे । इत्थं सर्वेऽपीष्टदेवांस्तत्प्रतापाद्व्यचक्षत ॥२४॥ स्वस्वेष्टदेवांस्ते वीक्ष्य स्वस्वैश्वर्यसमन्वितान् । आनन्दं परमं प्रापुर्जाताः पूर्णमनोरथाः ॥२५॥ लब्धेष्टदर्शनांस्तांश्च ततः स्वामी स्ववीक्षया । पुनरुत्थापयामास मृतकानिव तत्क्षणम् ॥२६॥ ते चातिविस्मिताः स्वे स्वे हृदि दृष्टं परस्परम् । वदन्तो नीलकण्ठं स सर्वरूपधरं विदुः ॥२७॥ नारायणं विदित्वा तं प्रत्यक्षं परमेश्वरम् । मतं च देशिकान् स्वीयान् हित्वा चक्रुस्तदाश्रयम् ॥२८॥ मुकुन्दमुक्तानन्दाद्या

---

શિવ જોયા. સૂર્યના ભક્તોએ હૃદયમાં સૂર્યમંડળના મધ્યમાં વિરાજમાન સાક્ષાત્ હિરણ્મય પુરૂષ દેખ્યા. ગણપતિના ભક્તોએ હૃદયમાં મહાગણપતિ ભાળ્યા. શક્તિના સેવકોએ પોતાના હૃદયની અંદર ઇષ્ટદેવી શક્તિ દેખી. એરીતે સમસ્ત મતવાદી જનો ભગવાન્ શ્રીહરિના પ્રતાપથી પોતપોતાના ઇષ્ટદેવનાં પ્રત્યક્ષ દર્શન પામ્યા ॥૨૧–૨૪॥ આ પ્રકારે બધા જનો સમાધિમાં પોતપોતાનાં ઐશ્વર્ય સહિત પોતપોતાના ઇષ્ટદેવનાં દર્શન પામીને, પરમાનંદ પરિપૂર્ણ થઈ પરિપૂર્ણ મનોરથવાળા થઈ ગયા ॥૨૫॥ તેપછી ભગવાને સમાધિમાં ઇષ્ટદેવનાં દર્શન કરી રહેલા સર્વ જનોને શબનેજ જેમ એમ તત્ક્ષણજ સમાધિમાંથી કૃપાદૃષ્ટિથી ફરીથી ઉઠાડીને પ્રથમની પેઠ યથાસ્થાન પ્રાણવ્યાપારવાળા કરી દીધા ॥૨૬॥ અત્યંત આશ્ચર્ય પામેલા તે સર્વ જનો પોતપોતાના હૃદયમાં દેખેલું આશ્ચર્ય પરસ્પર કહેતા થકા 'આ નીલકંઠવર્ણીએજ પોતાના યોગૈશ્વર્યથી સર્વ રૂપો ધારણ કર્યાં છે' એમ માનવા લાગ્યા ॥૨૭॥ 'આ શ્રીનારાયણમુનિજ પોતાનાજ રૂપથી પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામેલા પ્રત્યક્ષ પરમેશ્વર શ્રીકૃષ્ણ નારાયણ છે' એવો દૃઢ નિશ્ચય કરીને પોતાના મતનો અને તેવું સામર્થ્ય નહિ હોવા છતાં આચાર્યપદને અવલંબેલા કુલપરંપરાગત ગુરૂઓનો ત્યાગ કરીને, શ્રીહરિનીજ સર્વપ્રકારે ભક્તિ કરવા લાગ્યા ॥૨૮॥ હે નરાધિપ ! ઉદ્ધવાવતાર શ્રીરામાનંદ

औद्धवा अपि तस्य तत् । ऐश्वर्यमद्भुतं दृष्ट्वा निश्चिक्युः कृष्णमेव तम् ॥२९॥ ततस्तस्यैव ते भक्तिं चक्रुः प्राप्ता मुदं पराम् । तदाज्ञायामवर्तन्त नित्यदा च नराधिप ! ॥३०॥ यवनस्तत्र राजासीद्वज्रदीन इति श्रुतः । शालकस्तस्य शुश्राव काजिनामेदमद्भुतम् ॥३१॥ आज्ञया भगिनीभर्तुर्यवनैः सोऽभिवेष्टितः । स्वामिनः पार्श्वमागत्य तं प्रणम्य वचोऽब्रवीत् ॥३२॥ इष्टदेवाः प्रदर्श्यन्ते जनानां वर्णिराट् ! त्वया । पिगाम्बरानस्मदिष्टान्दर्शय स्याम तेऽनुगाः ॥३३॥ तदा तमप्युपावेश्य स स्वामी प्राह पश्य माम् । यावत्पश्येत्स तं तावदासीत्लीनासुनाडिकः ॥३४॥ निश्चेष्टदेहः

---

સ્વામિના સમાશ્રિત મુકુદાનંદ મુક્તાનંદાદિ સમગ્ર શિષ્યોપણ ભગવાન શ્રીસહજાનંદસ્વામીનું પૂર્વોક્ત અત્યદ્ભુત અલૌકિક ઐશ્વર્ય દેખીને તેમનેજ પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ અક્ષરાધિપતિ સાક્ષાત્ ધર્મનંદનરૂપે અવનિઉપર અવતરેલા નિશ્ચય કરીને, નિરંતર તેમનીજ એક આજ્ઞાપરાયણ થઈ તેમનીજ અનન્યભક્તિ કરતા થકા પરમ આનંદને પામ્યા ॥૨૯-૩૦॥

પ્રકરણાત્ બીજું પણ તે પુરમાં બનેલું શ્રીહરિનું દિવ્ય ચરિત્ર આઠ શ્લોકથી કહેછે—તે માંગરોળ નગરમાં વજ્રદીન નામનો યવનજાતિનો એક રાજા હતો. તેનો શ્યાળો કાજી નામનો હતો તેણે પોતાના પુરમાંજ બનેલું પૂર્વોક્ત સહજસમાધિરૂપ આશ્ચર્ય સાભળીને ભગિનીભર્તા રાજાની આજ્ઞા લઈ, કેટલાક યવનોને સાથે લઈ, ભગવાનના ચરણકમળની સમીપે આવી તેમને પ્રણામ કરીને એમ કહ્યુ કે-હે વર્ણિરાજ ભગવન્ ! તમો તેતે જનોને તેમના તેમના ઇષ્ટદેવોનાં દર્શન કરાવો છો એમ મેં સાંભળ્યું છે તો અમારા ઇષ્ટદેવપણે પ્રસિદ્ધ એવા મહમદ આદિક પિગંબરોના અમોને દર્શન કરાવો અમોપણ આપના વશવર્તી અનુચરો થઈશુ ॥૩૧-૩૩॥ તે સમયે ભગવાને તેનું વચન સાભળીને તેનેપણ બેસારીને 'મને એકાગ્ર દૃષ્ટિથી જુઓ' એમ કહ્યુ, એજ રીતે એકાગ્ર દૃષ્ટિથી ભગવાનને જે ક્ષણમાં જુવેછે એજ ક્ષણમાં તેના નાડી પ્રાણ લીન થઈ ગયાં અને અંગચેષ્ટાએ રહિત થઈ સમાધિને પામી ગયો, તે સમાધિમાં તેણે સ્ફુરણાયમાન થએલા હૃદયમાં

सोऽपश्यन्निजान्महम्मदादिकान् । पिगाम्बरान्स्वहृदये श्रुतपूर्वास्ततोऽह्यत् ॥३५॥ स्वामिना वीक्षितोऽथासौ व्युत्तस्थे विस्मयान्वितः । समाधौ वीक्षितं यत्तत्प्राह तत्रागतान्निजान् ॥३६॥ ततः स स्वामिनं ज्ञात्वा प्रभुं तस्याश्रयं दृढम् । चकार च तदाज्ञायामवर्तत निरन्तरम् ॥३७॥ एतदाश्चर्यमालोक्य राजापि दृढनिश्चयः । तमाश्रित्यानन्यभक्त्या भजतिस्म निरन्तरम् ॥३८॥ एवं तत्र च यो यस्तमुपागच्छच्छ्रुतैश्वरः । स स निश्चित्य तं साक्षादीशं साश्चर्यमाश्रयत् ॥३९॥ मद्यमांसपरस्त्र्यादिसेवनं स्वस्वमार्गगम् ।

प्रमथ केवळ ग्रथो थकी जेनां लक्षणो सांभळ्यां हतां एवा महमद आदिक पिगंबरो प्रत्यक्ष देख्या, अने तेथी अधिक आनंदने पाम्यो ॥३४-३५॥ तेपछी भगवाने दृष्टिमात्रथी समाधिमांथी उठाडेलो ते काजी विस्मय पामीने समाधिमां पोते देखेलुं समग्र आश्चर्य त्यां पोतासाथे आवेला पोताना यवनोने कहेवा लाग्यो ॥३६॥ तेपछी ते काजी श्रीहरिने परमेश्वर जाणीने तेमनो अचळ आश्रय करी निरतर तेमनी आज्ञानुवर्तनपरायण थयो ॥३७॥ वजदीन राजापण आ बधु आश्चर्य श्यालकना मुख थकी सांभळी, तेपछी श्रीहरिनी समीपे जई साक्षात् जोईने, श्रीहरिना परमेश्वरपणानो दृढ निश्चय करी, अनन्यभक्तिथी तेमनो समाश्रय करी, तेमना निरंतर आज्ञानुवर्तनमां तत्पर थया ॥३८॥ एवी रीते ते पुरमां जे जे जन श्रीहरिनुं परमैश्वर्य सांभळीने तेमनी सन्निधिने पाम्यो ते सर्वेएपण श्रीहरिनो प्रत्यक्ष परमेश्वरपणानो निश्चय करीने, साश्चर्य सर्वेश्वर श्रीहरिनो समाश्रय कर्यो ॥३९॥

एरीते भगवानना आश्रित थएला जनोए तेमना आश्रयप्रभावथी प्राक्तन पापवासनाने टाळीने पापनो परित्याग करी, धर्मना मिषथी के वृत्तिना मिषथी वळगता मद्यादिकना सेवनथी विराम पामीने, धर्मैकवृत्तिवाळा थया एम हवे कहेछे—एरीते भगवानना आश्रित थएला जनोए तेमना आश्रयप्रतापथी प्राचीन पोतपोताना पंथमां रहेला, मद्य मांस परस्त्री आदिकना सेवनने 'आ केवळ अधर्मरूपज छे' एवो निश्चय करीने

अधर्ममेव निश्चित्य ते जहुस्तत्प्रतापतः ॥४०॥ मद्यं मांसं पारदार्यं स्तेयं स्वपरहिंसनम् । जातिभ्रंशककर्मादि जहुः सर्वे तदाश्रिताः ॥४१॥ अष्टधा पालयामासुर्ब्रह्मचर्यं गृहीतराः । गृहिणो विधवाः स्त्रीश्च नास्पृशन्बान्धवीतराः ॥४२॥ नार्यः पतिव्रताधर्मं सुवासिन्यः सिषेविरे । त्यागिवत् पालयामासुर्ब्रह्मचर्यं विभर्तृकाः ॥४३॥ स्वधर्मज्ञानवैराग्यैर्भक्त्या माहात्म्ययुक्तया । आसन्सर्वे च सम्पन्नास्तद्भक्तास्तत्प्रतापतः ॥४४॥ नारायणमुनेः शिष्या इत्थं

---

त्याग करी दीधुं ॥४०॥ तेनेज स्पष्टपणे कहेछे–मद्यपान, मांसभक्षण, परांगनासंग, परद्रव्यादिकनुं हरण, पोतानी तथा पारकी हिंसा, जातिमांथी भ्रष्ट करनारूं कर्म, आ सर्वनो श्रीहरिना आश्रित थएला जनोए तत्काळ त्याग करी दीधो ॥४१॥ जे कोई गृहस्थ थकी बीजा साधु ब्रह्मचारी आदिक श्रीहरिना आश्रितो हता तेओ अष्ट प्रकारनुं ब्रह्मचर्यव्रत अप्रस्खलितपणे पाळताथका तेमनी परिचर्यापरायण थया हता. जे गृहस्थो हता तेपण यथास्वधर्मे ब्रह्मचर्यमां प्रवर्तता प्रमादथीपण बन्धुथकी बीजी स्त्रियोनो स्पर्श करता न हता. प्रामादिक एवोपण विधवाना अंगनो संग व्रतभंग करनारो छे एम मानीने तेनो विशेषपणे परित्याग करता हता ॥४२॥ श्रीहरिनी आश्रित थएली सुवासिनी नारीओ पतिव्रताधर्म अने विधवा नारीओ त्यागिओनी पेठे अष्ट प्रकारे पुरुषप्रसंगना त्यागरूप ब्रह्मचर्यव्रत धारीने श्रीहरिनी परिचर्यापरायण थई हती ॥४३॥ श्रीहरिना चरणकमळना आश्रित थएला सर्व कोई जनो श्रीहरिना प्रतापथी प्रतिदिन प्रवृद्धि पामती स्वधर्म ज्ञान अने वैराग्यनी संपत्ति तथा भगवानना माहात्म्यज्ञानथी सारा संस्कारवाळी परम भक्तिए संपन्न थई गया ॥४४॥ किंबहुना–भगवान् नारायणमुनिना चरणकमळना आश्रितो आ लोकमांज रह्या छे तथापि तेमना आश्रयप्रतापथी लोकविलक्षण थई गया. एटले यद्यपि लोक–मनुष्यमंडळमां रहेछे तथापि तेओ मनुष्योथकी विलक्षण थई गया. अर्थात् एकपण मनुष्य एमने तुल्य थई शक्यो नहि. अथवा–लोक–प्रकृतिवासना परवश, जन्ममरणचक्रमां वळगेला मंडळमां वर्तेछे तथापि

लोकविलक्षणाः । लोकस्था अप्यवर्तन्त श्वेतद्वीपो यथा भुवि ॥४५॥ इत्थं स्वीयं प्रतापं सुरनरदितिजैर्ब्रह्मरुद्रादिभिर्वा दुःसाध्यं चेतसाऽपि क्षितितल उरुधा श्रेयसे मानवानाम् । भूयोभूयो वितन्वन् धृतनरवपुषा दिव्यलीलाविदग्धः पापिष्ठाधर्मवंशं गुरुजननिलयं वर्णिराडुच्चखान ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे आश्चर्यसमाधिलीलानिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

सुव्रत उवाच—एवं तत्र प्रतापं स्वं दर्शयित्वा सहस्रशः । जना-

તેનાથી વિલક્ષણ-મુક્તતુલ્ય થઈ ગયા. તેમાં દૃષ્ટાંત-જેમ ભૂમિ-પુણ્યપાપનીજ એક પ્રસૂતિગૃહરૂપ ભૂલોકમાં રહેલો પણ શ્વેતદ્વીપ પુણ્યપાપે રહિત છે તેમ ॥૪૫॥ હે રાજન્ ! આ પ્રકારે સુર નર અને અસુરોએ તથા ભવ બ્રહ્માદિ ઈશ્વરોએ મનથીપણ કરવાપણે ન ચિંતવન થઈ શકે એવો પોતાનો અસાધારણ પારમેશ્વર પ્રતાપ પૃથ્વી ઉપર મનુષ્યોનાં કલ્યાણ કરવાની કામનાથીજ ગ્રહણ કરેલા મનુષ્યસજાતીય દિવ્યાકારથી વારંવાર બહુધા પ્રકાશ કરતા, દિવ્ય ચરિત્ર કરવામાં ચતુર એવા વર્ણિરાજ ભગવાને ચોગરદમ પ્રવૃદ્ધિ પામેલો, માટેજ ગુરૂ-મહા દૃઢતર જનરૂપ નિલય-રહેવાનો આશ્રય જેને મળ્યો છે. અથવા-ગુરૂજન-આચાર્યપદને ભજનારા જનો તેરૂપ નિલય-આશ્રય જેને મળ્યોછે એવો પાપિષ્ઠ અધર્મવંશ-પાપમાંજ એક કારણભૂત પરદાર પરિગ્રહ આદિક નિષિદ્ધ કર્મના

निजाश्रितान् कृत्वा गन्तुमैच्छत्पुरान्तरम् ॥१॥ ततो राज्ञा विनीतेन पौरैश्च बहुधार्थितः । चातुर्मास्यमुवासासौ तत्र तत्प्रियकाम्यया ॥२॥ प्रतापो व्यानशे तस्य राजन्दिक्षु विदिक्षु च । आश्चर्यजनको नृणां वृद्धैरप्यश्रुतः पुरा ॥३॥ तं शुश्रुवुस्तत्र तत्र दुर्वासःशापतो भुवि । जाता नृणृपयः सर्वे दिदृक्षन्ति स्म तं ततः ॥४॥ यूथशस्त उपाजग्मुर्नगरं तद्द्विजातयः । यथार्हं मानयित्वा तांस्तत्रावासयदीशिता ॥५॥ शृण्वन्त ईक्षमाणाश्च प्रतापं तस्य ते मुहुः । निश्चिक्युस्तं कृष्णमेव केचित्संशिशियिरे द्विजाः ॥६॥

---

અધર્મમાર્ગથકી પાછા વાળીને અને સમગ્ર ક્લેશને નાશ કરનારો સ્વચરણકમળમાં પ્રેમાતિશય સ્થિર કરીને બીજા પુરપ્રત્યે જવાની ઇચ્છા કરી ॥૧॥ તે સમયમાં વિનયનમ્ર વજ્રદીન રાજા અને નગરનિવાસી ભક્તજનોએ ભગવાન પાસે આવીને 'ફરીથી કેટલાક માસ નિવાસથી નગરને અને પૂજા સ્વીકારથી અમોને કૃતાર્થ કરો' એમ બહુ પ્રાર્થના કરેલા, તેમની પ્રાર્થનાથી તેમનું પ્રિય કરવાની ઇચ્છાવાળા ભગવાને આષાઢાદિ ચાર માસ સુધી ત્યાંજ રહેવાનો સંકલ્પ કર્યો ॥૨॥ હે રાજન્! તે નગરમાં નરપતિ અને નગરના નરોની પ્રાર્થનાથી નિવાસ કરી રહેલા શ્રીહરિનો જોનારા તથા સાંભળનારા જનોને આશ્ચર્ય કરનારો, પૂર્વે વયોવૃદ્ધ જનોએપણ નહિ સાંભળેલો એવો પ્રતાપ (ઐશ્વર્ય) પૂર્વાદિ દિશામાં અને અગ્નિ આદિક વિદિશામાં બહુ વ્યાપી ગયો ॥૩॥ દુર્વાસાઋષિના શાપથી પૃથ્વીમાં તેતે દેશોમાં ત્રૈવર્ણિક મનુષ્યોમાં પ્રકટ થએલા મરીચ્યાદિ મુનિઓ તે ભગવાનને ધર્મરક્ષણ માટે અવતરેલા, અશ્રુતપૂર્વ મહિમાશાલી સાંભળીને (યાત્રાળુ થકી) તેમના દર્શનની આકાંક્ષાથી બધા ભેગા થઇને તેજ નગરમાં આવ્યા, તેઓને પરમેશ્વર શ્રીહરિએ યથાયોગ્ય માન આપીને ત્યાંજ પોતાની સમીપમાં નિવાસ કરાવ્યો ॥૪-૫॥ તે મુનિઓએ નારાયણમુનિનો અલૌકિક પ્રતાપ આસના મુખ થકી સાંભળીને અને વારંવાર સાક્ષાત્કાર કરીને 'સાક્ષાત્ શ્રીકૃષ્ણજ અવતર્યા છે' એવો નિશ્ચય કર્યો. કેટલાક મંદભાગીતો શ્રીહરિના મહિમાને સાક્ષાત્ કરીનેપણ 'સર્વથકી પરતર શ્રીકૃષ્ણજ આ

महोत्सवं कर्तुमना जन्माष्टम्यामथ प्रभुः । दूतैरजूहवत्सर्वान्भक्तांस्तत्र निजाश्रितान् ॥७॥ यूथशस्तेऽपि तत्राऽऽयन् गृहिणस्त्यागिनोऽपि च । सन्मानं विदधे तेषां यथार्हं धर्मनन्दनः ॥८॥ उत्थायोपसि चाष्टम्यां प्रातःकृत्यं विधाय सः । उद्धवस्वामिनश्चक्रे समर्चनमहोत्सवम् ॥९॥ ततः स कारयामास मण्डपं सुमनोहरम् । विचित्रवस्त्रपुष्पस्रक्कदलीस्तम्भमण्डितम् ॥१०॥ तत्राकरोद्यथाशास्त्रं निशीथे कृष्णपूजनम् । उपहारैर्महद्भिश्च गीतवादित्रपूर्वकम् ॥११॥ मृदङ्गझर्झरादीनि वादयन्तश्च साधवः । पद्यैर्नानाविधैश्चक्रुः श्रीकृष्णगुणकीर्तनम् ॥१२॥ कृष्णमान्दोलया-

---

છે કે કોઈ ઈશ્વર છે' એમ સંશયાવિષ્ટ મનવાળા રહ્યા ॥૬॥ તેપછી ભગવાને જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણ જન્મમહોત્સવ કરવાની ઇચ્છાથી નાના દેશોમાં રહેલા પોતાના આશ્રિત સર્વકોઈ ભક્તોને દૂતોદ્વારા માંગરોળમાં બોલાવ્યા ॥૭॥ દૂતના મુખથી ભગવાનનો સંદેશો સાંભળીને તત્કાળ સર્વકોઈ ત્યાગીઓ તથા ગૃહસ્થોનો સંઘ તેતે ગ્રામ નગરથકી ઉત્સાહથી ત્યાં આવ્યો. આવેલા તે સર્વેનું ધર્મનંદન ભગવાને યથાયોગ્ય સન્માન કર્યું ॥૮॥ શ્રીહરિએ અષ્ટમીને દિવસે પ્રાતઃકાળમાં ઉઠી સ્નાનાદિ પ્રાતઃકૃત્ય કરીને, પ્રથમ પોતાના ગુરૂ રામાનંદસ્વામિનો જન્મ નિમિત્તનો પૂજનમહોત્સવ કર્યો, કેમકે આજ નિઃશ્રેયસનું પ્રથમ દ્વાર છે, જેણે આચાર્ય કર્યા છે તેજ જાણેછે. આચાર્યના ઉપાસન વિના વિજ્ઞાનસંપત્તિ નથી. તો પરમેશ્વરના આરાધનથી પ્રથમ ગુરૂનું પૂજન કરવું આવી ધર્મમર્યાદા લોકોને ગ્રહણ કરાવા પ્રથમ ગુરૂનું પૂજન કર્યું ॥૯॥ તેપછી કરશે એવા ઉત્સવમાં ઉપયોગી, વિચિત્ર વસ્ત્ર, સુગંધિ પુષ્પોના હાર અને ફળભારથી નમી ગએલા અગ્રભાગવાળા કેળના થાંભલાવડે અલંકાર કરેલો અતિ મનોહર કોઈ મંડપ કરાવ્યો ॥૧૦॥ તે મંડપમાં મધ્યરાત્રિએ ગીતગાન અને વાજીંત્ર વજાડાવવા પૂર્વક મહા ઉપચારથી શ્રીકૃષ્ણની યથાવિધિ વેદોક્ત મંત્રોવડે પૂજા કરવાનો આરંભ કર્યો ॥૧૧॥ તે સમયમાં સાધુઓ મૃદંગ ઝાલર વિગેરે વાજીંત્રો વજાવવા પૂર્વક નાના પ્રકારનાં સંસ્કૃત પ્રાકૃત પદ્યોવડે શ્રીકૃષ્ણના ગુણોનું ગાન ક-

मास दोलायां च निधाय सः । तत्कथाकीर्तनैश्चके जागरं च निजैः सह ॥१३॥ निशास्तृतीययामान्ते भक्तमण्डलसंसदि । उपाविशत् पट्टकेऽसौ सर्वानानन्दयन्निजान् ॥१४॥ त्यागिनो गृहिणोऽन्ये च योषितश्चातिभावतः । तन्मुखाम्बुजमेवैकं पश्यन्ति स्म स्थिरेक्षणाः ॥१५॥ तदा प्रभुः स कृपयैवैच्छज्ज्ञानं ममाञ्जसा । एतेषां स्यादिति ततस्ते तमित्थं व्यलोकयन् ॥१६॥ एकैकाङ्गस्रवत्कोटिकोटिभास्करतेजसम् । घनश्यामं पीतपटं बर्हिबर्हकिरी-

---

રવા લાગ્યા ॥૧૨॥ તે ભગવાને તો પ્રતિમારૂપ શ્રીકૃષ્ણને પારણામાં પધરાવીને હિંદોળવાપૂર્વક તે શ્રીકૃષ્ણનું શ્રોતાજનોનું મંગળ કરનારૂ દિવ્ય ચરિત્ર સર્વ નિજાશ્રિતોને સભળાવતાથકા જાગરણ કર્યું પ્રબોધનેજ જાગરણ કહેછે, ભગવત્કથાનુ શ્રવણજ પ્રબોધ કહેવાય, આવો પ્રબોધ ન કરે તો ઉઘાડા નેત્રવાળો છે તથાપિ તે નિદ્રાજ લેછે એમ જાણવું ॥૧૩॥ એવીરીતે કૃષ્ણપૂજનને પરિસમાપ્ત કરીને, રાત્રિના ત્રિજા પ્રહરને અંતે ભગવાન્ સર્વ ભક્તોને આનંદ ઉપજાવતાથકા ભક્તજનોની સભામાં પોતાને બેસવા માટે સ્થાપન કરેલા મહા આસનમાં ( પાટ્ય ) સ્વય વિરાજમાન થયા ॥૧૪॥ શ્રીહરિ સભામાં સુખેથી બેઠા પછી તેમના દિવ્ય અંગની શોભાથી સમાકર્ષિત અંત કરણવાળા, પરિગ્રહમાત્રનો પરિત્યાગ કરી રહેલા સર્વકોઈ ત્યાગીઓ તથા ધર્માવિરૂદ્ધ કામવાળા ગૃહસ્થો તથા બીજા ત્યા આવેલા મરીચ્યાદિ મુનિઓ અને સધવા વિધવા સ્ત્રિયો સ્નેહાતિશયથી નિશ્ચળ નેત્રવાળા થઈ એક શ્રીહરિના મુખકમળ સામુજ જોઈ રહ્યા ॥૧૫॥ તે સમયમાં શ્રીહરિને કોઈપણ એવો કૃપૈકમૂળક સંકલ્પ થયો કે-મારે વિષે અત્યત નિષ્કપટ પ્રીતિવાળા આ સર્વે ભક્તો હુ હમણાં પ્રકાશ કરીશ એવા મારા સાક્ષાત્ સ્વરૂપને તત્ત્વથી જુઓ. એવો ભગવાને સકલ્પ કર્યો ત્યાતો તેમના મુખકમળ સામી સ્થિર દૃષ્ટિવાળા તે સર્વજનોએ શ્રીહરિને આવા રૂપે જોયા ॥૧૬॥ એજ દિવ્ય રૂપનું વર્ણન કરેછે-જેમના એકએક અંગમાંથી એકસાથે ઉદય પામતા અનંત કોટિ સૂર્યના તેજ જેવું પ્રકાશમાન તેજ નીકળે છે, નવીન મેઘ સરખો શ્યામ વર્ણ જેમનો છે, હળદર જેવાં પીળાં વસ્ત્રોને પહેરી તથા ઓઢી રહેલા,

टिनम् ॥१७॥ कौस्तुभं वैजयन्तीं च मालिकां बिभ्रतं गले । सद्रत्नहेमरशनं मकरश्रुतिभूषणम् ॥१८॥ पदोर्नूपुरशोभाढ्यं कटकाङ्गदभूषितम् । गन्धपुष्पाञ्चिततनुं किशोरवयसं प्रभुम् ॥१९॥ दोर्भ्यां वेणुं वादयन्तमधरोष्ठधृतं तथा । नटवेषं तमालक्ष्य श्रीकृष्णं ते मुदं ययुः ॥२०॥ तत्र केचिन्निर्निमेषदृशस्तांसिश्च लेभिरे । समाधिमन्तरे केचिदित्थं तस्थुर्घटीद्वयम् ॥२१॥ ततस्तमेव तेऽपश्यन् यथापूर्वमवस्थितम् । वर्णिवेषं चाल्पजटं श्यामं विशदवाससम् ॥२२॥ एणाजिनधरं शान्तं करात्तजपमालिकम् ।

---

મુકુટના પ્રાંત ભાગમાં મોરનાં પિછાને ધારી રહેલા, કૌસ્તુભ મહામણિ અને વૈજયંતી માળાથી શોભાયમાન દિવ્ય વક્ષ સ્થળ જેમનુ છે, દિવ્ય રત્ન-જડિત સુવર્ણમય કટિમેખળાથી અલકૃત કટિતટ જેમના છે, મકરાકાર કુડળથી અલકૃત કર્ણપાશ જેમના છે, મણિમય બાજુબધ તથા કડાથી શોભાયમાન જાનુપર્યંત લાંબા બે બાહુ જેમના છે, નૂપુરથી અલકૃત ચરણ કમળ જેમના છે, દિવ્ય ચદનનો લેપ ધારી રહેલા, દિવ્ય પુષ્પોના હાર ધારી રહેલા, કિશોર (સોળ વર્ષનુ વય) આકૃતિવાળા, અધરોષ્ઠ પુટના આસ્વાદથી પ્રફુલિત થએલી મુરલીને બે હાથથી પકડીને વારવાર વજાડતા, નટવરના જેવા વેષવાળા, આવા સાક્ષાત્ શ્રીકૃષ્ણને જોઇને તે સર્વે ભક્તો અનિર્વચનીય આનદને પામ્યા ॥૧૭-૨૦॥ તેમાં કેટલાક મટકાએ રહિત દૃષ્ટિવડે શ્રીહરિને નિરખતા થકા ચિત્તવૃત્તિની એક તદાકારતા સંપાદન કરી તત્કાળ નેત્ર મીંચીને નિષ્પન્ન સમાધિવાળા થતાં હૃદયની અદર જેવા નિહાળ્યા હતા એવા ભગવાનનો બે ઘટિકાપર્યંત અનુભવ કરવા લાગ્યા ॥૨૧॥ એવી રીતે સર્વોપરી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવીને, પછીથી યોગમાયાથી અતર્ધાન થઈ જતાં પ્રથમની પેઠ રહેલા, વર્ણિવેષથી રમણીય, મસ્તકે નાની જટા ધારી રહેલા, મેઘ સરખા શ્યામ સુંદર શરીરવાળા, શ્વેત વસ્ત્ર ધારી રહેલા, કૃષ્ણ મૃગચર્મને ધારી રહેલા, પ્રશાંત ગભીર આકારવાળા, હાથમાં તુલસીની જપમાળા ધારી રહેલા, એવા એજ શ્રીહરિને

नारायणमुनिं वीक्ष्य नेमुः साष्टाङ्गमाशु ते ॥२३॥ परमेश्वर ए-वायं नारायणमुनिः स्वयम् । श्रीकृष्णोऽस्तीति साश्चर्यं वदन्ति स्म समुत्सुकाः ॥२४॥ औद्धवीयाश्च ऋषयः पौराश्चान्ये च तत्र ये । जना आसन्सभायां ते सर्वे चक्रुस्तदाश्रयम् ॥२५॥ ततो वयं त्व-दीयाः स इति प्राञ्जलयोऽवदन् । तावज्जातमुषः स्वामी स्नात्वा कृष्णं समार्चयत् ॥२६॥ तर्पयामास सद्भोज्यैः साधून् विप्रान्स-हस्रशः । पारणां स ततश्चक्रे जनाश्चान्ये ततो नृप ! ॥२७॥ दे-शान्तरागताः सर्वे ऋषयो दृढनिश्चयाः । स्वधर्मज्ञानवैराग्ययुजा भक्त्याऽभजंश्च तम् ॥२८॥ तेषां तु केचिदृषयो ब्रह्मचर्याश्रमे नृ-

---

તેમણે જોયા. આવા નારાયણમુનિને નિહાળીને એકદમ ઉઠીને પરમ પ્રેમથી સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા ॥૨૨-૨૩॥ ઉદ્ધવાવતારભૂત શ્રીરામાનંદસ્વામિના શિષ્ય નરનારીઓ, દેશાંતરમાંથી આવેલા મરીચ્યાદિ મુનિઓ, નગરનિવાસી જનો અને બીજાપણ જે કોઈ ત્યાં સભામાં હતા તે સર્વે આશ્ચર્યપૂર્વક 'પરાત્પર પરમેશ્વર સ્વયં શ્રીકૃષ્ણજ નારાયણમુનિરૂપે અમારા લોચનગોચર પ્રકાશે છે' એમ સમુત્સાહથી કહેવા લાગ્યા. આવો દૃઢ વિશ્વાસ પામેલા સર્વેએ તેમનોજ સર્વ પ્રકારે આશ્રય કર્યો અને 'અમો સર્વે આપનાજ દાસ છીએ અને આપની આજ્ઞાને વશ વર્તનારા છીએ' એમ બે હાથ જોડીને નિવેદન કર્યું. તેટલાકમાં રાત્રિ વીતિ ગઈ એટલે ભગવાન્ પ્રાતઃકાળમાં સ્નાન કરી નિત્યકર્મ કરી ભગવાન્ શ્રીકૃષ્ણની પૂજા કરવા લાગ્યા ॥૨૪-૨૬॥ હે નૃપ ! છ રસે સંપન્ન સ્વાદુ ભોજ્ય પદાર્થો ભગવાનને નિવેદન કરી, પ્રસાદીભૂત પવિત્ર અતિ સ્વાદુ એજ ભોજ્યાન્નથી અસંખ્યાત સાધુ બ્રાહ્મણોને તૃપ્ત કર્યા. તેપછી પોતે પારણાં કર્યાં. તેપછી બીજા બધા જનોએ વિભાગને અનુસારે પારણાં કર્યાં ॥૨૭॥ દેશાંતરમાંથી આવેલા મરીચ્યાદિ સમસ્ત મહર્ષિઓ 'અક્ષરાતીત સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ આ શ્રીહરિજ છે' એવો દૃઢ નિશ્ચય કરીને, તેમનો સમાશ્રય કરી સ્વધર્મથકી નહિ ચલાયમાન થઈ, જ્ઞાનવૈરાગ્યપરિપૂર્ણ થઈ તેમને અનન્યભક્તિથી ભજવા લાગ્યા. હે નૃપ ! તેમાં કેટલાક ઋષિઓ બ્રહ્મચારી

प ! । अवर्तन्ताथ केऽप्यासंस्त्यागिभक्ता हि साधवः ॥२९॥ भूयोऽपराह्णेऽथ सभां कारयामास सत्पतिः । यथार्हं तत्र पुरुषा निषेदुश्च स्त्रियो नृप ! ॥३०॥ न्यषीदत्तत्र भगवान् पट्टके स्वास्तृते हरिः । चभौ स तारकामध्ये शशाङ्क इव पार्वणः ॥३१॥ तं चन्दनेनोत्तमपुष्पहारैर्वस्त्रैर्विचित्रैश्च धनैर्नरेन्द्र ! । सम्पूजयामासुरनन्यभावाः सर्वेऽपि भक्ताश्च ततः प्रणेमुः ॥३२॥ तस्माद्दिशुद्धं निजधर्मवर्त्म शुश्रूषवः सन्मुखमेव तस्य । सर्वे निषेदुर्मुखपद्मशोभामवेक्षमाणा विनयानतांसाः ॥३३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे जन्माष्टम्युत्सवे श्रीकृष्णस्वरूपदर्शननामा षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

થઈ રહ્યા અને કેટલાક ત્યાગનિષ્ઠ ભક્તિપરાયણ સાધુ થઈને સુખેથી રહ્યા ॥૨૮-૨૯॥ હે નૃપ ! તેપછી સાધુજનના એક નાથ ભગવાન્ શ્રીહરિએ સર્વને હિત બોધ આપવા બપોર પછી ફરીથી મોટી સભા કરાવી. તે સભામાં ભક્ત નરનારીઓ યથાયોગ્ય-પોતપોતાના મંડળ વિભાગથી બેસી ગયા ॥૩૦॥ ભગવાન્ શ્રીહરિ તે સભામાં મોટા ગાદલાએ સહિત શ્વેત ઓછાડથી ઓછાડેલી મોટી પાટ ઉપર વિરાજમાન થયા. તે સમયે ભગવાન્ જેમ શરદ્ પૂર્ણિમાએ ઉદય પામેલો ચંદ્રમા તારામંડળના મધ્યમાં શોભે તેમ ભક્તમંડળના મધ્યમાં શોભતા હતા ॥૩૧॥ હે નરેન્દ્ર ! તે સમયે સુખેથી વિરાજેલા ભગવાનની સર્વ ભક્તોએ અનન્યભક્તિથી યથાશક્તિ સુગંધિ ચંદન, સુગન્ધિ સુકુમાર પુષ્પહારો, વિચિત્ર અમૂલ્ય વસ્ત્રો અને રત્નકાંચનાદિ ધનવડે પૂજા કરી, તેપછી પ્રણામ કર્યા ॥૩૨॥ ભગવાનના મુખકમળથકી પોતાના નિર્દોષ ધર્મમાર્ગને સાંભળવાની સમુત્કંઠાવાળા સર્વે ભક્તો તેમના મુખકમળ સામીજ એક દૃષ્ટિ રાખીને વિનયથી નમ્ર ખભાવાળા થઈ તેમનેજ સન્મુખ યથાયોગ્ય બેસી ગયા ॥૩૩॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે જન્માષ્ટમ્યુત્સવે શ્રીકૃષ્ણસ્વરૂપદર્શનનામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥

सुव्रत उवाच—नारायणमुनिं नत्वा बद्धाञ्जलिपुटद्वयाः । शिष्या मुकुन्दप्रमुखाः पप्रच्छुरिदमादरात् ॥१॥ शिष्या ऊचु —भगवन्सर्वभूतानां त्वमेव परमा गतिः । स्वाश्रितानां विशेषेण त्वं गुरुश्चेश्वरो ह्यसि ॥२॥ अतस्त्वामाश्रितानां नस्त्यागिनां गृहिणां तथा । स्त्रीणां चापि प्रभो ! ब्रूहि धर्माञ्छ्रेयःप्रसाधकान् ॥३॥

અધ્યાય ૭ મો.

सुव्रत उवाच—इति पृष्टः स भगवान्निजशिष्यैः कृपानिधिः । वेदादीनां सारभूतान्धर्मानाह सनातनान् ॥४॥ श्रीनारायणमुनिरुवाच—शृण्वन्तु मामकाः सर्वे पुरुषा योषितस्तथा । सच्छास्त्रानुसृतान्धर्मान्वच्मि भागवतान् हि वः ॥५॥ ब्राह्मे मुहूर्ते उत्थाय निद्रायाः प्रहरेऽन्तिमे । मदीयैः कीर्तनीयानि हरेर्नामानि नित्यदा ॥६॥

કહેવાને યોગ્ય છે ॥૨-૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે પોતાના ચરણકમળરસિક મુકુંદાનદાદિ ભક્તજનોએ પુછેલા કૃપાનિધિ ભગવાને વેદાદિ-શ્રુતિ સ્મૃતિના સારભૂત, માટેજ સનાતન ( શ્રુતિઓ અપૌરૂષેય-પુરૂષપ્રણીત નહિ હોવાથી અનાદિ છે, સ્મૃતિઓ શ્રુતિઓજ એક મૂળ જેમાં છે એવી હોવાથી પ્રમાણભૂત છે, માટે શ્રુતિસ્મૃતિમાં કહેલા જે ધર્મો છે તે સનાતન છે-કોઇએ ઉત્પ્રેક્ષા કરેલા નથી ) એવા ધર્મો સંગ્રહથી કહેવા માંડ્યા ॥૪॥

કહેશે એવા અર્થમાં શિષ્યોનું સાવધપણું સંપાદન કરતા થકા **નારાયણમુનિ** કહેછે—મારા ચરણ કમળનાજ એક આશ્રયવાળા સર્વે પુરૂષો તથા સ્ત્રિયો તમો સાવધાન મનથી સાંભળો. હું ધર્મને જાણવા ઇચ્છતા તમોને સચ્છાસ્ત્રાનુસારી-અપૌરૂષેય ( કોઈ પુરૂષ પ્રણીત નહિ ) હોવાથી જેમાં પુરૂષપ્રયુક્ત ભ્રમ પ્રમાદાદિ દોષનો લેશપણ સભાવના નથી એવું સચ્છાસ્ત્ર તો વેદ છે, તેને અનુસરનારા એટલે તે મૂળ જેમાં છે એવા તે ધર્મો કહુંછું. તેમાંપણ **ભાગવત**-ભગવાનના એકાંતિક ભક્તોનાજ એક ઉપયોગના કહુંછુ, વેદો ત્રિગુણાત્મક પુરૂષ વિષયવાળા છે એટલે બધા અર્થીઓના ઉપયોગનું કાંઈ કાંઈ કહેછે, માટે 'ભાગવત' એવું ધર્મને વિશેષણ આપ્યું છે ॥૫॥ તેમાં પ્રથમ પ્રતિદિન પ્રભાતને પ્રારભીને સર્વ કોઇએ સેવન કરવા યોગ્ય સાધારણ ધર્મોને પચાશ શ્લોકથી કહેછે—હે ભક્તો ! રાત્રિના છેલા પહોરમાં બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને-નિદ્રાનો ત્યાગ કરી મારા આશ્રિત ગૃહસ્થો તથા ત્યાગી સર્વ જનોએ વિશેષપણે ભગવાનનાં અને તેમના ભક્તોનાં નામો ઉચ્ચારણ કરવાં. પ્રાતઃકાળમાં ઉઠવાનો વિધિતો સામાન્યપણે સર્વને પ્રાપ્ત છે, તેને 'ब्राह्मे मुहूर्ते उत्थाय'

तद्भक्तानां च नामानि कीर्तनीयानि तैः स च । अन्यग्रमानसै-र्ध्येयो मुहूर्तं वैकनाडिकाम् ॥७॥ श्रीकृष्णं राधिकाकान्तं तमेव हृदयाम्बुजे । सद्भिः शुद्धहृदयैः कर्तव्या दैहिकी क्रिया ॥८॥ स्नानं सन्ध्या जपो होमः स्वाध्यायः पितृतर्पणम् । देवतापूजना-दीनि नित्य कार्याणि च द्विजैः ॥९॥ स्नानं च द्विविधं प्रजामक-

त्वा प्रत्यहं हरेः । सर्वैरन्नं न भोक्तव्यं विना रोगादिपीडितान् ॥१०॥ उपचारैर्यथालब्धैर्विशुद्धैः प्रतिमा हरेः । यथाधिकारं वि-

---

તુરમાં પ્રવર્તતો નથી એમ હવે કહેછે–સ્નાન ( ચકારથી સધ્યાદિકનું ગ્રહણ કરવું ) એટલે સ્નાન સધ્યાદિ કર્યા વિના તથા ભગવાનની માનસી અને બાહ્ય પૂજા પ્રતિદિન કર્યા વિના સર્વેએ ( દ્વિજાતિ અને બીજા જનોએ ) અન્નાદિ જમવું નહિ. કિંતુ સ્નાનાદિ કરીનેજ જમવું. તેમાં રોગાદિકથી પીડાએલાને આ નિયમ નથી એટલે એમાં એમને દોષ નથી ॥૧૦॥ પરમાત્મ પ્રતિમાની પૂજ્યતાને દૃઢ કરતા થકા કહેલાજ દેવપૂજનને ફરીથી વિશેષણ આપેછે–ભગવાનની પ્રતિમા યથાવિધિ યથાધિકાર શાસ્ત્રોક્ત પૂજામંત્રોથી યથાલબ્ધ વિશુદ્ધ ચદનાદિ ઉપચારોવડે પૂજવી. 'यथाविधि' એમ કહેવાથી 'પ્રતિમાપૂજનમાં વિધિ નથી' એવી આશકાનો તિરસ્કાર કર્યો છે, પૂજામાં વિધિ છે. 'पूजामन्त्रैः' એમ કહેવાથી પૂજામાં મંત્રોનો અન્વય કરેલો હોવાથી પૂજામાં અવૈદિકપણાની અશંકાની નિવૃત્તિ કરી છે. 'यथाधिकारं' એમ કહેવાથી પૂજામાં બ્રાહ્મણાદિ સર્વ વર્ણનું સાધારણપણું જણાવ્યું છે એટલે એમાં સર્વને અધિકાર છે. 'विशुद्धैरुपचारैः' એમ કહેવાથી પૂજોપચારની બીજી બધી શુદ્ધિઓની અપેક્ષાએ ભક્તિથી અર્પણ કરવારૂપ શુધ્યતિશય જણાવ્યો છે, ગમે તેવા વિશુદ્ધ ઉપચારો હોય પણ જો ભક્તિથી અર્પણ ન કર્યા હોય તો ભગવાન ગ્રહણ કરતા નથી, માટે ભક્તિથી અર્પણ કરવારૂપ શુદ્ધિની મુખ્ય જરૂર છે. પૂજાવિધિઓતો પાંચરાત્રાદિકમાં પ્રસિદ્ધ છે. યદ્યપિ પ્રતિમાપૂજનમાં પ્રત્યક્ષ (શબ્દથી) વેદવિધિ શ્રવણ થતો નથી એમ કેટલાક માનેછે તથાપિ સ્મૃતિમાં વેદના મંત્રોનો પ્રતિમાપૂજનમાં સમન્વય કર્યો છે તો પૂજામાં વેદવિધિનો સંબન્ધ અવર્જનીયજ છે અર્થાત્ ભલે શ્રૌતવિધિ ન હોય પણ સ્માર્તવિધિ તો છેજ. સ્મૃતિકારો વેદના વિચ્છિન્ન વિધિઓનેપણ યોગબળથી સ્મરણ કરી કહેછે જેથી તેમાં અવૈદિકપણાની આશંકાનો અવકાશ નથી, માટે પ્રતિમાપૂજન વૈદિકજ છે. જેમ 'પ્રતિદિન સંધ્યા કરવી' એવો સાક્ષાત્ વેદવિધિ નથી, પરંતુ સ્મૃત્યાદિકમાં તેનું વેદમત્રોથી વિધાન કરેલું હોવાથી તેમાં 'વેદવિધિનો સંબન્ધ નથી' એમ

हितैः पूजामन्त्रैर्यथाविधि ॥११॥ रसासक्तिर्न कर्तव्या सर्वैः सर्वत्र सर्वदा । यथाकालं यथालब्धं भोज्यमन्नं फलादि वा ॥१२॥ यो यत्र मुख्यो हि भवेद्भोजयित्वा स चापरान् । स्वयं भुञ्जीता-

---

કહી શકાય નહિ જેથી તેને અવૈદિક કહી શકાય નહિ તેમ. વેદમાં પ્રણવ અગ્નિ સૂર્ય એ આદિકના અવલબનવાળા પૂજાવિશેષો કરવાના પ્રદર્શાવ્યા છે પણ તે અમુક અમુક અધિકારપરત્વે છે એટલે અધિકારનો નિયમ કર્યો છે પણ સર્વાધિકારિતા કહી નથી, આવા પ્રણવાદિ ઉપાસનમા જેને અધિકાર ન હોય એવાનેપણ પ્રતિમાનુ જેમાં અવલબન છે એવા પરમાત્મપૂજનમાંતો અધિકાર છેજ, તો પ્રતિમાપૂજનમાં સર્વાધિકારિતા કહેવામાં કશો દોષ નથી જ્યારે ૐકાર કે અગ્નિ કે બીજા કોઈ પ્રાકૃત ગુણમયનુ પરમાત્મપૂજનમા અવલબનપણું સભવે છે તો 'પ્રતિમામાં ન સભવે' એમ કહેવું તેતો અજ્ઞાનિની આશકા છે, કારણ કે એકમા સભવે અને એકમા ન સભવે એમ કહેવામાં કશો વિશેષ નથી, બધુ ગુણમયજ છે. 'ૐકાર અગ્નિ આદિકના પૂજનમાં વેદવિધિ છે પણ પ્રતિમામા નથી માટે તેનું પૂજન સભવે અને પ્રતિમાનુ ન સભવે' એમ કોઈ કહે તો તે યુક્ત નથી. કારણ કે વેદવિધિ શ્રૌત હોય કે સ્મૃત્યાદિકથી અનુમાન કરેલો હોય પણ તે પ્રમાણજ છે, એમા વૈદિકોનો વિવાદ નથી સ્મૃતિઓનું પ્રામાણ્ય વેદવત્ માનેલુ છે, સ્મૃતિમાં પ્રતિમાપૂજનનો વિધિ છેજ, માટે પ્રતિમાપૂજન વૈદિકજ છે. વેદમાર્ગ થકી જે વિમુખ હોય તેતો અમારી સાથે આ બાબતમાં સભાષણ કરવા યોગ્ય નથી ॥૧૧॥ રસના ઇન્દ્રિયનો જય ઇન્દ્રિય જયમાં પ્રધાન હેતુ છે એમ જણાવામાટે કહે-છે–મારા આશ્રિત સર્વ જનોએ સર્વત્ર–કોઈપણ દેશમાં સર્વદા–કોઈપણ કાળે રસના ઇન્દ્રિયના વિષયમાં આસક્તિ નજ કરવી. જે સમયમાં જેવુ અન્ન કે ફળાદિ પ્રાપ્ત થાય તે શરીરધારણમાત્ર પર્યાપ્ત અન્ન ફળાદિક વડે સતુષ્ટ રહેવું ॥૧૨॥ જે જન જે ઘરમાં કે મડળમાં મુખ્ય (મોટેરો) હોય તેણે 'મારૂં જે મુખ્યપણુ છે તે બીજા અનુયાયી જનનાજ એક ઉપજીવન માટે છે' એવો નિશ્ચય કરીને પોતાનો આશ્રય કરી રહેલાને પ્રથમ જમાડીને તેઓ તૃપ્ત થયા પછી પોતે જમવું. તેમાં પક્તિભેદપણ ન કરે એટલે પો

नुदिनं पङ्क्तिभेदं च नाचरेत् ॥१३॥ एकादशीषु सर्वासु कृष्णजन्मदिनेषु च । शिवरात्र्यां च नैवान्नं भोक्तव्यं मदुपाश्रितैः ॥१४॥ मदीयैर्मद्यमांसस्य तन्मिश्रस्य च वस्तुनः । भङ्गागञ्जतमालादेः कार्यः स्पर्शोऽपि न क्वचित् ॥१५॥ यत्र स्युरवताराश्च शास्त्रेषु

તાનો પારકો એવી વિભાગ બુદ્ધિથી પીરસવાનાં પદાર્થોમાં તરતમપણું કરવું નહિ ॥૧૩॥ ભોજનના પ્રસંગથી ઉપવાસનો વિધિ કહેછે–મારા આશ્રિતોએ સર્વે એકાદશીઓ, ભગવાનના જન્માષ્ટમી રામનવમી આદિક જન્મદિવસો તથા શિવરાત્રિ દિવસે અન્ન નજ જમવું એટલે અનશનવ્રત ધારણ કરવું ॥૧૪॥ મારા–પારમૈકાંતિક ધર્મમાં પ્રવર્તેલાએ ક્યારેયપણ–સૌત્રામણિ યાગમાં કે અગ્નીષોમીયાદિક યજ્ઞમાં કે પ્રાણપ્રયાણ સમયમાં કે અસાધ્ય વ્યાધિની શાંતિ માટે, ઈત્યાદિ કોઈપણ પ્રસંગમાં મદ્ય, માંસ અને તેનાથી મિશ્રિત ઔષધાદિ વસ્તુનો તથા ભાંગ ગાંજો તમાકુ ઈત્યાદિકનો સ્પર્શપણ કરવો નહિ. 'સ્પર્શપણ ન કરવો' એમ કહેવાથી તેના ભક્ષણનિષેધની દૃઢતા જણાવી છે. તેનું ભક્ષણ ન કરવું એટલું તાત્પર્ય છે. યદ્યપિ 'सौत्रामण्यां सुरां गृह्णाति' 'यज्ञाय जग्धिर्मांसस्येत्येषो दैवो विधिः स्मृतः । देवान् पितॄन् समभ्यर्च्य खादन्मांसं न दुष्यति । मन्त्रैस्तु संस्कृतानद्याच्छाश्वतं विधिमास्थितः' ઈત્યાદિકથી મદ્ય માંસનું ભક્ષણ કહ્યુંછે અને અભ્યનુજ્ઞાપણ આપી છે; તથાપિ આ વચનો ઉત્તમાધિકારીપર નથી, પરંતુ વિષયલુબ્ધ બુભુક્ષુઓના પ્રત્યે પ્રવર્તે છે. સર્વ પ્રકારે તેનાથી નિવૃત્તિ પામવી એજ ઉત્તમ ધર્મ માનેલો છે, તેમાં વચનો છે–'यो यजेताश्वमेधेन मासि मासि यतव्रतः । वर्जयेन्मधु मांसं च सममेतद्युधिष्ठिर!' ॥ न भक्षयति यो मांसं न हन्यान्न च घातयेत् । तन्मित्रं सर्वभूतानां मनुः स्वायंभुवोऽब्रवीत् । ददाति यजते चापि तपस्वी च भवत्यपि । मधुमांसनिवृत्त्येति प्राह चैवं बृहस्पतिः ॥' 'यजुषा संस्कृतं मांसं निवृत्तो मांसभक्षणात् । न भक्षयेद्वृथामांसं पृष्ठमांसं च वर्जयेत्' ઈત્યાદિ. આ અર્થનો વિસ્તાર શિક્ષાપત્રીભાષ્યમાં કહ્યોછે તેથકી જાણવો ॥૧૫॥ પરબ્રહ્મ પરમાત્મા સર્વેશ્વર શ્રીકૃષ્ણના વરાહાદિ અવતારો, તેમના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અને આત્યંતિક કલ્યાણ કરનારી

स्थापिता हरेः । तद्भक्त्या सह च ज्ञानमध्येतव्यानि तानि वै ॥१६॥ सच्छास्त्राणि च सर्वाणि श्रव्याणि सुधियो मुखात् । न त्वन्तःशत्रुदग्धस्य हर्यभक्तस्य कर्हिचित् ॥१७॥ ज्ञानशास्त्रेऽपि यत्र स्यान्नैव नारायणस्य च । स्थापनं दिव्यरूपस्य तन्न श्रव्यं कदाचन ॥१८॥ युक्ताया नियमैः सर्वैः प्राप्ताया ब्रह्मणि स्थितिम् । अपि

તેમની અનન્યભક્તિ જેમાં નિરૂપણ કરી હોય તેનેજ સચ્છાસ્ત્ર જાણીને તેજ ભણવાં. બીજા ભણવાં નહિ ॥૧૬॥ તે સર્વ સચ્છાસ્ત્રો કામ ક્રોધાદિ દોષોથી નહિ દૂષિત ચિત્તવાળા, પરમાત્માના નિરંતર ચિંતનમાંજ એક અનુરાગી, શુભ આશયવાળા ગુરૂના મુખથકી શ્રવણ કરવાં પણ કામાદિ અંતઃશત્રુઓથી દગ્ધ ચિત્તવાળા, ભગવદ્ભક્તિએ રહિત એવા વક્તાના મુખથકી ક્યારેયપણ સાંભળવાં નહિ ॥૧૭॥ ૧૬ શ્લોકમાં જેમાં ભગવાનના અવતાર અને તેમના જ્ઞાનભક્તિનું નિરૂપણ ન હોય તે ભણવાં નહિ એમ કહ્યું છે, પણ તેવું શાસ્ત્ર કયું ? એમ તેમાં કહેવાની ઇચ્છા હતી તે આ શ્લોકથી નિષેધની દૃઢતામાટે સ્પષ્ટ શબ્દથી કહેછે–યદ્યપિ કાપિલાદિ દર્શન ( સાંખ્યાદિ ) પ્રકૃતિ પુરૂષના વિવેચન માટેજ એક પ્રવર્તેલું હોવાથી તત્ત્વજ્ઞાનના સંપાદકપણે 'જ્ઞાનશાસ્ત્ર છે' એવી પ્રસિદ્ધિ છે. તથાપિ તે શાસ્ત્ર પ્રકૃતિ પુરૂષથકી સ્વરૂપ સ્વભાવથી વિલક્ષણ સર્વેશ્વર પરમાત્મા નારાયણને પ્રતિપાદન કરનારૂં નથી, એટલે તેમના સ્વરૂપના નિર્ણય માટેજ પ્રવર્તેલું નથી તેમજ તેમના દિવ્ય રૂપ ગુણાદિકને સ્થાપન કરનારૂં નથી, માટે તેવું તે શાસ્ત્ર ક્યારેય સાંભળવું નહિ, કારણ કે તત્ત્વજ્ઞાનમાં, વિરોધી સંશયાદિકને કરનારૂં છે. આવું સાંખ્યાદિ શાસ્ત્ર ન શ્રવણ કરવું એ તો આ સ્થળે અર્થવાદ છે એટલે તેનું આત્યંતિક શ્રવણનિષેધમાં વેદબાહ્યની પેઠે તાત્પર્ય નથી એમ કહેવાથી સાંખ્યાદિકનું અશ્રેષ્ઠપણું જણાવ્યું છે, અશ્રેષ્ઠપણું તો એક અંશથી તત્ત્વજ્ઞાનનો બોધ આપેછે અને એક અંશથી તત્ત્વજ્ઞાનનો બોધ નહિ આપવારૂપ જાણવું એથી કરીને સર્વાંશે પ્રામાણ્યબુદ્ધિથી તેવું શ્રવણ કરવું નહિ વેદાન્તમાર્ગમાં જે અંશ ઉપકાર કરનારો હોય તેતો ગ્રહણ કરવો એમ જાણવું ॥૧૮॥ સ્ત્રિયો બ્રહ્મવાદિની અને પરાવર તત્ત્વને સાક્ષા-

त्रिया मुखादैव ज्ञानं श्रव्यं हि पूरुषैः ॥१९॥ गेयं यशः सदा विष्णोस्तदीयानां च भक्तितः । सङ्गः सतां सदा कार्यो ह्यर्यभक्तस्य न क्वचित् ॥२०॥ निर्मानैर्दासवत्सर्वैर्वर्तितव्यं सतां पुरः ।

ત્કાર કરી રહી હોય તથાપિ તે તત્ત્વને જાણવા ઇચ્છતા પુરૂષોએ આચાર્યપદમાં વરવા યોગ્ય નથી એમ કહેછે-જે પુરૂષો જીજ્ઞાસુ અવસ્થામાં હોઇને તત્ત્વદર્શી નહિ થએલા હોવાથી અપકવ કષાય ( મનોમળ )વાળા હોય તેઓએ 'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा' આ શ્રુતિમાં કહેલા આત્મદર્શનમાં અંતરંગભૂત સર્વ નિયમોએ યુક્ત હોય, માટેજ સાધનસંપત્તિના બળથી બ્રહ્મમાં સ્થિતિને પામી હોય એટલે બ્રહ્મનિષ્ઠ એવીપણ સ્ત્રીના મુખથકી તત્વજ્ઞાનની પ્રાપ્તિમાટે શ્રવણપ્રયત્ન કરવો નહિ, કારણ કે પુરૂષના મનના રાગદ્વેષાદિ મળો પકવ નહિ થએલા હોવાથી સ્ત્રી બ્રહ્મનિષ્ઠ છે એટલે તેમાં દોષ નથી પરંતુ આ સ્ત્રી છે એવી પુરૂષને ભેદદૃષ્ટિ વર્તેછે એટલામાત્રથી પ્રદીપ જેમ શલભ-તીડ કે પતંગીયાને અનર્થ કરેછે તેમ પુરૂષને અનર્થયોગનો પ્રસંગ છે ॥૧૯॥ વિષ્ણુ અને તેમના ભક્તોનું યશ ગાન કરવું. તે યશ કપટથી કે ધનાદિકની લિપ્સાથી ન ગાન કરવું કિંતુ ભક્તિથી કરવું. અર્થાત્ પરમ પ્રેમથી ભગવાન્ તથા ભાગવતોના ગુણોનું ગાન કરવું અને સાંભળવું. યદ્યપિ પરમ પ્રેમ 'આમ કરો' એમ વિધિને યોગ્ય નથી, કારણ કે-તે પુરૂષને આધીન નથી, વાગિન્દ્રિયના વ્યાપારરૂપ ગુણગાનની પેઠ તે પરમપ્રેમ ઇન્દ્રિયથી સંપાદન કરી શકાય એવો વ્યાપારવિશેષ નથી, તે તો મનની એક વૃત્તિવિશેષ હોવાથી તેને પુરૂષ ક્રિયાયોગની પેઠે સ્વતંત્રપણે કરી શકતો નથી, ( પ્રેમ ક્રિયાના રૂપનો નથી ) જેથી 'આમ કરો' એમ વિધિને યોગ્ય નથી તો તે પરાનુરાગ જેનાથી થાય એવા સાધનમાં પ્રયત્ન કરવો એમ હવે કહેછે કે-સંતોનો સંગ સદાય કરવો. સત્સમાગમથી પરમાત્મામાં પરાનુરાગ થાય. તેમાં અસત્સંગ વિરોધી હોવાથી તેનાથી નિવૃત્તિ પામવું એમ કહેછે કે-હરિના અભક્તોનો સંગ ક્યારેયપણ ન કરવો ॥૨૦॥ ભક્તિમાં સાધનભૂત સત્સંગ કરવો એમ કહ્યું, સત્સમાગમ પ્રાપ્ત થતાં કેમ વર્તવું તે હવે કહેછે-સંતોની સમીપે અભિજન વિદ્યા વિગેરેના માને

**अवधार्याणि वाक्यानि तेषां चैकाग्रचेतसा ॥२१॥ वृथावादो न कर्तव्यः श्रव्या ग्राम्यकथा न च । अपशब्दा न वक्तव्या नानृतं चापदं विना ॥२२॥ स्वव्रतानां दृढत्वं स्यात्कृष्णे च प्रेम निर्भरम् ।**

---

રહિત થઈ દાસની પેઠે તેમની પરિચર્યા કરવાનાજ એક સ્વભાવવાળા થઈને વર્તવું. એમ વર્તે ત્યારેજ સાહજીક સેવાથી પ્રસન્ન થએલા સંતો કૃપા કરે. તેમની કૃપાથી મનના રાગદ્વેષાદિ દોષો ટળી જતાં ભગવત્સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અને તે જેમાં મૂળ છે એવો પરમાત્મામાં પરમ પ્રેમ થાયછે. તેમનાં જે વચનો હિતબોધ દેનારાં હોય તે સાવધાન મનથી ધારણ કરવાં એટલે તે પ્રમાણે વર્તવું ॥૨૧॥ વૃથાવાદ–કેવળ કાળ કાઢવારૂપજ એક ફળવાળો નિરર્થક વાદ ન કરવો. ગ્રામ્યકથા–વિષયપરાયણ પશુ જેવાઓના ચરિત્ર-વર્ણનરૂપ વાદ સાંભળવો નહિ તેમ કરવો નહિ. અપશબ્દ ન બોલવા એ-ટલે અવાચ્ય વાક્યોને ન કરે. આપત્કાળ વિના અસત્ય–જેવું દેખ્યું હોય તે-થકી અવળું ન બોલે, સત્ય બોલવું એજ પરમ ધર્મ છે તો આપત્તિમાં અસત્ય બોલવાની કેમ આ સ્થળે અભ્યનુજ્ઞા આપે છે ? તો તેમાં દોષ નથી. યથા-દૃષ્ટાર્થ ( જેવું દેખ્યું હોય તેવું ) ભૂતહિત કરનારૂં જે હોય એજ સત્ય કહે-વાય. પ્રાણીને પીડા કરનારૂં વચન યથાદૃષ્ટાર્થ હોય એટલામાત્રથી તે ધર્મ-કોટિમાં ગણના થવાને યોગ્ય નથી. પ્રાણીઓને પીડા કરનાર જે હોય તે અધર્મ અને ન કરનાર હોય તે ધર્મ એવો ધર્માધર્મનો નિર્ણય કરેલો છે. તે વ્યાસદેવે યોગસૂત્રભાષ્યમાં કહ્યું છે કે–'આ સત્યવદન સર્વભૂતોના ઉપ-કાર અર્થે પ્રવર્તેલું છે પણ સર્વભૂતોને પીડા માટે નથી, જો જે સત્યવચન બો-લવાથી પ્રાણિપીડા થતી હોય તો તે સત્ય કહેવાય નહિ, પાપજ કહેવાય. એટલે તેવા પુણ્યના પ્રતિરૂપકરૂપ પુણ્યાભાસથી કષ્ટકારી તમને પામે, માટે પરીક્ષા કરીને સર્વ ભૂતોનું હિત થાય એમ બોલવું. આ અર્થનો શિક્ષા-પત્રીભાષ્યમાં પ્રપંચ કર્યોછે ॥૨૨॥ પ્રથમ સત્સંગ કરવાનો કહ્યો તેની દૃઢતા માટે કહેછે–જે સત્સંગથી પોતાના વર્ણાશ્રમોચિત બ્રહ્મચર્યાદિ નિય-મોના આચરણમાં શ્રદ્ધા અનુવર્તે અને શ્રીકૃષ્ણમાં પરા ભક્તિ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામે તેવો આ સત્સંગ ક્ષણ પણ ત્યાગ કરવો નહિ. જે મુહૂર્ત કે

यत्समागमतः स्यात्तत्सङ्गो हेयो न कर्हिचित् ॥२३॥ स्थितप्रज्ञोऽपि यः सङ्गस्तादृशस्य जहाति सः । कामलोभादिरिग्रस्तो भ्रश्यत्येव न संशयः ॥२४॥ सत्सङ्गं स्वं विदधतं यदि कोऽप्यत्र निषेधेत् । तावन्मात्रेण न क्षोभः प्राप्तव्यो मनसा क्वचित् ॥२५॥ वैष्णवस्यापि मत्तस्य स्वव्रतेभ्यश्च्युतस्य च । सङ्गो नैवात्र कर्तव्यः पापिनोऽन्यस्य च क्वचित् ॥२६॥ प्राप्तब्रह्मात्मविज्ञानोऽप्यवमन्ता जग-

---

ક્ષણપણ સત્સંગનું સેવન ન થાય એજ મહાહાનિ એજ મહાછિદ્ર એજ ભ્રાંતિ અને એજ વિક્રિયા કહી છે, માટે સત્સંગનો ક્યારેયપણ ત્યાગ કરવો નહિ. સ્થિતપ્રજ્ઞ એવો પણ પુરુષ જો સત્સમાગમથકી ભ્રષ્ટ થાય તો કામક્રોધાદિ શત્રુઓએ પરાભવ પમાડ્યો થકો શ્રેયમાર્ગથકી ભ્રષ્ટ થઈ જાયછે, તો બીજાઓ ભ્રષ્ટ થાય એમાં કહેવુંજ શું? એમાં સંશયજ નથી. ॥૨૩-૨૪॥ જ્યારે સત્સંગમાં રૂચિ ઉત્પન્ન થઈ ત્યારે તુરત તેમાં જે રોકનાર હોય તેનો ત્યાગ કરી, નિંદા સ્તુતિ નહિ ગણીને, સત્સંગનો સમાશ્રયજ કરે એવા અભિપ્રાયથી કહેછે—સંતોના સંગમાં અભિરૂચિ થવાથી સત્સંગને પામવા ઇચ્છતાં પોતાના દેહાનુબન્ધિ વર્ગમાંથી જો કોઈ ગ્રામ્ય ધર્મમાંજ એક રૂચિવાળો પશુ જેવો પુરુષ સંતોનો મહિમા નહિ જાણીને ગર્હણા કરે તો તેના ગર્હાવચનના શ્રવણમાત્રથી મનમાં ક્ષોભ ક્યારેય પામવો નહિ. મનમાં ક્ષોભ પામવો નહિ અને સત્સંગનો ત્યાગ કરવો નહિ એટલું તાત્પર્ય છે ॥૨૫॥ 'વિષ્ણુજ પરમ દેવ છે' એમ માનતો હોય અને વૈષ્ણવનાં ચિહ્નોને ધારણ કરતો હોય પણ વિષ્ણુમાં અનન્ય ભક્તિને પામ્યો ન હોય, આવો હોય તે 'હું વૈષ્ણવ છું' એમ અસ્થાનમાં કેવળ અભિમાનવાળો હોઇને, એવાજ વૈષ્ણવપણાના અભિમાનથી **મત્ત**—બીજા જનોનું અપમાન કરવામાંજ એક તત્પર હોય એવાનો સંગ ક્યારેય નજ કરવો. તથા જે પોતાનું વ્રત-વર્ણાશ્રમધર્મ તેનો ત્યાગ કરનારો હોય તેનો સંગ ક્યારેય ન કરવો. તથા જે **પાપી**—અધર્માચરણપરાયણ હોય તેનો સંગ ક્યારેય ન કરવો. તથા બીજો કોઈ-પાપિજનનો સંગી હોય તેનોપણ સંગ ન કરવો ॥૨૬॥ જે કોઈ કેવળ આત્મનિષ્ઠ હોય તેનો દૂરથી ત્યાગ કરવો એમ હવે

त्प्रभो. । तस्यावतारे चाश्रद्धो यः स्याद्धेयः स दूरतः ॥२७॥ मत्सम्प्रदायलिङ्गं च विभ्रचो वहिरुत्तमम् । प्रच्छन्नं स्त्र्यादिसंसक्त. परित्याज्यः स दूरतः ॥२८॥ शान्त्या दान्त्या चोपरत्या तितिक्षास्तिकतादिभिः । गुणैर्देवादिदुष्प्राप्यैर्युक्तैर्भाव्यं च मच्छ्रितै. ॥२९॥ जातेऽत्र साक्षात्कारेऽपि स्वपरब्रह्मरूपयोः । लोब्धव्यं

કહેછે—પ્રાપ્તબ્રહ્માત્મવિજ્ઞાન-આત્માને પ્રકૃતિવિલક્ષણ, જાગ્રતાદિ અવસ્થાએ રહિત, જ્ઞાનૈકઘન, માટેજ બ્રહ્માત્મના-અક્ષરાત્માપણે આવિર્ભાવ પામેલો જાણેછે પરતુ ‘હું પરમાત્માનો દાસ છુ’ એમ જાણતો નથી તે આ પ્રાપ્તબ્રહ્માત્મવિજ્ઞાન કહેવાય આવો છે તથાપિ જે આ જગત્પ્રભુ-ક્ષરાક્ષરાતીત પરમાત્માની અવજ્ઞા ( તેમના દિવ્યાકારનુ ખડન ) કરનારો હોય અને તેમના વરાહાદિ અવતારોમા શ્રદ્ધાએ રહિત હોય તે આ કેવળ આત્મનિષ્ઠનો બહુ દૂરથી ત્યાગ કરવો, કેમકે આતો આરૂઢ પતિતની પેઠે પરિત્યાજ્ય છે એટલે એવાનો સગ કરવો નહિ ॥૨૭॥ પોતાના ચરણુ સમાશ્રયમાજ એક ઉપયોગી એવો બાહ્ય ( ઊર્ધ્વપુડ્રાદિ ) અને આતર ( શાત્યાદિ ) ચિહ્નવિશેષનો સબન્ધ આશ્રિતોને અવશ્ય અપેક્ષિત છે એમ દૃઢ કરવા બે શ્લોકથી કહેછે—જે પુરૂષતો શાતિ આદિક આભ્યતર ચિહ્નોએ રહિત હોય, ગુપ્તપણે તો સ્ત્રિયાદિ વિષયોમા વ્યાસક્ત હોય અને અમારા સપ્રદાયને સૂચવનારા પારમૈકાતિકપણાને પ્રખ્યાપન કરનારા સર્વોત્તમ ઊર્ધ્વપુડ્રાદિ બાહ્ય ચિહ્નોને ધારણ કરતો હોય એવાનો દૂરથીજ ત્યાગ કરવો શરીરમા ગૂઢપણે રહેલા વ્યાધિવિશેષ જેવો આતો વૈષ્ણવમડળમા એક અત શત્રુ છે માટે શાતિ આદિક આભ્યતર ચિહ્નોની અવશ્ય અપેક્ષા હોવાથી મારા આશ્રિત સર્વેએ **શાંતિ**-બાહ્ય ઇન્દ્રિયનો જય, **દાંતિ**-અતરિન્દ્રિયનો જય, **ઉપરતિ**-વાસનાનો વિરામ, **તિતિક્ષા**-શીત ઉષ્ણઆદિક દ્વદ્વની સહનશીલતા અને આસ્તિકતા ઇત્યાદિક દેવાદિકોએપણ દુ સાધ્ય એવા આ સદ્ગુણોએ સપન્ન થવુ જે રીતે શાતિ આદિક સદ્ગુણો પોતામા આવે એવો પ્રયત્ન કરવો એટલુ તાત્પર્ય છે ॥૨૮-૨૯॥ શબ્દાદિ સુદર વિષયોનો સાક્ષાત્ યોગ થાય તોપણુ તેમા કોઈમા પણુ લોભાવુ નહિ, કિંતુ

मामकैर्नैव शब्दादिविषये क्वचित् ॥३०॥ महद्भिः पूर्वजैः सिद्धैर्य-

સ્વપરબ્રહ્મરૂપ-આત્મા પરમાત્માના સ્વરૂપમાંજ લોભાવું. અભિપ્રાય એવો છે કે-યદ્યપિ આ લોકમાં સર્વકોઈને શબ્દાદિ વિષયોનોજ સાક્ષાત્કાર થાયછે પણ આત્મા પરમાત્માનો થતો નથી, કારણ કે-સ્વયંભૂ ભગવાનેજ જ્ઞાનપ્રસારનાં ઉપકરણો જે ચક્ષુરાદિ ઇન્દ્રિયો છે તે બાહ્ય વિષયોમાંજ એક પ્રસાર પામવામાં સમર્થ આપ્યાં છે પણ આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર કરે એવા અંતર્મુખવાળાં આપ્યાં નથી ( એટલે આ દોષ ભગવાનેજ કર્યો છે ) માટે ચેતન એવાપણ જીવો જેવાં ઉપકરણો છે તેને અનુસારે રૂપાદિ બાહ્ય વિષયોનેજ જુવેછે પણ અંતરાત્માને કોઈપણ જોતો નથી. આ અર્થ 'पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्' આ શ્રુતિમાં કહ્યોછે. એરીતે અવર્જનીય કર્મસંબન્ધને અનુસારે શબ્દાદિ વિષયોનો સાક્ષાત્ સંબન્ધ થાય તો પણ તેમાં ધીર ( વિકાર થવાનું નિમિત્ત હોવા છતાં પણ ચિત્તમાં વિકાર પામે નહિ તે ) પુરૂષ રમતો નથી. જે જે વિષયો દેખવામાં આવે તેની પાછળ દોડ્યા કરે તેતો સત્ અસતના વિવેક વિનાના પશુસદૃશ છે. मामकैस्तु-સત્ અસતનું વિવેચન કરવાના સ્વભાવવાળા હોવાથી મારાજ એક આશ્રયવાળા મુમુક્ષુઓએ.તો કદાચિત્ વાસનાવેગનો સમુન્મેષ થાય તોપણ શબ્દાદિ વિષયોમાં લોભાવું નહિ પરંતુ આત્મા પરમાત્માના સ્વરૂપમાંજ લોભાવું. આ અર્થ 'कश्चिद्धीरः प्रत्यगात्मानमैच्छदावृत्तचक्षुरमृतत्वमिच्छन्' આ શ્રુતિમાં કહ્યો છે. અથવા-ધર્મરક્ષણ માટે અવતરેલા મેં-આત્મા પરમાત્માના સ્વરૂપને નહિ જાણનારા, અનાદિકાળથી જેમને દેહાત્માભિમાન અનુવર્તે છે, પ્રત્યેક ભવમાં દૃશ્યમાન થતા રૂપાદિ વિષયોની વાસનાથી જેમનું મન વાસિત છે એવા આ મનુષ્યો દૃશ્યમાન રૂપાદિ વિષયોથકી વિરૂદ્ધ સ્વભાવવાળા આત્મામાં કે પરમાત્મામાં તેમનો સાક્ષાત્કાર કરાવ્યા વિના શ્રદ્ધાવાન્ થાય નહિ એમ માનીને શ્રદ્ધા ઉત્પન્ન કરવા કેવળ કૃપાવડે મારાજ ઐશ્વર પ્રભાવથી યોગાભ્યાસ વડેજ એક સાધ્ય એવી સમાધિ સંપાદન કરાવી તે સમયે આત્મા પરમાત્માના સ્વરૂપનો ભેદ મેં સાક્ષાત્ કરાવ્યો છે. તો આ રીતે મારા અસાધારણ ઐશ્વર્યબ-

द्धर्माचरणं कृतम् । भवेत्तदेव हि ग्राह्यं नाधर्माचरणं क्वचित्

ળથી આત્મા પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર અત્રૈવ-ઇન્દ્રિયવર્ગ જીત્યો નથી એવા આ દેહમાંજ નહિ નિષ્પન્ન એવી યોગાવસ્થામાંજ થયોછે તોપણ મારા આશ્રિતોએ ફરીથી વાસનાના ઉન્મેષથી કે બીજા કોઇપણ નિમિત્તથી શબ્દાદિ વિષયોમાં લેશ લોભાવું નહિ. ઉપદેશ કરેલા આત્મસ્વરૂપમાં તથા પરમાત્મસ્વરૂપમાં શ્રદ્ધાપૂર્વક મનને જોડવું. શ્રદ્ધા ઉત્પન્ન થવા માટે બીજા સાધનથી ન સિદ્ધ થાય એવો જે આત્મા પરમાત્માનો સાક્ષાત્કાર સમાધિમાં સ્વતંત્ર સર્વશક્ત એવા મેં કરાવ્યો છે તે નિષ્ફળ કરશો નહિ. આવો અર્થ કરવાથી-જેને આત્મા પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર થયો હોય તેને શબ્દાદિ વિષયલોભનો પ્રસંગજ કેમ કહેવાય? કેમકે 'જ્યારે પરાવર પરમાત્માનું સાક્ષાત્ દર્શન થાય ત્યારે હૃદયગ્રન્થિઓ ભેદાઈ જાયછે સર્વ સંશયો છેદાઈ જાયછે અને સર્વ કર્મો ક્ષય પામી જાયછે' એવી શ્રુતિ છે; આવી શંકા આવેછે તેનું સમાધાન થઈ જાયછે. અર્થાત્ આ સાક્ષાત્કાર આત્મા પરમાત્મામાં શ્રદ્ધા ઉત્પન્ન થવા કેવળ કૃપાથીજ કરાવેલો છે એટલે એવાને શબ્દાદિ વિષયલોભનો પ્રસંગ હોય, એટલે કશી શંકા નથી. અથવા-આત્મા પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર વર્તતો હોય એવાને પણ પ્રમાદ થાય છે. મહર્ષિ ભરતજી આત્મસાક્ષાત્કારને પામ્યા હતા તથાપિ મૃગના બાળકમાં કૃપાથી સ્નેહના વશપણાને પામીને જન્મબંધનને પામ્યા હતા તો આત્મા પરમાત્માના સાક્ષાત્કારને પામેલા એવાપણ મારા આશ્રિતોએ જ્યાં સુધી પ્રારબ્ધ શરીર અનુવર્તે છે ત્યાંસુધી શબ્દાદિ વિષયોથકી અતિશય ભય પામવો. પણ કોઈ ઉપર કૃપાથી કે 'જીતમન મને વિષયો શું કરનારા છે?' એવા અનાદરથી જેણે કરીને વિષયલોભ કદાચિત્ બ્રહ્મવિદ્યાને પણ પરાભવ કરી દે એવા વિષયપ્રસંગમાં પ્રવેશ કરવો નહિ, વિષયોથકી વિદૂર રહેવું એટલું તાત્પર્ય છે ॥૩૦॥ જેમ વેદવિધિબોધિત અર્થ ધર્મ છે તેમ મોટાઓનું આચરણપણ ધર્મ છે, 'साधूनां समयश्चापि प्रमाणं वेदवज्ज्ञेत्' એવી સ્મૃતિ છે. પૂર્વકાળમાં થઈ ગએલા યોગસિદ્ધિને પામેલા એવાપણ બ્રહ્માદિ મોટા પુરૂષોએ સૃષ્ટિ આદિક અલૌકિક કર્મમાં અધિકાર પામેલા

॥३१॥ ब्रह्मचर्यप्रधानानि साधनानि विनैव चेत्। सद्यो महाफलां भक्तिं स्वसे कश्चिदुपादिशेत् ॥३२॥ तर्हि भक्त्या तया साकमुपदेष्टारमेव तम्। सद्यो जह्याद्धि सद्भक्तो न तु स्वनियमान्कचित् ॥३३॥ धर्मो ज्ञानं च वैराग्यं भक्तेर्वेद्यानि तत्त्वतः। अङ्गानि

હોવાથી સ્વયં ઈશ્વર છતાં પણ ધર્મથકી વિપરીત પણ આચરણ જગદુપકારગર્ભિત કાંઈપણ દેશકાળાદિકની વિષમતાથી કે પ્રમાદથી કર્યું હોય તો તે લૌકિક અનીશ્વર જનની અપેક્ષાએ અધર્મ કોટિમાંજ પ્રવિષ્ટ થએલું ગણાયજ. તો તેવું પૂર્વના મોટાએ કરેલું અધર્માચરણ બીજાઓએ અનુષ્ઠાન કરવાપણે ગ્રહણ કરવું નહિ કિંતુ નહિ નિષિદ્ધ કરેલું તેમનું આચરણ જે ધર્મકોટિમાં પ્રવિષ્ટ થતું હોય એજ બીજા બધાએ પાળવાપણે ગ્રહણ કરવું ॥૩૧॥ 'બ્રહ્મચર્યની કે બીજા નિયમોની શી જરૂર છે ? ભગવાનમાં અવિચ્છિન્નપણે પ્રવર્તતી ભક્તિ મોટામાં મોટુ એવુંપણ મોક્ષ નામનું ફળ પ્રસવે છે, તો બ્રહ્મચર્યાદિ નિયમોનો ત્યાગ કરી દેવો' એમ જો કોઈ ઉપદેશ કરે તો તેજ ક્ષણમાં મુમુક્ષુએ તેવો ઉપદેશ કરનારાનો તેણે ઉપદેશ કરેલી ધર્મરહિત ભક્તિની સાથે તત્કાળ ત્યાગ કરી દેવો. ક્ષણપણ તેનો સંગ કરવો નહિ. અને તેણે ઉપદેશ કરેલો અર્થપણ મનમાં ધારવો નહિ. બ્રહ્મચર્યાદિ નિયમોનો ત્યાગ ક્યારેય ન કરવો, કેમકે-બ્રહ્મચર્ય વ્રત વિના જ્ઞાન ભક્તિની સિદ્ધિ થતી નથી. બ્રહ્મચર્યજ મોક્ષના સાધનભૂત જ્ઞાનમાં ઉપકાર કરનારૂં છે એમ શ્રુતિમાં કહ્યું છે—'अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्यादित्यमभिजयते' 'येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम्। तेषामसौ विरजो ब्रह्मलोकः। तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति' ઇત્યાદિ ॥૩૨-૩૩॥ ધર્માનુષ્ઠાન વિના ભક્તિજ ન સિદ્ધ થાય આ વાતને દૃઢ કરવા કહેછે-ધર્મ-પ્રતિદિન અનુષ્ઠાન કરાતો વર્ણાશ્રમ નિમિત્તથી પ્રવર્તતો કર્મવિશેષ તથા બ્રહ્મચર્યાદિરૂપ નિયમવિશેષ, જ્ઞાન-આત્મા પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન, વૈરાગ્ય-પરમાત્મા થકી વ્યતિરિક્ત દેહ તથા તેના સંબન્ધિમાં દોષદર્શનથી થતું તૃષ્ણાએ રહિતપણું,

त्रीण्युत्तमाङ्गहृत्पादाख्यान्यनुक्रमात् ॥३४॥ धर्मप्रतिज्ञां कृत्वादौ न पालयति यस्तु ताम् । स तु श्वपचवज्ज्ञेयः पुमान् योषिच्च तादृशी ॥३५॥ लोभकामक्रुधादीनां वशे भाव्यं न वैरिणाम् । द्वाराणि निरयस्येति वेदितव्याश्च तेऽखिलैः ॥३६॥ सम्प्राप्तस्तीव्रवै-

આ ત્રણ અનુક્રમે ભક્તિના તત્ત્વથી મસ્તક હૃદય અને પાદ નામના અગો જાણવા એટલે ધર્મ ભક્તિનું મસ્તક છે જ્ઞાન ભક્તિનુ હૃદય છે વૈરાગ્ય ભક્તિના પાદ છે ધર્મનો નાશ થાય તો મસ્તક વિનાના શરીરની પેઠે અગી ભક્તિની સિદ્ધિનો સભવ નથી, શબ સદૃશ થઈ જાય જેમ શરીરની સત્તાને ધારણ કરનારૂં હૃદય છે તેમ ભક્તિસ્વરૂપની સત્તાને ધારણ કરનારૂ જ્ઞાન છે, જેમ પાદ ન હોય તો દેહ સ્થિર રહી શકે નહિ તેમ વૈરાગ્ય ન હોય તો ભક્તિ સ્થિર રહે નહિ માટે ધર્મ જ્ઞાન વૈરાગ્યે રહિત એવા પુરૂષને ભક્તિ દુર્ઘટ છે, તો ભગવાનમા ભક્તિ પામવાને ઇચ્છતા પુરૂષોએ ધર્મનુ અનુષ્ઠાન અવશ્ય કરવું ॥૩૪॥ 'यज्ञेन दानेन तपसाऽनाशकेन ब्राह्मणा विविदिषन्ति' આ શ્રુતિમા યજ્ઞ દાનાદિક જ્ઞાનમા અગ છે એમ કહ્યુ છે, તેને દૃઢ કરવા ધર્મત્યાગ કરનારની નિંદા કરેછે—આ સ્થળે ધર્મ જપ ઉપવાસાદિ વ્રતવિશેષરૂપ જાણવો જે પુરૂષ પ્રથમ તેની પ્રતિજ્ઞા કરીને એટલે 'હુ પ્રતિદિન આ સમયમાં આટલા અમુક મત્રના જપો કરીશ, હુ આ તિથિએ અનશનવ્રત કરીશ, હુ આ વર્ષમા કૃચ્છ્ર ચાદ્રાયણાદિ કરીશ' એવો સકલ્પ કરીને પછી તે પ્રમાણે પાળતો નથી તેને શ્વપચ જેવો જાણવો અને તેવી સ્ત્રીને શ્વપચી જેવી જાણવી ॥૩૫॥ જે ધર્માનુષ્ઠાન છે તે મનના કામ ક્રોધાદિરૂપ કલકના ટાળવા દ્વારા જ્ઞાનનુ અગ છે એમ જણાવતાથકા કહેછે—ધર્માનુષ્ઠાને રહિત એવો પુરૂષતો પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતા કામ ક્રોધાદિકના વશવર્તી થાયછે તો આ નરકના દ્વારભૂત કામ ક્રોધ લોભાદિક વિજ્ઞાનના અતર્વૈરિઓ છે એમ જાણીને અમારા સર્વ આશ્રિતોએ એમના વશપણામાં વર્તવુ નહિ, 'त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मन । काम क्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत्' એમ ગીતામા કહ્યુછે ॥૩૬॥ જે પુરૂષ પ્રતિદિન અનુષ્ઠાન કરાતા ધર્મથી મનના રાગદ્વે-

राग्यं परं ज्ञानं च धर्मवान् । कृष्णं भजेत प्रेम्णा यः सेव्यः स गुरुवत्पुमान् ॥३७॥ गोलोके चाथ वैकुण्ठे श्वेतद्वीपे मनोहरे । यच्चैश्वर्यं ब्रह्मपुरे श्रव्यं श्राव्यं च तद्धराम् ॥३८॥ सपार्षदा ईश्वरा ये तत्तद्धामसु संस्थिताः । राधिकाद्याः शक्तयश्च तेषु मुक्ताश्च ये स्थिताः ॥३९॥ एतत्सर्वं स्वहृदये चिन्तनीयं निरन्तरम् । येनान्तकालेऽपि भवेत्तत्स्मृतिर्मुक्तिदायिनी ॥४०॥ ब्रह्मभूतैरपि प्राज्ञैः कृष्णस्य श्रवणादिका । भक्तिरेव विधातव्या नित्यदाऽत्र

---

पादि દોષો ટાળતાં તીવ્ર વૈરાગ્ય અને ઉત્કૃષ્ટ જ્ઞાનને પામીને પરમ પ્રેમથી સર્વેશ્વર સર્વકર્મસમારાધ્ય સર્વફળપ્રદાતા શ્રીકૃષ્ણ ભગવાનને ભજેછે તે પુરૂપ વર્ણથી કે વયથી કનિષ્ઠ હોય તથાપિ ગુરૂની પેઠે પ્રણામાદિકવડે તે સેવવા યોગ્ય છે ॥૩૭॥ હવે ભગવાનનો જે પરમેશ્વરભાવ છે તેને અનુરૂપ એવું જે દિવ્યસ્થાનાદિ ઐશ્વર્ય છે તેનું પ્રતિદિન ચિંતન કરવું એમ કહેછે— મનોહર એવા શ્વેતદ્વીપ વૈકુંઠ ગોલોક અને અક્ષર નામના બ્રહ્મપુર ધામમાં જે ઉત્તરોત્તર અતિશયવાળું ઐશ્વર્ય રહેલું છે તે પ્રતિદિન સાંભળવું અને સાંભળવા ઇચ્છતા જનોને સંભળાવવું. ચિંતવન કરવું એટલું તાત્પર્ય છે ॥૩૮॥ કેવળ ભગવાનના લોકનું ચિંતન અપેક્ષિત છે એમ નહિ કિંતુ તેતે ભગવાનના લોકોમાં રહેલી શક્તિઓએ સહિત, પાર્ષદોએ સહિત, મુક્તગણોએ સહિત ભગવદ્રૂપોનું ચિંતવન કરવું એમ હવે કહેછે—શ્વેતદ્વીપાદિ તેતે ધામોમાં જે ભગવાનના અંશભૂત, ભગવાનથકી અનન્યસ્વરૂપ ઇશ્વરો છે, (અક્ષરધામમાં પોતાના પરિપૂર્ણ પર રૂપથી અને બીજા શ્વેતદ્વીપાદિકમાં તો પોતાનાજ અનન્ય અંશભૂત ઐશ્વર સ્વરૂપથી પુરૂષોત્તમ ભગવાન્ નારાયણજ રહેલા છે માટે 'ઇશ્વરો છે' એમ કહેછે ) જે ભગવાનની અનન્યશક્તિભૂત રાધિકાદિક છે, જે પાર્ષદો અને મુક્તો છે આ સર્વનું હૃદયમાં નિરંતર અનુચિંતન કરવું, જેણે કરીને અંતકાળમાં પણ મુક્તિ આપનારી ગોલોકાદિ ભગવદ્ધામોની સ્મૃતિ થઈ આવે ॥૩૯-૪૦॥ આત્મસ્વરૂપના સાક્ષાત્કારની અપેક્ષાએ ભગવદ્ભક્તિનું શ્રેષ્ઠપણું જણાવા માટે કહેછે—આ લોકમાં બ્રહ્મભૂત-અક્ષરસારૂપ્યને પામેલાઓએ પણ પ્રાજ્ઞ-

शुकादिवत् ॥४१॥ पादोदकं च नैवेद्यं ग्राह्यं स्वाद्यच्च सत्पतेः । स्वजातिधर्मानुगुणं तद्ग्राह्यं नान्यथा क्वचित् ॥४२॥ अयाचते ह्य-

---

જાગ્રતાદિ ત્રણ અવસ્થાથી અતીત, જ્ઞાનૈકઘન, સ્વસ્વરૂપના સાક્ષાત્કારમાં નિષ્ઠાવાળાપણ જ્ઞાનિઓએ પરંબ્રહ્મ કૃષ્ણની શ્રવણ કીર્તનાદિરૂપ નવ પ્રકારની ભક્તિ નિરંતર કરવીજ. કેવળ આત્મસ્વરૂપના સાક્ષાત્કારની સંપત્તિથી કૃતાર્થતા નથી, કારણ કે ભક્તિજ સર્વોત્તમ છે. માટેજ શુકાદિકો બ્રહ્મભાવને પામ્યા છે તથાપિ ભક્તિવડેજ પરમાનંદને પામેછે. માટેજ ગીતામાં કહ્યું છે-'एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते । ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते । श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते । सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः । ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः । क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् । अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् । भवामि नचिरात्पार्थ ! मय्यावेशितचेतसाम् ॥ मय्येव मन

भक्ताय नैवेद्यं चरणाम्बु च । तदीयं नैव दातव्यं देयं भक्त्या तु याचते ॥४३॥ रङ्का अपि हरेर्भक्ता नावमान्या हि कर्हिचित् । अवमानात्तादृशानां भवत्येव महद्भयम् ॥४४॥ वैष्णवस्य रुजार्तस्य सेवा कार्या यथा हरेः । अन्नादि देयं तस्मै च तद्रुच्यनुसृतं तु यत् ॥४५॥ सतां च महतामग्रे दोषा वाच्या य आत्मनः ।

વામા નિયમ કહેછે–ભગવાનને નિવેદન કરેલું નૈવેદ્ય અને ચરણોદક ભક્ત હોય તથાપિ 'મને આપો' એમ નહિ યાચના કરનારાને આપવું નહિ. ભક્ત ન હોય અને તે યાચના કરતો હોય તોપણ ન આપવું. ભક્તિથી 'મને આપો' એમ યાચના કરનારાને તો આપવું. જાતિએ કરીને ઉત્તમ હોય પણ જો ભક્તિએ રહિત હોય તો તે તેનું પાત્ર નથી, જાતિએ કરીને કનિષ્ઠ હોય પણ જો ભક્તિથી પવિત્ર મનોવૃત્તિવાળો હોય તો તે તેનો પાત્ર છે ॥૪૩॥ હરિના ભક્તોપણ રંક–અન્ન આચ્છાદન આદિક સંપત્તિની કૃશતાને લીધે દીન હોય પણ તેમની ક્યારેય પણ અવજ્ઞા કરવી નહિ. યદ્યપિ હરિના ભક્તો દીન નથી તેમ અકિંચન પણ નથી, ભગવાનરૂપ અવિનાશી ધનથી ધનવાન્ છે. જે ભગવાન્ છે તેતો અકિંચન જનો જેમને પ્રિય છે એવા છે. તો ભક્તોનો મહિમા નહિ જાણનારાઓ તો પોતે વિપત્તિ પામેલો છે તથાપિ નાશવંત દુઃખમય કાંચનાદિકથી પોતાને સંપન્ન માનેછે તો ભ્રાંતોની દૃષ્ટિથી 'રંક એવાપણ' એમ કહ્યું છે. વસ્તુતાએ હરિભક્તો રંક નથી વિપરીત દૃષ્ટિથી રંક એવાપણ હરિભક્તોની વિપરીતમતિથી અવજ્ઞા કરવી નહિ. કારણ કે–તેમની અવજ્ઞા કરવાથી તપાદિકથી પણ અનિવાર્ય એવું વારેવારે નરકપાતાદિરૂપ મહાદુઃખ પ્રાપ્ત થાયછે ॥૪૪॥ વૈષ્ણવની હરિના જેવી સેવા કરવી એટલે વિષ્ણુની પેઠે વૈષ્ણવ પૂજ્ય છે. તે જો રોગાતુર થાય તો તે સમયે તેની પરિચર્યા પ્રેમપૂર્વક વિશેષપણે કરવી. અને તેતે સમયે અન્ન ઔષધ આદિક આપવું. અને બીજું જે તેની રૂચિ વિષયમાં આવતું હોય તે જાણીને યથાયોગ્ય આપવું ॥૪૫॥ પોતે અત્યંત ગુણવાન્ હોય તથાપિ પોતાના મુખથી પોતાના તપવિદ્યાદિ ગુણોની પ્રશંસા ક્યારેય પણ કરવી નહિ. પોતામાં જે માન ક્રોધ લોભાદિ દોષો રહ્યા હોય

तेषां गुह्यं च यत्किञ्चित्तत्प्रकाश्यं न कुत्रचित् ॥४८॥ द्रोहः कार्यो न कस्यापि स्तेयं वर्ज्यं च सर्वथा । हितावहं परेषां च कर्तव्यं सत्यभाषणम् ॥४९॥ न कार्यं वर्णसाङ्कर्यं न च स्वपरहिंसनम् । नान्योद्वेगकरं वाच्यं नापवादवचस्तथा ॥५०॥ अभिव्रजेन्निजाचार्यं श्रुत्वाऽऽयान्तं मदाश्रितः । प्रतिगच्छति तस्मिंश्चाऽऽग्रामान्तं तमनुव्रजेत् ॥५१॥ वैष्णवे वीक्षमाणे च नैष्ठिकव्रतशालिनि ।

લઈ લેવું ॥૪૮॥ કોઇનો પણ-શત્રુનોપણ દ્રોહ કરવો નહિ. કિં બહુના-આતતાયિનો પણ ન કરવો. 'आततायिनमायान्तं हन्यादेवाविचारयन्' આ જે વચન છે તે અર્થશાસ્ત્ર સાથે બન્ધાએલું હોવાથી મુમુક્ષુના ધર્મને જણાવનારૂં નથી. સર્વથા-આપત્કાળમાં પણ ચોરી કરવી નહિ. સત્યભાષણ પણ બીજાઓને અનર્થ ન થાય એમ કરવું ॥૪૯॥ જ્ઞાન કે ભક્તિને નિમિત્ત કરીને વર્ણસંકરતાને કરનારૂં કર્મ નજ કરવું. પોતાને અને પરને પીડા કરનારૂં કર્મ ન કરવું. 'પોતાને' એમ જે નિર્દેશ કર્યો છે તે દૃષ્ટાંત માટે છે એટલે જેમ પોતાની હિંસામાં પોતે પ્રવર્તે નહિ તેમ પરનીપણ હિંસામાં પ્રવર્તે નહિ. અથવા-પોતાની કે પરની જે ક્રોધથી હિંસા થાય તેમ ક્રોધાદિ ન કરવું એમાં તાત્પર્ય લેવું. બીજાને ઉદ્વેગ કરનારૂં કાંઈપણ વાક્ય ઉચ્ચારણ કરવું નહિ તથા બીજા ઉપર મિથ્યા અપવાદ પણ આરોપવો નહિ. અથવા-પારકા દોષોનું ઉદ્ઘાટન ન કરે ॥૫૦॥ મારા આશ્રિત જનોએ આવતા પોતાના આચાર્યને જોઇને અભિમુખ જવું અને જતા જોઇને પાછળ જવું. તથા ગ્રામાંતર થકી પોતાના ગામમાં આવતા અને પોતાના ગ્રામથકી ગ્રામાંતર પ્રતિ જતા પોતાના આચાર્યને સીમાડાપર્યંત સન્મુખ જવું અને પાછળ વળાવા જવું, 'निजाचार्य' એવો નિર્દેશ કરેલો છે તો પોતાને સમગ્ર દુઃખના નિવારણમાં ઉપયોગી વિજ્ઞાનને આપવારૂપ ઉપકારનો અતિશય ન વિસ્મરણ કરવો એમ જણાવ્યું છે ॥૫૧॥ બીજા ઉપર ઈર્ષ્યા કરવી નહિ, કેમકે પરગુણોનો ઉત્કર્ષ નહિ સહન કરવાથી આ લોક પરલોકમાં અધોગતિ થાયછે. કોઈનું પણ અપમાન કરવું નહિ, કેમકે આતો હત્યાથકીપણ અધિક દુઃખ કરનારૂં છે. કોઇને ગાળો દેવી નહિ,

**ईर्ष्यां परस्यापमानं गालिदानं च नाचरेत् ॥५२॥ एकान्तिकानां भक्तानामन्येषां महतामपि । गुणोत्कर्षं सभायां हि कीर्तयेन्नागुणं कचित् ॥५३॥ ब्राह्मणान् भगवत्प्रेष्ठान्विदित्वा मानयेत्सदा ।**

દ્વેષવેગને લીધે જે આક્રોશ કરાય છે તેને ગાળો કહેછે. અર્થાત્ 'તું તત્કાળ નાશ થઈ જાઈશ, તારો વંશ વિચ્છેદ પામો' ઇત્યાદિક શાપરૂપ જે આક્રોશો કહેવાય છે તે કરવા નહિ. નૈષ્ઠિકવ્રતવાળો વૈષ્ણવ જોઈ રહ્યો હોય એટલે તેની દૃષ્ટિ આગળતો ઈર્ષ્યા અપમાન ગાલિદાન અત્યંત ન કરે, કેમકે સમીપમાં રહેલા, આશ્રમથી શ્રેષ્ઠ એવા પરમ ભાગવતનો અનાદર કરી બીજા ઉપર ઈર્ષ્યા આદિક કરવાથી તેના અનાદરથી થતા અધિક પ્રત્યવાયનો પ્રસંગ છે ॥૫૨॥ પરનો અવગુણ રહસ્યમાં પણ કહે નહિ. તો સભામાં તેનો પ્રસંગજ ક્યાંથી હોય ? જો સભામાં કહે તો ગુણોત્કર્ષનેજ કહે. જો કોઈ એકાંતિક ભક્તો હોય તથા બીજા નૈષ્ઠિકવ્રતથી કે તીવ્ર તપથી કે શ્રેષ્ઠ વિદ્યાથી મોટા હોય તેમનો તો ગુણોત્કર્ષ સભામાં કહેવોજ. જેમ સભામાં સદુપદેશ થાય તેમ સંતોના ગુણોની પ્રશંસાપણ સભામાં કર્તવ્યકોટિમાં પ્રવિષ્ઠ છે, જેમ સભામાં પરના દોષો કહેવા તે દોષ છે તેમ એકાંતિક ભક્તો તથા બીજા ગુણથી મોટાઓના ગુણો ન કહેવા એપણ દોષ છે, એટલું તાત્પર્ય છે ॥૫૩॥ 'બ્રાહ્મણો ભગવાનને અત્યંત પ્રિય છે' એમ નિશ્ચય કરીને સદા તેમનો સત્કાર કરે. અથવા—જે ભગવાનને અત્યંત પ્રિય હોય એનેજ બ્રાહ્મણો જાણવા, કેવળ જન્મથી કોઈપણ તત્ત્વથી બ્રાહ્મણ થઈ શક્તો નથી, જે ભગવાનને પરમ પ્રિય થાય એજ તત્ત્વથી બ્રાહ્મણ કહેવાય. બ્રહ્મમાં પરાભક્તિરૂપ નિષ્ઠાશાલી જે હોય તે ભગવાનને પ્રિયતમ થાયછે, બ્રહ્મમાં નિષ્ઠાવાળોજ વાસ્તવિક બ્રાહ્મણ કહેવાય. તો આ રીતે જે ભગવાનને અત્યંત પ્રિય હોય એનેજ બ્રાહ્મણો જાણીને તે જન્મથી નીચ હોય તોપણ તેમનો નિરંતર પ્રણામ પરિચર્યાદિવડે સત્કાર કરે. આ અર્થ ભાગવતમાં કહ્યોછે— **विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् । मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः ॥'** 'બ્રાહ્મણોને ભગવત્પ્રેષ્ઠ જાણીને' એમ વિશેષ્યવિશેષણ ભાવથી અન્વય કરવો તે તો

दृष्ट्वा देवालयं दूरान्नमस्कुर्यात्कृताञ्जलिः ॥५४॥ नास्तिकापाश्रयं नैव मदीयः प्रविशेत्क्वचित् । तदाचार्यैर्न भाषेत तद्ग्रन्थाञ्छृणुयान्न च ॥५५॥ साधारणा मदीयानां त्यागिनां गृहिणामपि । धर्मा एते मया प्रोक्ता विशेषान् कथयाम्यथ ॥५६॥ वेदपाठो गुरोः सेवा कर्तव्या ब्रह्मचारिभिः । वानप्रस्थैस्तपः कार्यमहिंसा-

मंद (અસાર) છે. દેવ-વિષ્ણુ અથવા શિવના મંદિરને દૂરથી દેખીને શ્રદ્ધાથી બે હાથ જોડી નમસ્કાર કરે 'આ શિવાલય છે' એમ માનીને અવજ્ઞા ન કરવી. વિષ્ણુના આલયની પેઠે શિવાલયપણ દર્શન માટે જવા યોગ્ય છે ॥૫૪॥ મારા ભક્તોએ જે નાસ્તિકાપાશ્રય-જૈનમંદિરો છે તેમાં તો ક્યારેય પણ પ્રવેશ કરવો નહિ તથા જૈનાચાર્યો સાથે ભાષણ પણ કરે નહિ. તથા તેના ગ્રંથોને ધર્મજીજ્ઞાસાથી શ્રવણ કરે નહિ. તેના મતનું ખંડન કરવા તેના ગ્રંથનું અવલોકન કરવું તેતો અનુચિત નથી; એવો અભિપ્રાય છે ॥૫૫॥

એ રીતે મારા આશ્રિત ત્યાગીઓ તથા ગૃહીઓના પણ આ સાધારણ ધર્મો કહ્યા, હવે અસાધારણ ધર્મો કહુંછુ ॥૫૬॥ તેમાં પ્રથમ નૈષ્ઠિકાદિ ત્રણના ધર્મો કહેછે-જે નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતમાં પ્રવર્ત્યા હોય તેમણે ગુરૂની સેવા કરવી. એમનો તો આજ અસાધારણ ધર્મ છે. ગુરૂ જીવતા હોય તો તેમની પરિચર્યા, તે ન જીવતા હોય તો તેમના પુત્રની અથવા તેમના અગ્નિની પરિચર્યા કરવી એજ એમનો ધર્મ સ્મૃતિમાં કહ્યોછે. ગુરૂની સેવાસમય થકી બીજા સમયમાં વેદપાઠ કરવો. એટલે અંગે સહિત, શિરોભાગે (ઉપનિષદ્) સહિત ભણેલા વેદનો અર્થ અનુચિંતન કરવાપૂર્વક પાઠ કરવો. વાનપ્રસ્થોએ તપ કરવું, તપ એજ એમનો અસાધારણ ધર્મ છે, તેમાં મનુસ્મૃતિ છે—'उपस्पृशंस्त्रिषवणं पितॄन् देवांश्च तर्पयेत् । तपश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः' 'चान्द्रायणविधानैर्वा शुक्लकृष्णे च वर्तयेत् । पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूं क्वथितां सकृत् । पुष्पमूलफलैर्वापि केवलैर्वर्तयेत्सदा । कालपक्वैः स्वयं शीर्णैर्वैखानसमते स्थितः । भूमौ विपरिवर्तेत तिष्ठेद्वा प्रपदैर्दिनम् । स्थानासनाभ्यां विहरेत्सवनेषूपयन्नपः । ग्रीष्मे पञ्चतपास्तु स्याद्वर्षास्वभ्रावकाशिकः । आर्द्रवासास्तु हेमन्ते क्रमशो वर्धयंस्तपः ॥' ઇત્યાદિ-

श्च मता अपि ॥५७॥ संन्यासिभिश्च नियतं स्यात्व्यमपरिग्रहैः । विष्णुपूजोंकारजपौ कर्तव्यौ तैश्च नित्यदा ॥५८॥ द्रव्यस्य हेमरूप्यादेर्गृहिवर्जं मदाश्रितैः । त्याग आश्रमिभिः कार्यस्त्यागिभक्तै-

તપ કરવુ એમ કહ્યુ એ ઉપરથી આત્મવિદ્યાનો અભ્યાસ કરવાનો પણ જાણી લેવો. તેમાં મનુસ્મૃતિ છે—'एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् । विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः' ઇત્યાદિ. તથા અહિંસામય યજ્ઞોપણ કરવા, ગૃહસ્થની પેઠે વાનપ્રસ્થને પણ યજ્ઞમાં અધિકાર છે, તેમાં મનુસ્મૃતિ છે—'मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा । एतानेव महायज्ञान् निर्वपेद्विधिपूर्वकम् । वासन्तशारदैर्मेध्यैर्मुन्यन्नैः स्वयमाहृतैः । पुरोडाशांश्चरूंश्चैव विधिवन्निर्वपेत्पृथक्' ઇત્યાદિ ॥૫૭॥ જેઓ વિષયવાસનાથી વિરામ પામેલા પારિવ્રાજકાશ્રમને પામ્યા છે તે સન્યાસિઓએ નિયતઅપરિગ્રહ-વિહિતથકી બીજા પદાર્થના પરિગ્રહે વર્જીત વર્તવું, ભીક્ષાથીજ એક ઉપજીવનારા, માટેજ પરિગ્રહમાત્રના પરિત્યાગવાળા થવુ વાનપ્રસ્થને કહેલો નમાર આદિકનો પરિગ્રહ પણ પ્રતિષેધ કરેલો છે. અગ્નિનો ત્યાગ કરનારાને યજ્ઞાદિકમાં અધિકાર નહિ હોવાથી અગ્નિસાધ્ય નહિ એવા વિષ્ણુપૂજામાત્રમા અધિકાર કહેછે—વિષ્ણુની પૂજાતો નિયતપણે કરવી પરમાત્માનું પૂજનતો તેમના એક દાસભૂત જીવાત્માના સ્વરૂપ સાથે સદા જડેલુ છે. તથા તેમણે પ્રણવનો જપ નિત્ય કરવો, કેમકે પ્રણવ પરબ્રહ્મનું પરમ આલબન છે, એવી શ્રુતિ છે—'एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षर परम् । एतद्ध्येवाक्षर ध्यात्वा यो यदिच्छति तस्य तत् । एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् । एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते' ઇત્યાદિ આ જપવિધિ ઓંકારઆલબનથી પરબ્રહ્મના ધ્યાનવિધિમાં પર્યવસાન પામેછે. એટલે મુમુક્ષુએ પરંબ્રહ્મનું ધ્યાન કરવું સન્યાસ આશ્રમમાં મુમુક્ષુનેજ અધિકાર છે પ્રણવરૂપ આલબનથી પરબ્રહ્મનો ધ્યાનવિધિ 'प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते । अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत्' આ શ્રુતિમા કહ્યોછે ॥૫૮॥

આ શ્લોકને આરભીને આર શ્લોકથી બ્રહ્મચારિપ્રમુખ ચાર પ્રકારના ત્યાગીઓના મિશ્રિત ધર્મો કહેછે—ગૃહસ્થને વર્જીને મારા આશ્રિત આશ્ર-

च सर्वथा ॥५९॥ त्याज्यः सङ्गोऽष्टधा स्त्रीणामेतैस्तत्प्रतिमाऽपि च । नेक्ष्या न कार्या न स्पृश्या देवताप्रतिमां विना ॥६०॥ स्त्रीभ्यो धनुःप्रमाणेन गम्यं दूरेण सर्वथा । इर्युत्सवाल्पमार्गादौ रक्ष्यं स्त्रीस्पर्शतो वपुः ॥६१॥ यत्र यत्र स्थले स्त्रीणां या या

ગિઓ (બ્રહ્મચારી વાનપ્રસ્થ અને સંન્યાસી) અને ત્યાગિભક્ત-પુત્ર દારા ગૃહાદિકનો ત્યાગ કરી ભગવાનમાં પરાભક્તિને પામીને પરમહંસવૃત્તિમાં પ્રવેશ કરી રહેલા સાધુઓએ પણ સોનું રૂપુ આદિક દ્રવ્યનો ત્યાગ સર્વથા કરવો. પોતાની પાસે ન રાખવું તેમ પોતાની સત્તાવાળું કરીને બીજા પાસે પણ ન રખાવવું. સુવર્ણાદિ ભોગ્ય ભોગોપકરણાદિ પદાર્થોનો પ્રસંગ ગૃહસ્થોનેજ છે.' બીજા ત્યાગધર્મમાં નિષ્ઠાવાળાઓને તો તેનો પ્રસંગ પતિતપણા માટે થાયછે ॥૫૯॥ આ સર્વ કોઈ ત્યાગિઓએ સ્ત્રીયોનો શ્રવણાદિ અષ્ટ પ્રકારનો સંબન્ધ સર્વથા ત્યાગ કરવો. કિંબહુના-સ્ત્રીની પ્રતિમાપણ પોતે ન કરવી, ન સ્પર્શ કરવી અને ન જોવી. તેમાં 'पदापि युवतिं भिक्षुर्न स्पृशेद्दारवीमपि' એવું વચન છે. પૂર્વોક્ત આઠ પ્રકારના બ્રહ્મચર્ય વ્રતની દ્રઢતા માટે આ પ્રતિષેધ કર્યો છે. એમાં અપવાદ કહેછે-દેવની પ્રતિમા વિના, દેવપણાનો નિશ્ચય જે રાધિકાદિ પ્રતિમામાં હોય તેમાં આ નિષેધ પ્રવર્તતો નથી એવો અભિપ્રાય છે ॥૬૦॥ આ મારા આશ્રિત ત્યાગિઓએ માર્ગમાં જતાં સ્ત્રીયોથકી ધનુષપ્રમાણ (ચાર હાથ) દૂર જવું. એટલે સ્ત્રીયોથકી ધનુષપ્રમાણ વ્યવધાન રાખીને ચાલવું. 'धनुर्हस्तचतुष्टयं' એમ શબ્દાર્ણવ કોશમાં કહ્યુંછે. અલ્પ-સાંકડા માર્ગમાં તે ઘટતું આવે નહિ માટે ત્યાંતો જે પ્રકારે સ્ત્રીના અંગનો સ્પર્શ પોતાના શરીરને ન થાય એમ વર્તવું. તથા માર્ગ મોટો હોય પણ જન્માષ્ટમી રામનવમી આદિક ઉત્સવ ઉપર આવેલા જનસમાજને લીધે ભીડયવાળો હોય ત્યારેપણ તેમજ વર્તવું એટલે સ્ત્રીસ્પર્શથકી શરીરનું સંરક્ષણ કરવું. આદિશબ્દથી ભય પલાયનાદિક ગ્રહણ કરવું. એટલે તેવા સમયમાં પણ સ્ત્રીસ્પર્શથકી પોતાના શરીરનું રક્ષણ કરવું ॥૬૧॥ જે જે સ્થળ-નદી તળાવ આદિકમાં સ્ત્રીયોની જે જે કોઈ ક્રિયા-સ્નાન આસનાદિક થતી હોય તે તે સ્થળમાં તે તે ક્રિયા

काचित्क्रिया भवेत् । तत्र तत्र क्रिया सा सा न कार्या नैष्ठिकैर्मम ॥६२॥ गृहद्वयान्तरस्थेन कुड्येनैकेन यत्र च । स्यात्स्त्रीपुंसान्तरं तत्र न स्वप्यं निश्यनापदि ॥६३॥ स्त्रीभिः कृष्णस्य भक्ताभिरपि पूजितमच्युतम् । नैष्ठिकव्रतिभिर्नैव गन्तव्यं वीक्षितुं क्वचित् ॥६४॥ विना भैक्षं सभां चाऽपि गृहस्थानां गृहाणि च । गन्तव्यानि क्वचिन्नैव त्यागिभिर्यैर्मदाश्रितैः ॥६५॥ एकाकिभिर्न गन्तव्यं तैः कदाचन कुत्रचित् । शयितव्यं न खट्वायां विना रोगादिमापदम् ॥६६॥ अनापदि न गन्तव्यं निशि वर्त्मं च तैः क्व-

મારા આશ્રિત નૈષ્ઠિક બ્રહ્મચારીપ્રમુખે કરવી નહિ ॥૬૨॥ ઘર જુદુ જુદુ હોય પણ પોતાને રહેવાના ઘરને અને સ્ત્રીને રહેવાના ઘરને વચ્ચે એક ભીંતમાત્ર વ્યવધાન હોય એવા પડખાના ઘરમાં ( જેમાં એકલી સ્ત્રી રહેતી હોય એવામાં ) અમારા આશ્રિત ત્યાગિઓએ રાત્રિએ આપત્કાળ પડ્યા વિના રહેવું તથા સુવું નહિ ॥૬૩॥ કિંબહુના-ભગવાનની ભક્ત એવી પણ સ્ત્રીયોએ પૂજેલા વિષ્ણુના 'આ વિષ્ણુમૂર્તિ છે' એવો વિશેષ માનીનેપણ દર્શનમાટે તેના સ્થાન પ્રત્યે ક્યારેય પણ નૈષ્ઠિકવ્રતધારી ત્યાગિઓએ જવું નહિ. આ સર્વ નિષેધ બ્રહ્મચર્યની દ્રઢતા માટે છે ॥૬૪॥ ગૃહસ્થોનાં ગૃહો પણ ભિક્ષાદિ નિમિત્ત વિના તો ત્યાગ કરવાં એમ કહેછે—મારા આશ્રિત એવા બ્રહ્મચારી આદિક ત્યાગિઓએ ભિક્ષા અથવા સભાપ્રસંગ વિના ગૃહસ્થોના ગૃહોપ્રત્યે ક્યારેય પણ જવું નહિ. આ પણ બ્રહ્મચર્યની દ્રઢતા માટે છે. વૈ શબ્દનો તુ એવો અર્થ કરવો, એટલે ત્યાગી એવા મારા આશ્રિતોએ તો, એમ તુશબ્દથી બીજાના આશ્રિતોથકી પોતાના આશ્રિતોની વિલક્ષણતા જણાવી છે ॥૬૫॥ મારા આશ્રિત ત્યાગીઓએ કદાચન-આપત્કાળમાં પણ કુત્રચિત્-તીર્થમાં પણ એકાકી જવું નહિ. રોગાદિ આપત્તિ આવ્યા વિના ખાટલામાં સુવું નહિ, ખાટલામાં સુવાથી બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાયછે એમ સ્મૃતિમાં કહ્યુછે. સર્વ પરિગ્રહનો પરિત્યાગ કરી રહેલા ત્યાગિને ખાટલો આદિક ભોગોપકરણ છે તે બ્રહ્મચર્યનિષ્ઠાને વિરૂદ્ધજ છે ॥૬૬॥ મારા આશ્રિત ત્યાગીઓએ ક્વચિદપિ-તીર્થયાત્રાદિ પ્રસંગમાં

चित् । तथैव च निजस्थानाद्गन्तव्य न बहिर्निशि ॥६७॥ आपद्ध र्मश्च विपदि ग्राह्योऽन्यत्र बृहद्व्रतात् । प्राणात्ययेऽपि न त्याज्यं ब्रह्मचर्याङ्गमष्टमम् ॥६८॥ ऋषभार्षभवन्मानस्त्यक्तव्यस्त्यागिभि र्नरे । ब्रह्मात्मधीभिर्मच्छिष्यैर्देहासक्तिस्तथैव च ॥६९॥ निवृत्ति-

પણ રાત્રિએ આપત્કાળ વિના માર્ગમા જવુ નહિ એટલે આપત્કાળ વિના એક ગ્રામથકી બીજા ગ્રામપ્રત્યે જવુ નહિ 'રાત્રિએ પોતાના નિવાસસ્થાન થકી બીજા સ્થાનમા જવાની અનુજ્ઞા આપી છે?' એવી શકામા કહેછે કે— તેમજ પોતાના નિવાસસ્થાનથકી રાત્રિએ બહાર નજ જવુ ॥૬૭॥ તેતે આપત્તિમા મુખ્ય ધર્મ ન પાળી શકાય તો ગૌણ ધર્મ સ્મૃતિમા કહ્યોછે, તો આદર કરેલા મુખ્ય અષ્ટવિધ બ્રહ્મચર્યનો કોઈ લગાર ન્યૂન બ્રહ્મચર્યરૂપ ગૌણપણ ધર્મ હોયજ ?, એવી આશકા ટાળતા થકા કહેછે—સ્મૃતિમા જે આપત્કાળમા પાળવાનો ધર્મ કહ્યોછે તે બ્રહ્મચર્યવ્રતથકી બીજામા જાણવો બ્રહ્મચર્યમા તો આપદ્ધર્મ ગ્રહણ કરવો નહિ અર્થાત્ બ્રહ્મચર્ય તો આપત્કા ળમાપણ ત્યાગ કરવુ નહિ નૈષ્ઠિક વાનપ્રસ્થ સન્યાસી કે બીજા ત્યાગિજ નોને શાસ્ત્રમા આપત્કાળ વિષે ગાર્હસ્થ્યની અભ્યનુજ્ઞા આપી નથી મા ટેજ 'आरूढो नैष्ठिक धर्मं यस्तु प्रच्यवते नर । प्रायश्चित्त न पश्यामि येन शुध्येत्स आत्महा' એવી સ્મૃતિ છે આઠમુ સ્ત્રીના અગસગના ત્યાગરૂપ જે બ્રહ્મચર્ય છે તેતો પોતાને પ્રાણાત પ્રાપ્તિ થાય તોપણ ન ત્યાગ કરવુ ॥૬૮॥ દેહમા અહમતિપૂર્વક તેના સુખમા આસક્તિ અને તેના સબન્ધી માન તત્ત્વવેત્તાને પણ પરાભવ કરેછે વસિષ્ઠ વિગેરે આત્મવેત્તાઓ હતા તોપણ પુનસ્નેહથી વિપરીત પ્રકૃતિને પામેલા પ્રસિદ્ધ છે 'હુ બ્રહ્મર્ષિ છુ' એવુ માન તેમને પણ આવ્યુ હતુ, આ બે અધોગતિ પમાડનાર હોવાથી તેનો અમારા આશ્રિતોએ ત્યાગ કરવો એમ કહેછે—ત્યાગધર્મમા નિષ્ઠાવાળા મારા ચર ણના આશ્રયવાળાએ બ્રહ્માત્મક સ્વાત્મભાવના ( મારા આત્મા પરમાત્મા છે એવી પોતાના આત્માની ભાવના ) એ કરીને ઋષભદેવની પેઠે અને જડ ભરતની પેઠે આસક્તિએ રહિત અને માને રહિત રહેવું ॥૬૯॥ નિવૃત્તિ ધર્મ-કામસકલ્પે વર્જીત ( નિષ્કામ ) મુમુક્ષુજનેજ એક સેવનીય એવા

धर्मनिरतैरीश्वरस्य गुरोरपि । प्रवृत्त्यध्यपरं वाक्यं ग्रहीतव्यं न कर्हिचित् ॥७०॥ विधवानां तु नारीणां चातुर्मास्ये विशेषतः । धारणापारणादीनि व्रतानि विहितानि वै ॥७१॥ ताभिः पाल्यं ब्रह्मचर्यमप्रस्खलितमष्टधा । पुमांस्तत्प्रतिमा वापि न स्प्रष्टव्या विनाऽऽमरीम् ॥७२॥ धर्मकार्येऽपि न द्रव्यं स्वनिर्वाहोपयोगि य-

ધર્મમાં નિષ્ઠાવાળા મુમુક્ષુ મારા બ્રહ્મચારી પ્રમુખોએ પ્રવૃત્તિધર્મ-કામસંકલ્પે સહિત ( સકામ ) એવો જે ધર્મ તેપર એવું વચન શાસ્ત્રાંતર્ગત હોય તથાપિ હિતકર સમઝીને નજ ગ્રહણ કરવું. ભલે બ્રહ્માદિ ઈશ્વર કહે કે કદાચિત્ ગુરૂ પરીક્ષા માટે અથવા બીજી કોઈબાબત માટે ઉપદેશ કરે તોપણ 'આતો ઈશ્વરનો આદેશ છે આ ગુરૂનો ઉપદેશ છે' એમ સમઝીને ક્યારેયપણ સ્વીકાર કરવું નહિ. *અથવા-ગાર્હસ્થ્યાદિરૂપ પ્રવૃત્તિધર્મ અને નૈષ્ઠિક* બ્રહ્મચર્યાદિરૂપ નિવૃત્તિધર્મ જાણવો. એટલે નૈષ્ઠિક બ્રહ્મચર્યાદિરૂપ નિવૃત્તિધર્મમાં નિષ્ઠાવાળાએ ગાર્હસ્થ્યાદિરૂપ પ્રવૃત્તિધર્મમાં પ્રવર્તાવવારૂપ ઈશ્વરનું કે ગુરૂનું વચન પણ ક્યારેય ગ્રહણ કરવું નહિ ॥૭૦॥

હવે વિધવાના ધર્મો કહેછે—અનશન વ્રતવિશેષને ધારણાં કહેછે, તેના ઉત્તર અંગભૂત ભોજનને પારણાં કહેછે, આવા એકાંતરા ઉપવાસ કરવારૂપ વ્રતને ધારણાંપારણાં કહેછે. એ આદિક વ્રતો વિધવા નારીઓને આષાઢાદિ ચાર માસમાં વિશેષપણે અનુષ્ઠાન કરવાનાં શાસ્ત્રમાં કહ્યાં છે. અષ્ટ પ્રકારનું જે બ્રહ્મચર્યવ્રત તે અપ્રસ્ખલિતપણે-જીવિત પર્યંત પાળવું. અથવા અપ્રસ્ખલિતપણે એટલે અંશથીપણ પ્રસ્ખલને રહિત પાળવું. અર્થાત્ આઠ પ્રકારમાં એકપણ પ્રકારથી ન્યૂનીભાવે રહિત એવું બ્રહ્મચર્ય વ્રત પાળવું. આ અષ્ટ પ્રકારના બ્રહ્મચર્યનો પુરૂષના સ્પર્શથી જેમ ભંગ *થાય તેમ તેની પ્રતિમાના સ્પર્શથી પણ ભંગ થાયજ, માટે પુરૂષનો જેમ* સ્પર્શ ન કરે તેમ તેની પ્રતિમાનોપણ સ્પર્શ કરે નહિ. દેવ પ્રતિમાનો સ્પર્શ કરવામાં દોષ નથી ॥૭૧-૭૨॥ હે જનાઃ ! તે વિધવા સ્ત્રીઓએ પોતાના જીવનમાત્ર પર્યાપ્ત જે ધન હોય તેનો વ્યય ક્યારેય પણ નજ કરવો. ધર્મ કાર્યમાં પણ ન કરવો. આતો મારી આજ્ઞા છે. ધર્મરક્ષણ માટે અવતરેલી

त् । तामिदं कदापीति मदाज्ञाऽस्ति जनाः ! खलु ॥७३॥ बाला युवत्यो वृद्धा वा सधवा विधवास्तथा । स्त्रियः स्वतन्त्रा नैव स्युः पित्रादेः स्युर्वशे सदा ॥७४॥ स्वातन्त्र्येण न कर्तव्यं स्वसम्बन्धिजनान्विना । तीर्थक्षेत्राटनं स्त्रीभिः सर्वाभिरपि कर्हिचित् ॥७५॥

હુ તે મારો આ ઉપદેશ છે, તો આ ઉપદેશ ધર્મવિધિમાં પ્રવેશને યોગ્ય નથી એમ ન માનવું, કેમકે આતો કલિકાળ છે, અનશન ક્લેશથી દેહપોષણ કોઈપણ પ્રકારે સિદ્ધ કરવા પરપુરૂષની પરિચર્યા સ્વયં નિર્દોષપણે કરતાં પણ કુદૃષ્ટિ પુરૂષના પ્રસંગથી જેમ ગંગાનો વહેતો પ્રવાહ મૃત્પિંડના પડવાથી કલંકિત થાય તેમ કલંકિત જેવી થઈ જાયછે. સ્ત્રીયોને જે પરતંત્રપણે વર્તવાનું શાસ્ત્રમાં કહ્યુંછે તેપણ હમણાંજ અમો પણ કહીશું, જેમને પરતંત્રપણે રહેવાનું કહ્યુંછે એવા તે પિત્રાદિકો પણ કેટલાક ધનલુબ્ધ પાપી હોઈને પુત્રી આદિકનું કોઈપણ પ્રકારે પોષણ કરવાને પરમ ધર્મપણે માનતા નથી. માટે નિર્વાહોપયોગિ ધનનો વ્યય ધર્મકાર્યમાં પણ ન કરવો; એવો મેં ઉપદેશ કરેલો છે ॥૭૩॥

સધવા વિધવાના મિશ્રિત ધર્મો બે શ્લોકથી કહેછે—બાળા હોય કે જુવાન હોય કે વૃદ્ધ હોય તથા સધવા હોય કે વિધવા હોય એવી સ્ત્રીયો સ્વતંત્રપણે વ્યવહાર કરનારી ન થાય. સર્વ કાળમાં પિતા આદિકના વશપણામાં વર્તે. એટલે ભર્તા જીવતો હોય તો ભર્તાને વશ વર્તે અને તે ન હોય તો પિતા આદિકને વશ વર્તે પણ સ્વતંત્રપણે વર્તે નહિ. તે મનુસ્મૃતિમાં કહ્યુંછે—'बालया वा युवत्या वा वृद्धया वापि योषिता । न स्वातन्त्र्येण कर्तव्यं किञ्चित्कार्यं गृहेष्वपि ॥ बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने । पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम्' ઇત્યાદિ ॥૭૪॥ સર્વ સ્ત્રીયોએ યદ્યપિ તીર્થક્ષેત્રની યાત્રા ધર્માનુબન્ધી છે તથાપિ તે સ્વતંત્રપણે-પતિ પિત્રાદિકની આજ્ઞા વિના નજ કરવી. પતિની કે પિતા આદિકની આજ્ઞા પામીને પણ સમીપ સંબન્ધિ જનનો સમાજ ન હોય તો એકાકી પારકા જન સમાજના મધ્યમાં જઈ તે તીર્થ ક્ષેત્રાટન નજ કરવું. કિંતુ સંબન્ધિ જનો સાથેજ કરવું, ક્યારેય પણ એટલે અંતિમ અવસ્થામાં પણ ન કરવું ॥૭૫॥

सुवासिनीभिर्नारीभिराश्रिताभिस्तु मां निजः । अन्धो रुग्णो जरन्वापि सेव्य ईश्वरवत्पतिः ॥७६॥ शीलमेव सदा रक्ष्यं ताभिः सन्त्यज्य चापलम् । श्वाशुर्यं च कुलं पित्र्यं लाञ्छनीयं न तु क्वचित् ॥७७॥ उद्वाहितेतरा नार्यो गृहिभिः स्वप्रसूसमाः । द्रष्टव्या

હવે સુવાસિની નારીઓના ધર્મો બે શ્લોકથી કહેછે—મારા આશ્રયની આકાંક્ષાવાળી સુવાસિની સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ હોય કે રોગી હોય કે વૃદ્ધ હોય તોપણ ઇશ્વરની પેઠે સેવવા યોગ્ય છે. પતિપરિચર્યાનો પરિત્યાગ કરી 'આ સર્વેશ્વર છે' એમ માનીને પરાભક્તિથી કરાતી મારી સેવાથી હું પ્રસન્ન થતો નથી ॥૭૬॥ જે સ્ત્રીયોનું પાતિવ્રત્યરૂપ શીલ છે તે સુવાસિની નારીઓએ સદા સંરક્ષણ કરવું. શીલવ્રતનો વિરોધિવર્ગ ક્ષણે ક્ષણે પ્રકટે છે માટે તેનો પરાભવ કરી તેના પરિરક્ષણમાં પ્રયત્ન સદાય કરવો. કયો તે વિરોધિવર્ગ છે? તો સાથેજ આ દેહમાં અનુવર્તનારાં મન આદિક ઇન્દ્રિયો છે. આ ઇન્દ્રિયો ઉપકરણપણે આપેલાં છે તો વિરોધી કેમ કહેવાય? તો તે સત્ય છે. તે ઇન્દ્રિયો પ્રકૃતિથી ચપળ છે એટલે સન્નિધિમાં રહેલા પોતાના વિષયમાં ક્ષણપણ પરતંત્ર ન રહે પરંતુ સ્વતંત્ર હોય એમજ નિયંતાના પ્રગ્રહ (રાશ)ને પણ નહિ ગણીને નિયંતાને પાડી નાંખીને દુષ્ટ અશ્વોજ જેમ એમ પોતપોતાના વિષય સન્મુખ દોડેજ છે, તો મન આદિક ઇન્દ્રિયોનું જે સ્વાભાવિક પોતપોતાના વિષયોમાં ચપળપણું છે તેનો ત્યાગ કરી એટલે તેનો નિગ્રહ કરી શીલ વ્રત રાખવું. શીલ વ્રતજ ભૂષણ છે. તેનાથીજ નારી દીપે છે. કેવળ પોતે દીપે છે એટલુંજ નહિ પણ શીલથી પતિના કુળને અને પિતાના કુળને દીપાવે છે. જો શીલવ્રત ન પાળે તો બન્ને કુળને કલંકિત કરેછે. તો જે પ્રકારે બન્ને કુળને પણ લાંછન ન લાગે એ પ્રકારે વર્તવું. એ રીતે આ લોકમાંજ શીલવ્રતથી અર્થ અને તેના ભંગથી અનર્થ સંભવે છે ॥૭૭॥

આ શ્લોકને આરંભીને સાત શ્લોકથી સામાન્યપણે ગૃહસ્થોના ધર્મો કહેતાં ગૃહસ્થોને સ્ત્રીજનની સાથે સંભાષણાદિ પ્રસંગ પ્રાપ્ત થતાં ધર્માર્થ નિયમવિશેષોને કહેછે—મારા આશ્રિત ગૃહસ્થોએ જે પોતે પરણેલી હોય

व्यवहार्यं च सम्बन्धात्तु यथोचितम् ॥७८॥ स्त्रीसम्बन्धस्य नैकट्ये कृष्णस्य गृहिभिः कथा । कर्तव्या दूरतः स्थित्वा न तु सर्वत्र सर्वदा ॥७९॥ रहःस्थाने तु मात्रा वा भगिन्या कन्ययाऽपि वा । सहासितव्यं न क्वापि गृहस्थैरप्यनापदि ॥८०॥ बुद्धिपूर्वं तु विधवा न स्पृश्या गृहिभिः क्वचित् । आसन्नसम्बन्धहीना योषाऽऽपत्कालमन्तरा ॥८१॥ नित्यं पञ्च महायज्ञाः कर्तव्या गृहिभिर्जनाः ।

---

તેનાથી બીજી સ્ત્રીયો-પરદારાઓ કે સંન્યાસિનીઓ કે કુમારીઓ હોય તેમને પોતાની માતાતુલ્ય લેવી, એટલે કપટ વિનાના ભાવાનુબન્ધથી પૂજવી. પોતાના સંબન્ધિની માતા, બેન, દીકરી આદિકમાં તો જેવો સંબન્ધ હોય તેમ તેતે મર્યાદાને નહિ ઉલ્લંઘન કરીને સંભાષણાદિ વ્યવહારો કરવા ॥૭૮॥ ભગવાનની કથાપણ સ્ત્રીનો સમીપ સંબન્ધ હોય તો ગૃહસ્થોએ સ્ત્રીઓને દૂર રહીનેજ સંભળાવવી. પણ ન તુ સર્વત્ર સર્વદા-સમીપ સંબન્ધે રહિત એવા જે કોઈ સ્ત્રીસમાજમાં સભામાં જેમ એમ રહસ્યમાં પણ કૃષ્ણકથા પણ કરવી નહિ ॥૭૯॥ ગૃહસ્થોએ પણ આપત્કાળ વિના એકાંત સ્થળમાં તો યુવા અવસ્થાની પોતાની માતા અથવા બેન અથવા દીકરીનીપણ સાથે ક્યારેયપણ ન બેસવું ॥૮૦॥ સર્વ વિધવા સ્ત્રીયો સમીપે સંબન્ધવાળી પણ બુદ્ધિપૂર્વક કવચિદપિ નિમિત્તે-સુતેલી ઉઠાડવી આદિક નિમિત્તેપણ સ્પર્શ કરવી નહિ. તથા સધવા સ્ત્રીયોતો સમીપસંબન્ધ થકી બીજીઓનો સ્પર્શ ન કરવો. આ નિયમ આપત્કાળ થકી અન્યત્ર જાણવો. એટલે આપત્કાળમાં દોષ નથી. અથવા-'ગૃહસ્થોએ આપત્કાળ વિના-કોઈ આવશ્યક વ્યવહારકાર્યાદિક વિના સમીપ સંબન્ધે રહિત એવી વિધવા સ્ત્રીનો ક્યારેય પણ બુદ્ધિપૂર્વક સ્પર્શ કરવો નહિ' એમ એકાન્વય કરીને અર્થ કરવો ॥૮૧॥ હે જનાઃ! મારા આશ્રિત ગૃહસ્થોએ ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ આ પાંચ મહાયજ્ઞો પ્રતિદિન કરવા. સાધુ-ભગવાનના એકાંતિક ભક્તો ભક્તિથી અન્ન જળના અર્પણાદિવડે પૂજવા. શક્તિને અનુસારે આગળ કહીશ એવું દાન કરવું, તે દાન પોતાને અતિપ્રિય વસ્તુનું પાત્રને અર્પણ કરવું તે જાણવું. આ દાન માન,

पूज्याश्च साधवो भक्त्या दानं कार्यं च शक्तितः ॥८२॥ स्वातिप्रियपदार्थस्य पात्रे यत्स्त्रीं विनाऽर्पणम् । मानेर्ष्यादम्भरहहीनं तद्दानं चावबुध्यताम् ॥८३॥ अहिंसयज्ञाः पूर्तं च कार्यमाढ्यैर्गृहस्थितैः । पुण्यक्षेत्रेषु दानानि विप्रसन्तर्पणादि च ॥८४॥ उपायानां चतुष्केण विना प्राणिवधं नृपैः । स्वकार्यसिद्धिः कर्तव्या राजनीत्या मदाश्रितैः ॥८५॥ राजधर्मेष्वपि प्रोक्तं प्राणिघातवचस्तु तैः ।

ઈર્ષ્યા, દભ અને ક્રોધે રહિત થઈને કરે તો સાત્વિક થતા શ્રેષ્ઠ કહેવાય છે જે અપાત્રમા દાન છે તે તામસ છે એમ ગર્હા કરી છે 'अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते । असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम्' એમ ગીતામા કહ્યુ છે જે કેટલાક વેદમાર્ગને ભગ કરનારા, સ્વકપોળકલ્પિત ધર્મને અનુસરનારા ઇન્દ્રિયારામો છે તેઓ દાન કરવાના પદાર્થોમાં સ્ત્રીયોને પણ માનેછે અને એવો બોધ પણ કરેછે તો તેવા ધર્મના મિષથી ધર્મમર્યાદાને નિચ્છિન્ન કરનારા અસતોના અભિપ્રાયને ખડન કરવા કહેછે કે—પોતાની સ્ત્રી વિના બીજા પ્રિય પદાર્થનું અર્પણ કરવુ ॥૮૨-૮૩॥ ધનાઢ્ય ગૃહસ્થોએ પ્રાણિપીડાએ રહિત ચરૂમાત્રથી સિદ્ધ કરવા યોગ્ય એવા યજ્ઞો કરવા પણ વેદમાં કહેલા એવા પણ હિંસાગર્ભિત યજ્ઞો કરવા નહિ, કેમકે તેતો મદ અધિકારી માટે છે પૂર્ત–વાપ્ય કુવા આદિક કર્મ કરવુ. પુણ્યક્ષેત્રમા વિશેષપણે દાન તથા બ્રાહ્મણ ભોજનાદિ સત્કર્મ કરવું ॥૮૪॥

હવે એ શ્લોકથી રાજાના ધર્મો કહેછે—મારા આશ્રિત રાજાઓએ સામ દાન ભેદ અને દંડ આ ચાર ઉપાયોવડે રાજનીતિને અનુસારે પોતાના કાર્યની સિદ્ધિ કરતાં જે દડ ઉપાય છે તે પ્રાણિવધ વિના ગ્રહણ કરવો એટલે વધાત દડ ન કરવો વધાંત દડને સ્થાને તીવ્ર બીજો કોઈ દડ કરવો અથવા–રાજનીતિથી સામાદિ ચાર ઉપાયના યથાવસર પ્રયોગવડે પોતાના કાર્યની સિદ્ધિ કરવી. મૃગયા વ્યસનથી જે પ્રાણિવધમાં પ્રવૃત્તિ છે તે અત્યત ત્યાગ કરવી, એવો અર્થ કરવો ॥૮૫॥ ધર્મ્ય યુદ્ધમાં અવર્જનીય જે પ્રાણિવધ છે તે તો ધર્મ્યજ છે માટે તેનો અમો નિષેધ કરતા નથી એમ કહે છે—રાજાઓએ રાજધર્મમા કહેલ એવુપણ પ્રાણિને ઘાત કરવાનુ

युद्धादन्यत्र न ग्राह्यं रक्ष्याश्च पितृवत्प्रजाः ॥८६॥ नियमेषु मदुक्तेषु यस्य यस्य च्युतिर्भवेत् । तस्य तस्य विधातव्यं प्रायश्चित्तं यथोचितम् ॥८७॥ एतैर्मदुक्तैः सद्धर्मज्ञानवैराग्यसंयुतैः । स्वाधिकारानुसारेण दम्भहीनं स्वनुष्ठितैः ॥८८॥ निश्छद्म सेवया वि-

જે વચન છે તે યુદ્ધ થકી બીજી બાબતમા ગ્રહણ કરવુ એટલે યુદ્ધમાંજ પ્રાણિવધ કરવો પણ બીજા પ્રસગમા નહિ કેમકે રાજાનો પ્રધાન ધર્મ આજ છે કે-જેમ પિતા પુત્રાદિ પ્રજાને પરિરક્ષણ કરે છે તેમ પોતાની પ્રજાનું પાલન કરવું ॥૮૬॥

હવે કહેલા નિયમોમાં જે ભગ થાય તો તત્કાળ પ્રાયશ્ચિત્તના અનુષ્ઠા નથી તે પાપનો પરિહાર કરવો એમ કહેછે—મેં આ કહેલા 'બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું' આદિક નિયમોને મધ્યે જે જે નિયમનો ભગ થાય તેનું તેનું યથા યોગ્ય પ્રાયશ્ચિત્ત કરવું ॥૮૭॥ કહેલા આ નિયમો ભગવાનની પ્રસન્નતામાં કારણ છે એમ જણાવતાથકા હવે ઉપસહાર કરેછે—લોભાદિકના વર્જવાથી માટેજ દભાદિ કલકે રહિતપણે સ્વનુષ્ઠિત-ફળસંગ કર્તૃત્વસગનો ત્યાગ કરી સમ્યક્ સુખેથી પોતાના અધિકારને અનુસારે અનુષ્ઠાન કરેલા અને તત્ત્વનું યથાર્થ જ્ઞાન તથા તે જેમાં મૂળ છે એવા વૈરાગ્યે સહકાર કરેલી એવી કર્મયોગ સ્વરૂપની સપત્તિ વડે સત્તા-શ્રેષ્ઠપણાને પામેલા એવા ધર્મો તથા આવા સદ્ધર્માનુષ્ઠાનથી સિદ્ધ થતી ભગવાનમાં નિષ્કપટ ભક્તિ તથા તેની સીમાભૂમિરૂપ વૈષ્ણવોમાં ભક્તિ ( ભગવાનમાં ભક્તિની કાષ્ઠા-પરિપૂર્ણતા તેમના ભક્તોમાં ભક્તિ થાય એજ કહી છે ) તથા વૈષ્ણવપણાને અસાધારણ ( વૈષ્ણવોને અવશ્ય જોઇએજ ) એવી સર્વભૂતોની ઉપર અનુકંપા-જાતિ વૃત્ત કે વિદ્યાથી વૈષ્ણવને કોઈ અનુકપા કરવા યોગ્ય તો કોઈ ન કરવા યોગ્ય એમ નથી, કિંતુ 'સર્વ વિષ્ણુનું વપુ છે' એમ માનીને અવિષમ દૃષ્ટિથી સર્વના દુ ખની શાંતિને પોતાની જેમ ઇચ્છે તેમ ઇચ્છે, આવી અનુકપા છે માટેજ જે કોઈપણ દેહી-પતિત કે પચમ ( ચાંડાળ ) હોય શ્રોત્રિય હોય કે દ્વિજ હોય પણ તેના ગુણમય દેહ સબન્ધે કરેલા ત્રણ તાપના અભિઘાતને નહિ સહન કરીને તેની શાતિમાટે તો તે વિષ્ણુને

ण्णोस्तदीयानां च भक्तिलः। दयया सर्वभूतेषु लोभादेर्वर्जनेन च ॥८९॥ तत्सम्मुखीकरणतो यस्य कस्यापि देहिनः। प्रसीदत्या

सन्मुख करवा प्रयत्न करेछे, आवो होय ते आ परम भक्त वैष्णव कहेवाय तो आ रीते सर्व भूतोनी उपर दयाना सीमाभूत भगवत्सन्मुख करवाथी (भूतोउपर दया होय तो तेने भगवत्सन्मुख कराय) तत्काळ भगवान प्रसन्न थायछे एम जाणवु, एमा सशय लेशपण नथी अभिप्राय एवो छे के-धर्मो राग लोभ अने दभथी अनुष्ठान कराय छे जेम रागथी ज्योतिष्टोमादि, लोभथी तीव्रतपश्चर्यादि, अहकारैकमूळ दभथी वाव्यो कुवा आदिकनु निर्माणादि अनुष्ठान कराय छे पण आ सद्धर्मो न कहेवाय अने अधोगति आदिक अनर्थ आपनारा होवाथी धर्माभासोज छे जे धर्मोतो परावरतत्वनु यथार्थ ज्ञान अने ते मूळ जेमा छे एवा वैराग्य वडे सुसस्कृत छे माटेज राग, लोभ, दंभादि कलकना रहितपणे 'कर्मण्येवा धिकारस्ते' एवी दृष्टिथी यथाधिकार सुखेथी अनुष्ठान कराय छे फळसग शीज कर्म क्लेशनु मूळ थायछे तो तेना परित्यागथी समाराध्य परमा त्माना स्वरूप परिज्ञानथी अने पोताना अधिकार मात्रना अध्यवसायथी (मारे तो कर्म करवानोज अधिकार छे) कर्म सुखरूप अने साधु थायछे आवा सद्धर्मोना अनुष्ठानथी सर्वतनु साक्षात् विष्णुमा निष्काम भक्ति था यछे फळनी आकाक्षावाळा आर्त आदिकनीज भक्ति सकाम छे निष्कामने तो स्वयप्रयोजन (फळ)रूप भक्ति थाय छे आवी भगवद्भक्ति भागवत भक्तिपर्यंत पहोचनारी अने देहिमात्रना त्रण तापना अभिघातनी उप शाति करवानी इच्छारूप सर्व भूतोनी उपर अनुकपा करनारी थाय छे आवी अनुकंपाए करीने जाति वृत्त के विद्यानी अपेक्षा राख्या विना सर्व कोइने भगवत्सन्मुख करवामा प्रयत्न करेछे. ते आ भगवान् दयानिधि सन्मुख थवामात्रथी पण रक्षा करेछे तो आ रीते उत्तरोत्तर परिपाकने पामता धर्मादिवडे तुरत भगवान् प्रसन्न थायछे जेणे करीने आ सर्व बन्धनोने समुच्छिन्न करीने कोइपण परमानदने अनुभवे छे ॥८८-९०॥

भगवत्सन्मुखतानी प्रशसा करेछे—अनादि अनत कर्मगतिना परवश

गु स इति ज्ञातव्यं नात्र संशयः ॥९०॥ नृदेहं दुर्लभं लब्ध्वा जीवाः सदुपदेशतः । हर्युन्मुखा ये जायन्ते ते तरन्ति भवाम्बुधिम् ॥९१॥ चिन्तामणिसमो ज्ञेयो नृदेहोऽयं विचक्षणैः । स्वर्गो मोक्षस्त-

પણાને લીધે પશુપક્ષ્યાદિ અસંખ્યાત ભિન્નભિન્ન યોનિમાં ભમતા જીવને આ નરદેહ મળવો બહુ દુર્લભ છે. જ્યારે પુણ્યના પરિપાકથી દુર્લભ નરદેહની લબ્ધિ થઈ ત્યારેપણ જો પશુની પેઠે વિવેક વિના વર્તે તો મનુષ્યનો જન્મ વ્યર્થ થાય છે. માટે દુર્લભ નરદેહને પામેલા જીવોમાં જેઓ સુકૃતાતિશયથી સત્સંગ પામીને તે સંતોના સદુપદેશથી ભગવાનને સન્મુખ થાયછે તે આ જીવો તુરત દુસ્તર એવાપણ ભવસાગરને સુખેથી તરી જાય છે ॥૯૧॥ નરદેહની બે શ્લોકથી પ્રશંસા કરેછે-વિચક્ષણ-પુરૂષાર્થનાં સાધનોનું વિવેચન કરવામાં કુશળ એવા પુરૂષોએ આ નરદેહ ચિંતામણિ સમાન સમજવો. ચિંતામણિસમાનતાને સ્પષ્ટપણે નિરૂપણ કરેછે—સ્વર્ગાદિ જે પારલૌકિક ફળ છે, તેનાથી બીજું જે પશુ પુત્ર ક્ષેત્રાદિ અલૌકિક ફળ છે અને જે મોક્ષ છે આમાં જે જે ઇપ્સિત હોય તે સર્વ આ નરદેહથી મેળવી શકાય છે. માટે આ નૃદેહ ચિંતામણિની માફક આર્થિજનોની અભ્યર્થનાને અનુસારે ફળને પ્રસવે છે પણ સ્વતઃ નિયમિત એક ફળને પ્રસવતો નથી. (બીજા તો એક એક ફળને પ્રસવે છે પણ સર્વે ફળને નહિ )તો ચિંતામણિની પેઠે આ નરદેહ પુરૂષાર્થની લિપ્સાવાળા સર્વે કોઇએ આદર કરવા યોગ્ય છે. બીજા જે દેહો છે તે તો ભવસાગરના મધ્યમાં પડેલા જીવોને સંમૂર્છના કરનારા તથા જન્મ મરણાદિરૂપ તરંગના આઘાત અને પ્રત્યાઘાતરૂપજ છે. નરદેહતો નૌકાજ છે. નિપુણ નાવિકે ચલાવેલી, અનુકૂળ પવને પ્રેરેલી નૌકા પોતામાં બેઠેલા જનોને સાગર પાર ઉતારે છે. આ નરદેહ પણ જો ભગવાનરૂપ અનુકૂળ વાયુ હોય અને કુશળ ગુરુરૂપ નાવિક હોય તો પોતામાં બેઠેલા જીવને ભવસાગરમાંથી તારેજ છે. આ સ્થળે અનુકૂળતા તો પવન સ્થાનીય ભગવાનની કૃપાજ જાણવી. એમ કહેવાથી જે ગુરૂ ભગવત્કૃપાનો અનાદર કરી સ્વયં આત્મબળથી તારવા ઇચ્છે છે તેતો અકુશળ નાવિકની પેઠે ભવસાગરમાં જીવને ડુબાડીજ દે છે. (તો તેવા જે હોય તે ગુરૂપદને

दन्यद्वा सेप्सितं प्राप्यतेऽमुना ॥९२॥ भवाब्धौ प्लव एवासौ गुरुर्यस्यास्ति नाविकः । अनुकूलो मरुत्कृष्णस्तेनार्थे को न साधयेत् ॥९३॥ सुखं वैषयिकं यत्तद्देहेषु निखिलेष्वपि । सामान्यमस्तीति बुधो नृदेहस्थो हरिं भजेत् ॥९४॥ कालाहितुण्डपतितं देहं च क्षणभङ्गुरम् । विदित्वा बुद्धिमानत्र स्वार्थं संसाधयेद्द्रुतम् ॥९५॥ स्वस्य या नरदेहस्य प्राप्तिर्देवार्थितस्य वै । इयमेव कृपा

---

યોગ્ય નથી એમ જણાવ્યું છે ) જેમ અનુકૂળ પવન હોય પણ જો નાવિક ન હોય તો નૌકા તારવા માટે સમર્થ થાયજ નહિ, તેમ ભગવાનની કૃપારૂપ અનુકૂળતા હોય પણ જો સદ્‌ગુરૂસમાગમ ન હોય તો આ નરદેહ સંસાર-સાગર સંતારવા સમર્થ થાય નહિ. આટલો વિશેષ છે કે-જો ભગવાનરૂપ અનુકૂળ પવન હોય તો કાળે કરીને સદ્‌ગુરૂના યોગને પણ સંપાદન કરે. માટેજ 'सा काष्ठा सा परा गतिः' ( અર્થ-પરમાત્માજ સાધનોમાં છેવટનું પરિપૂર્ણ સાધન અને પરમ ગતિ છે ) એમ શ્રુતિ કહેછે. તો આવા નરદેહથી પરમપુરૂષાર્થને કોણ ન સાધી લે ? સર્વ કોઈ સાધીજ લે ॥૯૨-૯૩॥

પશુ પક્ષી આદિકનું શરીર જેમ આહાર નિદ્રા મૈથુનાદિક ભોગમાંજ એક પર્યવસાનવાળું છે એમ મનુષ્ય શરીર નથી એમ કહેછે—જે શબ્દાદિ વિષયોના ઉપભોગથી આવતું સુખ છે તેતો તેતે વિષયોને ગ્રહણ કરનારાં ઇન્દ્રિયોની સંપત્તિમાત્રની અપેક્ષાવાળુ પશુપક્ષ્યાદિ સમગ્ર યોનિને સાધારણ છે પણ નરદેહને અસાધારણ નથી. તો નરદેહનું બીજા દેહો થકી વિલક્ષણપણું વિચારતા પુરૂષે મોક્ષના સાધનમાંજ પ્રયત્ન કરવો. મોક્ષનું સાધનતો હરિભજનજ છે. માટે નરદેહને પામીને બુધ જને હરિભજન કરવું 'विषयतो विरतिश्च हरौ रतिः' એમ ભાગવતમાં કહ્યું છે ॥૯૪॥ 'અંતિમ અવસ્થામાં મોક્ષમાટે યત્ન કરીશું, હમણાં શી ત્વરા છે?' એમ માનીને બેસી રહેવું નહિ એમ હવે કહેછે—'આ દેહ સ્વતઃ ક્ષણભંગુર-અસ્થિર છે, તેમાં પણ મૃત્યુના મુખમાં પડેલો છે' એમ નિશ્ચય કરીને તત્કાળ પોતાને જે અનુકૂળ અર્થ મોક્ષરૂપ છે તેને બુદ્ધિમાન્ મનુષ્ય સિદ્ધ કરી લે. એમાં વિલંબ કરવો નહિ, તેમાં 'गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्' એવું

क्षेया तदीया तु विचक्षणैः ॥९६॥ लब्ध्वाऽपि तं च तद्भक्तौ नियमैर्धर्मपालने । हेतुं वदन्ति ये कालं प्रारब्धं वा कृपां हरेः ॥९७॥ अपौरुषास्तु ते मूढा असह्यैरपि जन्मभिः । लभन्ते नैव तं क्वापि

વચન છે ॥૯૫॥ એરીતે નરદેહનો ઉત્કર્ષ જાણનારા વિચક્ષણ નરોએ જે આ નરદેહની પ્રાપ્તિ થઈ છે એજ ભગવાનની કૃપાનું ફળ છે એમ નિશ્ચય કરીને તેમના કૃપાપ્રસરણને અનુગુણ એવા નિઃશ્રેયસના સાધનમાં પ્રયત્ન કરવો, એવા અભિપ્રાયથી કહેછે–દેવતાઓએપણ નરદેહની પ્રાર્થના કરેલી છે, કેમકે–કલ્યાણના સાધનોમાં અત્યત ઉપયોગી છે, તેની જે આ પ્રાપ્તિ થઈ છે એજ ભગવાનની અપાર કૃપાજ છે; એમ વિચક્ષણ પુરૂષોએ જાણવું ॥૯૬॥ બે શ્લોકથી આળસુઓની નિંદા કરેછે–ભગવાને કૃપા કરીને આપેલા, કલ્યાણમાં અત્યત ઉપયોગી એવા નરદેહને પામીને પણ કેટલાક મૂઢ આળસુઓ કહેછે કે–'હે આયુષ્મન્! કાળજ ચક્રની પેઠે પરિવર્તતાં કદાચિત્ તને સંસારમાંથી મુકાવશે. કાળ પ્રતિકૂળ હોય તો કિંચિત્ પણ સિદ્ધ થાય નહિ. ભક્તિ ધર્મ કે જ્ઞાન ઇત્યાદિ સાધન પણ કાળે કરીનેજ સિદ્ધ થાય છે, તો સાધનની શી જરૂર છે ? માટે સુખેથી બેસી રહેવું' એમ કહેછે તે આ કાળવાદી આળસુઓ જાણવા. બીજાઓતો 'સોએ સો પ્રયત્ન કરવાથી શું થાય? પ્રારબ્ધને રોકવા માટે કોણ સમર્થ થાય ? અનુકૂળ પ્રારબ્ધ પરિપકવ થતાં મોક્ષ થશે, માટે તો મૌન થઈ સુખેથી બેસી રહો,' એમ કહેછે, તે આ પ્રારબ્ધવાદી જાણવા. ત્રીજા તો પ્રપન્નાભાસો–સાધનોના અનુષ્ઠાનની શી જરૂર? ભગવાન્ સ્વતંત્ર છે તે જો કૃપા કરે તો મોક્ષ થાયજ, ન કરે તો ન થાય. તો તેમની એક કૃપાની વાટ જોતા થકા કોઈ પણ વ્યાપાર કર્યા વિના સુખેથી બેસી રહેવું; એમ કહેછે. તે આ કૃપાવાદી જાણવા. તે આ સર્વે પુરૂષપ્રયત્ન નહિ કરનારા આળસુ અને મૂઢો–કાળાદિ કારણવાદનું તાત્પર્ય નહિ જાણનારા છે. તેઓ સો જન્મે કરીને પણ સંસારસાગરને નહિ તરશે કિંતુ તેમાંજ પડ્યા રહેશે. આ સ્થળે આટલું જાણવું–કાળ પ્રારબ્ધ અને કૃપા કારણ છે માટે આ શાસ્ત્રીય અર્થનો નિષેધ અમો કરતા નથી. કેમકે કાર્ય વિશેષમાં કાળાદિ વિશેષનો સામગ્રીમાં અંતઃપાત છે ( કોઈ કાર્યમાં કાળાદિ

चम्भ्रम्यन्ते च संसृतौ ॥९८॥ तस्माद्भवद्भिः सततं स्वधर्मनियतस्थितैः । उत्साहेनैव कर्तव्या तद्भक्तिः श्रद्धयान्वितैः ॥९९॥ स्नानं ध्यानं हरेः पूजा जपश्च गुणकीर्तनम् । सत्सङ्गश्चेति सर्वेषां षट्कर्माणि दिनेदिने ॥१००॥ यावद्देहस्मृतिर्वः स्यात्स्वस्वधर्मा मयोदिताः । तावन्नैते क्वचित्त्याज्या इत्याज्ञा मेऽस्ति सत्तमाः! ॥१०१॥ सुव्रत उवाच—जगद्गुरोर्भगवतः साक्षात्तस्येति भारतीम् । सच्छास्त्रसम्मतां श्रुत्वा ते सर्वे मुदमाप्नुवन् ॥१०२॥ एवमेवाचरिष्यामो वयं सर्वेऽपि सत्पते! । इत्युक्त्वा ते भगवते तस्मै प्रीत्या ववन्दिरे

કારણ છે ) એટલામાત્રથી કારણકલાપને ત્યાગ કરી કાળમાત્ર કે પ્રારબ્ધ માત્ર ફળ આપનારા નથી. જે ભગવત્કૃપા મોક્ષના સાધનભૂત છે તે તો નિમિત્ત ભક્તિયોગની અપેક્ષા રાખે છે એટલે ભક્તિયોગ કરે તો ભગવત્કૃપા થાય. નિમિત્તની અપેક્ષા વિના જો ભગવત્કૃપાનો પ્રવાહ પ્રસરે તો ઉન્મત્ત ગજના ચેષ્ટિત જેવું ભગવાનનું ચેષ્ટિત ગણાય માટે ભગવાનની કૃપાથી સંપાદન કરવા યોગ્ય ભક્તિયોગ છે, તેની સિદ્ધિ માટે ધર્મનું અનુષ્ઠાન અવશ્ય કરવુંજ જોઈએ ॥૯૭-૯૮॥ માટે તમારે સર્વેએ નિયમથી પોતપોતાના વર્ણાશ્રમાનુસારી ધર્મો તથા પારમૈકાંતિક વિશેષધર્મો અવશ્ય અનુષ્ઠાન કરવા. અને તેના નિત્ય અનુષ્ઠાનપૂર્વક શ્રદ્ધા અને ઉત્સાહથી ભગવાનનું ભજન કરવું ॥૯૯॥ હવે સર્વ સત્સંગિવૈષ્ણવોને પ્રતિદિન અવશ્ય કરવાનાં ષટ્કર્મો કહેછે—સ્નાન, ધ્યાન, હરિપૂજા, જપ, ગુણકીર્તન અને સત્સંગ આ છ કર્મો તમો સર્વેને સાધારણ પ્રતિદિન કરવાના કહ્યાં ॥૧૦૦॥ હે સત્તમા ! જ્ઞાનમાં અધિકાર પ્રાપ્ત થયો હોય અને ભક્તિયોગની પરિપૂર્તિ થઈ હોય તોપણ મેં કહેલા જે આ સ્વસ્વધર્મો છે તે જ્યાસુધી તમારે દેહમાં સ્મૃતિ અનુવર્તે ત્યાંસુધી ક્યારેય પણ ત્યાગ કરવા નહિ. પરંતુ પાળવાજ. આવી મારી આજ્ઞા છે ॥૧૦૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! જગદ્ગુરૂ ભગવાન્ સાક્ષાત્ શ્રીહરિની સચ્છાસ્ત્રના સારસંગ્રહરૂપ આવી વાણી મુકુંદાનંદાદિ સર્વે ભક્તો સાંભળીને મહા આનંદને પામ્યા અને 'હે સત્પતે ! અમો સર્વેપણ આપની આજ્ઞાને અનુસારે ધર્મોને આચરીશું' એમ કહીને ભગવાન્ શ્રીહરિને પરમ પ્રેમથી પ્રણામ કરવા લાગ્યા

॥१०३॥ तदाज्ञायां वर्तमानाः साक्षाच्छ्रीकृष्णमेव तम् । जानन्तस्ते दृढं श्रित्वा सर्वभावेन भेजिरे ॥१०४॥ नारायणमुनेर्गीतामेतां जनहितावहाम् । यः पठेच्छृणुयाद्वापि प्राप्नुयात्स निजेप्सितम् ॥१०५॥ एषा महाकल्पलता मनोवाञ्छितपूरणी । सर्वेषां प्राणिनां सेव्या सर्वथा स्वहितार्थिनाम् ॥१०६॥ एषा हि सर्वशास्त्रेभ्यो गीता ज्ञेया गरीयसी । यन्निःसृता स्वयं साक्षान्नारायणमुखाम्बुजात् ॥१०७॥ य आचरन्तीह सनातनं श्रीनारायणेन स्वयमेव गीतम् । यथाधिकारं सततं स्वधर्मं प्राप्तं हि तैरेव फलं नृजातेः ॥१०८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे श्रीनारायणगीतानिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

---

॥१०२-१०३॥ અને શ્રીહરિનેજ 'સાક્ષાત્ શ્રીકૃષ્ણજ ધર્મરક્ષણ માટે અવની ઉપર અવતર્યા છે' એમ નિશ્ચય કરીને તેમનો અચળપણે આશ્રય કરી તેમની આજ્ઞામાં અનુવર્તતાથકા અનન્યભાવથી ભજવા લાગ્યા ॥૧૦૪॥ આ જનહિતકારી ગીતા નારાયણમુનિ–મુનિરૂપથી અવતરેલા નારાયણ સાક્ષાત્ શ્રીકૃષ્ણની છે, એજ સાક્ષાત્ શ્રીકૃષ્ણે સદ્ધર્મ સરક્ષણ માટે અવતરીને નારાયણમુનિ નામથી વિખ્યાત થઈ પોતેજ છન્દોબદ્ધ આ ગીતા પોતાના મુખારવિન્દથકી પ્રકાશ કરી છે. જે જન પાઠ કરે અથવા સાંભળે તે પોતાના ઇપ્સિતને પામે ॥૧૦૫॥ આ ગીતા મહાકલ્પલતા છે, કારણ કે કલ્યાણમાં કારણ છે. કલ્પલતાઓથકી વિલક્ષણ છે માટે મહાકલ્પલતા છે. સર્વ કોઈ મનુષ્યોના મનોવાછિતને પૂરનારી છે પોતાના પરમાનદરૂપ પરમ હિતને જેઓ ઇચ્છે તેમણે વિશેષપણે સેવવા યોગ્ય છે ॥૧૦૬॥ આ ગીતા સર્વ શાસ્ત્રોની અપેક્ષાએ અતિશય મોટી જાણવી, કારણ કે–સાક્ષાત્ સ્વય ભગવાન્ નારાયણમુનિના મુખકમળથકી નીકળી છે ॥૧૦૭॥ હે રાજન્ ! આ લોકમાં જે જનો ભગવાન્ નારાયણમુનિએ પોતેજ કહેલા સનાતન સ્વધર્મને યથાધિકાર નિરતર આચરે છે તેમણેજ નરદેહનું ફળ મેળવ્યું છે. બીજા–આ ઉપદેશને નહિ સાંભળનારા અને આ ઉપદેશની અવજ્ઞા કરનારાઓએ નથીજ મેળવ્યું ॥૧૦૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે શ્રીનારાયણગીતાનિરૂપણનામા સપ્તમોઽધ્યાયઃ ॥૭॥

सुव्रत उवाच—स्वस्वस्थानं ततो गन्तुं गृहिणो हरिरादिशत् । सयोषास्ते प्रयान्ति स्म निजदेशान्प्रणम्य तम् ॥१॥ मुकुन्दमुक्तानन्दादींस्त्यागिनः कतिचित्तु सः । अरक्षत्सान्तिके स्वामी मानयन् गौरवेण च ॥२॥ अन्यांस्तु त्यागिनो भूमावज्ञबोधाय यूथशः । गन्तुमाज्ञापयामास नानादेशान्नराधिप ! ॥३॥ ततः पौरांश्च भूपालं स्थातुं धर्माध्वनि प्रभुः । आज्ञाप्यानुगतः शिष्यैः कालवार्णी पुनर्ययौ ॥४॥ स्वावासमकरोत्तत्र गृहे जीवनशर्मणः । तत्रत्या बहवो भक्ताश्चक्रुस्तत्सेवनं नृप ! ॥५॥ मेघलक्ष्मणभीमाश्च रघुना-

## [1]અધ્યાય ૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ધર્મોપદેશ આપ્યા પછી શ્રીહરિએ પોતાના ગૃહસ્થ ભક્તોને પોતપોતાના સ્થાનપ્રત્યે જવાની આજ્ઞા આપી. ભગવાને આજ્ઞા આપેલા તે ભક્તો સ્ત્રીયોની સાથે ભગવાનને પ્રણામ કરી તેમની આજ્ઞા પામી પોતપોતાના દેશમાં ગયા ॥૧॥ મુકુદાનંદ મુક્તાનંદ આદિક કેટલાક પોતાના સમ્લેષમાંજ એક રસિક ત્યાગિઓને તો તેમની ભક્તિના ગૌરવથી સત્કાર કરતા થકા પોતાનીજ પાસે રાખ્યા ॥૨॥ હે નરાધિપ ! આ થકી બીજા જે સાધુ બ્રહ્મચારી ત્યાગિઓ હતા તેમને તો પૃથ્વી ઉપર ત્રણ તાપથી પરાભવ પામેલા અજ્ઞાનિ જનોને ઉપદેશ આપી સમુજ્જીવન કરવા નાના દેશોમાં મંડળ બાંધી જવાની આજ્ઞા આપી ॥૩॥ તેપછી પ્રભુ શ્રીહરિ માંગરોળ પુરવાસી જનો અને તે પુરના રાજા વજ્રદીનને 'ધર્મમાર્ગમાં વર્તવું' એમ આજ્ઞા આપી, પોતાના ચરણાશ્રિત બીજા જનોનું સમુજ્જીવન કરવા મુકુદાનંદાદિ શિષ્યાએ પાછળ ગતિ કર્યાંથકા ફરીથી કાળવાણી ગ્રામે પધાર્યા ॥૪॥ હે નૃપ ! તે ગ્રામમાં જીવનશર્મા વિપ્રના ઘરમાં પોતાનો ઉતારો કર્યો. તે ગામના બહુ ભક્તો સશિષ્ય શ્રીહરિની સેવા યથાસમય યથોચિત કરવા લાગ્યા ॥૫॥ પાંચ શ્લોકથી તે ભક્તોને નામથી નિ-

[1] આ અધ્યાયમા ભગવાને પોતાની ભક્તિની અભિવૃદ્ધિમાટે કૃપાથી પ્રકાશ કરેલી નાનાવિધ યોગકળાઓના ઉપદેશનો અનુવાદ કર્યો છે.

थास्वयादवाः । जयरामादयो विप्रास्तमसेवन्त भक्तितः ॥६॥ वैश्याश्च भक्ता धनिनस्तमसेवन्त सानुगम् । पर्वतास्यस्तत्र मुख्यस्तथा राजभयाभिधः ॥७॥ जीवराजस्तथोन्मत्तो ज्येष्ठौ द्वौ मूलजित् हृदः । खड्गो वास्तुर्नृसिंहश्च ज्येष्ठजुष्टौ सहोदरौ ॥८॥ कृष्णो द्वौ माधवावम्बः केशवो लक्ष्मणस्तथा । विश्रामप्रमुखाश्चान्ये बहवस्तं सिषेविरे ॥९॥ तेजस्वती मघा फुल्ला हीरजीवन्तिकादयः । योषितो भक्तिमत्यस्तं भगवन्तमुपासत ॥१०॥ एते सहस्रशोऽन्ये च तस्यैव कृपया विभोः । समाधिनिष्ठास्तत्रासन् सर्वे योगकलाविदः ॥११॥ क्रमसाधितयोगाङ्गा योगिनः प्राप्तसिद्धयः ।

દેશ કરેછે-મેઘો, લક્ષ્મણ, ભીમો, રઘુનાથ, અબારામ, જાદવજી, જયરામ આદિક વિપ્રો શ્રીહરિની ભક્તિથી સેવા કરવા લાગ્યા ધનાઢ્ય વૈશ્ય ભક્તો અનુયાયિ-શિષ્ય જનોએ સહિત શ્રીહરિની સેવા કરવા લાગ્યા તેમા પ્રમુખ પર્વતભાઈ, રાજાભાઈ, જીવરાજ, ઘેલાશા નામથી પ્રસિદ્ધ વણિક, જેઠો નામના બે, મુળજી, હૃદનામે, ખોડો, વાસ્તુ, નરસિંહ, જેઠો જુઠો બે સગા ભાઇઓ, કૃષ્ણ નામનો, માધવ નામના બે, આંબો, કેશવ, લક્ષ્મણ, વિશ્રામ આદિક અને આ થકી બીજા બહુ વૈશ્ય હરિજનો ભગવાન્ શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તેજસ્વતી, મઘા, ફુલા, હીરૂ, જીવતિકા આદિક ભગવાનમાં ભક્તિવાળી સ્ત્રીયો ભગવાન્ શ્રીહરિની સેવા કરવા લાગી ॥૬-૧૦॥ આ પૂર્વોક્ત ભક્તો અને આ થકી બીજા પણ હજારો હજાર ભક્તજનો તે ગામમાં એજ ભગવાનની નિષ્કારણ કરૂણાથીજ યમ નિયમ આસન પ્રાણાયામ આદિક સમગ્ર યોગકળાને જાણનારા તથા હઠયોગની કળાઓને જાણનારા અને સમાધિમા સમર્થ થયા હતા ॥૧૧॥ અનેક કાળથી સતત કરેલા અભ્યાસાતિશયથીજ એક સાધ્ય એવી પણ યોગસિદ્ધિ આ ભક્તોને ભગવાનની કૃપાથી તત્કાળ સિદ્ધ થઈહતી એમ કહેછે—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ અષ્ટાંગ યોગમાં જે યમાદિ અંગો છે તે તો એકદમ સિદ્ધ થાય તેવાં નથી તેમ અલ્પ કાળથી સિદ્ધ થાય એવા નથી, કિંતુ અનુક્રમે કરીને અને બહુ કાળે કરીને ( જેમાં અતિશય

यथा स्युस्तादशा ह्येते सद्यस्तत्कृपयाऽभवन् ॥१२॥ प्राणसंयमने देहधारणे त्यजनेऽपि च। स्वातन्त्र्यं लेभिरे ह्येते बालकाश्चापि केचन ॥१३॥ स्वस्वरूपे समाधिं तान् सद्वशोऽकारयद्यदा। स्वतन्त्रः स जनस्वामी तदाश्चर्यमजीजनत् ॥१४॥ सद्यः समाधिमाप्तानां पुंसां स्त्रीणां तथा पृथक्। बभूवुः पङ्क्तयस्तत्र शतशश्च सहस्रशः ॥१५॥ केचित्सिद्धासनस्थाश्च केचित्पद्मासनस्थिताः। जनाः केचित्तु वीराख्यमासनं तत्र चाश्रिताः ॥१६॥ केचिद्वज्रासनं केचित्स्वस्तिकासनमास्थिताः। केचिच्छयासनस्थाश्च तत्राऽऽसन्नृपते! जनाः ॥१७॥ काष्ठानामश्मनां वापि प्रतिमा इव

---

અભ્યાસ કર્યો હોય એવા ) થાય છે, તો યમ નિયમાદિ પર્વાનુક્રમથી જેમણે યોગનાં અંગો સિદ્ધ કર્યા હોય તે યોગિઓને સમાધિરૂપ યોગસિદ્ધિ પ્રાપ્ત થાય છે આવા અનુક્રમે અભ્યાસ કર્યા વિનાજ ભગવાનથી કૃપાથી યોગિઓના જેવીજ પૂર્વોક્ત ભક્તો તત્કાળ સમાધિ સિદ્ધિને પામી ગયા હતા ॥૧૨॥ યોગનું ઐશ્વર્ય કહેછે—આ ભક્તો પ્રાણનિરોધમા તથા ભીષ્માદિકની પેઠે સ્વચ્છદપણે અભીષ્ટ કાળ સુધી દેહ ધારણમાં તથા દેહના ત્યાગમાં પણ કૃપાથી સ્વતન્ત્રતાને પામ્યા હતા. બીજા કેટલાક બાળકો પણ આવા ઐશ્વર્યને પામ્યા હતા ॥૧૩॥ સર્વના સ્વામી સ્વતન્ત્ર શ્રીહરિએ જ્યારે ભક્તજનોના સઘને સર્વ કારણના કારણ સ્વસ્વરૂપમાં સમાધિ કરાવી ત્યારે બીજા જોનારા જનોને અતિશય આશ્ચર્ય ઉપજાવ્યું હતું ॥૧૪॥ એ રીતે ભગવાને કૃપાથી તત્ક્ષણ સમાધિને પમાડેલા સોએ સો હજારો હજાર સ્ત્રી પુરૂષોની પૃથક્ પૃથક્ પક્તિઓ કાળવાણી ગામમાં થઈ હતી ॥૧૫॥ સમાધિનિષ્ઠોના આસનોની વિવિધતા કહેછે—હે નૃપતે! તેમાં કેટલાક જનો સિદ્ધાસન વાળીને બેઠા હતા તો કેટલાક પદ્માસન કરીને બેઠા હતા તો કેટલાક વીરાસન વાળીને બેઠા હતા તો કેટલાક જનો વજ્રાસન વાળીને બેઠેલા હતા તો કેટલાક સ્વસ્તિકાસનને આશરેલા તો કેટલાક શયાસન કરીને રહેલા હતા ॥૧૬-૧૭॥ આ સર્વે જનો સમાધિની સમુત્કૃષ્ટ સ્થિતિને પામેલા હોવાથી કાષ્ઠોની કે પાષાણોની પ્રતિમા હોય ને શુ? એવા અગચેષ્ટાએ ર-

तेऽखिलाः । निश्चेष्टाः समजायन्त समाधेः परमत्वतः ॥१८॥ तत्र काँश्चित्तु यामान्ते समुत्थापयति स्म सः । काँश्चिद्यामद्वयान्ते च दिनान्तेऽपि च कांश्चन ॥१९॥ काँश्चिद्दिनद्वयान्ते च पक्षान्तेऽपि च कांश्चन । मासान्ते वा द्विमासान्ते त्रिमासान्तेऽपि कांश्चन ॥२०॥ काँश्चिन्मासचतुष्कान्ते व्युदस्थापयदीश्वरः । काँश्चित्तु दृष्टिमात्रेण काँश्चिच्छब्देन वा हृदा ॥२१॥ यः समाधिपरानन्दास्वादलोभेन कश्चन । पुनर्बहिर्निजं देहं तेनाऽऽहूतोऽपि नाऽऽययौ

---

हित थई गया हता. 'काष्ठ तथा पाषाण' એम બे દृष्टांतो ग्रહણ કર્યા છે તે નિશ્ચેષ્ટપણાની દૃઢતા માટે છે ॥૧૮॥ તે સમાધિસ્થ જનોમાંથી કેટલાકને ભગવાને એક પહોરને અંતે સમાધિમાંથી ઉઠાડ્યા, કેટલાકને એક દિવસને અંતે, કેટલાકને બે દિવસને અંતે, કેટલાકને એક પક્ષને અંતે, તો કેટલાકને એક માસને અંતે, તો કેટલાકને બે માસને અંતે, તો કેટલાકને ત્રણ માસને અંતે, તો કેટલાકને ચાર માસને અંતે પણ સમાધિમાંથી ઉઠાડ્યા હતા. આમ કેમ સંભવે ? તો સ્વયં ઈશ્વર છે. યોગમાર્ગનો અણુપણ અભ્યાસ નહિ કરેલા એવાને પણ પોતાના ઐશ્વર્યબળથી જેમ સમાધિ સંપાદન કરાવી તેમજ સમાધિમાંથી પણ ઉઠાડ્યા. તે જનોતો સમાધિમાં જવા માટે અને તેમાંથી પાછા બહાર આવવા માટે અસમર્થ હતા. સમાધિમાંથી બહાર લાવવામાં આ ભગવાનને કશો પ્રયાસ થયો ન હતો. કવચિત્ સંબોધનશબ્દમાત્ર તો કવચિત્ દૃષ્ટિમાત્ર તો કવચિત્ સંકલ્પમાત્ર સાધન હતું. એટલે કેટલાકને તેનું નામ દઈ બોલાવવામાત્રથી તો કેટલાકને કેવળ દૃષ્ટિમાત્રથી તો કેટલાકને તો મનના સંકલ્પમાત્રથી ઉઠાડ્યા હતા. આ સ્થળે 'ત્રણ માસને અંતે ચાર માસને અંતે સમાધિમાંથી ઉઠાડ્યા' એમ જે કહ્યું છે તે બીજા સ્થાનમાં જાણવું, કેમકે આગલ્યા અધ્યાયમાં કાળવાણીમાં શ્રીહરિ બે માસ રહ્યા હતા એમ કહ્યુછે, આ સ્થળે તેમ જે કહ્યું છે તે તો સમાધિપ્રકરણના પ્રસંગથી જાણવું ॥૧૯-૨૧॥ જે કોઈ સમાધિસ્થ જન સમાધિમાં પરમાત્માના પરમાનંદને પામીને તેના અતિશય આસ્વાદ લોભને લીધે ભગવાને બહાર બોલાવ્યો છતાં પણ સમાધિમાંથી

॥२२॥ तादात्म्येनैव योगेन तमपि प्रसभं प्रभुः । आनिनाय पुनः शीघ्रं महायोगेश्वरत्वतः ॥२३॥ यो योऽभूद्युत्थितो भक्तो यद्यत्तेन समीक्षितम् । समाधौ तत्तदखिलं सदःस्थान् स स ऊचिवान् ॥२४॥ वार्तां ब्रह्मपुरस्यैके भक्ताश्चक्रुरलौकिकीम् । श्वेतद्वीपस्य केचिच्च वैकुण्ठस्य च केचन ॥२५॥ गोलोकस्योचिरे केचिद्दिव्यमैश्वर्यवैभवम् । त्रिलोक्यां देवदैत्यादिस्थानवार्ताश्च केचन ॥२६॥ समाधिदृष्टं प्रकृतिपुंसो लोकं च केचन । ऐश्वर्यवैभवं चापि कथयामासुरञ्जसा ॥२७॥ लोकैश्वर्यप्रतापादि केचित्सङ्कर्षणस्य च । प्रद्युम्नस्योचिरे केचिदनिरुद्धस्य केऽपि च ॥२८॥ चतुर्वि-

બહાર પોતાના દેહમાં ફરી આવ્યો નહિ, તેને પણ પોતાના તાદાત્મ્યયોગ–સર્વાન્તરાત્મારૂપ તાદાત્મ્ય યોગબળથીજ બળાત્ સમાધિમાંથી ફરીથી ઝટ ઉઠાડ્યો હતો. આ શ્રીહરિ પ્રભુ સ્વયં મહાયોગેશ્વર છે, એટલે એમને કાંઈ પણ દુષ્કર નથી ॥૨૨-૨૩॥ જે જે ભક્તજન સમાધિમાંથી ઉઠ્યો તેણે તેણે સમાધિમાં પોતે જે આશ્ચર્ય અનુભવ્યું છે, સમગ્ર તે આશ્ચર્ય સભામાં બેઠેલા જનો પ્રત્યે કહેવા લાગ્યો ॥૨૪॥

એજ સમાધિમાં અનુભવેલા આશ્ચર્યનો કથનપ્રકાર દશ શ્લોકથી કહે-છે—કોઈ ભક્તોએ બ્રહ્મપુરની અલૌકિક વાર્તા કહી સંભળાવી. કોઇએ શ્વેતદ્વીપની વાર્તા કહી. કોઇએ વૈકુંઠની વાર્તા કહી. કોઇએ ગોલોકનો દિવ્ય ઐશ્વર્ય વૈભવ કહ્યો. કોઇએ ત્રિલોકીમાં રહેલા દેવ દૈત્યાદિકનાં સ્થાનોની વાર્તા કહી. કોઇએ સમાધિમાં જોએલો પ્રકૃતિપુરૂષનો લોક તથા તેમાં રહેલો ઐશ્વર્ય વૈભવપણ યથાર્થપણે કહ્યો. કોઇએ સંકર્ષણનાં લોક ઐશ્વર્ય પ્રતાપાદિ, કોઇએ પ્રદ્યુમ્નનાં કોઇએ અનિરૂદ્ધનાં લોક ઐશ્વર્ય પ્રતાપાદિ કહ્યું. કોઇએ પ્રકૃતિ મહત્તત્ત્વ આદિક તેતે તત્ત્વના અભિમાની તેતે દેવતાઓનાં સમાધિમાં ભિન્ન ભિન્ન જોએલાં લોક ઐશ્વર્યાદિ યથાર્થપણે સભામાં કહ્યું. કોઈ ભક્તો ત્રિલોકીની અંદર જે ભગવાનનાં બદરિકાશ્રમ આદિક સ્થાનો છે તેની વાર્તા કરવા લાગ્યા. કોઈ ભક્તો લોકાલોકાચળ થકી બહાર રહેલા સ્થાનોની વાર્તા કરવા લાગ્યા. કોઈ ભક્તો તેતે અનંત બ્રહ્માંડમાં બ્રહ્માદિ

शातितत्त्वानां लोकेश्वर्यादि केचन । प्राहुः पृथक् पृथग्दृष्टं यथावत्तत्र संसदि ॥२९॥ त्रिलोकीस्थहरिस्थानवार्ताश्चक्रुश्च केचन । केचिल्लोकालोकबहिःस्थानवार्ताश्च चक्रिरे ॥३०॥ केचित्त्वनन्तब्रह्माण्डब्रह्मविष्णुशिवक्रियाः । उत्पत्त्याद्याः क्रमेणाहुस्तत्रस्थं चातिवैभवम् ॥३१॥ देवदैत्यनरादीनां तत्र तत्र च याः क्रियाः । आश्चर्यरूपास्ताः सर्वाः कथयामासुरीक्षिताः ॥३२॥ ब्रह्माण्डरचनां सर्वां यथादृष्टां च केचन । वर्णयामासुरेके च स्वदेहरचनामपि ॥३३॥ भूगोलस्य च संस्थानं खगोलस्याखिलस्य च । यथावत्कथयामासुः केचित्तत्र नराधिप ! ॥३४॥ तेषां तथाविधा वाचः शृण्वन्नारायणो मुनिः । चक्रे तत्तद्योगवतां पक्वापक्वत्वनिश्चयम् ॥३५॥ यस्य यस्य च तत्राभूदपक्वा योगधारणा । तं तं पुनस्तदुचितां कारयामास धारणाम् ॥३६॥ प्राणानामथ नाडीनां स्वातन्त्र्येण पुनः पुनः । सङ्कोचनं विकासं च शिक्षयामास कांश्चन

ત્રણ મૂર્તિઓએ કરાતી સૃષ્ટિ સ્થિતિ સહારરૂપ ક્રિયાઓ તથા તેમના તેમના લોકમાં રહેલો અતિશય વૈભવ અનુક્રમથી કહેવા લાગ્યા ॥૨૫-૩૧॥ કોઈ ભક્તો તે તે બ્રહ્માંડમાં રહેલા દેવ, દૈત્ય, નરો આદિકની આશ્ચર્યરૂપ જે ક્રિયાઓ દેખી છે તે સમગ્ર કહેવા લાગ્યા ॥૩૨॥ કોઈ ભક્તોએ સમાધિમાં જેવી જોઈ છે એવી સમગ્ર બ્રહ્માંડરચના વર્ણન કરી બતાવી. કોઇએ પોતાના દેહની રચના વર્ણન પણ કરી બતાવી. હે નરાધિપ ! કોઇએ સમગ્ર ભૂગોળની તો કોઇએ સમગ્ર ખગોળની સંસ્થિતિ જેવી દેખી છે તેવી સભામાં યથાર્થ કહી સંભળાવી ॥૩૩-૩૪॥

ભગવાન્ નારાયણમુનિએ સમાધિમાંથી ઉઠેલા ભક્તજનોની પૂર્વોક્ત પ્રકારની વાણી સાંભળીને યોગમાં 'આ પકવ છે અને આ અપકવ છે' એમ ન્યૂનાદિકપણાનો નિશ્ચય કર્યો ॥૩૫॥ ન્યૂનાધિકપણાનો નિશ્ચય કરી જેને જેને જે અંશમાં અપકવતા હતી તેને તેને તે અંશમાં તેને ઉચિત એવી યોગધારણા ફરીથી કરાવી ॥૩૬॥ કોઈ ભક્તોને પ્રાણો તથા પ્રાણપ્રવેશને યોગ્ય એવી નાડીઓનો સ્વતંત્રપણે વારેવારે સંકોચ (આકર્ષણ)

॥३७॥ सर्वाङ्गेभ्यस्तथाकृष्य दृशि प्राणात्मनां धृतिम् । कांश्चिद्धा-
शिक्षयत्स्वामी तथाऽङ्गुल्यादिमात्रके ॥३८॥ तादृश्यां धारणायां
तु प्राणात्मरहितेऽखिले । छेद्यमाने दह्यमाने देहेऽपि स्याच्च वै
व्यथा ॥३९॥ परावृत्त्यैकमक्ष्यस्य स्वान्तर्वृत्त्यैव धारणम् । निर्नि-
मेषं द्वितीयस्य बहिर्वृत्त्या च धारणम् ॥४०॥ एतयोर्वैपरीत्येन
धारणं च पुनस्तथा । अक्षियोगमिमं स्वामी कारयामास कांश्च-
न ॥४१॥ उभे नेत्रे परावृत्य कृत्वा च स्वान्तरं प्रति । नाडीप्रा-

---

વિકાસ (ફરી તેનો પ્રસાર) કરવાની ક્રિયા શીખવાડી ॥૩૭॥ તથા શ્રીહરિએ હસ્તપાદાદિ સર્વ અવયવોમાં પ્રસરતા પ્રાણોને તથા તેની ગતિને અનુસારે ગતિવાળી જ્ઞાનપ્રભાને તેતે અવયવોથકી આકર્ષણ કરી આખ્ય આંગળી આદિક એક એક અંગમાં જે રીતે ધારણ કરી શકાય તે રીતે ધારણનો અભ્યાસ કેટલાક ભક્તોને શીખવ્યો. 'प्राणात्मनां' આ સ્થળે આત્માશબ્દ ધર્મભૂતજ્ઞાનમા વર્તે છે. અણુપરિમાણ આત્મા હૃદયપ્રદેશમા સદા રહેલો હોવાથી બીજા અવયવોમા તેનો ધર્મભૂતજ્ઞાનદ્વારા પ્રસાર છે આવી ધારણામા તો પ્રાણ તથા આત્માએ રહિત એવાં બીજા અંગોને કોઈ છેદે કે બાળે તોપણ તેની વ્યથાએ વિરહિત રહ્યા હતાં ॥૩૮-૩૯॥ કેટલાક ભક્તોને અક્ષિયોગ શીખવ્યો હતો. આને અક્ષિયોગ કહેછે-ડાબા જમણામાથી એક અક્ષિ ( નેત્ર )ને બહિર્વૃત્તિથકી પાછુ વાળીને ( પ્રતિલોમ વૃત્તિવાળુ કરી ) એને અતર્વૃત્તિવાળુ કરીને તેને તેવી અતર્વૃત્તિથી ધારણ કરવુ અને બીજા નેત્રને નિર્નિમેષ ( મટકાએ રહિત ) કરી બહિર્વૃત્તિ ( અનુલોમવૃત્તિ )થી ધારણ કરવું. અર્થાત્ એકને અતર્વૃત્તિથી અને એકને બહિર્વૃત્તિથી ધારણ કરવું. એજ રીતે વામ દક્ષિણ નેત્રના વિપરીતપણાથી ફરીથી તેમજ ધારણ કરવુ. એટલે પ્રથમ જે નેત્રને અતર્વૃત્તિવાળું કર્યું હોય તેને નિર્નિમેષપણે બહિર્વૃત્તિથી ધારણ કરવું અને જે નેત્રને પ્રથમ નિર્નિમેષપણે બહિર્વૃત્તિથી ધારણ કર્યું હોય તેને અતર્વૃત્તિથી ધારણ કરવું. આવો અક્ષિયોગ કેટલાક ભક્તોને શિખવ્યો ॥૪૦-૪૧॥ બન્ને નેત્રને બાહ્ય વ્યાપારથકી પાછાં વાળી અતર્વૃત્તિવાળાં કરી બહાર

णाकर्षणं च शिक्षयामास कांश्चन ॥४२॥ उभे अपि बहिः कृत्वा निर्निमेषे स्वलोचने । नाडीप्राणाकर्षणं च कांश्चिद्भक्तानशिक्षयत् ॥४३॥ षट्सु चक्रेष्वन्यतमे रोधयित्वा द्यसूंस्ततः । नानानादश्रुतिं कांश्चित्कारयामास स प्रभुः ॥४४॥ चक्र एकतमे रुद्धप्राणान्कांश्चन पूरुषान् । अजीगणत्स प्रणवान् व्युत्थितैस्तानवीवदत् ॥४५॥ इडायाः पिङ्गलायाश्च सुषुम्णादेश्च वर्त्मना । चन्द्रसूर्यादिलोकांश्च गमयामास कांश्चन ॥४६॥ प्रेषयित्वा संयमनीं समाधौ कांश्चन स्वकम् । श्रावयित्वा नाम सद्यो नारकानुद्दधार च ॥४७॥ यथा राज्यासनं प्राप्तो नैगडान् मोचयेन्नृपः । तथा गुरुपदारूढः

---

ચોમેર નાડીઓમાં પ્રસરતા પ્રાણોને આકર્ષણ ( સંકોચ ) કરવાની ક્રિયા કેટલાક જનોને શિખવી ॥૪૨॥ બન્ને નેત્રોને નિર્નિમેષ-મેષોન્મેષે રહિત કરી બહિર્વૃત્તિથી ધારણ અને તેને અનુસારે નાડી પ્રાણનું આકર્ષણ કેટલાક ભક્તોને શીખવવા લાગ્યા ॥૪૩॥ પ્રભુ શ્રીહરિએ કેટલાક ભક્તોને આધારાદિ ષટ્ ચક્રમાંથી હરકોઈ એક ચક્રમાં પ્રાણોને રોકાવીને પછી નાનાવિધ શબ્દોનું શ્રવણ કરાવ્યું ॥૪૪॥ તથા છ ચક્રોને મધ્યે એક ચક્રમાં પ્રાણનિરોધ પામેલા કેટલાક ભક્તો પાસે ઓંકારશબ્દોની ગણના કરાવી હતી અને સમાધિમાંથી ઉઠેલા તેમની પાસે તે ગણના ( તેની સંખ્યા ) કહેવરાવી હતી ॥૪૫॥ કેટલાકને ઇડા ( વામનાસિકા નાડી ) પિંગળા ( દક્ષિણનાસિકા નાડી ) અને સુષુમ્ણા ( તેના મધ્યમાં વર્તનારી ) આદિક નાડીના માર્ગથી ચંદ્ર, સૂર્ય, અગ્નિ આદિક લોકોમાં પહોચાડ્યા હતા ॥૪૬॥ વળી કેટલાક ભક્તોને તો સમાધિમાં યમપુરીમાં મોકલીને તેના મુખથી અનંત જીવોના કલ્યાણકાજે પ્રાદુર્ભાવ પામેલા પોતાનું સમસ્ત પાપોને પ્રણાશ કરનારૂ સ્વામિનારાયણાદિ નામ નરકમાં પડેલા પ્રાણીઓને સંભળાવીને તત્ક્ષણ નરકમાંથી ઉદ્ધાર કર્યા હતા ॥૪૭॥ હે નૃપ ! જેમ ચક્રવર્તી નૃપતિ રાજાધિરાજ પદમા વિરાજતાં તત્ક્ષણ હર્ષથી કેટલાક અન્ધીખાનામાં રહેલા જનોને છોડી દે એજ રીતે આ ભગવાન્ શ્રીસહજાનંદસ્વામીએ પણ ગુરૂપદમાં વિરાજમાન થતાં નરકમાં પડેલા અનેક જીવોને

सोऽपि नारकिणो नृप ! ॥४८॥ एवंविधा योगकलाः समग्रा अपि सोऽनघ ! । प्रापयामास भक्तान्स्वान्विना साधनसम्पदम् ॥४९॥ तत्प्रतापेन ते सद्यः सिद्धयोगाः सुमेधसः । देहान् परेषामाविश्य विविदुस्तन्मनोगतम् ॥५०॥ स्थित्वा परेषां देहेषु तत्प्राणांश्चावरुध्य ते । अदीदृशंश्च भगवद्धामान्यपि यथा हरि ॥५१॥ तेनाज्ञप्तश्च य. कोऽपि पुरुषः स पर नरम् । अकारयत्समाधिं च समाधिस्थं त्ववोधयत् ॥५२॥ इत्थं स कृपया स्वामी स्वप्रतापं प्रदर्शयन् । कालनष्टा योगकलाः प्रावर्तयत भूतले ॥५३॥ प्रतिगेहं योगकलायुक्तिवार्ता· पुरे पुरे । ग्रामे ग्रामे च राजर्षे ! वभू-

---

તેમાથી મુકાવ્યા હતા ॥૪૮॥ હે નિર્દોષ રાજન્ ! આ પ્રકારે સર્વશક્ત કરૂણાનિધિ ભગવાને પોતાના ચરણાશ્રિતોને યોગનિષ્પાદનમા ઉપયોગી યમ નિયમાદિ સાધન સામગ્રી વિનાપણુ પૂર્વોક્ત પ્રકારની બહુવિધ યોગકળાઓ શીખવાડી હતી ॥૪૯॥ આ પ્રકારે ભગવાને અનુગ્રહ કરેલા સુબુદ્ધિવાળા પૂર્વોક્ત ભક્તજનો પણ તે ભગવાનના પ્રતાપથી તત્ક્ષણ નિષ્પન્ન યોગવાળા થઈ, બીજા જનોના શરીરમા પ્રવેશ કરી તેના મનમા રહેલુ જાણતા હતા આ સ્થળે પ્રવેશ ધર્મભૂતજ્ઞાનથી સમજવો ॥૫૦॥ ભગવાને અનુગ્રહ કરેલા તે ભક્તોપણુ બીજા જનોના શરીરમા પ્રવેશ કરવાપૂર્વક સ્થિતિ કરીને તેમના પ્રાણોને રોકીને ભગવાન શ્રીહરિની પેઠેજ તેમને પણ ભગવાનના ધામ બ્રહ્મપુરાદિકને પણ દેખાડતા હતા અર્થાત્ ભગવાનને સમાન યોગૈશ્વર્યને પામ્યા હતા ॥૫૧॥ ભગવાને આજ્ઞા આપેલો જે કોઈપણ પુરૂષ યોગપ્રકારને નહિ જાણનારા બીજા જનને સમાધિ કરાવતો હતો અને સમાધિમા ગએલાને જગાડતો હતો જેમના પ્રતાપલેશથી જેના ભક્તોપણુ સમાન ઐશ્વર્યવાળા થયા છે તો કોણ તેમનો પ્રતાપાતિશય સમગ્રપણે કહેવા સમર્થ થાય, એવો અભિપ્રાય છે ॥૫૨॥ હે રાજન્ ! આ રીતે સર્વના સ્વામી ભગવાને કૃપાથી પોતાનો પ્રતાપ પૃથ્વી ઉપર પ્રકાશ કરવાપૂર્વક કાળે કરીને નષ્ટ થએલી યોગકળાઓ ભૂતળમા પ્રવર્તાવી હતી ॥૫૩॥ હે રાજર્ષે ! પુરેપુર ગામેગામ ઘેરેઘેર શ્રોતા જનોના કલ્યાણને કર-

वुः श्रोतृमङ्गलाः ॥५४॥ तिष्ठन्नेव वहिर्निजानुपदिशन्यद्वीः कला योगगा हृत्स्वाविश्य च तत्करान्निजकरेणादाय तैर्वाञ्छितान् । द्रष्टुं तत्तदमर्त्यलोकविभवानग्रेचरो दर्शयन्नङ्गुल्या निजयाऽऽपितान्विजयते श्रीभक्तिधर्मात्मजः ॥५५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विचित्रयोगकलाविष्कारनामाष्टमोऽध्यायः ॥८॥

सुव्रत उवाच—दिग्व्याप्तभूरिसत्कीर्तिरित्थं नारायणो नृप! । तत्र मासद्वयं भक्तानुवासानन्दयन् भृशम् ॥१॥ पिप्पलग्रामतस्तत्र नरसिंहो द्विजस्तथा । नारायणोऽक्षयग्रामादुभावाजग्मतुः सम-

નારી યોગકળાઓની યુક્તિવાર્તાઓ થતી હતી ॥૫૪॥ હે રાજન્! જે આશ્ચર્યચરિત્ર ભગવાને બહાર-સર્વ જનોના નયનગોચરપણે ભક્તજનોની સભામાં અમૂલ્ય સિંહાસનમાં વિરાજમાન હોઇનેજ પોતાના આશ્રિતોને યોગસંબન્ધી અનેક કળાઓનો ઉપદેશ કરી, યોગના અનુષ્ઠાનકાળમાં તેમના હૃદયમાં યોગૈશ્વર્યથી સાક્ષાત્ પ્રવેશ કરી તેમના હાથને પોતાના હાથથી પકડીને, તેમની આગળ ચાલતાથકા તે ભક્તોએ તે સમયે જોવા ધારેલા, માટેજ પોતે પમાડેલા તેતે બ્રહ્મપુરાદિ અમાનુષ લોકોના જે વૈભવો છે તેને 'આ અમુક છે આ અમુક છે' એમ પોતાની તર્જની આંગળીના અગ્રથી નિર્દેશ કરીને દર્શાવ્યા છે તે આ ભક્તિધર્માત્મજ શ્રીહરિ વિજય પામેછે ॥૫૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે વિચિત્રયોગકળાવિષ્કારનામા અષ્ટમોઽધ્યાયઃ ॥૮॥

## [1]અધ્યાય ૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! પૂર્વોક્ત પ્રકારે સમસ્ત દિગન્તમાં વ્યાપ્ત છે બહુ દિવ્ય કીર્તિ જેમની એવા ભગવાન્ નારાયણ તે કાળવાણી ગામમાં ભક્તોને અત્યંત આનંદ આપતાથકા બે માસ રહ્યા હતા ॥૧॥ તે આ ભગવાનના ચરણની પૂજામાં અત્યંત આદરવાળા, પોતાના ગામને ભગ-

[1] આ અધ્યાયમાં આખા પિપળાણા ગામમાં નિવાસ કરી રહેલા ભગવાને ઓઝત નદીના તટમાં કરેલો વિષ્ણુયાગ, મેધપુરમાં કરેલું પોતાના પ્રતાપનું પ્રખ્યાપન અને માણાવદરમાં કરેલો જન્માષ્ટમી મહોત્સવ અનુવાદ કર્યો છે.

म् ॥२॥ प्रार्थयामासतुस्तं च स्वग्रामागमनाय तौ । ताभ्यां प्रसन्नो वर्णीन्द्रः प्रतिजज्ञे तथैव तत् ॥३॥ कृत्वोत्सवं प्रबोधन्या महान्तं स ततो ययौ । सहानुगोऽक्षयग्राममादावोजस्वतीतटे ॥४॥ ततः स पिप्पलग्रामं तस्मिन्नेव दिने ययौ । उभयोर्ग्रामयोस्तत्र षण्मासानवसत्प्रभुः ॥५॥ नारायणो रामजिच्च गोविन्दश्च कुमारजित् । नृसिंहः परमानन्दः कल्याणश्च कलो रघुः ॥६॥ इत्याद्यास्तमसेवन्त विप्राश्चान्येऽपि भक्तितः । जीवा च लाडिनी मिठ्ठी रुक्मा लाडुमुखाः स्त्रियः ॥७॥ प्रापुः समाधौ स्वातन्त्र्यं सर्वे ते कृपया हरेः । कालकर्मयमत्रासविमोचनपटीयसः ॥८॥ उत्स-

---

વાનનાં ચરણારવિંદ પાડવાથી પવિત્ર કરવા ઇચ્છતા, નરસિંહનામના વિપ્ર પિપળાણા ગામથી અને નારાયણ નામના વિપ્ર આખા ગામથી એક સાથેજ કાળવાણીમાં આવીને ભગવાનને પોતપોતાના ગામમાં પધારવા માટે પ્રાર્થના કરવા લાગ્યા. તેમણે પ્રાર્થના કરેલા પ્રસન્ન થએલા વર્ણિરાજ ભગવાને 'તમારા મનોરથને અનુસારે તમારા ગામમાં અમો આવીશું' એમ પ્રતિજ્ઞા કરી ॥૨-૩॥ શ્રીહરિ તે કાળવાણી ગામમાં પ્રબોધની એકાદશીએ મહોત્સવ કરી, તે ગામથકી મુકુંદાનંદ મુક્તાનંદ આદિક અનુયાયિઓની સાથે ઓઝત નદીના તટઉપર વર્તતા આખા નામના ગામમાં પ્રથમ પધાર્યા. તેને તેજ દિવસે ત્યાંથી તે ગામની સમીપે વર્તતા પિપળાણા ગામમાં પધાર્યા. પ્રભુ શ્રીહરિ તે બન્ને ગામોમાં છ માસ સુધી રહ્યા હતા ॥૪-૫॥ બન્ને ગામોના ભક્તોને સાથેજ નામથી નિર્દેશ કરેછે—નારાયણ, રામજી, ગોવિંદ, કુમારજી, નરસિંહ, પરમાનંદ, કલ્યાણ, કલો, રઘુ, ઇત્યાદિ વિપ્રો અને બીજા પણ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર જાતિના ભક્તો પરા ભક્તિથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા. તથા જીવા લાડિની મિઠ્ઠી રૂકમા લાડુ પ્રમુખ સ્ત્રિયો પરમ ભક્તિથી સેવા કરવા લાગી ॥૬-૭॥ આ સર્વે સ્ત્રીપુરૂષ ભક્તો કાળ કર્મ અને યમરાજાથકી આવતા ત્રાસમાંથી મુકાવામાં સમર્થ એવા શ્રીહરિની અપાર કૃપાથી ધારણા ધ્યાન સમાધિમાં સ્વાતંત્ર્ય-નિરંકુશ ઐશ્વર્યને પામ્યા હતા ॥૮॥ પિપળાણા ગામમાં કાર્તિક માસની પૂર્ણિમા તિથિએ ભક્તિદેવીના

यस्तत्र कार्तिक्यां पौर्णमास्यां महानभूत् । पुपूजुस्तं जनाः सर्वे वासोभूषाधनादिभिः ॥९॥ उदारो नरसिंहस्तु कृष्णस्याग्रे धनोच्चयम् । महान्तमकरोत्तेन प्रापुः सर्वेऽपि विस्मयम् ॥१०॥ विष्णुयागं तेन चक्रे हरिरोजस्वतीतटे । देशान्तरेभ्य आजग्मुर्जनास्तत्र सहस्रशः ॥११॥ विधाप्य विधिवत्कुण्डमण्डपादि द्विजोत्तमैः । उपहारैर्महद्भिः श्रीविष्णुमार्चयदुत्तमैः ॥१२॥ सहस्रशो द्विजास्तत्र तेनाहूता उपाययुः । वेदशास्त्रपुराणज्ञाः श्रौतस्मार्तक्रियाविदः ॥१३॥ गायत्रीं वैष्णवीं तत्र कांश्चिद्विप्रानजापयत् । द्वादशाक्षरमन्त्रं च कांश्चिद्विष्णोः षडक्षरम् ॥१४॥ विष्णोश्चाष्टाक्षरं मन्त्रं कांश्चित्सूक्तं च वैष्णवम् । लक्ष्मीसूक्तं तथा कांश्चिद्ब्राह्म-

---

પ્રાદુર્ભાવ નિમિત્તનો મહોત્સવ પ્રવર્તતાં નરસિંહાદિ સર્વે હરિજનોએ વસ્ત્રો આભરણો અને ધનાદિકવડે શ્રીહરિની પૂજા કરી. તેમાં મહા ઉદાર નરસિંહ વિપ્રેતો ભગવાનની પૂજા કરતાં તેમના ચરણારવિંદની સમીપમાં મોટો ધનતો ઢગલો પુષ્પોના ઢગલા જેવો કર્યો. આવા દાનથી બધાય જનો વિસ્મય પામ્યા ॥૯-૧૦॥ ભગવાને તો તે ધનના ઢગલાથી ઓઝત નદીના તટમાં વિષ્ણુયાગ કરવાનો આરંભ કર્યો. આ યાગ સમારંભને સાંભળીને દેશાંતરમાંથી બહુ લોકો ત્યાં આવ્યા ॥૧૧॥ શ્રીહરિએ વેદવેદી વિપ્રવર્યો પાસે યથાવિધિ કુંડ મંડપાદિ કરાવીને અપરિમિત ઉત્તમ ઉપચારોવડે શ્રીવિષ્ણુની પૂજા કરી ॥૧૨॥ ભગવાને બોલાવેલા, વેદ તથા તેના અર્થની મીમાંસારૂપ શાસ્ત્ર અને પુરાણને જાણનારા, શ્રૌત સ્માર્ત ક્રિયાના સ્વરૂપને યથાર્થ જાણનારા બહુ બ્રાહ્મણો તે વિષ્ણુયાગમાં આવ્યા હતા ॥૧૩॥ તેમાં કોઈ બ્રાહ્મણો ભગવાનની આજ્ઞાથી 'नारायणाय विद्महे वासुदेवाय धीमहि । तन्नो विष्णुः प्रचोदयात्' આ ચોવીશ અક્ષરની વિષ્ણુગાયત્રીનો જપ કરવા લાગ્યા. કોઈ વિપ્રો 'ॐ नमो भगवते वासुदेवाय' આ દ્વાદશાક્ષરનો મંત્ર, કોઈ વિપ્રો 'ॐ विष्णवे नमः' આ ષડક્ષર મંત્ર, કોઈ બ્રાહ્મણો 'ॐ नमो नारायणाय' આ અષ્ટાક્ષર મંત્ર અને કોઈ બ્રાહ્મણો 'अतो देवा अवन्तु नः' ઇત્યાદિરૂપ વૈષ્ણવ સૂક્ત અને કોઈ વિપ્રો 'हिरण्यवर्णां हरिणीं' ઇત્યાદિ-

णान्स ह्यजापयत् ॥१५॥ विष्णोर्नामसहस्रं च कांश्चित्पारायणात्मकम् । धर्मं कांश्चिच्च भगवद्गीतां स समपाठयत् ॥१६॥ श्रीमद्भागवतं कांश्चित्पुराणं ब्राह्मणान्हरिः । अपाठयच्च दशमं स्कन्धमेकं च कांश्चन ॥१७॥ श्रीवासुदेवमाहात्म्यं विप्रान्कांश्चिदपाठयत् । तथोपनिषदो कांश्चित्कठवल्लीं च मुण्डकम् ॥१८॥ पारायणं स्ववेदस्य कैश्चिद्विप्रैरचीकरत् । स्वयं कृष्णाष्टाक्षरस्य चकार च जपं प्रभुः ॥१९॥ होमं पूर्णाहुतिं कृत्वा बहून्विप्रानभोजयत् । तेभ्यो वासांसि भूषाश्च ददौ वित्तं यथेप्सितम् ॥२०॥ विप्रेभ्यः शतशः कन्यादानार्थं द्रविणं मदत् । ददौ स द्विजबालानामुपनीत्यं च भूरिशः ॥२१॥ पयस्विनीश्च शतशो धेनूः प्रादाद्यथाविधि । रथाश्वादीनि यानानि ददौ च स्वर्णमुद्रिकाः ॥२२॥ ततः सौराष्ट्र-

देशीयानन्यांश्चागन्तुकान् द्विजान् । षण्मासान् भोजयामास यथेष्टं स सहस्रशः ॥२३॥ अतिमर्त्यचरित्रोऽसावेवमानन्दयन् निजान् । ततो मेघपुरं प्रायात्कृत्वा दशहरोत्सवम् ॥२४॥ अनुयातो निजान् भक्तान्नृसिंहादीन्निवार्य सः । सम्मुखागतभक्तौघैः स्तूयमानस्तदागमत् ॥२५॥ तं ज्येष्ठरघुनाथाद्या विप्रा भक्त्या सिषेविरे । तत्र चामरसिंहाख्यो भाट्टो निजसुतैः सह ॥२६॥ स्वर्णकारा रामजिच्च जीवो नारायणादयः । लाडकीवल्लिमुख्याश्च सेवन्ते स्म च तं स्त्रियः ॥२७॥ नारायणस्य कृपया नानायोगकलाविधौ । स्वातन्त्र्यं लेभिरे चैते भक्तास्तत्र जनाधिप ! ॥२८॥ तत्रैव रवजित्संज्ञमृणदुःखार्दितं द्विजम् । दृष्ट्वा भूरि धनं तस्मै दत्त्वा-

---

અને બીજા આગંતુક હજારો હજાર વિપ્રોને છ માસ સુધી યથેષ્ટ જમાડ્યા હતા ॥૨૩॥ તેતે સ્થળમાં તત્કાળ સમાધિ કરાવારૂપ અતિમાનુષ ( મનુષ્યોમાં ન મળી આવે એવાં ) ચરિત્રો પ્રકાશ કર્યાં છે માટે અતિમર્ત્યચરિત્રવાળા આ ભગવાન્ શ્રીહરિ આ પ્રકારે પૂર્વોક્ત અસંખ્યાત દાનાદિકરૂપ અતિમર્ત્ય ( દિવ્ય ) ચરિત્રવડે પોતાના ભક્તોને આનંદ આપતા થકા ત્યાં જ્યેષ્ઠ શુકલ દશમીએ કરવાનો ગંગાઆગમનોત્સવ કરીને તે આખા પિપળાણા ગ્રામથકી મેઘપુર પ્રત્યે પધાર્યા ॥૨૪॥

શ્રીહરિ પોતા પાછળ વળાવા આવેલા નૃસિંહાદિ નિજ ભક્તોને પાછા વાળીને, મેઘપુરથકી સન્મુખ આવેલા ભક્ત સંઘોએ સ્તુતિ કર્યા થકા તે મેઘપુરને પામ્યા ॥૨૫॥ તે પુરમાં પધારેલા ભગવાનની જેઠો રઘુનાથ આદિક વિપ્રો પરા ભક્તિથી સેવા કરવા લાગ્યા. તથા અમરસિંહ નામનો ભાટ જ્ઞાતિનો ભક્ત પોતાના રણછોડ–નંદ–કૃષ્ણ નામના ત્રણ પુત્રો સાથે પરા પ્રીતિથી સેવા કરવા લાગ્યો તથા રામજી જીવો નારાયણ આદિક સોની ભક્તો અને લાડકી વલ્લી પ્રમુખ ભક્ત સ્ત્રીયો નિષ્કપટ ભક્તિથી સેવા કરવા લાગી ॥૨૬-૨૭॥ હે જનાધિપ ! તે પુરમાં આ ભક્તોપણ ભગવાન નારાયણનીજ કૃપાથી નાનાવિધિ યોગકળામાં કુશળતાને પામ્યા હતા ॥૨૮॥ એજ મેઘપુર ગામમાં કોઈ રવજી નામનો વિપ્ર મહા ઋણથી પરાભવ પા-

ऽमोचयदापदः ॥२९॥ प्रतापं प्रथयन्नेवं स्वस्य मासद्वयं नृप ! । तत्रोपित्वा ततः प्रायान्मणिभद्रपुरं हरिः ॥३०॥ मयरामाख्यविप्रस्य गृहे स्वावासमाचरत् । भ्रात्रा गोविन्दरामेण साकं स तमसेवत ॥३१॥ वैश्याश्च तत्राम्बजीवदयामकल्याणलक्ष्मणा । जसुमुख्या मुदा तस्य परिचर्यामकुर्वत ॥३२॥ मिष्टारत्नवतीमुख्या योषितश्चातिभावतः । परिचर्यां भगवतो भक्ता विदधिरेऽन्वहम् ॥३३॥ नारायणमुनिस्तत्र जन्माष्टम्यां महोत्सवम् । चकारानन्दयन्भक्तान्पूर्ववत्प्रथयन् यशः ॥३४॥ देशान्तरेभ्यस्तत्राऽऽययुः गृहिणः सस्त्रियो जनाः । भक्ताश्च त्यागिनः सर्वे हरीक्षणसमुत्सुकाः ॥३५॥ उपवासं जागरं च निशीथे कृष्णपूजनम् । साकं भ

मता महा दु ખથી પીડા પામ્યો હતો, તેનુ દુ ખ દેખીને દયાળુ ભગવાનથી ન સહન થતા તેને ઘણુ ધન આપીને તે આપદા થકી મુકાવ્યો હતો ॥૨૯॥ હે નૃપ ! શ્રીહરિ આ પ્રકારે પોતાનો પ્રતાપ પ્રખ્યાપન કરતા થકા તે મેઘ પુરમા બે માસ રહીને ત્યાથી માણાવદરપુર પ્રત્યે પધાર્યા ॥૩૦॥

માણાવદરમા મયારામ વિપ્રના ઘરમા પોતાનો ઉતારો કર્યો એ મયા રામ વિપ્ર ગોવિંદરામ નામના પોતાના નાના ભાઈની સાથે ભગવાનની આ દરથી સેવા કરવા લાગ્યા ॥૩૧॥ તે પુરમા આંબો, જીવો, શ્યામો, કલ્યાણ, લક્ષ્મણ, જસુ આદિક વૈશ્ય જાતિના ભક્તો શ્રીહરિની પરિચર્યા પ્રહર્ષથી કરતા હતા ॥૩૨॥ મીઠી રત્નવતી પ્રમુખ ભક્ત સ્ત્રિયો પરાનુરાગરૂપ વિશુદ્ધ ભાવથી ભગવાનની પ્રતિદિન પરિચર્યા કરતી હતી ॥૩૩॥

ભગવાન્ નારાયણમુનિએ પોતાની કલ્યાણકારી કીર્તિ વિસ્તારવા ભક્ત જનોને આનદ આપતા થકા તે પુરમા માગરોળપુરના જેવો સવત ૧૮૬૦ ના વર્ષમા જન્માષ્ટમી મહોત્સવ કર્યો હતો ॥૩૪॥ તેનો પ્રકાર વિસ્તારથી કહેછે-તે જન્માષ્ટમી ઉત્સવ ઉપર ભગવાનના ચરણકમળના દર્શનના ઉત્સાહથી તેતે દેશ ગામથકી બહુ ગૃહસ્થો સ્ત્રીયો સાથે અને સાધુ બ્રહ્મ ચારી આદિક સર્વ ત્યાગિ ભક્તો આવ્યા હતા ॥૩૫॥ સ્વય શ્રીહરિએ ભક્તોની સાથે જન્માષ્ટમીવ્રત નિમિત્તનો ઉપવાસ, મધ્ય રાત્રિએ શ્રીબાળકૃષ્ણનુ પૂજન અને રાત્રિએ વ્રતનિમિત્તનુ જાગરણ યથાવિધિ કર્યું તથા સર્વ સાધુજ

कैर्हरिश्चक्रे विधिना च सदर्चनम् ॥३६॥ विप्रसन्तर्पणं कृत्वा परेद्युः कृतपारणः । अपराह्णे सभां चक्रे महतीं नृपते ! स च ॥३७॥ आकारितास्तत्र तेन भक्ताः सर्वे उपेत्य ते । यथोचितं निषेदुश्च योषितोऽप्येकतोऽखिलाः ॥३८॥ ततः सभायां निषसाद दिव्ये सिंहासने सर्वजनैकसेव्यः । सम्पूज्यमानो निजभक्तसङ्घैर्नारायणः स्मेरमुखः स तत्र ॥३९॥ तं पूजितं रुचिरचन्दनपुष्पवस्त्रैर्मर्त्यव्रजैः सदसि तत्र विराजमानम् । देशान्तरागतजनैर्मुनिभिश्च जुष्टं नत्वाऽब्रवीत्सविनयं मयरामविप्रः ॥४०॥ इति सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विष्णुयागविधान-मणिभद्रपुरागमननामा नवमोऽध्यायः ॥९॥

નોનું પૂજન કર્યું ॥૩૬॥ હે નૃપતે! બીજે દિવસે પ્રાતઃકાળમાં સર્વ વિપ્રોને સંતૃપ્ત કરી પોતે પારણાં કરીને અપરાહ્ન (બપોર પછી) સમયે સર્વ જનોએ સમાશ્રયણીય ચરણકમળ જેના છે એવા ભગવાને પોતાના ભક્તોને પોતાનું દર્શનસુખ આપીને આનંદ આપવા મોટી સભા કરાવી ॥૩૭॥ તે સભામાં ભગવાને બોલાવેલા સર્વે ભક્તો આવીને યથાયોગ્ય યથાવિભાગ બેસી ગયા. સર્વ સ્ત્રિયોપણ સભાના એક ભાગમાં બેસી ગઈ ॥૩૮॥ એરીતે સભામાં સર્વ જનો યથાવિભાગ યથાયોગ્ય બેસી ગયા પછી સર્વ જન-જન્મધારીઓએ સમગ્ર પુરૂષાર્થના પ્રદાતા હોવાથી પ્રધાનપણે સેવવા યોગ્ય, નિરૂપાધિ પ્રેમરસને જણાવનારા મંદ હાસથી શોભાયમાન મુખકમળ જેમનું છે એવા ભગવાન્ નારાયણ પોતાના ભક્તસંઘોએ ચંદન પુષ્પાદિ ઉપચારોવડે પૂજા કર્યા થકા સભામાં દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થયા ॥૩૯॥ તે સમયે મયારામ વિપ્ર મનોહર પુષ્પ ચંદન વસ્ત્ર વિગેરે દિવ્ય ઉપચારોવડે સભામાં પ્રેમાર્દ્ર હૃદયવાળા ભક્તસંઘોએ પૂજા કરેલા, તેતે પૂજા સ્વીકારવાથી અમણી થએલી દિવ્ય શોભાએ સંપન્ન, તેમનાં વચનામૃતના આસ્વાદમાં લોભીયા દેશાંતરમાંથી આવેલા હરિજન સમાજ અને મુનિજનોથી વિંટાએલા એવા શ્રીહરિને નમસ્કાર કરીને સવિનય બોલ્યા ॥૪૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ...દ્વિતીયપ્રકરણે વિષ્ણુયાગવિધાન-મણિભદ્રપુરાગમનનામા નવમોઽધ્યાયઃ ॥૯॥

मयराम उवाच—कारुण्यपूर्णमखिलाश्रितजीवजाततापत्रयोपशमनप्रथितप्रतापम् । आनन्दमूर्तिममलं सुखकारिशीलं नारायणं गुरुवरं प्रणमाम्यहं त्वाम् ॥१॥ हरे! सर्वज्ञ! भगवन्! भक्तक-

## [1]અધ્યાય ૧૦ મો.

પૂર્વાધ્યાયના અંતમાં 'મયારામ વિપ્ર બોલ્યા' એમ કહ્યું છે તેનો વિશેષ નિરૂપણ કરતાં પ્રથમ ભગવાનને પ્રણામ કરી સ્તુતિ કરતાં આશ્રિતોના ત્રિવિધ તાપ ટાળવામાં અત્યંત ઉપયોગી ગુણવિશેષનો પ્રથમ 'कारुण्यपूर्ण' આ પદથી નિર્દેશ કરેછે—ભગવાનમાં જ્ઞાન શક્તિ આદિક ઐશ્વર્ય અપરિમિત છે પણ જો એમનામાં કરૂણા ન હોય તો સમાશ્રિતોનું સંરક્ષણ થવું દુર્ઘટ છે. આ અનાદિ સંસારમાં સર્વકોઈ પ્રાણીઓનો પાપવેગ કોઈનાથી પણ ન ઉલ્લંઘન થાય એવો છે જેથી તેના નિવારણ માટે ભગવાનની કૃપાની અવશ્ય અપેક્ષા છે. જે હેતુ માટે ભગવાન્ કારૂણ્યપૂર્ણ છે માટેજ વર્ણથી કે વૃત્તથી કે વિજ્ઞાનથી ઉત્કૃષ્ટ હોય કે કનિષ્ઠ હોય, દેવો હોય કે મનુષ્યો હોય કે ભલે પશુઓ હોય પણ આ સર્વેના સમાનપણે (ભેદદૃષ્ટિ વિના) આશ્રયણમાત્રે કરીને કેવળ કૃપાથી ત્રણ તાપને જે ટાળે છે. તથા આશ્રિત જીવોના સંબન્ધમાં આવતા જે કોઈ બીજા જીવસમૂહો છે તેનાપણ ત્રિવિધ તાપને ટાળે છે. 'पशुर्मनुष्यः पक्षी वा ये च वैष्णवसंश्रयाः । तेनैव ते प्रयास्यन्ति तद्विष्णोः परमं पदम्' એવી સ્મૃતિ છે. ત્રણ તાપ ટાળવાથીજ જેમનો પ્રતાપ પ્રખ્યાતિ પામ્યો છે. બધોય પ્રતાપ આશ્રિત જનોના સંરક્ષણથીજ શોભેછે. જે પોતે આનંદમય દિવ્યમૂર્તિ છે. જેના આનંદના યોગથી આશ્રિતોના સર્વ દુઃખોની ઉપશાંતિ થાય. જે પોતે અમળ-નિર્મળ (નિર્દોષ) છે. (આથી ભગવાનનું ઉભયલિંગપણું કહ્યું, કલ્યાણગુણાકરતા અને નિત્યનિર્દોષતા આ બે ભગવાનપણાનાં લિંગ છે) જેના સર્વ સ્વભાવો (પવિત્ર ચરિત્ર) સર્વના સુખને કરનારા છે,

[1] આ અધ્યાયમાં મયારામ વિપ્રના પ્રશ્નને મિષ કરીને ભગવાને ઉપદેશ કરેલો સર્વ શ્રેયના મૂળભૂત ધર્માધર્મસર્ગનો વિવેક નિરૂપણ કર્યો છે.

लपमहीयद्ध ! । हिताय सर्वभूतानां धृतमानुपविग्रह ! ॥२॥ त्वद्भक्तिरेव सर्वेषां जीवानां भुवि सर्वथा । श्रेयस्करीति जानेऽहं प्रसादात्तव निश्चितम् ॥३॥ सा येन पुष्टिमासाद्य भवेदिष्टफलप्रदा । तमुपायं महाराज ! चक्रुमर्हसि मेऽञ्जसा ॥४॥ श्रीनारायणमुनिरुवाच—अभिभूता न चेद्भक्तिर्भवेद्विघ्नेन भूयसा । तर्हीष्टफलदा नृणां साध्यमाना भवेद्द्रुतम् ॥५॥ अस्ति तस्यामन्तरायो महान्सर्गो ह्यधार्मिकः । सर्गेण धार्मिकेणैव स जेतव्यः प्रयत्नतः ॥६॥ आसुरी सम्पदाद्यो वै सर्गो दोपात्मको मतः । दैवी सम्पदिति प्रोक्तो द्वितीयस्तु गुणात्मकः ॥७॥ जयेनाधर्मसर्गस्य भक्तिः पुष्टे·

---

એવા નારાયણ તમો ગુરૂવરને હું કાય વાણી અને મનથી સ્તુતિ કરૂંછું ॥૧॥ હે હરે! હે ભગવન્! તમો સર્વજ્ઞ છો. અને કલ્પવૃક્ષનીપેઠે ભક્તોને સર્વ ફળ આપનારા છો. સમસ્ત ભૂતોના આત્યતિક કલ્યાણરૂપ હિત કરવાજ તમોએ મનુષ્યાકાર ધાર્યોછે. સર્વે સસારિ જીવોના સર્વ પ્રકારે શ્રેયની કરનારી તમારે વિષે ભક્તિજ છે, બીજો ભૂમિઉપર ઉપાય નથી. આ ઉપાયનું પરિજ્ઞાન સુલભ નથી આપના પ્રસાદથીજ મેં તો આ નિશ્ચય કરેલું છે. હે મહારાજ! તે ભક્તિ જે ઉપાયથી પુષ્ટિ પામીને ઇષ્ટ ફળને આપનારી થાય તે ઉપાય તત્ત્વથી તમો મને કહેવાને યોગ્ય છો ॥૨–૪॥ આ પ્રકારે પુછેલા નારાયણમુનિ કહેછે—હે વિપ્ર! અબળ વિઘ્નોએ પરાભવ પમાડેલી ભક્તિ વૃદ્ધિ પામતી નથી અને ઇષ્ટ ફળ આપતી નથી. જો પરાભવ પામી નથી તો તત્કાળ પ્રવૃદ્ધિ પામતાં મનુષ્યોને ઇષ્ટ ફળ આપનારી થાયછે ॥૫॥ તેમાં જે આ અધાર્મિક સર્ગ છે તે મહાન્ અંતરાય છે. તે અધાર્મિક સર્ગ ધાર્મિક સર્ગથીજ મહા પ્રયત્ન કરીને પણ જીતવા યોગ્ય છે ॥૬॥ અધાર્મિક સર્ગ કયો? અને ધાર્મિક સર્ગ કયો? તેનો વિવેક કહેછે–અધાર્મિક જે સર્ગ છે તે દંભાદિ દોષમય 'આસુરી સંપત' એમ કહ્યો છે, જે ધાર્મિક સર્ગ છે તે જ્ઞાનાદિ ગુણમય 'દૈવી સંપત' એમ કહ્યો છે. 'द्वौ भूतसर्गौ लोकेऽस्मिन् दैव आसुर एव च' 'दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता' એમ ગીતામાં કહ્યુ છે ॥૭॥ હે દ્વિજસત્તમ! તેમાં ધર્મસર્ગના સમાશ્રયથી અધર્મસર્ગ

ष्टदा भवेत् । धर्मसर्गाश्रयादेव स तु स्याद्द्विजसत्तम ! ॥८॥ सुव्रत उवाच—इति तद्वाक्यममृतं निपीय स पुनर्द्विजः । पप्रच्छ स्वामिनं प्रीतः सर्वसंशयनाशनम् ॥९॥ मयराम उवाच—सम्भवं व्यक्तिसंज्ञाश्च सर्गयोरेतयोर्द्वयोः । पृथक्पृथग्मुनिपते ! वद मे तद्बुभुत्सवे ॥१०॥ सुव्रत उवाच—धर्मप्रियेण विप्रेण पृष्ट इत्थं स संसदि । उवाच भगवान्वाचं भक्तसद्मनोहराम् ॥११॥ श्रीनारायणमुनिरुवाच—जज्ञे ब्रह्मन्पुरा ब्रह्मा विष्णोर्नाभिसरोरुहात् । वैराजधारणां कृत्वा स सर्गायोपचक्रमे ॥१२॥ देवान् दैत्यान्नरान्नागान्स-

---

જ્યારે પરાજય પામે ત્યારે ભક્તિ વૃદ્ધિ પામે અને વૃદ્ધિ પામેલી તે ભક્તિ ઇષ્ટ ફળ આપનારી થાય. યદ્યપિ સૃષ્ટિ સમયે સર્જાતા પ્રાણિવર્ગમા દેવ આસુર એવો વિભાગ કહ્યોછે, તે પ્રાણિવર્ગના સમાશ્રયથી કે વિજયથી કશુ ફળ નથી અથાપિ જે વિજ્ઞાનાદિ ગુણોને લીધે અને જે મોહાદિ દોષોને લીધે આ દેવ આસુર વિભાગ પ્રવર્ત્યો છે તેતે ગુણોનો જે સમાશ્રય અને તેતે દોષોનો જે વિજય એજ ધાર્મિકસર્ગનો સમાશ્રય અને અધાર્મિકસર્ગનો વિજય અનુક્રમે કહ્યોછે ॥૮॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! મયારામ વિપ્ર આ પ્રકારે અમૃતતુલ્ય શ્રીહરિનુ વચન સાભળીને પ્રસન્ન થઈ સર્વ સશયને નાશ કરનારા શ્રીસહજાનંદસ્વામીને ફરીથી પુછવા લાગ્યા ॥૯॥ મયારામ વિપ્ર કહેછે—હે મુનિપતે ! આ બન્ને સર્ગનો ઉત્પત્તિ પ્રકાર, વ્યક્તિવિવેક અને તેમના નામો તેને જાણવા ઇચ્છતા મને પૃથક્ પૃથક્ કહો ॥૧૦॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ધર્મપ્રિય એવા મયારામ વિપ્રે આ પ્રકારે સભામા પુછેલા ભગવાન્ શ્રીહરિ ભક્તસમાજના મનને હરનારી વાણી બોલ્યા ॥૧૧॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે બ્રહ્મન્ ! પૂર્વે વિષ્ણુના નાભિકમળ માથી બ્રહ્મા પ્રકટ થયા આ બ્રહ્મા સ્વય સાક્ષાત્ પ્રજાસર્ગમા સમર્થ ન થતા વૈરાજપુરુષની ધારણા કરી-એટલે પોતાના આત્માને વિરાડાત્મક અનુસધાન કરતાં તેની શક્તિનો પોતામા પ્રવેશ થતા તેમણે જગત્સૃષ્ટિ કરવાનો આરભ કર્યો ॥૧૨॥ જગત્સ્રષ્ટા તે બ્રહ્માએ યથાપૂર્વ ( પૂર્વ કલ્પમા

चांश्च पशुपक्षिणः । स्थावराजङ्गमान्धाता ससर्ज स यथापुरा ॥१३॥ पृष्ठदेशादधर्मोऽभूत्तस्याविद्यात्मको विधेः । स स्ववर्गेण सकलांल्लोकान्व्याप्यावसद्बली ॥१४॥ प्रजाभ्यो दुःखदश्चाभूज्जन्ममृत्युप्रदस्तथा । संसृतिभ्रामकश्चासौ निरयप्रापको नृणाम् ॥१५॥ मृषाऽसूया च चिन्तेर्ष्या तृष्णाऽऽशा ममतादयः । शक्तयस्तस्य कथिता दुर्जेयस्याल्पपौरुषैः ॥१६॥ दम्भो लोभो मत्सरश्च कामः क्रोधो रसो मदः । दर्पो मोहश्च पारुष्यं स्नेहो मानोऽनृतं कलिः

જેવા હતા એવા, 'धाता यथापूर्वमकल्पयत्' એવી શ્રુતિ છે ) સર્વ દેવો દૈત્યો તથા નરો નાગો તથા પશુઓ પક્ષીઓ તથા તરૂ લતા આદિક સ્થાવરો તથા આથી બીજા પણ જગમો નિર્માણ કર્યા ॥૧૩॥ તે બ્રહ્માના પૃષ્ઠભાગ થકી અવિદ્યાત્મક અધર્મ ઉત્પન્ન થયો, તે આ અધર્મનો અભિમાની હોવાથી 'અધર્મ' એમ કહેવાય છે તે આ મહા બળવાન અધર્મ સ્વવર્ગ-પોતાના ઉપકરણભૂત પરિવારે કરીને સકળ ત્રિલોકીમાં વ્યાપીને નિવાસ કરી રહ્યો ॥૧૪॥ આ અધર્મ પ્રજામાં પ્રવેશ કરી, જન્મ મૃત્યુ જરા વ્યાધિ વિગેરેના દુ ખનેજ એક આપનારા સસારચક્રમાં ભમાવતો અને નરકમા નાખતો થકો પ્રજાઓને પીડવા લાગ્યો ॥૧૫॥ અલ્પ પરાક્રમવાળા પુરૂષોએ દુર્જય એવા અધર્મની આ શક્તિઓ છે કે જેણે કરીને તે પ્રજાઓને પીડેછે—**મૃષા**-અસત્યભાષણરૂપ, **અસૂયા**-પરગુણોમાં દોષારોપણરૂપ, **ચિંતા**-પરને અનર્થ કરવાનાજ એક ચિંતનરૂપ, **ઈર્ષ્યા**-પોતાને જે સમાન હોય તેના ઐશ્વર્યયોગની અસહનતારૂપ, **તૃષ્ણા**-જે જોવામાં આવે તે તમામમાં ઇચ્છારૂપ, **આશા**-મળે તોપણ અધિક અધિક ઇચ્છારૂપ, **મમતા**-દૈહિકમાં અભિમાનરૂપ, આદિશબ્દથી **અહંતા**-દેહમા અહબુદ્ધિરૂપ ઇત્યાદિ એની શક્તિઓ કહીછે અધર્મનો આ અન્વય ( વશ ) છે—**દંભ**-પોતામા વિદ્યા વૃત્ત વિગેરે ન વર્તતાં હોય તથાપિ તેના પ્રખ્યાપનનો એક સ્વભાવ, **લોભ**-પોતાના અવર્જનીય ઉદર પૂરણમાં પણ દ્રવ્યવ્યય નહિ કરવાનો સ્વભાવ, **મત્સર**-

॥१७॥ द्रोहोऽशौचमविश्वासश्चौर्यं पान च निर्ऋतिः । द्यूतं गर्वश्च नास्तिक्यं प्रमादः पैशुनं स्पृहा ॥१८॥ रागद्वेषौ भयं दुःखमज्ञान व्यसनं तथा । दुरुक्तिर्निकृतिर्हिंसा पापं मृत्युश्च यातना ॥१९॥ इत्यधर्मस्यान्ववायः प्राधान्येनोपवर्णितः । असुराणामतिप्रेष्ठो

क्षोभ, રસ–રસનાલોલુપતા, મદ–ધનાદિકે કરેલો પરની અવજ્ઞામા હેતુભૂત ચિત્તવિકાર, દર્પ–બળાદિકે કરેલો પરને પીડા કરનારો ગર્વવિશેષ, મોહ–વિપરીતજ્ઞાન, પારુષ્ય–પ્રત્યક્ષ કઠોર ભાષણશીલતા, સ્નેહ–સબન્ધિમા આસક્તિનો અતિશય, માન–ઉત્કૃષ્ટપણાનુ અભિમાન, અનૃત–અસત્યમા પ્રવૃત્તિ, કલિ–કજીયો કરવાનો સ્વભાવ, દ્રોહ–પરનુ પ્રિય પ્રણાશ કરવાનોજ એક સ્વભાવ, અશૌચ–કાયિક વાચિક માનસિક શુદ્ધિએ રહિતપણુ, અવિશ્વાસ–ગુરૂ આદિકમા પણ વિશ્વાસે રહિતપણુ અથવા સશય કરવાનોજ એક સ્વભાવ, ચૌર્ય–પ્રત્યક્ષ અપ્રત્યક્ષ પરધન હરવાનો સ્વભાવ, પાન–સુરામદ્યાદિકનુ પાન કરવાનો સ્વભાવ, નિર્ઋતિ–નિર્દયતા, દ્યૂત–પાસાથી પણપૂર્વક રમવુ, ગર્વ–'હુ ધન્યભાગી છુ' એવી ભાવનાથી પરની અવગણના કરવી, નાસ્તિક્ય–'अपरस्परसभूत किमन्यत्' ઇત્યાદિ ગીતાવાક્યમા કહ્યા મુજબ ઈશ્વરનુ અસ્તિત્વ ખડન કરવાનો એક સ્વભાવ, પ્રમાદ–અસાવધતા, પૈશુન–ચાડીયાપણુ, સ્પૃહા–અલભ્યમા પણ લાલસા, રાગ–વિષયમા અત્યત અભિનિવેશ, દ્વેષ–રાગનો પ્રતિસ્પર્ધી પ્રાતિકૂલ્ય અભિનિવેશરૂપ, ભય–પરથકી પ્રાતિકૂલ્ય જ્ઞાનમા હેતુભૂત ઉદ્વેગ, દુઃખ–દુઃખૈકશીલતા અથવા જેનાથી પોતાને મહાદુઃખ થાય એવુ કર્મ કરવુ, અજ્ઞાન–કર્તવ્યાકર્તવ્યના વિવેકે રહિતપણુ, વ્યસન–પરદારાદિ વ્યસનોમા વ્યાસક્તિ, દુરૂક્તિ–સર્વ જનોને ઉદ્વેગ થાય એવુ દુર્વાક્ય ઉચ્ચારણ કરવાનો સ્વભાવ, નિકૃતિ–પરને ઠગવારૂપ શઠતા, હિંસા–પ્રાણિનો ઘાત, પાપ–છ પ્રકારનાં પાપો કરવા તે, મૃત્યુ–પોતાને તથા પરને અનર્થ કરવો અથવા જેનાથી મૃત્યુ થાય એવુ કર્મ કરવું, યાતના–નરકના દુ ખ દેનાર પાપવિશેષના આચરણનો સ્વભાવ, ઇત્યાદિક અધર્મનો વશ પ્રધાનપણે મેં વર્ણન કરેલો તમારે જાણવો. આ અધર્મસર્ગ આસુરી

वर्जनीयः सदा सताम् ॥२०॥ अत्रैकैकोऽप्यधर्मेण समवीर्यपराक्रमः । अस्तीत्येकमपि क्वापि न स्वीकुर्याद्धरिश्रितः ॥२१॥ अनेनाधर्मवर्गेण पीड्यमाना निजाः प्रजाः । वीक्ष्य तासां हितं ब्रह्मा चिन्तयामास चेतसा ॥२२॥ कथं प्रजानां सर्वासां सुखं स्यात्साभिवाञ्छितम् । इति चिन्तयतस्तस्य प्रकाशोऽभून्महान् हृदि ॥२३॥ अथ सत्त्वतनोस्तस्य हृदयाद्वेधसोऽभवत् । ऋष्याकृतिः स्वयं धर्मो यत्र नारायणस्थितिः ॥२४॥ पद्मपादः पद्मबाहुः पद्मास्यः पद्मलोचनः । श्वेतः श्वेतपटः श्वेतगन्धपुष्पादिशोभनः ॥२५॥ विद्याशक्तिप्रधानोऽसौ प्रजाभ्यः सुखदायकः । स्वर्गमोक्षप्रदो जेतु-

---

संपत्तिना जनोने अत्यंत प्रिय छे अने दैवी संपत्तिना जनोए वर्जनीय छे ॥१९-२०॥ आ उक्त अधर्म वंशमां एक एकपण अधर्मने समान प्रभाव पराक्रमवाळो छे माटे भगवानना आश्रयनी आकांक्षावाळाए एमांथी एकनो पण प्रसंग क्यारेयपण करवो नहि. वळी सहित परिकरे सहित आ अधर्मनो सर्वथा परित्याग करवो ॥२१॥

બ્રહ્મા આ અધર્મવર્ગે પીડા પમાડેલી પોતાની પ્રજાને જોઇને તેનું હિત મનમાં વિચારવા લાગ્યા ॥૨૨॥ 'સર્વે પ્રજાઓને સ્વાભિવાંછિત સુખ કયા ઉપાયથી થાય' એમ વિચાર કરતા તે બ્રહ્માના હૃદયમાં કોઈ મહાન્ પ્રકાશ પ્રકટ થઈ આવ્યો ॥૨૩॥ તેપછી સત્ત્વતનું-રજતમોમય સપરિવાર અધર્મ બહાર નિકળી ગયોછે માટે શુદ્ધ સત્ત્વમય શરીરવાળા થએલા બ્રહ્માના બહુ પ્રકાશમાન હૃદય થકી ( હૃદયમાં રહેલા દક્ષિણ સ્તનમાંથી ) ઋષિમૂર્તિ સ્વયં ધર્મ પ્રકટ થયા. જે ધર્મમાં નારાયણની સ્થિતિ છે એટલે ધર્મ નારાયણનો અંશ છે અથવા-ધર્મને સેવનારાઓને નારાયણ સુગમ છે, એવો ભાવાર્થ લેવો ॥૨૪॥ કેવો ધર્મ ? તો-કમળ જેવા કોમળ ચરણવાળો, કમળ જેવા રક્ત કરતલવાળો, પ્રફુલિત કમળ જેવા મુખવાળો, કમળદળ જેવાં કર્ણપર્યંત વિશાળ વિલોચનવાળો, શ્વેત વર્ણવાળો, શ્વેત વસ્ત્ર ધારી રહેલો, શ્વેત ચંદન પુષ્પાદિકવડે શોભાયમાન એવો ॥૨૫॥ આ ધર્મ વિદ્યા ( જ્ઞાન ) શક્તિ જેમાં પ્રધાન છે, પ્રજાઓને આ લોકનું સુખ પરલોકનું

मधर्मं सानुगं क्षमः॥२६॥ श्रद्धा शान्तिर्दया मेधा तुष्टिः पुष्टिस्तथा गतिः। मैत्री तितिक्षा लज्जा च बुद्धिर्मूर्तिः क्रियोन्नतिः ॥२७॥ इत्याद्याः शक्तयस्तस्य नित्यं तत्सेवने रताः। प्रोक्तास्तत्सर्गमुख्या नामभिधाश्चाधुना ब्रुवे ॥२८॥ ज्ञानं वैराग्यमैश्वर्यमभयं चार्जवं तपः। सत्यं शौचं सुखं क्षेमः स्थैर्यं धैर्यं च मार्दवम् ॥२९॥ स

---

સુખ અને આત્યંતિક સુખના સાધનભૂત થયો આ ધર્મને સેવનારાઓનો અધર્મથી ક્યારેય પરાભવ થાય નહિ, કેમકે આતો સપરિવાર અધર્મને જીતવા માટે સમર્થ છે ॥૨૬॥ હવે ધર્મનો વંશ કહેતા પ્રથમ તેની શક્તિઓ કહેછે—શ્રદ્ધા–શાસ્ત્રીય શ્રેય સાધનમા વિશ્વાસપૂર્વિકા ત્વરા, (આ શ્રદ્ધા સાત્ત્વિકી સમજવી) શાંતિ–જ્ઞાનેન્દ્રિયનો નિગ્રહ, દયા–પર દુ ખ દેખીને દુ ખી થવુ, મેધા–તત્ત્વનુ અવધારણ કરવાનુ સામર્થ્ય, તુષ્ટિ –સતોષ સ્વભાવતા, પુષ્ટિ બળસપત્તિ (આ સ્થળે બળ માનસિક લેવુ 'नायमात्मा बलहीनेन लभ्य' એવી શ્રુતિ છે) ગતિ–સાધનાનુષ્ઠાન શીલતા, મૈત્રી–સર્વ ભૂતોમા, તિતિક્ષા–શીતોષ્ણાદિ દ્વદ્વની સહનશીલતા, લજ્જા–પ્રામાદિક એવાપણ નિષિદ્ધાચરણમા લાજ, બુદ્ધિ–શાસ્ત્રીય નિ શ્રેય સાધનોમા નિશ્ચય, મૂર્તિ–અર્ચા (પ્રતિમામા આદર) ક્રિયા–શાસ્ત્રીય કર્માનુષ્ઠાનમા તત્પરતા, ઉન્નતિ–ઉત્તરોત્તર મોક્ષ સાધનની સપત્તિથી સમુન્નતિ, ઇત્યાદિક શક્તિઓ ધર્મની સેવામા નિત્ય તત્પર છે હવે તે ધર્મના સર્ગમા જે મુખ્ય છે તેના નામો કહુછુ ॥૨૭–૨૮॥ જ્ઞાન–આત્માપરમાત્માના સ્વરૂપનુ યથાર્થ વિજ્ઞાન, વૈરાગ્ય–પરમાત્માથકી બીજામા અરુચિ, ઐશ્વર્ય–ત્રિગુણને વશ ન વર્તવુ, અભય–સર્વ બ્રહ્માત્મક છે એવા અનુસધાનથી ભયે રહિતપણુ, આર્જવ–કાય વાણી મનની એકરૂપતા, (સરલપણુ) તપ–શાસ્ત્રીય ભોગ સકોચાદિરૂપ, સત્ય–ભૂતોને પીડા ન થાય એવું સત્યવચન, શૌચ–કાય મનનુ, સુખ–આત્મચિંતનથકી થએલુ, ક્ષેમ–શાસ્ત્રીય કર્મમા, સ્થૈર્ય–આત્મસ્વરૂપના ચિંતનમાં, ધૈર્ય–આપત્તિમા પણ, માર્દવ–કોઈ સુખેથી ઉપસેવન કરી શકે એવુ અકઠિનપણુ, સંતોષ–પ્રારબ્ધને અનુસારે ઉપલબ્ધ થએલા અલ્પથીપણ સતોષ, નિગ્રહ–કર્મે

न्तोषो निग्रहस्त्यागो योगो यज्ञः शमो दमः । उपासना चोपरतिरास्तिक्यं च क्षमा स्मृतिः ॥३०॥ तेजः प्रसादश्च शुभं स्वाध्यायः प्रश्रयश्च मुद् । ध्यानं साम्यं ब्रह्मविद्या लाभः सामाऽर्थ उद्यमः ॥३१॥ तथा सर्वे विरोध्यर्थनञ्पूर्वा विश्रुतोऽभिधाः । प्रागुक्ताधर्मजाताः स्युरदम्भप्रमुखा अपि ॥३२॥ श्रवणप्रमुखा भक्तेर्भेदा नव गुणास्तथा । एते धर्मस्यान्ववाये प्रवराः कीर्तिता मया ॥३३॥ ऋषयः सर्वभावेन देवाश्चान्ये सुखार्थिनः । नराश्चे-

---

न्द्रियनुं नियमन, त्याग-कर्मफळनो परित्याग, योग-यमनियमादि अष्टांगयोगनुं सेवन, यज्ञ-पंचमहायज्ञादि करवुं, शमदम-पोतपोताना विषयोनी सन्निधिमांपण मन अने बाह्य इन्द्रियोमां विकार न थवा देवो ते, उपासना-सर्वेश्वरनुं उपासन, उपरति-विषय भोगथकी विराम, आस्तिक्य-श्रुतिस्मृतिना विधिओमां आस्तिकता, क्षमा-पोताने अनर्थ करनारा उपरपण चित्तमां विकार न थवा देवो ते, स्मृति-बीजाए करेला अल्पपण उपकारनुं न विस्मरण करवुं ते अथवा-देश काळनी विषमताने लीधे मनःक्षोभ थवानो प्रसंग आवे तोपण शास्त्रीय मोक्षसाधननुं न विस्मरण थवानो स्वभाव, तेज-बीजा न पराभव करी शके ते, प्रसाद-मननी निर्मळता, शुभ-शुभाश्रयनुं चिंतन करवानो स्वभाव, स्वाध्याय-वेदाध्ययन शीलता, प्रश्रय-विनय, मुद्-शोके रहितपणुं, ध्यान-ईश्वरनुं चिंतन, साम्य-सर्वभूतोमां समपणानुं चिंतन, ब्रह्मविद्यालाभ-सद्गुरुथकी ब्रह्मविद्यानी प्राप्ति, 'ब्रह्मविद्या-लाभ' एम जुदां पद ले तो लाभ-विद्याने अनुगुण सत्संगादि लाभ जाणवो. साम-परने प्रिय लागे एवुं उच्चारण करवानो स्वभाव, अर्थ-कल्याणने अनुकूळ एवा अर्थनी संपत्ति, उद्यम-कल्याणनो उद्योग करवो. तथा प्रथम जे अधर्मनी दंभादिक विभूतिओ कहीछे तेणे रहितपणारूप जे अदंभादिक सर्वे तेपण धर्मसर्गमां जाणी लेवा तथा जे भक्तिना श्रवण कीर्तनादि गुणरूप नव भेदो छे एतो धर्मवंशमां में श्रेष्ठ मान्याछे ॥२९-३३॥ आ धर्मना ज्ञानादि भेदोने ऋषिओ देवताओ मनुष्यो अने बीजा सर्वेपण सर्वभावथी सुखनी इच्छाथी सेववा

तानसेवन्त मुक्ताश्चैव मुमुक्षवः ॥३४॥ विश्वं निजौजसा व्याप्य जित्वा सर्गमधर्मजम् । सुखयामासुरखिलांल्लोकानेते निजाश्रितान् ॥३५॥ अनेकेकोऽपि धर्मेण समवीर्यपराक्रमः । अस्तीत्येकमपि क्वापि मुमुक्षुर्नैव सन्त्यजेत् ॥३६॥ धर्माधर्मावुभावेतौ स्वस्वसर्गे पृथक्पृथक् । एकैकस्मिंस्तिष्ठतो वै स्वयं ते च तयोरपि ॥३७॥ यथा वटः स्वबीजेषु बीजानि च वटे यथा । तिष्ठन्त्येव तथा तां च स्वजातेष्वपि ते तयोः ॥३८॥ इत्युक्तो द्विविधः सर्गो गुणदोषात्मको महान् । तत्राधर्मभवा दोषा धर्मजास्त्वखिला गुणाः ॥३९॥ गुणैर्दोषान्विनिर्जित्य ये भक्तिं कुर्वते हरौ । स्वेप्सितं ते परं सौख्यं लभन्ते नापरे जनाः ॥४०॥ विजेतव्याः प्रयत्नेन दोषा

લાગ્યા તથા મુમુક્ષુઓ સેવવા લાગ્યા કિં બહુના-મુક્તો-મુક્તિસાધન જેમને નિષ્પન્ન થયુ છે એવા મુક્તપ્રાયોપણ સેવવા લાગ્યા ॥૩૪॥ આ ધર્મ સર્ગથી થએલા જ્ઞાનાદિકો અધર્મથકી થએલા દભાદિ સર્ગનો પરાભવ કરી વિશ્વમા વ્યાપીને પોતાના પ્રતાપથી પોતાના આશ્રિતોને સુખીયા કરવા લાગ્યા ॥૩૫॥ આ જ્ઞાનાદિ ધર્મસર્ગમા એક એકપણ સાક્ષાત્ ધર્મને સમાન બળ પરાક્રમવાળો છે, માટે મુમુક્ષુએ એમાથી એકનોપણ ક્યારેપણ પરિત્યાગ કરવો નહિ ॥૩૬॥ ધર્મ અને ધર્મસર્ગ જ્ઞાનાદિ આ બન્ને અન્યોન્ય આશ્રયવાળા છે તથા અધર્મ અને અધર્મસર્ગ દભાદિ પરસ્પર આશ્રયવાળા છે જેમ-વડવૃક્ષ પોતાના બીજમા સૂક્ષ્મ રૂપથી રહ્યોછે અને વડમા બીજ રહ્યુછે તેમ ધર્મસર્ગ જ્ઞાનાદિમા ધર્મ અને ધર્મમા જ્ઞાનાદિ ધર્મસર્ગ રહ્યોછે તથા અધર્મસર્ગ દભાદિકમા અધર્મ અને અધર્મમા દભાદિ અધર્મસર્ગ રહ્યોછે ॥૩૭-૩૮॥ હે બ્રહ્મન્ ! આ પ્રકારે ગુણદોષરૂપ બે પ્રકારનો મહાન્ સર્ગ મેં કહ્યો તેમા અધર્મથકી ઉત્પન્ન થએલા સર્વે દભાદિક દોષસંજ્ઞાથી પ્રસિદ્ધ છે અને ધર્મથકી ઉત્પન્ન થએલા સર્વે જ્ઞાનાદિકતો ગુણસંજ્ઞાથી પ્રસિદ્ધ છે જે જનો જ્ઞાનાદિ ગુણોના સેવનથી દભાદિ દોષોને પરાભવ કરી ભગવાનમા ભક્તિ કરેછે તેજ કલ્યાણરૂપ ઈપ્સિત પરમ સુખને પામેછે બીજા કોઈ પામતાજ નથી માટે કલ્યાણની કામનાવાળાએ ગ્રામ્યસુખના

पवारयस्ततः । गुणानाश्रित्य पुरुषैस्त्यक्तग्राम्यसुखेषणैः ॥४१॥ पञ्चैवावश्यजेतव्याः सन्ति दोषेष्वमीष्वपि । जितेषु येषु सर्वेऽपि जिताः स्युर्नात्र संशयः ॥४२॥ लोभः कामो रसास्वादः स्नेहो मानश्च पञ्चमः । अन्तःशत्रव एते हि विजेतव्याः प्रयत्नतः ॥४३॥ श्रेयोविघ्नकरा ह्येते मुमुक्षूणां निरन्तरम् । प्रमादिनोऽपि मुक्तस्य स्वपदच्युतिहेतवः ॥४४॥ एतेष्वेकतमो यर्हि मुख्यः पुंसि भवेत्तदा । चत्वारोऽन्ये तथा दोषाः सर्वेऽप्यनुचरन्ति तम् ॥४५॥ सर्वदोषाकरत्वं हि पुराणेषु प्रसङ्गतः । एकैकस्यात एवोक्तं दुर्जयत्वं च सन्मते ! ॥४६॥ सर्वथैव विनिर्जित्य तत एतान्महाबलान् ।

ઈર્ષણાનો ત્યાગ કરી જ્ઞાનાદિ ગુણોનો આશ્રય કરી દમ્ભાદિ દોષરૂપ શત્રુઓ પ્રયત્ન કરીનેપણ જીતવા ॥૩૯-૪૧॥ પૂર્વોક્ત અનેક દોષોમાંપણ પાંચજ દોષો પ્રધાનપણે અવશ્ય જીતવાના છે જે પાચ દોષોના જયથી બીજા અધાય પણ દોષો જીતાઈ જાયછે એમાં સશય નથી ॥૪૨॥ તે આ પાચ છે– લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ અને પાંચમો માન 'પાચમો માન' એમ વિશેષ નિર્દેશ કર્યોછે માટે લોભાદિ ચારની અપેક્ષાએ માનનું પ્રબળપણું જણાવ્યું છે, કેમકે–મનુષ્ય માને કરીને મોટાઓનુંપણ અપમાન કરેછે. તેનાથી અધોગતિ થાયછે. જેમ દક્ષાદિકની થઈ હતી. આ અત શત્રુઓ છે, તે પાચેયનો પ્રયત્નથી પરાજય કરવો ॥૪૩॥ આ લોભાદિ દોષો મુક્તને પણ–મુક્તપ્રાયનેપણ (નિષ્પન્ન યોગીને પણ) અલ્પપણ જો પ્રમાદ થાય તો ભ્રષ્ટ કરવામા કારણ થાયછે તો મુમુક્ષુઓને નિરંતર શ્રેયમાં વિઘ્ન કરનારા થાય એમાં કહેવુજ શુ ? થાયજ ॥૪૪॥ આ પાંચ દોષોમાંથી એકપણ દોષ જો પુરૂષમાં પ્રધાનપણે પ્રવર્તે તો બીજા બાકી રહેલા ચાર દોષો તેમજ તે થકી બીજા અધર્મસર્ગથકી થએલા દમ્ભાદિ દોષોપણ તે મુખ્ય દોષને અનુવર્તે છે–એટલે પાછળ લાગુ થાય છે ॥૪૫॥ હે સન્મતે ! આવા આશયથીજ પુરાણોમાં પ્રસગાત્ લોભાદિકમા એક એકપણ દોષ સર્વ દોષોની ઉત્પત્તિની ખાંણરૂપ છે અને દુર્જય છે એમ કહ્યુંછે, માટે સાવધાન–પ્રમાદે વર્જીત મારા આશ્રિતોએ આ મહાબલિષ્ટ દોષોને સર્વ પ્રકારે જીતીનેજ

कृष्णे भक्तिर्विधातव्या सावधानैर्मदाश्रितैः ॥४७॥ किं करिष्यन्ति सुस्वान्तानस्मान्भक्तजनानिमे । इति चेतसि न ज्ञेयं दुःखदोऽल्पोऽप्यरिर्यतः ॥४८॥ विस्रम्भादात्ममनसो ये प्रमादमकुर्वत । भक्तास्तेऽतिमहान्तोऽपि नीता एतैर्हि तुच्छताम् ॥४९॥ लोभाद्यैरभिभूतास्तु महान्तः सन्ति भूरिशः । तेषु नामानि केषाञ्चित्कथयामि समासतः ॥५०॥ महर्षिर्ब्रह्मनिष्ठोऽपि वसिष्ठोऽथ च धार्मिकः । कार्तवीर्यार्जुनश्चोभौ लोभेनैव पराहतौ ॥५१॥ ब्रह्मा सौभरिरिन्द्रश्च नहुषश्चातिधार्मिकाः । अप्येते च पराभूताः कामेनाऽऽपुर्हि दुर्दशाम् ॥५२॥ ऋष्यशृङ्गो मुनिवरस्तथाऽन्येऽपि द्विजा नृपाः । रसास्वादपराभूताश्च्युयुवुः श्रेयसोऽध्वनः ॥५३॥ आर्षभो भरतो राजा त्यक्तराज्यादिवैभवः । अपि मृगार्भस्नेहेन पराभूतिमुपागमत् ॥५४॥ दक्षप्रजापतिश्चाथ दुर्वा-

---

ભગવાનની ભક્તિ કરવી ॥૪૬-૪૭॥ 'અમારૂ મન નિર્મળ છે, ભગવાનમાં અમારે ભક્તિ વર્તેછે, તો આ અલ્પ અત શત્રુ અમારૂ વિપરીત શું કરી શકનાર છે' એમ મનમા માનીને ઉદાસ ન રહેવુ, કેમકે અલ્પ એવોપણ અતરનો અરિ વિશ્વાસ કરતા પ્રવેશાવકાશ પામીને દુ ખ દેનારોજ થાય ॥૪૮॥ જે ભક્તોએ પૂર્વે પોતાના મનની નિર્મળતાના વિશ્વાસથી પ્રમાદ કર્યો (અસાવધતા રાખી) તે અતિ મોટા ભક્તો હતા પણ આ લોભાદિ દોષોએ તૃણુથકીપણુ તુચ્છતાને પમાડી દીધાછે લોભાદિ દોષોએ પરાભવ પમાડેલા મોટા ભક્તોપણ બહુ સભળાય છે, તેમાથી કેટલાકના નામો સક્ષેપમાં હુ કહુંછુ ॥૪૯-૫૦॥ બ્રહ્મનિષ્ઠ એવા પણ વસિષ્ઠ મહર્ષિ અને ધર્મનિષ્ઠ એવો પણ સહસાર્જુન રાજા, આ બન્ને લોભેજ પરાભવ પમાડ્યા હતા ॥૫૧॥ દેવમાં બ્રહ્મા તથા ઇન્દ્ર, મહર્ષિઓમા સૌભરિ તથા અતિધાર્મિક નહુષ રાજા, આ સર્વેપણુ કામે પરાભવ પમાડવાથી દુર્દશાને પામ્યા હતા ॥૫૨॥ મુનિવર ઋષ્યશૃગ તથા બીજાપણુ બ્રાહ્મણો અને રાજાઓ રસાસ્વાદે પરાભાવ પમાડવાથી કલ્યાણુના માર્ગથકી ભ્રષ્ટ થઈગયાછે ॥૫૩॥ ઋષભદેવના પુત્ર ભરત રાજાએ રાજ્યાદિ વૈભવનો ત્યાગ કર્યો હતો તથાપિ તે મૃગબા-

सा अत्रिनन्दनः । पराभूतिं सुमहतीं मानेन प्रापदुद्धतम् ॥५५॥ एवमन्येऽपि यद्वचो देवा भूपा महर्षयः । पराभूता हि लोभाद्यै रेतैः प्रापुर्महापदम् ॥५६॥ दशा चेन्महतामीदृक्तर्हि त्वाधुनिका जनाः । समनो विश्वसेयुर्ये भ्रंशयेयुस्ते कथं न भो ! ॥५७॥ तस्मान्मनो नियम्यैव जयन्नेव रिपूनमून् । मदाश्रितः सर्वकालं सावधानो भजेद्धरिम् ॥५८॥ अधर्मसर्गस्य विवर्जनेन धर्मान्वयस्यैव समाश्रयेण । सम्पोष्य भक्तिं भुवि वर्धयन्ति ये ते लभन्ते सुखमीप्सितं वै ॥५९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे धर्माधर्मसर्गनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

सुमत उवाच—इत्याकर्ण्य हरेर्वाक्यं नातितृप्तमना द्विजः । पुनः

લકમા થએલા સ્નેહને લીધે પરાભવ પામ્યા હતા ॥૫૪॥ દક્ષપ્રજાપતિ અને અત્રિ ઋષિના પુત્ર દુર્વાસામુનિ આ બે માને કરીને મહાપરાભવને જલદી પામ્યા હતા ॥૫૫॥ એરીતે બીજાપણ બહુ દેવો મહર્ષિઓ અને રાજાઓ આ લોભાદિ પાચ દોષોએ પરાભવ પમાડવાથી મહાવિપત્તિને પામેલા સભળાય છે ॥૫૬॥ હે વિપ્ર ! જ્યારે મોટા મોટાઓની પણ આવી દશા થઈ છે તો આધુનિક જનોની થાય એમા કહેવુજ શુ ? માટે મનની નિર્મળતાનો જે વિશ્વાસ કરે તો તે જનો કેમ ભ્રષ્ટ ન થાય ? થાયજ ॥૫૭॥ માટે મારો આશ્રિતજન નિરતર મનને નિયમમા કરીને આ લોભાદિ પાચ રિપુઓને સાવધાન થઇને જીતીને ભગવાનને ભજે ॥૫૮॥ આવા ઉપાયથી સાવધાન થએલા મનથી અધર્મસર્ગનો દૂરથી પરિત્યાગ કરી ધર્મસર્ગનો સમાશ્રય કરી જે જનો પ્રતિદિન ભક્તિનુ પોષણ કરી વૃદ્ધિ પમાડે છે તે જનોજ કલ્યાણરૂપ ઇપ્સિત સુખને પામેછે ॥૫૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... દ્વિતીયપ્રકરણે ધર્માધર્મસર્ગનિરૂપણનામા દશમોऽધ્યાયઃ ॥૧૦॥

## [1]અધ્યાય ૧૧ મો.

સુમતઋષિ કહેછે—હે રાજન્ ! મયારામ વિપ્ર આવુ શ્રીહરિનુ વચન

[1] આ અધ્યાયમા લોભદોષથી પરાભવ પામેલા વસિષ્ઠઋષિ અને સહસ્રાર્જુન રાજાની પુરાણપ્રસિદ્ધ કથા કહીછે

पप्रच्छ तं नत्वा स बद्धाञ्जलिरादरात् ॥१॥ मयराम उवाच—हरे! स्वामिन्! दयासिन्धो! सर्वजीवहितावह!। पिता सुतानामिव नः कुरुषे सर्वथा हितम् ॥२॥ महदेव बलं स्वामिँल्लोभादीनां त्वयोदितम्। पञ्चानामतिदुष्टानां मुक्तस्याप्यस्ति यद्भयम् ॥३॥ लोभादिभिः पराभूता वसिष्ठाद्या यथा प्रभो!। कथास्ताः श्रोतुमिच्छामो वयं सर्वाः पृथक् पृथक् ॥४॥ सुव्रत उवाच—इति पृष्टो भक्तपतिर्विप्रवर्येण तेन सः। प्रीत्या मधुरया वाचा जगादानन्दयन्द्विजान् ॥५॥ श्रीनारायणमुनिरुवाच—इतिहासपुराणेषु वसिष्ठादेः कथा द्विज!। वर्णिता विस्तरात्सन्ति सङ्क्षेपेण वदाम्यहम् ॥६॥

---

સાભળીને ફરીથી તેમના વચનામૃતના આસ્વાદની લિપ્સાથી મનમાં અત્યત તૃપ્ત નહિ થઇને, બે હાથ જોડી તેમને પ્રણામ કરી આદરથી ફરી પુછવા લાગ્યા ॥૧॥ મયારામ વિપ્ર પુછેછે—હે હરે! સ્વામિન્-તમો અમારા સર્વેના સ્વામી છો, સ્વામીપણુ ગુણવાન છો, કેમકે તમો દયાસિન્ધુ છો. સ્વામિની દયા એતો ગુણાતિશય કહેવાય છે. વળી તમો જીવોનું સમસ્ત હિત કરનારા છો સ્વામિપણું અને દયાસિંધુપણુ સર્વ જીવોનું હિત કરવાથીજ સફળતાને પામેછે, નહિ તો તે બન્ને નિષ્ફળ છે. હિત કરવામાં અસમર્થ એવો સ્વામી દયાવાન્ હોય પણ કશું કાર્ય કરનારો થાય નહિ. સ્વામી હોઇને દયાળુ હોય એજ હિત કરવા સમર્થ થાય. બીજાની અપેક્ષાએ તમારો હિત કરવામાં આ વિશેષ છે-પિતા જેમ પોતાના પુત્રોનું હિત કરે એમ અમારૂં સર્વથા હિત કરોછો ॥૨॥ હે સ્વામિન્! આપે મુક્તનિષ્પન્ન સાધનવાળા મુક્તપ્રાયોને પણ ભય કરનારૂ અતિદુષ્ટ લોભાદિ પંચકનું બળ દુર્નિવાર્ય કહ્યું. કિંતુ હે પ્રભો! વસિષ્ઠાદિ લોભાદિકથી જે પ્રકારે પરાભવ પામ્યા તે સર્વ કથા અમો પૃથક્ પૃથક્ સાંભળવા ઇચ્છીએ છીએ ॥૩-૪॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! વિપ્રવર્ય મયારામે આ પ્રકારે પુછેલા ભક્તપતિ ભગવાન્ મધુર વાણીવડે ભક્તોને આનંદ આપતા થકા પ્રીતિથી બોલ્યા ॥૫॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે દ્વિજ! ભારત ભાગવત આદિક ઇતિહાસ પુરાણોમાં લોભથી પરાભવ પામેલા વસિષ્ઠાદિ-

तत्रादौ लोभवशतो वसिष्ठो मुनिसत्तमः । पराभवं यथा प्राप तां कथां कथयामि ते ॥ ७ ॥ आसीद्राजा निमिर्नाम्ना सूर्यवंशसमुद्भवः । यज्ञं करिष्यन्स गुरुं वसिष्ठमवृतर्त्विजम् ॥८॥ यज्ञमारम्भयित्वाऽथ वसिष्ठः प्राह भूपतिम् । वृतोऽस्मीन्द्रेण यज्ञार्थं प्रागहं नृपते ! किल ॥९॥ तं याजयित्वाऽऽयास्यामि शीघ्रमत्र न संशयः । ततस्त्वां याजयिष्यामि तावन्मा प्रतिपालय ॥१०॥ इत्युक्त्वाऽगाद्वसिष्ठोऽथ निमिस्तु क्षणभङ्गुरम् । देहं जानन् द्विजैरन्यैश्चकार मखमुत्तमम् ॥११॥ अथागतो वसिष्ठोऽपि याजयित्वा सुरेश्वरम् । शिष्यव्यतिक्रमं दृष्ट्वा चुकोप धनलुब्धधीः ॥१२॥ शशाप च निमिं देहस्तव पण्डितमानिनः । पतत्वद्याथ नृपतिस्तं शशापातिकोपिनम् ॥१३॥ देहस्तेऽपि पतत्वद्य लोभाद्धर्ममजानतः ।

---

કની કથા વિસ્તારથી વર્ણવી છે તેને હું સંક્ષેપમા કહુંછુ ॥૬॥ તેમાં પ્રથમ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠ લોભવશથી જે પ્રકારે પરાભવ પામ્યા છે તે કથા તમોને કહુંછુ ॥૭॥ પૂર્વે સૂર્યવંશમા ઉત્પન્ન થએલો નિમિ નામનો એક રાજા હતો. તેણે યજ્ઞ કરવા પોતાના કુળગુરૂ વસિષ્ઠને ઋત્વિજપણે વર્યા. વરણુ કરેલા વસિષ્ઠમુનિ તથાસ્તુ કહીને યજ્ઞારંભ કરાવીને એટલે તેને યજ્ઞ સામગ્રી સંપાદનમા પ્રેરીને પછીથી એમ બોલ્યા કે હે નૃપતે ! તારા યજ્ઞારંભ પહેલાંજ ઇન્દ્રે યજ્ઞ કરવા મારૂ વરણુ નિશ્ચે કરેલું છે. તો પ્રથમ ઇન્દ્રને યજ્ઞ કરાવીને તત્કાળ અહીં આવીશ એમા સંશય નથી. પછીથી તને યજ્ઞ કરાવીશ ત્યાંસુધી મારી વાટ જો જે ॥૮-૧૦॥ એમ કહીને વસિષ્ઠ ઇન્દ્રને યજ્ઞ કરાવા ગયા. પછી નિમિ નૃપતિએનો દેહને ક્ષણભંગુર જાણીને ધર્મમાં ત્વરાને લીધે બીજા વરેલા વિપ્રો પાસે ઉત્તમ યજ્ઞ કરાવ્યો ॥૧૧॥ એટલાકમાં વસિષ્ઠપણુ ઇન્દ્રને યજ્ઞ કરાવી પાછા આવતાં શિષ્ય રાજાનો પોતાની અસન્નિધિમા યજ્ઞ કરાવારૂપ વ્યતિક્રમ ( અન્યાય ) જોઇને ધન લોભને લીધે કોપ પામ્યા ॥૧૨॥ અને તત્ક્ષણુ નિમિ રાજાને 'પંડિતપણાના અભિમાનવાળા તારો દેહ આ ક્ષણુમાંજ પડી જાઓ' એવો શાપ આપ્યો પછીથી નિમિ નૃપેપણુ પોતાને અકારણુ આપેલો શાપ લક્ષમા લઇને વસિષ્ઠને 'લોભને લીધે ધર્મતત્ત્વને

एवमन्योन्यशापेन तावुभौ मृत्युमापतुः ॥१४॥ निमिस्तु जीवितो विप्रैर्विदेहोऽभूच्च याज्ञिकैः । उन्मेषणनिमेषाभ्यां स नृणां चक्षुषीक्ष्यते ॥१५॥ उर्वश्याः पुत्रतां प्राप्य मित्रावरुणवीर्यतः । विख्यातोऽभूद्वसिष्ठस्तु वेश्यासूनुरिति ध्रुवम् ॥१६॥ इत्थं लोभवशादेव वसिष्ठोऽपि महामुनिः । सूर्यवंशनृपाचार्यः सम्प्रपेदे पराभवम् ॥१७॥ लोभेन हैहयस्याथ महायोगकलानिधेः । अपि श्रीदत्तशिष्यस्य कथयामि पराभवम् ॥१८॥ अर्जुनाख्योऽभवद्राजा कृतवीर्यात्मजो महान् । चन्द्रवंशसमुत्पन्नो महाबलपराक्रमः ॥१९॥ नारायणावतारं स दत्तात्रेयं महामुनिम् । आराध्य बाहुसाहस्रं युधि लेभे निजेप्सितम् ॥२०॥ योगैश्वर्यं च सम्प्राप्य

---

विस्मृत करी मने शाप आपता तमारो पण देह हमणांज पडी जाओ' एवो प्रतिशाप आप्यो. हे विप्र ! आ प्रकारे बन्ने जणाओ परस्पर शाप प्राप्तिथी मृत्युने पाम्या ॥१३-१४॥ ते समये निमि राजा यज्ञमां ऋत्विजपणे वरेला बीजा विप्रोए देवोना प्रसादथी जीवतो करतां पोताने देहमां अरुचि होवाथी विदेह-देहे रहित थईने देवोना अनुग्रहथी जनोना नेत्रोमां उन्मेष निमेष ( नेत्र उघाडवां अने मीचवां )ना प्रवर्तकपणे देखाय छे. ते भागवतमां कह्युं छे—'विदेह उष्यतां कामं लोचनेषु शरीरिणाम् । उन्मेषणनिमेषाभ्यां लक्षितोऽध्यात्मसंस्थितः' ॥१५॥ वसिष्ठमुनितो मित्रावरुणना वीर्यथी निमित्तभूत उर्वशी वेश्याना पुत्रभावने पामीने 'वेश्यासूनु' एम विख्यात थया ॥१६॥ आ रीते सूर्यवंशी राजाओना आचार्य महामुनि वसिष्ठपण लोभवशात् पराभवने पाम्या हता ॥१७॥

हवे भगवान् श्रीदत्तात्रेयमुनिनो शिष्य, माटेज महा योगकलाओनो निधि एवापण सहस्रार्जुन राजानो लोभने लीधे थएलो पराभव कहुंछुं तेने सांभळो॥१८॥ पूर्वे कृतवीर्य राजानो पुत्र, चंद्रवंशमां उत्पन्न थएलो, महा बळ पराक्रमे परिपूर्ण, अर्जुन नामनो मोटो एक राजा हतो ॥१९॥ आ राजा नारायणावतार दत्तात्रेय महामुनिनुं आराधन करीने तेमना प्रसादथी संग्राम समयमां स्वाभीष्ट हजार हाथने पाम्यो हतो तथा तेमनाज

तत्प्रसादेन सोऽर्जुनः । अव्याहतबलौजःश्रीः पृथिवीं बुभुजेऽखिलाम् ॥२१॥ स एकदा तु मृगयां विचरन् गहने वने । यदृच्छयाऽऽश्रमं प्रापज्जमदग्नेस्तपोनिधेः ॥२२॥ स तस्मै नरदेवाय मुनिरर्हणमाहरत् । ससैन्यामात्यवाहाय कामधेनोः प्रसादतः ॥२३॥ तदाऽभूद्विस्मितो राजा वीक्ष्य तन्मुनिवैभवम् । आत्मैश्वर्यातिशयितमदृष्टं चाश्रुतं क्वचित् ॥२४॥ ततः कामदुघामेव तद्धेतुमवगत्य सः । बलात्तां स्वपुरं निन्ये क्रन्दन्तीं च सवत्सकाम् ॥२५॥ अध्येतुं च गतो विद्यां रामस्तावदुपागतः । श्रुत्वाऽर्जुनस्य दौरात्म्यं चुक्रोधाहिरिवाहतः ॥२६॥ घोरमादाय परशुं ततो माहिष्मतीं पुरीम् । गत्वा स तेन युयुधे कृतान्त इव दुर्जयः ॥२७॥ अक्षौहिणीभिः सहितं स सप्तदशभिर्नृपम् । तं निहत्य

અનુગ્રહથી નિરંકુશ અણિમાદિ યોગૈશ્વર્યને પામીને કોઈપણ ન પરાભવ કરી શકે એવા બળ પરાક્રમ અને સંપત્તિ પામીને સમગ્ર પૃથ્વીને ભોગવતો હતો ॥૨૦-૨૧॥ આ રાજા કોઈ સમયે ગહન વનમાં મૃગયા કરતો કરતો યદૃચ્છાથી તપોનિધિ જમદગ્નિ મુનિના આશ્રમમાં આવ્યો આ મુનિએ પોતાના આશ્રમમાં અચાનક આવી ચઢેલા, સૈન્ય અમાત્ય આદિકે સહિત નરદેવ સહસાર્જુનનું કામધેનુના અનુગ્રહથી અનુપમ આતિથ્ય કર્યું. તે સમયે રાજાતો મુનિનો તે વૈભવ પોતાના ઐશ્વર્ય થકી પણ અત્યધિક, કોઈ સ્થળે નહિ દેખેલો નહિ સાંભળેલો જોઈને પરમ વિસ્મય પામી ગયો ॥૨૨-૨૪॥ તેપછી 'આવા મુનિવૈભવનું કારણ કામદુઘા છે' એમ જાણીને લોભવેગથી પરાભવ પામેલો રાજા બહુ બુમો પાડી રડતી વત્સે સહિત એવી તે કામદુઘાને બળાત્કારથી પોતાની માહિષ્મતી પુરીમાં લઈ ગયો આ અવસરમાં વિદ્યા ભણવા ગએલા, જમદગ્નિના પુત્ર, પરશુરામ ગુરૂના ગૃહથકી આશ્રમમાં પાછા આવતાં સહસાર્જુનની કામધેનુના હરણરૂપ દુષ્ટતા સાંભળીને દડાદિવડે તાડન કરેલા સર્પની પેઠે મહાક્રોધ પામી, તત્કાળ પોતાનું ઘોર આયુધ પરશુ ગ્રહણ કરી, માહિષ્મતી નગરીમાં જઈ, મૃત્યુ જેવા દુર્જય પરશુરામે તેની સાથે યુદ્ધ કર્યું યુદ્ધમાં સત્તર અક્ષૌહિણી સૈન્યે સહિત સહસાર્જુનને

निजां धेनुं गृहीत्वाऽऽश्रममाययौ ॥२८॥ तस्य तत्कर्म विज्ञाय जमदग्निः क्षमानिधिः । प्राह पुत्र ! त्वया नैतत्कृतं ब्रह्मकुलोचितम् ॥२९॥ वयं हि ब्राह्मणास्तात ! क्षमया पूज्यतां गताः । पारमेष्ठ्यं पदं प्राप क्षमयैवाम्बुजासनः ॥३०॥ क्षमयैव हरिः साक्षात्प्रभुस्तुष्यति नान्यथा । पापमेव त्वया पुत्र! कृतमेतन्न संशयः ॥३१॥ राज्ञो मूर्धाभिषिक्तस्य वधो ब्रह्मवधाद्गुरुः । तन्निष्कृतं कुरु ततः शीघ्रं त्वं तीर्थयात्रया ॥३२॥ इति वाक्यं पितुः श्रुत्वा तीर्थयात्रां स वत्सरम् । कृत्वा यथोक्तविधिना पुनः स्वाश्रममाययौ ॥३३॥ एकदाऽऽश्रमतो रामे सभ्रातरि वनं गते । अर्जुनस्य सुता आयलँब्धच्छिद्रास्तदाश्रमम् ॥३४॥ क्रन्दन्तीमप्यनादृत्य रेणुकां तेऽतिदारुणाः । छित्वा मुनेः शिरस्तूर्णं गृहीत्वा स्वपुरं ययुः

---

મારી નાંખીને પોતાની કામદુઘા લઇને આશ્રમમાં આવ્યા ॥૨૫-૨૮॥ જનક જમદગ્નિતો ક્ષમાનિધિ હોવાથી પુત્રનું તે રાજહત્યારૂપ દારૂણ કર્મ જાણતાં અત્યંત ખેદ પામીને એમ બોલ્યા કે-હે પુત્ર ! તમોએ જે આ કર્મ કર્યું તે આપણા બ્રાહ્મણકુળને ઉચિત નથી. હે તાત ! કેમકે ક્ષમાગુણવડેજ આપણે બ્રાહ્મણો પૂજ્ય થયા છીએ. બ્રહ્મા ક્ષમાગુણવડેજ પારમેષ્ઠ્ય એવા પણ પદને પામ્યાછે. સર્વકર્મસમારાધ્ય એવા પણ સાક્ષાત્ પ્રભુ શ્રીહરિ ક્ષમાવડેજ પ્રસન્ન થાયછે, અન્યથા નહિ. માટે હે પુત્ર ! તમોએ તો આ પાપજ કર્યું છે એમાં સંશય નથી. રાજ્યારોહણ સમયે મૂર્ધાભિષેકને પામેલા રાજાનો વધ બ્રાહ્મણ વધથકીપણ અતિ અધિક છે, માટે તમો તેનું પ્રાયશ્ચિત્ત તુરત કરો. તીર્થયાત્રા માટે જાઓ, કેમકે તીર્થયાત્રાજ પ્રાયશ્ચિત્ત છે ॥૨૯-૩૨॥ પિતાનું આવું વચન સાંભળીને પુત્ર પરશુરામ આજ્ઞામુજબ એક વર્ષમાં યથાવિધિ તીર્થયાત્રા કરી ફરી પોતાના આશ્રમમાં આવ્યા ॥૩૩॥ કોઈ સમયે પોતાના આશ્રમથકી પરશુરામ વસુમાન વિગેરે ભાઇઓને સાથે લઇને વનમાં ગયા એટલે પ્રવેશાવકાશ પ્રાપ્ત થયો જાણીને સહસ્રાર્જુનના અતિક્રૂર સ્વભાવના પાપી પુત્રો જમદગ્નિના આશ્રમમાં પ્રવેશ કરી તેમની ભાર્યા રેણુકાને બુમો પાડી રડતીને પણ નહિ ગણીને જમદગ્નિનું મસ્તક છેદી

॥३५॥ मातुराक्रन्दमाकर्ण्य रामः शीघ्रमुपेत्य तत् । उन्मत्तक्षत्रदौरात्म्यं दृष्ट्वाऽतिक्रोधमाप सः ॥३६॥ ततो माहिष्मतीं गत्वा हत्वा तानर्जुनात्मजान् । तद्रक्तेन नदीं घोरां चक्रेऽद्रिं च स शीर्षभिः ॥३७॥ पितुः शिरः समानीय तमजीवयदीश्वरः । स रामः स्थापयामास तं च सप्तर्षिमण्डले ॥३८॥ एकविंशतिकृत्वोऽथ कृतान्त इव भीषणः । निःक्षत्रियां महीं चक्रे पर्शुहस्तः परिभ्रमन् ॥३९॥ इत्थं लोभेन नृपतिः सह पुत्रैर्ननाश सः । सकलक्षत्रसंहारे हेतुश्चासीद्विनष्टधीः ॥४०॥ एवमन्येऽपि बहवो मुक्ताः सिद्धा महर्षयः । राजानश्चापि लोभेन विनष्टिं महतीं ययुः ॥४१॥ लोभं हृदो न जहतोः सुमते ! मयेत्थमुक्ता वसिष्ठकृतवीर्यजयोर्दशा ते । वक्ष्येऽथ कामपरतन्त्रतयाऽब्जजादेस्तां त्वं शृणु

---

તેને લઇને ઝટ પોતાના પુરમાં ચાલ્યા ગયા ॥૩૪-૩૫॥ પરશુરામેતો માતા રેણુકાનું આક્રંદન (શુમો સાથેનું રૂદન) સાંભળીને એકદમ આશ્રમમાં આવતાં ઉન્મત્ત ક્ષત્ર જાતિનું તેવું દૌરાત્મ્ય દેખીને તીવ્ર કોપપરવશ થઈ પરશુ હાથમાં લઈ તત્કાળ માહિષ્મતી પુરીમાં જઈ સહસ્રાર્જુનના તે સર્વ (પાંચ હજાર) પુત્રોને મારી નાંખીને તેના વહેતા રૂધિરથી મોટી નદી કરી અને કુહારથી છેદેલાં મસ્તકોથી મોટો પર્વત કર્યો ॥૩૬-૩૭॥ તેપછી પરશુરામે પિતાનું એજ મસ્તક પાછુ લાવીને સ્વય મહાયોગેશ્વર હોવાથી તેમના શરીર સાથે સાંધી દઈ પિતાને જીવતા કરી તેમની સપ્તર્ષિ મંડળમાં સ્થાપના કરી ॥૩૮॥ વળી જગતનો અંત કરનાર કાળ જેવા ભયંકર આ પરશુરામે સર્વત્ર ફરી ફરીને એકવીશ વાર પૃથ્વીને નિઃક્ષત્રિયા પરશુમાત્ર સહાયથી કરી ॥૩૯॥ આ પ્રકારે લોભ મહાદોષથી વિનષ્ટ વિવેકવાળો સહસ્રાર્જુન રાજા વશે સહિત વિનાશને પામ્યો. એટલુંજ નહિ કિંતુ સમસ્ત ક્ષત્રિયોના સંહારમાં કારણ થયો ॥૪૦॥ એરીતે બીજાપણ બહુ મુક્તો (મુક્તપ્રાયો) સિધ્ધો મહર્ષિઓ અને રાજાઓ લોભે કરીને મહા વિપત્તિને પામેલા પ્રસિદ્ધ છે ॥૪૧॥ હે સુમતિમાન્ મયારામ વિપ્ર ! પૂર્વોક્ત પ્રકારે લોભાવિષ્ટ ચિત્તવાળા વસિષ્ઠ મુનિ અને સહસ્રાર્જુન રાજાની

स्थिरमनाः प्रथितां पुराणे ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे लोभेन वसिष्ठादिपराभवनामैकादशोऽध्यायः ॥११॥

श्रीनारायणमुनिरुवाच—जगत्स्रष्टा पुरा ब्रह्मा स्वाङ्गजातां सरस्वतीम् । रूपलावण्यसम्पन्नां दृष्ट्वाऽभूत्कामविह्वलः ॥१॥ उत्थाय परिरब्धुं तां यावत्स्पृशति विश्वसृट् । तावत्सा कन्यका भीता मृगी भूत्वा पलायत ॥२॥ अकामामपि तां कन्यां कामयन् स प्रजापतिः । अन्वधावन्मृगो भूत्वा निस्त्रपः कामनष्टधीः ॥३॥ पितरं त्यक्तमर्यादं तमधर्ममतिं तदा । मरीचिमुख्या ऋषयो विलोक्य

---

દશા મેં તમોને કહી. હવે કામપરતંત્રપણાને લીધે થએલી બ્રહ્માદિકની પુરાણપ્રસિદ્ધ દશા હું કહીશ તેને તમો નિશ્ચળ મનથી સાંભળો ॥૪૨॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે લોભેન વસિષ્ઠાદિપરાભવનામૈકાદશોઽધ્યાયઃ ॥૧૧॥

## [1]અધ્યાય ૧૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે વિપ્ર ! પૂર્વે જગત્સ્રષ્ટા સ્વયં બ્રહ્મા પોતાના અંગ થકી થએલી સરસ્વતી નામની પુત્રીને જોઇને, તેના અતિશય રૂપ લાવણ્યથી કામાન્ધ થઈ આસનમાંથી ઉઠીને તેને આલિંગન કરવા જાય છે એટલાકમાં તે કન્યા તે નિંદિત કર્મ થકી ભય પામી પોતાનું તેથકી રક્ષણ કરવા મૃગલી થઈ નાશી ગઈ. અકામા એવીપણ કન્યાની કામના કરતા આ કામાન્ધ નિર્લજ્જ બ્રહ્મા મૃગ થઈ તેની પાછળ દોડ્યા ॥૧-૩॥ તે સમયે મરીચિ પ્રમુખ મહર્ષિઓ વિવેકે રહિત, અધર્મમાં પ્રવર્તેલા, જેમણે મર્યાદા મુકી દીધી છે એવા પિતાને જોઇને બોધ કરવા લાગ્યા કે-હે પિતઃ ! આવું નિંદિત કર્મ તમારા થકી પૂર્વેના કોઇપણ બ્રહ્માઓએ નથીજ કર્યું અને કલ્પાંતરમાં પણ બીજા કોઇપણ બ્રહ્માઓ નહિજ કરશે. પ્રાકૃત-અનભિજ્ઞ એવોપણ કયો પુરૂષ કામને ન નિયમમાં કરીને તમારી પેઠે પુત્રીની

---

૧ આ અધ્યાયમાં કામથી પરાભવ પામેલા બ્રહ્મા, સૌભરી, ઇન્દ્ર અને નહુષની કથા કરી છે.

प्रत्यबोधयन् ॥४॥ नैतादृशं कृतं कर्म त्वत्पूर्वैर्महाभिः पितः! । कल्पान्तरेषु चाप्यन्ये न करिष्यन्ति केचन ॥५॥ न निगृह्य च कः कामं प्राकृतोऽपि पुमान्द्विजाम् । अनुगच्छेत्सुतां त्वद्वदकामां भयविद्रुताम् ॥६॥ तेजस्विनामपि पितर्नैतत्कर्मोचितं खलु । यतस्त एव लोकेषु धर्ममार्गप्रवर्तकाः ॥७॥ यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥८॥ इति प्रबोधितः पुत्रैर्लज्जितः स प्रजापतिः । अधर्मापयशोभीतः सद्यस्तां विजहौ तनुम् ॥९॥ कामेनेत्थं पुरा ब्रह्मा जगद्धाताऽपि मोहितः । दुराचारे प्रवृत्तोऽभून्निस्त्रपः पशुवद्द्विज ! ॥१०॥ अद्यापि नीचोऽपि जनस्तस्य तत्कर्म गर्हितम् । श्रुत्वैव सशिरःकम्पं निन्दां तस्य करोति वै ॥११॥ पराभव इति प्रोक्तः कामेन ब्रह्मणो मया । सौभरेश्चाथ वक्ष्यामि नैष्ठिकस्य तपस्विनः ॥१२॥ एकदा सौभरिर्नाम्ना मह-

---

પાછળ અગસગ માટે દોડે ? કોઈપણ નહિ આ તો ભ્રાતાની કે કાકાની પુત્રી નહિ પરંતુ પોતાની પુત્રી છે. તેમ તમારી પેઠે કામાકુળ મનવાળી નહિ કિંતુ અકામા છે. વળી ભયને લીધે પલાયન કરી જતી છે. ભયભીતોને અભયદાન દેવું એતો મહા ધર્મ છે હે પિત ! તમારા જેવા તેજસ્વી મહાપુરૂષોને તો આ કર્મ અત્યત યોગ્ય નથી, કેમકે તમારા જેવાઓની જે સ્થિતિ છે તે લોકમાં ધર્માચરણપૂર્વક ધર્મમાર્ગની પ્રવૃત્તિ કરવા છે તે ભગવાને ગીતામા કહ્યુ છે—'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते' ઇત્યાદિ ॥૪-૮॥ હે વિપ્ર ! આ રીતે પુત્રોએ પ્રબોધ દીધેલા, માટેજ લજ્જાઈ ગએલા પ્રજાપતિ બ્રહ્માએ અધર્મ અને અપયશના મહા ભયને લીધે તે તનુનો તત્કાળજ ત્યાગ કરી દીધો ॥૯॥ હે દ્વિજ ! જગત્સ્રષ્ટા એવાપણ બ્રહ્મા પૂર્વે આ પ્રકારે કામમોહિત થઈ પશુની પેઠ નિર્લજ્જ થઈ દુરાચારમા પ્રવર્ત્યા હતા તો બીજાઓની વાતજ શી ? ॥૧૦॥ અદ્યાપિ નીચપણ જન બ્રહ્માનું આ નિંદિત કર્મ સાંભળીનેજ પોતાનુ માથુ ધુણાવાપૂર્વક તેની નિંદા કરેછે ॥૧૧॥

હે વિપ્ર ! આ પ્રકારે કામથી થએલો બ્રહ્માનો પરાભવ મેં કહ્યો હવે મ-

पिंस्तपतां वरः । तपश्चक्रेऽब्दसाहस्रं प्रविश्य यमुनोदके ॥१३॥ तत्रैकदा मैथुनिनं मीनराजं स ऐक्षत । निर्वृतिं परमां प्राप्तं स्त्रीसुखेनातिकामिनम् ॥१४॥ तद्दर्शनेन तस्याभूत्स्त्रीस्पृहा हृदये मुनेः । ततः स्वीयं तपो हित्वा चिन्तयामास योषितम् ॥१५॥ इच्छन्नथो राजकन्यां नृपतिं बहुकन्यकम् । मान्धातारमुपागत्य कन्यामेकामयाचत ॥१६॥ वार्धक्यवेपमानाङ्गं तपःकृशतनुं मुनिम् । वीक्ष्य

---

હાનૈષ્ઠિક મહાતપસ્વી સૌભરિ મુનિનો કામથી થએલો પરાભવ કહું છું ॥૧૨॥ પૂર્વે કોઈ સમયે તપસ્વિઓમાં શ્રેષ્ઠ સૌભરી નામના મહર્ષિએ યમુના નદીના જળમાં પ્રવેશ કરી તીવ્ર તપ સહસ્રવર્ષપર્યંત કર્યું. વનમાં પણ વિવિધ અપરિમિત મૃગમિથુન વર્તે છે એમ માનીને તેમાં પણ વિષય સંગના ભયથી જળના મધ્યમાં પ્રવેશ ભલે કર્યો પણ તેથી શું ? કેમકે કામવેગને જળ સ્થળનો વિભાગ નથી. સ્થળમાં થાય તેમ જળમાંપણ થાયજ. તો એમને જળના મધ્યમાં મૈથુનાસક્ત કોઈ મહામત્સ્ય કોઈ સમયે જોવામાં આવ્યો. આ મત્સ્ય અજ્ઞાનપ્રધાન જાતિ સ્વભાવને લીધે કામૈકશીલ હોવાથી તેમાંજ અત્યલ્પ સ્ત્રીસુખથી પરમ આનંદને પામેલો હતો. આવા તે માછલાને જોઈને તીવ્ર તપોનિષ્ઠ એવા પણ આ સૌભરીને તત્કાળ સ્ત્રીની સ્પૃહા થઈ આવી. કારણ કે કામનો વૈભવ કોઈથી પણ ન પરાભવ થાય એવો મહાન્ છે. આ મુનિ-આત્માનાજ એક મનનશીલ છે તોપણ તેમને જે હૃદય આત્મમનનના ઉપકરણભૂત છે એજ હૃદયમાં સ્ત્રીની સ્પૃહા થઈ, આવા કામાભિભવથી તપનો ત્યાગ કરી સતત સ્ત્રીનુંજ સ્મરણ કરવા લાગ્યા

प्राह नृपः कन्या या त्वामिच्छेद्वृणीहि ताम् ॥१७॥ ततस्तथेत्युक्तवन्तं मुनिमन्तःपुरं नृपः । क्षत्रा प्रवेशयामास सोऽनिच्छुरपि तद्भयात् ॥१८॥ वार्धक्याद्नृपतेः स्वस्मिन्नप्रीतिं स विदन्नृपिः । दिव्यरूपोऽभवत्सद्यो देवीनामपि मोहनः ॥१९॥ पञ्चाशत्कन्यका राज्ञस्तं दृष्ट्वा दिव्यरूपिणम् । तदैव सर्वा अपि तं वव्रिरे स्वेप्सितं पतिम् ॥२०॥ परिगृह्य ततस्ताः स्त्रीर्निजमाश्रममेत्य सः । दिव्यसौधादि तत्कालं ससर्ज तपसो बलात् ॥२१॥ ताभिर्भोगान्स भुञ्जानो न दिवा न निशामवैत् । सहस्रशश्च तनयान्मनोज्ञांस्तास्वजीजनत् ॥२२॥ तपःसिद्धः स मुनिराडित्थं कामेन मोहितः । बभूव तपसो भ्रष्टो भगवत्प्रीतिकारणात् ॥२३॥ आस्थानं

કહ્યું ॥૧૬-૧૭॥ તેપછી આ મુનિએ રાજાનું વચન અંગીકાર કર્યું પછીથી રાજાએ કન્યા પરણાવાની પોતાને બીલકુલ ઇચ્છા નથી તથાપિ તેમના થકી શાપ ભયને લીધે અંતઃપુરના અનુચર ( ક્ષત્તા ) સાથે અંતઃપુરમાં મુનિને મોકલ્યા અંતઃપુરમાં પહોચાડેલા આ મુનિ 'વૃદ્ધપણાને લીધે મારી ઉપર રાજાની પ્રીતિ નથી' એમ જાણી જઇને તપના પ્રભાવથી તત્કાળ દેવીઓનેપણ રૂપથી મોહ પમાડનારા દિવ્ય રૂપવાન થયા ॥૧૮-૧૯॥ દિવ્ય રૂપવાળા, લાવણ્યના એક નિધિ, તરૂણ વયે સંપન્ન એવા તે મુનિને જોઇનેજ તેમનામાં અનુરાગ પામેલી રાજાની પચાસેય કન્યાઓ મુનિને સ્વેપ્સિત પતિપણે 'હું પહેલી હું પહેલી આ મારા પતિ છે આ મારા પતિ છે' એવી ખેંચાતાણથી એક સાથે વરીયો ॥૨૦॥ તે પચાસેય કન્યાઓને લઇને આનંદપરિપૂર્ણ રાજાએ પણ અભિનંદન કરેલા સૌભરી મુનિએ પોતાના આશ્રમમાં આવીને તપોબળથી તત્કાળ દિવ્ય ભોગોપકરણ ભોગસ્થાનાદિ જુદાં જુદાં સર્જ્યાં ॥૨૧॥ પોતેપણ અનેક રૂપે થઈ એક સાથે તે સ્ત્રીયો સાથે વિષય ભોગને ભોગવતાં દિવસ રાત્રિના વિભાગોપણ જાણ્યા નહિ. અને તે સ્ત્રીયોમાં અતિ સુંદર સહસ્રશઃ-એક એકમાં સો સો એમ પાંચ હજાર પુત્રો ઉત્પન્ન કર્યા ॥૨૨॥ તપની સિદ્ધિને પામેલા મુનીન્દ્ર સૌભરિ આ પ્રકારે કામથી મોહિત થઈ ભગવાનની પ્રસન્નતાના કારણભુત તપમાંથી ભ્રષ્ટ

सौभरेः प्रोक्तमिति ते द्विजसत्तम ! । कामेन देवराजस्य पराभवमथ ब्रुवे ॥२४॥ विमानमेकदाऽऽरुह्य सुरराट् विचरन् क्षितौ । गङ्गायां स्नातुमायातामपश्यद्गौतमस्त्रियम् ॥२५॥ रूपलावण्यसम्पन्नां तामहल्यामवेक्ष्य सः । कामनष्टमतिः सद्यस्तामेवाचिन्तयद्धृदि ॥२६॥ उपभोक्तुं छलेनेच्छन्मुनेर्भार्यां पतिव्रताम् । अदृश्यरूप एकाकी तामेवानुजगाम सः ॥२७॥ तदाश्रममुपेत्याथ गौतमं स तपस्विनम् । दृष्ट्वा बिभ्यद्रहस्तस्थौ छिद्रमेव गवेषयन् ॥२८॥ नित्यकर्मविधानार्थं गङ्गां याते ऽथ गौतमे । तद्रूपधृत्तया सार्कं रेमे पापमतिः स तु ॥२९॥ कृतनित्यविधिस्तावदृषिः स्वाश्रममाययौ । छलयन्तं निजां भार्यां ददर्श स्वाकृतिं हरिम्

થયા હતા ॥૨૩॥ હે દ્વિજસત્તમ! આ પ્રકારે સૌભરિનુ આખ્યાન તમોને કહ્યુ, હવે દેવેન્દ્રનો પૂર્વે આજ કામદોષથી થએલો પરાભવ કહુંછુ ॥૨૪॥

એક સમયમા સુરેન્દ્ર વિમાનમાં બેસી ગગનતળમા ફરતા ગગા નદીમા સ્નાન કરતી ગૌતમમુનિની ભાર્યા અહલ્યાને રૂપલાવણ્ય સપન્ન જોઇને તેજ ક્ષણુમા કામવિહ્વલ થતા વિવેક વિનાનો થઈ હૃદયમાં તેનુંજ ચિંતવન સતત થતા તેણે બળાત્કારથી છળવડે તેને ભોગવવાની તીવ્ર ઇચ્છા કરી (દેવોનું અધિપતિપણુ ક્યા? અને પતિવ્રતા પરપત્નીનુ આક્રમણ ક્યા બેનુ બહુ અતર છે. કામ બહુ વિષમ છે) તે પછી ઇન્દ્ર પોતે એકાકી બીજાઓ ન જોઈ શકે એવા અદૃશ્ય રૂપથી તેનીજ પાછળ પાછળ ગયો ॥૨૫-૨૭॥ ગૌતમમુનિના આશ્રમને પામીને તેમા મહાતપથી દેદીપ્યમાન ગૌતમને જોઇનેજ તેમના થકી ભય પામી અહલ્યાને મળવાનો અવકાશ ગોતતો થકોજ એકાતમાં રહ્યો ॥૨૮॥ તે પછી ગૌતમમુનિ પ્રાત સ્નાનાદિ નિત્યકર્મ કરવા ગગાપ્રત્યે ગયા એટલે તે મુનિના જેવુંજ રૂપ ધારણ કરીને પાપમતિવાળા તે આ ઇન્દ્રે તેની સાથે રમણ કર્યું ॥૨૯॥ આ અવસરમાં ગૌતમ મહર્ષિ નિત્યવિધિ કરી પોતાના આશ્રમમાં આવ્યા ત્યાતો પોતાનીજ પત્નીને કપટથી ભોગવતા, પોતાનુંજ રૂપ ધારી રહેલા તે ઇન્દ્રને દેખીને તેનું આવું દૌરા-

॥३०॥ ज्ञात्वा तत्तस्य दौरात्म्यं मुनिः क्रोधारुणेक्षणः । निर्भर्त्स्य बहुधा तं च शशापाधर्मकारिणम् ॥३१॥ योनिलुब्ध ! दुरात्मंस्ते वपुष्येव भविष्यति । स्रवद्रुधिरदुर्गन्धि योनीनां हि सहस्रकम् ॥३२॥ इति शप्त स मघवा सद्योऽभूत्तादृशाकृतिः । महतीं दुर्दशां प्राप लोकेऽप्ययशो महत् ॥३३॥ अहल्याऽपि मुनेः शापात्सम्प्रापादृश्यता वने । शपन्ती मनसा शक्रं स्वपातिव्रत्य-दूषकम् ॥३४॥ इत्थं कामेन शक्रस्य मया प्रोक्तः पराभवः । नहुषस्याथ वक्ष्यामि प्राप्तस्येन्द्रपदं द्विज ! ॥३५॥ पुरा शक्रो वृत्रवधात्पीडितो ब्रह्महत्यया । नलिन्यामवसच्छन्नं मानसाख्यसरोवरे ॥३६॥ अनीश्वरेऽथ त्रैलोक्ये सर्वे देवाः सहर्षिभिः । ऐन्द्रे पदेऽभिषिषिचुर्नहुषाख्यं नराधिपम् ॥३७॥ विद्यातपोयोगबलः प्राप्त

---

ત્મ્ય જાણીને ક્રોધવેગથી લાલચોળ લોચનવાળા થઈ તે અધર્મ કરનારાને બહુધા તિરસ્કાર કરી શાપ આપ્યો કે—॥૩૦-૩૧॥ હે દુરાત્મન્ ! તેં જે યોનિલોભને લીધે આ અતિક્રમણ કર્યું છે તે લોભને સમુચિત એવી હજાર યોનિઓ તારા શરીરમાજ થશે તે પણ જેમાથી રૂધિર સ્રવેછે અને દુષ્ટ ગધવાળી તારા પાપને અનુસારે થશે ॥૩૨॥ આ રીતે શાપ આપેલો સુરેન્દ્ર શાપને અનુસારે એજ ક્ષણમા સહસ્રભગસપૂર્ણ શરીરવાળો થયો તેપછી મહા દુર્દશા અને લોકમા પણ મહા અપયશને પામ્યો ॥૩૩॥ અહલ્યા પણ પોતાના પાતિવ્રત્યને દૂષિત કરનારા તે ઇન્દ્રને મનથી શાપ આપતીથકી પતિ ગૌતમ મુનિના શાપથી તત્કાળ વનમા 'આ મનુષ્યાકાર છે' એમ કોઈ પણ ન જોઈ શકે એવી થઈ ગઈ ॥૩૪॥ હે દ્વિજ ! આ પ્રકારે મેં કામથી થએલો ઇન્દ્રનો પરાભવ કહ્યો હવે ઇન્દ્રપદને પામેલા નહુષ રાજાનો કામથી થએલો પરાભવ કહુ છુ તેને તમો સાભળો ॥૩૫॥

પૂર્વે વૃત્રાસુરના વધથી થએલી બ્રહ્મહત્યાથી પીડા પામેલો શચીપતિ (ઇન્દ્ર) માનસ સરોવરમા કમળમા ( કમળનાળના તતુમા ) ગુપ્તપણે રહ્યો હતો ॥૩૬॥ એટલે ત્રિલોકી અનીશ્વર (લોકપાલક ઇન્દ્રરાજ વિનાની) થતા થએલી અરાજકતામા ભય આવવાની આશકાથી સર્વ દેવતાઓએ મહર્ષિઓની

इन्द्रपदं स तु । धर्मेण पालयामास त्रिलोकीं धर्मवत्सलः ॥३८॥ इन्द्रस्य पार्षदाः सर्वे सकलाश्च समृद्धयः । उपतस्थुस्तमेवेन्द्रं गन्धर्वाश्चाप्सरोगणाः ॥३९॥ ऐन्द्रं स वैभवं लब्ध्वा सर्वमेकां शचीं विना । तामुपेत्याह मामिन्द्रं वृणीष्वाम्बुजलोचने ! ॥४०॥ साऽथ तं प्राह धर्मज्ञ ! परस्त्रीधर्षणं भवान् । कर्तुं नार्हति कल्याण ! मां विहाय सुखी भव ॥४१॥ इत्थं तया बोध्यमानो बहुधाऽपि मदोद्धतः । कामेन व्याकुलस्तस्या नैव मेने वचो नृपः ॥४२॥ ततस्तं प्राह सा भद्र ! किञ्चित्साम्प्रतमस्ति मे । व्रतं तदन्ते नूनं त्वां वरिष्याम्यधुना व्रज ॥४३॥ इत्युक्तः स ययौ स्थानं सा चापि

---

સાથે વિચાર કરી નહુષ નરાધિપને વિદ્યા તપ યોગ બળથી ઇન્દ્રાસનને લાયક માનીને સુરાધિપતિપણામાં અભિષેક કર્યો. ધર્મવત્સળ નહુષ નરપતિપણ ઇન્દ્રાસન પામીને ધર્મથી ત્રિલોકીનું પાલન કરવા લાગ્યો ॥૩૭-૩૮॥ ઇન્દ્રના સર્વે અનુચરો, સર્વે ગંધર્વો, સર્વે અપ્સરાઓ અને સમસ્ત સમૃદ્ધિઓ તે નહુષ નરપાળનીજ ઇન્દ્રભાવથી ઉપાસના કરવા લાગી ॥૩૯॥ આ પ્રકારે એક ઇન્દ્રાણી વિના ઇન્દ્રસંબન્ધિ સર્વ વૈભવે સપન્ન છે તથાપિ ઇન્દ્રાણીના અલાભથી અતૃપ્ત એવો નહુષ રાજા શચીને સમીપે જઈ 'હે કમળલોચને! ઇન્દ્રપદમાં રહેલા મને તું વર્ય' એમ કહેવા લાગ્યો ॥૪૦॥ તેપછી ધર્મ તત્ત્વને જાણનારી ઇન્દ્રાણીએ તેને કહ્યું કે-તમો ધર્મતત્ત્વને જાણનારા છો તો નિર્લજ્જપણે પરસ્ત્રીનું પ્રધર્ષણ કરવાને યોગ્ય નથી. માટે હે કલ્યાણ! મને એકલીને ત્યાગ કરી ઇન્દ્રપદનાં સુખને સુખેથી ભોગવ્ય ॥૪૧॥ હે વિપ્ર! આ પ્રકારે ઇન્દ્રાણીએ બહુધા બોધ આપવા છતાં પણ મદોદ્ધત, કામવેગથી વ્યાકુળ મનવાળા નહુષે શચીનું વચન નજ માન્યું ॥૪૨॥ આવા વિષમ સમયમાં કોઇ પણ ઉપાયથી પાતિવ્રત્યનું પરિરક્ષણ કરવા ઇચ્છતી ઇન્દ્રાણીએ નહુષને સમય સમુચિત એક વચન કહ્યું કે-હે ભદ્ર! હમણાં હું કાંઇક વ્રતપરાયણ છું તો તે વ્રતને અંતે તમોને નિશ્ચે વરીશ, હમણાં સ્વસ્થાનમાં જાઓ ॥૪૩॥ આ પ્રકારે કહેલા નહુષ રાજા શચીના વચનથી જાણે મનોરથ પ્રાપ્ત થયો હોય એમ માનીને સ્વ-

गुरुशिक्षया । उपश्रुतिं समाराध्य शक्रं प्राप्य जगाद तत् ॥४४॥ इन्द्रेण शिक्षितां युक्तिं साऽथ प्राप्य पुनः शची । स्वसमीपागतं भूपं तं हसन्ती वचोऽब्रवीत् ॥४५॥ अपूर्वं यानमारुह्य युक्तं मुख्यैर्महर्षिभिः । वरीतुं मामिहायाहि त्वां वरिष्यामि निश्चितम् ॥४६॥ इत्युक्तः सत्वरं सोऽपि नियोजितमहामुनिम् । आरुह्य शिबिकां प्रायात्कामाद्धर्मपथच्युतः ॥४७॥ तत्रागस्त्यं मन्दगतिं सर्प सर्पेत्युदीरयन् । लत्तया प्राहरत् क्रुद्धो विनष्टसुकृतो नृपः ॥४८॥ ततः क्रुद्धो मुनिस्तं च शशापोत्पथवर्तिनम् । सर्पो भव त्वमेवाद्य पापात्मन्भूतले चिरम् ॥४९॥ इत्यगस्त्येन शप्तोऽसौ सर्पो भूत्वैव

સ્થાનમાં ગયો. ઇન્દ્રાણીતો ગુરૂ બૃહસ્પતિના ઉપદેશથી 'ઉપશ્રુતિ' એવા નામથી પ્રખ્યાત કોઈ પણ દેવીની પૂજા કરી તેના અનુગ્રહથી પતિ ઇન્દ્રને એકાંતસ્થળમાં મળીને તેણીએ નહુષ રાજાનું સમસ્ત દુશ્ચરિત નિવેદન કર્યું ॥૪૪॥ તેપછી ઇન્દ્રે કોઈ પણ યુક્તિયુક્ત ઉપાયનો બોધ દીધેલી ઇન્દ્રાણી સ્વર્ગલોકમાં પાછી આવી ફરી પોતા પાસે આવેલા નહુષ રાજા પ્રત્યે હસતી હસતી એમ બોલી કે ॥૪૫॥ હે રાજન્! તમારો મનોરથ હું નિશ્ચે પરિપૂરણ કરીશ. મુખ્ય મહર્ષિઓએ ઉપાડેલા અપૂર્વ-ઇન્દ્રપદને અસાધારણ એવા વાહનમાં બેસીને મને વરવા વાસ્તે આ સ્થાનમાં આવો. આ પ્રકારે ઇન્દ્રાણીએ કહેલો નહુષ રાજા કામવેગને લીધે ધર્મમાર્ગ થકી ભ્રષ્ટ થતાં સત્વર મહામુનિઓને ઉપાડનારા તરીકે જોડીને તેઓએ ઉપાડેલી શિબિકા ( પાલખી કે મેના )માં બેસીને ઇન્દ્રાણીના અંતઃપુર તરફ ચાલ્યો ॥૪૬-૪૭॥ શિબિકાને વહન કરનારા મુનિઓમાં ધીમે ધીમે ચાલતા અગસ્ત્ય મુનિને જોઇને કામ વેગથી વિભ્રાંત ચિત્તવાળો નહુષ રાજા સર્પ સર્પ-જલદી ચાલો જલદી ચાલો એમ કહેતાં કહેતાં વિવેક વિનષ્ટ થએલો હોવાથી ક્રોધથી મુનિને લાતોવડે પ્રહાર કરવા લાગ્યો. તે સમયમાં તત્કાળ તેના ઉપર ક્રોધ પામેલા અગસ્ત્ય મુનિએ કુમાર્ગમાં પ્રવર્તતા તે રાજાને 'હે પાપાત્મન્! તું જ આ ક્ષણમાંજ ભૂતળમાં મહાસર્પ (અજગર) થઇને પડય' એમ શાપ આપ્યો ॥૪૮-૪૯॥ આ પ્રકારે અગસ્ત્ય મુનિએ શાપ આ-

तत्क्षणम् । पपात भूतले राजा महत्कष्टमवाप च ॥५०॥ एवमन्येऽपि बहवो महान्तो मुनयो नृपाः । मुक्ता अपि पराभूताः कामेन बलिना द्विज ! ॥५१॥ हेयस्य सुष्ठैर्मदनस्य दौष्ट्यमित्थं मया ते गदितं द्विजेन्द्र ! । तद्धारयित्वा हृदये स्ववैरी हेयः स तूर्णं पुरुषैर्मदीयैः ॥५२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे कामेन ब्रह्मादिपराभवनामा द्वादशोऽध्यायः ॥१२॥

श्रीनारायणमुनिरुवाच—अथ ते रसलुब्धस्य ऋष्यश्रृङ्गमुनेः कथाम् । प्राप्तस्य दुर्दशां ब्रह्मन्कथयामि समासतः ॥१॥ पुराऽऽसीत्कौशिकीतीरे ऋषिर्नाम्ना विभाण्डकः । तस्य पुत्रो बभूवैक ऋष्यश्रृङ्गस्तपोनिधिः ॥२॥ वन एव वसन् बाल्यात् पितुरन्यं

---

પેલો નહુષ તત્ક્ષણ સર્પભાવને પામીને ભૂતળમાં પડ્યો અને મહાકષ્ટને પામ્યો ॥૫૦॥ હે દ્વિજ ! આજ પ્રકારે બીજા પણ બહુ મહામુનિઓ રાજાઓ અને નિષ્પન્ન સમાધિવાળા મુક્તપ્રાયોપણ બલિષ્ટ કામે પરાભવ પમાડવાથી દુર્દશાને પામ્યા છે ॥૫૧॥ હે દ્વિજેન્દ્ર ! સુજ્ઞ ભગવદ્ભક્તોએ સર્વ પ્રકારે પરિત્યાગ કરવા યોગ્ય એવા કામનું આવું દુર્વિલંધ્ય દુષ્ટપણું તમોને કહ્યું. તેને હૃદયમાં સદાય ધારીને અમારા આશ્રિતોએ તે પોતાના અંતઃશત્રુ કામદોષ થકી દૂરજ રહેવું ॥૫૨॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને... દ્વિતીયપ્રકરણે કામેન બ્રહ્માદિપરાભવનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

## [1]અધ્યાય ૧૩ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રહ્મન્ ! હવે રસાસ્વાદ લોભને લીધે દુર્દશા પામેલા ઋષ્યશૃંગ મુનિની કથા તમોને સંક્ષેપમાં કહુંછું ॥૧॥ પૂર્વે કૌશિકી નદીના તટમાં રહેતા વિભાંડક નામના એક મહર્ષિ હતા, તેમના પુત્ર ઋષ્યશૃંગ નામના મહાતપોનિધિ હતા. આ મુનિ બાલ્ય વયને આરંભીને વનમાંજ વાસ કરી રહેલા હોવાથી પિતા સીવાય બીજો કોઈ મનુષ્ય નહિ

---

૧ આ અધ્યાયમાં રસાસ્વાદ દોષથી પરાભવ પામેલા ઋષ્યશૃંગઋષિનું ચરિત્ર ભગવાને વર્ણવ્યું છે.

स मानुषम् । पुरुषं वा स्त्रियं काञ्चिन्नापश्यन्न विवेद च ॥३॥ पित्रा सह तपः कुर्वन् पञ्चेन्द्रियरसोज्झितः । नैष्ठिकब्रह्मचर्यस्थः स वन्द्योऽभूत्सुरेश्वरैः ॥४॥ स बाल एव तपसा सर्वेषां च तपस्विनाम् । महर्षीणां मानहरः सेव्यश्चासीत्प्रतापवान् ॥५॥ एतस्मिन्नन्तरे राजा लोमपाद इति श्रुतः । अङ्गदेशाधिपो मित्रमासीद्दशरथस्य सः ॥६॥ विप्राय किञ्चित्कस्मैचित्प्रतिश्रुत्य पुरोधसा । निषिद्धो नेत्युवाचाथ पौरा विप्रास्तमत्यजन् ॥७॥ ब्राह्मणातिक्रमाच्चस्य न देशे पाकशासनः । ववर्ष तेन सकला प्रजाऽऽसीदतिदुःखिता ॥८॥ ततो वृद्धैः सहामात्यैर्नृपोऽवग्रहकारणम् । पिप्रच्छिषुर्मुनीन्वृद्धानरण्यं प्रत्यपद्यत ॥९॥ तत्र कश्चिन्मुनिचर-

જોવામાં આવતાં 'આ પુરૂષ છે આ સ્ત્રી છે' એવા વિવેકે રહિત હતા. આ મુનિ પિતા સાથે તપ કરતા, પાંચ ઇન્દ્રિયોના રસના પરિજ્ઞાને શૂન્ય, સ્ત્રીકથાને નહિ જાણતા, એક નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં નિષ્ઠાવાળા, માટેજ સુરેશ્વરોએપણ સંપૂજ્ય થયા હતા ॥૨-૪॥ આ મુનિ બાળ છે પણ તીવ્ર તપે કરીને સમસ્ત તપસ્વિઓ અને મહર્ષિઓને સમુલ્લંઘન કરીને પ્રકાશમાન અને તેઓએ પણ સેવા કરવા લાયક થયા હતા ॥૫॥ આવા મહાપ્રતાપી ઋષ્યશૃંગઋષિનો રસાસ્વાદથી થયેલો પરાભવ કહેવા આખ્યાયિકા કહેછે— આજ અવસરમાં અંગદેશનો અધિપતિ, લોમપાદ નામથી વિખ્યાત એક રાજા હતો. આ રાજા દશરથ રાજાનો મિત્ર હતો ॥૬॥ આ રાજાએ યાચતા કોઈ વિપ્રને કાંઇક વસ્તુ આપવાની પ્રતિજ્ઞા કરી, પછી પોતાના પુરોહિતે પ્રતિષેધ કરતાં પ્રતિજ્ઞાને અનુસારે કર્યું નહિ કિંતુ 'નહિ આપું' એમ કહ્યું. રાજાના આ ધર્માતિલંઘનથી પુરના વિપ્રોએ તેનો પરિત્યાગ કર્યો એટલે તેના પુરનો ત્યાગ કરી વનમાં જઈ રહ્યા ॥૭॥ ઇન્દ્રેપણ આજ બ્રાહ્મણાપરાધને લીધે તેના દેશમાં વૃષ્ટિ કરી નહિ. અનાવૃષ્ટિથી સમસ્ત પ્રજાઓ બહુ પીડા પામી ॥૮॥ પ્રજાની પીડા નહિ સહન થતાં રાજાતો વૃષ્ટિપ્રતિબંધનું કારણ વૃદ્ધ મુનિઓને પુછવા વૃદ્ધ અમાત્યોને સાથે લઇને જેમાં તપસ્વિજનો બહુ રહેછે એવા વનમાં ગયો ॥૯॥ વનમાં રાજાએ અતિ

स्तेनातिप्रार्थितोऽब्रवीत् । ब्राह्मणातिक्रमाद्देशे तवेन्द्रो नैव वर्षति ॥१०॥ ततस्तन्निष्कृतं कृत्वा पुरे वासय वाडवान् । मानयित्वा यथावत्तान् यथापूर्वं समर्चय ॥११॥ नैष्ठिकव्रतिनां मुख्यमीतिमाग्रहराद्विक्रम् । केनाप्युपायेन मुनिमृष्यश्टङ्गं समानय ॥१२॥ वृष्टिर्भविष्यति ततः प्रजानां च सुखं नृप! । इत्युक्तः स प्रहृष्टस्तं नमस्कृत्याऽऽययौ पुरम् ॥१३॥ प्रायश्चित्तं ततः कृत्वा विप्रानावास्य पत्तने । ऋष्यश्टङ्ग समानेतु प्रैषयद्वारयोषितम् ॥१४॥ कौशिक्या

પ્રાર્થનાપૂર્વક પુછેલા કોઈ મુનિવરે કહ્યુ કે-બ્રાહ્મણોના અતિક્રમથી તમારા દેશમા બહુ કાળથી અનાવૃષ્ટિ અનુવર્તે છે માટે પ્રથમ વિપ્રાપરાધનુ પ્રાયશ્ચિત્ત કરી તે વિપ્રોને યથાપૂર્વ તમારા પુરમા નિવાસ કરાવીને યથાયોગ્ય માન આપીને જીવિકાવૃત્તિ આપવા પૂર્વક પૂજન કરો ॥૧૦-૧૧॥ વળી હે નૃપ ! જેના પગલા પડવાથી અતિવૃષ્ટ્યાદિ ઇતિમાત્રની પ્રશાંતિ થઈ જાય એવા મહા મહિમાશાલી, નૈષ્ઠિકવ્રતિઓમા શ્રેષ્ઠ, ઋષ્યશૃંગ નામના, તપસ્વિબાળકને કોઈપણ ઉપાયે તમારા દેશમાં લાવો તેમના આવવાથી તમારા દેશમા તત્કાળ વૃષ્ટિ થશે અને પ્રજાઓને સુખ થશે આ પ્રકારે મુનિવરે કહેલો રાજા પ્રહર્ષ પામી મુનિને નમસ્કાર કરી પોતાના પુરમા પાછો આવ્યો 'अतिवृष्टिरनावृष्टि शलभा मूषका शुका । अत्यासन्नाश्च राजान षडेता ईतय स्मृता ' આ છ ઇતિઓ કહીછે ॥૧૨-૧૩॥ આવીને તેપછી વિપ્રાપરાધ નિમિત્તનુ પ્રાયશ્ચિત્ત કરી યથાપૂર્વ વિપ્રોને પોતાના પત્તનમા નિવાસ કરાવી, ઋષ્યશૃંગ મુનિને લાવવા માટે કોઈપણ વેશ્યાને મોકલી આ મુનિ મહાતપસ્વી, પિતાનીજ એક પરિચર્યાપરાયણ, જેમણે નગર કે નાગર કોઈ દિવસ દેખ્યાજ નથી, જેમને મુનિમડળજ પ્રિય છે એવાને નગરમા શી રીતે લાવી શકાય ? એમ બહુબહુ વિચાર કરી સરલ ઉપાય નહિ હાથ લાગતા છેવટે છળથીપણ દેશહિત માટે લાવવાની ઇચ્છાથી રાજાએ વારાંગના મોકલી ॥૧૪॥ આ વેશ્યા રાજશાસનને વશ વર્તનારી હોવાથી તેણીએ મુનિને લાવવા માટે કૌશિકી નદીના તીરમા કોઈપણ એક અદ્ભુત આશ્રમ કર્યો અને કૃત્રિમ-કુડા આદિકમા રોપ રોપી

अथ तीरे सा चकाराश्रममद्भुतम् । कृत्रिमैः पुष्पवृक्षाद्यैर्नावं चैकामशोभयत् ॥१५॥ विभाण्डकं गुप्तदूतैर्विदित्वाऽन्यत्र सा गतम् । एकाकिनं छलयितुं तदन्तिकमथाययौ ॥१६॥ रूपलावण्यसम्पन्ना वस्त्रालङ्कारभूषिता । प्रणम्य सा तं पप्रच्छ कुशलं तपआदिषु ॥१७॥ पुंस्त्रीभेदविहीनोऽसौ ज्ञात्वा तां ब्रह्मचारिणम् । आतिथ्यं कर्तुमारेभे तस्या दर्भासनादिभिः ॥१८॥ पप्रच्छ चासि कस्त्वं भोस्तपसाग्निरिव ज्वलन् । कस्य पुण्यवतः पुत्रः क्वाश्रमस्ते जटाधर ! ॥१९॥ वेश्योवाच—कौशिक्याः परतस्तीरे रम्यो नाव्याश्रमो मम । योजनत्रयदूरेऽस्ति तवास्मादाश्रमान्मुने !

તેને જળ છાંટી નૂતન કરેલાં પુષ્પ વૃક્ષાદિવડે એક નૌકાને અલંકાર કરી નદી તરવા તૈયાર કરી ॥૧૫॥ તેપછી આ વેશ્યા 'વિભાંડક મુનિ આશ્રમથકી અન્યત્ર ગયા છે' એમ ગુપ્ત દૂત મુખથી જાણી, 'એકાકી મુનિને છેતરવાનો આ સમય છે' એમ નિશ્ચય કરી મુનિની સમીપે આવી ॥૧૬॥ રૂપલાવણ્યે સંપન્ન, મહા અમૂલ્ય વસ્ત્ર વિભૂષણોવડે વિભૂષિત એવી આ વારાંગના મુનિને પ્રણામ કરી તપાદિકમાં કુશળ પુછવા લાગી ॥૧૭॥ 'આ સ્ત્રી છે આ પુરૂષ છે' એવા વિભાગને નહિ જાણતા આ મુનિએતો તે વેશ્યાને 'આ કોઈ બ્રહ્મચારી છે' એમ માનીને તેનું દર્ભાસન આદિકવડે મહર્ષિઓને સમુચિત એવું આતિથ્ય કરવાનો આરંભ કર્યો ॥૧૮॥ અને સ્ત્રીપુરૂષ લિંગના અનભિજ્ઞ મુનિ તેને પુછવા મંડ્યા કે-તપે કરીને અગ્નિ જેવા પ્રકાશમાન તમો કોણ છો? (તમારૂં ગોત્ર શું છે) અને તમારા પિતા અતિશય સુકૃતે સંપન્ન કોણ છે? અને આપનો આશ્રમ કયા વનમાં છે? આ જટા કે છે કબરી (સ્ત્રીનો કેશવિન્યાસ) છે એવો વિભાગ નહિ જાણતા હોવાથી પોતાના અભ્યાસને અનુસારે હો જટાધર! એવું સંબોધન આપેછે—અહો!! તમારી જટાની મનોહરતા ॥૧૯॥ આ પ્રકારે સ્ત્રી પુરૂષના વિવેક વિનાના ઋષ્યશૃંગ મુનિએ પુછેલી વેશ્યા હવે બે શ્લોકથી કહેછે–હે મુને! કૌશિકી નદીના સામા તટમાં મારો રમણીય આશ્રમ છે. આ આશ્રમ નૌકા વિના પામી શકાય એવો નથી. તમારા આ આશ્રમથકી ત્રણ યોજન

॥२०॥ भवता नाभिवाद्याहमभिवाद्यो भवान्मया । व्रतमेतादृशं ब्रह्मन्! परिष्वज्यो भवान्मया ॥२१॥ ऋष्यशृङ्ग उवाच—भल्लातकैङ्गुदादीनि फलान्येतानि भक्षय । अलाबूनिभृतं चैतत्पानीयं पातुमर्हसि ॥२२॥ इत्युक्ता तेन सा वेश्या तत्प्रदत्तं फलादि तु । त्यक्त्वा दूरे स्वपार्श्वस्थं ददौ तस्मै रसादिकम् ॥२३॥ रत्नपात्रस्थितं पेयं स्वर्णपात्रस्थितं तथा । भक्ष्यं चातिरसं सोऽपि पीत्वा चात्त्वा मुमोद ह ॥२४॥ प्रजहास भृशं प्रीतो रसक्षुब्धेन्द्रियस्तदा । सुगन्धिपुष्पाण्याघ्राय मुनिरन्य इवाभवत् ॥२५॥ ततः सा वञ्चनपटुर्ज्ञात्वा क्षुब्धेन्द्रियं तु तम् । पुनःपुनस्तदङ्गानि श्लिष्यन्ती मधुरं जगौ ॥२६॥ ततस्तं विकृतं ज्ञात्वा सम्यगालिङ्ग्य सा पुनः ।

(બાર ગઉ) દૂર દેશમાં વર્તે છે. હે બ્રહ્મન્! તમોએતો હું અભિવંદનીય નથી કિંતુ તમો મારેજ અભિવંદનીય અને આલિંગનીય છો. આવું વિપરીતપણું કેમ? એમ કહેતા હોતો કહુંછું કે—હે મુને! મારૂં એવું વ્રત-નિયમ છે, માટે આ વિપરીત પ્રતીત થાયછે તથાપિ દોષદાયક નથી ॥૨૦-૨૧॥ વેશ્યાનું વચન સત્ય જાણવાથી આ પ્રકારે ઠગાએલા મુનિ કહેછે—હે વર્ણિન્! મુનિસમુચિત ભલ્લાતક ઈંગુદી આદિકનાં લાવેલાં આ ફળો તમો જમો. અને આ આણેલું તુંબીપાત્રમાં ભરેલું જળ પિવો ॥૨૨॥ આ પ્રકારે મુનિએ કહ્યું એટલે વેશ્યાએતો મુનિએ આપેલાં સર્વ ફળાદિક દૂર ફેંકી દઇને પોતાની પાસે રહેલું ઘેબર બરફી પેંડા આદિક મિષ્ટાન્ન મુનિને આપ્યું ॥૨૩॥ આ મુનિકુમાર પણ વેશ્યાએ આપેલું કાંચનપાત્રમાં ભરેલું અત્યંત મિષ્ટરસે યુક્ત ભક્ષ્ય-જલેબી મોતીયા લાડુ આદિક જમીને તથા રત્નપાત્રમાં રહેલા સાકર રસ આદિકનું પાન કરીને પરમાનંદને પામ્યા. અને તે સમયે રસાસ્વાદથી ઇન્દ્રિયોમાં ઉન્માદ આવતાં બહુ હર્ષથી હસવા લાગ્યા અને વેશ્યાએ આપેલા સુગન્ધિ પુષ્પોને સુંઘીને પ્રકૃતિવિપર્યાસ થતાં જાણે આ મુનિજ ન હોય એવા થઈ ગયા ॥૨૪-૨૫॥ તેપછી ઠગવામાં પ્રવીણ એવી વેશ્યા મુનિને ક્ષુભિતેન્દ્રિય થએલા જાણીને વારેવારે તેમના અંગોને આલિંગન કરતી થકી મધુર ગાયન કરવા લાગી ॥૨૬॥ આ પ્રકારે મુનિને મનમાં

अथ तीरे सा चकाराश्रममद्भुतम् । कृत्रिमैः पुष्पवृक्षाद्यैर्नावं चैकामशोभयत् ॥१५॥ विभाण्डकं गुप्तदूतैर्विदित्वाऽन्यत्र सा गतम् । एकाकिनं छलयितुं तदन्तिकमथाययौ ॥१६॥ रूपलावण्यसम्पन्ना वस्त्रालङ्कारभूषिता । प्रणम्य सा तं पप्रच्छ कुशलं तपआदिषु ॥१७॥ पुंस्त्रीभेदविहीनोऽसौ ज्ञात्वा तां ब्रह्मचारिणम् । आतिथ्यं कर्तुमारेभे तस्या दर्भासनादिभिः ॥१८॥ पप्रच्छ चासि कस्त्वं भोस्तपसाग्निरिव ज्वलन् । कस्य पुण्यवतः पुत्रः क्वाश्रमस्ते जटाधर ! ॥१९॥ वेश्योवाच—कौशिक्याः परतस्तीरे रम्यो नाव्याश्रमो मम । योजनत्रयदूरेऽस्ति तवास्मादाश्रमान्मुने !

તેને જળ છાંટી નૂતન કરેલાં પુષ્પ વૃક્ષાદિવડે એક નૌકાને અલંકાર કરી નદી તરવા તૈયાર કરી ॥૧૫॥ તેપછી આ વેશ્યા 'વિભાંડક મુનિ આશ્રમથકી અન્યત્ર ગયા છે' એમ ગુપ્ત દૂત મુખથી જાણી, 'એકાકી મુનિને છેતરવાનો આ સમય છે' એમ નિશ્ચય કરી મુનિની સમીપે આવી ॥૧૬॥ રૂપલાવણ્યે સંપન્ન, મહા અમૂલ્ય વસ્ત્ર વિભૂષણોવડે વિભૂષિત એવી આ વારાંગના મુનિને પ્રણામ કરી તપાદિકમાં કુશળ પુછવા લાગી ॥૧૭॥ 'આ સ્ત્રી છે આ પુરૂષ છે' એવા વિભાગને નહિ જાણતા આ મુનિએતો તે વેશ્યાને 'આ કોઈ બ્રહ્મચારી છે' એમ માનીને તેનું દર્ભાસન આદિકવડે મહર્ષિઓને સમુચિત એવું આતિથ્ય કરવાનો આરંભ કર્યો ॥૧૮॥ અને સ્ત્રીપુરૂષ લિંગના અનભિજ્ઞ મુનિ તેને પુછવા મંડ્યા કે–તપે કરીને અગ્નિ જેવા પ્રકાશમાન તમો કોણ છો ? ( તમારૂં ગોત્ર શું છે ) અને તમારા પિતા અતિશય સુકૃતે સંપન્ન કોણ છે ? અને આપનો આશ્રમ કયા વનમાં છે ? આ જટા કે છે કબરી ( સ્ત્રીનો કેશવિન્યાસ ) છે એવો વિભાગ નહિ જાણતા હોવાથી પોતાના અભ્યાસને અનુસારે હો જટાધર ! એવું સંબોધન આપેછે–અહો ! ! તમારી જટાની મનોહરતા ॥૧૯॥ આ પ્રકારે સ્ત્રી પુરૂષના વિવેક વિનાના ઋષ્યશૃંગ મુનિએ પુછેલી વેશ્યા હવે બે શ્લોકથી કહેછે–હે મુને ! કૌશિકી નદીના સામા તટમાં મારો રમણીય આશ્રમ છે. આ આશ્રમ નૌકા વિના પામી શકાય એવો નથી. તમારા આ આશ્રમથકી ત્રણ યોજન

ढम् । आश्लिष्य मधुरं कूजन्स मामानन्दयद्भृशम् ॥३३॥ सोऽतिमिष्टरसैर्भक्ष्यैः पेयाद्यैर्मामतर्पयत् । विना तं मद्वपुः सर्वमिदं दन्दह्यते पितः ! ॥३४॥ ततस्तदाश्रमं तात ! गन्तुमिच्छामि सत्वरम् । वर्णिराजेन तेनैव साकं तप्स्यामि तत्र च ॥३५॥ इत्युक्तवन्तं तं पुत्रं कयाचिच्छलयोपया । विज्ञाय भ्रामितं चित्ते विस्मितः स त्वबूबुधत् ॥३६॥ रक्षांसि बहुरूपाणि छलनाय तपस्विनाम् । चरन्त्यत्रेति तं विद्धि राक्षसं मुनिभक्षकम् ॥३७॥ इत्यादिभिः स वचनैर्बोधयित्वा सुतं मुनिः । दिनत्रयं विचिन्वंस्तामपि लेभे न कानने ॥३८॥ अथैकदाश्रमात्तस्मिन्वन्यार्थे निर्गते मुनौ । तत्रागच्छत्पुनः साऽपि शिञ्जन्नूपुरमेखला ॥३९॥ दूराद्विलोक्य तां

ગાઢ આલિંગન કરી મધુર ગાયન કરતાથકા મને અત્યંત આનંદ આપતા હતા ॥૩૨-૩૩॥ હે પિતઃ ! આ વર્ણિરાજ અતિમધુર અપૂર્વ ભક્ષ્ય પદાર્થો અને અપૂર્વ પેય પદાર્થોવડે મને અત્યંત તૃપ્ત કરી ગયા છે. તે વર્ણિવર્ય વિના આ મારૂં સર્વ શરીર અતિશય બળેછે. માટે હે તાત ! તેજ વર્ણિરાજના આશ્રમમાં સત્વર જઇને તેમનીજ સાથે તપ કરવા ઇચ્છુંછું ॥૩૪-૩૫॥ વિભાંડક મુનિ આવું પુત્રનું વચન સાંભળીને 'કોઇપણ છળધર્મિણી યુવતીએ છેતરવાથી આ ચિત્તભ્રમને પામ્યા છે' એમ મનમાં જાણીને સ્વયં વિસ્મયાવિષ્ટ થઇગયા અને પુત્રને કોઇપણ ઉપાયથી તેવા વ્યામોહથકી પાછા વાળવા વાસ્તે કાંઇક બોધ આપવા લાગ્યા ॥૩૬॥ હે પુત્ર ! આ વનમાં રાક્ષસો તપસ્વિઓના તપનો વિનાશ કરવા બહુ માયારૂપો ધારીને ભમેછે અને તે ક્યારેક છેતરીને મુનિઓને ભક્ષણ કરી જાયછે. તો તમો તમારી સમીપે આવેલાને 'કોઈ મુનિભક્ષક રાક્ષસ હશે' એમ જાણો ॥૩૭॥ વિભાંડક મુનિ ઇત્યાદિ વચનોવડે પુત્રને બોધ આપીને તે સ્ત્રીને ત્રણ દિવસ સુધી વનમાં ગોતીપણ હાથ આવી નહિ ॥૩૮॥ ત્યારપછી કોઈ સમયે વિભાંડકમુનિ કાષ્ઠ ફળ પુષ્પાદિ લેવા માટે આશ્રમમાંથી નીકળી ગયા એટલે વેશ્યા પ્રવેશાવસર જાણીને ફરીથી એજ આશ્રમમાં નૂપુર તથા મેખળાના ખણખણાટ શબ્દથી મુનિના મનને હરતી થકી આવી

स्वाधीनं तन्मनः कृत्वा मुदमाप परां हृदि ॥२७॥ विभाण्डकागमभयात्ततः सा छलधर्मिणी । अग्निहोत्रापदेशेन पश्यन्ती तं द्रुतं ययौ ॥२८॥ भ्रष्टः स्वधर्मात्स मुनी रसास्वादेन तां हृदि । चिन्तयन्विह्वलो ह्यासीद्ग्रहग्रस्त इवोन्मदः ॥२९॥ अथ स्वाश्रममायातो विभाण्डकमुनिः सुतम् । पप्रच्छ विह्वलं दृष्ट्वा दुर्विधोऽसि कथं सुत! ॥३०॥ ऋष्यशृङ्ग उवाच—अत्रैको वर्णिराडायात्स्वर्णवर्णः समाकृतिः । तेजस्वी चासितजटः पद्माक्षो मधुरस्वरः ॥३१॥ कण्ठादधस्ताद्द्वौ पिण्डौ दधच्चातिकृशोदरः । भास्वद्वल्कलसंवीतो देवपुत्र इवाद्भुतः ॥३२॥ मुखं मे स्वेन वक्त्रेण वपुषा च वपुर्द-

વિકાર પામેલા જાણીને, ફરીને પણ અતિશય આલિંગન કરી મુનિમનને સ્વાધીન કરી, જાણે મનોરથ પરિપૂર્ણ થયો હોય એમ મનમાં મહા હર્ષને પામી ॥૨૭॥ ત્યારપછી છળધર્મમાં પ્રવીણ એવી આ વારાંગના 'હવે વિભાંડક મુનિ આવશે' એવી આશંકાથી ભય પામીને 'મારે અગ્નિહોત્ર કરવાનો ટાઈમ વ્યતીત થઈ જાય છે' એવા મિષથી મુનિને જોતી જોતી જલદી ત્યાંથી ચાલી ગઈ ॥૨૮॥ આ મુનિપુત્રતો રસાસ્વાદથી ચિત્તમાં વિકાર પામતાં સ્વધર્મથકી ભ્રષ્ટ થઈને તે વેશ્યાનુંજ ચિંતવન કરતાં કરતાં વિહ્વળ થતાં જાણે પ્રેતે પ્રવેશ કર્યો હોય ને શું? એવા ઉન્મત્ત થઈ ગયા ॥૨૯॥ એટલાકમાં આશ્રમમાં આવેલા વિભાંડક મુનિ પોતાના પુત્રને વિહ્વલ જોઈને 'હે પુત્ર! તું હમણાં પ્રકૃતિ વિપર્યાસને પામેલા જેવો કયા કારણથી થયોછું' એમ પુછવા લાગ્યા ॥૩૦॥ પિતાએ પુછેલા પુત્ર ઋષ્યશૃંગ કહેછે—હે પિતઃ! આ આપણા આશ્રમમાં કોઈ એક વર્ણિરાટ્ આવ્યા હતા. તેતો રૂપે કરીને સુવર્ણ સમાન, સમ–દીર્ઘ નહિ તેમ હ્રસ્વ નહિ એવી આકૃતિવાળા, તેજસ્વી, શ્યામ જટાધારી, કમળલોચન, કર્ણ મધુર સ્વરવાળા હતા ॥૩૧॥ તે વર્ણિરાજના કંઠના નીચેના ભાગમાં બે પિંડો હતા. તેમનું ઉદર અતિશય કૃશ હતું. (સૂક્ષ્મ કટિવાળા) તેમણે બહુ પ્રકાશમાન વલ્કલ ધાર્યું હતું અને દેવપુત્ર જેવા અદ્દભુત દર્શન હતા. આ વર્ણિરાજ મારા મુખને પોતાના મુખ સાથે અને મારા શરીરને પોતાના શરીર સાથે

ह्रस्य ते भ्रष्टवृहद्व्रतस्य । कथा मयोक्ताऽथ वदामि विप्र! श्रव्यां नृभिस्तां भरतस्य राज्ञः ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे रसास्वादेन ऋष्यशृङ्गपराभवनामा त्रयोदशोऽध्याय ॥१३॥

श्रीनारायणमुनिरुवाच—आर्षभो भरतो नाम्ना बभूव नृपतिः पुरा। जम्बूद्वीपस्य खण्डानां नवानामपि सोऽधिराट् ॥१॥ अजनाभमिति ख्यातं खण्डमेतत्पुरा द्विज! । यदीयनाम्ना सर्वत्र भारताह्वयमुच्यते ॥२॥ स राज्यं भरतः कुर्वन्धर्ममेव प्रवर्तयन्। भगवन्तं वासुदेवमीजे बहुविधैर्मखैः ॥३॥ भक्तिः प्रववृधे तस्य भग-

ભ્રષ્ટ થઇને લોકમાં અતિશય નિંદતાને પામેલા સલળાય છે ॥૪૫-૪૬॥ હે વિપ્ર! રસાસ્વાદમાં રહેલા દોષોનું અનુવર્ણન કરતા મેં રસાસ્વાદના વશ પણાથી બૃહદ્ વ્રતમાથી વિભ્રષ્ટ થએલા ઋષ્યશૃંગ મહર્ષિનું ચરિત્ર વર્ણન કર્યું હવે સ્નેહમા રહેલા દોષોનું વર્ણન કરતા હું સ્નેહદોષથી પરાભવ પામેલા ભરત રાજાનું ભગવદ્ભક્તોએ અવશ્ય શ્રવણીય ચરિત્ર વર્ણન કરૂંછું તેને સાવધાન મનથી સાંભળો ॥૪૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે રસાસ્વાદેન ઋષ્યશૃંગપરાભવનામા ત્રયોદશોઽધ્યાય: ॥૧૩॥

## [1]અધ્યાય ૧૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મયારામ વિપ્ર ! પૂર્વે ભગવાન્ ઋષભદેવના પુત્ર ભરત નામના એક નૃપતિ હતા આ ભરતજી જમ્બુદ્વીપના કિંપુરૂષાદિ નવેય ખંડના અધિરાજ હતા ॥૧॥ હે દ્વિજ ! આ પૃથ્વીનો ખંડ પ્રથમ અજનાભ એવા નામથી વિખ્યાત હતો તે આ ભરતજીના પ્રતાપાતિશયથી તેમનાજ નામથી 'ભારત' એમ સર્વત્ર વિખ્યાત થયો છે ॥૨॥ આ ભરત રાજા ધર્મૈકપરાયણ થઈ ધર્મથી પ્રજાનું પરિપાલન કરતા થકા અનેક પ્રકારના યજ્ઞોવડે ભગવાન વાસુદેવનું યજન કરતા હતા ॥૩॥ ધર્મથી પ્રજાપરિપાલનરૂપ વર્ણધર્મના અનુષ્ઠાનથી અને ભગવત્પ્રીણ-

[1] આ અધ્યાયમાં મૃગબાળકમાં સ્નેહાનુબન્ધને લીધે ભ્રષ્ટ થએલા, ઋષભદેવના પુત્ર ભરતજીની ચમત્કારી કથા કહી છે

वेश्यामृष्यशृङ्गोऽतिहर्षितः । तत्सम्मुखं प्रदुद्राव स्नेहाच्च परिषस्वजे ॥४०॥ ऋष्यशृङ्ग उवाच—यावत् पिताश्रममिमं नेयान्मे प्राणवल्लभ! । तावत्त्वदाश्रमं रम्यं नेतुमर्हसि मामितः ॥४१॥ इत्युक्ता तेन सा हृष्टा नाव्यारोप्य तमाशु च । राज्ञोऽन्तःपुरमानीय प्राहायं ह्याश्रमो मम ॥४२॥ ततः शृङ्गारिकं दाक्ष्यं योषितस्तमशिक्षयन् । सोऽपि स्वधर्ममुत्सृज्य तच्छिक्षासु रतोऽभवत् ॥४३॥ राज्ञो देशेऽप्यभूद्वृष्टिस्तस्यैवागमनान्मुनेः । ततः स्वकन्यां शान्ताख्यां ददौ तस्मै नृपो मुदा ।४४॥ इत्थं स वै जगत्पूज्यो नैष्ठिकोऽपि मुनिर्द्विज! । रसास्वादादभूद्भ्रष्टः स्वकीयाद्धि बृहद्व्रतात् ॥४५॥ एवमन्येऽपि बहवो राजानश्च महर्षयः । रसास्वादपरिभ्रष्टाः प्रापुर्लोकेऽतिगर्हताम् ॥४६॥ एवं रसास्वादवशेन ऋष्यशृ-

---

પહોચી ॥૩૯॥ ઋષ્યશૃંગમુનિ વેશ્યાને આવતી દૂરથીજ દેખીને અતિહર્ષ પામીને સ્નેહથી તેની સન્મુખ દોડી આવી તેને આલિંગન કરવા લાગ્યા ॥૪૦॥ અને એમ બોલ્યા કે-હે વર્ણિન્! મારા પિતા જેટલાકમાં આ આશ્રમમાં આવે નહિ તેટલાકમાં અહીંથી મને તમારા રમણીય આશ્રમમાં લઈ જવાને યોગ્ય છો. તમો મારા પ્રાણવલ્લભ-પ્રાણથકી પરમ પ્રિય છો ॥૪૧॥ મુનિએ આ પ્રકારે કહ્યું એટલે વેશ્યા અંતરમાં પ્રહર્ષ પામી મુનિને જલદી નાવમાં બેસાડી કૌશિકી નદી ઉતારી નગરમાં લઈ જઈ રાજાના અંતઃપુરમાં પહોચાડીને 'આજ અમારો આશ્રમ છે' એમ બોલી ॥૪૨॥ તેપછી ત્યાંની સ્ત્રિયો મુનિને શૃંગારરસમાં ઉપયોગી નૈપુણ્ય શિખવવા લાગી. મુનિપણ સ્વધર્મનો પરિત્યાગ કરી શૃગારિક શિક્ષામાં સમાસક્ત થઈ ગયા ॥૪૩॥ મુનિના આવવાથીજ તત્ક્ષણ લોમપાદ રાજાના દેશમાં વૃષ્ટિ પણ થઈ અને પ્રજાઓ પ્રહર્ષ પામી. તેપછી પ્રહર્ષ પામેલા લોમપાદ રાજાએ શાંતા નામની પોતાની કન્યા ઋષ્યશૃંગ ઋષિને આપી ॥૪૪॥ હે મયારામ વિપ્ર! આ પ્રકારે બ્રહ્મચર્યમાં પરિનિષ્ઠિત જગત્પૂજ્ય એવાપણ આ ઋષ્યશૃંગ મહર્ષિ રસાસ્વાદને લીધે પોતાના બૃહદ્ વ્રતમાંથી ભ્રષ્ટ થયા હતા. કિં બહુના—એજ રીતે બીજાપણ બહુ રાજાઓ મહર્ષિઓ રસાસ્વાદે કરીને સ્વધર્મથકી પરિ-

ह्रस्व ते अष्टवृद्धहतस्य । कथा मयोक्ताऽथ वदामि विप्र ! अन्यां नृभिस्तां भरतस्य राज्ञः ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे रसास्वादेन ऋष्यशृङ्गपराभवनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

श्रीनारायणमुनिरुवाच—आर्षभो भरतो नाम्ना बभूव नृपतिः पुरा। जम्बूद्वीपस्य खण्डानां नवानामपि सोऽधिराट् ॥१॥ अजनाममिति ख्यातं खण्डमेतत्पुरा द्विज ! । यदीयनाम्ना सर्वत्र भारताह्वयमुच्यते ॥२॥ स राज्यं भरतः कुर्वन्धर्ममेव प्रवर्तयन्। भगवन्तं वासुदेवमीजे बहुविधैर्मखैः ॥३॥ भक्तिः प्रववृधे तस्य भग-

---

ભ્રષ્ટ થઇને લોકમાં અતિશય નિંદતાને પામેલા સંભળાય છે ॥૪૫-૪૬॥ હે વિપ્ર! રસાસ્વાદમાં રહેલા દોષોનું અનુવર્ણન કરતા મેં રસાસ્વાદના વશપણાથી બૃહદ્ વ્રતમાંથી વિભ્રષ્ટ થએલા ઋષ્યશૃંગ મહર્ષિનું ચરિત્ર વર્ણન કર્યું. હવે સ્નેહમાં રહેલા દોષોનું વર્ણન કરતા હું સ્નેહદોષથી પરાભવ પામેલા ભરત રાજાનું ભગવદ્‌ભક્તોએ અવશ્ય શ્રવણીય ચરિત્ર વર્ણન કરૂંછું તેને સાવધાન મનથી સાંભળો ॥૪૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે રસાસ્વાદેન ઋષ્યશૃંગપરાભવનામા ત્રયોદશોઽધ્યાયઃ ॥૧૩॥

## [1]અધ્યાય ૧૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મયારામ વિપ્ર ! પૂર્વે ભગવાન્ ઋષભદેવના પુત્ર ભરત નામના એક નૃપતિ હતા. આ ભરતજી જંબુદ્વીપના કિંપુરૂષાદિ નવેય ખંડના અધિરાજ હતા ॥૧॥ હે દ્વિજ ! આ પૃથ્વીનો ખંડ પ્રથમ અજનાભ એવા નામથી વિખ્યાત હતો તે આ ભરતજીના પ્રતાપાતિશયથી તેમનાજ નામથી 'ભારત' એમ સર્વત્ર વિખ્યાત થયો છે ॥૨॥ આ ભરત રાજા ધર્મૈકપરાયણ થઈ ધર્મથી પ્રજાનું પરિપાલન કરતા થકા અનેક પ્રકારના યજ્ઞોવડે ભગવાન વાસુદેવનું યજન કરતા હતા ॥૩॥ ધર્મથી પ્રજાપરિપાલનરૂપ વર્ણધર્મના અનુષ્ઠાનથી અને ભગવત્પ્રીણ-

---

[1] આ અધ્યાયમાં મૃગબાળકમાં સ્નેહાનુબન્ધને લીધે ભ્રષ્ટ થએલા, ઋષભદેવના પુત્ર ભરતજીની ચમત્કારી કથા કહી છે.

वत्यनुवासरम् । ततोऽन्यत्र विरक्तिश्च राज्ययोषाधनादिषु ॥४॥ विभज्य दत्त्वा पुत्रेभ्यस्ततो राज्यं यथोचितम् । प्रार्थ्यां सुरैरपि निजां श्रियं स मलवज्जहौ ॥५॥ आरिराधयिषुर्भक्तया हरिमेव महामतिः । स्त्रीपुत्रधनराज्यादि हित्वाऽगात् पुलहाश्रमम् ॥६॥ शान्तो मुमुक्षुरेकाकी वितृष्णो विषयेषु च । स गण्डकीतटे तत्र चकारोपासनं हरेः ॥७॥ फलमूलाम्बुतुलसीकन्दाद्यैः पूजयन्हरिम् । स प्रेमविवशो नैव बुबुधे पूजनक्रमम् ॥८॥ हिरण्मयं च पुरुषं सूर्यमण्डलमध्यगम् । पुरुषप्रकृतिपरं सूर्यचोपास्त शुद्धधीः

નૈકરૂપ આશ્રમધર્મ યજ્ઞના અનુષ્ઠાનથી પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી સત્ત્વગુણની સમૃદ્ધિવડે નિર્મળ મનવાળા થએલા ભરતજીને ભગવાન્ વાસુદેવમાં ભક્તિ અને તે થકી બીજા રાજ્ય વિત્ત વનિતા વિગેરે વિષયોમાં વિરક્તિ વૃદ્ધિ પામતી ગઈ ॥૪॥ તેપછી ભરતજીએ પ્રજાપરિપાલન પ્રયોજનવાળો રાજ્યભાર સુમતિપ્રમુખ પાંચ પોતાના પુત્રોને યથાયોગ્ય વિભાગ કરી આપીને સુરોએ પણ સ્પૃહા કરવા યોગ્ય પોતાની સંપદાનો મળની પેઠે ત્યાગ કરી દીધો ॥૫॥ મુમુક્ષુ માટેજ મહામતિમાન્ આ ભરતજી ભગવાનનું અનન્ય ભક્તિથી આરાધન કરવા ઇચ્છતાં જેમાં સ્ત્રી પુત્ર ધન રાજ્યાદિકનો યોગ અવર્જનીય છે એવા નગરનો પરિત્યાગ કરી ઝટ સિદ્ધિને આપનારા પુલહાશ્રમમાં ગયા ॥૬॥ આ ભરતજી વિષયોમાં વિમુખ, માટેજ મુમુક્ષુ-મોક્ષ સાધનમાટે પ્રવર્તતાં તે આશ્રમમાં તપને ઉચિત ગંડકી નદીના તટમાં જનસંગે વર્જીત એકાકી થઈ, શાંત-ઉપાસનમાં અત્યંત ઉપયોગી ઇન્દ્રિયનિગ્રહની સંપત્તિએ યુક્ત થઈ શ્રીહરિનું ભક્તિયોગલક્ષણ ઉપાસન કરવા લાગ્યા ॥૭॥ આ ભરતજી તપસ્વિજનોને સમુચિત એવાં ફળ, મૂળ, જળ, તુલસીદળ, કંદ આદિકવડે શ્રીહરિનું પૂજન કરતાં પ્રેમપરવશતાને લીધે પૂજામાં અર્ઘ્ય, પાદ્ય, આચમનીય, ધૂપ દીપ આદિક ઉપચારો અર્પણ કરવાના ક્રમનો જે પૂર્વાપર નિયમ છે તેનેપણ ભુલી જતા હતા ॥૮॥ ભગવદુપાસનથી શુદ્ધ અંતઃકરણવાળા ભરતજી સૂર્યમંડળના મધ્યમાં વિરાજમાન, 'य एष आदित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्य-

॥९॥ गण्डक्यामेकदा स्नात्वा जजाप प्रणवं हृदि । पिपासुर्हरिणी तावत्तत्रैकाऽऽयातु गर्भिणी ॥१०॥ यावत् पिबति सा तोयं तावत्कश्चन केसरी । उच्चैश्चकार निनदं सर्वलोकभयङ्करम् ॥११॥ तं श्रुत्वातिभयात्तस्या द्रवन्त्या गण्डकीतटे । गर्भः पपात सहसा स्रोतस्यथ ममार सा ॥१२॥ उह्यमानं तरङ्गैस्तं कोमलाङ्गं मृगीसुतम् । विलोक्य स तु राजर्षिर्दययाश्रममानयत् ॥१३॥ तस्य तस्मिन्नतिस्नेहो ववृधेऽनुदिनं ततः । अनाथस्यास्य न त्राता मां विनेति दयावशात् ॥१४॥ नियमाः स्नानसन्ध्याद्या अहिंसाद्या यमास्तथा । मृगं लालयतस्तस्य सर्वे नष्टाः शनैः शनैः ॥१५॥

---

इमश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णस्तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी' આ શ્રુતિમા પ્રતિપાદન કરેલા હિરણ્મય પુરૂષ-દિવ્યરૂપવાળા, માટેજ પ્રકૃતિ પુરૂષથકી સ્વરૂપ સ્વભાવથી વિલક્ષણ એવા પરમ પુરૂષની 'परोरज सवितु.' આ સૂર્યની ઋચાવડે ઉપાસના કરવા લાગ્યા સર્વ વેદોવડે આજ-ભગવાનજ વેદ્ય છે આ અર્થ ભગવાને ગીતામા કહ્યો છે ॥૯॥ આવા ભરતજી કોઈ સમયમાં ગંડકી નદીમાં સ્નાન કરી હૃદયમા ઓંકારનો જપ કરતા હતા તે અવસરમાં કોઈ એક ગર્ભિણી મૃગલી તરસથી વ્યાકુળ થતાં જ્યાં ભરતજી રહ્યા છે તે સ્થળમા આવી ॥૧૦॥ આ વેલી મૃગલી જેટલાકમાં જળ પિવેછે તેટલાકમા કોઈ એક કેસરી-સિંહે સમીપમાં સર્વ પ્રાણીઓને ભય કરનારો મહા મોટો નાદ કર્યો ॥૧૧॥ સિંહના શબ્દને સાંભળીને અતિ ભયને લીધે નદીના તટમા એકદમ કુદીને દોડતાં મૃગલીનો ગર્ભ નીકળીને એકદમ નદીના પ્રવાહમાં પડી ગયો, તે પછી મૃગલી તેજ ક્ષણમા મરણ પામી ગઈ ॥૧૨॥ આ રાજર્ષિ ભરતતો તરંગોમા તણાતો, કોમળ અવયવવાળો, મૃગીસુત જોઈને તત્ક્ષણ દયા આવતા તેને પોતાના આશ્રમમાં લાવ્યા ॥૧૩॥ તેપછી 'માતા પિતાના અભાવથી અનાથ આ મૃગબાળકનો મારા વિના બીજો કોઈ રક્ષક નથીજ' એમ માનીને એમાં અતિ દયાવશાત્ ભરતજીને અતિશય સ્નેહ પ્રતિદિન વધવા લાગ્યો ॥૧૪॥ મૃગબાળકને લાલ લડાવતા ભરતજીના સ્નાન સંધ્યાદિ

बालत्वात्कोमलतनुं तं सम्प्रीणयतो मुदा। तदेकबद्धचित्तस्य ह्यर्चाऽप्यस्य विस्मृता ॥१६॥ आसने शयने याने भोजनादौ च तं शिशुम्। दूरे कर्तुं क्षणमपि सोऽतिस्नेहान्न चाशकत् ॥१७॥ तस्मिंश्च स्वेच्छयाऽन्यत्र गते क्वापि क्षणं मृगे। राजर्षिर्नष्टधनवज्जायते स्मातिविह्वलः ॥१८॥ तृणानि चरतस्तस्य कदाचित्स्वाश्रमागमे। विलम्बो जायते यर्हि तदा विलपति स सः ॥१९॥ कामिनी कामुकस्येव राजर्षिः स मृगीशिशोः। शशाक विरहं सोढुं नैव स्नेहवशात्क्वचित् ॥२०॥ इत्थं मृगसुताकारमनसस्तस्य भूपतेः। स्वदेहारम्भकं कर्म समाप्तिमगमद्द्विज! ॥२१॥ कालहा-

---

નિયમો તથા અહિંસાદિ યમો સર્વેપણુ ધીમે ધીમે વિલુપ્ત થઈગયા. યોગનો અવસર ક્યાંથી આવે? બાળભાવને લીધે કોમળ શરીરવાળા મૃગીસુતનું પ્રહર્ષથી પરિપાલન કરતા, બાળકમાંજ એક નિબદ્ધ અંતઃકરણવાળા ભરતજી ભગવત્પૂજા પણ ભુલી ગયા ॥૧૫-૧૬॥ બેસવું, સુંવું, જવું, જમવું વિગેરે દૈહિક ક્રિયાના સમયમાંપણુ ક્ષણુમાત્રપણુ તે મૃગલાને અતિશય સ્નેહને લીધે દૂર કરવા સમર્થ થતા નહિ ॥૧૭॥ આ મૃગ કદાચિત્ સ્વેચ્છાથી એક ક્ષણુપણુ સ્થળાંતરમાં જાય તો રાજર્ષિ ભરત જેનું સર્વસ્વ વિનષ્ટ થયું છે એવો પ્રાકૃત પુરૂષ જેમ અતિવ્યાકુળ થાય એમ અતિવિહ્વળ થઈ જતા હતા ॥૧૮॥ આશ્રમની સમીપેજ અહીંથી તહીંથી તૃણુને ચરતાં મૃગલાને જો આશ્રમમાં પાછું આવતાં ક્ષણુપણુ વિલંબ થાય તો 'કોઈ હિંસકે મારો આ મૃગબાળક મારી નાંખ્યો હશે કે શું?' એવી અતિશંકાથી દીન વિલાપ કરતા હતા ॥૧૯॥ કિં બહુના—જેમ કામિની કામુકનો વિરહ ક્ષણુ પણુ સહન કરી શકે નહિ એમ આ રાજર્ષિ અતિ સ્નેહને લીધે આ મૃગ શિશુનો વિરહ ક્ષણુપણુ સહન કરવા કયારેયપણુ સમર્થ થતા ન હતા ॥૨૦॥ હે દ્વિજ! આ પ્રકારે મનમાં મૃગસુતનેજ સદાય સંભારતા ભૂપતિ ભરતજીનું પોતાના વપુને પ્રારંભનારૂં પ્રારબ્ધ કર્મ પરિસમાપ્ત થયું. એટલે અખંડિત મૃગશિશુની ભાવનાવશાત્ તેનુંજ અનુચિંતન કરતાં ભરતજીને પ્રાણાન્ત સમય આવી લાગ્યો ॥૨૧॥ તેપછી ભરતજી અંતકાળમાં પણુ

ततनुः सोऽथ मृगदेहमवाप्तवान् । अन्तकालेऽपि तं ध्यायन्समीपस्थमिवात्मजम् ॥२२॥ इत्थं स राजा सन्त्यक्तराज्यस्त्रीपुत्रवैभवः । अपि मृगार्भस्नेहेन पशुत्वं स्वयमाप्तवान् ॥२३॥ एवमन्येऽपि बहवो मुनयश्च नृपा अपि । स्नेहेनैव पराभूता लेभिरे दुर्दशां भृशम् ॥२४॥ दययापि हरीतरे पदार्थे मनसा स्निह्यति यः स रूढयोगः । अपि संसृतिमेति हीनबुद्धिर्भरतोऽसाविव विप्रवर्य ! नूनम् ॥२५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे स्नेहेन भरतपराभवनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

श्रीनारायणमुनिरुवाच—दक्षदुर्वाससोर्विप्र ! कथां मानाभिभू-

પોતાના પ્રિય પુત્રનેજ જેમ એમ પોતા પાસે રહેલા મૃગલીના બચ્ચાનુંજ ચિંતવન કરતા થકા કાળે કરીને તનુનો ત્યાગ કરી એજ અતિમસ્મરણદોષથી મૃગદેહને પામ્યા ॥૨૨॥ તે આ ભરતજી વૈરાગ્યવેગથી રાજ્ય પુત્ર પત્ની આદિકનો પરિત્યાગ કરી ઇર્ષણાવેગથી રહિત થઈ અષ્ટાંગયોગમાં દૃઢ નિષ્ઠાવાળા થયા હતા તોપણ મૃગલીના બચ્ચામાં દયાવશાત્ ઉપજેલા એવા પણ સ્નેહદોષથી પોતે પશુયોનિને પામ્યા. આ પ્રકારે બીજાપણ બહુ મુનિઓ રાજાઓ સ્નેહદોષથીજ પરાભવ પામી દુરંત દુર્દશાને પામ્યા છે ॥૨૩-૨૪॥ હે વિપ્રવર્ય ! યદ્યપિ દયા ગુણ છે. પરંતુ તે દયાને લીધે પણ જો અસ્થાન-ભગવાન સીવાય બીજા પદાર્થમાં મનથી સ્નેહ બંધાય છે તો આ સ્નેહ ઉન્મર્યાદિત થતાં દૃઢ ભક્તિયોગારૂઢને પણ બન્ધન માટે ભરતજીની પેઠે નિશ્ચે થાયછે, માટે આવા અનર્થકર સ્નેહનો મોક્ષાર્થીએ દૂરથીજ ત્યાગ કરવો ॥૨૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે સ્નેહેન ભરતપરાભવનામા ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

## [1]અધ્યાય ૧૫ મો.

**નારાયણમુનિ કહેછે**—હે મયારામ વિપ્ર ! માનદોષ બીજા દોષોની અપેક્ષાએ મહા પ્રબળ છે, કેમકે અધિક અનર્થ આપનારો છે. તેનાથી

૧ આ અધ્યાયમાં માનમદાદોષથી પરાભવ પામેલા દક્ષ દુર્વાસાની કથા કહી છે.

तयोः । श्रव्यामवश्यं धार्या च हृदि सद्विवेदाम्यथ ॥१॥ पुरा भागीरथीतीरे चक्रुर्विश्वसृजो मखम् । तत्र देवाश्च देव्यश्च मुनयोऽप्यासताखिलाः ॥२॥ दक्षः प्रजापतिस्तत्र सहसाऽर्क इवागमत् । योऽभिषिक्तः प्रजेशानामाधिपत्ये विरिञ्चिना ॥३॥ ततोऽभिमन्यमानः स्वं सर्वतोऽधिकमेव सः । सभायां मानितो देवैर्नत्वा विधिमुपाविशत् ॥४॥ स पश्यन्नभितो देवानासीनं शिवमैक्षत । ऐकाग्र्यं ब्रह्मणि प्राप्तं वासुदेवे निजात्मनः ॥५॥ अकृतप्रणतिं तं च ज्ञात्वा दक्षोऽतिमानवान् । शपमानश्च कोपात्तं देवादीनिदमाह सः ॥६॥ न मत्सराच्च चाज्ञानात्किञ्चिद्देवा ! वदाम्यहम् । किन्तु सामान्यतो वृत्तं साधूनां कथयामि वः ॥७॥ इत्या-

---

દક્ષપ્રજાપતિ અને દુર્વાસા મહર્ષિ પરાભવ પામ્યા હતા તેમનું ચરિત્ર જે માનદોષને પ્રખ્યાપન કરનારૂં, સર્વ વિવેકિઓએ 'આ અવશ્ય ત્યાજ્ય છે' એવા નિશ્ચય માટે અવશ્ય શ્રવણીય અને હૃદયમા સદાય ધારણીય છે તે તમોને હવે કહુંછુ ॥૧॥ પૂર્વે પ્રજાપતિઓએ ભાગીરથી ગગાના તટમાં યાગનો આરભ કર્યો તે યાગમા સર્વ દેવો દેવીઓ અને મુનિઓ પણ આવ્યા ॥૨॥ જેનો બ્રહ્માએ મરીચ્યાદિ પ્રજાપતિઓના અધિપતિપણામા અભિષેક કર્યો છે એવો સૂર્યસમાન તેજસ્વી દક્ષપ્રજાપતિ તે યાગમા અકસ્માત્ આવ્યો ॥૩॥ આતો પોતાને સર્વની અપેક્ષાએ અધિક (ઉત્કૃષ્ટ) અભિમાનપૂર્વક માનીને દેવોએ સન્માન કર્યો થકો પોતાના તાત બ્રહ્માને પ્રણામ કરી સભામા પોતાના આસનમાં બેઠો ॥૪॥ બેસીને ચારે બાજુ સાભિમાન ચક્ષુને ફેરવતાં તેના જોવામા શિવજી આવ્યા જે શિવજી પોતાના અતરાત્મા ભગવાન્ વાસુદેવમા ઐકાત્મ્યભાવનાથી મનોવૃત્તિને લીન કરીને બેઠા હતા ॥૫॥ તેમના મહિમાને નહિ જાણતો અભિમાનાન્ધ દક્ષ 'શિવે મને પ્રણામ કર્યો નહિ માટે અભિમાનગ્રસ્ત છે' એમ એમને માનીને કોપથી તેમને શાપ આપતો થકો દેવાદિકને ઉદ્દેશીને એમ બોલ્યો કે ॥૬॥ હે દેવો ! તમો સાભળો જે આ હુ કહુ છું તે મત્સરતાથી કે ધર્મના સ્વરૂપને નહિ જાણીને કહેતો નથી કિંતુ જે વૃત્ત-સદાચાર સાધુઓને સાધારણ

दिमानिभाषाया युक्तिभिः स्वस्य साधुताम्। दर्शयित्वा सुराध्यक्षे गर्हणां शङ्करस्य सः ॥८॥ लोकपालयशोहन्ता निर्लज्जः शङ्करो ह्ययम्। सन्मर्यादां समुल्लङ्घ्य स्तब्धोऽस्मानवमन्यते ॥९॥ जामातृत्वात्तु शिष्यो मे गुरुं वाचापि मामसौ। प्रत्युत्थानाभिवादार्हं सदस्याद्दतवान्न वै ॥१०॥ मर्कटाक्षः क्रियाहीनो भूतसङ्गी दिगम्बरः। श्मशानवासी मुण्डस्रक् चिताभस्मानुलेपनः ॥११॥ अशिवाय शिवाख्याय नष्टशौचाय दुर्हृदे। दत्ता मयाऽनिच्छतापि कन्याऽस्मै विधिचोदनात् ॥१२॥ सोऽयं भूरिदुराचारो यज्ञे भागं न शङ्करः। प्राप्नोत्विति क्रुधा शप्त्वा दक्षस्तं स्वालयं ययौ ॥१३॥ शप्त्वा शिवं व्रजन्तं तं नन्दिकेशः शशाप च। दक्षोऽस्तु तत्त्व-

છે તેજ તમો સર્વેએપણ જાણેલુ કહુંછુ ઇત્યાદિ તેતે માનગર્ભિત યુક્તિ યુક્ત વચનોવડે પોતાની સાધુતા દેવોને દર્શાવીને શકરની પણ ગર્હણા કરવા લાગ્યો ॥૭-૮॥ આ શકર લોકપાળોના યશને હણેછે, માટે તે પદને આ લાયક નથી નિર્લજ્જ આ શકર સતોની મર્યાદા સમુલ્લઘન કરી સ્તબ્ધ થઈ માનનીય એવાપણ અમારી અવજ્ઞા કરેછે ॥૯॥ હુ એનો શ્વશુર, માટેજ ગુરુ, માટેજ પૂજ્ય છુ અને એતો મારો જમાઈ હોવાથી શિષ્યપદને યોગ્ય છે માટે હુ એણે સન્મુખ ઉઠવા યોગ્ય અને અભિવદન કરવા યોગ્ય છુ આવો હુ સભામા આવ્યો ત્યારે એણે વાણીથીપણ આદર કર્યો નહિ તો સન્મુખ આવવુ અભિવદન કરવુ ઇત્યાદિ આદરની તો વાતજ શી કરવી ? ॥૧૦॥ મર્કટનેત્ર આ શકર આકૃતિથીજ નિંદ્ય છે વળી અશુચિ આ ભૂતસગી દિગબર શ્મશાનવાસી મુડમાળી ( મનુષ્યના કપાળની માળા ધારી ) ચિતા ભસ્મનો લેપધારી ક્રિયાભ્રષ્ટ છે તો યજ્ઞસભામા પ્રવેશને પણ યોગ્ય કેમ હોઈ શકે ? ॥૧૧॥ મારે ઇચ્છા ન હતી તથાપિ કેવળ બ્રહ્માની પ્રેરણાથી સ્વત. અશિવ છે અથાપિ શિવસજ્ઞાને ધારી રહેવા, શૌચે રહિત, દુષ્ટ હૃદયના આ શકરને મારી પ્રિય કન્યા આપી 'આ રીતે અધિક દુરાચારી આ શકર યજ્ઞભાગને યોગ્ય ન થાઓ' એવો કોપવેગથી શાપ આપીને પોતાના નિવાસસ્થાનમા ચાલ્યો ગયો ॥૧૨-૧૩॥ શિવના

विमुखो वस्तास्यो वपुरात्मधीः ॥१४॥ इति शप्त्वा प्रजाध्यक्षं ततो नन्दी तदाश्रितान् । विप्रानपि क्रुधा सर्वाञ्छशापारुणलोचनः ॥१५॥ वेदवादेषु मुह्यन्तु सर्वभक्ष्या द्विजातयः । वृत्त्यै विद्यामतधरा याचका विचरन्त्विह ॥१६॥ इति विप्राञ्छपन्तं तं वैदिकानपि नन्दिनम् । वीक्ष्य क्रुद्धो भृगुः शैवानशपद्दारुणो मुनिः ॥१७॥ भवव्रतधरा ये च ये च तान् समनुव्रताः । पाषण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिनः ॥१८॥ नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिणः । विशन्तु शिवदीक्षायां यत्र दैवं सुरासवम् ॥१९॥ शपत्येवं भृगौ शैवान्विमनाः शङ्करस्ततः । उत्थाय कैलासमगात्

---

અનુચરોમા અગ્રેસર નંદિકેશે તો નિરપરાધી શિવને શાપ આપી ચાલ્યા જતા અપરાધિ દક્ષને દંડ દેવા શાપ આપ્યો કે—આ દક્ષ આત્માપરમાત્માના જ્ઞાને રહિત થાઓ તથા કેવળ દેહાત્માભિમાનાન્ધ થાઓ તથા બોકડાના જેવા મુખવાળો થાઓ ॥૧૪॥ આ પ્રકારે નંદીકેશે પ્રજાધ્યક્ષ દક્ષને શાપ આપીને પછીથી કોપવેગથી લાલચોળ લોચનવાળા થઈ દક્ષનો આશ્રય કરી શિવની અવજ્ઞામાં અનુમોદન આપનારા સર્વ વિપ્રોને પણ શાપ આપ્યો કે—આ વિપ્રો વેદવાદો—સ્વર્ગાદિ ફળવાદમાં મોહ પામો—આસક્ત થાઓ. તથા ભક્ષ્યાભક્ષ્યના વિચારે શૂન્ય થાઓ. તથા કેવળ વૃત્તિ વાસ્તેજ વિદ્યા મતને ધારણ કરનારા થાઓ. તથા માન મળે નહિ એવા યાચકો થઈ લોકમાં જ્યાં ત્યાં ભટકયા કરો ॥૧૫-૧૬॥ આ પ્રકારે વૈદિક એવા પણ વિપ્રોને કોપવેગથી શાપ આપતા નંદીકેશને જોઇને ભૃગુમુનિએ ક્રોધે કરી અધિક કૂર થઈ શૈવોને શાપ આપ્યો કે—જે પુરૂષો ભવવ્રત—સર્વદા શ્મશાનમાં રહેવું. ચિતાભસ્મ ચોળવી, કપાળમાળા ધારવી, ઇત્યાદિ પાશુપત મતને ધરનારા છે અને જે પુરૂષો તેવાઓને અનુસરેલા છે તે સર્વે સચ્છાસ્ત્ર—વેદ તથા તેના ઉપબૃંહણરૂપ સ્મૃત્યાદિકના પરિપન્થી ( ખંડન કરનારા શત્રુ ) માટેજ પાખંડી થાઓ અને જે દીક્ષામાં સુરામદ્યને દેવનિવેદન દ્રવ્ય તરીકે મનાય છે એવી તામસોએજ એક સેવવા યોગ્ય શિવદીક્ષામા પ્રવેશ કરી શૌચાચારે રહિત, મૂઢમતિવાળા, જટા ભસ્મ અને અ-

पार्षदैः सहितो निजैः ॥२०॥ अथ कोऽपि मखं कर्तुं रुद्रभागं विना भुवि । नाशकत्क्वापि देवोऽपि कालोऽयाद्विमखो महान् ॥२१॥ ततो दक्षः स्वयं यज्ञमारेभे माननष्टधीः । शिवमेकमनाहूय युक्तो देवैस्तथर्षिभिः ॥२२॥ अनादरं शङ्करस्य ज्ञात्वा ब्रह्मा तथाऽच्युतः । अप्यादरात्समाहूतौ तन्मखं नैव जग्मतुः ॥२३॥ दक्षेण कन्यापि निजा शङ्करद्वेषतः सती । नाऽऽहूता कन्यकास्त्वन्याः समाहूताः सभर्तृकाः ॥२४॥ विमानानि समारुह्य यान्तीर्गगनवर्त्मना । सुराङ्गनाः पितुर्यज्ञं वीक्ष्य हृष्टाऽभवत्सती ॥२५॥ अनाहूतापि सा पित्रा द्रष्टुं यज्ञमहोत्सवम् । अत्युत्सुकोद्यता गन्तुं बभूव स्त्रैणधीवशात् ॥२६॥ शङ्करेण निषिद्धापि युक्तिभिर्बहुधैव

---

સ્થિને ધારણ કરનારા થાઓ ॥૧૭-૧૯॥ હે વિપ્ર ! ભૃગુઋષિએ આ પ્રકારે પોતાના અનુચરોને શાપ આપ્યો એટલે શિવ ઉદાસીન થઈ સભામાંથી તત્કાળ ઉઠીને પોતાના પ્રમથાદિ પાર્ષદો સાથે કૈલાસમાં ચાલ્યા ગયા ॥૨૦॥ તેપછી દક્ષના શાપથી અને રૂદ્રના ભયથી પૃથ્વીઉપર કોઈપણ દેશમા કોઈપણ જન કે દેવપણ રુદ્રભાગ વિના યજ્ઞ કરવા સમર્થ થયો નહિ એમ થતા બહુ કાળ યાગ વિનાનોજ વ્યતીત થયો ॥૨૧॥ તેપછી સ્વય દક્ષપ્રજાપતિએ શિવનુ અપમાન કરવા તેમને એકલાને નહિ બોલાવીનેજ બીજા દેવોને બોલાવી તેમની સાથે તથા ઋષિઓ સાથે મળી જઈને મા નથી ગ્રસ્તચિત્તવાળો થઈ યજ્ઞનો આરભ કર્યો બ્રહ્માતો દક્ષે અત્યાદરથી બોલાવ્યા છે પણ શકરનો અનાદર દેખીને તેના યજ્ઞમા ગયાજ નહિ તેમજ વિષ્ણુ પણ ગયા નહિ ॥૨૨-૨૩॥ આ દક્ષે પોતાની પણ દીકરી સતી (દાક્ષાયણી)ને શકર ઉપરના દ્વેષાતિશયને લીધે બોલાવીજ નહિ બીજી કન્યાઓને તો તેમના તેમના પતિઓની સાથે બોલાવી સતીતો પિતાના યજ્ઞપ્રતિ વિમાનમા બેસીને ગગનમાર્ગથી જતી સુરાગનાઓને જોઈને પ્રહર્ષ પામી, પોતાને પિતાએ બોલાવી નથી તથાપિ સાહસાદિ સ્ત્રીસ્વભાવને સહજ એવી બુદ્ધિએ પ્રેરવાથી યજ્ઞમાં જવા ઉદ્યમી થતા શકરે બહુ પ્રકારની યુક્તિઓવડે નિષેધ કર્યો તથાપિ સતી યજ્ઞમહોત્સવના દર્શનના ઉ-

सा । गणैः कतिपयैर्युक्ता पितुर्यज्ञं हठाद्ययौ ॥२७॥ शिवद्वेषवशाद्दक्षो न तां दृष्ट्वाऽप्यपैक्षत । अनादृता ततः सापि तस्मै चुक्रोध मानिनी ॥२८॥ अरुद्रभागं यज्ञं च वीक्ष्य दक्षं सती रुषा। निर्भर्त्स्य बहुधा देहं जहौ सद्यः समाधिना ॥२९॥ ततो रुद्रगणा दक्षं हन्तुमभ्यापतन् हि तान् । भृगुर्घातयितुं चर्क्षैर्देवान्समुदपादयत् ॥३०॥ तैरुल्मुकप्रहरणैरृभुसंज्ञैरितस्ततः । हन्यमाना रुद्रगणाः पलायनमकुर्वत ॥३१॥ एत वृत्तान्तमखिलं कैलासे नारदः शिवम् । समागत्याऽऽह तच्छ्रुत्वा भृशं क्रोधमवाप सः ॥३२॥ स्वजटायाः स उत्पाद्य वीरभद्रं गणाधिपम् । प्राह दक्षं सयज्ञं त्वं जह्यद्यैवाविचारयन् ॥३३॥ इत्याज्ञप्तो ययौ सद्यः सोऽपि

त्साह वेगथी प्रमथादि केटलाक गणोने साथे लइने हठथी पिताना यज्ञमा गयां ॥२४-२७॥ दक्षे शिव उपरना द्वेषातिशयने लीधे स्वय आवेली पोतानी सुताने देखीनेपण बहु मानथी के प्रेमथी जोईपण नहि तो वाणीथी सत्कारतो क्याथी करे ? ए रीते अनादर पामेलां मानिनी सतीए रुद्रभाग विनानो ते यज्ञ जोइने क्रोधथी दक्षने बहुधा तिरस्कार करी, ते अपमान नहि सहन थता तत्काळ समाधिवडे देहनो त्याग करी दीधो-स्वय सती स्वाधीन प्राणगतिवाळां होवाथी योगिओना मार्गथी श्वासनो निरोध करी देहनो त्याग कर्यो ॥२८-२९॥ दाक्षायणीनो देहत्याग देखीने क्रोध पामेला रुद्रगणोने दक्षने हणवामाटे सामा दोड्या आवता देखीने भृगुऋषिए तेओने हणवा माटे दक्षिणाग्नि थकी देवो उत्पन्न कर्या ॥३०॥ उत्पन्न थएला ऋभुनामना देवोए उल्मुक आयुधोवडे ताडन करेला रुद्रगणो भय पामीने ज्या त्यां पलायन करी गया ॥३१॥ नारदमुनिए कैलासमा शिव समीपे जइने आ समग्र सतीमरणादि वृतांत निवेदन कर्युं, तेने सांभळीनेज शिव अधिक क्रोध पाम्या ॥३२॥ तेपछी शिवे पोतानी जटाथकी गणाधिपति वीरभद्रने उत्पन्न करी तेने कह्युं के-हे वीरभद्र ! तुं कांईपण विचार कर्या विना हमणाज अहींथी जइने यज्ञसहित दक्षने मारी नांख्य ॥३३॥ आवी आज्ञा आपेलो वीरभद्र पण बीजा गणोने साथे लई तत्क्षण

दक्षमखं वृतः । गणैरन्यैर्धरां सर्वां कम्पयन् गिरिराडिव ॥३४॥ तत्र गत्वा यज्ञकुण्डमुत्खन्य मण्डपादि च । दग्ध्वा दक्षस्य तु शिरश्छित्त्वा वह्नौ जुहाव सः ॥३५॥ तत्पक्षपातिनो देवानृषींश्चाप्युल्मुकादिभिः । शैवाः सन्ताडयामासुर्मणिमत्प्रमुखा अपि ॥३६॥ छिन्नभग्नप्रतीकास्ते चक्रुः सर्वे पलायनम् । कृतकार्या रुद्रगणाः कैलासं पुनराययुः ॥३७॥ ततः काले बहुतिथे व्यतीतेऽखिलनिर्जरैः । प्रार्थितेशानुग्रहेण छागास्यो जीवति स्म सः ॥३८॥ मानेनेत्थमनर्थोऽभूद्दक्षस्यापि प्रजापतेः । शङ्करावज्ञया लोके गर्हणा चापि भूयसी ॥३९॥ अथ दुर्वाससः साक्षाद्रौद्रस्य च तपोनिधेः । अपि मानात्पराभूतिं कथयामि शृणु द्विज! ॥४०॥ अम्बरीषाभिधो राजा सूर्यवंशसमुद्भवः । सप्तद्वीपवतीं पृथ्वीं

જાણે પાદચારી મૂર્તિમાન ગિરિરાજ હોય ને શું ? એમ સમગ્ર પૃથ્વીને કંપાવતો થકો દક્ષના યજ્ઞ તરફ દોડ્યો ॥૩૪॥ વીરભદ્રે યજ્ઞમાં જઈને યજ્ઞકુંડ ખોદી નાંખી મંડપાદિ બાળી નાખીને, દક્ષના મસ્તકને તો છેદીને યજ્ઞાર્થે ઉપકલ્પેલા અગ્નિમાં હોમી દીધું ॥૩૫॥ શિવગણો અને બીજા તેમના મણિમત્પ્રમુખ અનુચરો દક્ષપક્ષપાતિ દેવો તથા ઋષિઓને પણ લાગતા ઉમાયડીયા આદિકથી અત્યંત તાડન કરવા મંડ્યા ॥૩૬॥ તે સમયે તે સર્વે છિન્ન અવયવવાળા અને ભગ્ન અવયવવાળા થતાં પલાયનનેજ પ્રાણરક્ષકપણે આશ્રય કરી રહ્યા. આ રીતે રુદ્રનું શાસન પ્રવર્તાવીને કૃતકૃત્ય થએલા રુદ્રગણો કૈલાસમાં પાછા ગયા ॥૩૭॥ તેપછી સમસ્ત દેવતાઓ યાગમધ્યે યજમાનનો વિનાશ અને યજ્ઞનો ભંગ ભાળીને ભય પામી ભેગા થઈ 'આ યજમાન પ્રાણ પામીને જીવતો થાય' એવી એજ મહાદેવની પ્રાર્થના કરવા લાગ્યા પ્રાર્થનાથી પ્રસન્ન થએલા સદાશિવના અનુગ્રહથી બોકડાના મસ્તકથી સાંધેલા પોતાના કાયથી દક્ષ જીવતો થયો ॥૩૮॥ હે દ્વિજ ! એ રીતે માને કરીને પ્રજાપતિ એવાપણ દક્ષને મહા અનર્થ થયો હતો અને એની શંકરના અપમાનથી લોકમાં મોટી ગર્હાપણ થઈ હતી ॥૩૯॥

હે દ્વિજ ! હવે રુદ્રાવતાર તપોનિધિ દુર્વાસા મુનિનો પણ માનદોષથી થ-

पुराऽशासीन्महामतिः ॥४१॥ हरिमीजे महायज्ञैः पितृवत्पालयन्प्रजाः । नानाव्रतानि दानानि सोऽकरोद्धरितुष्टये ॥४२॥ देवानामपि दुष्प्राप्यं स्वैश्वर्यं क्षणभङ्गुरम् । जानन्विरक्तस्तनासौ स्नेहं नारायणे व्यधात् ॥४३॥ सतां समागमं कुर्वन्भक्तिं नवविधां हरौ । चकारैकमनास्तेन सन्तुतोष स वै भृशम् ॥४४॥ तुष्टः स तस्य रक्षार्थं चक्रं स्वीयं सुदर्शनम् । तत्पार्श्वे स्थापयामास सर्वारिष्टविनाशनम् ॥४५॥ स एकदा तु नृपतिर्दधार द्वादशीव्रतम् ।

એવો પરાભવ કહુંછું તેને સાંભળો ॥૪૦॥ પૂર્વે સૂર્યવંશમાં ઉત્પન્ન થએલો અબરીષ નામનો એક રાજા સાતદ્વીપવાળી પૃથ્વીનું સર્વથા પાલન કરનારો અને ભગવાનની પ્રસન્નતામાંજ ઉપયોગી થાય એવી સમસ્ત વૃત્તિવાળો હોવાથી મહામતિમાન્ હતો ॥૪૧॥ આ રાજા સર્વ પ્રજાઓને પિતાની પેઠે પ્રેમથી પરિપાલન-પ્રિય હિત કરતો થકો મહાયજ્ઞ-સર્વભૂતસૌહાર્દમાં ઉપરોધ ન કરે એવી મહત્તાએ યુક્ત એવા યજ્ઞોવડે અથવા-મહાયજ્ઞ-સર્વકર્મસમારાધ્ય, સર્વના અંતરમાં રહેલા, શ્રીમન્નારાયણનું સાક્ષાત્ અવલંબન રાખીને પ્રવર્તેલા હોવાથી મહાન્ એવા યજ્ઞોવડે શ્રીહરિનું યજન કરતા હતા અને વિવિધ દાનો વ્રતો ભગવાનની પ્રીતિમાત્રની આકાંક્ષા રાખીને (નિષ્કામ) કરતા હતા ॥૪૨॥ આ રાજાએ પોતાનું જે ઐશ્વર્ય અખંડભૂમંડળના અધિપતિપણારૂપ છે અને જે દેવોનેપણ દુર્લભ અહ્માસબન્ધિ ઐશ્વર્ય છે તે સર્વને પણ ક્ષણભંગુર જાણીને, તેમાં વૈરાગ્યથી જળકમળવત્ નિર્લેપ રહીનેજ શ્રીકૃષ્ણ નારાયણમાંજ સમધિક સ્નેહ કર્યો હતો ॥૪૩॥ આ રાજા પ્રતિદિન સંતોનો સમાગમ કરવાપૂર્વક ભગવાનમાં શ્રવણ કીર્તનાદિ નવ પ્રકારની ભક્તિને એક મનથી કરતો હતો. આ કારણથી તેની ઉપર ભગવાન્ અત્યંત પ્રસન્ન થયા હતા ॥૪૪॥ પ્રસન્ન થએલા ભગવાનેતો ભક્તૈકચિત્ત હોવાથી પોતાના એકાંતિક ભક્ત અબરીષ રાજાની રક્ષામાટે સર્વ અનર્થને વિનાશ કરનારૂં પોતાનું આયુધ સુદર્શન રાજાની પાસે અદૃશ્ય રૂપથી સદાય રાખી મુક્યું હતું ॥૪૫॥ આ રાજાએ એક સમયે શ્રીકૃષ્ણને સંતુષ્ટ કરવા મધુવનમાં જઈ એક વર્ષ સાધ્ય દ્વાદશીવ્રત ભાર્યા સાથે ધા-

सांवत्सरं मधुवने सभार्यः कृष्णतुष्टये ॥४६॥ व्रतान्ते कार्तिके मासि त्रिरात्रं समुपोषितः। हरेः कृत्वा महापूजां ददौ दानानि भूरिशः ॥४७॥ द्वादश्यां ब्राह्मणान् सम्यक् तर्पयित्वेष्टभोजनैः। करोति पारणां यावद्दुर्वासास्तावदाययौ ॥४८॥ अतिथिं तमुपायातं प्रत्युत्थानासनादिभिः। मानयित्वा भोजनार्थं प्रार्थयामास भूपतिः ॥४९॥ तथेत्युक्त्वा मुनिः स्नातुं कालिन्दीमगमद्द्रुतम्। माध्याह्निकं कुर्वतोऽस्य विलम्बस्तत्र चाभवत् ॥५०॥ द्वादश्यां पारयन् राजा मुनिं ज्ञात्वा विलम्बितम्। विप्राञ्छास्त्रविदोऽपृच्छत्कर्तव्यं स्वस्य सङ्कटे ॥५१॥ ब्राह्मणातिक्रमे दोषो द्वादश्यां चाप्यपारणे। अतो मयाऽत्र किं कार्यमित्युक्तास्तेऽब्रुवन् द्विजाः ॥५२॥ त्वं पारयाम्भसा यस्मादशितं नाशितं च तत्। इत्याज्ञप्तो

---

રણ કર્યું. વ્રતને અંતે કાર્તિક માસમાં ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે-દ્વાદશીએ ભગવાનની મહા પૂજા કરી બહુવિધ દાનો આપી, બ્રાહ્મણોને યથેષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ ભોજનોવડે અતિતૃપ્ત કરી, જેટલાકમાં પોતે પારણાં કરવા પ્રવર્તે છે તેટલાકમાંજ દુર્વાસામુનિ ત્યાં આવ્યા ॥૪૬-૪૮॥ રાજાએ આવેલા અતિથિ દુર્વાસાને સન્મુખ જવું આસન આપવું આદિકવડે સત્કાર કરી જમવામાટે પ્રાર્થના કરી. આ મુનિતો તથાસ્તુ કહી સ્નાન કરવા જલદી યમુના પ્રત્યે ગયા. ત્યાં ગએલા મુનિતો રાજાની વ્રતનિષ્ઠાનો નહિ વિચાર કરીને વિલંબથી માધ્યાહ્નિક વિધિ કરવા લાગ્યા ॥૪૯-૫૦॥ દ્વાદશીમાંજ પારણાં કરી લેવા ઇચ્છતા રાજાએતો મુનિને આવવામાં વિલંબ થયો જાણી અને પારણાભંગમાં વ્રતહાનિનો વિચાર કરી શાસ્ત્રવેત્તા વિપ્રોને પુછ્યું કે-હે વિપ્રો ! અતિથિપણે આવેલા દુર્વાસા મુનિને ત્યાગ કરી ભોજન કરવામાં પણ મહાદોષ છે અને દ્વાદશી તિથિમાં પારણાં ન કરાય તોપણ મહાદોષ છે. તો આ ધર્મસંકટમાં મારે શું કરવું તે કહો ? આ પ્રકારે રાજાએ પુછેલા સભ્ય બ્રાહ્મણો બોલ્યા કે-હે રાજન્ ! તમો કેવળ જળપાનથી પારણાં કરો. પારણાં નિમિત્ત જળપાનમાત્રથી ભોજન કર્યું ગણાશે નહિ તેતો અભોજન જ કહેવાય. તેમાં 'अपोऽश्नाति तन्नैवाशितं नैवानशितं' એવી શ્રુતિ છે. આ

द्विजैः सोऽपि पारणामम्भसा व्यधात् ॥५३॥ अथागतो मुनिर्ज्ञात्वा नृपतिं कृतपारणम् । स्वाग्रपूज्यत्वमानोत्थं क्रोधं प्राप्याब्रवीच्च तम् ॥५४॥ रे निर्दय! श्रीमदान्ध! विष्णवभक्तेशमानवन्!। निरङ्कुशः करोषि त्वं कामं धर्मव्यतिक्रमम् ॥५५॥ त्वं मामतिथिमायातमातिथ्येन निमन्त्र्य तत्। अदत्वा भुक्तवांस्तस्य सद्यस्ते दर्शये फलम् ॥५६॥ इत्युक्त्वा रोषताम्राक्षः कृत्यां कालानलोपमाम्। स्वजटायाः स उत्पाद्य प्राहिणोत्तद्वधाय ताम् ॥५७॥ खङ्गहस्तामापतन्तीं वीक्ष्य तां नृपतिः स तु। नश्वरं देह-

પ્રકારે સભ્ય બ્રાહ્મણોએ આજ્ઞા આપેલા રાજાએપણ જળમાત્રથી પારણાં કર્યાં ॥૫૨-૫૩॥ એટલાકમાં માધ્યાહ્નિક વિધિ કરીને આવેલા મુનિ 'રાજાએ પારણાં કરી લીધા છે' એમ જાણીને 'અગ્રપૂજ્ય અતિથિ મારી આણે ઉપેક્ષા કેમ કરી?' એવા અભિમાનથી ઉદ્ભવેલા કોપવેગને વશ થઈ રાજા પ્રત્યે બોલ્યા કે—રે નીચ! તું શ્રીમદાન્ધ છું. 'હું વિષ્ણુભક્ત છું' એવું કેવળ અભિમાન રાખુછુ પણ તું વિષ્ણુનો અભક્ત છું. જે અતિથિઓનો અતિક્રમ કરે તે વૈષ્ણવ હોઈ શકે નહિ વળી 'હું ઈશ છું' એવું પણ અભિમાન રાખુ છું વળી નિર્દય અને નિરંકુશ પણ છુ–'બ્રાહ્મણ ભુખ્યો છે' એવીપણુ તને દયા નથી અને અધર્મમાર્ગમાં પ્રવર્તતો તું તે તારો કોઈ નિયતા નથી. તું ધર્મવ્યતિક્રમને યથેષ્ટ કરૂંછું. તેમાં પણ આ તો મહાન્ વ્યતિક્રમ છે, કેમકે આતો અતિથિનો અતિક્રમ છે. અતિથિતો પૂજ્ય છે. આ આવેલો અતિથિ જે કોઈ-જેવો તેવો વિપ્ર નથી કિંતુ ત્રણ લોકમાં પ્રખ્યાત દુર્વાસા તપોનિધિ હું છું. હું કેવળ આવ્યો એટલુજ નહિ કિંતુ અતિથિપણામાં મારૂં નિમંત્રણ પણ તેં કર્યું. આમત્રણને અનુસારે આતિથ્યતો મને આપ્યુંજ નહિ આપ્યા વિનાજ તું જમ્યો તો આ અતિક્રમનું ફળ હમણાંજ દર્શાવુ છું ॥૫૪-૫૬॥ આ પ્રકારે રાજાને કહીને રોષથી રક્ત નેત્રવાળા થઈ પોતાની જટાથકી પ્રલય કાળના અગ્નિ જેવી કોઈપણ કૃત્યાને ઉત્પન્ન કરી રાજાને હણવા માટે મુનિએ મોકલી ॥૫૭॥ અબરીષ નૃપતિતો તે કૃત્યાને તરવાર હાથમાં લઈ સન્મુખ દોડી આવતી દેખીનેપણું 'દેહનો નાશ થવાનોજ સ્વ-

मात्मानं नित्यं जानन्न विव्यथे ॥५८॥ तदा सुदर्शनं चक्रं स्थितं तदवनाय यत्। तत्तां छत्यां पुरा दग्ध्वा पृष्ठलग्नं मुनेरभूत् ॥५९॥ चक्राग्निना दह्यमानो मुनिश्चक्रे पलायनम्। प्राणान् रिरक्षिषुः स्वीयान् स बभ्राम दिशो दश ॥६०॥ यत्र यत्र मुनिः प्रायात्तत्र तत्र सुदर्शनम्। तमन्वगच्छच्छायेव मृत्युर्वा देहिनं यथा ॥६१॥

---

ભાવ છે અને આત્માનોતો અવિનાશી સ્વભાવ છે' એવી ભાવનાને લીધે ન જ વ્યથા પામ્યા. દેહતો ઉપચય-વૃદ્ધિ પામવાના સ્વભાવવાળો છે, જે ઉપચય છે તે અપચયથી વિનાભૂત નથી એટલે જેનો ઉપચય થાય તેનો અપચય-નાશપણ થાયજ. કોઇની અપેક્ષાએ 'ઉપચય' એમ વ્યપદેશ થતી અવસ્થાજ કોઇની અપેક્ષાએ 'નાશ' એમ પણ વ્યપદેશ થાય, યુવા અવસ્થા આવતાં બાળ અવસ્થાનો નાશ કહેવાય છે. વૃદ્ધ અવસ્થા આવતાં યુવા અવસ્થાનો નાશ કહેવાય છે. તો દેહ તત્ત્વદૃષ્ટિથી જોતાં વિનાશીકસ્વભાવ છે. જે અનભિજ્ઞ છે તેતો 'મારો આ દેહ છે' એમ મોહ પામેછે. જે આત્મા છે તેતો ઔપાધિક દેહયોગવાળો છે પણ દેહયોગમાત્રથી દેહની સાથે વિનાશ સ્વભાવવાળો નથી. 'अन्तवन्त इमे देहा नित्यस्योक्ताः शरीरिणः' 'अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे' આ ગીતાપ્રોક્ત પ્રકારે દેહાત્માના વિવેકવાળાને વ્યથાનો પ્રસગજ ક્યાં છે ? ॥૫૮॥ તે સમયમાં જે ભક્તરાજની રક્ષામાટે પ્રથમથી ભગવાને મુકેલું સુદર્શન હતુ તે જ્વાળાસમૂહથી વ્યાકુળ તેજ ક્ષણમાં પ્રાદુર્ભાવ પામી પ્રથમ તે કૃત્યાને ક્ષણમાં ભસ્મસાત્ કરીને પછી દુર્વાસાને ભસ્મસાત્ કરવા પાછળ દોડ્યું ॥૫૯॥ દુર્વાસાતો સુદર્શનાગ્નિજ્વાળાથી પોતાના સર્વ અવયવો અતિશય બળતાં પલાયન કરી પોતાના પ્રાણનું પરિરક્ષણ કરવાની ઇચ્છાથી દશેય દિશામાં ભમવા લાગ્યા ॥૬૦॥ આ મુનિ જેજે સ્થળમાં જાય ત્યાંત્યાં આ સુદર્શનચક્ર જેમ દેહધારીની પાછળ છાયા તથા મૃત્યુ જાય એમ મુનિની પાછળ ગયું. છાયાદૃષ્ટાંતથી સ્થળ કે જળમાં સમ કે વિષમમાં કાંટા કે કાંકરામાં સાથેજ પાછળ દોડવારૂપ અર્થ લેવો. મૃત્યુદૃષ્ટાંતથી હણવામાટે તૈયાર રહેવારૂપ વિશેષ છાયાદૃષ્ટાંતની અપેક્ષાએ લેવો, એટલે મૃત્યુતો

पाताले चान्तरिक्षेऽपि दिक्पालानां च धामसु । कश्चित्त्रातारमप्राप्तो ब्रह्माणं शरणं ययौ ॥६२॥ नाहं समर्थस्त्रातुं त्वामित्युक्तो ब्रह्मणापि सः । शङ्करं शरणं प्रायात्सोऽपि प्राह विरिञ्चिवत् ॥६३॥ त्रायस्वेत्यार्तनादेन ध्वनयन्नम्बरं ततः । वैकुण्ठे हरिमभ्येत्य प्रणम्य प्राह पाहि माम् ॥६४॥ त्वद्भक्तस्याप्यकरवमपराधमनु-

---

હણવાજ તૈયાર રહેછે, છાયામાં તેમ નથી ॥૬૧॥ પાતાળ, અંતરિક્ષ અને ઇન્દ્રાદિ દિક્પાલોના સ્થાનોમાં ભટક્યા પણ તેમાં કોઇપણ સુદર્શન થકી રક્ષા કરનારો નહિ મળવાથી છેવટે બ્રહ્માને શરણે ગયા ॥૬૨॥ બ્રહ્માએ 'આ વિપત્તિ થકી તારી રક્ષા કરવા હું સમર્થ નથી' એમ કહ્યું એટલે ત્યાંથી નીકળીને કૈલાસમાં જઈ શંકરને શરણે ગયા. શિવે પણ બ્રહ્માનીપેઠે–હું તમોને રક્ષણ કરવા સમર્થ નથી એમ કહ્યું ॥૬૩॥ તેપછી 'સૃષ્ટિસંહારકર્મવડે પ્રખ્યાતિ પામેલા આ ભવ બ્રહ્મા રક્ષણ કરવા અસમર્થ છે' એવો નિશ્ચય કરી, રક્ષણનોજ એક વ્યાપાર કરતા તે બન્નેનાથકી પણ પર એવા વિષ્ણુને 'આ મારી રક્ષા કરવા સમર્થ છે' એમ નિશ્ચય કરી, પછીથી 'મારી રક્ષા કરો રક્ષા કરો' એવા દુઃખિનાદથી ગગનને ગર્જાવી મુક્તાથકા વૈકુંઠને પામી ભગવાન પાસે જઈ પ્રણામ કરી 'पाहि मां पाहि मां'–રક્ષા કરો રક્ષા કરો એમ ઉચ્ચ સ્વરથી બોલ્યા ॥૬૪॥ 'पाहि मां' એમ આક્રંદન કરતા તમને કેનાથકી ભીતિ છે? એમ કહેતા હો તો કહુંછું કે–'चक्रात्पाहि मां–ચક્રથકી મારી રક્ષા કરો. સંસારચક્રમાં પરિભ્રમણ કરતાં મેં આવો ભય ક્યારેય પણ અનુભવ્યો નથી. આ ચક્રતો મને કલ્પાંત કાળના અગ્નિથકી પણ ઉગ્ર વેગવાળું થઈ મારે અભિમુખ દોડી આવીને અનિવાર્ય અભૂતપૂર્વ ભયને કરેછે, તેને સહન કરવા હું પાર પામતોજ નથી. (સમર્થ નથી) તમોને સુદર્શન ચક્રથકી ભય ઉત્પન્ન થયો હોય તો ભલે પણ તેનું નિવારણ હું શીરીતે કરી શકું? એમ કહેતા હો તો કહુંછું કે–पातुमर्हसि–તમો સંરક્ષણમાં અર્હ–સમર્થ છો. આ ચક્રતો તમારૂંજ આયુધ છે અને તમારી આજ્ઞાને વશવર્તિ છે. રક્ષણમાં જે સમર્થ હોય તેનેપણ રક્ષણ કરવા લાયકોનું રક્ષણ કરવું સમુચિત છે પણ રક્ષણને નહિ લાયકનું રક્ષણ કરવું સમુચિત નથી?

द्वितः । क्षान्त्वा तं कृपया नाथ! चक्रान्मां पातुमर्हसि ॥६५॥
इत्युक्तवन्तं तं प्राह हरिर्निर्मानवल्लभः । अहं भक्तपराधीनो न

એમ કહેતા હો તો કહુંછું કે-હે નાથ !-તમો તો મારા નાથ છો હું તો તમારો દાસ છું. દાસનું રક્ષણ કરવું એતો નાથને સહજ છે-કરવુંજ જોઇએ. ભલે દાસ હોય પણ દાસભાવ ભુલીને મર્યાદા ઉલ્લઘન કરીને વર્તતો હોય તેતો દંડથીજ નિવાર્ય છે? એમ કહેતા હો તો તે સત્ય છે, દૃપ્ત—ગર્વિષ્ઠને દંડ દેવો સમુચિત છે પણ અનુતપ્ત-તાપ પામેલાને દંડ દેવો સમુચિત નથી કિંતુ ક્ષમા-તેના અપરાધનું વિસ્મરણ અને કૃપા-તેનું દુ ખ ટાળવાની ઇચ્છા કરવી એજ યોગ્ય છે. તમારે અનુતાપજ ક્યાં છે? એમ કહેતા તો કહુંછું કે-સર્વ લોકોમાં ભમીભમી કોઈપણ રક્ષક નહિ પામીને, માટેજ *'આ ઉગ્ર અપરાધ થયો છે'* એમ જાણી અત્યંત અનુતાપ પામી દડધર આપની આગળ સ્વયં આવીને હું નિવેદન કરૂંછુ. મેં મહા અપરાધ કર્યોછે, કેમકે તમારા ભક્તનોપણ મેં અપરાધ કર્યો આ અપરાધ મેં જાણી જોઇને કર્યો નથી કિંતુ અજાણથી કર્યોછે. તો તેને સહન કરી કૃપાથી મારૂં રક્ષણ કરવાને યોગ્ય છો ॥૬૫॥ આ પ્રકારે બોલતા-પ્રાણરક્ષણ કરવા ઇચ્છનારાનો આ વાચિક ઉદ્ગાર છે પણ હાર્દ (હૃદયનો ઉદ્ગાર) નથી. ભગવાનતો આવી વાચિક ઉક્તિમાત્રથીપણ કૃપા લાવીને તે મુનિનો મદ ટાળીને અનુગ્રહ કરવા એમ બોલ્યા કે-હે મુને! હું નિર્માનવલ્લભ છુ-મને નિર્માની જનો બહુ વહાલા છે. આ મહા વિપત્તિને લીધેજ તમોએ માનને રોકી રાખ્યુંછે પણ તમો માનના સ્પર્શે રહિત નથી-માનીજ છો. માટે અંબરીષાદિકમાંજ જેમ એમ તમારા જેવા માની ઉપર મારો પ્રીતિરસ પ્રસરેજ નહિ મારે દીનજન ઉપર દયાતો સહજજ છે તથા પોતાનો અપરાધ નિવેદન કરનારા ઉપર ક્ષમાપણ સહજજ છે. તો આ આપત્તિમાંથી તમોને મુકાવીશ ખરો પરંતુ ઉપાયના નિવેદનમાત્રથીજ, પણ સાક્ષાત્ મુકાવા માટે હું સમર્થ નથી, કેમકે મારો સકલ્પ ફરી જાય એવો નથી. આ સંકલ્પ મારો અનાદિસિદ્ધ છે, શો? તો જે ભક્તોને પરવશ રહેવું. તો સકલ્પને અનુસારેજ મારે સત્યસંકલ્પ રહેવુંજ જોઇએ તો

स्वतन्त्रोऽसि निश्चितम् ॥६६॥ नाहं समर्थो मद्भक्तद्रोहिणां रक्षणे ततः । तमेव शरणं गच्छ स त्वां चक्राद्विष्यति ॥६७॥ इत्युक्तः स महाकष्टं प्राप्तो मानवशान्मुनिः । सद्यो मानं विहायैव राजानं शरणं ययौ ॥६८॥ दूराद्विलोक्य स नृपं पाहि पाहीत्युदीरयन् । तं क्षत्रमपि साष्टाङ्गं प्रणनाम कृताञ्जलिः ॥६९॥ ततो राजा हरेश्चक्रं स्तुत्वा तद्भयतो मुनिम् । मोचयामास कृपया तमानर्च च सादरम् ॥७०॥ इत्थं मानेन सुमहत्कष्टं दुर्वाससा द्विज! । प्राप्तं सर्वभयेनापि तं भक्तो दूरतस्त्यजेत् ॥७१॥ एवमन्येऽपि बहवो राजान ऋषयस्तथा । मानेन लेभिरे कष्टं महच्चापयशो भुवि ॥७२॥ लोभाद्यैरभिभूतानामित्थं ते कीर्तिता मया । कथा वसिष्ठमुख्या-

---

આ બાબતમાં હું સ્વતંત્ર નથી. તેમાં પણ મારા ભક્તોના દ્રોહીઓના રક્ષણમાં તો હું ખીલકુલ સમર્થ નથી. માટે તમો મારા એકાંતિક ભક્ત તે અંબરીષ રાજાનેજ શરણે જાઓ, તે રાજા સુદર્શન ચક્રથકી તમારી જરૂર રક્ષા કરશે ॥૬૬-૬૭॥ આ પ્રકારે ભગવાને કહેલા, માનવશાત્ મહાકષ્ટને પામેલા મુનિ પ્રાણની આશાથી તત્ક્ષણ અતિ કલેશથી માનને એકદમ મુકીને રાજાને શરણે ગયા. આ મુનિ વૈકુંઠ લોકથકી મર્ત્યલોકમાં પાછા આવી દૂરથીજ રાજાને દેખીને પાહિ પાહિ-રક્ષા કરો રક્ષા કરો એમ ઉચ્ચસ્વરથી ઉચ્ચારતા ઉચ્ચારતા ક્ષત્રિયજાતિનો હોવાથી પોતાની અપેક્ષાએ નીચ એવાપણ રાજાને હાથ જોડી સાષ્ટાંગ પ્રણામ કરવા મંડ્યા ॥૬૮-૬૯॥ તેપછી રાજાએ ઋષિનું દીન વચન સાંભળીને, સુદર્શનની સ્તુતિ કરી તેના ભયથકી તેમને કૃપાથી મુકાવી તેમની આદરથી પૂજા કરી. દીર્ઘ અપરાધી એવાપણ તે મુનિમાં રાજાએ પૂજ્યબુદ્ધિ લેશપણ ત્યાગ કરી નહિ અને પૂજા કરી ॥૭૦॥ હે દ્વિજ ! આ પ્રકારે સર્વ જનોને જેના થકી ભય વર્તેછે એવાપણ ઋષિ દુર્વાસા માન મહાદોષથી મહાભયને પામ્યા. માટે ભક્તજન તેવા માનને દૂરથી પરિત્યાગ કરે ॥૭૧॥ આ પ્રકારે બીજાપણ બહુ રાજાઓ તથા મુનિઓ માને કરીને મહાકષ્ટને અને જગતમાં અપકીર્તિને પામ્યાછે ॥૭૨॥ હે દ્વિજોત્તમ ! પૂર્વોક્ત પ્રકારે લોભપ્રમુખ પાંચ દોષોએ પરાભવ

नां सङ्क्षेपेण द्विजोत्तम! ॥७३॥ सावधानैरतो भक्तैर्दूरादेते महारयः। हातव्यास्तेन भक्तिः स्यान्निर्विघ्नेष्टफलप्रदा ॥७४॥ सुव्रत उवाच—इति तस्य वचो निशम्य हृष्टो द्विजवर्यः स बभूव भक्तसङ्घैः। सकलैः सह तं ततो ववन्दे हृदये तच्च दधत्स्वधर्मनिष्ठः ॥७५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे मानेन दक्षदुर्वाससोः पराभवनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

सुव्रत उवाच—तत्रोत्सवे समायाता भाण्डीरपुरतो नृप!। प्रार्थयन्स्वपुरं नेतुं हरिं राजकुमारकाः ॥१॥ भक्तैः परिवृतः सोऽथ तेषां प्रियचिकीर्षया । भाण्डीरपुरमभ्यायात्कपिलाषष्ठिकादिने ॥२॥ तं व्याघ्रजिद्राजपुत्रः श्रद्धावानतिशुद्धधीः। मूलजिद्देशाजि-

यमाडेला वसिष्ठप्रमुखोनी कथा में संक्षेपथी तमोने कही ॥७३॥ लोभादिकनुं आवुं बहु बळ छे माटे मारा भक्तोए सावधान थई आ अंतरना महाशत्रुओनो दूरथीज त्याग करवो. तेम करवाथी सर्व अर्थसिद्धिने आपनारी भगवानमां भक्ति निर्विघ्नपणे अभिवृद्धि पामे ॥७४॥ सुव्रतऋषि कहेछे—हे राजन्! भगवाननुं आवुं हित वचन सांभळीने विप्रवर्य मयाराम भक्तसमाजे सहित संतुष्ट थया अने भगवाननी पोते भक्तसंघ साथे स्तुति करी अने स्वधर्मनिष्ठ तेमणे भगवाननुं वचन सदाय हृदयमां धारण करी राख्युं ॥७५॥ इति श्रीसत्सङ्गिजीवने...द्वितीयप्रकरणे मानेन दक्षदुर्वाससोः पराभवनामा पंचदशोऽध्यायः ॥१५॥

## [1]अध्याय १६ मो.

सुव्रतऋषि कहेछे—हे राजन्! ते माणावदरमां भाडेर पुरथकी श्रीहरिने पोताना पुरमां लई जवा माटे जन्माष्टमी उत्सव समये आवेला राजकुमारोए भगवाननी प्रार्थना करी. तेमनी प्रार्थनाथी भगवान् भक्तजनोथी विंटाइने तेमनुं प्रिय करवानी इच्छाथी कपिलाषष्ठि

१ आ अध्यायमां अहिंसाप्रधान पारमैकांतिक धर्मनी पुष्टिमाटे भगवाने हिंसाप्रिय देवोना पूजनादिकनो परित्याग प्रधानपणे निरूपण कर्योछे.

त्प्रीत्या परयैव सिषेविरे ॥३॥ देवरामादयो विप्रास्तं चासेवन्त भक्तितः । अन्ये च बहवो वैश्याः शूद्रा योषाश्च शक्तितः ॥४॥ तत्र भाद्रपदामायां ब्राह्मणान्स सहस्रशः। यथेष्टं भोजयामास पितुरुद्देशेन वर्णिराट् ॥५॥ अथापराह्णसमये सभा तत्राभवच्छुभा। दिव्यसिंहासने रेजे तन्मध्ये स सतां पतिः ॥६॥ प्रोढाकृतिः समवपु. पद्मच्छदसमेक्षणः। दीर्घबाहुर्घनश्यामः सस्मितास्यसरोरुह.

---

દિવસે (ભાદ્ર શુકલ પષ્ઠી) ભાડેર પુરમા પધાર્યા ॥१-२॥ અતિશ્રદ્ધાળુ અતિશુદ્ધબુદ્ધિવાળા વાઘજી, મૂળજી અને દેશજી આ ત્રણ રાજકુમારો પરા પ્રીતિથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા 'રાજપુત્ર' એવું વિશેષણ ત્રણેયને આપ્યુ છે તેમા 'અક્ષયરાજજીના વાઘજી તથા મૂળજી એ બે પુત્રો અને દેશજીતો વાઘજીના પુત્ર' એવો વિવેક સમજવો ॥३॥ દેવરામ આદિક બ્રાહ્મણો ભક્તિથી ભગવાનની સેવા કરવા લાગ્યા. બીજા પણ બહુ વૈશ્યો શૂદ્રો સ્ત્રિયો યથાશક્તિ સેવા કરવા લાગી ॥४॥ વર્ણિરાજ શ્રીહરિએ તે પુરમાં ભાદ્રપદ માસની અમાવાસ્યા તિથિએ પોતાના પિતા ધર્મદેવના શ્રાદ્ધના ઉદ્દેશથી બહુ બ્રાહ્મણો યથેષ્ટ જમાડ્યા આતો લોકાનુકરણ છે, માનુષસમાધિ સ્વીકારનારા સર્વેશ્વરે પણ શ્રૌત સ્માર્ત કર્મ કરવુજ જોઇએ, ન કરે તો ધર્મનો વિલોપપ્રસંગ આવે, વળી સ્વય સતોના પતિ છે, એટલે સદાચરણ આચરવુજ જોઇએ તે પછી તે તિથિએ અપરાહ્ન– સાંજના સમયમા તે પુરના સર્વ જનોને સદુપદેશામૃતથી સમુજ્જીવન કરવા શુભ સભા ભરાવીને તેના મધ્યમા રહેલા દિવ્ય સિંહાસનમા સ્વય વિરાજમાન થયા ॥५-६॥ હવે સભાને સમલકૃત કરી રહેલા ભગવાનની દિવ્ય શોભા વર્ણવે છે—પ્રૌઢ આકૃતિ જેમની છે-પ્રૌઢ આકૃતિથીજ જેમનુ સહજ ઐશ્વર્ય લક્ષમાં આવેછે સમવપુ-અતિ ઉંચુ નહિ તેમ અતિ નીચુ નહિ એવા સમ શરીરવાળા, કમળદળ જેવાં વિશાળ મનોહર લોચન જેમના છે, જાનુપર્યંત લાબા બે બાહુ જેમના છે, નવીન મેઘ સમાન શ્યામ કાતિ જેમની છે, મદહાસે સહિત મુખકમળથી જોનારા જનોના મનોનયનને હરનારા, પુષ્ટ સ્થૂળ ખભા જેમના છે, શખસદૃશ ત્રિવ-

॥७॥ पीनांसः कम्बुकण्ठश्च सुनासश्च विशालहृत् । वलिवल्गूदरः सौम्यो ,निम्ननाभिरुदग्रपात् ॥८॥ ऊर्ध्वपुण्ड्रं ललाटे च तुलसीमालिके गले । दधत् सिताम्बरधरो वर्णिवेषमनोहरः ॥९॥ भक्तैश्चन्दनपुष्पस्रक्कुशेसरादिभिरर्चितः । दधद्दक्षिणपाणौ च तुलसीकाष्ठमालिकाम् ॥१०॥ करुणार्द्रदृशा भक्तान् पश्यन् स परितो निजान् । हर्षयामास भगवान्निजचक्रार्पितेक्षणान् ॥११॥ निषेदुस्तस्य पुरतस्त्यागिनो मुनयः प्रभोः । तांश्चाभितो नरा नार्यः स्वस्वमर्यादयाऽखिलाः ॥१२॥ तूष्णीं तेषूपविष्टेषु स्ववचोमृतलिप्सुषु । सर्वेषु भक्तसङ्घेषु स ऊचे मधुरं वचः ॥१३॥ श्रीनारायणमु

---

ળીવાલો કઠ જેમનો છે, દીર્ઘ નાસિકાથી શોભાયમાન, વિશાળ વક્ષ સ્થળથી વિરાજમાન, ત્રિવળીવડે સુદર ઉદર જેમનુ છે, પાણીમા વેગથી પડતા ગોળાકાર ભમરા જેવી ઉડી ગોળ ગમ્ભીર નાભિ જેમની છે, ઉન્નત ચરણાગ્ર જેમનું છે, સમુદાય શોભાથી સૌમ્યદર્શન જેમનુ છે, ઊર્ધ્વપુડ્ર તિલકથી અલકૃત દિવ્ય વિશાળ લલાટ જેમનુ છે, ગળામા લાંબી લટકતી તુલસીમાળાથી સુશોભિત, શ્વેત વસ્ત્રને ધારી રહેલા, વર્ણિવેષથી મનોહર ॥૭-૯॥ આવી અદ્‌ભુત અંગશોભાએ સપન્ન, ભક્તોએ ચદન પુષ્પહાર તોરા વિગેરે વડે આદરથી પૂજેલા, જમણા હાથમા જપમાટે તુલસીમાળાને ધારી રહેલા, એવા ભગવાન્ શ્રીહરિ સુધા ધારાથીજ શુ ? એવી કરૂણારસ ભરપુર દૃષ્ટિથી ભક્તોને ચારે બાજુ જોતાથકા સભામાં બેઠેલા, પોતાના મુખસન્મુખ દૃષ્ટિવાળા ભક્તોને કોઈપણ પરમાનદ ઉપજાવતા હતા ॥૧૦-૧૧॥ પ્રભુ શ્રીહરિના અગ્ર ભાગમાં **ત્યાગી**–ઘરનો જેમણે ત્યાગ કર્યોછે એવા **મુનિઓ**–આત્માનુજ એક મનન કરવાના સ્વભાવવાળા, પારમૈકાતિક દીક્ષાને પામેલા સાધુ બ્રહ્મચારીઓ બેઠા તેમની ચારે બાજુ ગૃહસ્થ ભક્ત નરો બેઠા સર્વ ભક્ત નારીઓપણ પોતપોતાની મર્યાદા નહિ ઉલ્લંઘન કરીને સભાના એક ભાગમા બેઠી ॥૧૨॥ સર્વ ભક્તસઘ પોતાના વચનામૃત રસની લિપ્સાથી સાંભળવામા ઉપયોગી સાવધતામાં અત્યત ઉપયોગી મૌને યુક્ત થઈ બેસી ગયા પછી આ ભગવાન્ ઉપદેશથી ભક્ત-

निरुवाच—शृण्वन्तु सर्वे गृहिणस्त्यागिनश्च वचो मम । वदामि ननु युष्माकं श्रेयस्करं सर्वथा सदा ॥१४॥ अहिंसैव परो धर्म इति वेदानुशासनम् । अस्तीति सर्वथा वर्ज्या हिंसा सर्वैर्मदाश्रितैः ॥१५॥ वपुषा वचसा क्वापि मनसा वापि देहिनः । कस्यापि नैव कर्तव्यो द्रोहो निजहितेप्सुभिः ॥१६॥ देवोद्देशेन यज्ञेऽपि हिंसा

જનોના મનોરથને પરિપૂર્ણ કરવા મધુર–શબ્દથી અને અર્થથી મિષ્ટ એવું વચન બોલ્યા ॥૧૩॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે ગૃહિણઃ—ગૃહસ્થોને વિષયવાસના વિશેષ હોવાથી ઉપદેશ આપવા યોગ્યમાં તેમનું મુખ્યપણું છે. તેમને પ્રથમ ઉપદેશ આપવો જોઇએ, એવા અભિપ્રાયથી 'હે ગૃહિણઃ' એવું પ્રથમ સંબોધન આપેછે. હે ત્યાગિનઃ—અમો ત્યાગીઓ જીતેન્દ્રિય છીએ એમ માનીને તેના વિશ્વાસથી તેમાં અનાદર રાખવો નહિ; કેમકે ઇન્દ્રિયો બળવાન હોવાથી મનને બલાત્કારથી વિષયોમાં લઈ જાયછે, તો તમો સર્વેપણ મારું વચન સાંભળો. સર્વ કાળમાં સર્વ પ્રકારથી જે તમારા નિશ્ચિત પરમ શ્રેયને કરનારું છે તેજ હમણાં હું કહુંછું ॥૧૪॥ વર્ણભેદથી આશ્રમભેદથી અને ધર્માદિ ફળભેદથી ધર્મ વિવિધ છે; પરં આ તો અવશ્ય અવધાર્ય છે, શું? તો જે સર્વથી શ્રેષ્ઠ, સર્વભૂતમૈત્રી જેનું ફળ છે, સર્વસાધારણ, (સર્વને પાળવાનું) સર્વ શ્રેયમાં મૂળ એવું અહિંસાવ્રત છે. વેદોનું આજ અનુશાસન છે કે–અહિંસાજ પરમ ધર્મ છે. 'न हिंस्यात्सर्वा भूतानि' એવી શ્રુતિ છે, તો સર્વ પ્રકારે હિંસાનો ત્યાગ અમારા સર્વે આશ્રિતોએ કરવો. 'પ્રાણવિયોગ કરવો એજ હિંસા કહેવાય' એમ ભરમાવું નહિ, કિંતુ પ્રાણિપીડનમાત્ર હિંસા કહેવાય. મન વચન અને કાયથી ક્વાપિ–કીટનો પણ દ્રોહ–દુઃખ દેવારૂપ પીડા ન કરવી, કેમકે તે હિંસાજ કહેવાય. પરને અનર્થ કરવા ઇચ્છતો કોઈ પણ પુરૂષ પોતાનું હિત મેળવી શકેજ નહિ. દ્રોહ કરનારાને પરથકી ભય છેજ. માટે પોતાનું હિત ઇચ્છતા જનોએ કોઇનોપણ દ્રોહ કરવો નહિ ॥૧૫–૧૬॥ કોઈ એમ કહે કે—'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિજ યજ્ઞમાં હિંસા કરવાની કહેછે? તો એમ નથી.

कार्या न कर्हिचित् । सौत्रामण्यामपि सुराग्रहः कार्यो न मामकैः ॥१७॥ यस्मै देवाय देव्यै वा सुरामांसार्पणं भवेत् । यदग्रे जीवहिंसा च स्यात्स मान्यो न सा न च ॥१८॥ तयोर्व्रतं न कर्तव्यं न तन्मन्त्रजपस्तथा । अनापदि न कर्तव्या ताभ्यां नतिरपि क्वचित् ॥१९॥ न श्रव्या नैव पाठ्याश्च ग्रन्थाः कौलार्णवादयः । ऊर्ध्वाम्नायो वेदबाह्यो भवतीत्यवगम्यताम् ॥२०॥ मया निषिद्धमेतद्वै

---

દેવના ઉદ્દેશથી યજ્ઞમાં પણ હિંસા ક્યારેય કરવી નહિ શ્રુતિતો કામનાવેગથી અન્ધ થએલાઓને પણ અનુસરે છે એટલે એમની રૂચિને અનુસરતું પણ કહેછે. શ્રુતિને એમ અનુસરવાનું કારણતો પ્રરોચનાથી સ્વર્ગાદિ કાંઈપણ ફળનો અનુભવ કરાવી અને પોતાને વશ કરવા માટે છે 'न हिंस्यात्सर्वा भूतानि' આ નિષેધશ્રુતિ 'अग्नीषोमीयं पशुमालभेत' આ તો હિંસાવિધિ વર્તે છે એમ માનીને તેને પડી મુકીને ( તેને પોતાના વિષયમાં નહિ લઇને ) અન્યત્ર જાય નહિ, કારણ કે-પ્રતિષેધનું પ્રાબલ્ય હોવાથી તેનેપણ (હિંસાવિધિને ) પોતાના વિષયમાં લઇજ લેછે. એટલે અગ્નીષોમીય પશુહિંસાનો પણ નિષેધ કરેછે. તો 'દેવાર્થે યજ્ઞમાં પશુહિંસા યુક્ત છે' આ જે માર્ગ છે તે વેદનું તાત્પર્ય નહિ જાણનારાઓનો છે. સૌત્રામણી યાગમાં જે સુરાગ્રહ કહ્યોછે તેપણ મારા આશ્રિતોએ ન કરવો. આજ પરમ ધર્મ છે-શો ? તો સર્વ પ્રકારે સુરાથકી નિવૃત્તિ પામવું. આ બાબતમાં વિસ્તાર શિક્ષાપત્રી-ભાષ્યમાં જોઈ લેવો ॥૧૭॥ જે ભૈરવાદિ દેવને કે ભદ્રકાલી આદિક દેવીને સુરા માંસનું નિવેદન થતું હોય તથા જે દેવ દેવીની આગળ જીવહિંસા થતી હોય એવા દેવ દેવીને અમારા આશ્રિતોએ માનવા નહિ તથા તેવા દેવદેવીનું વ્રત અને તેના મત્રનો જપ કરવોજ નહિ તથા પ્રણામ પણ ન કરવો. આપત્કાળમાં તો આપત્કાળની નિવૃત્તિમાટે કરવામાં દોષ નથી. પ્રાણનું રક્ષણ કરવાથી ભગવાનનું ભજન થાય 'जीवन्नरो भद्रशतानि पश्येत्' ॥૧૮-૧૯॥ જે ગ્રથો કૌલાર્ણવાદિક સુરામાંસાદિકવડે દેવીનું પૂજન પ્રતિપાદન કરનારા હોય તે ભણવા નહિ તેમ સાંભળવાપણ નહિ. કૌલાગમમાં કહેલો જે ઊર્ધ્વામ્નાય-દેવીસપ્રદાય છે તેતો વેદબાહ્ય

कुर्वीरन्भुवि मानवाः । तेषां हेयः प्रसङ्गोऽपि मदीयैरापदं विना ॥२१॥ अद्यप्रभृति ये केऽपि मन्निषिद्धमिदं नराः । आचरिष्यन्ति तेषां वै वंशोच्छेदो भविष्यति ॥२२॥ धननाशो राज्यनाशः प्रतिष्ठाहीनता तथा । भविष्यत्ययशो भूरि तेषां मामवजानताम् ॥२३॥ तेषां पुमर्थ एकोऽपि न सेत्स्यति कदाचन । मृत्वा ते निरयान्घोरान् यास्यन्त्यत्र न संशयः ॥२४॥ सुव्रत उवाच—इति श्रुत्वा हरेर्वाक्यं व्याघ्रजिन्नृपतिः सुधीः । नत्वा तं प्राञ्जलिः प्रोचे तत्पादैकदृढाश्रयः ॥२५॥ कुलाचारोपपन्नं नो नवरात्रव्रतं हरे! । अस्ति देव्या वार्षिकं तत्प्रातरारभ्य सङ्गतम् ॥२६॥ कर्तव्यं चा

---

છે એમ જાણવું ॥૨૦॥ જે મનુષ્યો આ મેં નિષેધ કરેલી બાબતને અનુષ્ઠાન કરે તેમનો પ્રસંગ પણ અમારા આશ્રિતોએ આપત્કાળ વિના દૂરથીજ પરહરવો ॥૨૧॥ જે કોઈ પણ નરો મેં આ નિષિદ્ધ કરેલું કરશે, તે મારી આજ્ઞાનું અતિક્રમણ કરનારાઓને કેવળ પર લોકમાં અનર્થ થશે એટલુંજ નહિ કિંતુ આ લોકમાંજ તેના વંશનો વિચ્છેદ નિશ્ચે થશે ॥૨૨॥ પૂર્વોક્ત મારી આજ્ઞાનો અનાદર કરનારા જનો જે ધનાઢ્ય હશે તો ધનમાંથી ભ્રષ્ટ થશે, રાજા હશે તો રાજ્યમાંથી ભ્રષ્ટ થશે, પ્રતિષ્ઠાવાન્ હશે તો પ્રતિષ્ઠાથકી પતિત થશે અને અતિશય અપયશને પામશે. એમનો એકપણ અર્થ ક્યારેયપણ સરશે નહિ. તેઓ મરીને ઘોર નરકોનેજ પામશે, એમાં લેશ સંશય નથી ॥૨૩-૨૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! સુધી–ધર્મતત્ત્વની અધિક જીજ્ઞાસા હોવાથી શોભાયમાન બુદ્ધિવાળા વ્યાઘ્રજીત્ નૃપતિ શ્રીહરિનું આવું વચન સાંભળીને, ભગવાને ઉપદેશ કરેલી બાબતને સંશયનિવૃત્તિપૂર્વક દૃઢ કરવા તેમને નમસ્કાર કરી, તેમના ચરણનો એક દૃઢ સમાશ્રય કરી બે હાથ જોડી પુછવા લાગ્યા કે-॥૨૫॥ હે હરે! આવતી કાલે પ્રાતઃકાળને પ્રારંભીનેજ અમારે દેવીનું વાર્ષિક વ્રત–નવરાત્રનું વ્રત કરવાનું છે. આ વ્રત અમારે કુળપરંપરાગત છે. દેવીના આરાધનરૂપ આ વ્રતમાં કવચિત્ કવચિત્ હિંસા સુરાપાન આદિકનો પ્રસંગ આવે છે તો તમારાજ એક

न कार्यं तदस्माभिस्त्वदुपाश्रितैः । तत्र क्वचित्क्वचिद्धिंसा सुरापानं च दृश्यते ॥२७॥ यदत्र युक्तं तद्ब्रूहि त्वं हि धर्मप्रवर्तकः । इत्युक्तस्तेन भगवानिदं प्रोवाच युक्तकृत् ॥२८॥ श्रीनारायणमुनिरुवाच—राजसास्तामसा देवाः सुरामांसाशनं नृप ! । कुर्वते सात्त्विका नैव देवा देव्यश्च कर्हिचित् ॥२९॥ पार्वती सात्विकी देवी यथा लक्ष्मीश्च वेदसूः । धर्मज्ञानतपोयोगवैराग्यादिगुणोर्जिता ॥३०॥ अस्माकं सा तु पूज्याऽस्ति शङ्करप्राणवल्लभा । नवरात्रव्रतं तस्या भवतीत्यवगम्यताम् ॥३१॥ सात्त्विकानां तु देवानां देवीनां च नराधिप ! । व्रतार्चादि विधातव्यं नेतरेषां तु कर्हिचित् ॥३२॥ पार्वत्या न प्रिया हिंसा सह पत्या तपोरतेः । तदग्रे-

---

આશ્રિત એવા અમારે આ વ્રત કરવું કે ત્યાગ કરવું ? જો ત્યાગ કરીએ તો કુલાચારથી ભ્રષ્ટ થઇએ અને કરીએ તો હિંસાદિ નિષિદ્ધાચરણનો પ્રસંગ આવે. માટે આમા જે યુક્ત હોય તે કહો ? કેમકે તમો ધર્મતત્ત્વના પ્રવર્તક છો. બીજો કોઈ ધર્મનુ તત્ત્વ જાણતો નથી. હે રાજન ! આ પ્રકારે વ્યાઘ્રજીત્ રાજાએ પુછેલા ભગવાન્ બોલ્યા ॥૨૬-૨૮॥

શ્રીનારાયણમુનિ કહે છે—હે રાજન ! જે દેવ દેવીઓ સુરામાંસાદિકવડે તૃપ્ત થાય છે તેતો રજ.પ્રિય હોવાથી રાજસ અને તમ પ્રિય હોવાથી તામસ છે સાત્વિક એવા દેવદેવીઓતો ક્યારેય પણ તેવા નથી નવરાત્ર વ્રત જે દેવતાના સબન્ધવાળુ છે તે દેવતાતો સત્ત્વૈકપ્રિય હોવાથી સાત્વિકી છે. પર્વતરાજ હિમાચળની પુત્રીને અધિકાર કરીને તે નવરાત્ર વ્રત પ્રવર્ત્યું છે આ પાર્વતીતો સ્વય ધર્મ, જ્ઞાન, તપ, યોગ, વૈરાગ્ય આદિક સદ્ગુણોએ સપન્ન અને સત્ત્વગુણનાં કાર્ય ધર્માદિક જેને પ્રિય છે એવાં છે શકર પ્રાણવત્ પ્રિય જેમને છે એવાં પાર્વતીતો આપણા મતમા વેદમાતા સાવિત્રી તથા લક્ષ્મીજીની પેઠે પૂજ્ય છે તો હે નરાધિપ ! એવા સાત્વિક દેવદેવીઓનું વ્રત પૂજનાદિ અવશ્યપણે અનુષ્ઠાન કરવું, એમાં સશય નથી બીજા રાજસ તામસ દેવ દેવીઓનુ વ્રત પૂજનતો ક્યારેય પણ કરવું નહિ ॥૨૯-૩૨॥ જે કોઈ પુરૂષો પાર્વતીની સત્ત્વ પ્રકૃતિને નહિ જાણીને

ऽपि च तां ये तु कुर्युस्ते ह्यसुरा नराः ॥३३॥ अतस्तस्या व्रते राजन्! मद्यमांसार्चनान्वितः। कुलाचारः क्वचित्स्याच्चेत्तं त्वधर्ममवेहि वै ॥३४॥ जीवहिंसा भवेद्यत्र सुरापानं च यत्र वा। व्यभिचारो भवेद्यत्र त्याज्यो धर्मः स दूरतः ॥३५॥ धर्माभासो ह्यधर्मोऽसौ तत्त्यागे नास्ति पातकम्। त्यागोऽस्य परमो धर्मः सच्छास्त्रप्रसितोऽनघ! ॥३६॥ क्षुद्रा देवाश्च देव्यो वा ये स्युर्मद्यामिषप्रियाः। तामसानां न कर्तव्यं व्रतं तेषां च पूजनम् ॥३७॥ सात्त्विकानां वैष्णवानां भवतां मामुपेयुषाम्। हिंसाप्रियसुरार्चादि नोचितं हि मुमुक्षताम् ॥३८॥ अधर्मस्य प्रिया हिंसा ह्यहिंसा

---

તેને ઉદ્દેશીને હિંસાદિ કરેછે તે મૂઢ તો આસુરવૃત્તિવાળા છે, પાર્વતીને તો તપજ એક પ્રિય છે, શંકરજ એક પ્રિય છે અને સત્ત્વગુણનાં કાર્ય તપ આદિકજ એક પ્રિય છે, તેમને હિંસા પ્રિય હોયજ નહિ ॥૩૩॥ હે રાજન્! માટે પાર્વતીના વ્રતમાં પ્રમાદમૂળક કોઈક મદ્યમાંસવડે પૂજા કરવાનો દુરાચાર કુળાચારથી પ્રાપ્ત થયો હોય તો તેને યુક્તાયુક્તના વિવેકથી અધર્મ સમજીને પરિત્યાગ કરવો. જેમાં જીવહિંસા થતી હોય, જેમાં સુરાપાન થતું હોય તથા જેમાં વ્યભિચાર પ્રવૃત્તિ હોય એવા ધર્મનો દૂરથી ત્યાગ કરવો, કારણ કે આ તો ધર્માભાસ છે. જેમાં ધર્મના મિષથી હિંસાદિકનો સંબન્ધ આવે તેનો દુરથીજ ત્યાગ કરવો. એવાના ત્યાગમાં કાંઈપણ પાતક નથી, કેમકે જે ધર્માભાસ છે તે અધર્મજ છે તો એનો ત્યાગ કરવો એજ સચ્છાસ્ત્રપ્રમાણિત પરમ ધર્મ સમજવો ॥૩૪-૩૬॥ મદ્ય માંસ પ્રિય જેમને છે એવા જે કોઈ ક્ષુદ્ર ભૈરવાદિ દેવો તથા ક્ષુદ્ર કાલિકા આદિક દેવીઓ છે તે તામસ દેવ દેવીનું વ્રત તથા પૂજન સર્વ પ્રકારે પરિત્યાગ કરવું. દેવશબ્દમાત્રથી 'પૂજ્ય છે' એમ ભરમાવું નહિ માનુષયોનિ જેવી એપણ એક યોનિવિશેષ છે, દેવો સ્વાધીન ગુણવાળા નથી, કિંતુ માનુષયોનિની પેઠે ક્ષુદ્ર ગુણવશવર્તીજ છે. તેઓનુ પૂજન કરવાથી પૂજકોને કશો અર્થ નથી સાત્ત્વિક મુમુક્ષુ મારા આશ્રિત તમારે તેનાથી કશું પ્રયોજન નથી તેમજ તેવા હિંસાપ્રાય તેમનું પૂજન સમુચિત પણ નથી. હિંસા અધર્મપક્ષપા-

धर्मवल्लभा। अधार्मिकाणामाद्येष्टा धार्मिकाणां तथेतरा ॥३९॥ तामसेभ्यो न भेतव्यं भक्तैः कृष्णस्य कर्हिचित्। यतः स काल-मायादेरप्यस्त्येव नियामकः ॥४०॥ निन्दा तु नैव कर्तव्या तेषां तत्सेविनां तथा। शाक्तैः साकं विवादश्च न कर्तव्यो हि मामकैः ॥४१॥ सुव्रत उवाच—श्रुत्वैतद्भगवद्वाक्यं नृपतिर्नष्टसंशयः। ओ-मिति प्रतिजग्राह तदाज्ञां शिरसा नृप! ॥४२॥ ब्राह्मणास्तं तदा नत्वा प्रोचुर्नारायणं प्रभुम्। नवरात्रव्रते किञ्चित्प्रष्टव्यं नः शृणु प्रभो! ॥४३॥ वयं हि वैष्णवाः सर्वे भवामस्त्वत्पदाश्रयाः। व्रतं

---

तिनी छे अहिंसा तो धर्मपक्षपातिनी छे. हिंसा अधार्मिक-असुरोने अभिमत छे. अहिंसा तो धार्मिक-सात्विक जनोने इष्ट छे ॥३७-३९॥ कृष्णनाज एक आश्रयवाळा जनोए क्यारेय पण तम प्रधान क्षुद्र देव देवीओथकी 'व्रतनो त्याग करीए तो अमोने पीडा करशे' एवो भय पामवो नहि, केमके जे श्रीकृष्ण भगवान् काळमायादिकना पण नियता छे ते तमारा स्वामी छे ॥४०॥ 'आ तो तामस छे' एम मानीने एटलामात्रथी तेवा देव देवीओनी तथा तेमना उपासकोनी निंदा तो मारा आश्रितोए नज करवी, केमके निंदा करवी ए दोषज छे, माटे तेनो परित्याग करवो तेना सेवकोनी साथे विवाद पण करवो नहि तेना मत खंडन माटे तेमनी साथे करेलो वाद पण आ लोक परलोकमा कलंक आपनारो थाय ॥४१॥

सुव्रतऋषि कहेछे—हे नृप! भगवाननु आवु वचन साभळीने व्याघ्रजीत राजाए समस्त संशये रहित थई 'तथास्तु' एम एमनी आज्ञा मस्तके अंगीकार करी ॥४२॥ ते समयमा ब्राह्मणोतो जीविकावृत्तिनी हानिना भयथी आतुर थई प्रभु नारायण श्रीहरिने प्रणाम करी एम बोल्या के—हे प्रभो! नवरात्रव्रतमा जीविकावृत्ति माटेज अमारे किंचित् करवु पडे छे तेने उद्देशीने अमारे कांईक पुछवानु छे तेने साभळो. अ मोतो आपना चरणकमळनाज एक समाश्रयवाळा वैष्णवो छीए, एटले बहुधापणे तमोगुणी देवोनु व्रत करताज नथी. हे स्वामिन्! जे कोई अमारा अनुबन्धिओ के बीजा कोई ब्राह्मणो कुलाचारवशात् उपरथी

तामसदेवानां प्रायशो नैव कुर्महे ॥४४॥ कुर्वन्ति बाह्यतः केचित्कुलधर्मवशाद्द्विजाः । तेऽप्यद्य दिनतः स्वामिन्न करिष्यन्ति तत्किल ॥४५॥ किन्त्वस्मज्जीविका तत्र भवतीति जगत्पते ! । पूजापाठस्थापनादि कारणीयं तु विद्यते ॥४६॥ तत्कुर्याम न वा देव ! ब्रूहि तन्नो यथोचितम् । इति तान्वदतो विप्रान्नीलकण्ठोऽब्रवीद्वचः ॥४७॥ जीविकावृत्तये स्वस्य पारतन्त्र्येण वा द्विजाः ! । चण्ड्यार्चायाः पूजनादि कार्यीयं च बाह्यतः ॥४८॥ आपद्यनन्यगतिकैः कृते वा तत्र कारिते । प्रायश्चित्तं विधातव्यं यथार्हं तस्य शुद्धये ॥४९॥ यजमानेनाविदितं व्रतं चान्द्रायणं तु तैः । निमित्तान्तरमुद्दिश्य कर्तव्यं स्वाघनुत्तये ॥५०॥ विद्याच्चेद्यजमानस्तत्त-

---

–પ્રેમથી નહિ કિંતુ લોકાનુકરણ કરવું એમ માનીને કરતા હશે તેઓ પણ આ દિવસને આરંભીને નિશ્ચે કરશેજ નહિ. કિંતુ હે જગત્પતે ! બીજા-યજમાન માટે ચંડીની પૂજા પાઠ આદિક વૃત્તિકર્શિત અમારે કરવું પડે છે, જો ન કરીએ તો વૃત્તિનો વિનાશ થાય છે અને જો કરીએ તો મુમુક્ષુતાને વિરૂદ્ધ અને આપની આજ્ઞાને વિરૂદ્ધ થાય છે, તો હે દેવ ! અમો તે પૂજાદિ કરીએ ? કે ન કરીએ ? તેમાં જે યોગ્ય હોય તે કહો ? હે રાજન ! આ પ્રકારે કહેતા તે વિપ્રોના પ્રત્યે નીલકંઠ ભગવાન્ વચન બોલ્યા કે ॥૪૩-૪૭॥ હે દ્વિજો ! જીવિકાની વૃત્તિ-સ્થિતિમાટે (ભંગ ન થવામાટે) કે તેથી બીજા કોઈ નિમિત્તથી આવેલા પરતંત્રપણાને લીધે ચંડી આદિકનું પૂજનાદિ સાક્ષાત્ કરો કે કરાવો પણ બાહ્યતઃ—'આ હું કરૂંછું કે કરાવુંછું' એવા અભિમાને રહિત થઈ 'આપત્તિ કરાવે છે' એવી બુદ્ધિથી કરવું ॥૪૮॥ આપત્કાળમાં આથી બીજી કોઈ ગતિ-નિર્વાહનો ઉપાય ન હોય એવા વિપ્રોએ તામસ દેવાદિ પૂજનાદિ કર્યું હોય અથવા બીજા કોઈ પાસે કરાવ્યું હોય તો તે પછી તે દોષના નિવારણમાટે પ્રાયશ્ચિત્તમાં ચાંદ્રાયણવ્રત યજમાન ન જાણે એમ બીજા કોઈ નિમિત્તને ઉદ્દેશીને કરવું ॥૪૯-૫૦॥ જો યજમાન જાણે તો જીવિકાવૃત્તિનો વિનાશ થાય, કેમકે ધનાઢ્ય જનો બહુધાપણે માને કરીને નષ્ટ બુદ્ધિવાળા હોય છે, 'અમારો આશ્રય કરીને આ રહ્યો છે

ह्यसौ माननष्टधीः । स्वाश्रितस्य हरेद्वृत्तिं तद्गुप्तं कार्यमेव तत् ॥५१॥ सुव्रत उवाच—श्रुत्वेति भगवद्वाक्यं प्राप्तापत्कालनिर्गमाः । प्रसन्ना ब्राह्मणा भूयः पप्रच्छुस्तं नरेश्वर! ॥५२॥ ब्राह्मणा ऊचुः— महारोगैः पीडितानां भूतप्रेतादिभिस्तथा । बालवृद्धग्रहाद्यैश्च किं जप्यं तन्निवृत्तये ॥५३॥ देहावसानसमये किं च जप्यं जनैः प्रभो! । उत्तमैव गतिर्यस्मिन् जप्ये स्यादपि पापिनाम् ॥५४॥ सकामैर्वापि निष्कामैर्यज्जप्तं स्तोत्रमीश्वर! । वाञ्छितार्थं प्रयच्छेत्तत्कृपया वक्तुमर्हसि ॥५५॥ सुव्रत उवाच—इत्थं नारायणमुनिः सम्पृष्टस्तैर्द्विजन्मभिः । अब्रवीन्नृपते! वाचा हर्षयन्नखिलं सदः ॥५६॥ श्रीनारायणमुनिरुवाच—शृणुत ब्राह्मणाश्चान्ये सर्वे शृण्वन्तु

માટે પાળવો જોઇએ' એવી બુદ્ધિ તેઓને થાય નહિ. આશ્રિતોની પણ વૃત્તિ હરીજ લે. માટે તે વ્રત ગુપ્તપણેજ અન્ય નિમિત્તને ઉદ્દેશીને કરવું ॥૫૧॥

સુવ્રતઋષિ કહેછે—હે નરેશ્વર ! આવું ભગવાનનું વચન સાંભળીને તે બ્રાહ્મણો આપત્કાળના ઉલ્લઘનનો ઉપાય પ્રાપ્ત થતાં મનમાં પ્રસન્ન થઈ ફરીથી એમ પુછવા લાગ્યા ॥૫૨॥ બ્રાહ્મણો પુછે છે—હે હરે ! જન્મધારીઓને માથે વિવિધ વિપત્તિઓ આવી પડે છે. કેટલાકને જન્મ્યા ત્યાંથીજ બાળગ્રહો પીડે છે તો કેટલાકને વૃદ્ધગ્રહો પીડે છે તથા કેટલાકને મહારોગો પીડે છે તો કેટલાકને ભૂતપ્રેતાદિક પીડે છે. તો તેની નિવૃત્તિમાટે સ્મૃતિકારો કોઈ કોઈ સ્તોત્ર મન્ત્રાદિક જપવાનું કહે છે અને જનો જપે છે પણ ખરા પણ તેમાં તામસ રાજસ દેવતાનો વિભાગ અમારે જાણવો છે. મુમુક્ષુઓને સમુચિત શું જપનીય છે ? ॥૫૩॥ વળી હે પ્રભો ! જનોએ દેહાંતસમયમાં કયા સ્તોત્રમંત્રાદિકનો જપપાઠાદિ કરવું ? જેનો જપ કરવાથી પાપી જનોની પણ ગતિ ઉત્તમ થાય ॥૫૪॥ વળી સકામ-ત્રિવર્ગની કામનાવાળા કે નિષ્કામ-તેની કામનાએ રહિત કલ્યાણની કામનાવાળાએ પણ જપેલું સ્તોત્ર તે તે અભીષ્ટ અર્થને આપનારૂં થાય તે સ્તોત્ર કૃપા કરી અમને કહેવાને યોગ્ય છો તમો સર્વેશ્વર સર્વજ્ઞ છો ॥૫૫॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે ! આ પ્રકારે ભક્ત બ્રાહ્મણોએ પુછેલા

मद्वचः । स्तोत्रं श्रेयस्करं यच्चि सर्वस्तोत्रशिरोमणिम् ॥५७॥
भारते दानधर्मेषु विष्णोर्नामसहस्रकम् । भीष्मो युधिष्ठिरं प्राह

ભગવાન્ વચનામૃતવડે સર્વ સભાને પ્રહર્ષ પમાડતાથકા બોલ્યા ॥૫૬॥
**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રાહ્મણો ! તમો મારૂં વચન સાંભળો તથા બીજા જે ક્ષત્રિય વૈશ્યો છે તે સર્વે તમો મારૂં વચન સાંભળો. સમસ્ત સ્તોત્રોના શિરોમણિભૂત, (સર્વની અપેક્ષાએ શ્રેષ્ઠ) સર્વ શ્રેયને કરનારૂં સ્તોત્ર જે વિષ્ણુસહસ્ર નામથી પ્રસિદ્ધ છે તેનો જપ કરવો. ભારતમાં— 'मतिमन्थानमाविध्य येनासौ श्रुतिसागरात् । जगद्धिताय जनितो महाभारतचन्द्रमाः ॥' 'बिभेति गहनाच्छास्त्राच्चरस्तीव्रादिवौषधात्' 'यस्य द्वैपायनः पुत्रः स्वयं विष्णुरजायत । प्रकाशो जनितो येन महाभारतचन्द्रमाः॥' 'कृष्णद्वैपायनं व्यासं विद्धि नारायणं प्रभुम् । को ह्यन्यो भुवि मैत्रेय ! महाभारतकृद्भवेत् ॥' 'व्यासवाक्यजलौघेन कुधर्मतरुहारिणा वेदशैलावतीर्णेन नीरजस्का मही कृता ॥' આ પ્રકારે તે તે સ્મૃતિકારોએ શ્લાઘા કરેલા ભારતમાં, તેમાં પણ દાનધર્મમાં-હિતના અનુશાસન અર્થે પ્રવર્તેલા અનુશાસન પર્વમાં આવેલા ધર્મસારનિરૂપણ માટેજ એક પ્રવર્તેલા દાનધર્મપ્રકરણમાં સમસ્ત શાસ્ત્રાર્થનો ગલિતાર્થ નિરૂપણ કરતાં સારસંગ્રહ રૂપથી સહસ્રનામ અધ્યાયની પ્રવૃત્તિ છે. આ સહસ્ર નામો ભીષ્મપિતાએ કહ્યાં છે, જેમને 'श्रोतुमिच्छसि चेद्धर्मानखिलेन नराधिप ! । प्रेहि भीष्मं महाबाहो ! वृद्धं कुरुपितामहम् । स ते सर्वरहस्येषु संशयान्मनसि स्थितान् । छेत्ता भागीरथीपुत्रः सर्वज्ञः सर्वतत्त्ववित् ॥' 'यस्य ब्रह्मर्षयः पुण्या नित्यमासन् सभासदः । यस्य नाविदितं किञ्चित् ज्ञानं ज्ञेयेषु विद्यते ॥ स ते वक्ष्यति धर्मज्ञो धर्मान् सूक्ष्मार्थतत्त्ववित् ।' 'शरतल्पगतो भीष्मः शाम्यन्निव हुताशन । मां ध्याति पुरुषव्याघ्रस्ततो मे तद्गतं मनः ॥ स हि भूतं भविष्यच्च भवच्च भरतर्षभ । वेत्ति धर्मभृतां श्रेष्ठस्ततो मे तद्गतं मन' ॥ तस्मिन्नस्तमिते भीष्मे कौरवाणां धुरन्धरे । ज्ञानान्यल्पीभविष्यन्ति तस्मात्त्वां चोदयाम्यहम् ॥' 'यच्च त्वं वक्ष्यसे भीष्म ! पाण्डवायानुपृच्छते । वेदप्रवादा इव ते स्थास्यन्ति वसुधातले ॥' ઇત્યાદિ પ્રકારથી શ્રીકૃષ્ણ ભગવાનેજ ધર્મવિ-

जप्यं तदिति मे मतम् ॥५८॥ अर्थाः सर्वेऽपि सेत्स्यन्ति तावतैव द्विजोत्तमाः! । तस्मात्सर्वेषु कार्येषु जप्यमेतज्जनैः सदा ॥५९॥ तथा श्रीमद्भागवतप्रोक्तं नारायणात्मकम् । कवचं जपनीयं च सर्वोपद्रवनाशनम् ॥६०॥ यथाकार्यं यथावित्तं पुरश्चरणमेतयोः । दृष्ट्वा विधानं कर्तव्यं पुरश्चरणपद्धतौ ॥६१॥ यथाविधि कृते तस्मिन्कार्यसिद्धिर्भवेन्नृणाम् । एतद्द्वयं ततो जप्यं सर्वैरेव द्विजातिभिः ॥६२॥ कस्मिंश्चिदपि कार्येऽत्र क्षुद्रमन्त्रास्तु कर्हिचित् । सद्यः

દોમા અગ્રેસરપણે કહ્યા છે તે ભીષ્મપિતામહે 'को धर्मः सर्वधर्माणां भवतः परमो मत. ।' એમ યુધિષ્ઠિરના પુછવાથી 'एप मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ' આ વચનથી આ સ્તોત્રનું ઉત્કૃષ્ટપણુ કહ્યું છે, માટે મહાભારતના સારભૂત, ભીષ્મપિતાએ સર્વોત્કૃષ્ટપણે કહેલું વિષ્ણુસહસ્રનામ નામનું સ્તોત્ર જપવું. ધર્મરક્ષણમાટે અવતરેલો હુ તે આ મારૂં મત-અભિમત છે ॥૫૭-૫૮॥ હે દ્વિજોત્તમો ! આ સ્તોત્રના કેવળ જપથીજ બધાય અર્થો સિદ્ધ થશે. માટે સર્વે કાર્યમા પણ જનોએ આ સ્તોત્રનોજ સર્વદા જપ કરવો ॥૫૯॥ તેજ પ્રકારે શ્રીમદ્ભાગવતમાં કહેલુ જે નારાયણકવચ છે તેનો પણુ જપ કરવો. મહાભારત રચીને પણ નહિ તૃપ્ત થએલા વ્યાસે કૌરવકથા આદિક અસત્ કથારૂપ વનમા પરિભ્રમણથી મલીન થએલી પોતાની વાણીને શ્રીકૃષ્ણની કથાલાપરૂપ ગંગાથી પવિત્ર કરવા શ્રીમદ્ભાગવતનો આરંભ કરેલો છે તો આ ભાગવત ભારતથકી પણ શ્રેષ્ઠ છે. તેમાં પણ સર્વાન્તરાત્મા, સર્વફળપ્રદાતા, ભગવાન્ નારાયણને ઉદ્દેશીને પ્રવર્તેલ, કોઈ પ્રતિદ્વન્દ્વિથી ન ભેદી શકાય એવુ સર્વ ઉપદ્રવને નાશ કરનારૂ આ કવચ છે તેનો જપ કરવો તથા પોતપોતાના કાર્યને અનુસારે, ધનસપત્તિને અનુસારે, આ બન્ને સ્તોત્રનુ પુરશ્ચરણ પુરશ્ચરણપદ્ધતિમાં તેનો વિધિ જોઇને કરવું ॥૬૦-૬૧॥ આ પુરશ્ચરણ યથાવિધિ કરવાથી જનોને સર્વ કાર્યની સિદ્ધિ થાયજ, માટે સર્વ ત્રૈવર્ણિક જનોએ આ બે સ્તોત્રનો જપ કરવો ॥૬૨॥ ક્ષુદ્રદેવતાના મન્ત્રોતો ભલે તત્કાળ ફળને બતાવનારા હોય, તથાપિ કોઈપણ કાર્યમાં ક્યારેય પણ જપવા નહિ મારા આશ્રિત

फला अपि जनैर्न जप्तव्या मद्शिरितैः ॥६३॥ मद्यमांसप्रिया देवा राजसास्तामसाश्च ये । जप्या न तेषां मन्त्राश्च मोक्षाङ्कुरनिकृन्तनाः ॥६४॥ ये ताञ्जपन्ति ते नूनं भुक्त्वैव निरयान्बहून् । प्राप्नुवन्ति पिशाचत्वं डाकिनीत्वं च योषितः ॥६५॥ एतद्द्वयं ततः सर्वैः सर्वकार्येषु सर्वदा । सकामैर्वापि निष्कामैः पठनीयं द्विजोत्तमाः ! ॥६६॥ अथवा हनुमन्मन्त्रो जप्यः सद्यःफलप्रदः । यथाविधि यथाशक्ति ब्रह्मचर्यव्रतस्थितैः ॥६७॥ सुव्रत उवाच—इति श्रुत्वा भगवतो वाक्यं ते ब्राह्मणा नृप ! । जनाश्चान्ये सभूपालास्तद्गृहीत्वा ववन्दिरे ॥६८॥ एवमानन्दयन्भक्तानम्नकूटोत्सवावधि ।

---

જનોએ તો અત્યત નજ જપવા ॥૬૩॥ જે મદ્યમાંસપ્રિય તામસ રાજસ દેવતાઓ હોય તેમના મત્રો જપવા નહિ, કારણ કે તેતો સત્સમાગમથી ઉદય પામેલા મોક્ષ અંકુરને મૂળમાંથી ઉચ્છેદ કરનારા છે ॥૬૪॥ જે પુરૂષ તે મંત્રોને જપે છે તેઓ મરીને બહુ નરકોને ભોગવીને પછી પિશાચયોનિને પામે છે. જે સ્ત્રિયો તે મંત્રોને જપે છે તે અનેક નરકોને અનુભવીને પછી ડાકણુની યોનિને પામે છે ॥૬૫॥ હે દ્વિજોત્તમો ! માટે સકામ-ધર્મ અર્થ અને કામ આ ત્રિવર્ગમાં પ્રીતિવાળા કે નિષ્કામ-નિઃશ્રેયસની ઇચ્છાવાળા સર્વ કોઈજનોએ આ બન્ને સ્તોત્રનો સર્વ કાર્યમાં સર્વદા પાઠ કરવો ॥૬૬॥ અથવા-વાશબ્દ ચકાર અર્થમાં લેવો એટલે અથચ એમ થાય. અને હનુમાનજીના મત્રનો જપ કરવો. આ હનુમાનજી સત્વૈકપ્રકૃતિ શ્રીરામદૂત છે અને વીર્યથી તથા વિજ્ઞાનથી અનુપમ છે, તેમના મત્રનો જપ યથાવિધિ યથાશક્તિ કરવો તે મંત્ર તત્કાળ ફળને આપનારો છે. તે જપના અગ તરીકે બ્રહ્મચર્ય વ્રત અવશ્ય ધારવું. વાશબ્દનો વિકલ્પાર્થ કરવામાં પણ ક્ષતિ નથી ॥૬૭॥ સુવ્રતઋષિ કહેછે-હે નૃપ ! સભામાં સર્વના હિતની કામનાથી ભગવાને કહેલું વચન સાંભળીને, તેનો અર્થ અત્સાદરથી અગીકાર કરી, સર્વ બ્રાહ્મણો તથા સભામાં બેઠેલા ભ્યાઘ્રજીત રાજાએ સહિત બીજા સર્વ કોઈ જનો શ્રીહરિની વદના કરવા લાગ્યા ॥૬૮॥ હે નૃપ ! શ્રીહરિ આ પ્રકારે તે તે સમયે તે તે સદુપદેશોવડે સર્વ સમાશ્રિતોને આનદ

तत्रोषित्वा ततः प्रायान्मोडग्रामं हरिर्नृप ! ॥६९॥ पथि ग्रामेषु भक्तानामेकं द्वे वा दिने वसन् । दिनैः कतिपयैः प्राप ग्रामं तं सानुगो हरिः ॥७०॥ तत्रार्चितोऽसौ दलजित्प्रधानैः क्षत्रप्रवीरैर्दिनपञ्चकं च । विधाय वासं सुखदो जनानां ग्रामं ततोऽगादलयाभिधानम् ॥७१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे तामसदेवव्रतादिनिषेधनामा षोडशोऽध्यायः ॥ १६ ॥

सुव्रत उवाच—नारायणादिभिस्तत्र रथकारैः समर्चितः । शेषपाटमुपेयाय ग्रामं नरपते ! हरिः ॥१॥ लालजिद्रथकारेण साकं मात्रा सुतेन च । तत्रार्च्यमानः कतिचिद्दिनान्यवसदीश्वरः ॥२॥ ततो वसन्तपञ्चम्यां भाद्रग्राममुपागमत् । भगवान् सानुगस्तत्र

આપતાથકા તે ભાડેર પુરમા અન્નકૂટોત્સવ પર્યંત રહીને ત્યાથી મોંડા ગ્રામપ્રત્યે જવા ચાલી નીકળ્યા ॥૬૯॥ વર્ણિ મુનિ આદિક મડળે સહિત શ્રીહરિ જવાના માર્ગમાં આવતા તે તે ભક્તોનાં ગામોમા એક દિવસ કે બે દિવસ રહેતા રહેતા કેટલેક દિવસે મોંડા ગામે પહોચ્યા ॥૭૦॥ તે ગ્રામમાં દલજી દાજી પ્રમુખ ક્ષત્રિયોત્તમ ભક્તોએ આરાધના કરેલા, ભક્તજનોને આનદ આપતા આ શ્રીહરિ પાચ દિવસ રહીને પોતાના ચરણકમળના સમાશ્રિતોને સદુપદેશવડે બોધ આપી ત્યાંથી અલૈયા નામના ગામે પધાર્યા ॥૭૧॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે તામસદેવવ્રતાદિનિષેધનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

## [1]અધ્યાય ૧૭ મો.

સુવ્રતઋષિ કહે છે—હે નરપતે ! તે અલૈયા ગામમા નારાયણ આદિક રથકાર-સુતાર ભક્તોએ ભાવથી પૂજા કરેલા ભગવાન્ શ્રીહરિ ત્યાંથી શેખપાટ નામના ગામે પધાર્યા ॥૧॥ તે ગામમાં પોતાની લાડુ નામની માતા અને રામજી નામના પુત્રે સહિત લાલજી નામના સુતાર ભક્તે ભક્તિથી

૧ આ અધ્યાયમા ભગવાને આસુર પ્રકૃતિવાળાના લક્ષણો કહેવાપૂર્વક તેના સગની સર્વથા ત્યાજ્યતાનો ઉપદેશ અનુવર્ણન કર્યો છે

महोत्सवमकारयत् ॥३॥ मूलसुन्दरदामोद्याः समसेवन्त वाडवाः । तत्र वैश्या वृद्धरत्नलब्धदेवादयश्च तम् ॥४॥ रथकाराश्च विश्राममावरामजिदादयः । शूद्राश्च नाथमुख्यास्तमादरेण सिषेविरे ॥५॥ वहवो मिलितास्तत्र भक्ता देशान्तरागताः । पुपूजुस्ते च तं प्रीता गन्धपुष्पधनादिभिः ॥६॥ अपराह्णे सभा तत्र बभूव महती नृप ! । तन्मध्यपीठे भगवान्निषसाद सुखप्रदः ॥७॥ मर्यादयोपविष्टांस्तान्स्वाननार्पितलोचनान् । भक्तानानन्दयन्नूचे वर्णीन्द्रो वचनं हरिः ॥८॥ सर्वेषां देहिनां भक्ताः ! कृष्णभक्तिर्विमुक्ति-

પૂજેલા ભગવાન્ શ્રીહરિ કેટલાક દિવસ રહ્યા હતા ॥૨॥ તે શેખપાટ થકી વર્ણિવિગેરે અનુયાયિઓ સાથે શ્રીહરિ વસંતપંચમી-માઘ શુક્લ પંચમીએ ભાદરા નામના ગામમાં પધારી વસંતપચમી નિમિત્તનો મહોત્સવ આ ભગવાને કરાવ્યો ॥૩॥ તે ભાદરા ગામમાં મુળજી સુંદરજી આદિક બ્રાહ્મણો, વૃદ્ધ રત્ન લબ્ધ દેવ વિગેરે વૈશ્યો, વિશ્રામ માવ રામજી આદિક સુતારો અને નાથ આદિક શૂદ્રો ભક્તિથી ભગવાનની સારી સેવા કરવા લાગ્યા ॥૪-૫॥ તે ઉત્સવ ઉપર દેશાંતરમાંથી આવેલા બહુ ભક્તો ભેગા થયા હતા. તે સર્વે ભક્તોએ પરા પ્રીતિથી ભગવાનની ચંદન, પુષ્પ, ધન, વસ્ત્ર વિગેરેવડે ભારે પૂજા કરી ॥૬॥ હે નૃપ ! વસંતપંચમીને દિવસે બપોર પછી-સમીસાંજે મોટી સભા થઈ. સર્વસુખદાયક ભગવાન્ શ્રીહરિ સભાના મધ્યભાગમાં રહેલા સુંદર સિંહાસનમાં વિરાજમાન થયા ॥૭॥ સભામા યથાયોગ્ય મર્યાદાથી બેસી ગએલા, પોતાના મુખકમળ સન્મુખ જેમની એકાગ્ર દૃષ્ટિ છે, પોતાના મુખારવિંદમાંથી નીકળતા મધુના પાનમાં રસિક એવા ભક્તોને આનંદ આપવા ભગવાન્ વર્ણીન્દ્ર વચન બોલ્યા કે—હે ભક્તો ! મારેવિષે અત્યંત પ્રીતિને પામેલા તમો આ મારા વચનને અવશ્ય અવધારણ કરો. ધર્મ અર્થ અને કામરૂપ ત્રિવર્ગ પુરૂષાર્થ કહેવાય છે પણ તેનો ત્રિગુણથી પરાભવ થતો હોવાથી બન્ધન થકી છોડાવી શકતો નથી. તે બન્ધન થકી વિમુક્તિ તો ગુણનો પરિક્ષય થતાં દુઃખનો આત્યંતિક ઉચ્છેદ થવાથી થાય એજ પરમ પુરૂષાર્થ કહેવાય. આ અર્થ પ્રસિદ્ધજ છે. બન્ધ-

दा। उदेति सा तु सत्सङ्गान्नश्यत्यसुरसङ्गतः ॥९॥ असुराणां ततः सङ्गो नैव कार्यो मुमुक्षुभिः। लक्षणैर्नृषु ते ज्ञेयास्तज्जातिर्नास्ति यत्पृथक् ॥१०॥ एतच्छ्रुत्वा भक्तपतेर्वचनं स्वहितावहम्। मूलशर्मा विप्रवरस्तं प्रणम्येदमब्रवीत् ॥११॥ मूलशर्मोवाच—वर्ज्यसङ्गास्त्वया प्रोक्ता असुरा ये जगत्पते!। लक्षणानि बुभुत्सामस्तेषां वयमिहाञ्जसा ॥१२॥ तानि त्वं कृपया स्वामिन्वक्तुमर्हसि सर्ववित्। इति सञ्चोदितस्तेन विप्रेण हरिरब्रवीत् ॥१३॥ श्रीनारा-

નિવૃત્તિનો ઉપાયતો જાણવો જોઇએ. એ ઉપાય શ્રીકૃષ્ણમાં ભક્તિ છે કેટલાકો આત્માના યથાવસ્થિત જ્ઞાનને બન્ધ નિવૃત્તિ માટે માને છે તો તે સત્ય છે પરતુ આત્માનું યથાર્થપણુ જો પરમાત્માનીજ એક સ્વાભાવિક દાસતારૂપ જાણે એટલે 'આત્મા પરમાત્માનો સહજ દાસ છે' એમ યથાર્થ જાણે તો તેવું વિજ્ઞાન સર્વેશ્વર શ્રીકૃષ્ણમાં પરમ અનુરાગને ઉત્પન્ન કરેજ. એજ પરાનુરાગને ભક્તિ કહે છે. તે શાંડિલ્ય મુનિએ 'सा परानुरक्तिरीश्वरे' આ સૂત્રથી કહ્યું છે. જે શ્રીકૃષ્ણ છે એજ સર્વેશ્વર છે. તેમના વિજ્ઞાનના પરિપાકરૂપ કૃષ્ણમાં જે ભક્તિ છે એજ વિમુક્તિનું પરમ કારણ છે આ કૃષ્ણભક્તિતો સતોના સંગથીજ ઉદય પામે છે અને અસુરોના સગથી નાશ પામે છે આ બાબતતો સુપ્રસિદ્ધ છે. માટે મુમુક્ષુ મનુષ્યોએ અસુરોનો સંગ કરવોજ નહિ મનુષ્યોમાં 'આ અસુર છે' એમ તો તેનાં લક્ષણોથીજ જાણવું, કારણ કે પશુ આદિકમાં રહેલી આકૃતિવિશેષરૂપ જાતિ જેમ ચક્ષુથી જાણી શકાય છે તેમ અસુરપણાને જણાવનારી કોઈ જાતિ મનુષ્ય થકી જુદી નથી ॥૯–૧૦॥ ભક્તપતિ ભગવાનનું આવું હિતકારી વચન સાંભળીને વિપ્રવર્ય મૂળશર્મા ભગવાનને પ્રણામ કરીને બોલ્યા ॥૧૧॥ મૂળશર્મા કહે છે—હે જગતના પતે! જેનો સગ ત્યાગ કરવાનો તમો કહો છો તે અસુરોના તત્ત્વથી લક્ષણો જાણવા અમો ઇચ્છીએ છીએ. તમો સર્વજ્ઞ છો–તમારાથકી બીજો કોઈ તત્ત્વથી વક્તા નથી માટે હે સ્વામિન્ ! કૃપા કરીને તે લક્ષણો તમો કહેવાને યોગ્ય છો હે રાજન્! આ પ્રકારે મૂળશર્માએ પુછ્યુ એટલે શ્રીહરિ બોલ્યા ॥૧૨–૧૩॥

यणमुनिरुवाच—कृष्णकृष्णावताराणां तद्भक्तानां च वाडव ! । द्रोहाचरणमित्येतन्मुख्यं लक्षणमासुरम् ॥१४॥ तच्च स्वाभाविकं ह्येव तेषामित्यवधार्यताम् । ज्ञेयं चान्यद्बहिस्तस्तु भक्त्याटोपप्रदर्शनम् ॥१५॥ कृष्णतद्भक्तमाहात्म्यचरित्रेष्वद्भुतेष्वपि । दोषदृष्टिरिति ज्ञेयमन्यच्चासुरलक्षणम् ॥१६॥ हिंसासुरापलप्रेष्टदेवदेवीषु निश्चला । इष्टधीस्तन्मन्त्रजपस्तदर्चा तद्व्रतक्रिया ॥१७॥ तदीयग्रन्थपठनश्रवणादिप्रसक्तता । तद्दीक्षाधारणं चेति लक्ष्माण्यमरविद्विषाम् ॥१८॥ बुद्धिपूर्वं जीवहिंसा सुरापानं पलाशनम् । स्वीयेतरस्त्रीगमनं लक्षणं विद्धि चासुरम् ॥१९॥ उद्धतत्वं च कामेन रुषा

શ્રીનારાયણમુનિ કહેછે–હે વિપ્ર ! તમો સાંભળો. અસુરોનાં અનેક લક્ષણો છે તેમાં પ્રધાનપણે આ લક્ષણ છે—કૃષ્ણ તથા તેમના વરાહાદિ અવતારો તથા તેમના ભક્તોનો જે દ્રોહ કરવો–અનિષ્ટ કરવું તે અસુરોનું મુખ્ય લક્ષણ છે. તે દ્રોહાચરણ અસુરોને સ્વાભાવિકજ છે એટલે દ્રોહ કરવો એજ એમનો સહજ સ્વભાવ છે એમ જાણવું. આ બીજું લક્ષણ છે–અંતરમાં એમનું અનિષ્ટ કરવાનો વિચાર હોય પણ ઉપરથી તો ભક્તિનો આટોપ–આડંબર બતાવવો એટલે 'આ મહાભક્ત છે' એવો જેમ પ્રવાદ પ્રવર્તે તેમ પ્રખ્યાપન માટેજ મિથ્યા ભક્તિનું આચરણ કરવું ॥૧૪–૧૫॥ આ બીજું અસુરોનું લક્ષણ છે–ભગવાન તથા તેમના ભક્તોનાં અદ્ભુત એવાં પણ જે માહાત્મ્યસહિત ચરિત્રો તેમાં પણ દોષદર્શન કરવું ॥૧૬॥ સત્ત્વૈકપ્રિય ઉપર વિદ્વેષ કરવારૂપ અસુરલક્ષણ કહ્યું, હવે તામસમાં આસક્તિરૂપ લક્ષણ કહે છે—જીવહિંસા, સુરાપાન, માંસભક્ષણ જેમને અત્યંત પ્રિય છે એવા દેવ દેવીઓના વર્ગમાં નિશ્ચળ ઇષ્ટદેવતાબુદ્ધિ રાખવી, તેના મંત્રજપમાં પરમ આદર રાખવો, તેની પૂજા કરવી, તેનું વ્રત કરવું, તેના મહિમાને બોધ કરનારા ગ્રંથના પઠન શ્રવણમાં અતિ પ્રીતિ રાખવી, તેના સંબન્ધી તામસ દીક્ષા ધારણ કરવી, ઇત્યાદિક અસુરોનાં લક્ષણો જાણવાં ॥૧૭–૧૮॥ આ બીજું અસુરલક્ષણ જાણવું–બુદ્ધિપૂર્વક (સાંકલ્પિક) જીવહિંસા કરવી, સુરાપાન કરવું, માંસભક્ષણ કરવું, પરદારામાં પ્રીતિ કરવી,

लोभेन वा द्विज!। मानेन वा मदेनापि लक्षणं ह्यासुरं हि तत् ॥२०॥ रसास्वादे लोलुपत्वं वर्णसङ्करकारिता। स्ववर्णाश्रमधर्मस्य वाह्यतश्च प्रदर्शनम् ॥२१॥ एवमादीनि लक्ष्माणि ज्ञातव्यानि सुरद्विषाम्। सङ्क्षेपेण मयोक्तानि येषु स्युस्तानि तेऽसुराः ॥२२॥ सङ्गस्तेषां न कर्तव्यः कृष्णभक्तैरनापदि। ये करिष्यन्ति ते भ्रष्टा भाव्याः स्वश्रेयसोऽध्वनः ॥२३॥ सुव्रत उवाच—इति शिक्षावचः श्रुत्वा मूलशर्मा हरेर्द्विजः। सदःस्थाश्चेतरे भक्ताः प्रत्यगृह्णंस्तथेति तत् ॥२४॥ एवं शिक्षावचोभिः स्वान्बोधयन् प्रत्यहं प्रभुः। दिनान्युषित्वा षट् तत्र ययावम्बुधिपाडिकाम् ॥२५॥ नौभिरुत्तीर्य

---

આ અસુર લક્ષણ છે ॥૧૯॥ હે દ્વિજ! કામ, ક્રોધ, લોભ, માન અને મદમાથી હરકોઈ એકથી અથવા તેના સમુદાયથી જે ઉદ્ધતપણુ, આ પણ એક આસુર લક્ષણ જાણવું ॥૨૦॥ રસાસ્વાદમા લોલુપતા—તેતે ઇન્દ્રિઓના જે વિષયો છે તે રસો જાણવા, તેના આસ્વાદમા વિધિ નિષેધનો અતિક્રમ કરીને જે અત્યાસક્ત સ્વભાવતા તે લોલુપતા જાણવી, તથા વર્ણસકરતા કરવી એટલે જેનું ન ખપતું હોય એવાના અન્નભક્ષણાદિવડે વર્ણધર્મનો વિલોપ કરવો તથા પોતાના વર્ણાશ્રમધર્મનું ઉપરથી બતાવવું એટલે ધર્મોનું નહિ ઉલ્લઘન કરવાપણુ પ્રખ્યાપન કરવામાજ એક ઉપયોગી મીથ્યાચરણ કરવું ॥૨૧॥ ઇત્યાદિક અસુરોનાં લક્ષણો મેં સક્ષેપમા કહેલાં તમારે જાણવા આ લક્ષણો જેમા હોય તે જનોને અસુરો જાણવા ॥૨૨॥ આવા અસુરોનો સગ કૃષ્ણભક્તોએ ક્યારેયપણ નજ કરવો આપત્કાળમાં સગપ્રસગ આવી પડે તો જેમ તેમ કરી મનને નિયમમાં રાખી નિર્ગમન કરવો જે કૃષ્ણભક્તોતો બુદ્ધિપૂર્વક અસુરોનો સગ કરશે તેઓ મોક્ષમાર્ગથકી ભ્રષ્ટ થશે ॥૨૩॥ સુવ્રતઋષિ કહેછે-હે રાજન્! આવુ શ્રીહરિનુ શિક્ષાવચન શ્રવણ કરીને મૂળશર્મા વિપ્રે તથા સભામા બેઠેલા બીજા ભક્તોએ તે શિક્ષાવચન 'જેમ તમો કહો છો તેમ અમો કરીશુ' એમ મસ્તકે સ્વીકાર કર્યું ॥૨૪॥ શ્રીહરિ આ પ્રકારે ઉપદેશ વચનોવડે પ્રતિદિન પોતાના ભક્તોને અવબોધ આપતાથકા તે ભાદરા ગામમા છ દિવસ સુધી રહ્યા તે પછી

ता प्रायादञ्जाराख्य पुर तत । पुपूजु. कचराद्यास्त तत्र विप्रा महामुद ॥२६॥ दिनान्युषित्वा कतिचित्स तत्र स्वामी भुजङ्गाख्यपुर ततोऽगात् । सद्धर्मसंस्थापन उद्यतोऽसावधर्ममूलोत्पनने पटीयान् ॥२७॥ सम्प्राप्तमाकर्ण्य च पौरभक्ता विचित्रवादित्रचै सहाशु । याने रथाश्वादिभिरभ्युपेत्य दृष्ट्वा च साष्टाङ्गममुं प्रणेमु ॥२८॥ तान्मानयित्वाऽनुगतान् यथार्हं विचित्रयानेषु निपादयित्वा । भक्तान् स्वयं सैन्धववर्यमीश आरुह्य तैः साकमुपाविशत्तत् ॥२९॥ तत्र सुन्दरजितो निकेतने त्वष्टुरात्मवसतिं चकार स । स्वानुगाश्च समवासयत् पुरे भक्तवेश्मसु यथार्ह-

---

त्याथी नीकळीने समुद्रनी खाडीने वहाणवडे उतरीने अजार नामना नगरने पाम्या ते पुरमा कचरो आदिक विप्रोए भगवानना पधारवाथी महा आनद पामीने भगवाननी पूजा करी ॥२५-२६॥ ते अजार पुरमा आ सहजानदस्वामी केटलाक दिवसो रहीने त्याथी भुजनगर पधार्या त्या एमने जवानु निमित्त तो आज छे, शु ? तो सर्वत्र प्रवृद्धि पामेला अधर्मनु मूळमाथी निकदन करवु अने सद्धर्म-पारमैकांतिक धर्मनी प्रवृत्ति करवी तेमा आ श्रीहरि स्वय अतिशय समर्थ छे ॥२७॥ आ भगवानने नगरनी नजीकमा पधारेला साभळीने नगरनिवासी भक्तजनो आनदथी भरपूर थई, रथ अश्व आदिक विविध वाहनो साथे लई, विचित्र वाजीत्रोने वजाडताथका भेटसामग्री हाथमा लई तत्काळ भगवाननी सन्मुख जई, सर्वदर्शनीय श्रीहरिना दर्शन करीने साष्टाग प्रणाम करवा लाग्या ॥२८॥ सर्वेश्वर श्रीहरि प्रणाम करता ते हरिभक्तोने आशिषथी यथा योग्य अभिनदन करी, पोता साथे आवेला वर्णि साधु विगेरे ते ते भक्तोने तेमने तेमने उचित एवा रथादि विविध वाहनोमा पोतेज बेसारीने, पछी पोते श्रेष्ठ अश्व उपर बेसीने ते सर्व स्वभक्तो साथे भुजनगरमा प्रवेश कर्यो ॥२९॥ पुरमा प्रविष्ट थएला श्रीहरिए सुंदरजी नामना सुतार भक्तना भवनमा पोतानो उतारो कर्यो अने पोताना अनुयायी साधु ब्रह्मचारी आदिक भक्तजनोने पुरमा हरिभक्तोना घरोमा यथायोग्य उतारो

मीशिता ॥३०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे असुरलक्षण-भुजङ्गपुरागमननामा सप्तदशोऽध्यायः ॥१७॥

सुव्रत उवाच—श्रुतात्यद्भुतचारित्रं प्रत्यक्षं वीक्ष्य तं प्रभुम् । पौरास्तद्वीक्षणोत्कण्ठा लेभिरे परमं सुखम् ॥१॥ परिचर्यां मुदा तस्य तेऽथ चक्रुरतन्द्रिताः । तेषां कतिपयानां ते नामानि नृपते! ब्रुवे ॥२॥ आद्यः सुन्दरजित्तत्र हीरश्च भगवांस्ततः । जीवः प्रागो देवरामस्तथा नारायणः सुधीः ॥३॥ राघवप्रमुखाश्चान्ये तक्षाणस्तं सिषेविरे । तथा प्रयागजिन्मुख्या ब्राह्मणाश्चातिभावतः ॥४॥ शिवरामश्च हरजिदुत्करो वल्लभादयः । शूद्रा मल्लाश्च गाङ्ग-

---

કરાવ્યો ॥૩૦॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે અસુરલક્ષણ-ભુજંગપુરાગમનનામા સપ્તદશોઽધ્યાયઃ ॥૧૭॥

## [1]અધ્યાય ૧૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવાનનાં દર્શન કરવામાં અતિશય ઉત્સાહ જેમને છે એવા તે ભુજનગરનિવાસી ભક્તજનો જેમનાં અદ્ભુત ચરિત્રો સાધુઓથકી પ્રથમ સાંભળ્યાં હતાં એવા પ્રભુ શ્રીહરિને પ્રત્યક્ષપણે અનુભવીને પરમ આનંદને પામ્યા ॥૧॥ હે નૃપતે! પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન થવાથી અત્યંત આનંદ પામેલા તે પુરવાસી ભક્તો તેમના ચરણની પરિચર્યા પરમ પ્રેમથી પ્રમાદનો પરિત્યાગ કરી કરવા લાગ્યા તેઓને મધ્યે પ્રધાનપણે કેટલાક ભક્તોનાં નામો હું તમોને કહુંછુ ॥૨॥ પ્રયાગજી પ્રમુખ વિપ્રો, સુંદરજી હીરજી ભગવાનજી જીવો પ્રાગજી દેવરામ બુદ્ધિશાલી નારાયણજી રાઘવજી આદિક સુતારો, શિવરામ હરજી ઉકરડ વલ્લભજી આદિક શૂદ્રો, ગંગારામ પ્રમુખ મલ્લો, આ સર્વે ભક્તો અતિશય સ્નેહથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા તથા હે નૃપ! પુંજા અમરી

---

૧ આ અધ્યાયમાં ભગવાનનો અતિમાનુષ ઐશ્વર સ્વભાવ સ્વરૂપને તેમના પ્રસાદથી સાક્ષાત્ કરી રહેલા ભુજનગરના ભકતોએ ભાવથી ભગવાનની કરેલી સ્તુતિનો અનુવાદ કર્યો છે

यमुख्याः पर्यचरन्हरिम् ॥५॥ पुञ्जाऽमरी तथा लध्धा लहरी सूरजादयः। योषितोऽपि न्यषेवन्त तमतिप्रेमतो नृप ! ॥६॥ मधौ नवम्यां शुक्लायां तत्राभूत्सुमहोत्सवः। नानादेशपुरादिभ्यो जनास्तत्र समाययुः ॥७॥ महान्तं मण्डपं स्वामी कारयित्वा सुशोभनम्। तत्राऽर्चच्छ्रीरामचन्द्रं मध्याह्ने विधिवन्नृप ! ॥८॥ उपवासं दिने तस्मिन् गृहस्थास्त्यागिनस्तथा। स्वयं हरिर्जनाश्चान्ये चक्रुश्च निशि जागरम् ॥९॥ राममभ्यर्च्य वर्णीन्द्रः सतो विप्रांस्तथाऽर्चयत्। स्थापयन्धर्ममर्यादां पूर्णकामोऽपि भूतले ॥१०॥ अपराह्णे सभायां तं हेमपीठमधिष्ठितम्। नत्वा भक्तजनास्तस्य कर्तुमारेभिरेऽर्चनम् ॥११॥ प्रयागजिद्विप्रवरो वेदशास्त्रविशा-

---

લધ્ધા લહરી સૂરજા આદિક સ્ત્રિયોપણ પરમ પ્રેમથી શ્રીહરિની પરિચર્યા કરવા લાગી ॥૩-૬॥ તે ભુજનગરમાં સંવત્ ૧૮૬૦ ના ચૈત્ર માસની શુક્લ નવમીએ શોભાયમાન મહોત્સવ થયો હતો. તે ઉત્સવ ઉપર ભગવાનનાં દર્શન કરવા નાના દેશોથકી નાના નગરોથકી ભક્તજનો અનેક આવ્યા હતા. સર્વના સ્વામી આ શ્રીહરિએ સુશોભિત મોટો મંડપ કરાવીને તેમાં મધ્યાહ્ન સમયે શ્રીરામચંદ્ર ભગવાનનું યથાવિધિ સ્વયં પૂજન કર્યું ॥૭-૮॥ લોકોને સદાચાર શિખવવા પોતે તે દિવસે ઉપવાસ અને રાત્રિએ જાગરણ કર્યું. તેમના ચરણાશ્રિત ત્યાગીઓ ગૃહસ્થો અને બીજા જે કોઈ જનો હતા તે સર્વેએ તે વ્રત તેવીજ રીતે કર્યું ॥૯॥ આ વર્ણીન્દ્ર ભગવાને ભગવાન્ શ્રીરામચંદ્રનું પૂજન કરી, પછીથી પોતે પૂર્ણકામ છે તથાપિ ભૂતળમાં ધર્મમર્યાદા સ્થાપન કરવા સાધુ બ્રાહ્મણોનું પૂજન કર્યું ॥૧૦॥ રામનવમી તિથિના અપરાહ્ન ( મધ્યાહ્ન પછી સૂર્યાસ્ત પહેલાં ) સમયે થએલી સભામાં સુવર્ણમય સિંહાસનમાં વિરાજમાન થએલા ભગવાનને 'આ તિથિએ શ્રીહરિનો પ્રાદુર્ભાવ થયો છે' એમ જાણતા સર્વ ભક્તજનોએ પ્રણામ કરી તેમની પૂજા કરવાનો પ્રારંભ કર્યો ॥૧૧॥ વેદાદિ શાસ્ત્રોમાં નિષ્ણાત વિપ્રવર્ય પ્રયાગજી ભગવાનને પ્રણામ કરી ચંદન પુષ્પ વસ્ત્રોવડે યથાવિધિ તેમની પૂજા કરી, તત્કાળમાં પ્રકટ થએલી પ્રકૃષ્ટ ભક્તિથી તે ભગવાનમાંજ એકાગ્ર દૃષ્ટિવાળા

रदः । प्रणम्य तं गन्धपुष्पनूत्नवासोभिरार्चयत् ॥१२॥ सम्पूज्य भक्त्या तं पश्यन् समाधिं प्राप तत्क्षणम् । ब्रह्मप्रकाशे तत्रामुं वर्णिवेषं ददर्श सः ॥१३॥ क्षणान्ते तं कृष्णमेव गोलोके धाम्न्य-वैक्षत । वर्णिवेषं पुनः पश्यन् व्युत्तस्थौ तस्य हीच्छया ॥१४॥ तत्स्तुष्टाव तं प्रीत्या बद्धाञ्जलिपुटः सुधीः । ब्राह्मणः स महाबुद्धिस्तत्पादाब्जदृढाश्रयः ॥१५॥ प्रयागजिदुवाच—नमो दिव्यगोलोकधाम्नि प्रकाशे समं राधिकागोपिकाभिर्विलासम् । सदा तन्वते

થઈ ગયા તેમને તેજ ક્ષણમાં ભગવાને પોતાના ઐશ્વર્યબળથી ધારણા ધ્યાનવડે સાધ્ય અને ચિત્તવૃત્તિનો વિલય થવો તે જેનું લક્ષણ છે એવી સમાધિ કરાવી દીવી. સમાધિ સ્થિતિને પામીને ચોગરદમ પ્રસરેલો બ્રહ્મસબન્ધી કોઈપણ પ્રકાશ આત્મજ્યોતિથી તે જોવા લાગ્યા. તેપછી તે પ્રકાશમડળના મધ્યમા વર્ણિવેષથી વિરાજમાન આ ભગવાન્ શ્રીહરિ તેમના જોવામાં આવ્યા ॥૧૨-૧૩॥ ક્ષણકાળ પછી એજ શ્રીહરિ ગોલોક ધામમાં શ્રીકૃષ્ણરૂપે તેમના જોવામાં આવ્યા ફરીથી પણ શ્રીહરિને વર્ણિવેષથી વિરાજમાન જોતા થકા ભગવાનેજ તત્ક્ષણ સમાધિમાથી પાછા લાવતાં એજ શ્રીહરિને સભામાં ભક્તજનો સાથે વિરાજમાન સાક્ષાત્કાર કરી, તેમના ચરણકમળમા દૃઢ ભક્તિ પામીને મહાબુદ્ધિશાલી આ પ્રયાગજી બ્રાહ્મણ બે હાથ જોડીને પ્રીતિથી શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૧૪-૧૫॥

પ્રયાગજી સ્તુતિ કરેછે—હે **કૃપાનાથ!**-તમો નાથે કરીનેજ અમો નાથવાન્ છીએ, પરતુ ઔપાધિક નાથભાવવાળા બીજાઓએ કરીને નાથવાન્ નથી. નાથ હોય પણ દાસ જનોના દુઃખને નહિ ગણતા અને તેના અપરાધોનેજ ગણતા એવા નાથે કરીને દાસનુ કલ્યાણ નજ થાય. તમોતો કૃપાના એક નિધિ નાથ છો ( કૃપામય એવા નાથ તે કૃપાનાથ કહેવાય નાથ એટલે સ્વામી-ધણી) કેવળ પ્રશાસનથી પોતાનુ નાથપણુ પ્રખ્યાપન કરનારા, હાથમાં પરોણો લઈ બલીવર્દોમાજ જેમ એમ વશ વર્તનારાઓમા દડ ધરનારા બહુ જનો છે. જેતો કૃપાથી દાસજનમા પોતાની નાથતા પ્રખ્યાપન કરેછે તેની નાથતાજ

**वेणुवाद्याय तस्मै कृपानाथ ! तुभ्यं नमस्तवे प्रसीद ॥१६॥ नमो वासुदेवाय कृष्णाय नित्यं नमस्तेऽस्तु शुद्धाय बुद्धिप्रदाय । हरे !**

નિર્દોષ છે. તો કૃપાથીજ પોતાના નાથભાવને પ્રખ્યાપન કરનારા હોવાથી તમોજ સાચા કૃપાનાથ છો. કૃપામયતા કેમ જાણવામાં આવે ? તો આ માનુષ લોકમાં અવતરવાથીજ જાણવામાં આવેછે. તમારે માનુષ લોકમાં કશો સ્વાર્થ નથી, કારણ કે તમો સ્વતઃ પરિપૂર્ણ સદા આનંદમય હોઇને કાળ માયાના વ્યાપારે વર્જીત એવા સ્થાનમાં નિરંતર નિવાસ કરી રહ્યાછો. દિવ્ય-કાળ તથા માયાથી નહિ અભિભૂત એવા ગોલોક નામના ધામમાં; તેમાં પણ પ્રકાશૈકરસ અક્ષર નામના દિવ્ય ભવનમાં રાધિકા તથા અનન્ય ભાવવાળી આનંદલહરીરૂપ ગોપિઓની સાથે પોતાના આત્માનંદવિલાસને વેણુવાદનથી વિસ્તારો છો. આવા તમો તે તમારે આ લોકમાં અવતરવાનું પ્રયોજનતો સંસારાગ્નિથી અતિશય દાઝતા મારા જેવા જનોના દુઃખોને દેખતા તમારી તે દુઃખની અસહનશીલતાજ છે. અર્થાત દુઃખીયાઓનું દુઃખ દેખીને તે ન સહન થવાથી તેની નિવૃત્તિ માટે આ લોકમાં અવતરો છે, આવા તમોને **નમોનમઃ**-સર્વેશ્વર આનંદમય એવા તમારો અનવધિ કૃપારસ ભાળીને અભ્યુદય તથા નિઃશ્રેયસનાં સાધનોની પ્રવૃત્તિનો પરિત્યાગ કરી ( વેદ વિધિઓથી પાછા વળી ) દાસભાવને અત્યંત ઉચિત એવો પ્રણામજ વારંવાર અમો કરીએ છીએ. બહુ કાળથી દાસભાવ વિસ્મૃત થયોછે પણ આજ એના આ કરેલા અનુસ્મરણમાત્રથી મારી ઉપર તમો પ્રસન્ન થાઓ. તમો કૃપાનાથ છો ॥૧૬॥ આશ્રય કરવામાં ઉપકાર કરનારૂં અસાધારણ એવું જે કૃપારસૈકનિધિપણું છે તેને વારવાર અનુસ્મરણ કરતાથકા તથા દાસભૂત આત્મસ્વરૂપને અનુરૂપ પ્રણામ વારંવાર કરતા થકા ઐશ્વર્યયોગના અનુવર્ણનથી હવે સ્તુતિ કરેછે—તમો વાસુદેવ છો-સમસ્ત જગતમાં તમો વસો છો અને સમસ્ત જગત્ તમારે વિષે વસેછે માટે 'તમો વાસુદેવ છો' એમ વિદ્વાનો કહેછે. શુદ્ધ કૃષ્ણ— તમો જગતમાં અનુપ્રવેશ કરીને રહ્યા છો તથાપિ તેના દોષોથી જળકમળવત્ લેપાતા નથી કિંતુ આનંદમયજ રહો છો. આવા તમો સદાય ભક્તોના

भक्तरक्षार्थनित्योद्यताय कृपानाथ !० ॥१७॥ नमो भक्तिधर्मात्मजायार्तिहन्त्रे महावर्णिवेषाय धर्मैकपात्रे । अधर्मान्ववायस्य मूलोत्खनित्रे कृपानाथ !० ॥१८॥ नमो देवदेवेन्द्रवन्द्याय तुभ्यं नमः पद्मयोनित्रिनेत्रार्चिताय । अनेकाण्डकोट्याश्रयैकैकरोम्णे कृपानाथ !० ॥१९॥ त्वमेवासि लोकस्य धाता विधाता सुखप्रेप्सुभिः

રક્ષણમાં ઉદ્યમી છો, કેમકે તમો હરિ છો એટલે તમો ભક્તોના અનુગ્રહ અર્થેજ તેમની મનોવૃત્તિમાં વિષયપણે રહીને તમારા સ્વરૂપના જ્ઞાનરૂપ પ્રકાશમાન પ્રદીપથી જ્ઞાનવિરોધિ, પ્રાચીન કર્મરૂપ અજ્ઞાનથી થએલું, તમારા થકી વ્યતિરિક્ત પૂર્વાભ્યસ્ત વિષયોમાં તત્પરતારૂપ તમને હરો છો અને વળી તમો બુદ્ધિપ્રદ છો એટલે આપનેવિષે નિરંતર યોગની આશંસા કરતા, તમોને ભજતા જનોને તમો તેવા બુદ્ધિયોગને પ્રીતિપૂર્વક આપો છે કે જે બુદ્ધિયોગથી તેઓ તમોનેજ પામે. આ રીતે તમો ભક્તોના રક્ષણમાં સદા ઉદ્યમી છો એવા તમોને નિત્ય નમસ્કાર છે. ('કૃપાનાથ!' આ પૂર્વ શ્લોકનો ચોથો પાદ બીજા સાત શ્લોકોમાં પ્રથમની પેઠે યોજી લેવો ) ॥૧૭॥ જે હેતુ માટે તમો ભક્તરક્ષા માટે નિત્ય ઉદ્યમી છો, માટેજ ભક્ત એવાં ભક્તિ ધર્મની પીડા શમાવા માટે તથા તેમના સંબન્ધવાળા બીજા સત્ત્વ પ્રકૃતિના જનોની પીડા શમાવા માટે ભક્તિ ધર્મના પુત્રપણે આ લોકમાં પ્રકટ થયા છો. ભક્તોનું રક્ષણ તો અધર્મના નાશથી અને ધર્મની અભિવૃદ્ધિથીજ થાય, કેમકે એમને ધર્માધર્મજ ઇષ્ટાનિષ્ટ છે એટલે ધર્મ ઇષ્ટ છે અને અધર્મ અનિષ્ટ છે. જે હેતુમાટે તમો આ લોકમાં અવતરીને અધર્મને મૂળમાંથી ઉખાડી નાંખોછો અને ધર્મનું પોષણ કરોછો માટેજ તમો ભક્તરક્ષાર્થે

सर्वदा चिन्तनीयः । क्षरादक्षराच्चोत्तमः पुरुषस्त्वं कृपानाथ !० ॥२०॥ त्वमेवेश ! मत्स्यश्च कूर्मो वराहो नृसिंहस्तथा वामनः परशुरामः । अभूस्त्वं हि रामश्च कृष्णोऽवितुं स्वान् कृपानाथ !० ॥२१॥ त्वमेवावतारानधर्मस्य शान्त्यै प्रवृत्त्यै च धर्मस्य धत्सेऽनुकालम् । वशोऽसि स्वतन्त्रोऽपि भक्तस्य नूनं कृपानाथ !० ॥२२॥ यथा बालकानां हितं स्वस्य कुर्यात् पिता वा सखा स्वस्य सख्युस्तथा त्वम् । हितं कर्तुमर्होऽसि चाप्रेरितं मे कृपानाथ !०

---

પિંડોના સ્રષ્ટા થાય છે પણ તમારા અનુપ્રવેશ વિના સૃષ્ટિ કરવા સમર્થ થતા નથી તથા સર્વ જગતના વિધાતા-વિધરણમા હેતુ પણ તમોજ છો એટલે સર્જેલા આ સર્વ પ્રાણીઓના અસભેદથી (સકરતા ન થાય એ રીતે) ધારક તમોજ છો અનવધિક સુખરૂપ મોક્ષની આકાંક્ષાવાળા જનોએ તમોજ સર્વદા ચિંતનીય છો ક્ષર અક્ષરથકી ઉત્તમ પુરૂષ-પુરૂષોત્તમ તમોજ છો ॥૨૦॥ સર્વ અવતારને ધારણ કરનારા તમોજ છો એમ હવે કહે છે—હે ઈશ ! પોતાના ભક્તોની રક્ષા કરવા મત્સ્યમૂર્તિ તમોજ થયા છો કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પર્શુરામ, શ્રીરામ તથા શ્રીકૃષ્ણ, ઇત્યાદિ અવતારોને ધારણ કરનારા તમોજ છો ॥૨૧॥ અવતારનુ પ્રયોજન કહે છે-હે હરે ! યુગયુગમાં અધર્મની શાતિ અને ધર્મની પ્રવૃત્તિ માટે તમોજ અસખ્યાત અવતારોને ધારણ કરો છો સ્વાતન્ત્ર્ય હોવા છતા પણ ભક્તપરવશતારૂપ જે તમારી ગુણવિશેષ છે તેતો સ્વધામ ગોલોકમા પ્રકાશ પામતો નથી, કેમકે પ્રકાશ માટે વિષય જોઇએ તેનો ત્યા અભાવ છે, માટે આ લોકમા અવતરીનેજ તે ગુણનો પ્રકાશ કરો છો, એવા અભિપ્રાયથી કહે- છે કે-તમો સ્વતન્ત્ર હોવા છતાં પણ ભક્તને નિશ્ચે વશ છો ॥૨૨॥ વળી અવતરણસમયમાજ પિતા જેમ પોતાના પુત્રોનુ અપ્રેરિત હિત કરે છે, સખા જેમ પોતાના સખાનુ અપ્રેરિત હિત કરે છે તેમ મારૂં અપ્રેરિત હિત કરવાને તમો યોગ્ય છો પોતાના અક્ષર ધામમા તો તમો અવાપ્ત અનાદર છો. એ-ટલે સ્વય સપૂર્ણસમસ્તકામ હોવાથી પોતાની દૃષ્ટિએ આદર કરવા યોગ્ય કોઈ નથી માટે આદરે રહિત, માટેજ અવાપ્ત-પરિપૂર્ણ ઐશ્વર્ય હોવાથી

॥२३॥ सुव्रत उवाच—इति स्तुवन्तं तं ज्ञात्वा पुराणनिपुणं हरिः । वाचनार्थं पुराणादेः स्वान्तिके समतिष्ठिपत् ॥२४॥ ततः सुन्दरजिच्चं च नृपार्हगृहवैभवः । शिल्पे त्वष्टा नृपामात्योऽम्बरीषोपम आर्चयत् ॥२५॥ सुगन्धिना चन्दनेन पौष्पैर्हारैश्च शेखरैः । नानाविधैः सुवसनैस्तं पुपूज विभूषणैः ॥२६॥ सहस्रशो हेममुद्रा निधाय पुरतो हरेः । नीराजयामास साकं भार्यापुत्रसनाभिभिः ॥२७॥ ततः प्रणम्य साष्टाङ्गं बद्धाञ्जलिपुटः स तम् । दर्शनीयतमं पश्यन्बभूवानन्दनिर्भृतः ॥२८॥ पश्यंस्तं सहसा प्राप समाधिं

બ્રહ્માદિ સ્તંબપર્યંત સમસ્ત જગતને તૃણવત્ ગણીને મૌન રહેનારા છો હે કૃપાનાથ ! તમોને નમસ્કાર છે. તમો મારી ઉપર સદાય પ્રસન્ન રહો ॥૨૩॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે સ્તુતિ કરતા તે પ્રયાગજીત્ વિપ્રને પુરાણોમા પ્રવીણ જાણીને ભગવાને પુરાણાદિ વાચન વાસ્તે પોતાનીજ પાસે રાખ્યા ॥૨૪॥ પ્રયાગજી પુરાણી આ પ્રકારે પૂજા પ્રાર્થના કરીને બેસી ગયા પછી, સુંદરજી સુતાર કે જે ગૃહવૈભવમા નૃપતિને તુલ્ય, શિલ્પકળામાં વિશ્વકર્માને સદૃશ, ભક્તિમાં તો અંબરીષરાજા સમાન અને તે નગરના અધિપતિ રાજાના અમાત્ય હતા, તેમણે ભગવાનની ભારે પૂજા કરી ॥૨૫॥ તેનો પ્રકાર કહે છે—અધિક સુગન્ધે યુક્ત ચંદન, સુગન્ધિ સુકુમાર પુષ્પહારો, તોરાઓ, બહુવિધ મહાઅમૂલ્ય વસ્ત્રો અને વિવિધ વિભૂષણો વિગેરેવડે શ્રીહરિની પૂજા કરી ॥૨૬॥ બહુ સુવર્ણમુદ્રિકાઓ ભગવાનની આગળ સુવર્ણમય પાત્રમા ભરી અર્પણ કરી, પુજા નામની પત્નીની સાથે રાઘવજી નામના પુત્રની સાથે હીરજી નામના મોટા ભાઇની સાથે સુંદરજીએ શ્રીહરિની આરતી કરી ॥૨૭॥ તેપછી સાષ્ટાંગ પ્રણામ કરી બે હાથ જોડીને દર્શનીયતમ-સૌન્દર્ય લાવણ્ય આદિકવડે સર્વના નેત્રોને આહ્લાદ કરનારા શ્રીહરિનાં દર્શન કરીને, તેના અનુભવથી ઉપજેલા આનદથી પરિપૂર્ણ થઈગયા ॥૨૮॥ હે નૃપ ! આ શ્રીહરિના દિવ્ય સૌન્દર્યથી જેનુ ચિત્ત આકર્ષિત થઈગયું છે અને તેથીજ ચિત્તવૃત્તિ જેમની વિલય પામી ગઈછે એવા સુદરજી તે શ્રીહરિનેજ નિહાળતા થકા એકદમ પ્રાણાયામાદિ સાધન

स परं नृप ! । तत्रापश्यन्महत्तेजो वर्णिवेषं च तत्र तम् ॥२९॥ ततोऽपश्यत्स गोलोकं तत्र च ब्रह्मतेजसि । मुरलीं वादयन्तं तं श्रीकृष्णं रासमण्डले ॥३०॥ ततस्तमेव भूमानं धाम्न्यव्याकृत ऐक्षत । अष्टबाहुं दर्शनीयं शेषपर्यङ्कशायिनम् ॥३१॥ अमृताख्ये च तं धाम्नि महापुरुषरूपिणम् । निरन्नश्वेतमुक्तानां निकरैरुपसेवितम् ॥३२॥ विष्णुं वैकुण्ठलोके च रमया सेवितं ततः । तं चैक्षत क्षीरनिधौ योगेशं शेषशायिनम् ॥३३॥ यज्ञनारायणं चाग्नौ स्रुक्स्रुवाद्युपलक्षितम् । हिरण्मयं च पुरुषमर्कबिम्बे तमैक्षत ॥३४॥ तं चापश्यद्विशालायां नरनारायणं ततः । वर्णिवेषं यथापूर्वं ततस्तं हरिमैक्षत ॥३५॥ व्युत्थितोऽथेक्षया तस्य प्रभोस्तं सर्वकारणम् । विदित्वा स नमस्कृत्य तुष्टाव परया मुदा ॥३६॥ सुन्दरजिदुवाच—गोलोकेश !

---

ક્રમના નિયમ વિનાજ ભગવાનના કૃપાબળથી તરત સર્વોત્તમ સમાધિને પામ્યા. તે સમાધિમા તેમણે મહાતેજ જોયું અને તે તેજમા વર્ણિવેષ રમણીય એજ શ્રીહરિને જોયા ॥૨૯॥ તે પછી ગોલોક જોવામા આવ્યો. તેમાં રહેલા બ્રહ્મતેજમાં રાસમંડળમા શ્રીહરિને વશીને વજાડતા શ્રીકૃષ્ણરૂપે જોયા ॥૩૦॥ તે પછી અવ્યાકૃત ધામમા શેષશાયી, અષ્ટબાહુ, કમનીય આકૃતિવાળા, દર્શનીય, ભૂમાપુરૂષરૂપ શ્રીહરિનેજ જોયા ॥૩૧॥ આ શ્રીહરિને અમૃત નામના ધામમાં (શ્વેતદ્વીપમાં) નિરન્ન શ્વેતમુક્તોના સમૂહોએ સદા સેવેલા મહાપુરૂષરૂપે જોયા ॥૩૨॥ તે પછી વૈકુંઠ લોકમા લક્ષ્મીજીએ પરિચર્યા કરાતા વિષ્ણુરૂપે શ્રીહરિનેજ જોયા તે પછી ક્ષીરસાગરમાં શેષશાયી યોગેશ્વરરૂપે શ્રીહરિનેજ જોયા ॥૩૩॥ અગ્નિમંડળમા સુક્ સુવ આદિક યજ્ઞોપકરણોએ યુક્ત યજ્ઞનારાયણરૂપે શ્રીહરિને દેખ્યા સૂર્યમંડળમા હિરણ્મય પુરૂષરૂપે શ્રીહરિને દેખ્યા ॥૩૪॥ તે પછી બદરિકાશ્રમમા નરનારાયણરૂપે શ્રીહરિને જોયા તે પછી પ્રથમની પેઠે પ્રતીત થતા વર્ણિવેષધારી શ્રીહરિને સુંદરજીએ જોયા ॥૩૫॥ તે પછી તેજ સમર્થ શ્રીહરિની દૃષ્ટિમાત્રથી સમાધિમાથી ઉઠતા તેજ સમાધિના અનુભવબળથી આ શ્રીહરિને સર્વકારણ જાણીને પરમાનંદથી પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા ॥૩૬॥

परेश ! कृष्ण ! भगवंस्त्वं कालमायेश्वरः सर्वेषां च नियामकोऽक्षरपरो दिव्याकृतिः स्वप्रभः । सर्वात्मा पुरुषोत्तमोऽसि सकलैश्वर्यसिजुष्टः सदा वन्दे भक्तजनेष्टकल्पतरवे वर्णीन्द्रवेषाय ते ॥३७॥ भूमाऽव्याकृतधाम्नि चामृतपदे त्वं वै महापूरुषो वैकु-

સુંદરજી સ્તુતિ કરેછે–હે ભગવન્ ! તમો ગોલોકેશ પરેશ કૃષ્ણ છો–ગોલોક ધામમાં રહેલા અથવા ગોલોકના ઈશ અને પરનાપણ પર છો. આ બે વિશેષણો કૃષ્ણનાં અસાધારણ છે, કેમકે કૃષ્ણથકી બીજો કોઈ પરતર નથી અને બીજો કોઈ ગોલોકેશ નથી. 'मत्तः परतरं नान्यत् किञ्चिदस्ति धनञ्जय' એમ પોતેજ કહ્યુ છે. પુરૂષોત્તમ પણ તમોજ છે, કેમકે ક્ષરાક્ષરથકી પણ પર છો. 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तम.' એમ પોતેજ કહ્યુ છે. તમો કાળ તથા માયાના ઈશ્વર છો સર્વ ભૂતો તો કાળ માયાને વશવર્તી છે, 'क्षरः सर्वाणि भूतानि' એમ ગીતામાં કહ્યુ છે 'ज्ञः कालकालः' 'मायिनं तु महेश्वरम्' એવી શ્રુતિઓ છે, માટે ક્ષરથકી ઉત્તમ છો તથા અક્ષરથકી પણ પર છો, 'अक्षरात्परतः पर.' એવી શ્રુતિ છે. ક્ષર અક્ષરથકી પર છો માટેજ અક્ષરપર્યંત સર્વના તમો નિયામક છો, આ નિયમન રાજરાણ્ન્યાયથી નહિ પણ આત્માપણે છે, તમો સર્વના અતર્યામી આત્મા છો 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'एष त आत्माऽन्तर्याम्यमृतः' એવી શ્રુતિઓ છે સર્વના આત્મા હોવાથીજ સ્વપ્રભુ–સ્વયંજ્યોતિ (સ્વયપ્રકાશ) છો, 'तं देवा ज्योतिषां ज्योति.' 'परं ज्योतिरुपसम्पद्य' ઇત્યાદિ શ્રુતિઓ છે. સ્વયજ્યોતિ સર્વાત્મા છે એમ કહેવાથી તમો નિરાકૃતિ નથી કિંતુ દિવ્યાકૃતિ છો. તેમાં 'कल्याणतमं रूपं तत्ते पश्यामि' 'य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते' ઇત્યાદિ શ્રુતિઓ છે. તમો સૃષ્ટિકારણત્વ–સ્થિતિકારણત્વ–લયકારણત્વ–ઇત્યાદિ સર્વ ઐશ્વર્યે સપન્ન છો. ભક્તજનોના મનોરથો પુરવામા કલ્પવૃક્ષરૂપ, વર્ણિવેષરમણીય એવા તમોને પ્રસન્ન કરવા હું સદાય વદન કરૂ છું ॥૩૭॥ સમાધિમા સમીક્ષણ કરેલા શ્રીહરિનાં રૂપોને સભારીને તેમની સ્તુતિ કરે છે—હે હરે ! અવ્યાકૃત ધામમાં તમો ભૂમાપુરૂષરૂપે વર્તો-

श्वेतेऽपि च विष्णुरस्यथ पयोम्भोधौ च योगेश्वरः । वह्नौ यज्ञपतिर्हिरण्मयवपुश्चादित्यबिम्बान्तरे मेदिन्यां बदरीवनेऽपि च नरो नारायणो वर्तसे ॥३८॥ मायाकालयमादिभीतिशमनप्रौढाश्रयः स स्वयं तत्तद्धामसमग्रशक्त्यनुचरस्वैश्वर्यवृन्दैः सह । जातो ग्रा-

---

છો શ્વેતદ્વીપમા તમો મહાપુરુષરૂપે રહ્યા છો વૈકુંઠલોકમાં તમો વિષ્ણુરૂપે વસોછો ક્ષીરસાગરમાં તમો યોગેશ્વરરૂપે વિરાજમાન છો. અગ્નિમડળમાં તમો યજ્ઞનારાયણરૂપે વર્તોછો સૂર્યમડળમધ્યમા તમો હિરણમય પુરુષરૂપે રહ્યા છો અને પૃથ્વી ઉપર બદરિકાશ્રમમા પણ તમો નરનારાયણરૂપે વિરાજો છો ॥૩૮॥ તમો ભય પામેલાઓના પ્રૌઢ આશ્રય-સ્થિર અભય સ્થાન છો કેનાથકી ભય પામેલા ? તો માયા કાળ અને યમાદિક થકી ભય પામેલા યમરાજા થકી જે ભીતિ છે તેતો યમવશ વર્તનારા કોઈ થી પણ શમાવી શકાય નહિ. એમા રક્ષક દુર્લભ છે યમરાજા જો રાજી થાય તો તેમનાથકી ભય ન થાય જે યમશાસનને વશ નથી અને યમ રાજા પણ જેના વશમાં વર્તે છે એવા હિરણ્યગર્ભ બ્રહ્માને અને તેના સ્થાનમાં જે રહેલા છે તેમને યમરાજા થકી તો ભય નથી પણ કાળથકી તો તેમને ભય અવર્જનીય છે. યમપણ કાળને વશ છે તથા બ્રહ્મા પણ કાળને વશ છે, કેમકે તેનો પણ આયુષકાળ ખુટી જતાં તેના સ્થાનમાં રહેલાનો પણ તેની સાથેજ પરિક્ષય થાય છે, 'आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन' એમ ગીતામા કહ્યુ છે. તો આ રીતે કાળથી ભીતિ પામેલાઓનો રક્ષક દુર્લભ છે. જે કોઈ માયામા લય પામેલા છે તેમને વાસના અવશેષ રહેલી હોવાથી જ્યારે માયાનો ઉન્મેષ સમય થાય ત્યારે કાળ યમાદિકથી ભય અને માયાના ઉન્મેષે કરેલા દુઃખનો સબધ અવર્જનીય હોવાથી માયાથકી ભય પામેલાઓનો તો કોઈ જગતમાં રક્ષકજ નથી. તમો તો માયા આદિકથી ભીતિ પામેલાના અભય સ્થાન છો. અથવા-જેમનો પ્રૌઢ-બળવાન્ આશ્રય-શરણાગતિથી માયા કાળ યમાદિકનો ભય ટળી જાય છે. આવા મહિમાવાળા તમોજ કરૂણા કરીને મનુષ્યોના કલ્યાણ કારણે આ લોકમાં મનુષ્યલીલાને અગીકાર કરી પોતાના પારમેશ્વર સ્વભાવથી નહિ પ્રચ્યુતિ

कृतिरत्र वै करुणया कल्याणहेतोर्नृणां तत्तद्दिव्यवपुः समाधिपु नरान् सन्दर्शयन् राजसे ॥३९॥ सुव्रत उवाच—एवं स्तुत्वा पुनर्नत्वा निजभ्रातृसुतादिभिः । तमार्चिचद्यथावच्च पृथक्पृथगुदारधीः ॥४०॥ उपहारैर्महद्भिस्ते तमभ्यर्च्यातिभावतः । पृथक् पृथक् स्तुवन्ति स्म साक्षाद्दृष्टतदोजसः ॥४१॥ विरुद्धधर्मखण्डनं विशुद्धबुद्धिमण्डनं सकोपलोभतण्डनं रसस्पृहाचकण्डनम् । कुसङ्गसङ्गिदण्डनं सदाभिमानिभण्डनं कुवर्त्ममूलकुण्डनं सकाम

---

પામીનેજ ભક્તિ ધર્મથકી અવતર્યા છો તે તે ધામોમા જે શક્તિઓ (રમા રાધાદિ) છે, જે અનુચરો (શ્રીદામ નદ સુનદાદિ) છે, જે ઐશ્વર્યો છે તે સર્વને સાથે લઇનેજ પ્રકટ્યા છો પ્રકટીને મારા જેવાઓને પણ તે તે દિવ્ય રૂપને સમાધિસપાદન કરી બતાવો છો માટે તમો આ સમયે સર્વોત્તમ પણે શોભો છો ॥૩૯॥

**સુવ્રતમુનિ** કહેછે—હે રાજન્! ઉદારબુદ્ધિવાળા સુદરજીતે આ પ્રકારે સ્તુતિ કરી ફરી નમસ્કાર કરી પોતાના ભ્રાતા પુત્ર આદિક સબન્ધિજનો પાસે જુદી જુદી યથાવિધિ શ્રીહરિની પૂજા કરાવી. તેઓ ચદન પુષ્પ વસ્ત્ર વિભૂષણોવડે પરા પ્રીતિથી શ્રીહરિની પૂજા કરીને, તેમનો દિવ્ય તેજપ્રતાપ પ્રત્યક્ષ જોઇને પૃથક્ પૃથક્ સ્તુતિ કરવા લાગ્યા ॥૪૦-૪૧॥

હે હરે! તમો વેદવિરૂદ્ધ ધર્માભાસોના ખડનકર્તા છો તમારે અભિમુખ થનારા સાત્વિકોની વિશુદ્ધ બુદ્ધિના ગોચર થઇને મડન કરનારા–શોભાડનારા છો બુદ્ધિનુ મડન તો ભગવાન્ બુદ્ધિમા વિષય થાય એજ છે તમો ચિત્તમા રહીને કામ ક્રોધ લોભાદિ અત શત્રુને નાશ કરનારા છો રસમય પોતાના સ્વરૂપનો પ્રકાશ કરીને પ્રાકૃત રસ અને કૈવલ્યરૂપ સ્વાત્મૈકરસની સ્પૃહાને ટાળી નાખનારા છો કુત્સિત એવો સગ–માયાસગ, તેના સગી–તેમાજ એક આસક્ત, એટલે વિષયસુખમાજ એક આસક્ત હોઇને વિધિનિષેધને ઉલ્લઘન કરી વર્તનારા જેઓ છે તેમને દંડ–શિક્ષા કરનારા છો જે સદા અભિમાની એટલે વારેવારે હિતસ્વીઓએ બોધ આપેલા છે તોપણ સદુપદેશનુ સમુલ્લઘન કરવાથી વારવાર મહાવિપત્તિને પામ્યા

मोहमुण्डनम् ॥४२॥ सदीश ! विश्वकारणं प्रपन्नजीवतारणं निजान्तरारिमारणं समग्रधर्मधारणम् । भवन्तमूर्मिदारणं विकारहेतुवारणं कृपारसप्रसारणं नमामि दु खहारणम् ॥४३॥ जय जय धर्मधुरन्धर ! सन्नतकन्धरवर्णिपुरन्दरसेवित ! सुन्दरमन्दिरवास ! सुखाधिपते ! । जयजय लोकविलक्षणबोधविचक्षण ! ल-

---

છે તોપણ ઈશ્વરના અસ્તિત્વમા અભ્યસૂયા કરતાથકા 'કોઈપણ પ્રકારે નહિજ નમીએ' એમ રહેલા અકુઠિત અભિમાનવાળા જેઓ છે તેમને નિંદાપૂર્વક ઠબકો આપનારા તમો છો જે કામાતુર મોહાતુર છે, માટેજ કુમાર્ગ–પરદાર પરદ્રવ્ય આદિકનાજ એક પ્રસગપરાયણ છે તેમનો મૂળમાથીજ ઉચ્છેદ કરનારા છો સદીશવિશ્વકારણ–જેનો ઈશ છે એવા વિશ્વના એટલે ઈશ અને ઈશિતવ્ય એવા ભેદથી વર્તતા બ્રહ્માદિ સ્તબ પર્યંત આ સમસ્ત વિશ્વના કારણ છો અથવા–હે સદીશ-સત્પતે ! (એવુ સબોધન લેવુ) તમો વિશ્વના કારણ છો શરણાગત જીવ–પ્રાણિમાત્રના તમો સસારસમુદ્રથકી તારનારા છો પોતાવિષે પરોવેલુ ચિત્ત જેમનુ છે એવા સ્વભક્તોના જે અત શત્રુઓ છે તેને તમો મારનારા છો સમગ્ર ધર્મના ફળપ્રદાતાપણે તમો ધરનારા છો ષડૂર્મિની વ્યથાને વિદારણ કરનારા તમો છો વિકારમા કારણભૂત જે વાસનાહોય છે તેને પણ નિવારણ કરનારા તમો છો કૃપારસને પ્રસારીને અમારા સર્વેના સર્વ દુ ખને નિવારો છો એવા તમોને હુ વારવાર નમસ્કાર કરુ છુ ॥૪૨-૪૩॥ હે હરે ! જય જય–તમો સર્વથી પરતર છો તથાપિ મારા જેવાના સમુજ્જીવન માટે કળિકાળમા પણ આ લોકમા અવતર્યા છે, આવા તમો તે તમારો જય સર્વથી અધિક, નહિ પ્રચ્યુતિ પામતો, નિત્ય અભિવૃદ્ધિ પામતો અમો ઇચ્છીએ છીએ ધર્મધુરને તમોજ ધારણ કરો છો પોતાના ચરણકમળની પરિચર્યાપરાયણ, વિનયથી નમ્ર ગ્રીવા (ડોક) વાળા નૈષ્ઠિકવર્ણીન્દ્રોએ તમો સદાય સેવેલા છો તમારુ મંદિર–નિવાસભવન સુંદર–સર્વ તેજોને તિરસ્કાર કરનારુ, નિરવધિ સૌન્દર્યે સપન્ન છે અથવા–સુદરજી સુતારના મદિરમા નિવાસ જેમનો છે આત્યતિક સુખના તમો અધિપતિ–આપવામા સમર્થ છો

क्षितलक्षण! भक्तसुरक्षण! पद्मदलेक्षण! कुम्भिगते! ॥ जय जय निर्मदनन्दन! शर्मदवन्दन! नाशितबन्धन! दुष्कृतरन्धन! बोधसमिन्धननामतते!। जय जय सन्मतिजोषण! कापथरोषण! सत्पथपोषण! सज्जनभूषण! दूषणमुक्त! सदात्मरते! ॥४४॥ जयजय कष्टविभञ्जन! नित्यनिरञ्जन! मुक्तसुरञ्जन! चारविलो-

---

આ ચેતન અચેતનમય લોકથકી તમો અત્યત વિલક્ષણ છો. તમો બોધમાં વિચક્ષણ-સર્વજ્ઞ છો અથવા લોકો થકી વિલક્ષણ-વ્યતિરિક્ત બોધ આપવામાં વિચક્ષણ છો. સર્વ ઐશ્વર્યને સૂચવનારૂં લક્ષણ અમારા સર્વેના પણ લક્ષમાં જે રીતે આવે તે રીતે દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરાવનારા છો અથવા-લક્ષિત-પ્રત્યક્ષપણે જણાતાં લક્ષણ-પરમેશ્વરપણાને જણાવનારાં *ચરણારવિંદમાં ઊર્ધ્વરેખા આદિક સોળ ચિહ્નો જેમનામાં છે.* ભક્તોના તમોજ સર્વ પ્રકારે રક્ષક છો. કમળદળ જેવાં કર્ણપર્યંત વિશાળ લોચનવાળા અને ગજના જેવી **ગતિ**-ચાલવાળા તમો છો-તમારી ચાલ તથા લોચનની શોભા અમારા સર્વેના હૃદયને આહ્લાદ આપે છે. આત્માને નાશ કરનારા વિદ્યામદ ધનમદ અને અભિજનમદે રહિત એવા જે જનો છે તેમને **નંદન**-આનદ આપનારા છો અથવા એવા જનો **નંદન**-પ્રિય જેમને છે. જે તમારા વદનથી અશિવની નિવૃત્તિ થાય છે અને **શર્મ**-સુખની પ્રાપ્તિ થાય છે. વંદનમાત્રથી સર્વ દુષ્કૃતને નાશ કરી ભવબંધનને તમો નાશ કરો છો. સ્વાભાવિક બોધ-જ્ઞાનથી તમો સમ્યક્ પ્રકાશોછો તમારાં ગુણની અનંતતાએ કરેલાં નામો અનત છે. અથવા—**દુષ્કૃતરંધનબોધસમિન્ધનનામતતે!**-દુષ્કૃતને નાશ કરનારી અને બોધને ઉદ્દીપન કરનારી તમારી નામાવળી છે. **સન્મતિ**-રાગદ્વેષાદિ દોષે રહિત પ્રસન્ન મતિવાળા જનોને તમો પોતાના ગુણોનો અનુભવ કરાવીને પ્રસન્ન કરનારા છો. **કાપથ**-અસન્માર્ગમાં પ્રવર્તનારા ઉપર બહુ રોષ રાખનારા તમો છો. સન્માર્ગમાં પ્રવર્તનારાને અથવા સન્માર્ગને પોષણ કરનારા છો સજ્જનોને તેમના હૃદયમાં સ્થિર નિવાસથી વિભૂષિત કરો છો. તમો દૂષણોથકી મુક્તસ્વરૂપ છો અને સદા સ્વાત્મસ્વરૂપમાં **રતિ**-પ્રીતિવાળા છો એવા તમો

चन! बद्धविमोचन! मुक्तपते!। जयजय जीवदयाकर! बोधसुधाकर! योगकलाधर! भक्तमहादर! काममनोहर! भक्तपते!॥ जयजय मन्दविखेदन! दम्भविभेदन! पापविनाशन! धर्मविकाशन! कामितदाशन! भुक्तिपते!। जयजय सन्ततसङ्गतदिक्पतिसङ्घत! विश्वपवन्दित! नन्दितपण्डित! खण्डितसंशय! मु-

જયકારી પ્રવર્તો ॥૪૪॥ તમો સમસ્ત સમાશ્રિતોના કષ્ટને વિશેષપણે ભાગનારા છો નિત્ય નિરજન-નિર્લેપ છો તમો મુક્તોને પોતાનો અનવધિક આનદ અનુભવ કરાવીને અત્યત રજન કરો છો તમો ચારૂ-સુદર વિલોચનવાળા છો અથવા ચારૂ-ભક્તોના મનને હરનારૂ વિલોચન-જેવું જેમનુ છે ગુણમય પાશથી બધાએલાને તેનાથકી મુકાવનારા તમોજ છો મુક્તોના પણ તમો પતિ-સ્વામી છો જીવદયાકર-જીવમાત્ર ઉપર તમો દયા કરો છો અથવા-જીવમાત્ર ઉપર દયાના આકર-ખાણરૂપ છો બોધસુધાકર-બોધામૃતથી પરિપૂર્ણ એટલે સર્વજ્ઞ છો અથવા બોધ-જ્ઞાનોપદેશથી સુધાકર-ચદ્રમાની પેઠે આહ્લાદ કરનારા છો તમો યોગકળાધર-યોગેશ્વર છો તમારે ભક્તો ઉપર અતિશય આદર છે કામદેવના મનને હરનારા એટલે કામનાપણ કામ છો ભક્તોના તમો પતિ છો મન્દ-અજ્ઞ એટલે આત્મજ્ઞાને રહિત જેઓ છે તેમને વિવિધ પશુ પક્ષી આદિક યોનિઓ સપાદન કરી આપીને વિવિધ ખેદને કરનારા તમો છો ઇન્દ્રાદિકના પણ દંભ-ગર્વને તમો ભેદનારા છો અથવા-દંભ-મિથ્યાચારથી ધાર્મિકપણાની પ્રખ્યાતિરૂપને તમો ભેદનારા છો, એટલે દાભિકોના વિનાશથી દભનો વિભેદ કરનારા છો તમો પાપનો પ્રણાશ કરીને ધર્મનો વિકાસ કરો છો-ધર્મગ્લાનિ નિવારણ માટે અવતાર ધરનારા છો ભક્તોના કામિત-વાછિતોને આપનારા છો ભુક્તિ-ત્રૈવર્ગિક ભોગના તમો પતિ છો નિરતર પોતાસમીપે આવતા ઇન્દ્રાદિ દિગ્પાલોએ પોતાના મુકુટકોટિથી પાદપીઠનો સ્પર્શ કરવા પૂર્વક પ્રણામ કરેલા છો જે વિશ્વપ-બ્રહ્માદિકો છે તેમણે તમો વારવાર વદના કરેલા છો તમોએ પંડિત-તત્ત્વજ્ઞાનિઓને આનદિત કર્યા છે ઉપદેશથી તત્ત્વમાર્ગમા સશય નિવારનારા તમો છો મુક્તિસામ્રાજ્યના

क्षिपते ! ॥४५॥ पूर्णेन्दुविम्बनखमण्डलराजिराजच्छुभ्रांशुकान्तिहृतभक्तहृदन्धकारम् । निःश्रेयसैकनिलयं लसदूर्ध्वरेख पादाम्बुजं तव नमामि हरे ! प्रसीद ॥४६॥ सुव्रत उवाच—इति स्तुत्वा हरिं भक्त्या निषेदुस्ते प्रणम्य तम् । भुक्तिं मुक्तिं च यच्छन्तं विना साधनसम्पदम् ॥४७॥ ततः सर्वेऽपि गृहिणः स्वस्वशक्त्यनुसारतः । पूजां विदधिरे तस्य वासोभूषाधनादिभिः ॥४८॥ पूजां विधाय तन्मूर्तिं पश्यन्तः सकला अपि । भक्ताः प्रपेदिरे सद्यः समाधिं तत्कृपाबलात् ॥४९॥ तत्र गोलोकमुख्येषु दिव्यधामसु संस्थितम् । तमेव ददृशुः साक्षात्सच्चिदानन्दविग्रहम् ॥५०॥ आनन्दं परमं सर्वे प्राप्य तं परमेश्वरम् । असंशयं च निश्चिक्युस्त

---

तमो पति छे, एटले मुक्तिपद आपनी कृपाने अधीन छे एवा तमो जय पामो ॥४५॥ हे हरे ! पूर्णचद्रना बिंब जेवा नखोना मडळरूप पक्ति ओमा शोभायमान एवी जे चद्रचद्रिका जेवी काति छे तेणे करीने हरी लीधु छे ध्यान करनारा भक्तोना हृदयनी अदर रहेलु अज्ञान अधकार जेणे अने शोभायमान ऊर्ध्वरेखा जेमा छे अने कल्याणना एक स्थान भूत एवा तमारा चरणारविंदने हु नमस्कार करु छु तमो मारी उपर प्रसन्न थाओ ॥४६॥

सुव्रतऋषि कहेछे—हे राजन् ! तपादि साधनसपति विना पण समाश्रयमात्रथी भुक्ति तथा मुक्तिने आपता, परम कारुणिक एवा श्रीहरिनी आ प्रकारे स्तुति करी तेमने प्रणाम करी, तेओ पोतपोताना स्थानमा बेसी गया ॥४७॥ ते पछी बीजा बधाय गृहस्थ भक्तोए पोतपोतानी धनादि शक्तिने अनुसारे वस्त्रो विभूषणो धन आदिक वडे श्रीहरिनी पूजा करी ॥४८॥ ते सर्वे गृहस्थभक्तो पूजा करीने सर्वना मन नेत्रने हरनारी श्रीहरिनी दिव्य मूर्तिने एकाग्र दृष्टिथी जोई रहेता एज भगवानना कृपाबळथी एकदम समाधिने पामी गया ॥४९॥ समाधिमा गोलोकप्रमुख दिव्य धामोमा विराजमान सच्चिदानदमयमूर्ति आ श्रीहरिनेज साक्षात् निहाळवा लाग्या ॥५०॥ परम आनद अनुभवीने समाधिमाथी

त्पदृढसमाश्रयाः ॥५१॥ ततो बद्धाञ्जलिपुटा वीक्षमाणास्तदाननम् । सर्वे ते प्रार्थयामासुर्भक्तचिन्तामणिं प्रभुम् ॥५२॥ विभो ! भवाभिधाम्बुधौ धनादिगर्धनभ्रमभ्रमत्कलत्रपुत्रमित्रनक्रचक्रकर्पणे । पडन्तरङ्गदुर्हृदुत्तरङ्गपातमज्जने नृदेहनावि खिद्यतस्त्वमेव कर्णधारकः ॥५३॥ यदीयनाममात्रमुच्चरन्तमुद्भटा भटा यमस्य

બહાર આવેલા સર્વે ભક્તોએ શ્રીહરિના ચરણકમળનો દૃઢ સમાશ્રય કરી નિઃસંશયપણે 'આજ પ્રત્યક્ષ પરમેશ્વર છે' એનો નિશ્ચય કર્યો ॥૫૧॥ તે પછી તે સર્વે ભક્તો બે હાથ જોડીને શ્રીહરિના મુખકમળ સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને ભક્તચિંતામણિ ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા ॥૫૨॥

હે વિભો ! ભવસાગરમાં ડુબતા જનને તમો તારવાને યોગ્ય-સમર્થ છો. મેં પરમ કૃપા કરીને નરદેહરૂપ નૌકા આપી છે તો તેનાથી સંસારરૂપ સમુદ્રને સુખેથી સ્વયં તરશો એમાં મારી શી જરૂર છે ? એમ કહેતા હો તો તમોએજ આપી છે એ વાત સત્ય છે પણ અનુકૂળ કુશળ કર્ણધાર વિના નાવની સાથેજ હું ભવાબ્ધિમાં ડુબી જઉં છું. એમાં ધનાદિકની તૃષ્ણારૂપ બહુ આવર્તો (ચક્રાકાર પડતા ભમરાઓ) પડે છે એટલે આ નૌકા કશું પણ કરી શકે એવીજ નથી. વળી કળત્ર પુત્ર મિત્રાદિકરૂપ બહુ મગર યોગરદમ આ સંસારસાગરમાં અહીં તહીં વારંવાર ભટક્યા કરે છે તેમણે કરેલું આકર્ષણ એમાં અતિ ભયંકર છે. વળી કામ ક્રોધાદિ આભ્યંતર શત્રુરૂપ ઉછળતા તરંગોના ઉપર પડવાથી એમાં વારંવાર ડૂબી જવાય છે, આવા વિષમ સંસારરૂપ સમુદ્રમાં રહેલી નરદેહરૂપ નૌકામાં નિરંતર ભવભટકણથી અતિખેદ કરતા જનને તમોજ સાચા કર્ણધાર છો-બીજો કોઈ સંસારસાગર થકી તારનારો નથી ॥૫૩॥ પશુ પક્ષ્યાદિ અસંખ્યાત યોનિભેદમાં ઉત્તમ આ નરશરીર શાસ્ત્રાધિકારયોગ્ય તમોને મેં આપ્યું છે તો હવે પછી વિહિત કર્મ કે ઉપાસનને અનુષ્ઠાન કરી સંસારસાગરને ઉતરી જાઓ ? એમ જો કહેતા હો તો તે વાત સત્ય છે. આ નરશરીરથી શાસ્ત્રાધિકારસંપત્તિ ભલે મળી છે પરંતુ અંતઃકરણ અનાદિ કર્મવાસનાથી દૂષિત હોવાથી શુદ્ધિને કે સ્થિરતાને પામતું નથી. તો હે હરે ! અજીતેન્દ્રિય

यान्त्युदस्य दूरतोऽन्तकाल एकदा । भवन्तमेव तं मतं सतां च सन्ततं नता वयं भजामहे हरे ! जय त्वमुद्धराधमान् ॥५४॥ सुव्रत उवाच—इति संस्तूय ते भक्ता निजस्वामिनमादरात् । नत्वोपविविशुः सर्वे प्राप्तानन्दभरा नृप ! ॥५५॥ भक्तैरथार्पितं स्वस्मै वासोभूषाधनादि यत् । विप्रेभ्यस्तत्सर्वमपि हरिः सद्यः प्रदत्तवान् ॥५६॥ तद्दृष्ट्वा विस्मयं प्रापुरसुरा अपि तद्द्विपः । वशेष्टदेवः कोऽप्येष महानिति च तेऽविदन् ॥५७॥ ततः प्रातर्हरिर्विप्रांस्त्यागिनश्च सहस्रशः । भोजयामास विप्रेभ्यो ददौ विपुलदक्षिणाः ॥५८॥ एवं हि पौराः पुरुषोत्तमस्य साक्षात्समीक्षार्चनसेवनैश्च । चक्रुः स्वकीयं सफलं नृजन्म क्षमादयानीरनिधेर्धरेश ! ॥५९॥

---

અધમ એવા અમો કેવળ આપને પ્રણામ કરતાથકા સતોએ સદા સેવનીય એવા તમોને નિરતર ભજીએ છીએ તો અમોને તમો ઉદ્ધાર કરો જે તમારા નામમાત્રને એકજવાર અતકાળે ઉચ્ચારતા જનને ઉદ્‌ભટ (અતિવિષમ) એવા પણ યમભટો પરિત્યાગ કરીને દૂર પલાયન કરી જાય છે તો તમારે મારા જેવા અધમ જનનો ઉદ્ધાર કરવો કઠિન નથી ॥૫૪॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! તે સર્વે હરિભક્તો આ પ્રકારે પોતાના સત્ય સ્વામિની આદરથી સ્તુતિ કરી પછીથી પ્રણામ કરી, પરમાનદ પામીને પોતપોતાના સ્થાનમાં બેસી ગયા ॥૫૫॥ તે પછી ભગવાને ભક્તોએ પોતાને પૂજામાં અર્પણ કરેલુ જે વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરે હતું તે સમગ્ર પણ તેજ ક્ષણમાં બ્રાહ્મણોને આપી દીધુ ॥૫૬॥ જેઓ શ્રીહરિવિષે અસૂયાને લીધે દ્વેષ રાખનારા આસુરવૃત્તિવાળા હતા તેઓ પણ આ ભગવાનનો આવો અસાધારણ સર્વસ્વ દાન સ્વભાવ જોઈને વિસ્મય પામી ગયા અને આ કોઈ પણ વશ ઇષ્ટદેવ જેમને છે એવા મહાપુરૂષ છે એમ માનવા લાગ્યા ॥૫૭॥ તે પછી શ્રીહરિએ દશમીના પ્રાત કાળમાં બહુ બ્રાહ્મણો તથા ત્યાગીઓને મિષ્ટાન્નથી જમાડ્યા અને વિપ્રોને બહુ દક્ષિણાઓ દીધી ॥૫૮॥ હે રાજન્ ! ભુજનગરના ભક્તજનોએ આ પ્રકારે ક્ષમા દયાના એક નિધિરૂપ ભગવાન્ પુરૂષોત્તમનાં સાક્ષાત્ સદર્શન સાક્ષાત્ સમર્ચન અને સાક્ષાત્

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे रामनवम्युत्सवे सुन्दरजिदादिकृतहरिस्तुतिनिरूपणनामाऽष्टादशोऽध्याय ॥१८॥

सुव्रत उवाच—पुरे तत्र त्रयोऽमात्या राज्ञ आसन् द्विजातयः । कुबेरजिज्जगज्जीवो रामचन्द्र इति श्रुताः ॥१॥ सनाभयो महाशाक्ता एतेऽर्जितमहाधनाः । मदोद्धता मानिनश्च हिंस्रयज्ञप्रियाः खलाः ॥२॥ तत्र ज्येष्ठः सोमयागं कर्तुं सौत्रामणिं तथा । आरेभे भूरिसम्भारान्सम्पाद्य नृपदुर्लभान् ॥३॥ देशान्तरेभ्यो बहवो ब्राह्मणा यज्ञकोविदाः । शास्त्रशाख्यागतास्तत्र तेनाहूता बहुश्रुताः ॥४॥ स च नारायणमुनिं वेदशास्त्रार्थपारगम् । जानन्भूरिप्रतापं

સેવનથી પોતાનો નરજન્મ સફળ કરી લીધો ॥૫૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે રામનવમ્યુત્સવે સુંદરજીદાદિકૃતહરિસ્તુતિનિરૂપણનામાઽષ્ટાદશોઽધ્યાયઃ ॥૧૮॥

## [1]અધ્યાય ૧૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! તે ભુજનગરમાં કુબેરજી જગજીવન અને રામચદ્ર એવા નામથી વિખ્યાત ત્રણ સગાભાઇઓ બ્રાહ્મણો હતા. તેમણે બહુ ધન ભેગુ કર્યું હતું. માટેજ તેઓ મદોદ્ધત અને માની–ગર્વિષ્ઠ હતા. વળી શક્તિના મોટા ઉપાસક અને આજ્ઞામાત્રમાં સર્વ કાર્યને સપાદન કરનારા અને તે નગરના અધિપતિ રાજાના અમાત્યો હતા. આ વિપ્રો હિંસાપ્રધાન યજ્ઞમાં સ્વતઃ રૂચિવાળા અને ખળ–નિર્દય નીચ અધમ હતા ॥૧–૨॥ તે ત્રણમાં મોટા કુબેરજીએ સોમયાગ તથા સૌત્રામણીયાગ કરવાની ઇચ્છાથી મહારાજાઓએ પણ ન મેળવી શકાય એવી બહુ ઉપયોગી સામગ્રી સપાદન કરીને, દેશાતરમાંથી યજ્ઞમાં કોવિદ–પડિત, બહુવિધ શાસ્ત્રોમાં નિષ્ણાત એવા બહુ બ્રાહ્મણો બોલાવ્યા. તેણે બોલાવેલા

[1] આ અધ્યાયમા ભગવાને સચ્છાસ્ત્રાનુસારી વાક્યોવડે કરેલું અહિંસાપ્રધાન સદ્ધર્મનું સ્થાપન વર્ણવ્યુ છે અને તેના ઉલ્લંઘનથી થએલો અત્યંત અનર્થ કહ્યો છે

च यज्ञमण्डप आह्वयत् ॥५॥ अनाहूतोऽध्वरं गच्छेदाहूतः किं पुनस्तदा । इति स्मृतेः स्वयं स्वामी सह शिष्यैस्तमभ्यगात् ॥६॥ यथार्हं मानयित्वा तं यजमानः शुभासने । उपवेश्याग्रतस्तस्य निषसाद प्रणम्य च ॥७॥ देशान्तरीया विद्वांसस्तद्देशीयाश्च सर्वशः । नत्वा तं चाग्रतो राजन्निषेदुर्वह्निवर्चसः ॥८॥ उपविष्टेषु सर्वेषु यथार्हं तत्र संसदि । कुबेरजित्तं प्रणम्य प्रोवाच प्राञ्जलिर्वचः ॥९॥ स्वामिंस्त्वं वेदशास्त्रार्थपारगोऽसि बृहद्व्रतः । समाप्त्यवधि यज्ञस्य स्थातुमत्र पुरेऽर्हसि ॥१०॥ सानुगस्य तवान्नाद्यैरहं तावच्च सेवनम् । करिष्यामि त्वादृशा हि महायज्ञस्य भूषणम्

---

તે બહુશ્રુત બહુ બ્રાહ્મણો યજ્ઞમાં આવ્યા ॥૩-૪॥ આ કુબેરજીએ નારાયણમુનિને સમગ્ર વેદશાસ્ત્રના હૃદયને જાણનારા જાણીને તેમજ તેમનો સર્વાધિક પ્રતાપ જાણીને યજ્ઞમંડપમાં બોલાવ્યા ॥૫॥ તેણે બોલાવેલા ભગવાન્ શ્રીહરિ 'अनाहूतोऽध्वरं गच्छेदाहूतः किं पुनस्तदा' (ન બોલાવ્યો હોય તોપણ યજ્ઞમાં જાય તો બોલાવવાથી યજ્ઞમાં જાય એમાં કહેવુંજ શું ? જાયજ) આ સ્મૃતિના અર્થને અનુસ્મરણ કરીને, તરત શિષ્યવર્ગથી વીંટાઇને યજ્ઞમંડપમાં ગયા ॥૬॥ યજમાન કુબેરજી આવેલા શ્રીનારાયણમુનિને યથાયોગ્ય સન્માન કરી શુભ આસનમાં બેસારી, સાષ્ટાંગ પ્રણામ કરી તેમની આગળ બેઠો ॥૭॥ હે રાજન્ ! અગ્નિ જેવા તેજસ્વી જે વિદ્વાન્ વિપ્રો દેશાંતરમાંથી અને તે દેશમાંથી આવ્યા હતા તે સર્વે પણ ત્યાં આવીને ભગવાનને વિનયથી નમસ્કાર કરી તેમની આગળ બેઠા ॥૮॥ તે યજ્ઞસભામાં સર્વ વિદ્વાન્ વિપ્રો યથાયોગ્ય બેસી ગયા પછી, કુબેરજી ભગવાનને પ્રણામ કરી બે હાથ જોડીને એવું વચન બોલ્યો કે ॥૯॥ હે ભગવન્ ! તમો સર્વની અપેક્ષાએ અતિશય પૂજ્ય છો, કારણ કે બૃહદ્વ્રત–નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રતનિષ્ઠ છો, વળી સમસ્ત વેદ વેદાંગના તાત્પર્યને જાણનારા છો. માટે અનુયાયી જનોએ સહિત તમો યજ્ઞસમાપ્તિપર્યંત આ પુરમાં રહીને મેં અન્નાદિકથી કરેલી સપરિવાર આપની સેવાને સ્વીકારી મને કૃતાર્થ કરો. તમારા જેવા મહાપુરૂષો યજ્ઞના આભૂષણભૂત–શોભાડનારા છે, આપના વિના આ

॥११॥ इह हि ब्राह्मणा वर्णिन् ! नानादेशेभ्य आगताः । सन्त्येते वेदशास्त्रज्ञाः पात्रभूताः कुलोद्भवाः ॥१२॥ काश्याः केचिद्द्राविडाश्च महाराष्ट्राश्च केचन । केचिच्च गौडदेशीयाः सन्ति केचिच्च गौर्जराः ॥१३॥ अतस्त्वमपि सद्बुद्धे ! वसात्र स्थिरमानसः । एष एवास्ति सर्वेषामस्माकं हि मनोरथः ॥१४॥ सुव्रत उवाच—श्रुत्वेति तस्य वचनं तत्र बद्धानजान् बहून् । वध्यांश्च क्रोशतः पश्यन् दयालुर्हरिरब्रवीत् ॥१५॥ श्रीनारायणमुनिरुवाच—शृणु त्वं सानुजो विप्र ! शृण्वन्त्वन्ये च वाडवाः । हितं वदामि सर्वेषां युष्माकं धर्मचारिणाम् ॥१६॥ सज्जनो न सभां गच्छेद्गतश्चेत्प्रवदेदृतम् ।

---

યજ્ઞ નહીજ શોભે ॥૧૦-૧૧॥ વળી હે વર્ણિન્ ! વેદ વેદાંગના વેત્તા, સત્પાત્ર, સત્કુલોત્પન્ન એવા વિપ્રો આ યજ્ઞમાં આવેલા છે. તેમાં કેટલાક કાશીનિવાસી છે, કેટલાક દ્રવિડદેશનિવાસી છે, કેટલાક મહારાષ્ટ્ર-દાક્ષિણાત્ય છે, કેટલાક ગૌડદેશનિવાસી છે અને કેટલાક ગુર્જરદેશનિવાસી છે. તે આ પંડિતમંડળમાં પંડિતપ્રિય આપે પણ અવશ્ય રહેવુંજ જોઇએ. તમો સદ્બુદ્ધિ-સજ્જનોમાં કે સત્કર્મમાં પ્રીતિરૂપ બુદ્ધિવાળા છો અથવા-સતી બુદ્ધિ-સત્કર્મમાં નિષ્ઠારૂપ બુદ્ધિવાળા છો માટે તમો પણ સ્થિરમન થઈ અહીંજ રહો. અમારો સર્વેનો-અનુયાયિઓએ સહિત ઋત્વિજોએ સહિત મારો આજ મનોરથ છે તેને પરિપૂર્ણ કરો ॥૧૨-૧૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! શ્રીહરિ કુબેરજીનું આવું વચન સાંભળીને, યજ્ઞમાં વધ કરવા બાંધેલા, બુમો પાડતા બહુ બકરાઓને દેખીને, દેખવામાત્રથી ઉદય પામેલી દયાથી તેમનું દુઃખ નહિ સહન થવાથી બોલ્યા ॥૧૫॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે વિપ્ર કુબેરજી ! નાના ભાઇઓ સાથે તમો મારૂં હિતવચન સાંભળો. હે વિપ્રો ! તમો સર્વે પણ મારૂં હિતવચન સાંભળો તમો હમણાં ધર્મકાર્યમાં પ્રવર્ત્યા છો તો ધર્મના મિષથી અધર્મપ્રસગ ન થવામાટે ધર્મચારી તમો સર્વેનું હિત હું કહું છું ॥૧૬॥ તમારૂં આ હિત છે માટે કહું છું એમ કેવળ નહિ, કિંતુ આના નહિ કહેવામાં દોષનો પ્રસગ અમોનેપણ આવે, માટે તે દોષના પરિહારની

अब्रुवन्विब्रुवन्वापि पापी स्यात्तद्ब्रवीम्यृतम् ॥१७॥ साक्षात्पश्वालम्भहीनः सर्वेषामुचितो मखः। ब्राह्मणाना विशेषेण सात्विकानां तथा नृणाम् ॥१८॥ यज्ञशेषामिषप्राश सहिंसे हि मखे भवेत्। स नोचितो ब्राह्मणाना धार्मिकाणा द्विजोत्तम! ॥१९॥ आक्रोशत पशोर्हिंसा प्रसभं तद्विदारणम्। अशक्य द्रष्टुमपि

इच्छाथी पण हु कहुछु (એટલે આ વચન નહિ અગીકાર કરો તોપણ મારા વચનની નિષ્પ્રયોજનતા નથી એવો ગૂઢ અભિપ્રાય છે) પ્રથમ તો સજ્જને તત્ત્વનિર્ણયાર્થે ઠરાવેલા બહુજનસમાજરૂપ સભાસ્થાનમા કે તત્ત્વ નિર્ણયનો પ્રસગ ઉપસ્થિત થાય એવા સમાજમા નજ જવુ, કારણ કે વિરુદ્ધ મતવાદ વધારે હોય તો વિપ્રિય આવી પડે જો સભામા જાય અને પ્રસગ પ્રાપ્ત થાય તો સત્ય-નિ શકપણે બોલેજ કારણ કે વિરુદ્ધ બોલનારાને જેમ પ્રત્યવાય પ્રસગ છે તેમ સભામા સત્ય નહિ બોલનારાને પણ પ્રત્યવાય પ્રસગ છે, માટે આ સભામા હુ આવીને સત્ય કહીશજ ॥१७॥ તે તે સ્થળમા પશુહિંસાએ સહિત અને તેણે રહિત એમ બે પ્રકારે યાગની પ્રવૃત્તિ છે, તેમા જે પ્રત્યક્ષ પશુ હિંસાએ હીન છે તેજ સર્વને સમુચિત છે એટલે રજ તમ પ્રધાન પ્રકૃતિવાળા ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રોને પણ તેમા પાપ લેશનો સ્પર્શ નહિ હોવાથી તેમજ દયાનો પરાભવ નહિ થતો હોવાથી શ્રેયોવિશેષને કરનારો છે બ્રાહ્મણોને તો-સત્ત્વપ્રધાન પ્રકૃતિવાળાઓને તો વિશેષપણે તે સમુચિત છે, કેમકે તે પોતાની સત્ત્વપ્રકૃતિને અનુગુણ-બધ બેસતુ છે. તથા સાત્વિકોને એટલે શુભ દેશ કાળ સગ આહાર આદિક કારણના સેવનથી જેઓને સત્ત્વગુણ વૃદ્ધિ પામ્યો હોય એવા સર્વ કોઈ મનુષ્યોને સમુચિત છે (યદ્યપિ યજ્ઞમા પશુહિંસામાં વિધિનો સસ્પર્શ છે તથાપિ નિષેધનો સસ્પર્શ હોવાથી પાપસબન્ધ છેજ, આ જે હાર્દ છે તે હમણાજ વ્યક્ત થશે) ॥१८॥ હે દ્વિજોત્તમ! હિંસાસહિત યાગમા જે યજ્ઞ શેષ માસભક્ષણનો પ્રસગ છે તે પણ બ્રાહ્મણોને ઉચિત નથી બ્રાહ્મણો। ધર્માચરણ કરનારા અને કરાવનારા યતુ એ રીતે ધાર્મિક-ધર્મપ્રકૃતિ વાળાઓને માસભક્ષણ કેમ ઘટે? નજ ઘટે ॥१९॥ દુ ખદર્શનથી દુ:

वै ब्राह्मणैस्तु दयालुभिः ॥२०॥ एते विप्राः पात्रभूता इति वक्षि कुबेरजित्! । त एते तत्कथं कर्म करिष्यन्त्यस्रपा इव ॥२१॥ तत्कृतौ पात्रतैतेषां ब्राह्मणत्वं च नङ्क्ष्यति । वृत्तं विना तद्द्वयं तु न स्याद्भूरिश्रुतादिभिः ॥२२॥ अत्रार्थे स्मृतिवाक्यानि विप्र! हेमाद्रिसूरिणा । सन्त्युद्धृतानि भूरीणि तेषां ते कतिचिद्ब्रुवे ॥२३॥ न जातिर्न कुलं राजन्न स्वाध्यायः श्रुतं न च । कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणम् ॥२४॥ किं कुलं वृत्तहीनस्य करिष्यति दुरात्मनः । कृमयः किं न जायन्ते कुसुमेषु सुगन्धिषु ॥२५॥ नैकमेकान्ततो ग्राह्यं पठनं हि विशाम्पते! । वृत्तमन्विष्यतां तात! र-

---

પાડતા પશુની બળાત્કારે હિંસા કરવી અને તે પછી તેની ચામડી આદિકનું વિદારણ કરવું આ બે બહુ બીભત્સ હોવાથી દયૈક પ્રકૃતિવાળા બ્રાહ્મણોથી તો જોઈ પણ શકાય કેમ? નજ જોઈ શકાય ॥૨૦॥ હે કુબેરજીત! તમો જે વિપ્રોને 'પાત્રભૂત છે' એમ કહીને વખાણો છે. તેઓ પશુહિંસા, તેના અંગનુ વિદારણ, માંસભક્ષણ આદિક અપકર્મ કેમ કરશે? જો કરશે તો એમની પાત્રતા તથા બ્રાહ્મણતા નાશ પામી જશે. કેવળ બહુશ્રુતાદિકે કરીને પણ સત્યાદિ વૃત્તવિહીનની તો પાત્રતા તથા વિપ્રતા સિદ્ધ થાય નહિ ॥૨૧-૨૨॥ હે વિપ્ર! સત્યાદિ વૃત્તવિહીનની કનિષ્ઠતામાં હેમાદ્રિ નામના વિદ્વાને બહુ સ્મૃત્યાદિવચનોનો સમુદ્ધાર કરેલો છે, તેમાંથી કેટલાંક પ્રાચીન વચનોનો હું અનુવાદ કરૂંછું ॥૨૩॥ તેમાં પ્રથમ અગ્નિપુરાણમાં— હે રાજન્! બ્રાહ્મણદંપતી થકી જન્મ થવારૂપ જે જાતિ છે, જે સત્કુળમાં પ્રસૂતિ છે, જે વેદાધ્યયન છે, જે શાસ્ત્રાધ્યયન છે, તે આ બ્રાહ્મણપણામાં કારણ નથી કિંતુ સત્યાદિ વૃત્તજ કારણ છે-જેમાં સત્યાદિ વૃત્ત હોય એજ સત્ય બ્રાહ્મણ હોઈ શકે સત્યાદિ વૃત્તે રહિત દુરાત્માનો કેવળ કુળમાત્રથી કશો ઉત્કર્ષ નથી. સહજ સુગન્ધિ એવાં પણ પુષ્પોમાં સૂક્ષ્મ કીડાઓ શું નથી ઉત્પન્ન થતા? થાય છેજ. જેમ પુષ્પોથકી ઉત્પન્ન થયા છે એટલામાત્રથી કીડાઓનો કશો ઉત્કર્ષ નથી તેમ વૃત્ત વિના કેવળ કુળથી કશો ઉત્કર્ષ નથી ॥૨૪-૨૫॥ હે રાજન્! આણે વેદાધ્યયન

क्षोभिः किं न पठ्यते ॥२६॥ बहुना किमधीतेन नटस्येव दुरात्मनः । तेनाधीतं श्रुतं चापि यः क्रियामनुतिष्ठति ॥२७॥ कपालस्थं यथा तोयं श्वदृतौ च यथा पयः । दूष्यं स्यात्स्थानदोषेण वृत्तहीनं तथा श्रुतम् ॥२८॥ तस्माद्विद्धि महाराज ! वृत्तं ब्राह्मणलक्षणम् । चतुर्वेदोऽपि दुर्वृत्तः शूद्रादल्पतरः स्मृतः ॥२९॥ सत्यं दमस्तपो दानमहिंसेन्द्रियनिग्रहः । दृश्यन्ते यत्र राजेन्द्र ! स ब्राह्मण इति स्मृतः ॥३०॥ अहिंसानिरतो नित्यं जुह्वानो जातवेद-

---

કર્યું છે, આણે શાસ્ત્રાધ્યયન કર્યું છે, એમ કેવળ અધ્યયનથી 'આ બ્રાહ્મણ છે' એવો નિશ્ચય કરવો નહિ. કેવળ વેદાધ્યયન બ્રાહ્મણપણામાં એકાંતિક કારણ નથી, માટે વિપ્રપણાને જણાવનારા સત્યાદિ સદ્વૃત્તની શોધ કરો રાક્ષસો શું નથી ભણતા ? ભણેજ છે. રાક્ષસરાજ રાવણની રાજધાની 'अग्निहोत्राश्च वेदाश्च राक्षसानां गृहे गृहे' એમ વર્ણવી છે. રાક્ષસો વેદાદિ ભણ્યા હતા પણ તે રાક્ષસ નામથી વિખ્યાત છે પણ કોઈ બ્રાહ્મણનામથી નથી. જે જન સત્યાદિ સત્ક્રિયાને અનુષ્ઠાન કરેછે એજ શાસ્ત્ર ભણેલો છે અને એજ શ્રુત છે. જે સત્ક્રિયાપરાયણ નથી તે દુરાત્માનું ભણેલું નટના ચેષ્ટિત જેવુ નિરર્થક ચેષ્ટિત છે ॥૨૬-૨૭॥ જેમ સ્વતઃ શુદ્ધ એવું પણ પાણી મનુષ્યના મસ્તકની ખોપરીમાં ભરવાથી દૂષિત થાય છે, જેમ શુદ્ધ ગોદુગ્ધ શ્વાનના ચામડાની કોથળીમાં ભરવાથી દૂષિત થાય છે, તેમ સત્યાદિ સદાચારે રહિતમાં રહેલું શાસ્ત્ર સ્વત શુદ્ધ છે પણ સ્થાનદોષથી દૂષિત થાય છે ચતુર્વેદસપન્ન હોય પણ જે સત્યાદિ સદાચારે રહિત, હિંસાદિ દુરાચારે સહિત છે, તો તે શુદ્રથકી પણ અતિ કનિષ્ઠ કહ્યો છે, માટે હે મહારાજ ! જે વૃત્ત છે એજ બ્રાહ્મણલક્ષણ છે એમ તમો જાણો ॥૨૮-૨૯॥ હે રાજેન્દ્ર ! બ્રાહ્મણલક્ષણ તો આ છે—અહિંસા, સત્ય, તપ, (ભોગસંકોચરૂપ) દાન, બાહ્ય આભ્યતર ઇન્દ્રિયોનો નિગ્રહ, આ વૃત્તશબ્દથી કહેલા ગુણો જેમાં જોવામાં આવે તે બ્રાહ્મણ કહ્યો છે ॥૩૦॥ તથા યમ સ્મૃતિમાં કહ્યું છે—જે સતત અહિંસાવ્રતપરાયણ, જીવિતપર્યંત અગ્નિહોત્ર કરનારો, પરદાર પરદ્રવ્ય થકી નિવૃત્ત થએલો અને દાનપરાયણ છે

सम् । स्वदारनिरतो दाता स वै ब्राह्मण उच्यते ॥३१॥ सत्यं दानं क्षमा शीलमानृशंस्यं दया घृणा । दृश्यन्ते यत्र लोकेऽस्मिंस्तं देवा ब्राह्मणं विदुः ॥३२॥ तपो धर्मो दमो दानं सत्यं शौचं श्रुतं घृणा । विद्या विनयमस्तेयमेतद्ब्राह्मणलक्षणम् ॥३३॥ यागस्तपो दया दानं सत्यं शौचं श्रुतं घृणा । विद्या विज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ॥३४॥ ये क्षान्तदान्ताः श्रुतपूर्णकर्णा जितेन्द्रियाः प्राणिवधान्निवृत्ताः। प्रतिग्रहे सङ्कुचिताग्रहस्तास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः॥३५॥ क्षान्तिर्दान्तिर्दया सत्यं दानं शीलं तपः श्रुतम् । एतदष्टाङ्गमुद्दिष्टं

---

તેજ બ્રાહ્મણ કહ્યો છે ॥૩૧॥ બ્રાહ્મણોનું આવુંજ લક્ષણ દેવોએ પણ અભિમતપણે માન્યું છે—સત્ય, દાન, ક્ષમા, શીલ-સાધુસ્વભાવ, આનૃશંસ્ય-અક્રૂરતા અથવા પરાર્થૈકપ્રવૃત્તિસ્વભાવતા, દયા-પરદુઃખદુઃખિતા, ઘૃણા-નિષિદ્ધ આચરણમાં જુગુપ્સા (મનમાં ખેદ) આ વૃત્તશબ્દવાચ્ય ગુણો જેમાં જોવામાં આવે તે બ્રાહ્મણ છે ॥૩૨॥ તથા યમશાતાતપ મુનિ આજ લક્ષણ કહે છે—તપ, ધર્મ-વિહિત વર્ણાશ્રમોચિત સદાચાર, દમ-ઇન્દ્રિયનિગ્રહ, દાન, સત્ય, શૌચ-બાહ્ય તથા આભ્યંતર, શાસ્ત્રાધ્યયન, દયા, વિદ્યા, વિનય અને અસ્તેય (ચોરી ન કરવી) આ બ્રાહ્મણલક્ષણ છે—આ લક્ષણો જેમાં હોય તે બ્રાહ્મણ છે ॥૩૩॥ વસિષ્ઠ મહર્ષિ કહે છે—યાગ, તપ, દયા, દાન, સત્ય, શૌચ, શ્રુત-સચ્છાસ્ત્રાભ્યાસ, ઘૃણા-કુત્સિતમાં મનનો ખેદ, વિદ્યા-શાસ્ત્રજન્ય પરોક્ષજ્ઞાન, વિજ્ઞાન-આત્માનું અપરોક્ષજ્ઞાન, આસ્તિકતા-પારલૌકિક અર્થમાં તથા તેના સાધનમાં અસ્તિત્વનો વિશ્વાસ, આ બ્રાહ્મણલક્ષણ છે-યાગાદિ લક્ષણવાળો જે હોય તે બ્રાહ્મણ કહેવાય ॥૩૪॥ જે કેવળ નામમાત્રથી બ્રાહ્મણો છે તે જનોને સંસારથકી તારવા સમર્થ નથી થતા કિંતુ પોતે સંસારમાં પડીને આશ્રિતોને પણ પાડેજ. જેઓ શાન્તિ દાન્તિના આશ્રય છે, ગુરુમુખથી સાંભળેલા શ્રુત-શાસ્ત્રથી જેમના કર્ણ પૂર્ણ છે, જેમણે બાહ્ય ઇન્દ્રિયો જીતી છે, પ્રાણિવધથી નિવૃત્ત થએલા છે, પ્રતિગ્રહ થકી પરાઙ્મુખ છે, તેઓજ તારવા માટે સમર્થ થાય છે ॥૩૫॥ એ રીતે બ્રાહ્મણ લક્ષણ કહ્યું. હવે પાત્રલક્ષણ પણ

परमं पात्रलक्षणम् ॥३६॥ न विद्यया केवलया तपसा वापि पात्रता । यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥३७॥ इत्यादीनि बहून्येव दयालुत्वेऽग्रजन्मनाम् । वाक्यानि सन्ति विप्रेन्द्र ! सन्तस्तानि च मन्वते ॥३८॥ यज्ञोऽयं भवता तस्माद्रहितः पशुहिंसया । कर्तव्यस्तेन सर्वेषां श्रेय एव भविष्यति ॥३९॥ एतादृशाः पात्रविप्रा यत्र स्युस्तत्र वाडव ! । मनसापि हि जीवानां स्याद्धिंसासम्भवः कथम् ॥४०॥ आक्रोशतः पशूनेतान्निबद्धान् पश्यतो मम । भृशं सञ्जायते खेदो मानसे हि दयावशात् ॥४१॥ अतै-

---

સાંભળો ભવિષ્યત્પુરાણમાં—શાન્તિ-ક્ષમા, દાન્તિ-ઇન્દ્રિયદમન, દયા, સત્ય, દાન, શીલ, તપ અને શ્રુત આ આઠ અંગે યુક્ત હોય તો તે પરમ પાત્ર કહ્યું છે ॥૩૬॥ તથા યાજ્ઞવલ્કયમુનિએ પણ કહ્યું છે—તપે રહિત વિદ્યા કે વિદ્યાએ રહિત તપથી (ભોગસંકોચરૂપ કે કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ જાણવું) પાત્રતા નથી. તેમજ પૂર્વોક્ત વૃત્ત વિનાના આ કેવળ વિદ્યા કે કેવળ તપથી પાત્રતા નથી જેમાં વૃત્ત-પરને પીડા ન કરવી ઇત્યાદિરૂપ સદ્‌વૃત્ત તથા વિદ્યા તથા તપ, આ ત્રણ છે તેજ પાત્ર કહ્યું છે ॥૩૭॥ હે વિપ્રેન્દ્ર કુબેરજી ! ઇત્યાદિ બહુ વચનો બ્રાહ્મણોની દયા-સ્વભાવતામાં જાગે છે, તે આ વચનોનેજ સજ્જનો પણ હમણાં બહુ માને છે, માટે તમારે જો શ્રેયની ઇચ્છા હોય તો આ યજ્ઞ પશુહિંસાએ રહિત અનુષ્ઠાન કરવો. અહિંસામય યજ્ઞ કરવાથી તમારૂં અને આ બીજા સર્વેનું પરમ શ્રેય થશેજ ॥૩૮-૩૯॥ હે વિપ્ર ! પૂર્વોક્ત લક્ષણવાળા પાત્ર વિપ્રો જે યજ્ઞમાં ઋત્વિજો હોય ત્યાં મનથી પણ જીવહિંસાનો પ્રસંગ કેમ હોય ? નજ હોય ॥૪૦॥ એક પશુ નહિ પણ બહુ પશુઓ વધ માટેજ બાંધેલા છે, આ અતિ દીન આક્રોશ કરતા પશુઓને જોઇને મારા મનમાં અધિક ખેદ થાય છે.

व्रीह्यादिभिर्यज्ञः पयोदधिघृतादिभिः । रसैश्च क्रियतां तेन तृप्तिं यास्यन्ति देवताः ॥४२॥ सात्त्विका देवताः प्रोक्तास्तामसा असुरास्तथा । राजसा मनुजाः शास्त्रे ह्यूर्ध्वाधोमध्यवासिनः ॥४३॥ मद्यमांसप्रिया दैत्यास्तामसत्वाद्भवन्ति च । देवास्तु सात्त्विका ब्रह्मन्नन्नाज्यादिरसप्रियाः ॥४४॥ देवानां यजनं मांसैरनापदि तु नोचितम् । सर्वथाऽन्नाद्यभावे तु कर्तव्यं तैरपि क्वचित् ॥४५॥ नानान्नरससत्त्वेऽपि युष्माभिरापदं विना । क्रियते हिंस्रयज्ञोऽयं लोकशास्त्रविगर्हितः ॥४६॥ मोचयित्वा पशूनेतान् द्रव्यैश्चेत्पायसादिभिः । यूयं करिष्यथ मखं तर्हि स्थास्याम्यहं त्विह ॥४७॥

---

દહી ઘી વિગેરે રસવડે યજ્ઞની સિદ્ધિ થાય છે અને તેવા યજ્ઞથી દેવતાઓ તૃપ્ત થાય છે ॥૪૨॥ મદ્યમાંસપ્રધાન મખો કરવાથી દેવતાઓ તૃપ્ત થાય છે, આ વાત ઘટતી આવની નથી, કેમકે દેવતાઓ સત્ત્વપ્રધાન પ્રકૃતિવાળા છે. રજ:પ્રધાન મનુષ્યો છે, તમ પ્રધાન અસુરો છે અને સત્ત્વપ્રધાન દેવો છે આવો તો યોનિભેદ પણ પ્રખ્યાત છે અને તેઓ ગુણને અનુસાર અનુક્રમે મધ્યલોક અધોલોક અને ઊર્ધ્વલોકના નિવાસી કહ્યા છે, તો 'રજતમપ્રધાન પશુહનનાદિ વ્યાપારે ગર્ભિત એવા યાગોવડે દેવો તૃપ્ત થાય છે પણ દુધ દહી ઘૃતાદિમાત્ર દ્રવ્ય જેમાં છે અને સત્વપ્રધાન વ્યાપારે ગર્ભિત એવા યાગોવડે તૃપ્ત થતા નથી' એવો આ વાદતો વિરૂદ્ધજ છે તમ-પ્રકૃતિવાળા દૈત્યોજ મદ્યમાંસમાં પ્રીતિવાળા છે. દેવતાઓ તો સત્ત્વપ્રકૃતિવાળા હોવાથી અન્ન અને ઘૃતાદિ રસમાં પ્રીતિવાળા છે ॥૪૩-૪૪॥ આપત્કાળમાં પ્રાણધારણ માટે માંસપણ અન્ન થવાને યોગ્ય છે, કેમકે વિશ્વામિત્રે પ્રાણસંશય પામતાં માંસભક્ષણ કરીને પ્રાણનું રક્ષણ કર્યું હતું. તો તેવી આપત્તિમાં તો (સર્વથા અન્નાદિકના અભાવમા) માંસથી દેવયજન કદાચિત્ ઘટે પણ ખરૂં. પણ આપત્કાળ વિના આ કેમ ઘટે? નજ ઘટે. વિવિધ અન્ન રસની સમૃદ્ધિએ સપન્ન હોવા છતાં તમો આપત્કાળ વિના પણ આ હિંસામય યજ્ઞ કેમ કરો છો? કેમકે આ તો લોકથી અને શાસ્ત્રથી નિંદિત છે. માટે જો તમો આ હણવા બાંધેલા પશુઓને છોડી મુકીને

सुव्रत उवाच—इति श्रुत्वा हरेर्वाक्यं साशङ्कः स द्विजोऽभवत् । केचिच्च सात्विका विप्राः सदित्येव स्म मन्वते ॥४८॥ जगज्जीवो महामानी तदा कादयादिभिर्द्विजैः । रजस्तमःप्रकृतिभिः प्रेरितस्तादृशोऽब्रवीत् ॥४९॥ यज्ञार्थं पशवः सृष्टा इति वै वैदिकी श्रुतिः । यज्ञादन्यत्र ये घ्नन्ति पशूंस्तेऽतोऽसुरा मताः ॥५०॥ या वेदविहिता हिंसा न सा हिंसा मता बुधैः । हिंस्रयज्ञास्ततो वर्णिन् ! कृताः पूर्वैः सहस्रशः ॥५१॥ पन्थानं वैदिकं मत्तं विधातुं

---

પાયસ (દુધપાક) પ્રમુખ હુતદ્રવ્યથી યજ્ઞ કરશો ત્યારે તો અમો અહીં રહીશું. અન્યથા તો અમો અહીં રહેવાને યોગ્ય નથી ॥૪૫-૪૭॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનનું આવુ વચન સાંભળીને કુબેરજી દ્વિજ સાશંક-ભગવાનને નહિ ગમતું કેમ કરી શકાય ? અને બ્રાહ્મણની આજ્ઞાથી વિધિવશ થતાં હવે એનાથી નિવૃત્ત કેમ થઈ શકાય ? એવી આશંકાએ યુક્ત થયો. તે સભામાં જે કોઈ સાત્વિક પ્રકૃતિના વિપ્રો હતા તેઓ શ્રીહરિના વચનને સત્-સાધુ છે એમજ માનવા લાગ્યા ॥૪૮॥ તે સમયમાં ભગવાનનું અભિમત નહિ જાણતો, 'હું બ્રાહ્મણ વૈદિકધર્મનો પ્રવર્તક પ્રભુ છુ' એવા અભિમાને યુક્ત, રજતમપ્રકૃતિવાળા પંડિતાભિમાની કાશી વિગેરેના વાસી દ્વિજોએ પ્રેરેલો, પોતે પણ રજતમપ્રકૃતિવાળો જગજ્જીવન (કુબેરજીનો નાનો ભાઈ) શ્રીહરિ પ્રત્યે બોલ્યો ॥૪૯॥ હે હરે ! યજ્ઞમાં પશુહનનથી તેઓ પશુઘાતી ન થાય, કે જેથી તેઓ અસુરો કહેવાય, કેમકે જે દ્રવ્ય જેમાં વિહિત હોય તેમા તેનો વિનિયોગ કરવો એ તો ધર્મ છે. પશુઓ યજ્ઞમાટે સર્જ્યા છે. માટે યજ્ઞમા જે વધ છે તે અવધ (વધ નથી) છે. આ કોઇનુ સ્વકપોળકલ્પિત વચન નથી, કિંતુ વૈદિકી શ્રુતિ-વૈદિક મન્વાદિકોની આ સાક્ષાત્ ઉકિત છે. માટે યજ્ઞથકી અન્યત્ર-વ્યતિરિક્ત સ્થળમાં જે પશુઓને હણે તે અસુરો કહેવાય ॥૫૦॥ હે વર્ણિન્ ! જે વેદવિહિત હિંસા છે તે હિંસાજ ન કહેવાય, એમ મનુ વિગેરે બુદ્ધો કહે છે કેવળ વચન છે એટલુજ નહિ કિંતુ સદાચાર પણ છે કેમકે પૂર્વકાળવર્તી રાજા આદિકોએ પણ પશુયજ્ઞો હજારો હજાર કરેલાજ છે

कोऽन्यथा क्षमः। वयं वेदोक्तरीत्यैव करिष्यामोऽध्वरं किल ॥५२॥ सुव्रत उवाच—इति हिंसारुचेर्वेदतात्पर्यं चाविजानतः। श्रुत्वा तस्य वचः स्वामी पुनस्तद्धितमब्रवीत् ॥५३॥ श्रीनारायणमुनिरुवाच—

---

॥५२॥ વૈદિક-વેદોક્ત પુરાતન પંથાને કયો વૈદિક અન્યથા કરવા સમર્થ છે ? કોઈ પણ નથી. તો અમો વૈદિક હોવાથી વેદોક્તજ પ્રકારથી યજ્ઞ કરીશું ॥૫૨॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! વેદનું પરમ તાત્પર્ય નહિ જાણતા, માટેજ હિંસામાં રૂચિવાળા જગજીવનનું આવું વચન સાંભળીને સહજાનંદસ્વામી તેના હિતને કરનારૂં વચન ફરી બોલ્યા ॥૫૩॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે દ્વિજ ! વેદ સ્વર્ગાદિફળકામિના પ્રત્યે હિંસા ભલે કહે છે પણ હિંસામાં વેદનું હાર્દ નથી. વેદ 'श्येनेन यजेत' એમ શ્યેનયાગ કરવાનો પણ કહે છે, આ શત્રુમારણનો ઉપાય છે, શત્રુમારણનો આદેશ કરતો વેદ પ્રમાણપદને કેમ યોગ્ય થાય ? તો અધિક તમોગુણિઓને કોઈ પણ પ્રકારે પોતાના પથમાં વાળીલાવીને ક્રમથી શ્રેય પમાડવા શ્રુતિ પ્રવર્તી છે, માટે શ્રુતિનું હાર્દ હિંસામાં નથી. તેવીજ રીતે અધિક રજોગુણીઓને કોઈપણ પ્રકારે પોતાના માર્ગમાં લાવીને સાત્વિક શ્રેયોમાર્ગમાં જોડવામાટે શ્રુતિની પ્રવૃત્તિ છે પણ તેનો હાર્દ હિંસામાં નથી. કોઈ એમ શંકા કરે કે-શ્યેનયાગથકી જ્યોતિષ્ટોમ યાગમાં વિશેષ છે, શ્યેનશ્રુતિ તીવ્ર દ્વેષથી શત્રુને હણવા માટે પ્રવર્તેલાને અભ્યુપાય બતાવે છે માટે તેમાં ફળદ્વારા પાપનો સંબન્ધ છે. એટલે શ્યેનયાગથી શત્રુમરણરૂપ ફળ થાય પણ તેનાથી પાપ થતાં નરકભોગાદિ અનર્થ થાય છે. શત્રુમરણરૂપ ફળમાં પુરૂષનુંજ તાત્પર્ય છે પણ શ્રુતિનું નથી તેનું તો વિધિમાં તાત્પર્ય છે. જ્યોતિષ્ટોમમાં તો કામના કરેલો સ્વર્ગ કોઈને પણ અનર્થ નથી. સ્વર્ગપ્રાપ્તિનો ઉપાય તો 'अग्नीषोमीयं पशुमालभेत' આ શ્રુતિ કહે છે. શ્રુતિવિહિત હોવાથી પશુનું આલભન પાપ નથી. અર્થાત્ શ્યેનયાગ ફળદ્વારા અનર્થકર છે અને જ્યોતિષ્ટોમ યાગ ફળદ્વારા અનર્થકર નથી એ વિશેષ છે તો પશુહિંસામાં વેદનું તાત્પર્ય નથી એમ કહેવામાં કાંઈ પણ નિમિત્ત નથી, એમ કોઈ આશંકા કરે તો એમ નથી. જેમ વિહિત

नहि वेदस्य तात्पर्यं हिंसायां वर्तते द्विज ! । किन्तु रागप्राप्तहिं-

છે તેમ નિષિદ્ધ પણ છે માટે પાપનો સબન્ધ છેજ એટલે 'अग्नीषोमीय पशुमालभेत' આ શ્રુતિ જેમ પશુહિંસાનો વિધિ કરે છે તેમ 'न हिंस्यात्सर्वा भूतानि' આ શ્રુતિ હિંસાનો નિષેધ કરે છે અર્થાત્ જેનો વિધિ છે તેનો નિષેધ પણ છે માટે પાપસબન્ધ છેજ જ્યારે જ્યોતિષ્ટોમાદિકમા પાપસ બન્ધ છે તો પછી તેમા પુરૂષ પ્રવર્તે કેમ ? તો ઇષ્ટસાધન જાણીને પ્રવર્તે અનિષ્ટ પાપને પણ સપાદન કરે છે એમ જાણનારો તેમા કેમ પ્રવર્તે ? તો અનિષ્ટ છે પણ બળવત્ નથી એટલે તેમા પુરૂષ પ્રવર્તે સ્વર્ગમા જેને સમ ધિક રાગ હોય તેને પશુહનનથી થતા પ્રત્યવાયમા 'મને બહુ અનર્થ થશે' એમ જાણી તેમા ઉત્કટ દ્વેષ નથી લોકમા પણ પરની પ્રમદાના[1]સભોગસુ ખમા સમધિક રાગવાળા કામી પુરૂષને ક્રીલો ઉલ્લઘન કરવો અગભગ થાય ઇત્યાદિકમા ઉત્કૃષ્ટ દ્વેષ નથી એટલે આવુ અનિષ્ટ થવાનુ જાણે છે તથાપિ રાગથી તેમા પુરૂષ પ્રવર્તેજ છે તેમ યાગમા પશુહનનથી પાપ થવાનુ જાણે છે તથાપિ સ્વર્ગમા સમધિક રાગ હોવાથી યાગમા પ્રવર્તેજ એટલે પાપસબન્ધનુ જ્ઞાન થતા યાગમા પ્રવૃત્તિ અસભવિત નથી તેમજ વિધિનિષેધનો વિરોધ નથી એટલે अग्नीषोमीय पशुमालभेत' આ શ્રુતિ યાગમા પશુહનનનો વિધિ કરે છે અને 'न हिंस्यात् सर्वा भूतानि' આ શ્રુતિ સર્વભૂતહિંસાનો નિષેધ કરે છે તો આ રીતે વિધિનિષેધનો વિરોધ આવશે ? તો વિરોધ નથી, કારણ કે પુણ્યજનકત્વ અને પાપજનકત્વને પરસ્પર વિરોધ નથી, બે સામગ્રીનો એકમા સમાવેશ થતા તે બન્નેના અનુચિત પણાનો અભાવ છે એટલે ઉચિતજ છે અર્થાત્ અગ્નીષોમીય પશુના આલ ભનથી યાગસિદ્ધિ થતા સ્વર્ગસપાદક પુણ્ય થાય છે, તેમ યાગમા થએલા પશુહનનથી નરકસપાદક પાપ પણ થાય છે એટલે વિધિના અનુસરવાથી પુણ્ય અને નિષિદ્ધના અનુષ્ઠાનથી પાપ પણ થાય આ બન્ને સામગ્રીનો એ કમા સમાવેશ ઉચિત છે એટલે વિધિનિષેધનો કશો વિરોધ નથી તો વિધિ નિષેધનો વિરોધ શમાવા ઉત્સર્ગાપવાદ ન્યાયને ઉતારવાનો પ્રસગ અહીં

१ किंचेति पाठान्तरम् ।

सासङ्कोचे सर्वथैव हि ॥५४॥ राजसानां तामसानां स्वाभाविक्येव वर्तते । प्रवृत्तिर्जीवहिंसायां चोदना नास्ति तत्र वै ॥५५॥ हिंसायां यदि रागः स्यात्कार्या सा तर्हि तु क्रतौ । इति वेदो व-

---

નથી. 'न हिंस्यात् सर्वा भूतानि' આ હિંસાનિષેધક શ્રુતિ 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિહિતહિંસાને પણ વિષય કરે છે એટલે તેનોપણ નિષેધ કરે છે, એટલે યાગીયહિંસા પાપજનક છેજ, માટેજ પશુહિંસાગર્ભિત યાગની નિંદા સ્મૃતિમાં કરી છે—'अव्यवस्थितमर्यादैर्विमूढैर्नास्तिकैर्नरैः । संशयात्मभिरव्यक्तैर्हिंसा समनुवर्णिता । सर्वकर्मस्वहिंसां हि धर्मात्मा मनुरब्रवीत् ।' 'तातैतद्बहुशोऽभ्यस्तं जन्मजन्मान्तरेष्वपि । त्रयीधर्ममधर्माढ्यं न सम्यक् प्रतिभाति मे' 'पशुपशैः कथं हिंस्रैर्मादृशो यष्टुमर्हति । अन्तवद्भिरिव प्राज्ञः क्षेत्रयज्ञैः पिशाचवत् ।' 'नमो ब्राह्मणयज्ञाय ये च यज्ञविदो जनाः । स्वयज्ञं ब्राह्मणा हित्वा क्षत्रयज्ञमिह स्थिताः । लुब्धैर्वृत्तिपरैर्ब्रह्मन्नास्तिकैः संप्रवर्तितम् । वेदवादानविज्ञाय सत्याभासमिवानृतम्' ઇત્યાદિ. તો વેદોની તેવા તેવા અધિકારીઓને અનુગુણ ઇષ્ટોપાયને બોધ કરી પોતાના વશમાં લાવીને અનુક્રમે હિતાવબોધ માટે પ્રવૃત્તિ છે. હિ—આ પ્રસિદ્ધ બાબત છે. (શ્રુતિનું હિંસામાં તાત્પર્ય નથી આ બાબત કપિલાદિ મહર્ષિવાક્યોમાં પ્રસિદ્ધ છે) किञ्च-વળી શ્રુતિનું હિંસામાં તાત્પર્ય નથી આ બાબત પ્રકારાંતરથી પણ કહું છું—જે માંસભક્ષણમાં તીવ્ર રાગથી પ્રાપ્ત થતી સમધિક હિંસા છે તે યાગમાંજ કરવી એમ તેનો ધીરેધીરે સર્વથા સંકોચ કરવા માટેજ શ્રુતિ પ્રવર્તેલીછે પણ હિંસાવિધિમાટે નહિ. આ અર્થ હમણાંજ સ્પષ્ટ થશે. 'किन्तु' એવો પાઠ હોય તો પૂર્વાર્ધ ઉત્તરાર્ધનો એક વાક્યપણે અન્વય કરવો, એટલે વેદનું હાર્દ હિંસામાં નથી કિંતુ રાગથી પ્રાપ્ત થતી હિંસાના સંકોચમાંજ છે ॥૫૪॥ હે વિપ્ર ! પ્રમાણાંતરથી પ્રાપ્ત એવા અર્થમાં વિધિ નથી. અપ્રાપ્ત અર્થમાંજ વિધિનો અન્વય છે. રાજસ તથા તામસોની સ્વભાવથીજ જીવહિંસામાં પ્રવૃત્તિ છે તો તેમાં વિધિનો અન્વય ઘટે નહિ, એટલે 'તમો કરો' એમ વિધિવાક્યથી પ્રેરણા નથી. માટે જો રાજસ તામસ સ્વભાવ વશથી માંસભક્ષણમાં રૂચિ હોય તો યજ્ઞમાંજ પણ અન્યત્ર

दन् हिंसां सङ्कोचयति वाडव ! ॥५६॥ निवृत्तावेव तात्पर्यं वर्तते निगमस्य हि । कुतोऽस्ति निर्णयश्चास्य श्रीमद्भागवते शृणु ॥५७॥ लोके व्यवायामिषमद्यसेवा नित्यास्तु जन्तोर्नहि तत्र चोदना । व्यवस्थितिस्तेषु विवाहयज्ञसुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥५८॥ परोक्षवादो वेदोऽयं बालानामनुशासनम् । कर्ममोक्षाय कर्माणि वि-

નહિ એમ શ્રુતિ હિંસાનો સકોચ કરે છે. 'જે ભક્ષણ કરવાતો પાંચ નખવાળા પાંચજ ભક્ષણ કરવા' એની પેઠે આ સમઝવું. વેદનું તાત્પર્ય તો ધીરેધીરે હિંસાનિવૃત્તિમાંજ છે, કારણ કે તેજ હિત છે. આ મેં કહેલા અર્થનો નિર્ણય શ્રીમદ્‌ભાગવતમાં કર્યો છે તે તમો તે વચનને અવધારણ કરો ॥૫૫-૫૭॥ આ સંસાર એક વિષવૃક્ષ છે. વૃક્ષનું સ્વરૂપ નહિ જાણનારાઓને તો વિષયરૂપ વિષમય ફળમાં પરમ પ્રીતિ થાય છે. ઉપસ્થના આનંદમાં કે માંસાદિરસાસ્વાદમાં કે સુરાસ્વાદમાં સ્વતઃ રૂચિ પશુપક્ષીઓની પેઠે મનુષ્યોને પણ થાય છે. પશુ પક્ષ્યાદિકને સાધારણ આ બાબતને હિતાર્થે પ્રવર્તેલો વેદ કેમ વિધિ કરે ? તેમાંથી નિવૃત્ત કરી દુઃખનો આત્યંતિક વિનાશ કરવાપૂર્વક દુઃખથી અસંમિશ્રિત સુખની પ્રાપ્તિ કરાવવી એજ વેદવિધિનું ખરૂં ફુલ છે. તો લોકમાં મનુષ્યમાત્રને જે મૈથુન માંસ મદિરાનું સેવન છે તેતો નિત્ય-ઇન્દ્રિય સુખાર્થે રાગથી પ્રાપ્ત છે, તેમાં ચોદના-અપૂર્વ વેદવિધિ નથી. અથાપિ દારસંગ્રહાદિરૂપ ચોદના તો ઉપસ્થ આદિકની સ્વાભાવિક નિરંકુશ લોલુપતા થકી રોકીને નિયમમાં કરવામાટે પ્રવર્તે છે, એટલે વિવાહિત સાથે મૈથુન કરવું અન્યત્ર નહિ, યજ્ઞમાંજ માંસભક્ષણ કરવું અન્યત્ર નહિ, સૌત્રામણીમાંજ સુરાગ્રહણ કરવી અન્યત્ર નહિ, એમ નિયમ કરે છે. વેદનું પરમ તાત્પર્યવિષયતો તેનાથકી ધીમે ધીમે નિવૃત્તિ કરવી એજ છે ॥૫૮॥ જે આ અર્થવાદગર્ભિત વેદ છે તેતો બાળ-હિતાહિતને નહિ જાણનારા પ્રિયેકપરાયણોને અનુશાસન-બહારથી પ્રિય લાગે અને અંદર હિતગર્ભિત વચન છે. માટેજ આ વેદ પરોક્ષવાદવાળો છે એટલે પોતાનો તાત્પર્યરૂપ હિતગર્ભિત જે વાદ છે તે અપ્રત્યક્ષ છે-પ્રત્યક્ષપણે કહેતો નથી, જેમ સાકર આદિકમાંજ એક આસક્ત એવા બાળકના પ્રત્યે સાકરે યુક્ત

धत्ते ह्यगदं यथा ॥५९॥ हिंसापरं ततो वेदं मा जानीहि कदाचन । महाननर्थो भविता ह्यन्यथा तु न संशयः ॥६०॥ पुरा राजोपरिचरो वसुनामाऽभवद्द्विज ! । तं देवा ऋषयश्चापि समपृच्छन्त संशयम् ॥६१॥ वेदो हिंसापरो नो वा पृष्ट इत्यब्रवीन्नृपः । हिंसापरो वेद इति ततोऽसावपतद्भुवि ॥६२॥ अधोगतिः सद्य आसीदन्तरिक्षचरोऽप्यसौ । कथैषा वायवीयेऽस्ति मात्स्येऽथो भारतादिषु ॥६३॥ यदि वेदस्य हिंसेष्टा भवेत्तर्हि वसुर्नृपः । तदोक्तिमात्रतः सद्यः पतेत्कथमधो द्विज ! ॥६४॥ हिंसानिवृत्तिता-

---

ઔષધને સાકરના મિષથી વૃધ્ધી કરે છે તેમજ વેદો મોહમૂલક રાગપ્રાપ્ત નિરંકુશ કર્મોથકી મુકાવામાટે અહિવિષયભોગે યુક્ત; વસ્તુતાએ તો તેનાથકી નિવૃત્તિ કરવી એજ એક ફળ જેનું છે એવાં કર્મો આશ્રમ આદિકને નિમિત્તભૂત કરીને વેદો કરવાનાં કહે છે ॥૫૯॥ માટે હિંસામાં વેદોનું તાત્પર્ય છે એમ તું જાણીશ નહિ. વેદોનું તાત્પર્ય હિંસામાંજ છે એમ નિશ્ચય કરીને તેવાજ વિધિઓમાં પ્રવર્તનારાને મહા-સહસ્ર ઉપાયથી ન નિવારણ થાય એવો અનર્થ થશે, એમાં સંશય નથી ॥૬૦॥ હે દ્વિજ ! બહુ શું કહેવું ? પૂર્વે સુકૃતાતિશયથી ઉપરિચર-અંતરિક્ષમાં સંચરનારો વસુનામનો એક રાજા હતો. યજ્ઞકર્તા ઇન્દ્રાદિ દેવો અને ત્યાં અતર્કિત આવેલા વૃદ્ધ મહર્ષિઓએ ત્યાં યદૃચ્છાથી આવી ચઢેલા વસુરાજાને સંશય પ્રત્યે પૂછયું કે-હે રાજન્ ! વેદોનું હિંસામાં તાત્પર્ય છે કે નથી ? આ પ્રકારે તેમણે પૂછેલો વસુરાજા 'વેદ હિંસાપર છે' એમ બોલ્યો. એમ બોલવાથી તત્કાળ સુકૃત વિનષ્ટ થતાં આકાશ થકી પૃથ્વી ઉપર પડી ગયો. આ રાજા અંતરિક્ષચર હતો પણ તત્ક્ષણ ભૂમિચર થઈ ગયો, આ કથા વાયુપુરાણ મત્સ્યપુરાણ અને ભારતાદિકમાં પ્રસિદ્ધ છે હે દ્વિજ ! જો વેદને હિંસા અભિમત હોય તો વસુરાજા 'વેદ હિંસાપર છે' એમ કહેવામાત્રથી એકદમ ભૂતળમાં કેમ પડી જાય ? કિંતુ નજ પડી જાય. તો વેદનું હાર્દ હિંસામાં નથી માટે તમો વેદનુ હિંસાનિવૃત્તિમાં નિગૂઢ તાત્પર્ય છે એમ જાણો આ પ્રકારે ભગવાને અવબોધ આપ્યો તથાપિ આ જગજ્જીવન મહારોષથી બળ-

तर्प्यं वेदं वेत्सु ततो भवान् । इत्युक्तः स पुनः कृष्णमाचिक्षेप रुषा ज्वलन् ॥६५॥ यज्ञे समन्त्रं निहता याज्ञिकैः पशवोऽखिलाः । तिर्यग्योनिविनिर्मुक्ताः प्राप्नुवन्ति दिवं किल ॥६६॥ हिंसाऽतो यज्ञिया वर्णिन्! धर्म एवास्ति निश्चितम् । तामधर्मं ब्रुवन्नैव विद्वत्सदसि शोभसे ॥६७॥ यज्ञशेषामिषाद्याशे प्रमाणं भगवद्वचः । यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ॥६८॥ सुव्रत उवाच— मांसाशनप्रियस्येत्थं यज्ञदम्भस्य तस्य ताम् । वाचं श्रुत्वाऽब्रवीत्

---

તો હોય ને શું ? એમ ફરીથી ભગવાને કહેલી સત્ય હિત બાબતમાં આક્ષેપ કરવા લાગ્યો ॥૬૨-૬૫॥ યજ્ઞમાં યાજ્ઞિકોએ કરેલો પશુવધ હિંસા થવાને કેમ યોગ્ય છે ? ઉત્તર કાળમાં સુખને નહિ કરનારો કેવળ દુઃખ કરનારો જે વ્યાપારવિશેષ છે એજ હિંસા કહેવાય, માટેજ ચિકિત્સકે રોગાતુરની કરેલી શસ્ત્રચિકિત્સા પ્રથમ દુઃખ દેનારી છે પણ ઉત્તરકાળમાં સુખ દેનારી હોવાથી તે જેમ હિંસા ન કહેવાય, તેમ યજ્ઞમાં હણેલા પશુને અતિકનિષ્ઠ પશુશરીર બદલાઇને કલ્યાણમય સ્વર્ગ્યશરીર મળવાથી ઉપકારજ થાય છે માટે તે હિંસા ન કહેવાય. યજ્ઞમાં મંત્રસંસ્કારપૂર્વક હણેલા પશુઓ સ્વર્ગને પામે છે. આ અર્થ શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રસિદ્ધ છે—'न वा म्रियसे न रिष्यसि देवानिदेषि पथिभिः सुगेभिः, यत्र यन्ति सुकृतिनो नापि दुष्कृतः, तत्र त्वा देवः सविता दधातु' 'हिरण्यशरीर ऊर्ध्वं स्वर्गं लोकमेति' ઇત્યાદિ શ્રુતિ છે. 'ओषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा । यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युत्सृतीः पुनः' ઇત્યાદિ સ્મૃતિ છે ॥૬૬॥ માટે હે વર્ણિન્ ! યજ્ઞમાં કરેલી હિંસા હિંસા નહિ કિંતુ ધર્મજ છે; આ નિશ્ચિત છે. તો એ રીતે ધર્મકોટિમાં રહેલા અર્થને અધર્મ કહેનારા તમો વિદ્વાનોની સભામાં નથીજ શોભતા ॥૬૭॥ તથા યજ્ઞશેષ માંસાદિકનું ભક્ષણ અધર્મ નથી, તેમાં 'यज्ञाय जग्धिर्मांसस्येत्येषो दैवो विधिः स्मृतः' 'मन्त्रैस्तु संस्कृतानद्यात् शाश्वतं विधिमास्थितः' એવી સ્મૃતિ છે. વળી આ તો પવિત્ર કરનાર છે, 'यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।' એમ ભગવાનેજ કહ્યું છે ॥૬૮॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે માંસભક્ષણમાં રૂચિવાળા,

स्वामी ह्यधर्मे धर्ममानिनः ॥६९॥ नारायणमुनिरुवाच—पशुघातो धर्म इति त्वन्मतं न सतां मतम् । फलं धर्मस्य हि सुखं दुःखं पापस्य कर्मणः ॥७०॥ दुःखमेव फलं प्रोक्तं पशुघातस्य कर्मणः । श्रीमद्भागवते विप्र ! नारदेन वदामि तत् ॥७१॥ प्राचीनबर्हिषं भूपं कर्मस्वासक्तमानसम् । नारदोऽध्यात्मतत्त्वज्ञः कृपालुः प्रत्यबोधयत् ॥७२॥ भो भो प्रजापते ! राजन् ! पशून् पश्य त्वयाऽध्वरे । संज्ञापिताञ्जीवसङ्घान् निर्घृणेन सहस्रशः ॥७३॥ एते त्वां

---

દંભમાત્રથી યજ્ઞ કરતા, અધર્મમાં ધર્મ માનનારા, જગજ્જીવન વિપ્રની પૂર્વોક્ત વાણી સાંભળીને ભગવાન્ બોલ્યા ॥૬૯॥ શ્રીનારાયણમુનિ કહે છે—હે દ્વિજ ! પશુઘાત ધર્મ છે એમ કેવળ તમેજ માનો છો પણ વેદહાર્દવેદી નારદાદિ સંતો માનતા નથી, કારણ કે યાગમાં બે અંશ છે-એક શ્રેયના સાધનભૂત પુણ્યરૂપ અને બીજો નરકના સાધનભૂત પાપરૂપ છે. યજ્ઞદીક્ષા આદિ જેમાં છે અને દક્ષિણા અંતે જેમાં છે એવું જે કર્મ છે તે પુણ્ય સુખસાધન છે. પશુહનનતો દુઃખસાધન પાપજ છે. તો જે જ્યોતિષ્ટોમાદિ છે તે પુણ્યપાપમિશ્રિત છે, તો એ બેમાં જે શ્રેયઃસાધન છે એજ ધર્મ છે અને બીજો તો અધર્મ છે, ધર્મનું પણ એજ લક્ષણ કહ્યું છે. જ્યારે એમજ છે ત્યારે "अग्नीषोमीयं पशुमालभेत" આવો વિધિ કેમ કરે છે ? તો યજ્ઞમાં ઉપકારકપણાથી તેની ઉપપત્તિ છે. ઇષ્ટસાધનમાત્રમાં વિધિની ઉપપત્તિ છે, આ સ્થળે ઇષ્ટ તો યજ્ઞસિદ્ધિજ છે, સ્વર્ગસંબન્ધી સુખમાં અધિક રાગને લીધે પશુહનનથી ભવિષ્યમાં થનારા નરકાદિ દુઃખમાં અતિદ્વેષ નથી, એટલે અનિષ્ટ સમજાતા નથી. યજ્ઞમાં પશુઘાતનું પાપજ ફળ છે એમ ભાગવતમાં અધ્યાત્મતત્ત્વને જાણનારા પરમદયાળુ નારદમુનિએ હિંસામય યજ્ઞાદિ કર્મમાં આસક્તમનવાળા પ્રાચીનબર્હિષ રાજા પ્રત્યે કરેલા બોધમાં સ્પષ્ટ છે ॥૭૦-૭૨॥ આ બાબતમાં તે વચનો ઉદાહરણ તરીકે કહું છું, નારદજી કહે છે—ભો પ્રજાપતે ! ભો રાજન્ ! નિર્દય એવો તેં યજ્ઞમાં મારેલા પશુઓ અને હજારોહજાર શ્યેનાદિ પ્રાણિસમૂહોને આકાશમાં જો. તેં હણેલા આ પશ્વાદિકો તેં કરેલી પ્રાણનિ-

सम्प्रतीक्षन्ते सरन्तो वैशसं तव । सम्परेतमय कूटैश्छिन्दन्त्यु-
त्थितमन्यव. ॥७४॥ तं यज्ञपशवोऽनेन संज्ञप्ता येऽदयालुना । कु
ठारैश्चिच्छिदु क्रुद्धा सरन्तोऽमीवमस्य तत् ॥७५॥ इत्यादि ना
रदेनोक्तं स निशम्य नराधिप. । सहिंसयज्ञानुत्सृज्य ह्यहिंसं ध
र्ममाश्रयत् ॥७६॥ तस्मात्त्वमपि सुज्ञोऽसि विश्रुतो यशसा भुवि ।
पशुहिंसामृते यज्ञं कर्तुमर्हस्यशेषत ॥७७॥ सुव्रत उवाच—एवमुक्ते

શેધપૂર્વક પોતાના હનનની પીડાને સભારતાથકા મરી ગએલા તને 'ક્યારે
આવશે' એમ તારા આવવાના માર્ગને જોઈ રહ્યા છે તીવ્ર ક્રોધ પામેલા આ
પશુવિગેરે લોહયત્રમય શિંગડુ આદિકવડે તને છેદી નાખશે નિર્દય એવા
આ પુરંજન રાજાએ મારેલા જે યજ્ઞપશુઓ છે તેઓએ કોપ પામીને તેના
પોતાની હત્યારૂપ પાપને સભારતા થકા તે રાજાને લોઢાના કુઠારથી છેદી
નાખ્યો હે દ્વિજ ! નારદમુનિએ ઇત્યાદિ કહેલુ વચન સાભળીને પ્રાચીન
અહિંષ રાજાએ પશુહિંસાસહિત યજ્ઞનો ત્યાગ કરી અહિંસામય ધર્મનો આ
શ્રય કર્યો આ ભગવાન્ નારદના વચનોથી પશુઘાત દુ ખસાધન છે એમ
સ્પષ્ટ જણાય છે 'नवा उवेतन्म्रियसे' ઇત્યાદિ શ્રુતિ અને 'ओषध्य पशवो
वृक्षा ' ઇત્યાદિ સ્મૃતિનુ યજ્ઞમા ઉપકાર કરવારૂપ પ્રશસ્ત( શ્રેષ્ઠ )પણા
માત્રમા તાત્પર્ય છે, માટે અર્થવાદતાજ છે 'यज्ञाय जग्धिर्मांसस्य' ઇત્યાદિ
જે વચન છે તે હિંસાયજ્ઞમા પ્રવર્તતા મદોના પ્રત્યે પ્રવર્તે છે 'यज्ञशिष्टा
शिन सन्तो' આ જે ગીતાવચન છે તે પુરોડાશ આદિક હુતદ્રવ્ય જેમા છે
એવા યાગમા અવકાશ પામે છે માટેજ એવી શ્રુતિ સ્મૃતિ છે કે—'यस्य
शुर्मांयुमकृलोरोवा पञ्चिराहते अग्निमां तस्मादेनसो विश्वान् मुञ्चहस ' 'यो
यजेताश्वमेधेन मासि मासि दढव्रत । वर्जयेन्मधु मास च सममेतद्युधिष्ठिर'
'न भक्षयति यो मांस न हन्यान्न च घातयेत् । तन्मित्र सर्वभूताना मनु
स्वायम्भुवोऽब्रवीत्' ઇત્યાદિ ॥૭૩ ૭૬॥ હે દ્વિજ ! તો આ મેં કહેલી બધી
બાબતો અવધારણ કરીને આરભેલા પશુમારણથી તમો પાછા વળો તમો
સુજ્ઞ છો-તમારી સુજ્ઞતાનુ આજ ફળ છે, શુ ? તો સાધુવાદ શ્રવણ કરવો અને
પછી સત્ય અર્થનુ અવધારણ કરવુ વળી તમો યશથી જગતમા વિખ્યાત

ऽपि हरिणा स्वमतं स तु नात्यजत् । सद्यस्तदाऽगात्स्वस्थानं स तन्मदभरं विदन् ॥७८॥ द्वितीयेऽह्नि ततः स्थातुं धर्मं आज्ञाप्य स स्वकान् । निर्ययौ नगरात्स्वामी ते च दूरं तमन्वयुः ॥७९॥ तान्निवर्त्य निजान्मार्गे जनान्सम्प्रीणयन्निजान् । दिनैः कतिपयैः प्रापद्धमकापुरमीश्वरः ॥८०॥ हरेरुल्लङ्घ्य वचनं सोऽथ विप्रो निजं मखम् । समारेभे पशूंश्चाहन्मदमानविमूढधीः ॥८१॥ हरिवाक्यातिक्रमतो वेदस्य च जनाधिप ! । हिंसापरत्वकथनात्तस्याभद्रमभून्महत् ॥८२॥ राज्ञः कोपोऽभवत्तस्मिन्सहसैवेश्वरेच्छया । क्षुद्र-

છો તો આ પશુહત્યારૂપ ક્રૂર કર્મથી તમારા યશનો નાશ ન થાઓ ॥૭૭॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! જગજીવન વિપ્રે તો અનાદિ પાપવા સનાથી વાસિત ચિત્તવાળો હોવાથી ભગવાને ઉક્ત પ્રકારે બોધ આપ્યો તથાપિ પોતાનો મત છોડ્યો નહિ તે સમર્થ શ્રીહરિ તેની મદાધિકતા જાણીને તત્કાળ ત્યાથી ઉઠીને શિષ્યવર્ગ સાથે સ્વસ્થાનમા પાછા આવ્યા ॥૭૮॥ બીજેજ દિવસે ભગવાન્ શ્રીહરિ તે નગરમા નિવાસપણુ અનુચિત માની ને, પોતે પોતાના સુદરજી આદિક ભક્તજનોને 'ધર્મમાર્ગમા અપ્રસ્ખલિત પણે વર્તવુ' એમ આજ્ઞા આપીને ભુજનગરથી ચાલી નીકળ્યા, એટલે હરિજનો ભક્ત્યતિશયથી દૂરદેશપર્યંત શ્રીહરિને વળાવા વાસ્તે પાછળ ગયા ॥૭૯॥ ભગવાન પોતાના પાછળ વળાવા આવેલા નગરનિવાસી જનોને પાછા વાળીને, માર્ગમા આવતા તેતે ગામોના ભક્તજનોએ પુજા કર્યાથકા તેમને દર્શનદાન ઉપદેશ આદિકવડે આનદ આપતા આપતા કેટલેક દિવસે ધમડકા નામના નગરને પામ્યા ॥૮૦॥ ભુજનગરથી ભગવાન ચાલી નીકળ્યા પછી જગજીવન વિપ્રેતો મદ માનથી વિનષ્ટ વિવકવાળો હોવાથી શ્રીહરિના હિતવચનને ઉલ્લઘન કરી સકલ્પને અનુસારે પશુઘાતગર્ભિતજ યાગનો આરભ કર્યો અને તેમા પશુઓનો ઘાત કર્યો ॥૮૧॥ હે જનાધિપ ! વેદ હિંસાપર નથી તથાપિ હિંસાપરપણે વિપરીત તાત્પર્ય વર્ણનરૂપ દોષથી અને વેદનુ પરમ તાત્પર્ય જાણનારા ભગવાનના હિતવચનના ઉલ્લઘનરૂપ દોષથી જગજીવનને મહાઅભદ્ર—અત્યુગ્ર પાપના પરિણામરૂપ અમગળ થયુ

स तस्य तं यज्ञमुच्छिच्छेद ससैनिकः ॥८३॥ शिवावमन्तुर्यज्ञः प्राग्यथा दक्षप्रजापतेः । उच्छिन्नो वीरभद्रेण तथा तेनैप भूभुजा ॥८४॥ तस्य वित्तं च यानानि गृहोपकरणानि च । यज्ञपात्राणि पक्वान्नराशीन्सैन्यास्त्वपाहरन् ॥८५॥ तेऽपि क्रुद्धास्त्रयस्तर्हि सोदरा भूरिमानिनः । युद्धं कुबेरजिन्मुख्याश्चक्रुस्तैः सह सानुगाः ॥८६॥ सन्ताड्यमाना विप्राश्च श्मश्रुलैर्यवनादिभिः । रुदन्त उच्चैः काद्याद्यास्ततश्चक्रुः पलायनम् ॥८७॥ क्रोशतो द्रवतो भीत्या हृतस्वांश्च द्विजाननु । धावतः सैनिकान् राजा न्यपेधत्कालसन्निभान् ॥८८॥ तस्मिन् युद्धे शस्त्रपाणींस्त्रींस्तानरुणलोचनान् । जघ्नू राजभटाः क्रूरा घ्नतः स्वानसिपाणयः ॥८९॥ हतास्त्रयोऽपि ते

॥८३॥ તે આ અલભ્દ્ર–એકદમ કેવળ ઇશ્વરઇચ્છાથી રાજાનો કોપવેગ તેની ઉપર થયો ક્રોધ પામેલા રાજાએ પોતાના સૈન્યની સહાયથી તે યજ્ઞનો ઉચ્છેદ કરી નાંખ્યો. પૂર્વે શિવની અવજ્ઞા કરનારા દક્ષપ્રજાપતિનો યજ્ઞ જેમ વીરભદ્રે વિચ્છિન્ન કર્યો હતો તેમ આ યજ્ઞ તે રાજાએ ઉચ્છિન્ન કરી નાંખ્યો ॥૮૩-૮૪॥ તે રાજાના સૈનિકોએ જગજીવન વિપ્રનું સમસ્ત વિત્ત, વાહનો, ગૃહોપકરણો, યજ્ઞપાત્રો અને વિવિધ પકવાનના ઢગલાઓ હરી લીધા ॥૮૫॥ યજ્ઞભગ અને ધનાદિના હરણથી ક્રોધ પામેલા માનાન્ધ કુબેરજીપ્રમુખ ત્રણ ભાઇઓ પણ પોતાના સશસ્ત્ર ભૃત્યવર્ગ સાથે મળીને રાજાના સૈનિકો સાથે મહાસગ્રામ કરવા લાગ્યા ॥૮૬॥ એના યજ્ઞમાં જે ઋત્વિજો તથા પંડિતાભિમાની કાશી આદિકના વિપ્રો હતા તેઓ રાજાના મોટી દાઢીવાળા યવનાદિ યોધાઓએ માર મારવાથી ઉચ્ચ સ્વરથી રૂદન કરતા કરતા ભુજપુરથકી પલાયન કરી ગયા ॥૮૭॥ રાજસૈનિકોએ સર્વાંશે લુંટી લીધેલા, મારવાના ભયથી ધોડતા તે વિપ્રોની પાછળ મારવા માટે ધોડતા મૃત્યુતુલ્ય સૈનિકોને રાજાએ પાછા વાળ્યા ॥૮૮॥ તે યુદ્ધમા જેના હાથમાં તરવારો છે એવા નિર્દય રાજભટોએ જેના હાથમાં તરવાર છે, કોપાવેશથી રક્ત નેત્રવાળા અને પોતાને હણતા એવા તે ત્રણેય જણનાં

तत्र भक्ष्यन्ते स्मामिषाशिभिः । कङ्कगृध्रादिभिः सद्यः ससुताश्च सहानुगाः ॥९०॥ हाहाकारो महानासीत्पुरे तस्मिंस्तु सर्वतः । हरिवाक्यातिक्रमस्य फलं तद्धिविदुर्जनाः ॥९१॥ उद्घोषः सर्वदेशेषु बभूव च ततो नृप ! । देवार्था जीवहिंसापि सर्वोच्छेदकरीति ह ॥९२॥ तत आरभ्य धरणौ धार्मिकाः पुरुषा नृप ! । तत्यजुर्जीवहिंसां च मद्यमांसाशनं तथा ॥९३॥ प्रताप इत्थं प्रथितो धरायां नारायणस्याऽऽसुरकर्महर्तुः । धर्मः सभार्यः ससुतश्च तेन प्रमोदमापातितरां प्रपुष्यन् ॥९४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे अहिंसाधर्मस्थापननामैकोनविंशोऽध्यायः ॥१९॥

---

મસ્તકો તરવારથી છેદી નાંખ્યા ॥૮૯॥ એમના જે પુત્રો તથા ભૃત્યો યુદ્ધ કરતા હતા તે પણ રાજભટોએ હણી નાંખ્યા. સંગ્રામમાં મરણ પામેલા તે સર્વે તત્ક્ષણ માંસભક્ષક બગલા ગીધ આદિકના ભક્ષ્યપણાને પામ્યા યજ્ઞમિષથી માંસની આશાથી પ્રવર્તતા પોતેજ માંસભક્ષકોના ભક્ષ્યભૂત થયા ॥૯૦॥ અકસ્માતજ થએલા આ સપરિવાર વિનાશથી પુરમાં હાહાકાર મહાન્ થયો અને 'ભગવાનના વચનના ઉલ્લંઘન પાપનુંજ આ ફળ મળ્યું' એમ નગરના લોકો માનવા લાગ્યા ॥૯૧॥ હે નૃપ ! તે દિવસને આરંભીને 'દેવસંબન્ધિ કર્મમાં પણ કરેલી પશ્વાદિ જીવની હિંસા હિંસા હોવાથી સર્વાનર્થકારી છે' એવો ઉદ્ઘોષ-વાર્તાપ્રવૃત્તિ થઈ ॥૯૨॥ હે નૃપ ! તે દિવસને આરંભીને પૃથ્વી ઉપર જે ધર્મરુચિ જનો હતા તેમણે યજ્ઞાદિકમાં પણ જીવહિંસા અને દેવનિવેદિત એવા પણ મદ્યમાંસનું ભક્ષણ છોડી દિધું ॥૯૩॥ હે રાજન્ ! આ પ્રકારે તે તે પ્રદેશમાં પ્રવૃદ્ધિ પામેલા હિંસાદિ આસુર કર્મના શ્રીહરિએ કરેલા પ્રશમનથી અને સત્વૈકાંત ધર્મના પ્રવર્તનથી પૃથ્વી ઉપર પ્રખ્યાત થએલા પ્રતાપથી પોષણ પામેલા ધર્મ પ્રજાપતિ પત્નીપુત્રાદિ પરિવાર સાથે પરમ પ્રમોદને પામ્યા ॥૯૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે અહિંસાધર્મસ્થાપનનામૈકોનવિંશોऽધ્યાયઃ ॥૧૯॥

सुव्रत उवाच—राजासील्लुब्धजिन्नामा धमकाख्यपुरे नृप । स्वालये प्रभुमावास्य सिषेवे तं स दासवत् ॥१॥ कल्याण इन्दुभो रामस्तथा राजधनाभिधः । पुत्रास्तस्य मुदा चक्रुश्चत्वारः सेवनं हरेः ॥२॥ जिज्जा मान्या वायुजीवा मोटिनी कर्णिकादयः । योषितोऽपि प्रभोर्भक्त्या विदधुस्तस्य सेवनम् ॥३॥ उषित्वा द्वे दिने तत्र भूचायग्राममाययौ । जयरामः कार्मणाद्या भक्ताः पर्यचरंश्च तम् ॥४॥ देविकाद्याः स्त्रियस्तं च भक्तिमत्यः सिषेविरे । तत्रोषित्वा स घस्रौ द्वौ कन्थकूटपुरं ययौ ॥५॥ मूलजित्कचराद्यैश्च तत्र भक्तैः स सेवितः । वायवीहरिवालादियोषाभिश्चावसद्दिनम् ॥६॥ ततोऽब्धिखाडीमुत्तीर्य देशमाभीरमभ्यगात् । तत्रासौ पि-

## [1]અધ્યાય ૨૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ધમડકા પુરમા તેના રાજા લુબ્ધજીત નામના એક હતા આ રાજા પોતાના પુરમા પધારેલા પ્રભુને પોતાનાજ રાજભવનમાં ઉતારો કરાવીને દાસની પેઠે સેવા કરવા લાગ્યા ॥૧॥ કલ્યાણ ઇન્દુભ રામ તથા રાજધન નામના ચારેય તે રાજપુત્રો શ્રીહરિની સેવા પરમ હર્ષથી કરવા લાગ્યા જીજ્જા માન્યા વાયુજીવા મોટિની કર્ણિકા આદિક ક્ષત્રજાતીય સ્રિયોપણ શ્રીહરિની સેવા પરા ભક્તિથી કરવા લાગી ॥૨-૩॥ તે પુરમા બે દિવસ રહીને ત્યાના ભક્તોની સેવાને સ્વીકારીને, ત્યાંથી શ્રીહરિ ભચાઉ ગામે પધાર્યા તે ગામના જયરામ કાર્મણ પ્રમુખ ભક્તપુરૂષો તથા દેવિકા આદિક ભક્તસ્રિયોએ શ્રીહરિની ભક્તિથી સેવા કરી તે ભચાઉ ગામમા બે દિવસ રહીને ત્યાથી શ્રીહરિ કથકોટ પુરે પધાર્યા ॥૪-૫॥ તે પુરમા મુળજી કચરો આદિક ભક્તપુરૂષોએ તથા વાયવી હરિબાળા આદિક ભક્તસ્રિયોએ ભક્તિથી પરિચર્યા કર્યો છે ચરણકમળ જેમના એવા શ્રીહરિ એક દિવસ રહ્યા ॥૬॥ તે પછી શ્રીહરિ સમુદ્રની ખાડી ઉત

---

૧ આ અધ્યાયમા નાનાવિધ ગામ નગરમા વિચરતા શ્રીહરિએ દર્શાવેલા વિવિધ દિવ્ય ઐશ્વર્યનુ વર્ણન કર્યું છે

प्पलीग्राममियायात्मीयतुष्टये ॥७॥ तत्र देवगणेशाद्याः समसेवन्त तं विशः। स्त्रियश्च मान्यारामाद्याः स्वस्वशक्त्यनुसारतः ॥८॥ तत्रोषित्वा दिने द्वे च राजकूटं स आययौ। लक्ष्म्याख्या राजकन्या तं तत्रानर्चातिभावतः ॥९॥ स प्रसादाद्धरेः सर्वाः प्राप योगकला नृप !। तत्रोषित्वा दिनं त्वेकं निर्ययौ भगवांस्ततः ॥१०॥ क्रोधं संयमयन्मदं च दमयन्कामं समुन्मूलयन्मानं सन्नमयन् स्पृहामपनयँल्लोभं च विच्छेदयन्। पापौघं दलयन्कलिं व्यपनयन् पाषण्डमुच्छेदयन्सत्त्वं निर्मलयंश्चचार भगवान्धर्मं स मुत्तेजयन् ॥११॥ आश्चर्यं जनयन्नृणां प्रतापं प्रथयन्भुवि। हरन्न-

---

રીને આભીર નામના દેશમાં આવ્યા તે દેશમાં આત્મીય ભક્તોને પ્રસન્ન કરવા પિપળિયા નામના ગામે પધાર્યા ॥૭॥ તે ગામમાં દેવ ગણેશ વિગેરે વૈશ્ય ભક્તો તથા માન્યા રામા આદિક ભક્ત સ્ત્રિયોએ પોતપોતાની શક્તિને અનુસારે શ્રીહરિની ભાવથી સેવા કરી ॥૮॥ શ્રીહરિ પિપળીયા ગામમાં બે દિવસ રહીને રાજકોટ નગર પધાર્યા તેમાં લક્ષ્મી નામની કોઈ રાજકન્યાએ અતિભાવથી શ્રીહરિની રાજેપચારથી પૂજા કરી હે નૃપ ! તે લક્ષ્મીની અનવધિક ભક્તિને ભાળીને પ્રસન્ન થએલા ભગવાને સર્વ યોગનો તેને એકદમ ઉપદેશ આપ્યો. લક્ષ્મીપણ ભગવાનના અનુગ્રહથી સુખેથી સર્વ યોગકળાઓને પામી. શ્રીહરિ રાજકોટપુરમાં એક દિવસ રહીને ત્યાંથી ચાલી નીકળ્યા ॥૯-૧૦॥ હવે અવશેષ અધ્યાયથી ભુજનગરથી નિકળ્યા તેને આરભીને રાજકોટ નગરથી નીકળ્યા ત્યાં સુધીનું તે તે ગામ નગરમાં શ્રીહરિએ પ્રકાશ કરેલુ ઐશ્વર્ય એકસાથે કહે છે—ભગવાન્ નિ શ્રેયસના સાધનભૂત સદ્ધર્મ કે જે અધર્મની અભિવૃદ્ધિથી ગ્લાનિ પામ્યો હતો તેને સમુત્તેજીત–અધર્મના વિનાશથી પ્રફુલિત કરવા પૃથ્વીમાં વિચર્યા હતા એમને પૃથ્વી વિચરણમાં બીજું પ્રયોજન ન હતું અધર્મનાં મૂળતો કામ, ક્રોધ, માન, મદ, સ્પૃહા અને લોભ છે, તે આ મૂળથી પાપપુજ પ્રવર્તે છે, તેનાથી કળિયુગની પુષ્ટિ થાય અને તે પુષ્ટિને લીધે પાખડ ધર્મની પ્રવૃત્તિ થાય, તે આ સર્વે દોષોને સકારણ નિર્મૂળ નાશ કરતા થકા તે તે પુર ગ્રા-

ज्ञानतिमिरं सोऽराजज्ज्ञानभास्करः ॥१२॥ दृष्टश्रुतप्रतापं तं धर्मवर्त्मप्रवर्तकम् । आशिश्रियुश्च बहवो नरा नार्यश्च भूपते ! ॥१३॥ उत्साहार्थं सोऽपि तेषां मतिदार्ढ्याय चात्मनि । स्वैश्वर्यं दर्शयामास यदनन्याश्रयं प्रभुः ॥१४॥ अनेकेषां स जीवानां प्राणवृत्तिनिरोधनम् । अचीकरद्ब्रह्मरूपे निजात्मनि समाधिना ॥१५॥ दर्शयामास तत्रैव गोलोकं धाम चाक्षरम् । श्वेतद्वीपं च वैकुण्ठं सकलैश्वर्यसम्भृतम् ॥१६॥ अव्याकृताख्यं लोकं च दिव्यं बदरिका

મમા વિચર્યા હતા ॥૧૧॥ અરાજત્ જ્ઞાનભાસ્કર —આ શ્રીહરિ તો લૌકિક તેજોમય સૂર્ય થકી વિલક્ષણ જ્ઞાનમય સૂર્ય છે સૂર્ય તો પાચ મહાભૂતોમા ત્રીજા નબરે ગણાતા તેજથી કેટલાકના કેવળ નેત્રમાત્રને આવરણ કરનારા અધકારને ટાળે છે. આ જ્ઞાનમય સૂર્ય તો સર્વ ઇન્દ્રિયોમા આવરણ કરનારા, ચૈતન્ય તેજના પ્રસરણમાં વિરોધિ, અજ્ઞાન નામના આતર અધકારને ટાળે છે. સૂર્ય તો દૃશ્ય કે દૃશ્યસજાતીયને પ્રકાશ કરે છે આ જ્ઞાનમય સૂર્યતો દૃશ્યથકી અત્યત વિલક્ષણ ગુણાતીત ચેતનમય આત્મસ્વરૂપને અને તેનાથી વિલક્ષણ મુક્તૈકસેવ્ય પરમાત્મસ્વરૂપને પ્રકાશ કરે છે. આવું આશ્ચર્ય મનુષ્યોને ઉત્પન્ન કરેછે માટે આવા અસાધારણ મહિમાથી પોતાનું ઐશ્વર્ય પૃથ્વી ઉપર પ્રખ્યાપન કરતા શ્રીહરિ અતિશ યપણે શોભે છે ॥૧૨॥ હે ભૂપતે ! આ ધર્મમાર્ગના પ્રવર્તક શ્રીહરિનો અસાધારણ પ્રતાપ સાંભળી તથા ભાળીને બહુ નરનારીઓએ મોક્ષની આકાક્ષાથી એમના નિર્ભય ચરણ મૂળનો આશ્રય કર્યો ॥૧૩॥ સમર્થ શ્રીહરિએ પણ નિજાશ્રિત જનોને પોતાના સ્વરૂપમાં વિશ્વાસાતિશય તથા ઉત્સાહાતિશય ઉપજાવા માટે પોતાનું અસાધારણ અદ્ભુત ઐશ્વર્ય દર્શાવ્યું ॥૧૪॥ તે ઐશ્વર્ય મૌળ શ્લોકથી કહે છે—પ્રાણવૃત્તિનો નિરોધ કરી ધારણા સપાદન કરી ત્રણ દેહથી વિલક્ષણ, બ્રહ્મસારૂપ્યને પામેલા એવા સ્વાત્મસ્વરૂપમા અનેક જીવોને સમાધિ કરાવી ॥૧૫॥ તેજ સમાધિમાં સર્વ ઐશ્વર્યસંપૂર્ણ ગોલોક અક્ષર શ્વેતદ્વીપ અને વૈકુઠ આદિક ધામો ભક્તોને બતાવ્યાં ॥૧૬॥ તથા દિવ્ય અવ્યાકૃત લોક, બદરિકાશ્રમ, અનિ-

वनम् । अग्निबिम्बं चार्कबिम्बं धाम च क्षीरसागरम् ॥१७॥ तत्र तत्र निजामेव दिव्यां मूर्तिमदीदृशत् । सदैश्वर्येण जुष्टां च तत्तत्पार्षदशक्तिभिः ॥१८॥ अश्रावयच्च केभ्यश्चित्सहसा प्रणवध्वनीन् । कोटिकोट्यर्कसङ्काशं निजं तेजोऽप्यदीदृशत् ॥१९॥ परं यज्जाग्रदादिभ्यः सच्चिदानन्दलक्षणम् । द्रष्ट्राख्यं ब्रह्म तद्रूपं केभ्यश्चित्स्वमदीदृशत् ॥२०॥ भूगोले च खगोले च देवतानां हरेस्तथा । स्थानैश्वर्याणि यान्यासन् केभ्यश्चित्तान्यदीदृशत् ॥२१॥ आधारादिषु चक्रेषु गणेशाद्याश्च देवताः । केभ्यश्चिद्दर्शयामास संस्थिताः स पृथक् पृथक् ॥२२॥ केभ्यश्चिदपि भक्तेभ्यो विराड्रूपमदीदृशत् । क्वचित्पुरुषसूक्तोक्तं ब्रह्माण्डाधारमीश्वरः ॥२३॥ शतयोजनदूरस्थभक्तेभ्योऽपि क्वचित्क्वचित् । स्वदर्शनं स प्रददौ

---

मंडળ, सूर्यमंडળ, क्षीरसागर, ઇत्यादि धामो पण बताव्यां. ते ते गोलोकादि धामोमां रहेली, निरंतर सर्व ऐश्वर्य तथा ते ते नंद सुनंदादि पार्षदो तथा ते ते राधारमादि शक्तिओए सेवेली, दिव्य पोतानीज मूर्ति ते भक्तोने श्रीहरिए बतावी ॥१७-१८॥ केटलाक भक्तजनोने अंतराकाशमां अकस्मात् विकास पामता ओंकारनादो संभळाव्या. केटलाक भक्तोने कोटि कोटि सूर्य सदृश-सर्व तेजने तिरस्कार करनारुं, समस्त तेजोना कारणभूत पोतानुं तेजपण प्रदर्शाव्युं ॥१९॥ तथा जे जाग्रतादि त्रण अवस्थाए अतीत, ते ते अवस्थाना निवार्हकपणे ते ते अवस्थामां रहेलुं, सच्चिदानंदलक्षण, द्रष्टु नामनुं ब्रह्म छे ते रूप केटलाकने प्रदर्शाव्युं ॥२०॥ तथा प्राकृतमंडळ भुगोळ खगोळमां जे ब्रह्मादि देवताओनां अने विष्णुनां स्थानो तथा ऐश्वर्यो छे ते पण केटलाक भक्तोने बताव्यां ॥२१॥ शरीरनी अंदर आधारादि चक्रोमां रहेला जे गणेश आदिक देवताओ छे तेमने केटलाक भक्तोने जुदा जुदा बताव्या ॥२२॥ कोई भक्तोने कदाचित् पुरुषसूक्तमां वर्णवेलुं ब्रह्मांडाधार विराट् रूप पण सर्वेश्वर श्रीहरिए बताव्युं ॥२३॥ आ भगवान् श्रीहरि प्रसन्न थईने क्यारेक क्यारेक बहु दूर देशमां रहेला पण भक्तजनोने प्रत्यक्षपणे पोतानुं दर्शन आपता हता. आ बाबत प्रसि-

प्रीतः प्रत्यक्षमेव हि ॥२४॥ अपि दूरस्थितैर्भक्तैः स्वगृहे प्रतिमान्तिके । नैवेद्यमर्पितं क्वापि ह्यश्नाद्विस्मापयञ्जनान् ॥२५॥ म्रियमाणान्निजान् क्वापि निनीषुर्धाम चात्मनः । अप्यन्येभ्यः स तद्ग्रामे साक्षात्प्रादात्स्वदर्शनम् ॥२६॥ मुमुक्षूनितरांश्चेत्थं दर्शयन्तमलौकिकम् । स्वैश्वर्यं वीक्ष्य तं प्रापुरभक्ता अपि विस्मयम् ॥२७॥ तेन सार्कं विवादार्थं बहवो मतवादिनः । आगता अपि वादैस्तं जेतुं नैवाशकन् क्वचित् ॥२८॥ तं कार्ष्णा ददृशुश्च कृष्णमवनौ रामं च रामार्चकाः शक्तिं शक्तिपरायणा रविमयो सौराश्च

દ્ધજ છે ॥૨૪॥ વળી બહુ દૂર દેશમાં રહેલા ભક્તોએ પોતાને ઘેર પ્રતિદિન પૂજ્ય પ્રતિમાપાસે પ્રીતિથી જમવામાટે અર્પણ કરેલા નૈવેદ્યને પણ ક્યારેક તે જનોને વિસ્મય પમાડતા થકા પ્રત્યક્ષ શ્રીહરિ જમતા હતા. આ વાત પણ પ્રસિદ્ધજ છે ॥૨૫॥ આ બીજું અદ્‌ભુત ઐશ્વર્ય છે—શ્રીહરિ પોતાના અનન્ય આશ્રિતોને મરણ સમયમાં પોતે અતિ કૃપા કરી સ્મરણમાં લાવીને, પોતેજ તેમને પ્રકૃતિમંડળ થકી પાર પોતાના અક્ષર ધામમાં લઈ જવાની ઇચ્છાથી, મરતા ભક્તજનના ગામમાં પોતાનાજ દિવ્ય આ રૂપથી પ્રવેશ કરી, તેનેજ જેમ એમ બીજા જનોને પણ લોચનગોચર થઈ બીજાઓને પણ પોતાનું પ્રત્યક્ષ દર્શન આપીને કૃતાર્થ કરેછે ॥૨૬॥ મુમુક્ષુ તથા અમુમુક્ષુઓને પૂર્વોક્ત પ્રકારનું અલૌકિક પોતાનું ઐશ્વર્ય પ્રદર્શાવતા, કૃપાના એક નિધિરૂપ, સર્વજ્ઞ સર્વશક્ત શ્રીહરિને જોઇને અભક્તજનો પણ વિસ્મય પામતા હતા વિસ્મય પામીને તેમનેજ સર્વ ભાવથી ભજતા હતા ॥૨૭॥ શ્રીહરિનું દિવ્ય ઐશ્વર્ય નહિ સહન કરી શકતા બહુ મતવાદિઓ તેમને વાદથી જીતવામાટે આવ્યા હતા પણ ક્યારેય કોઇ દેશમાં પણ કોઈ પણ જીતવા સમર્થ નજ થયા કિંતુ પરાજય પામ્યા ॥૨૮॥ કેવળ જીતવામાટે સમર્થ થયા નહિ એટલુજ નહિ કિંતુ તે સમયે ભગવાને અનુગ્રહથી કરાવેલી સમાધિમાં એજ શ્રીહરિને પોતપોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણાદિ રૂપથી રહેલાને સાક્ષાત્કાર કરી, પોતાના ઇષ્ટદેવ શ્રીકૃષ્ણાદિ સર્વ રૂપોના પ્રાદુર્ભાવનું મૂળ આ શ્રીહરિનેજ સમજીને, એજ આ નારાયણમુનિને ભજવા લાગ્યા એમ કહેછે—

शैवाः शिवम् । विष्णुं वैष्णवधर्मिणः खलु तदा जैनाश्च तीर्थङ्करान् दृष्ट्वाऽऽस्त्वसमाधिना च यवनाः पिङ्गाम्बरान्विस्मिताः ॥२९॥ एवं यो यस्तमभ्यागात्स स सद्यः समाधिना । स्वेष्टदेवं तमेवेशं विलोक्यासीत्सुविस्मितः ॥३०॥ त्यक्त्वा स्वस्वमतान्येव ततस्ते तमुपाश्रिताः । भक्त्या नारायणं नित्यं भेजिरे धर्मसंस्थिताः ॥३१॥ मद्यमांसादिसंसर्गं त्यक्त्वा सर्वे तदाश्रिताः । ज्ञानवैराग्यसम्पन्ना बभूवुः प्राकृता अपि ॥३२॥ हीनं जात्यापि तच्छिष्यमनधीतमपि क्वचित् । न शेकेऽधीतशास्त्रोऽपि विजेतुं ब्रह्म

---

પૃથ્વી ઉપર તે સમયે કૃષ્ણના ઉપાસકોએ શ્રીહરિને શ્રીકૃષ્ણરૂપે જોયા શ્રીરામભક્તોએ શ્રીહરિને રામરૂપે જોયા શક્તિસેવકોએ શક્તિરૂપે જોયા સૂર્યભક્તોએ શ્રીહરિને સૂર્યનારાયણરૂપે દેખ્યા શિવોપાસકોએ શ્રીહરિને પરમ શિવરૂપે દેખ્યા સાધારણપણે વૈષ્ણવધર્મમા રહેલા જનોએ શ્રીહરિને શ્રીવિષ્ણુરૂપે ભાળ્યા જૈનમતના જનોએ મહાવીરાદિ તીર્થંકરો રૂપે ભાળ્યા અને યવનોએ શ્રીહરિને મહમદ આદિક પિગાબર રૂપે દેખ્યા એ રીતે શ્રીકૃષ્ણ આદિકના સર્વે ભક્તો શ્રીહરિએ અનુગ્રહથી કરાવેલી સમાધિએ કરીને પોતપોતાના ઇષ્ટદેવરૂપે શ્રીહરિને સાક્ષાત્ જોઇને અત્યત આશ્ચર્ય પામી ગયા હતા આ પ્રકારે જે જે જન શ્રીહરિને જેમ તેમ પણ પામ્યો તે તે જન તત્ક્ષણુજ સર્વેશ્વર શ્રીહરિનેજ પોતાના ઇષ્ટદેવ રૂપે નિરખીને અતિ આશ્ચર્યને પામતો હતો તે પછી તે સર્વે જનો પોતપોતાના સપ્રદાયનો આગ્રહ છોડી દઇનેજ શ્રીનારાયણમુનિનો સમાશ્રય કરી તેમણે કરેલી ધર્મમર્યાદામાં રહીને પરમ પ્રેમથી નિરતર તેમની ભક્તિ કરવા લાગ્યા ॥૨૯-૩૧॥ પ્રાકૃત-ગ્રામ્યલોગમા અભિરૂચિવાળા શાક્ત આદિક સર્વે જનો પણ સમર્થ શ્રીહરિના સમાશ્રયથી મદ્યમાસાદિકનો સસર્ગ દૂરથી ત્યાગ કરીને જ્ઞાનવૈરાગ્યે સપન્ન થઈ ગયા ॥૩૨॥ આ ભગવાનનો આશ્રિત ભલે શાસ્ત્ર ભણેલો પણ ન હોય અને જાતિએ કરીને પણ નીચ હોય તથાપિ તેને જાતિએ કરીને ઉચ્ચ અને શાસ્ત્ર ભણેલો પણ જન બ્રહ્મવિદ્યાવડે જીતવા માટે ક્યારેય સમર્થ થતોજ નહિ, કારણ કે આશ્રિતને ભગવાનના

विद्यया ॥३३॥ इत्थं निजप्रतापेन मूलाज्ञानं विनाशयन् । सद्धर्मं स्थापयामास विनष्टं धरणीतले ॥३४॥ तत्र तत्रान्नसत्राणि कारयामास भूरिशः । यत्रागतानामन्यत्र नासीज्जिगमिषा नृणाम् ॥३५॥ यज्ञैश्च वैष्णवैर्विष्णुं याजयामास स प्रभुः । आढ्यान्निजजनान्प्रीत्या मुख्यकल्पैर्नरेश्वर ! ॥३६॥ विष्णुयागमहारुद्रादियज्ञेषु सहस्रशः । मिष्टान्नैस्तर्पयामास ब्राह्मणान्बहुवासरान् ॥३७॥ अदीदपच्च बहुशो विप्रेभ्यस्तत्र तत्र च । हेममुद्रा रूप्यमुद्रा उदारः स इवैकराट् ॥३८॥ घृतक्षीरादिभिर्यज्ञान् हविष्यान्नैश्च कारयन् । मकारपञ्चकविधिं वेदबाह्यमनीनशत् ॥३९॥ साधुभूदेव-

આશ્રયબળથી બ્રહ્મના અપરોક્ષલક્ષણા બ્રહ્મવિદ્યા હતી અને બીજાઓને તો બ્રહ્મવિદ્યાપણ તેના પરોક્ષલક્ષણા હતી ॥૩૩॥ આ પ્રકારે શ્રીહરિએ નિજ-પ્રતાપ-અસાધારણ ઐશ્વર્યના પ્રકાશથી અધર્મમૂળ અજ્ઞાનને વિનાશ કરી સદ્ધર્મ-ભૂતળમાં વિનષ્ટપ્રાય થએલા પારમૈકાંતિક ધર્મની ઉદ્ધાર કરીને ફરીથી સ્થાપના કરી ॥૩૪॥ આ ભગવાનની જેમ વિજ્ઞાનપ્રવર્તનપરતા હતી તેમ વિજ્ઞાનમાં ઉપયોગી ધર્મપ્રવર્તનપરતા પણ પ્રખ્યાત હતી એમ કહે છે—ધર્મથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તેમાં 'યજ્ઞેન દાનેન તપસાઽનાશકેન બ્રાહ્મણા વિવિદિષન્તિ' એવી શ્રુતિ છે. શ્રીહરિએ તે તે દેશમાં અનેક અન્નસત્રો બંધાવ્યાં હતાં, જે અન્નસત્રોમાં આવેલા જનોને બીજે સ્થળે જવાની ઇચ્છાજ ઉદય પામે નહિ ॥૩૫॥ હે નરેશ્વર! પ્રભુ શ્રીહરિએ ધનાઢ્ય નિજજનોની ધનસંપત્તિને સાર્થક કરવા તેમને વૈષ્ણવયાગમાં પ્રોત્સાહન આપીને મુખ્યજ કલ્પથી વિષ્ણુયાગો કરાવ્યા હતા ॥૩૬॥ અને વિષ્ણુયાગ મહારૂદ્ર આદિક યાગોમાં બહુ બ્રાહ્મણો બહુ દિવસ મિષ્ટાન્નથી તૃપ્ત કર્યા હતા ॥૩૭॥ ચક્રવર્તી રંતિદેવ રાજાની પેઠે મહાઉદાર શ્રીહરિએ તે તે યજ્ઞોમાં બહુ સોનામહોરો અને રૂપામહોરો બહુ બ્રાહ્મણોને અપાવી હતી ॥૩૮॥ ઘૃત દુગ્ધ આદિક હવિષ્યાન્ને કરીને અહિંસામય યાગ ચોગરદમ પ્રવર્તાવ્યા હતા. અને મદ્યમાંસાદિ પાંચ મકારનું જેમાં વિધાન છે એવા વેદબાહ્ય શાક્ત ધર્મનો તથા તેના જેવાજ બીજા ધર્મનો નાશ કર્યો હતો

देवानामर्चनं प्रीणनं च सः । मुहुश्चकार चाधर्मपापण्डोच्छेदनं प्रभुः ॥४०॥ धर्मज्ञानविरक्तीनां भक्तेर्भेदांश्च सर्वशः । तत्त्वतो बोधयामास तत्र तत्र स विस्तरात् ॥४१॥ सच्छास्त्रैः स्वप्रतापेन जित्वा चाधर्मिणो गुरून् । तेभ्यो मुमुक्षून् रक्षित्वा धर्मसर्गं द्य-

॥૩૯॥ સાધુ-ભગવાનના એકાંતિક ભક્તો, ભૂદેવો અને દેવોનું પૂજન તથા પ્રીણન વારેવારે કરતા હતા. આ કરવાથી ભગવાનને કશો જાતનો અર્થ ન હતો, કિંતુ અધર્મનો ઉચ્છેદ અને ધર્મસ્થાપન માટે આ લોકમાં અવતરેલા ભગવાનનું કર્તવ્યજ છે ॥૪૦॥ વળી ભગવાને ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના બહુ ભેદોનો અનેક ગ્રામ નગરોમાં ભક્તોને બોધ કર્યો હતો—વર્ણનિમિત્તથી આશ્રમનિમિત્તથી અને કામના (ફળ) નિમિત્તથી ધર્મો અનેકવિધ થાય છે, તેનાથી જે અકામથી (નિષ્કામ) પ્રવર્ત્યા છે તેતો અત્યંત ભિન્ન છે, આ રીતે ધર્મની વિવિધતા થતી જાણવી. જ્ઞાતવ્યભેદને લીધે જ્ઞાનમાં ભેદ કહેવાય છે, પ્રાપ્ય, પ્રાપ્તા, પ્રાપ્તિનો ઉપાય, પ્રાપ્તિના વિરોધિ, આ સર્વ જ્ઞાતવ્ય ( જાણવા યોગ્ય ) છે, આના જ્ઞાતવ્યપણે કરીને જ્ઞાનમાં ભેદ છે તથા ઉપાયજ્ઞાનમાં પણ કર્મયોગ જ્ઞાનયોગ આદિક ઉપાયની બહુલતા છે, આ રીતે જ્ઞાનની વિવિધતા જાણવી. આ લોક પરલોકના ભોગસુખની અલ્પતા અસ્થિરતા ઉત્તરકાળમાં દુઃખપ્રદતા આદિક દોષના ભેદને લીધે તે દોષોના વિચારથી થતા વૈરાગ્યમાં વિવિધતા આવે છે એટલે કોઇને ભોગસુખની અલ્પતા વિચારવાથી તો કોઇને અસ્થિરતા વિચારવાથી તો કોઇને ઉત્તર કાળમાં દુઃખપ્રદતા વિચારવાથી ઇત્યાદિ દોષવિચારથી વૈરાગ્ય થાય છે એટલે વૈરાગ્યના ભેદો થાય છે. વળી વિષય વિભેદથી તેનો ભેદ સ્પષ્ટ છે, એટલે જેમાં વૈરાગ્ય થાય એવા વિષયો વિવિધ છે તેથી વૈરાગ્યમાં

योजयत् ॥४२॥ चतुर्णामपि वर्णानामाश्रमाणां सनातनम् । धर्मं संस्थापयामास भगवान् धर्मरक्षकः ॥४३॥ नैष्ठिकव्रतिनां धर्मान्प्रभुः सोऽथ प्रवर्तयन् । स्वयं नैष्ठिकधर्मेषु मेजे राजाधिराजताम् ॥४४॥ यथेष्टं पोष्यमाणाश्च भक्तिधर्मादयोऽपि तम् । सेवमाना नित्यमेव विरेजुः परया श्रिया ॥४५॥ दृश्या आसन् पुण्यवद्भिर्दिव्याकृतिधरास्तु ते । क्वचिदेवेच्छया तस्य प्रभोर्न तु सदाऽखिलैः ॥४६॥ इति दिव्यचरित्रचित्रकृत्करुणाचारिनिधिर्धरातले । विचरञ्छुचिमास आययौ शरधाराख्यपुरं हरिर्नृप ! ॥४७॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विविधैश्वर्यप्रदर्शनेन नानाविधभक्तजनानन्दनं नाम विंशोऽध्यायः ॥२०॥

---

धर्मसर्ग-शमदमादिकमा जोड्या हता ॥४२॥ धर्मरक्षण अर्थे अवतरेला आ भगवाने चार वर्ण अने चार आश्रमना सनातन-आर्ष परंपराथी प्राप्त थता धर्मनी स्थापना करी हती ॥४३॥ विशेषपणे नैष्ठिक व्रतिओना धर्मोने आचरणथी अने अवबोधथी प्रवर्तावता होवाथी आ प्रभु श्रीहरि पोते नैष्ठिकधर्मिओमां राजाधिराजताने पाम्या हता. अर्थात् खडीया राजाओने मध्ये चक्रवर्तीज जेम एम नैष्ठिक ब्रह्मचारीओमां असाधारण ब्रह्मचर्य व्रतनिष्ठ होवाथी अतिशय श्रेष्ठ थया हता ॥४४॥ आ भगवाने यथेष्ट पुष्टिने पमाडेला भक्ति धर्मादिको पण एज श्रीहरिनी निरंतर प्रत्यक्ष पोताना अदृश्य दिव्य रूपथी समीपे रहीने सेवा करता सर्वोत्तम शोभाथी विराजमान थया हता ॥४५॥ श्रीहरिनी समीपे रहीने सदाय सेवा करे छे तथापि दिव्याकृतिवाळा ते धर्मादिको सर्व कोइने नयनगोचर थता हता नहि. किंतु ते भगवाननीज इच्छाथी कोईकज सुकृतशालिओना कदाचित ज दर्शनमार्गमा आवता हता ॥४६॥ हे नृप ! करुणाना एक निधिरूप आ भगवान् धरातळमां ते ते स्थळे आश्चर्यकारी दिव्य चरित्रने आ प्रकारे प्रख्यापन करता थका अने ते ते अनेक ग्राम नगरादिकने विचरणना मिषथी पवित्र करता थका आषाढ मासमां शरधार पुरमा पधार्या ॥४७॥ इति श्रीसत्संगिजीवने...द्वितीयप्रकरणे विविधैश्वर्यप्रदर्शनेन नानाविधभक्तजनानंदनं नाम विंशोऽध्यायः ॥२०॥

सुव्रत उवाच—तत्र राजकुमारौ द्वौ सिषेवाते तमादरात् । तुङ्ग-जिद्वैरिजित्संज्ञौ तत्पदाब्जदृढाश्रयौ ॥१॥ तत्राद्यः कृष्णपादाब्ज-रेणूनां स्वाङ्गधारणे । अक्रूरोपम एवासीद्द्वितीयो विदुरोपमः ॥२॥ तथा वैरिभयो भीमो हिक्कजित्प्रमुखा अपि । क्षत्रवीरा असेवन्त भक्तास्तं परया मुदा ॥३॥ करिमो मूकहसनौ रयो हयजिदादयः । यवना अपि तं प्रीत्या भेजिरे दृढनिश्चयाः ॥४॥ निजांस्तान् प्रीण-यन्भक्तान्वसंस्तुङ्गजिदालये । अज्ञानमहरन्नृणां तिमिरं तरणिर्यथा ॥५॥ भक्तैः सम्प्रार्थितस्तत्र चातुर्मास्यमुवास सः । महान्तमुत्सवं

## [1]અધ્યાય ૨૧ મો.

સુવ્રતઋષિ કહેછે-હે રાજન્! શરધારપુરમાં તુંગજીત્ તથા વૈરિજીત નામના, ભગવાનના ચરણકમળના દૃઢ આશ્રયવાળા બે રાજકુમારો પોતાના પુરમાં પધારેલા શ્રીહરિની આદરથી સેવા કરવા લાગ્યા ॥૧॥ તેમાં પહેલા—તુંગજીત્ શ્રીહરિના ચરણકમળના સ્પર્શવાળા રજને પોતાના મસ્તક આદિક અવયવોમાં ધારણ કરવામાં અક્રૂરજીને સદૃશ હતા અને બીજા—વૈરિજીત કાર્યાકાર્યજ્ઞાન તથા શ્રીહરિના મહામહિમાજ્ઞાનમાં વિદુરજીને સદૃશ હતા. અર્થાત્ આ બન્ને જણા પણ અનુક્રમે અક્રૂર-વિદુરની પેઠે ભગવાનના ચરણરજનો મહિમા અને ભગવાનનો મહિમા જાણનારા હતા ॥૨॥ તથા વેરિભાઈ ભીમો હીકો વિગેરે બીજા પણ રાજવંશીઓ તથા બીજા કરિમ મૂકો હસન રયો હયજીત આદિક યવનો પણ દૃઢ નિશ્ચય કરી પરમ પ્રીતિથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા ॥૩-૪॥ તુંગજીત ભૂપતિના ભવનમાં રહીને તે સર્વ ભક્તોને દર્શન આભાષણ આદિકરૂપ સંશ્લેષથી આનંદ આપતા શ્રીહરિએ જેમ સૂર્ય ઉદય પામીને અંધકારને નાશ કરે તેમ સર્વ જનોનો અજ્ઞાનરૂપ અંધકાર સદુપદેશરૂપ પ્રકાશથી નાશ કરી નાંખ્યો ॥૫॥ તે સર્વ કોઈ ભક્તોએ બહુ પ્રાર્થના કરવાથી શ્રીહરિ શરધારપુર-

---

[1] આ અધ્યાયમાં કામાદિદોષોમાં લોભદોષની અતિદુષ્ટતા ભગવાને સભામાં ઉપદેશ કરેલી અનુવાદ કરી છે.

चक्रे जन्माष्टम्यां च पूर्ववत् ॥६॥ देशान्तरेभ्यो भक्ताश्च तत्राजग्मुः सहस्रशः । सगृहा अगृहाश्चापि तद्दिदृक्षाहृतान्तराः ॥७॥ उपवासं जागरं च निशि कृष्णार्चनं तथा । भक्तैः सह हरिश्चक्रे सेतूनां परिपालकः ॥८॥ साधून्विप्रांश्च सन्तर्प्य नवम्यां कृतपारणः । आससाद सभां रम्यामपराह्णे सतांपतिः ॥९॥ अथोपविष्टं परमासने तं प्रणम्य विप्रा नृप ! साधवश्च । यथोचितं तस्य पुरो निषेदुरन्ये जनास्तानभितश्च सर्वे ॥१०॥ शृण्वत्सु सर्वेषु सदःस्थितेषु प्रणम्य तं तन्निकषोपविश्य । बद्धाञ्जलिस्तुङ्गजिदूर्जितश्रीः पप्रच्छ सर्वानुमतेन राजा ॥११॥ तुङ्गजिदुवाच—भगवन्निह दृश्यन्ते सर्वेषामपि देहिनाम् । कामः क्रोधस्तथा लोभ इति वै

---

માજ ચાતુર્માસ્ય-આષાઢ આદિક ચાર માસપર્યંત રહ્યા હતા ત્યાં રહીને તેમણે ૧૮૬૧ ના સંવતમાં જન્માષ્ટમીનો મહોત્સવ માણાવદરના જેવો કરવાનો આરંભ્યો ॥૬॥ બહુ ગૃહસ્થ ભક્તો તથા ત્યાગિઓ પણ શ્રીહરિના દર્શનની ઇચ્છાથી આકર્ષિત અંત:કરણવાળા થઈને દેશાંતરમાંથી તે મહોત્સવ ઉપર આવ્યા ॥૭॥ શાસ્ત્રોક્ત ધર્મમર્યાદાના પરિપાલક ભગવાને યથાવિધિ ઉપવાસ જાગરણ કૃષ્ણપૂજન આદિક જન્માષ્ટમીવ્રત ભક્તોની સાથે કર્યું ॥૮॥ તે પછી નવમીના પ્રાત:કાળમાં સાધુ બ્રાહ્મણોને જમાડીને પોતે પારણાં કરીને તેજ દિવસના અપરાહ્નસમયે સંતોના પતિ આ ભગવાન સર્વોત્તમ સભામાં પધાર્યા ॥૯॥ હે નૃપ! તે પછી સભાના મધ્યભાગમાં રહેલા પરમાસનમાં વિરાજેલા શ્રીહરિને સાધુઓ તથા વિપ્રો પ્રણામ કરી યથાયોગ્ય તેમની આગળ બેઠા તથા બીજા સર્વે જનો સાધુવિપ્રોની ચારે બાજુ યથાયોગ્ય બેઠા ॥૧૦॥ તે સમસ્ત ભક્તો ભગવાનનું વચનામૃત સાંભળવામાં સન્મુખ થતાં તુંગજીત્ રાજાએ ભગવાનને પ્રણામ કરી સમીપે બેસીને સભાસદ સર્વ જનોની સંમતિથી બે હાથ જોડીને ભગવાનને પ્રશ્ન પુછયો ॥૧૧॥ તુંગજીત પુછે છે—હે ભગવન્ ! આ લોકમાં સર્વ દેહિઓ—દેવ કે મનુષ્ય કે પશુ સર્વ કોઈ દેહધારિઓને સાધારણ આ ત્રણ વૈરિયો—કામ ક્રોધ તથા લોભ છે તેતે મનુષ્યયોનિ કે દેવયોનિમાં પ્રવેશ કરતા તે

वैरिणस्त्रयः ॥१२॥ बलिष्ठस्तेषु कः स्वामिन् ! योऽवश्यं हि मुमुक्षुभिः । सर्वैरुपायैर्जेतव्यस्तन्नः कथय तत्त्वतः ॥१३॥ सुव्रत उवाच— इति पृष्टः स भगवान्भूभुजा तेन संशयम् । मनोभिरामया वाचा तं जगाद जगत्पतिः ॥१४॥ श्रीनारायणमुनिरुवाच—त्रयोऽपि शत्रवो ह्येते नृणां प्राणहरा मताः । मन्ये बलाधिकं तेषु लोभमेव दुरासदम् ॥१५॥ विजेतव्यः प्रयत्नेन स एवात्र मुमुक्षुभिः । पापस्वरूपो गृहिभिस्त्यागिभिस्तु विशेषतः ॥१६॥ सांसारिकपदार्थेषु ये लुब्धा नितरां नराः । अचिरेण विनश्यन्ति ते नूनं हतबुद्धयः ॥१७॥ लोभनिष्ठाः सन्ति दोषा महान्तो निरयप्रदाः । अधिष्ठानं

આ જીવને પ્રહાર કરવા વૈરિવત્ પાછળ પાછળ જાય છે માટે આતો નિત્યવૈરિઓ છે ॥૧૨॥ હે સ્વામિન્ ! આ ત્રણુમાં પણ પ્રબળ કયો વૈરી છે કે જે સર્વ ઉપાયોવડે મુમુક્ષુ જનોએ અવશ્ય જીતવા યોગ્ય છે, તે બલિષ્ઠ વૈરી તમો અમોને તત્ત્વથી કહો ॥૧૩॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે તે રાજાએ સ્વસન્દેહ પ્રત્યે પુછેલા જગત્પતિ તે ભગવાન્ શ્રોતા જનોના મનને હરનારી વાણીથી રાજા પ્રત્યે બોલ્યા ॥૧૪॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે રાજન્ ! પૂર્વોક્ત કામાદિ ત્રણેય શત્રુ-પ્રબળ રિપુઓ છે, કારણ કે—પાપમાં પ્રવર્તાવીને પુરૂષોને નીચી નીચી યોનિઓમાં લઇ જાય છે. કેવળ પરલોકમાં અનર્થ કરનારા છે એટલુંજ નહિ કિંતુ આ લોકમાંજ મનુષ્યોના પ્રાણુને હરનારા પણુ છે. હિ-આ અર્થ રાવણુ કીચક આદિકમાં પ્રસિદ્ધ છે. તે ત્રણુમાં પણુ લોભ તો વિશેષ પ્રબળ છે. તે પાપસ્વરૂપ લોભતો મુમુક્ષુ ગૃહસ્થોએ પ્રયત્નથી જીતવા યોગ્ય છે. ત્યાગિઓએતો વિશેષપણે જીતવા યોગ્ય છે, કારણુ કે તેતો ત્યાગાશ્રમમાંથી ભ્રષ્ટ કરીને પ્રાયશ્ચિત્તથી પણુ અપરિહાર્ય પાપને પેદા કરે છે ॥૧૫-૧૬॥ જે સાંસારિક ધનવસ્ત્રાદિ પદાર્થો અનુભવ કરવાથી સંસૃતિનેજ એક કરનારા છે, તેમાં અત્યંત લોભીયા નરો અલ્પ કાળમાં વિનષ્ટ વિવેક થઇને નિશ્ચે નાશ પામી જાય છે. લોભમાં મોટામોટા બહુ દોષો રહેલા છે. આ મહાદોષો કેવળ લૌકિક અનર્થ

हि पापस्य लोभश्चाघप्रवर्तकः ॥१८॥ लोभात्कामः प्रभवति क्रोधो लोभाच्च जायते । मोहश्चेर्प्या मत्सरश्च सर्वं लोभात्प्रवर्तते ॥१९॥ विद्याविनयसम्पन्ना विख्याताश्च तपस्विनः । महर्षयोऽपि लोभेन बहवो दुर्गतिं ययुः ॥२०॥ तथा हिरण्यकशिपुप्रमुखा ये सुरद्विपः । इन्द्राद्यो देवताश्च लोभेनैव क्षयं ययुः ॥२१॥ कौरवाणां क्षयो जातो लोभेन च महामते ! । अन्येऽपि बहवो भूपा लोभेन भुवि चिक्षियुः ॥२२॥ तस्मान्मदीयैर्न क्वापि लोभः कार्यो हि वस्तुनि । अर्था अनर्थैर्निभृताः सन्त्येवेत्यपि वेत्थ च ॥२३॥ चौर्ये

---

કરનારા છે એમજ નહિ કિંતુ નરકરૂપ અલૌકિક અનર્થના પણ કારણ છે. કેમકે લોભ પાપનું અધિષ્ઠાન-મુખ્ય સ્થાન છે. એમ શાથી? તો લોભ પાપમાં પ્રવર્તાવે છે. લોભની પાપમાં પ્રવર્તકતા તો વિશેષપણે કામાદિકની અભિવૃદ્ધિમાં કારણપણાથી છે, તે હવે કહું છું—લોભ થકી કામ વિશેષપણે ઉદ્ભવે છે-લોભને લીધે અલભ્યમાં પણ કામ થાય છે. તે ન મળે તો ક્રોધ થાયછે. ક્રોધ પ્રવૃદ્ધિ પામતાં મોહ-કાર્યાકાર્યનું અપરિજ્ઞાન થાય છે. લોભથી પરની સમૃદ્ધિમાં ઇર્ષ્યા થાય છે. તે પછી પરની ઉપર મત્સર આવે છે ॥૧૭-૧૯॥ જે કોઈ વિદ્યાવિનયે સંપન્ન છે, જે તપસ્વિઓ છે, જે મહર્ષિઓ છે, જે ઈન્દ્રાદિ દેવો છે, જે હિરણ્યકશિપુ આદિક અસુરો છે, આ સર્વ કોઈ લોભથી દુર્ગતિને પામ્યા છે ॥૨૦-૨૧॥ હે મહામતે! કૌરવો લોભથી વિશેષપણે ક્ષય પામ્યા છે. એ રીતે બીજા બહુ રાજાઓ લોભથી ક્ષય થઈ ગયા છે ॥૨૨॥ માટે મારા આશ્રિતોએ કોઇપણ પદાર્થમાં લોભ કરવો નહિ. સર્વ પદાર્થોની ઉત્પત્તિમાં નિદાન હોવાથી ધન સર્વ પદાર્થો મધ્યે અધિક દોષાશ્રય છે એમ હવે કહે છે—અર્થ (ધન) અનર્થ-ચોરી વિગેરેથી પરિપૂર્ણ છે એમપણ તમો જાણો. એકપણ અર્થ અનર્થ વિનાનો નથી, કેમકે-અર્થને અર્થે ચોરી, અર્થને માટે હિંસા, અર્થને માટે અસત્યભાષણ, અર્થ-માટે અથવા અર્થે કરીને દંભ, અર્થને માટે અથવા અર્થે કરીને કામ, અર્થને અર્થે ક્રોધ, અર્થે કરીને ગર્વ તથા મદ, અર્થને માટે ભેદ, અર્થને માટે વૈર, અર્થને માટે અવિશ્વાસ, અર્થને વાસ્તે સ્પર્ધા, અર્થે કરીને ત્રણ વ્યસનો,

हिंसाऽनृतं दम्भः कामः क्रोधः स्मयो मदः । भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनत्रयम् ॥२४॥ एते पञ्चदशानर्था वर्तन्तेऽर्थेषु भूपते ! । अन्येऽपि बहवः सन्ति दोषा ह्यर्थाश्रिताः खलु ॥२५॥ तस्मादनर्थमर्थाख्यं विदित्वैव मदाश्रितः । तत्रासक्तिं न कुर्वीत कृष्णभक्त्यन्तरायके ॥२६॥ सुव्रत उवाच—दौरात्म्यमिति लोभस्य श्रुत्वा भगवतोदितम् । स राजा मुनयश्चान्ये गृहिणोऽपि मुदं ययुः ॥२७॥ तत आज्ञापयामास भक्तान् देशान्तरागतान् । प्रातर्यायात विषयान् स्वस्वान्सर्वे इति प्रभुः ॥२८॥ तदा कार्यायनग्रामादागतस्तत्र सन्मतिः । खट्वाङ्गो नाम राजर्षिस्तं प्रार्थयितुमुत्थितः ॥२९॥ स हि भक्तो धर्मनिष्ठो नैष्ठिकं व्रतमास्थितः । म-

( श्री सूत मद्य ) ઈત્યાદિ અનેક અનર્થોથી ભરપુર અર્થો છે, માટે મને અનુસરનારાઓએ ક્યારેયપણ કશામાં લોભ કરવો નહિ ॥૨૩-૨૪॥ હે ભૂપતે ! કેવળ આટલાજ અનર્થો અર્થોમાં રહ્યા છે એમ નહિ, બીજાપણ બહુ દોષો રહ્યાછે ॥૨૫॥ જે અનર્થજ છે એજ 'અર્થ' એમ વ્યતિરેક ઉક્તિથી વ્યવહાર થાય છે, આવા અનર્થમાં કોણ આસક્તિને કરે ? કોઈ પણ નહિ. માટે મારો આશ્રિત અર્થતત્ત્વને અનર્થલક્ષણ જાણીને ભગવદ્ભક્તિમાં અંતરાયભૂત અર્થમાં લોભરૂપ આસક્તિને નજ કરે 'अर्थानामर्जने दुःखमर्जितानां च रक्षणे । नाशे दुःखं व्यये दुःखं धिगर्थं दुःखभाजनम् ॥ स्त्रीकामा धनकामाश्च किं न कुर्वन्ति पातकम्' એવી અભિયુક્તિ પણ છે ॥૨૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલું લોભનું દૌષ્ટ્ય સાંભળી જાણીને તુંગધ્વજ રાજા, મુનિઓ તથા બીજા ગૃહસ્થો પણ મહા આનંદને પામ્યા ॥૨૭॥ તે પછી શ્રીહરિએ 'જેજે દેશમાંથી તમો આવ્યા હોય તેતે દેશપ્રત્યે પ્રાતઃકાળમાં જાઓ' એમ ત્યાં આવેલા ભક્તોને આજ્ઞા આપી ॥૨૮॥

તે સમયે કારીયાણી ગામથી તે શરધાર પુરમાં જન્માષ્ટમીના ઉત્સવમાં શ્રીહરિનાં દર્શન કરવા આવેલા, શુભબુદ્ધિવાળા, ખટ્વાંગ નામના રાજર્ષિ શ્રીહરિની પ્રાર્થના કરવા ઉભા થયા ॥૨૯॥ જે રાજર્ષિ ધર્મનિષ્ઠ, નૈષ્ઠિક-

करालयपुर्यां प्राग्जन्माष्टम्यामुपागतः ॥३०॥ तत्र प्रतापं च हरेर्दृष्ट्वा तच्छिष्यतां गतः । कृष्णवार्तासु निपुणो जितेन्द्रिय उदारधीः ॥३१॥ मणिभद्रपुरे चासौ जन्माष्टम्यां पुनर्नृप ! । आगतोऽप्याज्ञयेशस्य गतो निजनिकेतनम् ॥३२॥ पुनरत्रागतस्तं च नेतुकामो निजालयम् । तदन्तिकमुपेत्यासौ नत्वा प्राञ्जलिरब्रवीत् ॥३३॥ खट्वाङ्ग उवाच—भगवंस्तव दासोऽस्मि त्वं चास्मात्मीयवत्सलः । आयातुमर्हसि ग्रामं मदीयं कृपया मयि ॥३४॥ सेवनेन तव स्वीयं सानुगस्य धनादिकम् । सफलं हि विधित्सामि मानुषं च जनुर्निजम् ॥३५॥ सुव्रत उवाच—एवं सम्प्रा-

---

व्रतनिष्ठ अने परोक्षपणे श्रीकृष्णने भजता हता. आ राजर्षि प्रथम मांगरोळ पुरमां जन्माष्टमीना उत्सव समये भगवानना चरणमूळने पामीने त्यां भगवाननो प्रभाव प्रत्यक्ष करवाथी तेमना चरणकमळनोज एक समाश्रय करवारूप शिष्यभावने पाम्या हता. साक्षात्करेला भगवाननी जनो आगळ वार्ता करवामां अतिसमर्थ, जीतेन्द्रिय, उदार बुद्धिवाळा आ राजर्षि प्रथम माणावदरमां जन्माष्टमीना उत्सव उपर फरीथी पण भगवाननी समीपे आवीने भगवाने आज्ञा आपवाथी पाछा पोताने घेर गया हता आ राजर्षि पोताना गाममां भगवानने पधरावा माटे कारीयाणी गामथकी फरी (त्रीजीवार) आवीने सभामां उठीने भगवाननी समीपे जइने प्रणाम करी बे हाथ जोडीने बोल्या ॥३०-३३॥ खट्वांग राजर्षि कहेछे—हे भगवन् ! हुं आपनो दास छु अने तमो आत्मीय भक्तो उपर वत्सळ-गाय वत्समांज जेम एम स्नेहार्द्र हृदयवाळा छो माटे मारी उपर कृपा करीने आप आपना आत्मीय दासना ग्रामप्रत्ये पधारवाने योग्य छो वत्सळताथी अने कृपाथी तमो पधारवाने योग्य छो, मारी प्रार्थनातो मिषमात्र छे ॥३४॥ हे स्वामिन् ! सपरिवार आप स्वामिनी सेवाथी आ मनुष्य देहने तथा देहानुबन्धि अनुयायिओने तथा ए बन्नेना अनुबन्धि धन-भोग्यवस्तुने तथा निज-आत्मा स्वस्वरूपने सफळ करवा इच्छु छु ॥३५॥ सुव्रतऋषि कहेछे—हे राजन् ! आ

र्थितस्तेन प्रसन्नो हरिरब्रवीत् । आयास्यामि तव ग्रामं राजर्षे ! नात्र संशयः ॥२६॥ साम्प्रतं तु मया स्थातुं प्रतिज्ञातमिहास्त्यतः । प्रबोधन्युत्सवं कृत्वा तत्रायास्याम्यहं खलु ॥२७॥ इत्थं प्रसन्नमनसा हरिणोदिते तं नत्वा प्रहृष्ट उदिते तरणौ दशम्याम् । गन्तुं ततः स निरगान्नृपते ! स्वखेटं प्राप्तश्च दुर्गपुरमध्वगतं परेद्युः ॥२८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे लोभदोषनिरूपणनामैकविंशोऽध्यायः ॥२१॥

सुव्रत उवाच—अस्ति पश्चिमपञ्चालदेशेषु जनपावनी । उन्मत्त-

---

પ્રકારે ખટ્વાંગ રાજાએ પ્રાર્થના કરેલા ભગવાન્ પ્રસન્ન થઈને બોલ્યા કે-હે રાજર્ષે ! તમારા ગામમાં હું આવીશ એમાં સંશય નથી. પરંતુ હમણાંતો ચાતુર્માસ્યપર્યંત અહીંજ રહેવાની મેં પ્રતિજ્ઞા કરી છે તો પ્રતિજ્ઞાને પરિપૂર્ણ કરી પ્રબોધનીનો ઉત્સવ અહીંજ કરીને, તમારા કારીયાણી ગામે જરૂર આવીશ ॥૨૬-૨૭॥ હે નૃપતે ! આ પ્રકારે પ્રસન્ન મનથી શ્રીહરિએ કહ્યું એટલે પ્રહર્ષ પામેલા રાજર્ષિ તેમને નમસ્કાર કરી પોતાના ગામે જવા માટે ગઢપુરથી દશમીને દિવસે સૂર્યોદય થતાં નીકળ્યા તે એકાદશીને દિવસે પોતાના ગામના માર્ગમાં આવતા દુર્ગપુરને પામ્યા ॥૨૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે લોભદોષનિરૂપણનામૈકવિંશોઽધ્યાયઃ ॥૨૧॥

## [1]અધ્યાય ૨૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! પશ્ચિમ દિશામાં આવેલા પાંચાળ દેશોમા દુષ્ટ નિંદ્ય પાપી આદિક જનોને પણ મનસ્વીપણે પવિત્ર કરનારી હોવાથી 'ઉન્મત્તગંગા' એવી સાર્થક સંજ્ઞાથી પ્રસિદ્ધ, નિર્મળ જળ જેનું છે, જનપાવની—કેવળ બીજા જળને સાધારણ કે શરદૃઋતુને લીધે થતી નિર્મળતા નહિ કિંતુ અસાધારણ બીજીપણ નિર્મળતા છે. શી ? તો જનોને

[1] આ અધ્યાયમાં અભયરાજાએ ભગવાનના અવતારનો હેતુ સચ્છાસ્ત્ર પ્રમાણથી વિચારેલો વર્ણન કર્યો છે.

गङ्गेति नदी विख्याता निर्मलोदका ॥१॥ यस्यां चक्रे जलक्रीडां मुनिभिः सह सोऽच्युतः । स्नानं च बहुशस्तेन महापातकहृज्जला ॥२॥ तस्यास्तटेऽतिपुण्यायाः सरितो दुर्गसंज्ञितम् । पुरं तदस्ति नृपते ! चातुर्वर्ण्यजनाश्रयम् ॥३॥ द्वारिकानगरस्यासीद्यच्छाखानगरं पुरा । क्रीडास्थानं भगवतो वसुदेवात्मजस्य च ॥४॥ तत्रासीदभयो नाम्ना नृपतिर्भक्तिमान्हरौ । क्षात्रधर्मरतः शूरः सच्छास्त्रश्रवणादरः ॥५॥ करियालपुरेशस्य नागेशनृपतेः सुताम् । स पूर्णाख्यस्त्रियां जातामुपयेमे सुरप्रभाम् ॥६॥ बुद्दाख्यपुरेशस्य तनयां रणगामिनः । सोमादेवीति विख्यातामुपयेमेऽपरां च सः ॥७॥ पतिव्रताधर्मनिष्ठे उभे अपि बभूवतुः । सुरप्रभायां तत्रासी-

---

પાવન કરવારૂપ છે. એટલે સ્નાનાદિ કરનારા જનોને પાપના પ્રણાશથી નિર્મળ કરનારી એવી એક નદી વર્તે છે ॥૧॥ આ નદીનો આવો વૈભવ શાથી? તો કહે છે કે-જે ઉન્મત્તગંગામાં અચ્યુત ભગવાને બહુવાર સ્નાન કર્યું છે અને પોતાના ચરણના એકાંતિક ભક્ત મુનિઓ સાથે અનેકવાર જળક્રીડા કરી છે. તો પુરુષોત્તમના અંગસંગને લીધે અને તેમના એકાંતિક ભક્ત મુનિજનોના અંગસંગને લીધે આનો સમસ્ત પાપોને ટાળી નાંખવારૂપ મહા વૈભવ છે ॥૨॥ હે નૃપતે ! તે આ અતિપુણ્ય નદીના તટમાં દુર્ગ નામનું, બ્રાહ્મણાદિ ચાર વર્ણનો જેમાં નિવાસ છે, એવું એક પ્રસિદ્ધ પુર વર્તે છે. જે પુર પૂર્વે દ્વારિકાનું શાખાનગર થઇને ભગવાન વાસુદેવનું ક્રીડાસ્થાન થએલું હતું ॥૩-૪॥ આ દુર્ગપુરમાં ભગવાનવિષે ભક્તિનિષ્ઠાવાળા, પ્રજાપરિપાલનાદિરૂપ ક્ષાત્રધર્મમાં નિષ્ઠાવાળા, મહાશૂરવીર, સચ્છાસ્ત્રોના શ્રવણમાં સમધિક આદરવાળા અભયનામના એક નૃપતિ હતા ॥૫॥ આ અભય રાજા કરીયાણા નામના નગરના અધિપતિ નાગેશ નામના નૃપતિની પૂર્ણા નામની પત્નીમાં ઉત્પન્ન થએલી **સુરપ્રભા** નામની પુત્રીને પરણ્યા હતા ॥૬॥ તથા બોટાદપુરના અધિપતિ રણગામિ નામના નૃપની પુત્રી **સોમાદેવી** નામથી પ્રખ્યાત બીજી પત્નીને પરણ્યા હતા ॥૭॥ અને પત્નીયો પતિવ્રતાધર્મમાં નિષ્ઠાવાળી હતી. તેમને મધ્યે મોટી સુરપ્રભા

त्तस्य कन्याचतुष्टयम् ॥८॥ आद्या तत्र जयासंज्ञा द्वितीया ललिता तथा । पाञ्चाली च तृतीयोक्ता नानीसंज्ञा तथान्तिमा ॥९॥ सोमादेव्यां बभूवैको गुणवानुत्तमः सुतः । सुशीलो मृदुवाक् शान्तः प्रह्लाद इव सन्मतिः ॥१०॥ जया च ललिता तत्र भगिन्यौ द्वे महामती । बाल्ये वैधव्यमापन्ने विरक्ते विषयेषु च ॥११॥ उरीकृतब्रह्मचर्ये कृच्छ्रादिव्रततत्परे । आस्तां स्वधर्मनिष्ठे च पितृवेश्मकृतस्थिती ॥१२॥ राज्ञः स्वसाऽऽसीत्सोमाख्या शालको गालवाभिधः । सर्वेऽप्येते स्वधर्मस्थाः कृष्णभक्तिपरास्तथा ॥१३॥ एतैः सह स भूपालः प्रत्यहं नियमेन च । श्रीमद्भागवतं राजञ्छुश्राव परमादरात् ॥१४॥ श्रुतां कथां भगवतः सङ्घस्य निशि

---

ભાર્યામાં અભય ભૂપતિને ચાર કન્યાઓ ઉત્પન્ન થઈ હતી. તેમાં પહેલી જયા બીજી લલિતા ત્રીજી પાંચાળી અને ચોથી નાની નામની હતી. બીજી સોમાદેવી પત્નીમાં અભય રાજાને પ્રહ્લાદ જેવા સદ્બુદ્ધિવાળા, ગુણના એક નિધિરૂપ, સુશીલ, સ્વભાવે શાંત, કોમળ બોલનારા, ગુણથીજ જેમ એમ નામથી પણ ઉત્તમ એક પુત્ર હતો ॥૮-૧૦॥ ચાર કન્યાઓમાં જયા લલિતા બન્ને બ્હેનો મહાબુદ્ધિશાળી, બાલ્ય વયમાંજ વૈધવ્યને પામેલાં, વિષયોથકી વિરક્ત, બ્રહ્મચર્યવ્રતમાં દૃઢ નિષ્ઠાવાળાં, કૃચ્છ્રાદિવ્રતપરાયણ, યથાશાસ્ત્ર વિધવાધર્મમાંજ એક સ્થિતિવાળાં, પિતાના ઘરમાંજ સ્થિતિ કરી રહેલાં હતાં ॥૧૧-૧૨॥ આ અભયરાજાને સોમા નામની બ્હેન હતી. શાલક (કનિષ્ઠ પત્નીનો ભાઈ) ગાલવ નામનો હતો. પૂર્વોક્ત અભયરાજ આદિક સર્વે પણ સ્વસ્વધર્મમાર્ગમાં પરમ પ્રીતિવાળા અને કૃષ્ણભક્તિપરાયણ હતા. કૃષ્ણમાં ભક્તિજ એમને અતિશય સ્વાદુ પુરૂષાર્થ હતો પણ તેનાથી સાધ્ય બીજો કોઇ પુરૂષાર્થ હતો નહિ ॥૧૩॥ હે રાજન્! અભય ભૂપાળ આ આત્મીય વર્ગ સાથે પ્રતિદિન નિયમથી શ્રીમદ્ભાગવત પુરાણને પરમ આદરથી સાંભળવા લાગ્યા ॥૧૪॥ દિવસે પૌરાણિકના મુખથકી સાંભળેલી ભગવત્કથાને પોતાના સબન્ધિ જનો સાથે રાત્રિએ મળીને અનુવાદરૂપે કહેતા હતા અને ચિત્તમાં તે કથાનો વારંવાર વિચાર-મનન કરતા

तैः सह । कथयामास चित्ते च मुहुस्तां स व्यचिन्तयत् ॥१५॥ श्रुत्वा पुराणं सकलं दत्त्वा विप्राय दक्षिणाम् । पुनस्तदश्रृणोत्प्रीत्या चक्र एवं स सप्तशः ॥१६॥ यर्हि यर्ह्यश्रृणोत्तच्च तर्हि तर्हि व्यचिन्तयत् । यदा यदा हि धर्मस्येत्यादिपद्यार्थमात्मनि ॥१७॥ अधर्मोपचयो यर्हि स्याद्धर्मापचयो भुवि । तदावतारं भगवान् गृह्णातीत्येव निश्चयः ॥१८॥ अधर्मः साम्प्रतं भूमौ विवृद्धो दृश्यते नृपु । अतो हर्यवतारस्य कालोऽयमित्यचैद् हृदि ॥१९॥ अयमेव प्रतिदिनं विचारस्तस्य चेतसि । अवर्तत नरेशस्य विरक्तिं समुपेयुषः ॥२०॥ एकदा श्रावणे मासि कृष्णैकादशिकादिने । महोपचारैः कृष्णस्य पूजां स विधिनाऽकरोत् ॥२१॥ एकादशीव्रतप्रोक्तान्नियमान् पालयन् स च । पूजान्ते कृष्णपद्यानि गापयामास भूरिशः ॥२२॥ अपराह्णे भागवतीं गीतां शुश्राव सादरम् । क-

---

હતા ॥૧૫॥ શ્રીમદ્‌ભાગવત પુરાણને સમગ્રપણે સાંભળીને પુરાણવક્તા વિપ્રને દક્ષિણા આપીને, ફરીથી તેજ પુરાણને તે પૌરાણિકથકી પ્રીતિથી સાંભળવા લાગ્યા એરીતે રાજાએ સાતવાર તે પુરાણનુ શ્રવણ કર્યું ॥૧૬॥ અભય રાજા જ્યારે જ્યારે શ્રીમદ્‌ભાગવત પુરાણને સાંભળે ત્યારે ત્યારે 'यदा यदा हि धर्मस्य क्षयो वृद्धिश्च पाप्मनः । तदा तु भगवानीश आत्मानं सृजते हरिः.' ઈત્યાદિ શ્લોકોનો અર્થ મનમા એમ વિચારતા હતા કે-પૃથ્વી ઉપર જ્યારે અધર્મની અભિવૃદ્ધિ થાય અને ધર્મનો ક્ષય થાય ત્યારે ભગવાન્ વાસુદેવ અવશ્ય અવતરે છે, એવો વિનિશ્ચયજ છે હમણા તો ભૂમિ ઉપર મનુષ્યોમાં અધર્મ અભિવૃદ્ધિ પામેલો દેખાય છે માટે નિશ્ચે આ ભગવાનના અવતારનો સમયજ છે એમ મનમાં માનવા લાગ્યા ॥૧૭-૧૯॥ વિષયો થકી વિરક્ત આ અભય નરેશના મનમાં આનો આજ વિચાર પ્રતિદિન અનુવર્તવા લાગ્યો ॥૨૦॥ તે પછી કોઈ સમયે શ્રાવણમાસના શુકલ પક્ષની એકાદશી તિથિએ અભયરાજાએ યથાવિધિ મહોપચારથી શ્રીકૃષ્ણની પૂજા કરી અને એકાદશીવ્રતમાં પાળવાના અહિંસા આદિક નિયમોને પાળવાપૂર્વક પૂજાને અંતે બહુ કૃષ્ણપદ્યો ( કીર્તનો ) ગવરાવ્યા ॥૨૧-૨૨॥ બપોર

थान्ते भगवद्वार्तामकरोत्स्वयमेव च ॥२३॥ शृण्वन्तु बन्धवः सर्वे वदामि स्वमनोगतम् । श्रेयः स्यादिह सर्वेषां भक्त्या कृष्णस्य वै नृणाम् ॥२४॥ प्रत्यक्षकृष्णे भक्तिस्तु सद्य एव फलप्रदा । प्रतिमायां तस्य सा च चिरेण फलदा मता ॥२५॥ धन्या हि पुरुषा लोके यैः साक्षात्कृष्ण ईक्षितः । पूजितश्च यथाशक्ति प्रापास्ते तु परां गतिम् ॥२६॥ अवतारो भवेद्यर्हि कृष्णस्य धरणीतले । तर्हि प्रत्यक्षभक्तिः स्याद्दुर्लभा सा तु देहिनाम् ॥२७॥ अवतारस्य हेतु-

પછી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા આદરપૂર્વક સાંભળી. સાંભળીને કથાને અંતે પોતેજ પોતાના સંબન્ધિજન સમક્ષ ભગવાનસંબન્ધી વાર્તા કરી ॥૨૩॥ તે વાર્તા પચીશ શ્લોકથી કહે છે—હે બન્ધવઃ ! હમણાં હું મારા મનમાં રહેલો વિચાર કહું છું, તેને તમો બધાય બન્ધુઓ સાંભળો. આ ભૂમિમાં સર્વ મનુષ્યોને કૃષ્ણમાં ભક્તિથી શ્રેય થાયજ એમાં સંશય નથી, કિંતુ કૃષ્ણ જ્યારે સાક્ષાત્ અવતરીને નયનગોચર હોય ત્યારે તેમાં પ્રવર્તેલી ભક્તિ જેમ સ્વયં પ્રવૃદ્ધિ પામીને કલ્યાણને સ્વલ્પ સમયમાં આપે તેમ પ્રતિમામાં પરોક્ષ કૃષ્ણમાં કરાતી ભક્તિ અલ્પ કાળમાં ફળ આપનારી થાય નહિ. કેમકે પરોક્ષ કૃષ્ણમાં ભાવબન્ધ થવો તે અતિશય પ્રબળ વિપરીત વાસના વાસિત ચિત્તવાળાને દુષ્પ્રાપ છે. અપરોક્ષ કૃષ્ણમાં તો અસાધારણ, સર્વના મનોનેત્રને આકર્ષણ કરનારા દિવ્યરૂપ દિવ્યગુણ આદિકના અનુભવથી ભાવબન્ધ સુગમ છે, તેનાથી ભક્તિની અભિવૃદ્ધિ થાય, તે પછી સાક્ષાત્સેવાથી નિઃશ્રેયસલાભ સુગમ થાય, જે (અક્રૂર આદિક) પુરૂષોએ સાક્ષાત્ શ્રીકૃષ્ણનું દર્શન કર્યું છે અને યથાધિકાર યથાવિધિ સેવા કરી છે તે પુરૂષો તો ધન્ય-કૃતાર્થ થયા છે. તેમણે તેજસમયે પરાગતિ પામી છે ॥૨૪-૨૬॥ ભૂતળમાં જો કૃષ્ણનો અવતાર ફરીથી થાય તો પ્રત્યક્ષવિષય થએલા કૃષ્ણમાં પ્રત્યક્ષ-લક્ષણા ભક્તિ સિદ્ધ થાય. પરાવર પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન થતાં હૃદય-ગ્રંથિ ભેદાય, સર્વસંશયો છેદાય અને કર્મો પણ ક્ષય પામે. કર્મને અનુસારે વારંવાર દેહયોગને પામનારાઓને આ કેમ ઘટે ? કેમકે ક્યારેકજ ભગવાનનું અવતરણ થાય છે, માટે પ્રત્યક્ષભક્તિ દુર્લભ છે ॥૨૭॥ અથાપિ

स्तु कृष्णस्याधर्मपुष्टता । भुवि धर्मस्य च ग्लानिरत्र कृष्णवचो ब्रुवे ॥२८॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥२९॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥३०॥ आरम्भे हि कलेः पूर्वमधर्मोऽतिव्यवर्धत । तदा कृष्णः स्वयं जज्ञे देवक्यां वसुदेवतः ॥३१॥ अधर्माश्रयिणो हत्वा सोऽसुरांश्च सहस्रशः । वर्णाश्रमोचितं धर्मं भूमौ सम्यगपप्रथत् ॥३२॥ परीक्षित्सहदेवाद्यै रिपुञ्जयसमापनैः । चन्द्रवंश्यै रक्षिता वै तन्मर्यादा ततो नृपैः ॥३३॥ बृहद्रणादिभिर्भूपैः सुमित्रचरमैस्तथा । रक्षिता सूर्यवंश्यैश्च मर्यादा सा स्वशक्तितः ॥३४॥ कालेन क्षीयमाणाऽथ विक्रमार्केण भूभुजा । शालिवाहननाम्ना च

---

અવતારનો હેતુ નિરૂપણ કરતાં અવતારનો આ અવસર છે એમ હું માનું છુ અવતારધારણમા હેતુ તો આજ છે શો ? તો ભૂમિમાં ધર્મની ગ્લાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થાય આ બાબતમાં અર્જુનના પ્રત્યે શ્રીકૃષ્ણે ગીતામા કહેલુ વચન કહું છું-'यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत'। अभ्युत्थानमधर्मस्य तदात्मान सृजाम्यहम् ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥' ઇત્યાદિ ॥૨૮-૩૦॥ પૂર્વે કલિયુગના આરંભમાં-દ્વાપરને અંતે અધર્મની અતિ અભિવૃદ્ધિ થતાં દેવકીમાં વસુદેવથકી સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રકટ થયા હતા. પ્રકટ થઈને ભગવાને અધર્મિષ્ઠ અપરિમિત અસુરોનો નાશ કરીને, ભૂમિમાં વર્ણાશ્રમોચિત ધર્મની સારીરીતે સ્થાપના કરી હતી ॥૩૧-૩૨॥ શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા પછી તેમણે પ્રતિષ્ઠાપન કરેલો ધર્મમાર્ગ પરીક્ષિત્ સહદેવ પ્રથમ જેમા છે અને રિપુંજયરાજા અંતે જેમાં છે એવા ચંદ્રવંશી રાજાઓએ સારીરીતે રક્ષણ કર્યો હતો તથા બૃહદ્રણ આદિ જેમાં છે અને સુમિત્ર રાજા અંતે જેમા છે એવા સૂર્યવંશી રાજાઓએ તે ધર્મમાર્ગ સારીરીતે રક્ષણ કર્યો હતો ॥૩૩-૩૪॥ તે પછી કાળક્રમે ક્ષય પામતો તે ધર્મમાર્ગ વિક્રમાર્ક શાલિવાહન આદિક નૃપોએ યથાર્થ રક્ષણ કર્યો હતો

यथावत्सा सुरक्षिता ॥३५॥ ततः श्रीशङ्कराचार्यो नास्तिकादीन्विजित्य च । धरण्यां स्वप्रतापेन धर्मसेतूनतिष्ठिपत् ॥३६॥ विष्णुस्वामी ततो रामानुजाचार्यश्च वीर्यवान् । मध्वाचार्यश्च निम्बार्को धर्माध्वानमपीपलन् ॥३७॥ ततः श्रीवल्लभाचार्यः सह गोस्वामिना भुवि । अपालयद्धर्मसेतून् कृष्णभक्तिं प्रवर्तयन् ॥३८॥ तयोरितोऽन्तर्हितयोः कलिः प्राप्तबलोऽद्य तु । साधर्मः सम्प्रवृत्तोऽस्ति गृहित्यागिनृपादिषु ॥३९॥ प्राप्तोऽस्ति धर्मः साङ्कर्यं नृषु वर्णाश्रमात्मकः । अधर्मरुचयः सन्ति प्रायशो ह्युत्तमा जनाः ॥४०॥ शूद्रा द्विजसमाचाराः शूद्राचारा द्विजातयः । त्यागिनः सगृहाः प्रायो गृहिणो भिक्षुका इव ॥४१॥ पतिव्रताधर्महीना व्य-

---

॥૩૫॥ તે પછી શ્રીશકરાચાર્યે નાસ્તિક આદિકોને જીતીને પોતાના પ્રતાપથી પૃથ્વીમાં ધર્મમર્યાદા સ્થાપી હતી ॥૩૬॥ તે પછી અતિસમર્થ વિષ્ણુસ્વામી, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય અને નિંબાર્ક આ ચાર આચાર્યોએ ધર્મમાર્ગનું પરિપાલન કર્યું હતું ॥૩૭॥ તે પછી શ્રીવલ્લભાચાર્યે ગોસ્વામી-વિઠ્ઠલનાથજી સાથે ભૂમિઉપર કૃષ્ણભક્તિ પ્રવર્તાવાપૂર્વક ધર્મસેતુનું પાલન કર્યું હતુ ॥૩૮॥ તેઓ આ ભૂમિતળથકી અતર્ધાન થતાં આ સમયમાં તો કલિ બહુ બળ પામીને અધર્મસર્ગ સાથે સર્વ આશ્રમોમાં તથા વર્ણોમાં વ્યાપીને વર્તે છે ॥૩૯॥ માટેજ મનુષ્યોમાં વર્ણધર્મ અને આશ્રમધર્મ સંકરતાને પામી ગયો છે. એક પણ વર્ણધર્મ કોઈમાં શુદ્ધ નથી તેમ આશ્રમધર્મ પણ શુદ્ધ નથી, કારણ કે-જાતિથી કે આશ્રમથી ઉત્તમોને પણ બહુધાપણે અધર્મમા રૂચિ વર્તે છે ॥૪૦॥ શૂદ્રયોનિ દ્વિજાતિના પરિચર્યારૂપ સ્વધર્મને પરિત્યાગ કરી દ્વિજાતિનું સ્નાન જપ તપરૂપ આચરણને આચરે છે. દ્વિજેતો સ્નાન જપ તપ આદિક સ્વધર્મનો પરિત્યાગ કરી પરપરિચર્યારૂપ શૂદ્રોના આચારને આચરે છે. ત્યાગીઓ-દારસંગ્રહે રહિત છે તથાપિ ભૈક્ષજીવનરૂપ પોતાના ધર્મનો પરિત્યાગ કરીને સંગ્રહ-ગૃહના આરંભ માટે યતન કરેછે. ગૃહીઓ-દારાનો પરિગ્રહ કરેલા તો ભિક્ષુક-ભૈક્ષજીવનાદિરૂપ ભિક્ષુઓના ધર્મને આચરે છે ॥૪૧॥ વર્ણાશ્રમભેદમાં તો પતિવ્રતા પત્નીઓ મૂળ છે.

भिचारपराः स्त्रियः। सन्त्युत्तमाश्चापि नरा हिंसामांससुराप्रियाः ॥४२॥ स्त्रीरसद्गनिणाद्यास्यै दम्भमायैव दृश्यते। भक्तिस्तथा तपोयोगौ धर्माचारश्च बन्धवः! ॥४३॥ पुम्भिर्हास्यविनोदादौ तत्स्पर्धा चाधवाः स्त्रियः। रसाशने च सक्ताः सद्वासोभूषादिधारणे ॥४४॥ एवं बहुविधा भूमौ सम्प्रवृत्तिर्हि दृश्यते। अधर्मस्य फलेश्चापि दुर्दया भगवज्जनैः ॥४५॥ तत्कृष्णस्यावतारस्य कालोऽयं शास्त्रदर्शितः। धर्मरक्षावत्तधृतः प्राप्तोऽस्तीत्येव भाति मे

---

હમણાં તો સ્ત્રિયો–સાધારણુ લિંગમાત્રે સંપન્ન છે (ફક્ત સ્ત્રીલિંગે સંપન્ન છે) પણુ અસાધારણુ પત્નીત્વાદિકે સંપન્ન નથી (પત્નીપણુ નથી) પતિવ્રતાના ધર્મે હીન હોય તે વર્ણુનું મૂળ કેમ હોઈ શકે? સ્ત્રીયો જ્યારે દુષ્ટ થાય છે ત્યારે વર્ણુસંકર થાય છે આ કેવળ પ્રમાદથી થતી પ્રસ્ખલનતા નથી કિંતુ વ્યભિચારપરાયણુ છે. વિશેષ કે જે ત્રણુ વર્ણુનું સર્વને ધર્મનો અવબોધ આપવાથી મૂળ છે અને 'અમો ઉત્તમ છીએ' એમ અભિમાન કરે છે તેતો હિંસા માંસભક્ષણુ સુરાપાન આદિક કે જેનો ચાંડાળપર્યંત

॥४६॥ यत्र कुत्रापि भगवान् प्रादुर्भूत इति ध्रुवम् । सच्छास्त्रवाक्यप्रामाण्यादधर्मोन्मूलनोद्यतः ॥४७॥ कृष्ण' स भगवानस्मान्स्वकीयानिति वेत्तु च । रक्षत्वधर्मपापण्डाद्दत्ताच्च कृपयेक्षणम् ॥४८॥ सुव्रत उवाच—इत्थं वदत्यभयभूमिपतो तदेव खट्वाङ्गराजऋषिरस्य गृहं स आयात् । वृद्धस्य चात्मसुहृद· स च तस्य सम्यगातिथ्यमात्महितकारिण आचचार ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे अभयराजगृहे खट्वाङ्गागमननामा द्वाविंशोऽध्याय ॥२२॥

सुव्रत उवाच—सन्मानितं तं नृपते! स्वागतासनवारिभि· । फलाहारेण चोपेत्य निषसादाभयो नृप· ॥१॥ सुखोपविष्टं वि-

આદિક શાસ્ત્ર પ્રમાણ કેમ થાય ? આ શાસ્ત્રપ્રમાણ છે તો ભગવાન્ ગમે ત્યાં પણ પ્રકટ થયા છે એમ મને જણાય છે કોઇ પણ સ્થળે પ્રકટ થએલા નિગૂઢપણે વિચરતા આ શ્રીકૃષ્ણ પરમાત્મા આપણને આત્મીય માનીને, કૃપાથી પોતાના દિવ્યસ્વરૂપનો આપણને સાક્ષાત્કાર કરાવીને અધર્મ પાખડ થકી રક્ષા કરો ॥૪૬–૪૮॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે અભય ભૂપતિ પોતાના બન્ધુજનોને કહે છે તેજ ક્ષણમા ખટ્વાગ રાજર્ષિ તેમના ભવનમા આવ્યા પોતાને ભવને આવેલા, અનન્યમિત્ર, માટેજ પોતોના હિતકારી, વયગુણાદિકથી વૃદ્ધ એવા રાજર્ષિનુ અભયભૂપાળે સમુચિત આતિથ્ય સારી રીતે કર્યું ॥૪૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે અભયરાજગૃહે ખટ્વાંગાગમનનામા દ્વાવિંશોઽધ્યાય: ॥૨૨॥

## [1]અધ્યાય ૨૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે! અભય રાજાએ ખટ્વાગ રાજાનો સુખેથી આવવાનો પ્રશ્ન પુછવો, ઉચિત આસન આપવુ, મુખ પાદ આદિકની શુદ્ધિ કરવા જળ આપવુ અને ફળાહાર કરાવવો ઇત્યાદિ આતિથ્યથી સત્કાર

[1] આ અધ્યાયમા ભગવાનના ઐશ્વર્ય આદિકને જાણવા ઇચ્છતા અભય રાજાને ખટ્વાગ રાજાએ તેના કરેલા નિવેદનનો અનુવાદ કર્યો છે

श्रान्तं खट्वाङ्गं स महामतिः । अनूपविष्टस्त्रीपुत्रपुत्र्यादिः समपृच्छत ॥२॥ कुत आगम्यते धीमंस्त्वया धर्मविदाऽधुना । स्वजनानां हितायैव त्वदागमनमस्ति नः ॥३॥ इति पृष्टः स तं प्राह शरधाराख्यपत्तने । सहजानन्दनामाऽस्मद्गुरुरस्ति समागतः ॥४॥ तद्दर्शनार्थमगममहं परिमितानुगः । सहस्रशो जनास्तत्र मिलिता अभयाभवन् ॥५॥ तत्र तेन महांश्चक्रे कृष्णजन्माष्टमीतिथौ । उत्सवस्तमहं दृष्ट्वा स्वग्रामं यन्निहागमम् ॥६॥ खट्वाङ्गेनैवमुक्तोऽसौ नृपः प्रोवाच तं पुनः । सम्पन्नः कैर्गुणैः सोऽस्ति गुरुस्तव महाव्रत ! ॥७॥ महानेव पुमान्कश्चित्स भवेदिति तर्कये ।

---

કર્યો. તે પછી મહામતિમાન્ અભય રાજા સુખેથી બેઠેલા, વિશ્રાંતિ પામેલા, રાજર્ષિની પાસે પત્ની પુત્ર પુત્રીપ્રમુખ પરિવારથી વિંટાઇને જઈ બેસીને એમ પુછવા લાગ્યા કે ॥૨-૩॥ હે રાજર્ષે ! તમારૂં જે અહીં આવવું છે તેતો અમો આપ્ત જનોના હિત વાસ્તેજ છે. તમો ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છો અને ધીમાન્—આત્મા પરમાત્માના યથાર્થ જ્ઞાનથી સારા સસ્કારવાળી બુદ્ધિએ સંપન્ન છો. માટે તમારા અમારાજ એક હિતને કરનારા આગમનમાં પ્રયોજનનો પ્રશ્ન પુછવાનો અવસર નથી. કિંતુ હાલ કયા પ્રદેશથી આવ્યા? એવોજ મારો તો પ્રશ્ન છે ॥૩॥ હે રાજન્ ! આ પ્રકારે પુછેલા ખટ્વાંગ રાજા અભય રાજા પ્રત્યે બોલ્યા કે-હે અભય રાજન્ ! શરધાર નગરમાં શ્રીસહજાનંદ નામના અમારા ગુરૂ પધાર્યા હતા. તેમના ચરણકમળનાં દર્શન માટે પરિમિત પદાતિઓ સાથે હું તે નગરમાં ગયો હતો. ત્યાં તેમના ચરણકમળની પરિચર્યાપરાયણ અપરિમિત જનો નાનાદેશોમાંથી આવ્યા હતા ॥૪-૫॥ તે અમારા ગુરૂએ તે શરધાર પુરમાં મોટો જન્માષ્ટમીનો ઉત્સવ ઉત્તમ કર્યો હતો. તે ઉત્સવનાં દર્શન કરી અને તેમના ચરણકમળની સેવા કરી મારા ગ્રામપ્રત્યે જતાં અહીં આવ્યો છું ॥૬॥ ખટ્વાંગ રાજાએ આ પ્રકારે કહેલા અભય રાજા ફરી બોલ્યા કે-હે મહાવ્રત ! તમારા તે ગુરૂ કેવા ગુણોએ યુક્ત છે? 'આ કોઇપણ મહાપુરૂષ હોવા જોઇએ' એમ હું માનું છું. એમ ન હોય તો તમારા જેવા સદ્બુદ્ધિમાન્

त्वादृग्पर्पास्त्वन्यथा तं द्रष्टुं गच्छेत्कथं सुधीः ॥८॥ सामान्यः स गुरुर्नेति ततः सम्भावयाम्यहम् । वक्तुमर्हसि तस्य त्वं गुणान सान्सुहृत्तम ! ॥९॥ खट्वाङ्ग उवाच—कथयिष्ये गुणांस्तस्य किन्तु ते भवदादिभि. । मन्येरन्सत्यभावेनेत्यत्र मे त्वस्ति संशय. ॥१०॥ अभय उवाच—प्रतीतिर्धर्मनिष्ठस्य तव सत्यगिरोऽस्ति नः । मन्यामहे भवन्त तु ज्येष्ठपाण्डववद्वयम् ॥११॥ अतस्तस्य प्रतापादि स्वसुतानिव नो भवान् । वक्तुमर्हति राजर्षे ! वयं स्मो हि मुमुक्षवः ॥१२॥ खट्वाङ्ग ऊचे भद्र ! त्वं मनो दत्त्वा निशामय । श्टण्वन्त्वन्ये वन्धवोऽपि वच आश्चर्यकृन्मम ॥१३॥ इत्युक्त्वा कथया

---

આવા વૃષ્ટિપ્રાય દિવસોમા ચોગરદમ જળ કાદવવાળા માર્ગમાં તેમના દર્શન કરવા અભિમુખ કેમ જાય ? નજ જાય ॥૭-૮॥ માટે આ તમારા સહજાનદ નામના સદ્ગુરૂ પ્રાકૃતસામાન્ય ગુરૂ નથીજ એમ હુ માનુ છું તો હે સુહૃત્તમ ! તમો તેમના ગુણો અમોને કહેવાને યોગ્ય છો ॥૯॥ ખટ્વાગ રાજા આવું વચન સાંભળીને અભય ભૂપતિની ભાવશુદ્ધિ જાણે છે તથાપિ તેની દૃઢતા માટે એમ કહે છે કે-હે અભય ! હુ તો તે મારા ગુરૂના ગુણો કહીશ પરંતુ અલૌકિક અત્યાશ્ચર્ય ચરિત્રને હું વર્ણન કરીશ તેને તમો તથા તમારા સબન્ધિજનો સત્યપણે માનશો કે કેમ ? આ અશમા મને સશય રહે છે ॥૧૦॥ આ રીતે ખટ્વાગે કહેલા તે અભય રાજા કહેછે કે-ધર્મકનિષ્ઠ તમારેવિષે અમોને પ્રતીતિ-મહાવિશ્વાસ છેજ. કેમકે અમો તમોને ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા જેવા એક સત્યવચનપરાયણ માનીએ છીએ ॥૧૧॥ હે રાજર્ષ ! માટે અમોને પોતાના પુત્ર જેવા નિશ્ચય કરીને તે તમારા ગુરૂના સ્વરૂપ સ્વભાવ ઐશ્વર્ય આદિક કહેવાને યોગ્ય છો, કેમકે અમો સર્વે પણ મુમુક્ષુ-તેવા ગુરૂના ચરણના સેવારસને સન્મુખ છીએ ॥૧૨॥ અભયરાજાના વચનથી એમની શ્રદ્ધાનો વિનિશ્ચય કરીને ખટ્વાગ રાજર્ષિ કહે છે કે-હે ભદ્ર ! -મગળમૂર્તિ સહજાનદ ભગવાનના ચરિત્રશ્રવણમા સમધિક રૂચિવાળા હોવાથી તમો કલ્યાણસ્વભાવે સપન્ન છો તમો ભગવાનનુ અતિમાનુષ ઐશ્વર્ય મન દઇને (અવધાનથી) સાંભળો તથા આ બીજા સર્વે સબન્ધી

मास प्रतापं तस्य सोऽखिलम् । यथावलोकितं स्वेन संश्रुतं च सतां मुखात् ॥१४॥ मकरालयपुर्यादौ प्रतापो यः प्रदर्शितः । तेन तं कथयामास तस्य साधुगुणांस्तथा ॥१५॥ अलौकिकं तदैश्वर्यं स निशम्य धरापतिः । साश्चर्यः सकुटुम्बोऽभूद्धृष्टरोमा जहर्ष च ॥१६॥ अवतारो भगवतो जात एष न संशयः । इति निश्चित्य मनसा तं पप्रच्छ पुनः स च ॥१७॥ महामते ! त्वया प्रोक्तं यद्वचः सत्यमेव तत् । स कृष्णोपासकः स्वामी कृष्ण एव न संशयः ॥१८॥ कस्य पुत्रोऽभवत्सोऽत्र कस्मिन्देशे च सत्तम ! । सौराष्ट्रानागतः कर्हि कं च देशं गमिष्यति ॥१९॥ जन्मकर्माणि तस्य त्वं वक्तुमर्हसि तत्त्वतः । असद्भाग्यवशादेव

---

જનો પણ સાભળો એમ કહીને રાજર્ષિએ પોતે જે પ્રકારે સતોના મુખ થકી સાભળ્યો છે અને પોતે સાક્ષાત્ કર્યો છે તે સમસ્ત શ્રીહરિનો પ્રતાપ કહી સભળાવ્યો ॥૧૩-૧૪॥ માગરોળ પત્તનપ્રમુખ સ્થાનમાં ભગવાને જે પરમેશ્વરપણાને અસાધારણ પ્રતાપવિશેષ મેઘજીતનું દમનપ્રમુખ પ્રદર્શાવ્યો હતો તે સર્વે પ્રતાપ તથા તેમના કારુણ્ય સૌશીલ્ય વાત્સલ્ય ક્ષમા આદિક સાધુગુણો રાજર્ષિએ અભય રાજાને કહ્યા ॥૧૫॥ અલૌકિક તે ઐશ્વર્યને સાંભળીને સકુટુબ અભયરાજા પ્રહર્ષથી અને આશ્ચર્યથી પરિપૂર્ણ થઇ ગયા ॥૧૬॥ જેનો બહુકાળથી વારવાર હું વિકર્ત કરતો હતો તે ભગવાનનો પ્રાદુર્ભાવ થઈ ગયો છે એમાં સશય નથી, એવો નિશ્ચય કરીને અભય રાજા પરમાનદપરિપૂર્ણ થઈ ફરીથી એમ પુછવા લાગ્યા કે–હે મહામતે ! તમોએ જે વચન કહ્યું તે સત્યજ છે શ્રીકૃષ્ણને પોતાના ઈષ્ટદેવપણે માનતા તે તમારા સહજાનદ નામના સદ્‌ગુરૂ સ્વય શ્રીકૃષ્ણજ પ્રકટ થયા છે બીજા કોઈ નહિ એમા અમોને લેશમાત્રપણ સશય નથી ॥૧૭-૧૮॥ હે સત્તમ ! આ ભગવાનના અવતરણથી સમલકૃત થએલો કયો દેશ છે ? તથા કયા કુળને અલકૃત કર્યુ છે ? ક્યારે સૌરાષ્ટ્ર દેશને સમલકૃત કર્યો ? અને અહીંથી કયા દેશને સમલકૃત કરશે ? એમનો આવિર્ભાવ પ્રકાર કેવો છે ? એમનુ અતિમાનુષ દિવ્ય કર્મ શુ છે ? આ બધી બાબતને તત્ત્વથી સાભળવા

त्वमत्रासि समागतः ॥२०॥ कुर्वे विष्णववतारस्य चिन्तनं ह्यहमन्वहम् । तद्वार्ताऽद्य श्रुता दिष्ट्या तां वदाऽऽदित एव मे ॥२१॥ अस्मत्सम्बन्धिनोऽप्येते शुश्रूषन्तीदमुत्सुकाः । प्रामाण्यादाप्तवाक्यस्य त्वं तद्वद हितोऽसि नः ॥२२॥ सुव्रत उवाच—इत्थं स भक्तऋषभः परमादरेण पृष्टोऽभयेन सह बन्धुजनैः प्रसन्नः । श्रीनीलकण्ठचरितस्मृतिसम्भवायामानन्दसारसरिति प्रममज्ज सद्यः ॥२३॥ स्वान्तःस्फुरद्धरिपदाम्बुजलग्नचेतास्तूर्णीं मुहूर्तमभवच्च गतस्मृतिः सः । देहस्मृतिं त्वथ शनैः समवाप्य भक्त्या हर्षाश्रुदृक् पुलकिताङ्गरुहोऽवदत्तम् ॥२४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे

---

ઇચ્છતા મને તમો કહેવાને યોગ્ય છો. ભગવાનના દિવ્ય ચરિત્રશ્રવણનું ભાગ્ય અમારૂં આજ ફળ્યું, કેમકે તમો અહીં મારે ઘેર સ્વયં ચાલી આવ્યા. 'ભગવાનનો પ્રાદુર્ભાવ અવશ્ય થશે' એમ હું અનુદિન અનુચિંતન કરતો હતો. એરીતે ચિંતન કરતાં મેં આ દિવસે તમારા મુખથકી તે ભગવાનના પ્રાદુર્ભાવની વાર્તા સાંભળી, માટે મારૂં ભાગ્ય આજ પરિણામ પામ્યું. તો તે ભગવાનનું દિવ્ય ચરિત્ર પ્રથમથીજ મને કહો ॥૧૯-૨૧॥ તમો અમારા હિતકારી છો. તમારા આપ્તના વચનમાં પ્રામાણ્ય મારા જેવુંજ આ મારા બન્ધુઓને પણ છે. તે આ સર્વે સંબન્ધિઓ પણ ભગવાનના ચરિત્રશ્રવણમાં સમુત્સુક છે તો અમોને ભગવાનનું ચરિત્ર કહો ॥૨૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! પત્ની પુત્ર પુત્રીપ્રમુખ પરિવારે સહિત અભય ભૂપતિએ પરમ આદરથી આ પ્રકારે પુછેલા તે હરિભક્તશિરોમણિ ખટ્વાંગ રાજા બહુ રાજી થઈને, તે સમયે શ્રીનીલકંઠ ભગવાનનાં કહેવા ઇચ્છેલાં જે સમસ્ત દિવ્ય ચરિત્રો તેના અનુસ્મરણથી ઉત્પન્ન થએલી પરમાનંદરૂપ મહાનદીમાં એકદમ નિમગ્ન થઈ ગયા ॥૨૩॥ તે સમયમાં પોતાના હૃદયતળમાં તત્ક્ષણ સ્ફુરણાયમાન થએલા ભગવાનના ચરણકમળમાં મુહૂર્તપર્યંત જેમનું ચિત્ત લીન થઈ ગયું છે એવા ખટ્વાંગ રાજર્ષિ બાહ્ય દેહાદિકની સ્મૃતિએ રહિત થઈ ગયા. પછીથી ધીમે ધીમે દેહની સ્મૃતિ પામીને, આનંદના આંસુથી પરિપૂર્ણ નેત્રવાળા અને રોમાંચિત ગાત્રવાળા થઈ પરાભક્તિએ

धर्मशास्त्रे द्वितीयप्रकरणे खट्वाङ्गाभयसंवादनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

खट्वाङ्ग उवाच—कोसलेषूत्तरेष्वस्ति ग्रामश्छुप्पयआह्वयः । तत्र धर्मावतारोऽभूद्देवशर्मा द्विजः सुधीः ॥१॥ सावर्णिगोत्रसम्भूतिः सामगो धर्मसंस्थितिः । भक्त्याख्या तस्य भार्याऽऽसीत्साध्वी धर्मे दृढस्थितिः ॥२॥ श्रीकृष्णं स सपत्नीको विष्णुयागेन भूयसा । वृन्दावने परमया भक्त्याऽऽराधयदादृतः ॥३॥ प्रसन्नो भगवांस्तस्मै भुवि धर्मप्रवृत्तये । अधर्मोच्छेदनार्थं च जज्ञे तस्मात्तु तत्स्त्रियाम् ॥४॥ हरिनाम्ना स विख्यातो बाल्यात्सर्वम

---

युક્ત થઇને તે અભય રાજાને શ્રીહરિનુ દિવ્ય ચરિત્ર કહેવા લા યા ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને દ્વિતીયપ્રકરણે ખટ્વાંગાભયસંવાદનામા ત્રયોવિંશોઽધ્યાયઃ ॥૨૩॥

## [१]અધ્યાય ૨૪ મો.

ખટ્વાંગ રાજા કહેછે—હે અભય ભૂપતે! ઉત્તરકોસલ દેશમા છપૈયા નામે એક ગામ છે તે ગામમા સ્વય ધર્મપ્રજાપતિ ભગવાનનાજ કોઈપણ સક઼લ્પમૂળક નિમિત્તયોગથી વિપ્રવશમા અવતરેલા મતિમાન્ દેવશર્માનામે એક વિપ્ર વિખ્યાત હતા ॥૧॥ આ વિપ્ર સામવેદી, સાવર્ણિ ગોત્રમાં જન્મેલા અને ધર્મમાજ સદા પ્રીતિમાન્ હતા આ વિપ્રની પતિવ્રતા ધર્મમા સુદૃઢ સ્થિતિવાળી ભક્તિનામની ભાર્યા હતી ॥૨॥ સપત્નીક આ વિપ્રે એક સમયે વૃદાવનમા પરમ પ્રેમપૂર્વક મહાવિષ્ણુયાગથી વૃદાવનવિહારી શ્રીકૃષ્ણનુ આદરથી આરાધન કર્યું ॥૩॥ આરાધનથી આ વિપ્રઉપર પ્રસન્ન થએલા સ્વય શ્રીકૃષ્ણ ભગવાનતો ભૂમિ ઉપર ધર્મની પ્રવૃત્તિમાટે અને અધર્મના ઉચ્છેદ માટે તે દપતીના પુનભાવથી પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામ્યા ॥૪॥ આ હરિનામથી વિખ્યાત, સર્વના મનને હરનારા ભગવાને બાલ્ય વયમાજ બહુ જીવોને પોતાના શુભ દર્શન સભાષણ આદિકવડે પાપમાંથી મુકાવ્યા

---

૧ આ અધ્યાયમા ખટ્વાગ રાજર્ષિએ સાભળવા ઈચ્છતા અભય રાજા પ્રત્યે શ્રીહરિનુ જન્માદિ દિવ્ય ચરિત્ર સક્ષેપથી વર્ણન કરેલુ અનુવાદ કર્યુ છે

नोहरः। निजेक्षणादिभिर्जीवान्बहून् पापादमोचयत् ॥५॥ सोऽनिर्दशाहो बालः स्वं जिघांसूनर्भकग्रहान् । कोटराप्रमुखान् सद्यो ददन्दग्धावयद्दृशा ॥६॥ कृत्यासृजं निचर्पोऽसौ कालीदत्तं महासुरम् । व्यमोहयद्दृशा तेन स ममार परिभ्रमन् ॥७॥ कृत्योत्पातादिभीतेन ततः पित्रा स बालकः । अयोध्यायां समानिन्ये प्राक्तनं निजकेतनम् ॥८॥ मानुष्यनाट्यसञ्छन्ननिजैश्वर्य उदारधीः । आनन्दयामास जनांस्तत्र कौमारलीलया ॥९॥ सम्पन्नोऽभूत्स पौगण्डे सर्वैः साधुगुणैरपि । पित्रा कृतोपनयनो नैष्ठिकं व्रतमास्थितः ॥१०॥ गुरुं विस्मापयन्विद्याः सकला निगमादिकाः । अध्यैताल्पेन कालेन गृह एव वसन्निजे ॥११॥ जनन्यै जनकायाथ ददौ दिव्यगतिं प्रभुः । एकादशाब्दिको गेहाद्विरक्तः

---

હતા ॥૫॥ દશ દિવસના નહિ થએલા એવા પણ આ બાળ હરિએ પોતાને હણવા માટે ઉદ્યમ કરતા કોટરા આદિક બાળગ્રહોને દૃષ્ટિપાતમાત્રથી બહુ બાળતા થકા તેજ ક્ષણમાં નસાડી મુકયા હતા ॥૬॥ ત્રણ વર્ષની સ્વલ્પ વયનાજ આ બાળકૃષ્ણે સમસ્ત કૃત્યાઓને પ્રેરનારા કાળીદત્ત નામના મહાઅસુરને દૃષ્ટિપાતમાત્રથીજ મોહ પમાડીને વૃક્ષવૃંદમાં અથડાવીને મારી નાખ્યો હતો ॥૭॥ તે પછી તેમના પિતા પુત્રપ્રેમને લીધે તેમના પ્રભાવને જાણે જાણતાજ ન હોય એમ 'મારા પુત્રને અસુરો ઉપદ્રવ કર્યા કરશે' એવી આશંકા કરીને પોતાના ગ્રામનો પરિત્યાગ કરી પૂર્વના નિવાસભૂત અયોધ્યાનગરમાં આવીને રહ્યા ॥૮॥ અયોધ્યાનગરમાં મહાબુદ્ધિશાળી આ બાળ ભગવાન્ નરનાટ્યથી સમ્યક્ પોતાનું પારમેશ્વર સ્વરૂપ ઢાંકી દઇને કૌમાર લીલાવડે નિજ જનોને આનંદ આપતા થકા રહ્યા ॥૯॥ પૌગંડ વયમાજ સર્વ સાધુગુણોએ સંપન્ન થએલા બાળપ્રભુએ પિતાએ ઉપવીત સંસ્કાર કર્યા પછી નૈષ્ઠિકવ્રતને આશરીને ઘેર રહીને અલ્પ કાળમાંજ સર્વ વિદ્યાઓ ભણીને વિદ્યાગુરૂ જનકને આશ્ચર્યચકિત કરી દિધા ॥૧૦-૧૧॥ તે પછી પ્રભુએ જનની જનકને અંતિમસમય પ્રાપ્ત થતાં સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી સાંગ ભક્તિનો ઉપદેશ આપી દિવ્યગતિ આપી તે પછી

प्राव्रजत्ततः ॥१२॥ स्वयमाचरणेनेव नैष्ठिकब्रह्मचारिणाम् । धर्मान् स दर्शयामास तीर्थानि विचरन्भुवि ॥१३॥ तपस्विभ्यस्तपोरीतिं तपस्तप्त्वा ह्यदर्शयत् । योगरीतिं च योगिभ्यो युञ्जन् योगमदर्शयत् ॥१४॥ सिद्धाभिमानिशाक्तानां जह्रे सीरपुरे मदम् । दुष्प्रतिग्रहकृष्णाङ्गं विप्रं दृष्ट्याकरोत्सितम् ॥१५॥ वीरान् कृत्या महाशाक्तान्निर्जिगाय सहस्रशः । सहस्रशः स्वाश्रितानां पापकर्माण्यहापयत् ॥१६॥ असुराणां सहस्राणि शतानि च दुरात्मनाम् । जगन्नाथपुरेऽन्योन्यं विमोह्यासावघातयत् ॥१७॥ धर्मद्रुहां चासुराणां सहस्रं मानसे पुरे । सत्रधर्मनृपद्वारा घर्म

---

અગીઆર વર્ષની વયમા તીવ્ર વૈરાગ્યવેગથી ઘરનો ત્યાગ કરી વનમા ચાલી નીકળ્યા ॥૧૨॥ ભૂમિમાં પુલહાશ્રમ પ્રમુખ તીર્થોમાં વિચરતા થકા પોતે કરેલા નૈષ્ઠિક ધર્મના આચરણથી નૈષ્ઠિક વર્ણિઓને તેમના ધર્મો દર્શાવ્યા હતા અને પોતે મહાતપશ્ચર્યા કરીને તપસ્વિઓને તપ કરવાની રીતિ પ્રદર્શાવી હતી અને યમ નિયમાદિ અનુક્રમથી અષ્ટાગયોગનો અભ્યાસ કરી યોગિઓને યોગાભ્યાસ કરવાની રીતિ પ્રદર્શાવી હતી ॥૧૩-૧૪॥ આ શ્રીહરિએ સીરપુરમા 'અમો મહાસિદ્ધો છીએ' એવા મીથ્યા અભિમાનવાળા, સજ્જનોના અપમાનમા તત્પર એવા બહુ શાક્તોનો મદ હર્યો હતો અને દારિદ્રદુ ખથી કરેલા દુષ્પ્રતિગ્રહથી કુટુબનુ પોષણ કરતા, દુષ્પ્રતિગ્રહે કરેલા પાપાતિશયથી કૃષ્ણાંગપણાને પામેલા, માટેજ પોતાને શરણે આવેલા કોઇ તૈલગી વિપ્રની કૃષ્ણાંગતાને ટાળીને યથાપૂર્વ શ્વેતાગતા દૃષ્ટિમાત્રથી કરી હતી ॥૧૫॥ જે ભગવાને પારમૈકાતિક પથના પરિપન્થી પિબેકાદિ અપરિમિત મહાશાક્તોને તથા બટુકભૈરવ વિગેરે વીરો અને કૃત્યાઓને જીતીને પોતાના શરણને પામેલા અપરિમિત જનોને પાપકર્મોથકી પાછા વાળ્યા હતા ॥૧૬॥ જેમણે જગન્નાથપુરમા પોતાના અભિદ્રોહમા પ્રવર્તેલા સહસ્રાધિક દુરાત્મા અસુરોનો સકલ્પમાત્રથી પરસ્પર 'આ મારો વૈરી છે આ મારો વૈરી છે' એવી દૃષ્ટિ ઉત્પન્ન કરાવીને પરસ્પર વિઘાત કરાવ્યો હતો ॥૧૭॥ તથા માનસપુરમા સત્રધર્મા નામના નૃપને પોતાનો દિવ્ય પ્રભાવ પ્રદર્શાવી

गुह्या अजीघनत् ॥१८॥ नानातीर्थानि विचरंस्तत्र तत्र जनान्व-हून् । स्वदीक्षास्पर्शमापाद्यैर्मोचयामास संसृतेः ॥१९॥ उच्छेद-यन्नधर्मं च धर्मं संस्थापयन्निह । लोजाख्यं पुरमागच्छत्सौरा-ष्ट्रेषु स सन्मते ! ॥२०॥ कृष्णभक्तेः प्रथयितू रामानन्दमहामुनेः । वैष्णवाचार्यवर्यस्य शिष्यैस्तत्र स मानितः ॥२१॥ धर्मज्ञानतपो-योगविद्यावैराग्यभक्तिभिः । सर्वातिशायिभिः सर्वास्तद्गतस्ता-नचिनयत् ॥२२॥ साकं तैः पिप्पलग्रामे तमाचार्यमुपेयिवान् । उद्धवस्यैवावतारं वृतं शिष्यैः सहस्रशः ॥२३॥ दीक्षारीतिप्रवृ-त्त्यर्थं भुवि तस्मात्स वैष्णवीम् । महतीमग्रहीद्दीक्षां गुरूणां गुरु-

---

પોતાના ચરણકમળનો એકાંતિક સેવક કરીને, તેના દ્વારા ધર્મરક્ષણમાટે ધર્મમાર્ગના વિરોધી એક હજાર અસુરોનો ઘાત કર્યો હતો ॥૧૮॥ બહુવિધ તીર્થક્ષેત્રોમાં વિચરતા આ ભગવાને તેતે સ્થળમાં સત્ત્વપ્રકૃતિના અનેક જ-નોને પોતાનું દર્શન સ્પર્શ સભાષણ આદિકવડેજ સસાર થકી મુકાવ્યા હતા ॥૧૯॥ હે સન્મતે ! આ રીતે તેતે તીર્થોમાં વિચરતાં તેમાં રહેલા ધર્મદ્રોહી-ઓનો પરાભવ કરી ધર્મરૂચિવાળાઓનું કલ્યાણ કરવા આ રીતે અધર્મનાશ અને ધર્મસ્થાપન કરતા કરતા સૌરાષ્ટ્રદેશમાં લોજ નામના પુરમાં આવ્યા ॥૨૦॥ તે પુરમાં કૃષ્ણભક્તિને વિસ્તારતા વૈષ્ણવાચાર્યશ્રેસર શ્રીરામાનંદ મહામુનિના મુક્તાનંદાદિ શિષ્યો રહેતા હતા, તેમની સાથે એમને સમાગમ થયો ॥૨૧॥ સર્વાધિક ધર્મ જ્ઞાન તપ યોગ વિદ્યા વૈરાગ્ય અને ભક્તિએ સંપન્ન એવા પણ મુક્તાનંદાદિ મુનિઓ આ ભગવાનના ધર્મ જ્ઞાન તપ યોગ વિદ્યા વૈરાગ્ય ભક્તિ આદિક ગુણોનો અતિશય જોઇને મનમાં અત્યંત આશ્ચર્ય પામી ગયા હતા ॥૨૨॥ તે પછી તેમની સાથે પિપલાણા ગામમાં આવી રહેલા, અપરિમિત શિષ્યોથી વિંટાએલા, સાક્ષાત્ ઉદ્ધવ-જીના અવતારભૂત શ્રીરામાનંદ આચાર્યવર્યને મળ્યા હતા ॥૨૩॥ આ ભગવાન્ ગુરૂઓના પણ ગુરૂ છે તથાપિ લોકમાં પારમૈકાંતિક દીક્ષા પ્રવ-ર્તાવવા સ્વયં ધર્મપ્રવર્તન માટે અવતરેલા હોવાથી લોકસંગ્રહને કરતા થકા શ્રીરામાનંદમુનિ થકી વૈષ્ણવી મહાદીક્ષા યથાવિધિ ગ્રહણ કરી હતી

रप्यसौ ॥२४॥ सहजानन्द इत्याख्या गुरुणा विदधेऽस्य च। तेन नारायणमुनिरिति चार्थवती मुदा ॥२५॥ सम्पन्ने सद्गुणैः सर्वैस्तस्मिन्धर्मधुरं निजाम् । विन्यस्य भगवद्धाम कालेन प्राप्तवान्स च ॥२६॥ तस्याज्ञायामवर्तन्त सतीर्थ्याः सकला अपि। नारायणमुनेर्नित्यं गृहिणस्त्यागिनोऽपि च ॥२७॥ सद्धर्मस्य प्रवृत्त्यर्थं ततोऽसौ व्यचरद्भुवि । आदावगादब्धितटे मकरालयपत्तनम् ॥२८॥ विक्रमार्कशकस्याब्दे वसुभूतगजेन्दुभिः। प्रमिते तत्पुरं ह्यायात् स पौषे पूर्णिमातिथौ ॥२९॥ अधर्मादवितुं जीवान्स्वप्रतापं प्रदर्शयन् । तत्र मासानुवासाष्टौ धर्मं चार्यं प्रवर्त्तयन् ॥३०॥ पूर्तकर्मोत्सवे प्रादाद्विप्रेभ्यः स्वस्य दर्शनम् । विष्णुरूपेण तेऽथाऽऽर्चन्मन्त्रैस्तं वैदिकैर्मुदा ॥३१॥ महान्तमुत्सवं चक्रे

॥२४॥ ગુરૂએ હર્ષથી દીક્ષાગ્રહણ સમયે દીક્ષાના અગતરીકે 'સહજાનંદ' અને 'નારાયણમુનિ' આ બે સાર્થક નામો કર્યાં હતાં ॥૨૫॥ આ રામાનદમુનિ સર્વ સદ્ગુણસપન્ન આ નારાયણમુનિને પોતાની આચાર્યધુર સોંપીને કેટલેક કાળે ભગવાનના ધામમા ગયા ॥૨૬॥ તે પછી સમગ્ર સતીર્થ્ય-ગુરૂભાઈ ત્યાગીઓ તથા ગૃહસ્થો નારાયણમુનિની આજ્ઞામા નિરતર વશ વર્તી થઈ રહ્યા ॥૨૭॥ આચાર્યપદને પામેલા આ સહજાનદસ્વામી સદ્ધર્મની ભૂમિમાં પ્રવૃત્તિ કરવા દેશમા વિચરતાં પ્રથમ સમુદ્રના તીરમા રહેલા માગરોળ નામના પત્તનમા પધાર્યા વિક્રમાર્ક શકના વસુ-૮ ભૂત-૫ ગજ-૮ ઈન્દુ-૧ આ અકની અવળી ડાબી ગતિથી માપેલા વર્ષમા એટલે સવત્ ૧૮૫૮ માં પોષમાસની પૂર્ણિમાતિથિએ તે પુરમા પધાર્યા ॥૨૮-૨૯॥ અધર્મ થકી અનેક જીવોનું રક્ષણ કરવા પોતાનું પારમૈશ્વર્ય પ્રદર્શાવતા થકા અને સનાતન ધર્મને પ્રવર્તાવતા થકા તે પુરમાજ આઠ માસસુધી રહ્યા હતા ॥૩૦॥ આ શ્રીહરિએ તે પુરમાં વાવ્ય ખોદાવારૂપ પૂર્તકર્મના નિમિત્તથી કરેલા વિષ્ણુપૂજામહોત્સવમા વિપ્રોને પોતાનુ રૂપ વિષ્ણુરૂપે પ્રદર્શાવ્યુ હતું. તે પછી તે વિપ્રોએ સાક્ષાત્ વિષ્ણુરૂપે સાક્ષાત્કાર કરેલા ભગવાનની વૈદિક વૈષ્ણવ મન્ત્રોવડે યથાવિધિ પ્રેમથી પૂજા કરી હતી ॥૩૧॥ વળી તે પુરમાં

जन्माष्टम्यां स तत्र च । प्रादर्शयत्कृष्णरूपं सर्वान्स्वीयमलौकिकम् ॥३२॥ रामानन्दमुनेः शिष्याः स्वोपास्यं राधिकापतिम् । तदा तमेव निश्चित्य तं समाश्रित्य भेजिरे ॥३३॥ मुमुक्षवोऽन्येऽपि नरा नार्यश्च बह्वस्तदा । तमेव शरणं प्राप्य भेजिरे परमादरात् ॥३४॥ तदा सदःस्थेन मया साक्षात्कृष्णोऽयमेव हि । इति निश्चित्य मनसा भेजे तच्छिष्यताऽनघ ! ॥३५॥ स्वैश्वर्यं प्रकटीकुर्वन्निजमूर्तावकारयत् । प्राणवृत्तिनिरोधं स स्त्रीपुंसानां सहस्रशः ॥३६॥ तत्राधिकारिणो ह्येते सन्त्येतेऽनधिकारिणः । नापश्यदित्यसौ किञ्चित्प्रावृषीव घनावनः ॥३७॥ अत्याश्चर्यं जनाः प्रापुस्तेनैवाद्भुतकर्मणा । तस्याश्रयं ततः कृत्वा तस्थुः सद्धर्मवर्त्मनि ॥३८॥ सर्वेभ्यो मतवादिभ्यस्तत्तद्ग्राम-

---

પોતે જન્માષ્ટમીએ પ્રવર્તાવેલા કૃષ્ણમહોત્સવમાં તો પોતાના અસાધારણ સર્વકારણકારણ, પરાત્પર કૃષ્ણસ્વરૂપનો સર્વને સાક્ષાત્કાર કરાવ્યો હતો ॥૩૨॥ તે સમયમાં રામાનદસ્વામીના સર્વકોઈ શિષ્યો શ્રીનારાયણમુનિનેજ પોતાના ઈષ્ટદેવ રાધિકાપતિ શ્રીકૃષ્ણરૂપજ નિશ્ચય કરી અનન્યભાવથી ભજવા લાગ્યા ॥૩૩॥ તે સમયે મુમુક્ષુ બીજાપણ બહુ નરનારીઓ પરમ આદરથી તેમનોજ સમાશ્રય કરી સર્વભાવથી ભજવા લાગ્યા ॥૩૪॥ હે નિર્દોષ રાજન્! એજ અવસરમા સભામાં બેઠેલા મેં સાક્ષાત્કૃષ્ણને સાક્ષાત્કાર કરીને 'આજ સ્વય શ્રીકૃષ્ણ નારાયણ છે' એવો મનમાં દૃઢ નિશ્ચય કરીને તેમના ચરણકમળનો સમાશ્રય સ્વીકાર્યો હતો ॥૩૫॥ વળી આ ભગવાને પોતાનો પ્રતાપ પ્રકટ કરીને 'આ અધિકારી છે આ અનધિકારી છે' એવો કિંચિત્ પણ વિભાગ કર્યા વિના વર્ષાઋતુમા વર્ષવા વાસ્તેજ ચઢી આવેલા મેઘની માફક સર્વ કોઈને અત્યંત આનદ આપતા થકા હજારો હજાર સ્ત્રીપુરૂષોની પ્રાણવૃત્તિઓને સ્વસ્વરૂપમા રોકીને, એમને દિવ્ય દૃષ્ટિશક્તિ આપીને દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો હતો અને પ્રાકૃત એવાં પણ સ્થાન ઐશ્વર્ય આદિક દર્શાવ્યું હતું ॥૩૬-૩૭॥ તે આ અદ્‌ભુત ક્રિયાઓને જોનારા સર્વ કોઈ જનો અતિશય આશ્ચર્યને પામીને તેમનોજ સમાશ્રય કરી સદ્ધર્મમાર્ગમાં

रात्मना । ददौ स दर्शनं तेन विस्मितास्ते तमाश्रयन् ॥३९॥ कालवाण्यां स बहुधा योगैश्वर्यमलौकिकम् । दर्शयामास भगवान्सर्वसंशयनुत्तये ॥४०॥ सहस्रशः स्वभक्तानां समाधौ च स्वतन्त्रताम् । कृपयाऽचीकरत्स्वामी विना साधनसम्पदम् ॥४१॥ महान्तं विष्णुयागं च चक्र ओजस्वतीतटे । यथेष्टं भोजयामास वत्सरार्धं स वाडवान् ॥४२॥ द्रविणं हेमरूप्यादि विप्रेभ्यश्च ददौ भृशम् । घनाघन इवाम्बूनि यानानि वसनानि च ॥४३॥ उत्सवान्महतः कुर्वन्प्रतिग्रामं स मानद ! । साम्प्रतं शरधाख्यं पुरमेत्योषितोऽस्ति हि ॥४४॥ मया स्वग्राममानेतुं प्रार्थितो जनसंसदि । कार्तिक्यामागमिष्यामीत्येवं प्रत्यशृणोत्किल ॥४५॥ सैष नारायणमुनिः सहजानन्दनामकः । स्वामिनारायणाख्यश्च

વર્તવા લાગ્યા ॥૩૮॥ આથી બીજા જે તે તે દેવના આશ્રિતો હતા તેમને તેમના તેમના ઇષ્ટદેવરૂપે પોતાનુ દર્શન આપીને તેમને પણ પોતાના અનન્ય આશ્રિત કરી દીધા ॥૩૯॥ તે પછી આ ભગવાને કાળવાણી ગામમા પોતાનુ અલૌકિક યોગૈશ્વર્ય બહુ પ્રકારે સર્વ સશયો ટાળવા માટે જનોને દર્શાવ્યુ હતું ॥૪૦॥ અને પોતાના અપરિમિત ભક્તોને યમ નિયમાદિ અષ્ટાગયોગના અનુષ્ઠાનના આયાસ વિનાજ સમાધિમાં સ્વતત્રતા પોતાનીજ અસાધારણ પારમેશ્વર શક્તિથી કૃપા કરીને આપી હતી ॥૪૧॥ વળી ઓઝત નદીના તટમા મોટો વિષ્ણુયાગ કર્યો હતો અને ૭ માસપર્યંત યથેષ્ઠ બહુ બ્રાહ્મણોને જમાડયા હતા ॥૪૨॥ જેમ વર્ષવા આવેલો મેઘ જળનેજ જેમ એમ આ શ્રીહરિએ તે સમયે વિપ્રોને સુવર્ણ રજત આદિક દ્રવ્ય, મહાઅમૂલ્ય વસ્ત્રો અને વિવિધ વાહનો અપરિમિત આપ્યા હતા ॥૪૩॥ હે માનદ અભય રાજન્ ! આ પ્રકારે શ્રીહરિ તેતે સ્થળમા મહોત્સવો કરતા થકા અને ગામોગામ ધર્મમર્યાદાને પ્રવર્તાવતા થકા હમણાં શરધાર નામના નગરમા આવીને રહ્યા છે ॥૪૪॥ મેં મારા ગામમાં પધારવાની પ્રાર્થના કરતાં 'કાર્તિક પૂર્ણિમાએ તમારા ગામમા અમો આવીશુ' એમ તે ભગવાને જનસભામા પ્રતિજ્ઞા કરી છે ॥૪૫॥ આ મારા ગુરૂ નારાયણમુનિ સહજાનદ સ્વામિના

स्वाम्याख्यश्च विराजते ॥४६॥ हरिकृष्णो हरिः कृष्णो नीलकण्ठश्च स श्रुतः । गौणानि तस्य नामानि सन्त्यन्यानि बहूनि च ॥४७॥ सहस्रशस्त्यागिजनैर्गृहिभिश्च सहस्रशः । योषाभिर्धर्मनिष्ठाभिः सेव्यते स च भक्तितः ॥४८॥ भक्तिधर्मादयोऽप्येनं सेवन्ते दिव्यविग्रहाः । केचित्तान् पुण्यवन्तोऽत्र वीक्षन्त इति शुश्रुम ॥४९॥ केभ्यश्चित्कृष्णरूपेण राधिकापार्षदादिभिः । ददाति दर्शनं स्वामी गोलोकेन सहैव च ॥५०॥ केभ्यश्चिद्विष्णुरूपेण साकं लक्ष्म्या च पार्षदैः । ददाति दर्शनं स्वामी वैकुण्ठेन च स प्रभुः ॥५१॥ साकं निरन्नमुक्तैश्च श्वेतद्वीपेन भास्वता । महापुरुषरूपेण दत्ते केभ्यश्च दर्शनम् ॥५२॥ केभ्यश्चिद्भूमरूपेण सह लक्ष्म्यादिशक्तिभिः । पार्षदैश्चेक्षणं दत्ते सहैवाव्याकृतेन सः ॥५३॥ केभ्यश्चिद्दर्शनं दत्ते नरनारायणात्मना । विशालया च

રાયણ સ્વામી હરિકૃષ્ણ હરિ કૃષ્ણ નીલકંઠ ઈત્યાદિ ગુણવિશેષથી કરેલાં નામોએ કરીને પ્રખ્યાત છે. એમનાં ગુણસમ્બન્ધે કરેલાં બીજાંપણ કૃપાનિધિ આદિક નામો અનંત છે ॥૪૬-૪૭॥ આ ભગવાન્ અપરિમિત ત્યાગિજનો ગૃહસ્થજનો અને ધર્મનિષ્ઠ સ્ત્રીજનોએ ભક્તિથી સેવેલા છે ॥૪૮॥ ભક્તિ ધર્માદિકોપણ એમને દિવ્ય અદૃશ્યરૂપથી નિરંતર સેવેછે. કેટલાક સુકૃતશાળી લોકો તેમને શ્રીહરિની ઈચ્છાથી પ્રત્યક્ષ દેખે છે એમ સાંભળ્યું છે ॥૪૯॥ આ સ્વામી આશ્રિતોમાં કોઇકને કદાચિત્ રાધા લક્ષ્મી શ્રીદામાદિ પાર્ષદોએ સહિત ગોલોક ધામમાં શ્રીકૃષ્ણસ્વરૂપથી વિરાજમાન પોતાના સ્વરૂપનાં દર્શન આપે છે. આ અતિસમર્થ સ્વામી કોઈક ભક્તોને વૈકુંઠલોકમાં લક્ષ્મીજી અને ગરૂડાદિ પાર્ષદોએ સહિત વિષ્ણુરૂપે પોતાનું દર્શન આપે છે. કેટલાકને પ્રકાશમય શ્વેતદ્વીપધામમાં નિરન્ન મુક્તોએ સહિત મહાપુરૂષરૂપે પોતાનું દર્શન આપે છે. કેટલાકને અવ્યાકૃત ધામમાં લક્ષ્મી આદિક શક્તિઓ અને સુનંદાદિ પાર્ષદોએ સહિત ભૂમાપુરૂષરૂપે દર્શન આપેછે. કેટલાકને બદરિકાશ્રમમાં અપરિમિત તપસ્વી તનુઆદિક મુનિઓએ સહિત નરનારાયણરૂપે પોતાનું દર્શન આપે છે. કેટલાકને ક્ષીરસાગરમાં લક્ષ્મીએ

मुनिभिः सहानेकैस्तपस्विभिः ॥५४॥ योगेश्वरस्वरूपेण सह शेषेण च श्रिया । केभ्यश्चिद्दर्शनं स्वस्य दत्ते क्षीराब्धिना च सः ॥५५॥ हिरण्मयस्वरूपेण केभ्यश्चित्स्वस्य दर्शनम् । दत्ते सहार्कबिम्बेन भगवान्स सतां पतिः ॥५६॥ ददाति यज्ञपुरुषस्वरूपेणात्मदर्शनम् । सहाग्निमण्डलेनासौ केभ्यश्चिद्भक्तवत्सलः ॥५७॥ तस्मात्साक्षाद्धि भगवान्स एवास्ति जगत्प्रभुः । तस्मात्परतरं किञ्चिन्नैवास्तीति विनिश्चयः ॥५८॥ विनैवाष्टाङ्गयोगं च समाधावीदृशं स वै । नाडीप्राणान्निरोध्यैव ददाति स्वस्य दर्शनम् ॥५९॥ तेन सर्वेऽपि मनुजा आश्चर्यं प्राप्नुवन्ति हि । मुमुक्षवस्तु ये तत्र ते भजन्ति च तं प्रभुम् ॥६०॥ प्रतापमन्यमप्यस्य प्रसिद्धं भूतलेऽखिले । कथयामि महाभाग ! प्रत्यक्षं योऽनुभूयते ॥६१॥ ये केचिद्भुवि तद्भक्ता ज्ञानिनोऽज्ञानिनोऽपि वा । शिशवस्तरुणा

---

સહિત શેષશાયી યોગેશ્વરરૂપે પોતાનુ દર્શન દે છે સતોના પતિ આ ભગવાન્ કેટલાકને સૂર્યમડળમાં હિરણ્મય પુરૂષરૂપે દર્શન આપેછે કોઈ ભક્તોને ભક્તવત્સળ ભગવાન્ અગ્નિમડળમા રહેલા યજ્ઞપુરૂષરૂપે પોતાનું દર્શન આપે છે ॥૫૦-૫૭॥ એ રીતે શ્રીકૃષ્ણાદિ અનેકરૂપે પોતાનુ પ્રત્યક્ષ દર્શન આપે છે માટે આ શ્રીહરિકૃષ્ણજ સાક્ષાત્ ભગવાન્ સર્વ જગતના પ્રશાસિતા છે, તેમના થકી પરતર કોઇ પણ વસ્તુ નથીજ એવો વિનિશ્ચય છે ॥૫૮॥ આ ભગવાન્ યોગાભ્યાસસાધ્ય એવી પણ સમાધિસ્થિતિ યમ નિયમાદિ અષ્ટાગ યોગરૂપ સાધન સપત્તિ વિનાજ નાડી પ્રાણનિરોધપૂર્વક કરાવીને પોતાનુ અક્ષર ધામાધિપતિ સ્વરૂપ આ પ્રકારે પ્રદર્શાવે છે ॥૫૯॥ આવા પ્રત્યક્ષ દર્શનથી સર્વ કોઈ મનુષ્યો અત્યાશ્ચર્ય પામે છે, તેમા કેટલાક તો પૂર્વના પુણ્યથી મોક્ષમાં રૂચિવાળા થઈને એજ પ્રભુને સર્વ પ્રકારે ભજે છે ॥૬૦॥ હે મહાભાગ અભય રાજન્ ! આ અમારા ગુરૂનો બીજો પણ પ્રભાવવિશેષ છે તેને હુ કહુછુ તે સાંભળો આ પ્રભાવવિશેષ સર્વલોકસાક્ષિક છે જે કોઇ પણ તેમના ભક્તો જ્ઞાનસપન્ન હોય કે જ્ઞાનવિહીન હોય, ( ભક્તિ શાસ્ત્રજન્ય જ્ઞાનાતિશયની અપેક્ષા રાખીનેજ ઉદય પામે છે એમ નથી ) બાળકો હોય

वृद्धा नरा योषाश्च षण्डकाः ॥६२॥ साक्षात्तद्दर्शनं प्राप्ता न प्राप्ता वा कदाचन । स्मरन्ति केवलं तं तद्भक्तवाक्यमात्तनिश्चयाः ॥६३॥ सर्वे एतेऽप्यन्तकाले दुःखमप्राप्य किञ्चन । विमानस्थं तमेवेशं वीक्षन्ते सहपार्षदम् ॥६४॥ आरोपिता विमानं ते पार्षदैर्दिव्यमद्भुतम् । धाम तस्य प्रयान्त्येव योगिनामपि वाञ्छितम् ॥६५॥ म्रियमाणा जना एव वीक्षन्ते तं न केवलम् । अन्येऽप्यभक्ता अपि तं तत्रेक्षन्ते क्वचित्क्वचित् ॥६६॥ साश्चर्यं तमवेक्ष्यैव गतानीश्वरसंशयाः । तस्यैवाश्रयणं सद्यः सुधियो ह्यत्र कुर्वते ॥६७॥ ईदृक् सामर्थ्यमन्यस्य न भवेद्धरिमन्तरा । अतो यूयं च तं वित्त

કે તરૂણો હોય કે વૃદ્ધો હોય, ( ભક્તિમાં વિજ્ઞાનસંપત્તિ જેમ પ્રયોજક નથી તેમ વયઃસંપત્તિ પણ પ્રયોજક નથી ) નારી હોય કે નપુંસક હોય, ( વયઃસંપત્તિ જેમ પ્રયોજક નથી તેમ લિંગવિશેષ સંપત્તિ પણ પ્રયોજક નથી ) સાક્ષાત્ તેમના ચરણની સેવાને પામ્યા હોય કે ન પામ્યા હોય, ( સાક્ષાત્ સમાગમની અપેક્ષા વિનાનો એમનો કૃપાતિશય છે ) પણ કેવળ તેમના આપ્ત ભક્તવાક્યથી 'તે આ સર્વેશ્વર પરમાત્મા છે' એવો દૃઢ નિશ્ચય કરીને પ્રેમથી જેઓ સ્મરણ કરે છે. આ સર્વે જનો અંતકાળ પ્રાપ્ત થતાં અંતિમસ્મરણ વિનાપણ આ ભગવાનેજ સ્વય સંભાર્યા થકા દુઃખલવને નહિ પામીને આ પ્રાકૃત સ્થૂળ સૂક્ષ્મ દેહનો પરિત્યાગ કરી પાર્ષદોએ સહિત એવા એજ ઈશ શ્રીહરિનેજ પોતાના ધામને પહોંચાડનારા વિમાનમાં વિરાજમાન છે તેમને સાક્ષાત્ જુવે છે ॥૬૧-૬૪॥ અંતકાળે શ્રીહરિને જોનારા તે જનો શ્રીહરિસાથે આવેલા પાર્ષદોએ દિવ્ય અદ્ભુત વિમાનમાં બેસાર્યા થકા યોગિઓને પણ દુર્લભ એવા તે શ્રીહરિના ધામને પામેજ છે ॥૬૫॥ કેવળ મરનારા જનોજ શ્રીહરિને જુવે છે એટલુંજ નહિ કિંતુ તેજ ગામમાં નિવાસ કરી રહેલા બીજા કેટલાક સત્સંગિજનો પણ અને કુસંગિજનો પણ સમીપમાં મરનારા જનની સમીપે ક્યારેક ક્યારેક શ્રીહરિને પ્રત્યક્ષ પેખે છે. તે બુદ્ધિશાલી જનો આશ્ચર્યપૂર્વક તે શ્રીહરિને સાક્ષાત્કાર કરીનેજ 'આ પરમેશ્વર હશે કે નહિ ?' એવા સંશયે રહિત થઇને

सर्वेऽसौ भगवानिति ॥६८॥ ततश्च तस्य ध्यानेन यूयं स्वहृदये प्रभुम् । तथाविधं द्रक्ष्यथेति निश्चयो नात्र संशयः ॥६९॥ सुव्रत उवाच—इति तद्वाक्यमाश्रुत्य स राजा चास्य बन्धवः । कृष्ण एवैष इत्येव निश्चयं चक्रिरे दृढम् ॥७०॥ ततोऽतिहृष्टास्ते तस्य प्रशंसां बहुधा नृप ! । चक्रुस्तं पुनरप्राक्षीदभयः सर्वसम्मतात् ॥७१॥ अभय उवाच—राजर्षे ! यत्त्वया प्रोक्तं सर्वं तत्तथ्यमेव हि । धन्योऽसि येन साक्षाच्छ्रीकृष्णो दृष्टश्च निश्चितः ॥७२॥ अद्यप्रभृति तस्य स्मो वयं सर्वे इति ध्रुवम् । तस्य ध्यानं यथा कार्यं वक्तुमर्हसि नस्तथा ॥७३॥ सुव्रत उवाच—सम्पृष्ट इत्थमभ

---

તેમા ભક્તિભાવને પામીને તેમનો સમાશ્રય તત્ક્ષણ કરે છે ॥૬૬-૬૭॥ પર મેશ્વર વિના બીજા કોઇનુ પણ આવુ સામર્થ્ય હોય નહિ એટલે શ્રીહરિ થકી આવો બીજો કોઈ પણ પરતર નથી તો તમો સર્વે 'આ શ્રીહરિજ સાક્ષાત્ ભગવાન્ છે' એમ નિશ્ચયથી જાણે ॥૬૮॥ તે પછી તમો તે ભગવાનના ધ્યાનથી તે પ્રભુનેજ સ્વલ્પસમયમાં હૃદયતળમાં સાક્ષાત્ વિરાજમાન્ જોશો એવો નિશ્ચય છે એમા લેશ સશય નથી ॥૬૯॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવુ ખટ્વાગ રાજાનુ વચન સાભળીને અભય રાજા અને તેમના બન્ધુજનોએ 'આ શ્રીકૃષ્ણ ભગવાન્ છે' એવો દૃઢ નિશ્ચય કર્યો ॥૭૦॥ હે નૃપ ! તે પછી પરમ પ્રહર્ષ પામેલા તે અભયાદિ સર્વેએ પોતાના હિતનો બોધ દેનારા, *શ્રીકૃષ્ણના સાક્ષાત્કારવાળા* ખટ્વાગ રાજાની પ્રશસા બહુધા કરી અભય નૃપતિએ સર્વ બન્ધુજનની સમતિથી ફરીથી ખટ્વાગને એમ પુછ્યુ ॥૭૧॥ અભય રાજા પુછે છે-હે રાજર્ષે ! તમોએ જે ભગવત્પ્રાદુર્ભાવાદિ કહ્યુ તે સર્વે સત્યજ છે. એમાં અમોને વિરોધ કે સશય નથી તમો ધન્યભાગી છો, કેમકે તમોએ શ્રીકૃષ્ણને સાક્ષાત્ કર્યા છે અને તેમાં તમો દૃઢ નિશ્ચયવાળા છો એટલે તદેકશરણ છે. તમારા આદેશથી અમો સર્વે આ દિવસને આરભીને નિશ્ચે તેમના છીએ-તેમનાજ એક દાસભૂત છીએ તો એજ એક સ્વામી જેમના છે એવા અમોને તેમનુ ધ્યાન ધરવાનો પ્રકાર કહેવાને યોગ્ય છો ॥૭૨-૭૩॥ હે નરેશ ! 

येन महादरेण हृष्टः स कृष्णपदपद्मषडङ्घ्रिचेताः । ध्यानं हरेर्गदितुमारभतोर्ध्वरेताः सम्प्रीणयन्सपरिवारममुं नरेश ! ॥७४॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे संक्षेपेण हरिचरित्रवर्णननामा चतुर्विंशोऽध्याय ॥२४॥

खट्वाङ्ग उवाच—शुचिर्भूत्वा शुचौ देशे मुमुक्षुर्निरुपद्रवे । स्वस्तिकासनमासीन ऋजुकायो भवेन्मुनिः ॥१॥ हस्तौ स्वोत्सङ्ग आधाय स्वनासाग्रनिरीक्षण. । अव्यग्रमनसा ध्यायेत्तं स्वीयहृदयाम्बुजे ॥२॥ आसीनं वा स्थितं ध्यायेन्नारायणमुनिं पुरः । अतिरम्यनराकारं तारुण्ये वयसि स्थितम् ॥३॥ रूपानुरूपावयवं नवपद्मदलेक्ष

---

અભય ભૂપાળે મહા આદરથી આ પ્રકારે પુછેલા, શ્રીહરિકૃષ્ણના ચરણકમળમા ભ્રમરનીપેઠે આસક્ત મનવાળા ઊર્ધ્વરેતા ખટ્વાગ રાજર્ષિએ પ્રહર્ષ પામીને સપરિવાર આ અભયરાજાને રાજી કરવા શ્રીહરિના ધ્યાનનો પ્રકાર કહેવાનો પ્રારભ કર્યો ॥૭૪॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને.. દ્વિતીયપ્રકરણે સંક્ષેપેણ હરિચરિત્રવર્ણનનામા ચતુર્વિંશોઽધ્યાયઃ ॥૨૪॥

## [1]અધ્યાય ૨૫ મો.

ખટ્વાંગ રાજા કહેછે—હે અભય રાજન્ ! મુમુક્ષુ મુનિ—મનનમા પ્રવર્તેલો પુરૂષ સ્વય શુચિ-બાહ્ય આભ્યતર શુદ્ધ થઇને ધ્યાનમા વિક્ષેપ કરનારા જનાદિકના ઉપદ્રવે રહિત એવા પવિત્ર પ્રદેશમા સ્વસ્તિકાસને બેસીને, ઋજુ-સરલ કાયવાળો થઈ, પોતાના હાથને ખોળામા છતા ઉપર ઉપર મુકીને, પોતાની નાસિકાના અગ્રભાગમા દૃષ્ટિ રાખીને પોતાના હૃદયકમળમા અવ્યગ્ર-સાવધાન મનથી શ્રીહરિનુ ધ્યાન કરે ॥૧-૨॥ ધ્યેય રૂપનો અનુવાદ કરે છે-પોતાની પાસે સિંહાસન કે ચાકળો આદિક આસનમા વિરાજમાન અથવા સ્વેચ્છાથી ઉભા રહેલા શ્રીનારાયણમુનિનુ આગળ કહેશે એવા દિવ્ય આકારથી ધ્યાતા ધ્યાન ધરે અતિરમ્ય—સર્વાતિશાયિ સૌન્દર્યે સપન્ન નરાકાર ધારી રહેલા, સપૂર્ણ યૌવન અવસ્થામા રહેલા,

---

[1] આ અધ્યાયમા ખટ્વાંગે શ્રીહરિના ધ્યાનનો પ્રકાર કહ્યો છે

णम्। अतीव दर्शनीयं च शान्तं कोमलभाषणम् ॥४॥ नूलरक्तारविन्दाभहस्ताङ्घ्रितलशोभितम्। चञ्चत्तुङ्गारुणनखचन्द्रावलिविराजितम् ॥५॥ मितसितस्फुरत्तुल्यदन्तमुक्तावलिप्रभम्। प्रलम्बपीवरभुजं विशालहृदयस्थलम् ॥६॥ पृथुतुङ्गललाटं च सुकपोलारुणाधरम्। दधतं कैसरे पुण्ड्रे भाले कुङ्कुमचन्द्रकम् ॥७॥ घनश्यामं च तुलसीमालिकां दक्षिणे करे। दधतं च द्वितीयेन ददतं पाणिनाऽभयम् ॥८॥ बिभ्रतं तुलसीकाष्ठसूक्ष्ममालाद्वयं गले। शुभ्रं यज्ञोपवीतं च वामस्कन्धे सुशोभनम् ॥९॥ वासः शुभ्रं मृदु परिदधतं दृढकच्छकम्। वसानमुत्तरपटं हंसपक्षसितं तथा ॥१०॥ सूक्ष्मं सितं च पटकं बध्नन्तं शीर्ष्णि मञ्जुलम्। उत्सवे भक्तस-

समुदायशोभाने અનુરૂપ દિવ્ય અવયવો જેમના છે, નવીન કમળદળ જેવાં લગાર રક્ત વિશાળ નેત્ર જેમનાં છે, અતિશય દર્શનીય, (સર્વની દૃષ્ટિને પ્રિય લાગતા) પ્રશાંત, અભિમુખ આવતા જનોના સર્વ સંતાપને હરનારૂં કોમળ ભાષણ જેમનું છે, તત્કાળ પ્રફુલ્લિત થએલા રક્ત કમળને સદૃશ એવા હસ્તતળ અને ચરણતળથી શોભાયમાન, ચળકતા ઉન્નત રક્ત નખરૂપી ચંદ્રમાની પંક્તિથી વિરાજીત, મંદહાસથી લગાર સ્ફુરણાયમાન થતી દંતરૂપ મુક્તાવલિની પ્રભાથી પ્રકાશમાન મુખચંદ્રમા જેમનો છે, જાનુપર્યંત લાંબા પુષ્ટ બે બાહુ જેમના છે, વિશાળ વક્ષ સ્થળથી વિરાજમાન, વિશાળ ઉન્નત લલાટ જેમનું છે, સુંદર કપોળ જેમના છે, પાકા ઘીલોડા જેવા રક્ત ઓષ્ઠ જેમના છે, ભાલમાં કેસરચંદનનિર્મિત ઉર્ધ્વપુંડ્રમાં કુંકુમચંદ્રકને ધારી રહેલા, નવીન મેઘસમાન શ્યામ વર્ણવાળા, જમણા કરમા જપ માટે તુલસીમાળાને ધારી રહેલા, બીજા-ડાબા કરથી અભયમુદ્રાને ધારી રહેલા, કંઠમાં તુલસીકાષ્ઠની સૂક્ષ્મ મણકાની બેવડી માળા (કંઠી) ને ધારી રહેલા, ડાબા ખભા ઉપર શ્વેત સુશોભિત ઉપવીતને ધારી રહેલા, શ્વેત કોમળ વસ્ત્રને દૃઢ કચ્છ ધારવાપૂર્વક કટિતટમાં પહેરી રહેલા, હંસપક્ષી જેવુ ધોળુ સૂક્ષ્મ સુંદર ઉત્તરીયવસ્ત્ર (ઓઢવાનું) ને ધારી રહેલા, મસ્તકે સૂક્ષ્મ શ્વેત સુંદર વસ્ત્રને બાંધી રહેલા, જન્મા-

म्प्रीत्यै दधानं भूरिभूषणम् ॥११॥ नानाविधैः पुष्पहारैश्चन्दनेनार्चितं निजैः। लम्बद्भिः शेखरे रम्यं मन्दस्मितमनोहरम् ॥१२॥ तारामण्डलमध्यस्थपूर्णचन्द्रमिवोदितम् । भक्तमण्डलमध्यस्थं सर्वलोकनमस्कृतम् ॥१३॥ हृदयानि हरन्तं च निजानां करचेष्टया। करुणाभृतया दृष्ट्या वीक्षमाणं च चिन्तयेत् ॥१४॥ अथ मनसि शनैः स्थिरत्वमाप्ते भगवति मानुषमूर्तिवासुदेवे। निजहृदि पृथगेकमेकमङ्गं चरणतलादि विचिन्त्यमस्य पुंसा ॥१५॥ निजहृदि दृशि गोचरे तदीये ह्यवयव एकक एकके पृथक् च। चपलमपि मनः स्थिरं विधेयं व्रजति लयं खलु तेन तन्मलौघः

---

ઇમી આદિક ઉત્સવ દિવસોમાં ભક્તજનોની પ્રાર્થનાથી તેમની પ્રસન્નતા-માટે મહા અમૂલ્ય વસ્ત્રો તથા બહુ ભૂષણોને ધારણ કરતા, નિજ જનોએ નાનાવિધ પુષ્પહારો અને ચંદનાદિકથી પૂજા કરેલા, મસ્તકે ધારેલા મોળી-યામાં કિંચિત્ નીચે લબડતા તોરાઓથી સમલંકૃત, મંદહાસવડે ભક્તોના મનને હરતા, તારામંડળના મધ્યમાં રહેલા ઉદય પામેલા પૂર્ણચંદ્રમાની પેઠે ભક્તમંડળના મધ્યમાં પ્રકાશમાન દિવ્ય સ્વરૂપ જેમનું છે, સર્વ લોકોએ નમસ્કાર કરેલા, અંગુળિ ભ્રમણાદિ દિવ્ય હસ્તચેષ્ટાથી સર્વના મન નેત્રને પોતાની મૂર્તિમા આકર્ષણ કરતા, કરૂણામૃત રસથી ભરેલી દૃષ્ટિવડે નિજજનોને નિરીક્ષણ કરતા એવા શ્રીનારાયણમુનિનું મુમુક્ષુ જન પોતાના હૃદયકમળમાં ધ્યાન કરે ॥૩-૧૪॥

આ રીતે નખશિખાપર્યંત સમગ્ર શ્રીહરિની મૂર્તિનું ધ્યાન કહીને હવે તેમના એક એક અવયવનું ધ્યાન ચૌદ શ્લોકથી કહે છે—અથ—સમગ્ર શ્રીહરિની મૂર્તિનુ ધ્યાન ધર્યા પછી તે આ માનુષ દિવ્યમૂર્તિ, પૂર્વોક્ત દિવ્ય અવયવવાળા ભગવાન્ વાસુદેવમા અનુક્રમે ધીરે ધીરે મન સ્થિરતાને પામે ત્યારપછી ધ્યાતા જને પોતાના હૃદયકમળમાં સ્થિરપણે નિવાસ કરી રહેલા તે ભગવાનના ચરણતળાદિ એક એક અંગનું પૃથક્ પૃથક્ ચિંતન કરવું ॥૧૫॥ પોતાના હૃદયારવિંદમાં યોગથી સત્કૃત એવા મન તથા લોચનને ગોચર થએલા તે ભગવાનમાં સ્વત ચંચળ એવા

॥१६॥ ध्वजकमलयवाङ्कशोर्ध्वरेखाप्रमुखसुलक्षणलक्षिते च रम्ये। अतिशयमृदुले च यावकामे चरणतले मनसाऽस्य चिन्तनीये ॥१७॥ अरुणनखशशाङ्कराजिकान्त्या हृतनिजचिन्तकहृत्तमोऽङ्घ्रियुग्मम्। क्रमलघुसमकोमलाङ्गुलीभिर्हृतनवपल्लवकान्ति चास्य चिन्त्यम् ॥१८॥ निजजनमनसः प्रहर्षणार्थं परिधृतनूपुरशिञ्जितातिरम्यम्। स्वगतनिजजनाक्षिवृत्तिचोरं चरणयुगं हृदि चिन्तनीयमस्य ॥१९॥ किसलयमृदुले सुवृत्तजङ्घे क्रमपृथुलेऽथ सुवर्तुलौ च जानू। करिकरसदृशं समं च पीनं निजहृदि सक्थियुगं च चिन्त्यमस्य ॥२०॥ मृदुघनसितसूक्ष्मदीर्घवासः परिदधदुत्तमहैम-

---

પણ મનને પોતાના લાવણ્યાતિશયથી પોતામાં આકર્ષણ કરતા એવા તેમના એક એક અવયવમાં નિશ્ચળપણે જોડી રાખે. એરીતે શ્રીહરિના અવયવમાં કરેલી મનની નિશ્ચળતાથી મનના મળસમૂહો નિશ્ચે નાશ પામી જાય છે ॥૧૬॥ આ શ્રીહરિના ધ્વજ, કમળ, યવ, અંકુશ અને ઊર્ધ્વરેખા આદિક અસાધારણ રેખાકાર ચિહ્નોથી ચિહ્નિત, રમણીય, અતિશય કોમળ, અળતા જેવી રક્ત કાંતિવાળા બે ચરણતળનું પ્રથમ ચિત્તવડે ચિંતન કરવું ॥૧૭॥ તે પછી નખકિરણની કાંતિથી ધ્યાતા જનોના અંતરના અજ્ઞાનરૂપ અંધકારને હરનારૂં, અનુક્રમે એક એક થકી નાની પુષ્ટગુણથી સરખી કુસુમ જેવી કોમળ એવી આંગળિઓથી વિરાજમાન, માટેજ નવપલ્લવની કાંતિને તિરસ્કાર કરનારૂં એવું આ શ્રીહરિનું ચરણયુગળ ભક્તજને ચિંતન કરવું ॥૧૮॥ નિજજનોના મનને પ્રહર્ષ પમાડવા તેમની પ્રાર્થનાથી પહેરેલા નૂપુરના ખણખણાટ શબ્દથી અતિરમણીય, જોનારા જનોના મનોનેત્રની વૃત્તિને ચોરનારા એવા ચરણકમળયુગળનું હૃદયમાં ચિંતવન કરવું ॥૧૯॥ તે પછી પલ્લવ જેવી કોમળ, અનુક્રમે વિપુળ ગોળ શોભાયમાન જંઘાનું ભક્તજને પોતાના હૃદયમાં ધ્યાન ધરવું. તે પછી અત્યંત ગોળાકાર શ્રીહરિના જાનુ ( ઢીંચણ ) નું ધ્યાન કરવું. તથા હાથીની શુંડસદૃશ સમાન પુષ્ટ સાથળયુગળનું ચિંતન કરવું ॥૨૦॥ મૃદુ-સુખેથી સ્પર્શ થાય એવું ઘન-અવિરલ તંતુઓના સન્નિવેશથી ઘાટું, સૂક્ષ્મ-સૂક્ષ્મ તંતુ-

काञ्चिनद्धम् । पृथुलकटियुगं च चिन्तनीयं निजहृदये चिरमस्य भक्तभर्तुः ॥२१॥ उदरमपि लसद्वलित्रयान्तर्गतशुभसभ्रमनिम्नना भिकूपम् । हृदयमुरुसुगन्धिपुष्पहारं समविततं हृदि चिन्त्यमस्य तुङ्गम् ॥२२॥ कनककटकश्रृङ्खलोर्मिकामिर्लसदरुणाब्जनिभं करद्वयं च । दृढतरमतिरम्यबाहुयुग्मं निजहृदयेऽस्य विचिन्त्यमङ्गदाढ्यम् ॥२३॥ विविधमणिविशुद्धहेमसूत्रग्रथितसुमौक्तिकहारहारिकण्ठ । विगतशशकलङ्क आस्यचन्द्र· स्थिरमनसाऽस्य चिरं च चिन्तनीय· ॥२४॥ सितहसनविसर्पिदन्तकान्तिप्रथनसमुज्ज्वलगण्डयुग्ममस्य । नवनलिनदलायतं विचिन्त्यं निजहृदि चञ्चललोचनद्वयं च ॥२५॥ श्रवणयुगलमस्य कुण्डलश्रीबहुविधपुष्पम

ઓથી નિર્માણ કરેલું હોવાથી સૂક્ષ્મ, શ્વેત લાબા એવા વસ્ત્રને ધારી રહેલુ તથા સુવર્ણની સર્વોત્તમ કટિમેખળાથી આધેલુ એવુ ભક્તભર્તા ભગવાનનુ વિશાળ કટિયુગળનુ પોતાના મનમા બહુકાળપર્યંત ભક્તજને ધ્યાન કરવુ ॥૨૧॥ તે પછી શોભાયમાન ત્રિવળીના મધ્યમા રહેલો સુંદર ગોળ ગભીર નાભિકૂપ જેમા છે એવુ શ્રીહરિનુ ઉદર ભક્તજને ચિત્તમા ચિંતન કરવુ તે પછી સુગન્ધિ વિવિધ પુષ્પહારોથી સમલકૃત, સમ-ન્યૂનાધિકતાએ રહિત વિશાળ યથોચિત કિંચિત્ ઉન્નત વક્ષસ્થળનુ હૃદયમા ચિંતન કરવુ ॥૨૨॥ કનકના કડા સાકળા વીંટીઓ વિગેરેવડે અલકૃત, રક્ત કમળ સદૃશ એવુ શ્રીહરિનુ હસ્તયુગળ પોતાના હૃદયમા ભક્તજને ચિંતન કરવુ અતિદૃઢ, બાજુબધથી અલકૃત અતિરમણીય એવુ આ શ્રીહરિનુ બાહુયુગળ નિજ મનમા વિચિંતન કરવુ ॥૨૩॥ આ શ્રીહરિનો વિવિધ મણિહારો અને સુવર્ણસૂત્રગ્રથિત મુક્તાહારોવડે વિરાજમાન મનોહર એવો કઠ ક્રમથી વિચિંતન કરવો અને શશલાના કલકે રહિત એવા મુખચદ્રમાનુ સ્થિર મનથી બહુકાળપર્યંત ચિંતન કરવુ ॥૨૪॥ તે પછી મદાહાસથી લગાર પ્રસરતી દતકાતિના પ્રસારથી અતિ ઉજ્જ્વલિત એવુ કપોળયુગળ નિજહૃદયમા વિચિંતન કરવુ તે પછી નવીન કમળદળ જેવુ દીર્ઘ ચચળ લોચનયુગળનુ ચિંતન કરવુ ॥૨૫॥ તે પછી કુડળની શોભા અને બહુવિધ પુષ્પમય

व्यतीयाय सर्वा । एकादश्या यामिनीव क्षणार्धे क्षोणीपालात्यन्तशुद्धान्तराणाम् ॥३२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे श्रीहरिस्वरूपध्याननिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

*सुव्रत उवाच*—विधाय पारणां प्रातः स्वग्रामं यान्तमादरात् । अभयः प्राह खट्वाङ्गं विनीतोऽथाश्रुलोचनः ॥१॥ त्वद्भक्तिवशतो ग्राममायायात्ते यदा हरिः । तर्हि नः सूचनां कुर्याः सद्यो दूतेन सुव्रत ! ॥२॥ वयं तु साम्प्रतं भद्र ! तुदतां निर्निमित्तकम् । अधार्मिकाणां शत्रूणां प्राप्ताः स्मो वा उपद्रवम् ॥३॥ वहिर्गन्तुमतो युक्तं

---

તે અભયાદિ ભક્તોએ રાજર્ષિનું વચન શ્રદ્ધાથી હૃદયમાં ધારણ કર્યું ॥૩૧॥ હે પ્રતાપસિંહ રાજન્ ! આ પ્રકારે પ્રેમથી શ્રીહરિકૃષ્ણની વાર્તાને કરતા અતિશય નિર્મળ અંતઃકરણવાળા તે અભય રાજા અને ખટ્વાંગ રાજા આદિકને તે એકાદશીની આખી પણ રાત્રિ ક્ષણાર્ધની પેઠે વીતિ ગઈ ॥૩૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે શ્રીહરિસ્વરૂપધ્યાનનિરૂપણનામા પંચવિંશોऽધ્યાયઃ ॥૨૫॥

## [1]અધ્યાય ૨૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! રાત્રિ વીતિ ગયા પછી દ્વાદશીના પ્રાતઃકાળમાં પારણાં કરીને પોતાના કારીયાણી ગ્રામપ્રત્યે પ્રયાણ કરતા ખટ્વાંગરાજા પ્રત્યે અભયરાજા વિનયવિનમ્ર, અશ્રુપૂર્ણ લોચનવાળા થઇને બોલ્યા કે—હે સુવ્રત !—ભગવાનની પરિચર્યાનાજ એક અંગભૂત સમસ્ત વ્રતવાળા ખટ્વાંગ રાજન્ ! જ્યારે ભગવાન તમારી ભક્તિને પરવશ થઈ તમારા ગામમાં પધારે ત્યારે તત્ક્ષણજ અમોને દૂતદ્વારા ખબર આપશો ॥૧-૨॥ હે ભદ્ર ! હમણાંજ અમોને યદ્યપિ ભગવાનના ચરણકમળની સેવામાં ત્વરા તીવ્ર વર્તે છે પરંતુ નિમિત્ત વિનાજ પીડા કરતા અધાર્મિક શત્રુઓના ઉપદ્રવને લીધે આ ગામથકી બહાર જવાને માટે

---

[1] આ અધ્યાયમાં સંકષ્ટહર દશાવતારસ્તોત્રનો ઉપદેશ અને યથોપદેશ અભય રાજાએ કરેલું શ્રીહરિનું આરાધન કહેલું છે.

नैवास्ति हि पुरादितः । नोचेदद्यैव गच्छेम शरधारं तमीक्षितुम् ॥४॥ सपत्नादिभयं नश्येद्येनोपायेन सत्वरम् । तं वेत्सि चेत्तदा ब्रूहि शीघ्रं पश्येम यद्धरिम् ॥५॥ बहुश्रुतोऽथ खट्वाङ्गस्तमाह शृणु सत्तम ! । दशावतारस्तोत्रं ते हरेर्वच्म्यवधारय ॥६॥ कृष्णमभ्यर्च्य तन्नित्यं पठनीयं त्वयादरात् । सर्वेभ्योऽपि भयेभ्यस्त्वं तेन मुक्तो भविष्यसि ॥७॥ इत्युक्त्वोपादिशत्स्तोत्रं तत्सर्वभयभञ्जनम् । अभयो धारयामास तच्च बुद्धिमतां वरः ॥८॥ मात्स्यं रूपमलौकिकं भुवि दधत्कल्पान्तकाले नृपं साकं भूतरणौ महर्षिभिरपात्सत्यव्रतं तोयगः । तस्मै मत्स्यपुराणमाह च हयग्रीवं

---

સમર્થ નથી. એમ જો ન હોય તો આ દિવસેજ શ્રીહરિનાં દર્શન કરવા શરધાર પુરમાં જઇએ ॥૩-૪॥ હવે અમો આપને કિંચિત્ આવેદન કરીએ છીએ કે-જો શત્રુભય નિવારણનો કોઈ સુકર ઉપાય હોય તો અમોને કહો, જે ઉપાયના અનુષ્ઠાનથી અલ્પ કાળમાં તે શ્રીહરિનાં દર્શન પામીએ ॥૫॥ હે રાજન્ ! તે પછી બહુશ્રુત ખટ્વાંગ રાજા તો તેમનું વચન સાંભળીને બહુ પ્રસન્ન થઇને બોલ્યા કે-હે સત્તમ ! તમો સાંભળો. આ શ્રીહરિનું દશાવતારસ્તોત્ર તમોને કહું છુ તેને મનમાં અવધારણ કરો, જેણે કરીને તમારે શત્રુભયની નિવૃત્તિ થશે. શ્રીકૃષ્ણનું પૂજન કરી તમારે પ્રતિદિન પરમાદરથી આ સ્તોત્રનો પાઠ કરવો. આ દશાવતારસ્તોત્રના પાઠથી તમો તમામ ભયમાંથી મુક્ત થશો ॥૬-૭॥ હે રાજન્ ! ખટ્વાંગે આ પ્રકારે કહીને સર્વ ભયને ભજન કરનારા તે સ્તોત્રનો ઉપદેશ કર્યો. બુદ્ધિશાળીઓમાં શ્રેષ્ઠ એવા અભય રાજાએ તે સ્તોત્ર એકાગ્ર મનથી હૃદયમાં ધારણ કર્યું ॥૮॥

તેજ સ્તોત્રનો અગીયાર શ્લોકથી અનુવાદ કરેછે—જે શ્રીહરિએ પૂર્વે પૃથ્વી ઉપર કલ્પાન્ત કાળમાં પ્રલયસમુદ્રનું જળ ચોગરદમ એકદમ પ્રસરતાં આશ્ચર્યકારક હોવાથી અલૌકિક એવા મત્સ્યસંબન્ધી રૂપને ધારણ કરીને, સત્યવ્રત નામના નૃપને સપ્તર્ષિઓની સાથે પૃથ્વીરૂપી નૌકામાં બેસાડીને સ્વય એકાર્ણવ જળમાં રહીનેજ તે નાવને ચલાવતા થકા તે રાજા

निहत्यासुरं धात्रेऽदान्निगमांश्च यः स हरतात्कष्टं समग्रं हरिः ॥९॥ पीयूषाय पयोनिधिं स्वमहसा देवासुराणामनाधारं चोन्मथतां तु मन्दरगिरिं मज्जन्तमम्भोनिधौ । पृष्ठे कूर्मतनुर्दधार सहसा कारुण्यतो यो जगौ सद्धर्मांश्च मुनिभ्य एष हर० ॥१०॥ यो वाराहतनू रसातलगतां क्षोणीं क्षणादुद्दधौ दैतेयं च जघान संयति हिरण्याक्षं तनुस्थाध्वरः । धर्मानाह भुवेऽभवाय च नृणां यज्ञान्वितत्याखिलान्कल्पादौ प्रतिवासरं स हर० ॥११॥ दैत्यानामधिपं हिरण्यकशिपुं हत्वा नृसिंहाकृतिः प्रह्लादं च ततोऽभि-

---

અને તે મહર્ષિઓની રક્ષા કરી હતી અને તે સત્યવ્રત રાજાને તે સમયે મત્સ્યપુરાણનો ઉપદેશ કર્યો હતો અને હયગ્રીવ નામના અસુરને હણીને તેણે હરેલા વેદો પાછા લાવીને બ્રહ્માને આપ્યા હતા. તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ હરણ કરો ॥૯॥ પૂર્વે અમૃત ઉત્પન્ન કરવા સુરાસુરો ભેગા થઈ પોતાનાજ સામર્થ્યથી (આ સુરાસુરોને સમુદ્રમથનમાં સ્વતઃ સામર્થ્ય નથી, અમોજ આ કરીએ છીએ એવું કેવળ વૃથા અભિમાન કરે છે, જ્યારે પરમાત્મા પોતાના સામર્થ્યનો પ્રવેશ કરાવે છે ત્યારેજ કર્મ કરવામાં સમર્થ થાય છે, આવા સમુદ્રમથનાદિ કર્મમાં તો વિશેષપણે પરમાત્માના સામર્થ્યની અપેક્ષા છે તથાપિ પોતાના સામર્થ્યથીજ) ક્ષીરસાગરને મથવા લાગ્યા ત્યારે આધારે રહિત હોવાથી સમુદ્રમાં ડુબી જતો મંદરાચળ સ્વયં જે શ્રીહરિએ તત્કાળ કૂર્માકૃતિ ધારણ કરીને અકસ્માત્ પૃષ્ઠભાગ ઉપર ધારણ કર્યો હતો અને સ્વસ્વરૂપને જાણનારા નારદાદિ મુનિઓને કૃપા કરીને કૂર્મપુરાણરૂપે ભાગવત ધર્મોનો ઉપદેશ કર્યો હતો. તે આ શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૧૦॥ જે શ્રીહરિએ પૂર્વે યજ્ઞમય વારાહતનુ ધારણ કરીને રસાતળમાં ગએલી આ પૃથ્વીને લઈ જનાર હિરણ્યાક્ષ દૈત્યનો સંગ્રામમાં સંહાર કરીને એકજ ક્ષણમાં ઉદ્ધાર કર્યો હતો. તથા બ્રહ્માના આદિ દિવસમાં મનુષ્યોના મોક્ષમાટે ભૂદેવી પ્રત્યે સમગ્ર યજ્ઞોનો વિસ્તાર કરવાપૂર્વક બહુ ધર્મો વરાહપુરાણરૂપથી કહ્યા હતા. એજ શ્રીહરિ પ્રતિદિન મારૂં સમગ્ર કષ્ટ હરણ કરો ॥૧૧॥ જે ભગવાન શ્રીહરિએ પૂર્વે

रक्ष्य परमं भक्तं निजं निर्जरान् । इन्द्रादीन्सुरसद्मसौख्यमुदितां-श्चक्रे य उग्रेक्षणो भक्ताभीष्टफलप्रदः स हर० ॥१२॥ याचित्वा त्रिपदच्छलेन च वलिं त्रैलोक्यमिन्द्राय यः प्रादाद्वामनमूर्तिरस्य च पुनर्दौवारिकत्वं स्वयम् । चक्रेऽथ त्रिदिवस्थितोऽपि च मनो-र्वैवस्वतस्यावनं सुत्रामावरजः स मेऽपहर० ॥१३॥ क्षत्रं घोरतरं च कापथगतं त्रिःसप्तकृत्वश्च यो हत्वा सान्वयकार्तवीर्यनृपति-प्राणापहृद्भार्गवः । रामः पर्शुकरो धरामरकरप्रत्तासमुद्रक्षितिः

નૃસિંહરૂપ ધારણ કરી ઉગ્ર નેત્રવાળા થઇને, દૈત્યોના અધિપતિ હિરણ્યક-શિપુ કે જે પોતાના અનન્યભક્ત પ્રહ્લાદનો દ્રોહી હતો તેનો તત્કાળ હૃદય વિદારણપૂર્વક વિનાશ કર્યો હતો અને પોતાના પરમ ભક્ત બાળ પ્રહ્લા-દની તેના થકી સર્વથા રક્ષા કરી હતી અને ઇન્દ્રાદિ દેવોને ફરીથી પોત-પોતાનું પદ પાછું આપીને સ્વર્ગ લોકનું સુખ પમાડીને પરમ હર્ષિત કર્યા હતા. એરીતે ભક્તોને અભીષ્ટ ફળ આપનારા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૧૨॥ જે શ્રીહરિએ પૂર્વે ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થએલો દેવેન્દ્ર અશરણ થતા કોઈ સ્થળે સતાઈ રહેતાં તેને તે ઐશ્વર્ય પાછું આપવા માટે સ્વય વામનમૂર્તિ થઇને, ઇન્દ્રસબન્ધિ ઐશ્વર્યને હરી લેનારા બલિરાજા પાસે જઇને તેના થકી ત્રણ પગલાં પરિમિત પૃથ્વી છળથી માગીને તેના થકી વરદાન પામીને તે પછી તરત ત્રણ પગલાંવડે ત્રણ લોકોને આક્રમણ કરીને ફરીથી ઇન્દ્રને તે ઐશ્વર્ય આપ્યું હતું અને તે પછી પ્રણામ કરતા તે બળિરાજાને સ્વય તેના ભવનમા દ્વારપાળ કર્મ કરવા નિત્યસન્નિધિ આપી હતી. ત્યાર પછી સ્વર્ગ લોકમાં રહીને ઇન્દ્રના અનુજ ( નાનાભાઈ ) થઇને વૈવસ્વત મનુની રક્ષા કરી હતી તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૧૩॥ જે શ્રીહરિએ પૂર્વે ભૃગુકુળમા જમદગ્નિ મુનિના પુત્રરૂપે પ્રકટ થઇને હાથમાં પરશુને ધારણ કરી સસુત સહસ્રાર્જુન રાજાના પ્રાણનો અપહાર કરી, તેને નિમિત્તભૂત કરીને અધર્મમાં પ્રવર્તેલા, અતિઘોર વ્યાપારો જેમના છે, કુમાર્ગમાં ગએલા ક્ષત્રિઓને એકવીશવાર હણીને, અધ્વર્યુપ્રમુખ વિપ્રોના હાથમા સમુદ્રસુધીની સમગ્ર પૃથ્વીનુ પ્રદાન

सिद्धर्षिस्तुतसद्यशाः स हरि० ॥१४॥ धर्मात्मा पितुराज्ञया सद्यितासौमित्रिरासो वनं बद्ध्वा सेतुमपांनिधौ स्वमहसा लङ्केश्वरं सान्वयम् । योपाद्धारिणमाशु यो निहतवान्धर्मेण सर्वाः प्रजा रामः साचति पुत्रवत्स हरि० ॥१५॥ कंसादीनसुरान्निहत्य नृपतीन्भारान्भुवो भूरिशो गोभूसाधुधरामरामरवृपान् पाति स यः सर्वतः । लोकक्षेमकरस्वरूपचरितो विघ्नौघविद्रावणः श्रीकृष्णः स यदूत्तमोऽपहर० ॥१६॥ श्रीबुद्धोऽसुरबुद्धिमोहचरितः सद्-

કર્યું હતું. સિદ્ધો તથા મહર્ષિઓએ સ્તુતિ કર્યું છે શુભ યશ જેમનું એવા તે શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૧૪॥ જે સમર્થ શ્રીહરિએ પૂર્વે રાક્ષસરાજ રાવણે રડાવેલા દેવોની પ્રાર્થનાથી રઘુકુળમાં અવતરીને રામ નામથી પ્રખ્યાત થઈ, સ્વયં ધર્માત્મા-ધર્મમૂર્તિ હોવાથી પિતા દશરથની વનવાસરૂપી આજ્ઞાને મસ્તકે ચઢાવીને, પોતાવિષે અનન્ય મનવાળાં દયિતા સીતા અને સુમિત્રાના પુત્ર લક્ષ્મણજીની સાથે વનમાં પ્રવેશ કરી, પોતાના પ્રતાપથી સમુદ્રમાં સેતુ બાંધીને, સીતાહરણ કરનારા તે સર્વ લોકકંટક રાવણને તત્કાળ સપરિવાર પ્રણાશ કરીને, સર્વ પ્રજાઓનું પોતાના પુત્રની પેઠે ધર્મથી પાલન કર્યું હતું. તે આ શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ હરણ કરો ॥૧૫॥ જે શ્રીહરિએ પૂર્વે ભૂમિનો ભાર ઉતારવા વસુદેવગૃહમાં અવતરીને ભૂભારભૂત અનેક કંસાદિ અસુર રાજાઓને નાશ કરીને ભૂમિનું હિત કર્યું હતું. તથા ગાયો ગોપાળોની બહુધા રક્ષા કરી હતી. (આ ભગવાન 'આ તો પશુ પક્ષ્યાદિ જાતિ છે, આ તો પામર જાતિ છે' એમ માનીને તેનાથી પરાઙ્મુખ રહેતા નથી. પરમ પ્રીતિજ અભિમુખ થવામાં કારણ છે. આ ભગવાનમાં ગોગોપાળોની જે પ્રીતિ હતી તે કોઈથી પણ માપી શકાય એવી ન હતી ) તથા અક્રૂર માલાકાર આદિક સાધુઓની પોતાનો અનુભવ આપીને રક્ષા કરી હતી. તથા દેવો ભૂદેવો અને ધર્મની સ્વધર્મસ્થાપનાદિવડે રક્ષા કરી હતી. આ રીતે સમગ્ર લોકોના પરમ કલ્યાણને કરનારૂં દિવ્ય સ્વરૂપ અને ગોવર્ધનોદ્ધારણાદિ દિવ્ય ચરિત્ર જેમનું છે, સર્વે વિઘ્ન સમૂહને નાશ કરનારા એવા યદૂત્તમ શ્રીકૃષ્ણ ભગ-

र्मसंस्थापकः पाषण्डादवितात्मभक्तनिकरः कारुण्यवारांनिधिः। हिंसाहीनमखप्रवर्तनयशा यः शुद्धबुद्धिप्रदः संसारार्णवतारकः स हर० ॥१७॥ आरुह्याश्वममर्त्यदत्तमवनौ निस्त्रिंशपाणिश्चरन्कल्की पापिनराधिपांश्च बहुशो हत्वाऽवसाने कलेः। धर्मं स्थापयिता विशुद्धमखिलं यः स्वाङ्गसङ्गानिलस्पर्शोच्छिन्नकुबुद्धिरेष हर० ॥१८॥ स्तोत्रस्य श्रवणाद्दशाकृतिधृतः स्यान्नास्य पाठाच्च भीस्तोयार्तेर्निरयार्तितोऽसुरगणाद्व्याघ्रादितो दुःस्थलात्। राज-

---

વાન્ અમારૂં સમગ્ર કષ્ટ નિવારણ કરો ॥૧૬॥ જે શ્રીહરિ અસુરોની બુદ્ધિમાં મોહ પમાડવા પૃથ્વીઉપર અવતરીને, અસાધારણ ઔધયોગને લીધે 'બુદ્ધ' એવા નામથી વિખ્યાત થઈ, ઉપદેશાદિરૂપ ચરિત્રથી અસુરોની બુદ્ધિમાં મોહ પમાડી, ( '*यमधो निनीषति तमेवासाधु कर्म कारयति*' એવી શ્રુતિ છે ઇત્યાદિ પ્રકારથી ) સંતોના-સત્ત્વિક પ્રકૃતિવાળાઓના જે ધર્મો છે તેને અસુરોનો અંતઃ પ્રવેશ નહિ થવા દેઇને સ્વાશ્રિતોમાં સમ્યક્ સ્થાપન કરીને, જેઓ પોતાના અવતારનું યથાર્થ જ્ઞાનપૂર્વક આશ્રય કરે છે તેવા ભક્તસમૂહોને પાખંડ-અવૈદિક ઉપધર્મ થકી રક્ષા કરી, સર્વેના કલ્યાણનીજ એક આકાંક્ષા રાખતા, કરૂણાનિધિ, સર્વ પ્રકારે અહિંસાખ્ય મહાવ્રતરૂપ યજ્ઞને પ્રવર્તાવાથી સત્કીર્તિવાળા છે, તે આ શુદ્ધબુદ્ધિપ્રદ-અંતઃકરણની નિર્મળતા કરીને વિજ્ઞાન ઉત્પન્ન કરી સંસારસાગર થકી સમુદ્ધાર કરનારા શ્રીહરિ મારૂં સમગ્ર કષ્ટ હરણ કરો ॥૧૭॥ જે શ્રીહરિ કલિયુગના અંતમાં કલ્કિરૂપથી વિખ્યાત થઈ, દેવોએ આપેલા અશ્વ ઉપર વિરાજમાન થઇને હસ્તમાં તરવાર લઇને સર્વ પૃથ્વીમાં ચોગરદમ વિચરીને અનેક પાપૈકપ્રવર્તક મ્લેચ્છપ્રાય રાજાઓને હણીને, વિશુદ્ધ ધર્મ-વર્ણાશ્રમોચિત અને નિઃશ્રેયસમાં ઉપયોગી એવા તે તે ધર્મને સ્થાપન કરશે તે આ પોતાના અંગના સંગવાળા પવનસ્પર્શમાત્રથી પાપ અને તે મૂળ જેમાં છે એવી કુબુદ્ધિને હરનારા શ્રીહરિ મારા સમગ્ર કષ્ટને હરણ કરો ॥૧૮॥ હવે આ સ્તોત્રનો શ્રવણ પાઠનું ફળ કહે છે—મત્સ્યાદિ દશાકૃતિને ધારણ કરનારા શ્રીહરિના આ સ્તોત્રના શ્રવણ તથા પઠનથી જળસંબંધી પીડા થકી

भयश्च कदध्वतो रिपुगणादज्ञानतोऽथो कलेर्देहान्ते सुगतिर्नृणां करुणया स्याद्दीनबन्धोर्हरेः ॥१९॥ सुव्रत उवाच—इत्युक्त्वा स तु राजर्षिर्ययौ कार्यायनं नृप ! । सकुटुम्बोऽभयोऽप्यासीद्धर्याराधनतत्परः ॥२०॥ घृतदुग्धेक्षवान् हित्वा धारणापारणाव्रतम् । हरीक्षणावधि दधौ यमैः सह निजैः सह ॥२१॥ सर्वान्तरात्मा भगवान् सर्वभावविदीश्वरः । दर्शनं दास्यतेऽत्रैव स आगत्य दयानिधिः ॥२२॥ निश्चित्येत्थं निजगृहे श्रीकृष्णं तं जगद्गुरुम् । कृतावतारं हि

ભય ન થાય, નરકદુઃખથકી ભય ન થાય, અસુરસમૂહથકી ભીતિ ન થાય, વ્યાઘ્રાદિ હિંસક જંતુઓ થકી ભીતિ ન થાય, દુર્ગમ સ્થાનમાં જવાથકી ભય ન થાય, દુષ્ટ રાજાઓથકી ભય ન થાય, કુમાર્ગે ગમનથકી ભય ન થાય, શત્રુગણથકી ભય ન થાય, કિં બહુના–સર્વે ભયમાં મૂળભૂત જે અજ્ઞાન છે તેનાથકી પણ ભય ન થાય તેમજ કલિયુગ થકી ભય ન થાય, કારણ કે દેહાવસાન સમયે આ સ્તોત્રથી સમારાધ્ય દીનબન્ધુ શ્રીહરિની કૃપાથી આ સ્તોત્રનું શ્રવણ તથા પઠન કરનારા જનોની સુગતિ-નિઃશ્રેયસ થાય ( એ રીતે મત્સ્યાદિ દશાવતારના અનુક્રમથી દશ ફળ જાણવાં ) ॥૧૯॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! રાજર્ષિ ખટ્વાંગ તો આ પ્રકારે કહીને પોતાના કારીયાણી ગામે ગયા. સપરિવાર અભય નૃપતિ પણ રાજર્ષિના ઉપદેશથી ભગવાનના અવતારનું યથાર્થ વિજ્ઞાન પામીને શ્રીહરિના સમારાધનમાં તત્પર થયા ॥૨૦॥ પોતાની પત્ની પુત્રી પુત્ર પ્રમુખ પરિવારે સહિત આ અભય રાજાએ શ્રીહરિનાં દર્શન થતાંસુધી ઘૃત દુગ્ધ અને શેલડીમાંથી થતા સાકર આદિક પદાર્થનો પરિત્યાગ કરી–તેનો અનશનનિયમ ગ્રહણ કરીને અહિંસા બ્રહ્મચર્યાદિ નિયમોએ સહિત ધારણાં પારણાંવ્રત ધારણ કર્યું ॥૨૧॥ સર્વના અંતરાત્મા, સર્વેના ભાવને જાણનારા સર્વેશ્વર કરુણાસાગર ભગવાન શ્રીનારાયણમુનિ પોતાના ચરણકમળનાજ એક દર્શનના મનોરથવાળા અમોને સ્વલ્પ સમયમાંજ અહીં આવીને અવશ્ય દર્શન દેશેજ એવા મહાવિશ્વાસપૂર્વક તે અભયાદિ સર્વે ભૂમિઉપર નરાકાર [illegible]ણે ધાર્યો છે એવા સર્વ જગતના ગુરુ તે શ્રીહરિકૃષ્ણની પોતાના ઘરમાં

भुवि सम्यगाराधयंश्च ते ॥२३॥ खट्वाङ्गोक्तप्रकारेण ध्यायन्तो नियतव्रताः । भेजिरे स्वामिनं भक्त्या भक्तवत्सलमादृताः ॥२४॥ तपोदग्धाङ्गरुधिरा विशुद्धहृदयाश्च ते । निराहारा मिताहारा फलाहाराश्च कुत्रचित् ॥२५॥ लोष्टादिवदनादृत्य राजभोगोचितास्तनूः । आराधनं भगवतो विदधुर्वैनिनो यथा ॥२६॥ राज्यं स्वं मन्त्रिसात्कृत्वा तत्कथाश्रवणादिषु । प्रसक्तोऽभून्नृपः स्तोत्रं कृष्णार्चान्ते च तत्पठन् ॥२७॥ ध्यायन्तस्तं जपन्तश्च सर्वे ते हृदयाम्बुजे । यथाश्रुतं तं ददृशुः प्रत्यहं स्फुरितं हरिम् ॥२८॥ प्रत्यक्षदर्शनेच्छा तु तथाप्यन्वहमेधत । तदर्थमेव देहांश्च शोषयन्ति स्म ते निजान्

યથાવિધિ આરાધના કરવા લાગ્યા ॥૨૨-૨૩॥ ખટ્વાંગે કહેલા પ્રકારથી શ્રીહરિમૂર્તિનું ધ્યાન કરતા, અપ્રસ્ખલિત વ્રતવાળા, અતિશય આદરવાળા અભયરાજા આદિક 'અમારા સર્વ પ્રકારે સ્વામી આજ છે' એમ સ્વસ્વામિભાવનું અનુસંધાન કરવાપૂર્વક તે ભક્તવત્સળ ભગવાનને દાસ્યસમુચિત એવી ભક્તિથી ભજવા લાગ્યા ॥૨૪॥ આ સર્વે રાજાઓ હોવાથી કાયક્લેશને ન સહન કરી શકે એવા છે તથાપિ રાજભોગને યોગ્ય એવા શરીરને કાષ્ઠ લોષ્ટાદિકની પેઠે અનાદર કરીને જાણે વાનપ્રસ્થો હોય ને શું ? એમ કદાચિત્ મિતાહારી કદાચિત્ ફલાહારી કદાચિત્ નિરાહારી હોઇને તીવ્ર તપશ્ચર્યાથી શરીરને અતિશય કૃશ કરીને નિર્મળ અંતઃકરણવાળા થઈ ભગવાનનું આરાધન કરવા લાગ્યા ॥૨૫-૨૬॥ આ અભય નૃપતિ પોતાનું રાજ્ય અમાત્યને આધીન કરીને રાજ્યકાર્ય થકી નિવૃત્તિ લઇને શ્રીકૃષ્ણની પ્રતિદિન પૂજા કરતા પૂજાને અંતે તેમના દશાવતારસ્તોત્રનો પાઠ કરતા થકા બીજા અવસરમાં તેમના કથાશ્રવણાદિકમાં આસક્ત થયા હતા ॥૨૭॥ અભય આદિક આ સર્વે 'શ્રીકૃષ્ણ' એવા ત્રણ અક્ષરના મંત્રનો જપ કરતા થકા અને તેમનુંજ અખંડ ધ્યાન કરતા થકા ધ્યાન સમયમાં પોતાના હૃદયારવિંદમાં સ્ફુરણાયમાન થએલા, ખટ્વાંગ રાજાથકી જેવા સાંભળ્યા હતા એવા આકારવાળા શ્રીહરિના પ્રતિદિન દર્શન પામતા હતા ॥૨૮॥ આ રીતે પ્રતિદિન માનસસાક્ષાત્કાર થાય છે તથાપિ હૃદયકમળમાં સાક્ષાત્કાર

॥२९॥ इत्थं हरिं तमनुवासरमेव तेषां भक्त्या नरेन्द्र! भजतां विमलाशयानाम्। साक्षात्तदाप्तिमनसां व्यगमत्तु सार्धमासद्वयं निजसपत्नभयेन साकम् ॥३०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे सङ्कष्टहरस्तोत्रोपदेशहर्याराधननिरूपणनामा षड्विंशोऽध्यायः ॥ २६ ॥

सुव्रत उवाच—प्रबोधन्युत्सवं कृत्वा शरधारपुरे हरिः। कार्यायनमथ प्रायात्खवाक्यं प्रतिपालयन् ॥१॥ आयान्तं कृष्णमाश्रुत्य

---

કરાતા તેજ શ્રીહરિને બાહ્ય ચક્ષુથી સાક્ષાત્કરવાની તેમની ઇચ્છા પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી ગઇ. અને તેનીજ આકાંક્ષાથી તેજ તીવ્ર તપથી પોતાના દેહો શુષ્ક-રુધિરે રહિત કરી નાંખ્યા હતા ॥૨૯॥ હે નરેન્દ્ર! પૂર્વોક્ત પ્રકારે પ્રતિદિન શ્રીહરિના સાક્ષાત્કારની ઇચ્છાથી તેમને પ્રતિદિન ભક્તિથી ભજતા, નિર્મળ મનવાળા તે અભયાદિકને અઢીમાસ પોતાના શત્રુના ભયની સાથે વ્યતીત થયા. એટલે અઢીમાસે શત્રુભય પણ નિવૃત્ત થયો. અર્થાત્ શ્રીહરિના એજ ધ્યાનબળથી સર્વે શત્રુઓ વિનાશ પામી ગયા ॥૩૦॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે સંકષ્ટહરસ્તોત્રોપદેશ-હર્યારાધનનિરૂપણનામા ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

## [1]અધ્યાય ૨૭ મો.

આ પ્રકારે પાંચ અધ્યાયથી શ્રીહરિના દુર્ગપુરમાં ભાવિનિવાસની યોગ્યતા કહેવા માટે ખટ્વાંગ-અભય સંવાદથી ઉપોદ્ઘાત કથા કહીને હવે સુવ્રતઋષિ પ્રકૃત કથા કહેછે—હે રાજન્! તે પછી શ્રીહરિ શરધારપુરમાં પ્રબોધનીનો ઉત્સવ કરીને, પોતે ખટ્વાંગ પ્રત્યે કહેલું વચન પ્રતિપાલન કરતા થકા તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા કારીયાણી ગ્રામ પ્રતિ પધાર્યા ॥૧॥ ખટ્વાંગ રાજાતો બહુ વખતથી ભગવાનની આવવાની વાટ જોઈ રહ્યા હતા તે ભગવાનને પોતાને ગામે પધારતા સાંભ-

---

૧ આ અધ્યાયમાં ભગવાનનું કારીયાણી ગામમાં પધારવું, પોતાનું ઐશ્વર્ય પ્રદર્શન અને ભક્તવૃન્દોએ કરેલી સ્તુતિવિશેષનો અનુવાદ કર્યો છે.

खट्वाङ्गो हर्षविह्वलः। प्रतीक्षमाणस्तं नित्यं तत्संमुखमगाद्द्रुतम् ॥२॥ वृतोऽश्ववारैर्बहुभिर्नानावादित्रनिःस्वनैः। निनादयन्दिशोऽद्राक्षीदायान्तं प्रभुमध्वनि ॥३॥ आरूढं जविवाजिनं परिवृतं वर्णिव्रजैर्नैष्ठिकैः प्रीत्या चन्दनपुष्पहारततिभिः सम्पूज्यमानं जनैः। आयद्भिर्मुनिभिस्तथा गृहिजनैरुद्वीक्षितं पृष्ठतस्तं नत्वा च तदाश्रितान्निजगृहं तैः साकमायान्नृपः ॥४॥ आवासं स्वगृहे तस्य प्रभोः सम्यगकारयत्। अन्येषां तु तदीयानां ग्राम एव यथोचितम् ॥५॥ सानुगस्य हरेः सेवां निर्मानः स तु दासवत्। चकार परमप्रीत्या तथान्येऽपि जना नृप! ॥६॥ राघवाख्यश्च वैकुण्ठप्र-

ળીને તત્ક્ષણ ઉપજેલા સમધિક હર્ષથી વિહ્વલાગ થઇને શ્રીહરિને સન્મુખ તત્કાળ ગયા ॥૨॥ ભગવાનને બહુ માન આપવા અનેક અશ્વારોથી વિંટાએલા અને નાનાવિધ વાજીંત્રોના ધ્વનિથી દશેય દિશાઓને ગર્જવી મુકતા ખટ્વાગ રાજાએ અભિમુખ જઈ બહુ દૂર નહિ એવા માર્ગમાં આવી રહેલા ભગવાનને ભાળ્યા ॥૩॥ ઉત્તમ અશ્વ વાહન ઉપર બેસીને પધારેલા, નૈષ્ઠિક વર્ણિવૃન્દથી વિંટાએલા, પાછળ ચાલતા મુનિજનો તથા ગૃહિજનોએ ભક્તિથી નિહાળાતા, અભિમુખ આવેલા તે જનોએ ચદન પુષ્પહારસમૂહોથી પ્રીતિપૂર્વક પૂજેલા એવા ભગવાન્ શ્રીહરિને ખટ્વાગ રાજા ભક્તિથી સાષ્ટાગ પ્રણામ કરી તથા તેમના આશ્રિત વર્ણિ મુનિજનોને પ્રણામ કરી, ભગવાન અને તેમના અનુયાયિઓ સાથે પોતાને ઘેર આવ્યા ॥૪॥ આવીને પ્રભુ શ્રીહરિનો ઉત્તમ ઉતારો પોતાના ઘરમાજ સારીરીતે કરાવ્યો બીજા શ્રીહરિના અનુયાયી સાધુ વર્ણિઓનો ઉતારો તો ગામમાજ યથાયોગ્ય કરાવ્યો ॥૫॥ હે નૃપ! ખટ્વાગતો પોતાના દરબારમા નિવાસ કરી રહેલા ભગવાની દાસભાવથી સર્વે પ્રકારની સેવા નિર્માન થઇને પરમ પ્રીતિથી કરવા લાગ્યા દાસપણે ભગવાનની સેવા કરવી એજ આત્મસ્વરૂપને સમુચિત છે, કેમકે સર્વે આત્માઓ પરમાત્માના સ્વત દાસભૂત છે જે કોઈ બીજા તે ગામના વાસી જનો હતા તેપણ પરમ પ્રીતિથી શ્રીહરિની સેવા કરવા લાગ્યા ॥૬॥ રાઘવ વૈકુઠ પ્રમુખ વિપ્રોત્તમો, વાસ્તુ ( વસ્તો ખાચર ) રામો વેશો

मुखा ब्राह्मणोत्तमाः । धास्तू रामस्तथा वेलो विक्रमाद्याश्च बा हुजाः ॥७॥ वीरः कामो राघवश्च कर्णो देवश्च गोवरः । पञ्चायनश्च हीराद्या वैश्यास्तं च सिषेविरे ॥८॥ देविकाद्या योषितोऽपि भक्त्या पर्यचरंश्च तम् । यथाधनं यथाशक्ति विशुद्धमनसोऽखिलाः ॥९॥ कार्तिकी पौर्णमास्यासीद्दिने तस्मिन्नराधिप । खट्वाङ्गप्रमुखाः सर्वे तमानर्चुस्तदा मुदा ॥१०॥ गन्धपुष्पस्रगापीडनूत्नवासोधनादिभिः । सम्पूज्य भक्त्या परया तं प्रणेमुश्च सादरम् ॥११॥ ततो बद्धाञ्जलिपुटाः पश्यन्तो वर्णिनं हरिम् । साक्षात्कृष्णमपश्यंस्ते मुरलीवादनोद्यतम् ॥१२॥ पुनः प्रणम्य साश्चर्यं यावत् पश्यन्ति तेऽथ तम् । तावत्स भगवानासीद्यथापूर्वं हि वर्णिराट् ॥१३॥ सर्वावतारधर्तारं श्रीकृष्णं पुरुषोत्तमम् । तमेव

---

વિક્રમ પ્રમુખ ક્ષત્રિયો, વીરદાસ કામ રાઘવ કર્ણ દેવ ગોવર પચાયન હીરો પ્રમુખ વૈશ્યો અને દેવિકા આદિક સ્ત્રિયો આ સર્વે ભક્તજનો યથા ધન યથાશક્તિ તે ભગવાનની પરમ પ્રીતિપૂર્વક વિશુદ્ધ મનથી સેવા કરવા લાગ્યા ॥૭-૯॥ હે નરાધિપ ! તે ગામમા ભગવાન પધાર્યા તે દિવસે કાર્તિકી પૌર્ણમાસી હતી તે મહોત્સવ દિવસે ખટ્વાંગપ્રમુખ સર્વે ભક્તોએ પરમાનંદથી શ્રીહરિની પૂજા કરી ॥૧૦॥ ચંદન, પુષ્પહારો, તોરાઓ, નવીન વસ્ત્રો, કનક રત્નાદિ ધન આદિક ઉત્તમ ઉપચારોવડે આદરથી પૂજા કરીને પરા ભક્તિથી દંડવત્ પ્રણામ કર્યા ॥૧૧॥ તે પછી તે સર્વે ભક્તો આદરસહિત ભક્ત્યતિશયસહિત બે હાથ જોડીને ભગવાનના તેજ દિવ્ય વર્ણિરૂપમા જ્યારે લીન મનોનયન વૃત્તિવાળા થયા ત્યારે તેમના નેત્ર આગળ આ ભગવાન્ પોતાના કૃષ્ણરૂપ દિવ્યરૂપથી પ્રત્યક્ષ પ્રાદુર્ભાવ પામ્યા એરીતે પ્રાદુર્ભાવ પામેલા વંશીવાદનમા તત્પર એજ શ્રીકૃષ્ણને જોવા લાગ્યા, અર્થાત્ વર્ણીન્દ્ર શ્રીહરિનેજ શ્રીકૃષ્ણરૂપે જોયા ॥૧૨॥ તે પછી તે ભક્તો અત્યદ્ભુત દિવ્ય રૂપનો સાક્ષાત્કાર કરી ભક્તિથી ફરી ભૂમિ ઉપર દંડવત્ પડીને પ્રણામ કરી ઉઠીને તે શ્રીકૃષ્ણને જ્યારે જોવા લાગ્યા ત્યારે આ શ્રીકૃષ્ણ એના એજ વર્ણિરૂપથી દેખાયા ॥૧૩॥ તે પછી તે આ

जानन् खट्वाङ्गस्तुष्टाव प्राञ्जलिस्ततः ॥१४॥ खट्वाङ्ग उवाच—श्रीनीलकण्ठ! जय बद्धविमोचनाय शुद्धाय बुद्धिनिधयेऽक्षुरमोहनाय। भक्त्यङ्गजाय शरणागतजीवनाय कृष्णाय ते भगवते सततं नमो-

ખટ્વાંગ રાજા શ્રીહરિનેજ 'આજ સર્વ અવતારોના ધર્તા પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ છે' એવો દૃઢ નિશ્ચય કરીને બે હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા ॥૧૪॥ ખટ્વાંગરાજાએ ત્રીશ શ્લોકથી કરેલી સ્તુતિનો પ્રકાર કહે છે—હે શ્રીનીલકંઠ! (શ્રી-લક્ષ્મીએ સમાશ્લિષ્ટ નીલ કંઠ જેમનો છે અથવા તપ વૈરાગ્યાદિ ગુણવિશેષકૃત નામભેદોમાં આ એક નામથી સંબોધન છે.) તમો જય-સર્વોત્કર્ષથી વર્તો. આવી સ્વામીની આશસા કરવી તે દાસભાવને સમુચિત છે-દાસે સ્વામીની જય થવાની આશંસા કરવીજ જોઈએ. હવે દિવ્ય ગુણવિશેષોને અનુસ્મરણ કરીને પ્રણામ કરે છે—બદ્ધવિમોચન-આ ભવબન્ધ ત્રિગુણસંબન્ધને લીધે છે, તે બન્ધ કર્મથી નિયત્રિત થતાં કોઈ પણ પ્રકારે સૌએ સૌ પોતાના પ્રયત્નથી પણ છુટી શકે એવો નથી, તેમજ ભગવાનની કૃપા વિના કર્માદિ અનેક ઉપાયોના અનુષ્ઠાનથી પણ સુખેથી છોડી શકાતો નથી, તો આ રીતે ગુણમય પાશથી બન્ધાએલાઓને તમોજ તેનાથી મુકાવો છો. જેમ કોઈ સમ્રાટ્ પોતાનું શાસન ઉલ્લંઘન કરનારો હોવાથી પોતાના અધિકારીઓએ કારાગૃહમાં ઘાલેલા જનને કદાચિત્ સ્વયં દયાથી કારાગૃહમાં પ્રવેશ કરીને પોતાનું શાસન ઉલ્લંઘન કરનારા છે તથાપિ બેડીના બન્ધનથી કલેશ પામતા, જેને કોઈ શરણ નથી એવાને અવલોકીને, મનમાં દયા લાવીને કેવળ સ્વેચ્છાથીજ મુકાવે, તેમ આ પ્રાકૃત લોક કે જે ગર્ભ જન્મ જરા મરણત્રાસથી વ્યાકુળ છે તેમાં ત્રિગુણરૂપ દોરથી બન્ધાએલા હોવાથી બહુવિધ કલેશને પામતા જનોને કૃપાથી સમુદ્ધાર કરવા પોતેજ પધારીને આપજ મુકાવો છો, માટેજ તમોજ બદ્ધવિમોચન છો. એવા આપને નમસ્કાર છે. શુદ્ધ-આપ પ્રાકૃત લોકમાં પ્રકટ્યા છો તથાપિ આપને પ્રાકૃત ગુણનો લેપ નથી, કેમકે તમો સ્વતઃ નિત્યશુદ્ધ છો. સત્યસંકલ્પરૂપ બુદ્ધિવિશેષના તમો નિધિ છો, જે કર્મપરવશ હોય તેને તો ગુણનો અનુલેપ હોયજ, જે સત્યસંકલ્પ અને અકર્મવશ્ય હોય તેને ગુણમય દેહથી શો ઉપલેપ થાય? કશો લેપ નજ થાય. અસુર-તમઃ

ऽस्तु ॥१५॥ अक्षरात्पर इति श्रुतिवर्ण्यं ह्यक्षरे बृहति धाम्नि वसन्तम् । त्वामवाप्य पुरुषोत्तममद्य श्रीहरेऽभवमहं हि कृतार्थः ॥१६॥ ब्रह्मतामुपगतैरपि जीवैर्नैकसाधनसमृद्धिबलेन । त्यक्तमा-

---

પ્રધાન જન્મ વૃત્તવાળાને તમો મોહ પમાડો છો, એટલે બન્ધવિમોચનૈક-શીલ એવા તમારૂ સન્નિધાન વર્તે છે છતા પણ પોતાના આસુર ભાવથી પતંગીયાની પેઠે વિમૂઢ હોવાથી આપને વિષે અત્યાચાર કરતાં નાશ પામી જાય છે ( અર્થાત્ પોતાની સત્તામાત્રથી તેમને મોહ પમાડો છો ) વળી શરણાગત જીવોના જીવન-પ્રાણ સમ્શ્લેષરૂપ તમો છો જીવોના પ્રાણ તો પરમાત્મા છે તે પોતે પોતાનો સમ્શ્લેષ આપીને જીવન ધારણ કરનારા છે એવા ધર્મભક્ત્યાર્યા ભક્તિમાં અવતરેલા ભગવાન શ્રીકૃષ્ણ તમોને નિરંતર નમસ્કાર છે ॥૧૫॥ હે શ્રીહરે ! 'अक्षरात्परत पर' આ શ્રુતિએ અક્ષર થકી પણ પરપણે વર્ણન કરેલા, 'अक्षरे परमे व्योमन्' આ શ્રુતિમા કહેલા પ્રકારથી અક્ષર બ્રહ્મધામમા નિવાસ કરી રહેલા, 'यस्मात्क्षरमतीतोऽहमक्ष रादपि चोत्तम । अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ' આ ગીતોક્ત પ્રકારથી પુરૂષોત્તમપણે પ્રસિદ્ધ એવા આપ ભગવાનને પામીને હું આ દિવસે કૃતાર્થ થયો છુ કેમકે–સાક્ષાત્ ભગવાનના સમાગમથકી પર પરમ પુરૂષાર્થ પણ કોઈ નથી ॥૧૬॥ તમો બૃહત્પરમ-પરબ્રહ્મ છો, એટલે 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति' ઇત્યાદિ લક્ષણથી લક્ષિત થતુ પરબ્રહ્મ તમોજ છો તમો બ્રહ્મભાવને પામેલા જીવોએ પણ ઉપાસ્ય છો-'હું દેવ છુ હું મનુષ્ય છુ હું બ્રાહ્મણ છુ હું ક્ષત્રિય છુ' એવો અતત્ત્વ વેત્તાઓને પ્રત્યય (જ્ઞાન) થાય છે પ્રત્યયને અનુસારે કામના અને તે મૂળ જેમા છે એવો કર્મપ્રવાહ પ્રવર્તે છે આવા અતત્ત્વવેત્તા પણ કેટલાક આર્તો ( દુ ખીયા ) અને ઐશ્વર્યાર્થિઓ તમારૂં ઉપાસન કરે છે આ વાતતો શ્રેયજ એમા વિશેષ નથી પરતુ જેઓ ઇન્દ્રિય નિયમનાદિરૂપ અનેક સાધન સમૃદ્ધિ બળથી અહકાર મમકાર રાગ દ્વેષ મોહ આદિક માયાના ગુણકાર્યોને ત્યાગ કરીને ત્રણ દેહથી અતીત જ્ઞાનૈકઘનતત્વરૂપ અક્ષરસારૂપ્યમાં નિષ્ઠા વાળા છે તેમણે પણ ઉપાસ્ય છો–તેમને પણ તમો પ્રાપ્યભૂત છો 'ब्रह्म

यिकगुणत्रयकार्यस्त्व बृहत्परमभेप उपास्य ॥१७॥ स त्वं विश्वं सृजसि रजसा ब्रह्मदक्षादिरूप. सत्त्वेनेदं ह्यवसि च दधद्यज्ञध-र्मादिमूर्ती । अन्ते सर्वं हरसि तमसा रुद्रशेषादिरूपस्तत्राबद्ध-स्त्रिगुणपतिरिति श्रीमहाराज उक्त ॥१८॥ धत्से परब्रह्म तनू स्वतन्त्रस्त्व स्वेच्छयैवानुयुग हि दिव्या । कालेन नष्टं निगमोक्त धर्मं प्रवर्तयन् पासि सतोऽप्यसद्भ्य ॥१९॥ असुरसदनतः स्वदं-ष्ट्रोद्धृतां गिरिगहनयुतां वराहाकृति. । प्रबलदितिसुतं च हत्वा

न्यधास्त्वमुपरि पयसां सशक्तिं धराम् ॥२०॥ प्रार्थनया बहुधा रुचिनाऽऽप्तः कामद! दक्षिणया सह जातः। यज्ञतनुर्भुवनत्रयपाता स त्वमहन्मनवेऽसुरसङ्घम् ॥२१॥ भुवि भारतवर्षजन्मनां भजतां पुण्यधियां नृणां सताम्। हृदि धर्मकुलाभिवृद्धये नरनारायणरूपमादधाः ॥२२॥ साङ्ख्यज्ञानं त्वं कपिलः सन्निजमात्रे कालग्रस्तं कर्दमसूनुश्च पुराऽदाः। शिष्यायेदं चासुरयेऽपि प्रददाथ द्वीपेऽम्भोधेः कल्पितकेतोऽथ ततश्च ॥२३॥ चातुर्वर्ण्याचारसमेताश्रमधर्मान्सम्यग्भूमौ स्थापितवानग्नितनूजः। त्वं प्राक्

---

તરીને પૃથ્વીને હરનારા પ્રબળ દિતિસુત હિરણ્યાક્ષને હણીને વનપર્વતોથી ભરપુર આ પોતાની શક્તિભૂત ભૂમિને તેનો પ્રથમનો સન્નિવેશ નહિ હણાવા પૂર્વક અસુરભુવન-રસાતળ થકી પોતાની દૂંષ્ટ્રાના અગ્ર ભાગથી ઉદ્ધાર કરી એકાર્ણવ જળની ઉપર યથાપૂર્વ સ્થાપન કરી હતી ॥૨૦॥ યજ્ઞાવતાર કહેછે—હે કામદ !-ભક્તના મનોરથોને પુરનારા ભગવન્! ત્રિભુવનના પતિ આપ-સર્વ જન સુખકારી તમો પૂર્વે રૂચિનામના પ્રજાપતિએ બહુધા કરેલી પ્રાર્થનાથી પ્રસન્ન થઈ તેનો મનોરથ પરિપૂર્ણ કરવા દક્ષિણા રૂપથી અવતરેલી લક્ષ્મી પત્નીની સાથે યજ્ઞમૂર્તિથી અવતરીને સ્વાયંભુવ મનુનું સંરક્ષણ કરવા ધર્મવિરોધી અસુરસંઘનો સંહાર કર્યો હતો ॥૨૧॥ નરનારાયણનો અવતાર કહેછે—પૂર્વે ભૂમિ ઉપર ભરત ખંડમાં પુણ્યપુંજથી જન્મને પામેલા, પુણ્યમાંજ એક રૂચિવાળા, ભગવદ્ભજનમાં

प्रादा भुक्तिसमेतामपि मुक्तिं दत्तात्रेयो हैहयराजे यदवे च ॥२४॥ दधदरिजलजो गदां च पद्मं ध्रुववरदो वरदोऽश्चतुष्टयेन। नवजलद तनुश्च वासुदेवो मधुवनवासिजनांस्त्वमुद्धर्थ ॥२५॥ पृथुरथ पृथिवीं दुदुग्धौपधी सममिदमकरोर्धरायास्तलम्। अधिनमपि दिवं च वेन नयन्प्रथमनृपतिस्त्वमासीः पुरा ॥२६॥ नाभेर्जातो देव! सुदेव्यां शतकृत्व कृत्वा यज्ञान्स्वीयसुतादीनुपदिश्य। प्राशा धर्मांस्त्यागिजनानामृषभस्त्व निर्मानादीन् पारमहंस्याचर

પિના પુત્ર દત્તાત્રેય નામથી વિખ્યાત થઇને ભૂમિમા ચાર વર્ણના તથા ચાર આશ્રમના ધર્મો સમ્યક્ સ્થાપન કર્યા હતા અને સહસાર્જુન રાજા તથા યદુરાજાને અસાધારણ રાજ્યભોગરૂપ ભુક્તિ અને પરમપુરૂષાર્થરૂપ મુક્તિ આપી હતી ॥૨૪॥ ધ્રુવનિમિત્ત ધારેલા અવતારને કહેછે—પૂર્વે વાસુદેવ તમોએ મધુવનમા તીવ્ર તપ કરતા ધ્રુવનો મનોરથ પરિપૂરણ કરવા ચાર પુરૂષાર્થરૂપ વરદાનમા સમર્થ એવા ચાર ભુજથી અનુક્રમે ચક્ર, શખ, ગદા, પદ્મને ધારણ કરીને નવીન મેઘ સરખી શ્યામ દિવ્યાકૃતિથી અવતરીને તે ધ્રુવઉપર અનુગ્રહ કરીને, તે મધુવનમાં નિવાસ કરી રહેલા બીજા જનોનો પોતાના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર આપવાથી ભવાબ્ધિથકી ઉદ્ધાર કર્યો હતો ॥૨૫॥ પૃથુ અવતારને કહેછે—તમો પૂર્વે અધર્મૈકપર હોવાથી મારી નાખેલા વેનરાજાના મથવા માડેલા ઊરૂથકી આવિર્ભાવ પામી પૃથુ નામથી વિખ્યાત થઇને, સમસ્ત પ્રાણિવર્ગના જીવનથીજ એક પરિપૂર્ણ એવી પૃથ્વીને કરવાની ઇચ્છાથી ગાયથકી દુધને જેમ દુવે તેમ ગૌરૂપ પૃથ્વીથકી સમગ્ર ઔષધીઓ દોહી કાઢી હતી તથા અત્યત વિષમ એવા આ પૃથ્વીતળને સમ—ન્યૂનાધિક નહિ એવુ કર્યું હતું તથા મહાપાતકી એવા પણ જનક વેનને પોતાના પ્રાદુર્ભાવનુ સ્થાન કરીને સ્વર્ગમા પહો ચાડીને પૂર્વે પ્રથમ નૃપતિ-'આદિરાજ' એવા નામથી સર્વત્ર વિખ્યાત થયા હતા ॥૨૬॥ ઋષભ અવતારને કહેછે—હે દેવ! તમો નાભિનામના નૃપતિથકી તેની પત્ની મેરૂદેવીમા પ્રકટ થઇને ઋષભ નામથી વિખ્યાત થઈ શતવાર યજ્ઞો કરીને પોતાના પુત્રપ્રમુખ જનોને પારમૈકાતિક ધર્મોનો

णेन ॥२७॥ त्वं हयग्रीवरूपोऽददा वेधसे वेदवृन्दं दिनान्ते मुखेभ्यः सृतम् । मत्स्यरूपोऽपि भक्तेश ! कुर्वंस्तथा धर्ममात्थ स सत्यव्रतायाखिलम् ॥२८॥ त्वमेव मुनिशापतः सुरगणं गतश्रीपदं विपद्व्यसनतोऽवितुं जलधिमन्थने मन्दरम् । दधाथ कमठाकृतिर्विततपृष्ठभागे विभो ! ततोऽमृतमपाययः कपटमोहिनीस्त्रीवपुः ॥२९॥ भवानुग्रंहोऽतिसिंहो नृसिंहः प्रचण्डोऽट्टहासस्वनस्फोटिताण्डः । नखाग्रैर्ददारादिदैत्यं च मत्तं विरक्तं स्वभक्तं

---

ઉપદેશ કરી, સ્વય પરમહસ ધર્મોના આચરણથી નિવૃત્તિધર્મરૂપ ત્યાગધર્મમાં અભિમુખ થએલા જનોને નિર્માનત્વાદિક નિવૃત્તિધર્મો શિખવ્યા હતા ॥૨૭॥ હયગ્રીવ તથા મત્સ્યાવતારને કહેછે—હે ભક્તેશ ! પૂર્વે તમોએ હયગ્રીવરૂપે અવતરીને બ્રહ્માના દિવસને અંતે તેમના ચાર મુખથકી નીકળી ગએલા વેદો ફરીથી તેમને લાવી આપ્યા હતા ( વિસ્મૃત થએલા વેદો ફરી ભણાવ્યા હતા ) મત્સ્યરૂપથી અવતરીને પણ હરાઈ ગએલા વેદો હરનારા હયગ્રીવ દૈત્યને હણીને પાછા લાવીને બ્રહ્માને આપ્યા હતા અને સત્યવ્રત રાજાને સમગ્ર ધર્મનો અવબોધ મત્સ્યપુરાણરૂપથી આપ્યો હતો ॥૨૮॥ કૂર્મ-મોહિની અવતારને કહેછે—હે વિભો ! તમોએ પૂર્વે દુર્વાસા ઋષિના શાપથી લક્ષ્મીથકી ભ્રષ્ટ થએલા દેવોને દારિદ્ર દુ ખથકી રક્ષણ કરવા ( ત્રિલોકીનું ઐશ્વર્ય પમાડવા ) અમૃતની ઇચ્છાથી સમુદ્રમથનમાં પ્રવર્તેલા તેઓનુ તે કર્મ સફળ કરવા મન્થદંડરૂપ કરેલા મંદરાચળને સ્વય કૂર્માકૃતિ થઈ વિશાળ પૃષ્ઠભાગ ઉપર ધારણ કર્યો હતો તે પછી અમૃત ઉત્પન્ન થતાં અસુરમોહન માટે સ્વયં મોહિની-સ્ત્રીરૂપ ધારીને માયાથી અસુરોને છેતરીને સુરોને અમૃતપાન કરાવ્યું હતું ॥૨૯॥ નૃસિંહાવતારને કહેછે—પૂર્વે તમોએ સ્વભક્ત દ્રોહી હિરણ્યકશિપુ નામના આદિ દૈત્યને સંહારવાની તીવ્ર ત્વરાને લીધે કોઈ પણ અભૂતપૂર્વ નારસિંહ રૂપ ધારીને, માટેજ સિંહોથકી વિલક્ષણ, ઉગ્ર–દુર્વિષહ્ય વેગવાળા પ્રચંડ-અતિક્રૂરાકૃતિ થઈ, અટ્ટ–ખડખડાટ હાસથી અડકટાહને ફોડીને તે મદાન્ધ દૈત્યને નખના અગ્રભાગવડે વિદારણ કર્યો હતો અને વિષયવિ

सुग्रीवदूतैः। तामत्रान्वेष्य लङ्कां विततजलनिधौ सेतुमाबध्य गत्वा हत्वा कीशर्क्षसैन्यो युधि दशवदनं चाप्य सम्राडभूस्ताम् ॥३६॥ बुध्वा बुद्धीरल्पतरास्त्वं च जनानां व्यासो भूत्वा वेदकदम्बं प्रविभज्य। पैलादिभ्यस्तं प्रददाथाथ दुरुह्यान् प्रावोचोऽर्थान्सूनपुराणादिभिरस्य ॥३७॥ क्षितिभरमपहर्तुमासीद्भवान् कृष्ण नामाऽकरोद्गोकुले पूतनान्तं तृणावर्तघातं दधानोविभङ्ग मुखे

અભિષેક કરી, નિર્ભય થતા પ્રસન્ન થએલા સુગ્રીવે મોકલેલા હનૂમાન આદિક દૂતો દ્વારા સીતાશોધ કરાવતા તેમનાથકી સીતાવૃત્તાતને જાણીને, વિસ્તીર્ણ સમુદ્રમાં સેતુ બાધી લકામા જઇને, જેમને વાનર રીંછરૂપ સૈન્ય છે એવા થકા યુદ્ધમાં સબળ રાવણને હણીને, સકળ લોકોને પાવન કરનારૂ દિવ્ય ચરિત જેમનું છે એવા સીતાને પામીને ફરીથી અયોધ્યા પુરમા પધારી રઘુકુળક્રમથી આવેલા સામ્રાજ્યને સમલકૃત કર્યું હતું ॥૩૫-૩૬॥ વ્યાસાવતાર કહેછે—વળી 'જનોની બુદ્ધિ કાળે કરીને અલ્પ૯૫ થશે' એમ વિચાર કરી પૂર્વે તમોએ પરાશરસુત વ્યાસરૂપે અવ-

हत्वा हत्वा नष्टराजन्यबीजामेको भूमिं जामदग्न्यश्चकर्थ ॥३४॥
जातो रामः स च त्वं दशरथतनयस्ताडकां यज्ञहन्तॄन् हत्वोद्धृ-
त्याप्यहल्यामुदवहिथ पुरभिद्चापमाभज्य सीताम् । यातः पित्राज्ञ-
याऽथो वनमनुजकलत्रानुयातः स्वसारं रक्षोभर्तुर्विरूपां विदधद-
रिपून् भूरिरक्षांस्यहिंसीः ॥३५॥ रक्षोनीतां च शोचन्नुद जनक-
सुतां त्वं जटायुःकवन्धौ भिल्लीं चोद्धृत्य वालिक्षपणगतभयप्रीत-

---

ऋिना पुत्ररूपे प्रकटीने क्रोधथी चारे बाजु रक्त नेत्रवाळा थई एक तीक्ष्ण परशुमात्र सहायथी सहस्रार्जुन राजा साथे घोर क्षत्रजातिने एकवीशवार विनाश करीने पृथ्वीने क्षत्रियबीज विनानी करी दीधी हती ॥३४॥ रामावतार कहेछे—पूर्वे तमो रावणना भयथी पीडा पामेला देवोए प्रार्थना करवाथी रघुकुळमां दशरथना पुत्ररूपे अवतरी 'राम' एवी श्रवणरमणीय समाख्याथी प्रख्यात थई, कौमार वयमांज विश्वामित्रना यज्ञनो विघात करनारा सुबाहु मारीच आदिक राक्षसोने ताडका नामनी राक्षसणी साथे नाश करीने, पतिशापथी दुर्गतिने पामेली गौतमधर्मपत्नी अहल्याने चरणरजथी शिलाभावथकी मुकावीने, जनक राजाना घरमां रहेला शिवधनुषने भागी पोतानी प्रभानी पेठे अनन्यार्ह ( बीजाने योग्य नहि ) एवी सीताने परण्या हता. ते पछी पितानी आज्ञाना मिषथी पोताना प्रादुर्भावनु कृत्य करवा सीता लक्ष्मणने साथे लई वनमा जइने राक्षसोए पीडा पमाडेला शरणागत महर्षिओने अभयदान प्रतिज्ञा करी रावणनी भगिनी अत्याचारमां प्रवर्तेली सुर्पणखाने नासिका कर्ण निकृतनथी विरूप करीने, तेनी विरूपताथी प्रकोप पामेला युद्ध करवा आवेला खर दूषणआदिक जनस्थाननिवासी सुनिकटक चौद हजार राक्षसोने स्वय एकाकी हण्या हता ते पछी मायामृगथी छेतरीने कपट करीने राक्षसराज रावणे हरण करेली सीतानो पोतामां अनन्यमनवाळां होवाथी अधिक अनुशोक करता थका सीताशोधनना प्रसगथी गृध्रराज जटायु तथा कबन्धने दिव्य गति आपवानो अनुग्रह करी, अनन्यभक्त शबरी उपर समनुग्रह करी, सुग्रीव साथे सखापणुं पामी वालीने जीतीने किष्किंधा राज्यमां सुग्रीवनो

सुग्रीवदूतैः । तामत्रान्वेष्य लङ्कां विततजलनिधौ सेतुमावध्य गत्वा हत्वा कीशर्क्षसैन्यो युधि दशवदनं चाप्य सम्राडभूस्ताम् ॥३६॥ बुध्वा बुद्धीरल्पतरास्त्वं च जनानां व्यासो भूत्वा वेदकदम्बं प्रविभज्य । पैलादिभ्यस्तं प्रददाथाथ दुरुहान् प्रावोचोऽर्थान्सूत्रपुराणादिभिरस्य ॥३७॥ क्षितिभरमपहर्तुमासीद्भवान् कृष्णनामाऽकरोद्गोकुले पूतनान्तं तृणावर्तघातं दधानोविभङ्गं मुखे

અભિષેક કરી, નિર્ણય થતાં પ્રસન્ન થએલા સુગ્રીવે મોકલેલા હનુમાન આદિક દૂતો દ્વારા સીતાશોધ કરાવતાં તેમનાથકી સીતાવૃત્તાંતને જાણીને, વિસ્તીર્ણ સમુદ્રમાં સેતુ બાંધી લંકામાં જઇને, જેમને વાનર રીંછરૂપ સૈન્ય છે એવા થકા યુદ્ધમાં સબળ રાવણને હણીને, સકળ લોકોને પાવન કરનારૂં દિવ્ય ચરિત જેમનું છે એવાં સીતાને પામીને ફરીથી અયોધ્યાપુરમાં પધારી રઘુકુળક્રમથી આવેલા સામ્રાજ્યને સમલંકૃત કર્યું હતું ॥૩૫-૩૬॥ વ્યાસાવતાર કહેછે—વળી 'જનોની બુદ્ધિ કાળે કરીને અલ્પ થશે' એમ વિચાર કરી પૂર્વે તમોએ પરાશરસુત વ્યાસરૂપે અવતરીને વેદના ચાર વિભાગ કરી પૈલપ્રમુખ મુનિઓને તે ભણાવ્યા હતા. તે પછી તેના દુરવબોધ અર્થને સ્પષ્ટ કરવા પુરાણ ( ભાગવતાદિ ) અને સૂત્ર ( શારીરક ) આદિક રચ્યાં હતાં ॥૩૭॥ હવે કૃષ્ણાવતાર કહેછે—હે હરે ! તમોએ ભૂભાર હરવા સાક્ષાત્ યદુકુળમાં અવતરી શ્રુતિપ્રસિદ્ધ 'કૃષ્ણ' એવા અસાધારણ નામથી વિખ્યાત થઈ, ગોકુળમાં કંસપક્ષપાતી પૂતના તૃણાવર્ત શકટાસુર આદિક અસુરો બાળચેષ્ટિતથીજ હણ્યા હતા. તે પછી તનયસ્નેહથી વિમુગ્ધ બનેલાં, મૃત્તિકાભક્ષણની પરીક્ષામા પ્રવર્તેલાં યશોદા માતાને પહોળુ મુખ કરી ઉદરની અંદર યથાવિભાગ રહેલું સમગ્ર વિશ્વ પ્રદર્શાવ્યું હતું બીજી બહુ પ્રકારની બાલ્યોચિત ક્રીડાઓ જેવી કે—દહિની ગોળી ભાગવી, માખણ ચોરવું, યશોદાએ કરેલા તિરસ્કારને પરવશ વર્તવું, ખાંડણીએ બધાવું, ખાંડણીયાને આકર્ષણ કરવુ, યમલાર્જુનના વૃક્ષને મૂળમાંથી ઉપાડી પાડી નાંખવા વિગેરે કરી હતી. આ બાળલીલાઓ સ્નેહાર્દ્ર હૃદયવાળાને સમધિક આનદ આપનારી, તત્ત્વ-

सुग्रीवदूतैः । तामत्रान्वेष्य लङ्कां विततजलनिधौ सेतुमाबध्य गत्वा हत्वा कीशर्क्षसैन्यो युधि दशवदनं चाप्य सम्राड्भूस्ताम् ॥३६॥ बुध्वा बुद्धीरल्पतरास्त्वं च जनानां व्यासो भूत्वा वेदकदम्बं प्रविभज्य । पैलादिभ्यस्तं प्रददाथाथ दुरूहान् प्रावोचोऽर्थान्सूत्रपुराणादिभिरस्य ॥३७॥ क्षितिभरमपहर्तुमासीद्भवान् कृष्णनामाऽकरोद्गोकुले पूतनान्तं तृणावर्तघातं दधानोविभक्तं मुखे

---

અભિષેક કરી, નિર્ભય થતાં પ્રસન્ન થએલા સુગ્રીવે મોકલેલા હનૂમાન આદિક દૂતો દ્વારા સીતાશોધ કરાવતાં તેમનાથકી સીતાવૃત્તાંતને જાણીને, વિસ્તીર્ણ સમુદ્રમાં સેતુ બાંધી લંકામાં જઈને, જેમને વાનર રીંછરૂપ સૈન્ય છે એવા થકા યુદ્ધમાં સબળ રાવણને હણીને, સકળ લોકોને પાવન કરનારૂ દિવ્ય ચરિત જેમનું છે એવાં સીતાને પામીને ફરીથી અયોધ્યાપુરમાં પધારી રઘુકુળક્રમથી આવેલા સામ્રાજ્યને સમલંકૃત કર્યું હતું ॥૩૫-૩૬॥ વ્યાસાવતાર કહેછે—વળી 'જનોની બુદ્ધિ કાળે કરીને અલ્પાલ્પ થશે' એમ વિચાર કરી પૂર્વે તમોએ પરાશરસુત વ્યાસરૂપે અવતરીને વેદના ચાર વિભાગ કરી પૈલપ્રમુખ મુનિઓને તે ભણાવ્યા હતા. તે પછી તેના દુરવબોધ અર્થને સ્પષ્ટ કરવા પુરાણ ( ભાગવતાદિ ) અને સૂત્ર ( શારીરક ) આદિક રચ્યાં હતાં ॥૩૭॥ હવે કૃષ્ણાવતાર કહેછે—હે હરે ! તમોએ ભૂભાર હરવા સાક્ષાત્ યદુકુળમાં અવતરી શ્રુતિપ્રસિદ્ધ 'કૃષ્ણ' એવા અસાધારણ નામથી વિખ્યાત થઈ, ગોકુળમાં કંસપક્ષપાતી પૂતના તૃણાવર્ત શકટાસુર આદિક અસુરો બાળચેષ્ટિતથીજ હણ્યા હતા. તે પછી તનયસ્નેહથી વિમુગ્ધ બનેલાં, મૃત્તિકાભક્ષણની પરીક્ષામાં પ્રવર્તેલાં યશોદા માતાને પહોળુ મુખ કરી ઉદરની અંદર યથાવિભાગ રહેલુ સમગ્ર વિશ્વ પ્રદર્શાવ્યું હતું બીજી બહુ પ્રકારની બાલ્યોચિત ક્રીડાઓ જેવી કે—દહિની ગોળી ભાગવી, માખણ ચોરવું, યશોદાએ કરેલા તિરસ્કારને પરવશ વર્તવું, ખાંડણીએ બંધાવું, ખાંડણીયાને આકર્ષણ કરવું, યમલાર્જુનના વૃક્ષને મૂળમાંથી ઉપાડી પાડી નાંખવા વિગેરે કરી હતી. આ બાળલીલાઓ સ્નેહાર્દ્ર હૃદયવાળાને સમધિક આનંદ આપનારી, તત્ત્વ-

विश्वभानं च बाल्योचितक्रीडनं मन्थनीभञ्जयुग्मार्जुनोन्मूलपातं वकस्याथ दैत्यस्य वृन्दावनेऽन्तं च वत्सासुरस्याघनाशं स्ववत्सादिरूपैर्विधेर्मोहनम्। अगनगखगशंसनं मर्दनं कालियाहेश्च पानं दवाग्नेः कुमारीव्रतेष्टस्य दानं च यज्ञाङ्गनाप्रीणनं धारणेन व्रजस्यावनं स्वेष्टगोवर्धनस्येन्द्रदर्पापनोदं प्रचेतोन्तिकादानयनं नन्द-

---

દર્શીઓને વિસ્મય કરનારી અને વૈરાનુબદ્ધ હૃદયવાળાઓને વિત્રાસ કરનારી થઈ હતી. તે પછી વૃંદાવનમાં વિહરણમિષથી બકાસુર વત્સાસુર અઘાસુર આદિકનો નાશ કર્યો હતો. તે પછી વત્સ વત્સપાળ આદિક અનેકરૂપ ધારણ કરીને બ્રહ્માનો ગર્વ હર્યો હતો, માટેજ તમો બ્રહ્માને મોહ પમાડનારાં દિવ્ય ચરિત્રવાળા છો. તે પછી કોઈ સમયે મોટા ભાઈ બળદેવજીની સાથે વનમાં વિહાર કરતાં અપૂર્વ વનશોભા ભાળીને ગોવર્ધનગિરિ, વૃંદાવનના વૃક્ષો, તેમાં રહેલા પક્ષિઓ, મૃગો, નદી આદિકની 'अहो अमी देववरामरार्चितं' ઇત્યાદિ પ્રકારથી મહાભાગ્યપણે પ્રશંસા કરી હતી. સર્વ પ્રાણીઓએ ઉપસેવન કરવા લાયક યમુનાજળને વિષપ્રાય કરી દેતા ગરૂડવૈરી કાલીય નાગના દમનથી તેને સર્વસેવ્ય અમૃતમય કર્યું હતું. વ્રજમાં જો ગોપોના વૃન્દો સાથે કદાચિત્ વિહાર કરતાં તમો રાત્રિએ ચૌગરદમ લાગેલા સર્વ પ્રાણીઓને ભય કરનારા દાવાનળનું પોતાના પ્રતાપથી પાન કરી ગયા હતા. તે પછી હેમંત ઋતુમાં 'નંદનંદનજ અમારા પતિ થાઓ' એવી કામનાથી કાત્યાયની દેવીનું પૂજન વ્રત આચરતાં સ્નાન માટે પ્રાતઃકાળમાં યમુનામાં પ્રવેશ કરતી કુમારીઓને પોતાના પાદપદ્મના સંશ્લેષ રૂપજ એક અભીષ્ટ પરિપૂરણથી તેમની ઉપર અનુગ્રહ કર્યો હતો. કદાચિત્ યજમાનપત્ની બ્રાહ્મણીયો કે જે તત્ત્વજ્ઞાનીયોથકી પણ અધિક, પોતામાંજ એકાંત ચિત્તવાળી, સર્વકર્મસમારાધ્ય પોતાના પ્રીણનથીજ સર્વ કર્મની સદ્ગુણતા સમઝનારી, નાનાવિધ અન્નનાં પાત્રો ભરી પોતાપાસે આવેલી, પોતાનાં ચરણારવિંદના સમાગમનીજ એક કામનાવાળી હતી તેમને પોતાનો સસ્નેહ આલાપ સાધુવાદ વિગેરેવડે આપે પ્રસન્ન કરી હતી. ઇન્દ્રનો ગર્વ ઉતારવા તમોએ કદાચિત્ પ્રિય ગોવર્ધન ગિરિને પોતાના

राजस्य नीतिं स्वधाम्नि प्रियाणां विलासं च गोपीजनै राधिकारञ्जनम् । अहिधृतपितृमोचनं शङ्खचूडर्षभव्योमकेश्यन्तमक्रूरवाक्यात्स्वपुर्यागमं नाशनं रङ्गकारस्य चानुग्रहं तुन्नवायस्य कुब्जासुदाम्नोर्धनुर्भङ्गमत्तेभमल्लेशकंसप्रणाशं गुरोः कामपूर्तिं च गोपी-

હાથમાં સાત દિવસ સુધી તોળી રાખીને વૃષ્ટિથકી વ્રજવાસિઓનુ રક્ષણ કર્યું હતું કદાચિત્ એકાદશી દિવસે ઉપવાસી રહેલા, રાત્રિએ આસુરી વેળામાંજ અજ્ઞાનથી સ્નાન કરવા યમુનામાં પ્રવેશ કરતાં તત્ક્ષણ વરૂણે હરેલા વ્રજરાજ નદ પિતાને વરૂણ લોકમાં જઇને તમો પાછા લાવ્યા હતા પોતાની દિવ્ય વિભૂતિનાં દર્શનની આકાંક્ષાવાળા પ્રિય નદાદિ ગોપોને પોતાનું ધામ જે તમથકી પર રહેલુ છે તે તમોએ બતાવ્યું હતું. પોતાનો આત્મા એજ એક જીવિત જેમને છે એવી ગોપીઓ સાથે આપે રાસખેલ કર્યો હતો. ગોપીજનયુથ થકી એકાકી રાધિકાને એકાંતમાં લઈ જઇને તેને રંજન કરી હતી. કદાચિત્ દેવયાત્રામાં સરસ્વતીના તટમાં વ્રતધારી, જળપાન કરી રાત્રિએ સુઈ રહેલા, નદાદિકને મધ્યે નંદજીને કોઈ પણ અજગરે ગળી લેતાં પોતાના ચરણસ્પર્શમાત્રથી તરત અજગરને અજગરભાવથી મુકાવ્યો હતો અને તેના ભયથકી નંદજી પિતાને મુકાવ્યા હતા. તે પછી તમોએ શખચૂડ, ઋષભાસુર, વ્યોમાસુર અને અશ્વાકૃતિ કેશી અસુરનો નાશ કર્યો હતો ઇત્યાદિ પોતાના પક્ષપાતિઓના વિનાશ શ્રવણથી પ્રકોપ પામેલા કસે મોકલેલા, પોતાના પરમૈકાતિક ભક્ત અક્રૂરજી ઉપર પોતાના દિવ્ય રૂપના પ્રદર્શનથી અનુગ્રહ કર્યો હતો અને તેમના વચનથી નિર્ભયતાથી મથુરાપુરીમાં પધાર્યા હતા. માર્ગમાં મળેલા, પોતાનું અપમાન કરનારા રજક ( ધોબી )નો તત્ક્ષણ સહાર કર્યો હતો અને પરા પ્રીતિથી પોતાની પરિચર્યા આચરતા સઈ ઉપર અનુગ્રહ કર્યો હતો. દિવ્ય અગરાગને અનુરાગથી અર્પણ કરતી, પોતાના સૌન્દર્યમાં અતિલીન હૃદયવાળી કુબ્જા ઉપર તેણીએ ઇચ્છેલા સ્વસશ્લેષના પ્રદાનની પ્રતિજ્ઞાથી પ્રસાદ કર્યો હતો. સુદામા નામના પરમભક્ત માળી ઉપર તેના ઘરપ્રત્યે સ્વયં પધારીને અનુગ્રહ કર્યો હતો કસે પૂજેલા ધનુષનો ભગ કર્યો હતો.

मनःशान्तिमक्रूरकुब्जापृथातोषणं द्वारिकानिर्मितिम् । यवनमगधराडनीकक्षयं राजसङ्घं विजित्याष्टपट्टाङ्गनाषोडशस्त्रीसहस्रोपयामं नृगोद्धारणं वाणदोश्छेदनं पार्थयज्ञावनं चैद्यसाल्वादिनाशं

રંગદ્વારમાં મદોન્મત્ત કુવળયાપીડ હાથી કે જેને પોતાને મારવા કંસે મોકલેલો હતો તેનો વિનાશ કર્યો હતો તે પછી રંગસ્થાનમાં ચાણૂરાદિ મહામલ્લો માર્યા હતા છેવટે સર્વ અસુરસંઘનો નાયક, પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા કંસનો તરત વધ કર્યો હતો. સાન્દીપિની ગુરૂને દક્ષિણા આપતા આપે તેમના મરેલા પુત્રને યમપુરથકી પાછો લાવી અર્પણ કરી ગુરૂને બહુ પ્રસન્ન કર્યા હતા. પોતાનો વિયોગ નહિ સહન કરી શક્તી ગોપીઓની સમીપે ઉદ્ધવજીદ્વારા સંદેશો મોકલીને તેમના મનની શાંતિ કરી હતી. કુબ્જાનો પોતાની પ્રતિજ્ઞાને અનુસારે પોતાનું સંશ્લેષસુખ આપીને મનોરથ પરિપૂર્ણ કર્યો હતો. અધિક પ્રેમથી અક્રૂરજીના ગૃહપ્રત્યે પધારીને અને તેમણે કરેલી પૂજા સ્વીકારીને તેમની ઉપર મહા અનુગ્રહ કર્યો હતો. પોતાની ફોઈ કુંતાજીને પોતાનો સંદેશો મોકલીને તમોએ રાજી કર્યાં હતાં. કોઈ પણ મિષ ઉભુ કરીને પોતાને અસાધારણ એવી દ્વારકા નામની દિવ્ય નગરી પોતાની આજ્ઞાને વશ વર્તનારા વિશ્વકર્મા પાસે કરાવી હતી. તે પછી કાળયવન અને જરાસંધના સૈન્યનો વિનાશ કર્યો હતો. તે પછી સમગ્ર રાજસંઘને જીતીને પોતાના ચરણનાજ એક આશ્રયવાળાં રૂક્મિણીને પોતાની પત્નીઓ મધ્યે પ્રથમ પદમાં પરિગ્રહ કર્યો હતો. અને બીજી જાંબવતી આદિક પટરાણીઓને પરણ્યા હતા. તથા બીજી સોળ હજાર સ્રીયો પરણ્યા હતા. વિપ્રના અપરાધથી કૃકલાસ ભાવને પામેલા નૃગરાજાની તેના થકી મુક્તિ કરી હતી. બાણાસુરના હસ્તરૂપ વનનું છેદન કર્યું હતું. યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞનું જરાસંધ વિનાશનાદિકપૂર્વક રક્ષણ કર્યું હતું. શિશુપાળ શાલ્વ આદિક અસુરોનો સંહાર કર્યો હતો. સુદામા નામના મિત્ર વિપ્ર ( અવધૂત ) નું દારિદ્ર્ય સમૃદ્ધિ આપીને દૂર કર્યું હતું. સૂર્યગ્રહણમાં તમોએ કુરૂક્ષેત્રયાત્રાનો ઉત્સવ કર્યો હતો. કદાચિત્ માતા દેવકીજીની પ્રાર્થનાથી કંસે મારવાથી મરી ગયેલા પોતાના મોટા

सुहृद्भिरदारिद्र्यमङ्गं कुरुक्षेत्रयानोत्सवं साग्रजानन्दनं मोहनाशं वैदेहपार्थोद्धवानां हरे! ॥३८॥ वैदिकं विधिमुपाश्रितानपि प्राणिनां त्रिभुवनौकसां हरे!। अर्दनं विदधतोऽसुरव्रजान् बुद्धरूपधृद्मूमुहद्भवान् ॥३९॥ म्लेच्छप्रायान् पापिजनान् कुमनीषांस्त्विप्यस्यान्ते विष्णुयशोद्विजसूनुः। भूत्वा कल्की घोरमहासिकरस्त्वं हन्ता नूनं भूमितले विचरन्वै ॥४०॥ धर्महानिमीक्षसे यदा यदा सुरारिभिस्त्वं कृतां तदा तदा दधासि भूतले तनूः। मातृतातयोगतः कदा कदाचिदेकतः क्वाप्यतर्कितः स्वयं प्रकाशसे निजेच्छया ॥४१॥ तच्चावतारधारणं हि रक्षणं विधातुमेव

ભાઇઓને પાછા લાવી માતાને પ્રદર્શાવીને માતાનો મનોરથ આપે પરિપૂર્ણ કર્યો હતો જે પોતાના પરમભક્તો વૈદેહ અર્જુન ઉદ્ધવ આદિક હતા તેમને તત્ત્વનો બોધ આપીને તેમના મોહની ઉપશાંતિ આપેજ કરી હતી આ સર્વ કાર્ય આપે પૂર્વે કર્યાં છે ॥૩૮॥ બુદ્ધાવતાર કહેછે—હે હરે ! જે કોઈ અસુરો વૈદિક વિધિમાં કપટથી પ્રવેશ કરીને ત્રિભુવનવર્તી પ્રાણિઓનેજ પીડા કરતા, આસુર ધર્મના પ્રવર્ધકપણે જગતમા વિખ્યાત હતા તેમને ઉપધર્મનો બોધ આપી મોહ પમાડવા આપે બુદ્ધાવતાર ધાર્યો હતો ॥૩૯॥ કલ્કિઅવતારને કહેછે—જે કલિયુગનો અંત આવતા વિષ્ણુયશ નામના વિપ્રના પુત્ર કલ્કી થઇને કરમાં ઘોર મહા તરવાર ધારીને દેવોએ આપેલા અશ્વ ઉપર બેસીને ભૂતળમા વિચરતા થકા મ્લેચ્છપ્રાય કુબુદ્ધિવાળા પાપિજનોને નાશ કરશો તેપણ તમોજ છો ॥૪૦॥ કિં બહુના—જ્યારે જ્યારે અસુરોએ કરેલી ધર્મહાનિને જુવો છો ત્યારે ત્યારે ભૂતળમા સંકલ્પમાત્રથી અવતારોને ધારણ કરો છો તે અવતારોને કદાચિત્ સંકલ્પમાત્રથી સુકૃતશાલી માતા પિતાને પ્રાદુર્ભાવના નિમિત્તભૂત સંકલ્પીને ધારણ કરો છો. ( આ રામકૃષ્ણાદિ અવતારોમાં પ્રસિદ્ધ છે ) કદાચિત્ એકલા પિતા થકીજ ધારણ કરો છો ( તેપણ વૈન્ય વારાહાદિકમા પ્રસિદ્ધ છે ) કદાચિત્ અતર્કિતપણે જે કોઈપણ સ્થળમા સ્વેચ્છાથી સ્વય અવતરો છો ( આ મત્સ્ય નૃસિંહ કૂર્મ ધન્વન્તરી વિગેરેમાં પ્રસિદ્ધ છે )

धर्मवर्त्मनः प्रभो ! । भवत्यतोऽत्र दुर्जनैरुपद्रुतं तदद्य साधु पालयन्विराजसे ॥४२॥ त्वमात्मतन्त्रो भुवि यानि यानि करोषि कर्माणि कृतावतारः । भवन्ति तापत्रयमर्जितानां हितावहान्येव हि तानि तानि ॥४३॥ जन्मानि कर्माणि च ते दिव्यानि पुरुषोत्तम ! । अनन्तत्वान्न शक्यन्ते सङ्ख्यातुं क्वापि केनचित् ॥४४॥ सुव्रत उवाच—इति स्तुत्वा हरिं भक्त्या प्रार्थयामास भक्तराट् । स तच्छुश्रूषणमनाः प्रश्रयावनतः सुधीः ॥४५॥ भगवन् ! करुणां कृत्वा मयि भक्ते त्वदात्मनि । स्वस्थोऽत्र कतिचिन्मासान्वस्तुमर्हसि सत्पते ! ॥४६॥ श्रीभगवानुवाच—वसन्तोत्सवपर्यन्तमत्र वत्स्याम्यहं ननु । प्रीतये तव राजर्षे ! धर्मनिष्ठस्य सर्वदा ॥४७॥

---

॥४२॥ હે પ્રભો ! તમારા અવતારોનું ધારણ વેદોક્ત ધર્મમાર્ગના સર્વથા પરિરક્ષણ અર્થેજ છે, માટે આ ભૂતળમાં આ સમયે તમો સાક્ષાત્ અવતરીને દુર્જનોએ વિનાશ કરેલા ધર્મમાર્ગને સારી રીતે પરિપાલન કરતા થકા વિરાજો છો-સર્વ અવતારોના ધર્તા પુરૂષોત્તમ તમો સર્વોત્કર્ષપણે શોભો છો ॥૪૨॥ તમો આત્મતંત્ર-કર્મવશ્ય અને પરવશ્ય નથી તે તમો લોકહિતાર્થેજ અવતરીને જેજે ચરિત્રો આ લોકમાં કરો છો તે સર્વે ત્રણ તાપથી પીડા પામેલાઓના હિતમાટે થાય છે ॥૪૩॥ હે પુરૂષોત્તમ ! તમારા જે દિવ્ય લોકહિતાર્થે અવતારો છે તે અનંત છે તથા તેના સબન્ધી જે દિવ્ય ચરિત્રો છે તેપણ અનત છે. માટે કોઇથી પણ ક્યારેયપણ તેની સખ્યા કરી શકાતી નથી ॥૪૪॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! બુદ્ધિશાલી ભક્તરાજ ખટ્વાંગ રાજા આ પ્રકારે શ્રીહરિની ભક્તિથી સ્તુતિ કરી, તેમની શુશ્રૂષામાંજ એક આસક્ત મનવાળા થઈ વિનયથી વિનમ્ર થઈ પ્રાર્થના કરવા લાગ્યા કે ॥૪૫॥ હે સતોના પતિ ભગવન્ ! આપને વિષે અનન્ય મન જેનું છે એવા ભક્ત મારી ઉપર કૃપા કરીને મારી સેવાને સ્વીકારતા થકા સ્વસ્થમનથી અહીંજ કેટલાક માસ રહેવાને યોગ્ય છો ॥૪૬॥ હે રાજન્ ! આ પ્રકારે પ્રાર્થના કરેલા શ્રીભગવાન્ બોલ્યા કે-હે રાજર્ષે ! હુ સર્વદા ધર્મનિષ્ઠ એવા તમારીજ પ્રસન્નતા માટે વસતપંચમીના ઉત્સવ

सुव्रत उवाच—ततः संसेव्यमानोऽसौ खट्वाङ्गादिभिरादरात्। तत्रोवास हरी राजन्! सुखयन्साश्रितान्सुखम् ॥४८॥ पत्रं लिखित्वाऽथ स दूतमेकं सम्प्रैषयद्दुर्गपुरं नृपर्षिः। स शीघ्रयायी त्वरितं नृपेन्द्रं तत्राभयं प्राप्य ददौ तदङ्क! ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे कार्यायनग्रामागमन-खट्वाङ्गकृतहरिस्तुतिनिरूपणनामा सप्तविंशोऽध्याय ॥२७॥

सुव्रत उवाच—तत्प्राप्य पत्रं भगवानुपेतः कार्यायनग्राममिति प्रहर्षात्। प्राहाभयः स्वानथ ते तदैव सज्जा बभूवुर्गमनाय राजन्! ॥१॥ हरेः प्रसादाद्धतवैरिभीतिर्नृपस्तलः स्वैः सह बन्धुभिः

---

पर्यंत आ गाममां रहीश ॥४७॥ सुव्रतऋषि कहेछे—हे राजन्! श्रीहरि राजर्षिने आ प्रकारे अभिनंदन करीने, खट्वांगप्रमुख ते भक्तोए आदरथी सेवा कर्या थका पोताना आश्रित तेओने दर्शन स्पर्श भाषण आदिकवडे आनंद आपता थका सुखेथी ते कारीयाणी गाममां रह्या ॥४८॥ हे राजन्! श्रीहरिना निवासनो निर्धार थया पछी खट्वांग राजर्षिए तो भगवान् पधार्याना समाचार सूचवनारो एक मंगळपत्र लखीने एकाद्यी कोई दूत दुर्गपुर प्रत्ये मोकल्यो. उतावळथी चालता ते दूतेपण सत्वर दुर्गपुरने पामीने अभय राजाना हाथमां ते पत्र आप्यो ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने . द्वितीयप्रकरणे कार्यायनग्रामागमन-खट्वांगकृतहरिस्तुतिनिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

## [१]अध्याय २८ मो.

सुव्रतऋषि कहेछे—हे राजन्! अभय राजाए ते मंगळपत्रने पामीने तेमां लखेला समाचार जाणीने, 'जेमना चरणकमळनी सेवानी आपणे प्रतिदिन वाट जोया करता हता ते भगवान् श्रीहरि कारीयाणी गाममां पधार्या छे' एम प्रहर्षथी पोताना उत्तमादि बन्धुजनोने कह्यु ते पछी आ प्रकारे कहेला सर्वे सबन्धिजनो तत्क्षणज कारीयाणी गामप्रत्ये

---

१ आ अध्यायमां अभयराजाने श्रीहरिनो थएलो मेळाप, अभयादिके करेली श्रीहरिनी स्तुति अने विष्णुयागमहोत्सव वर्णव्यो छे

सः । ग्रामं तमायातपरिमेयपद्गो यानैस्त्वरद्भिर्दिन एव तस्मिन् ॥२॥ आयातमात्मीयसुहृत्तमं तं सम्मानयित्वैव यथार्हमाशु । खट्वाङ्ग आवासयति स्म तुष्टः सहानुगैरात्मपरप्रतीतिम् ॥३॥ कृतावतारं प्रगृहीतकृष्णपूजोपहारं स्वजनैः समेतम् । तं दर्शनोत्कं भगवत्समीपमुपानयद्राजऋषिः स शीघ्रम् ॥४॥ श्रीकृष्णदेवं मनुजाकृतिं तं प्रत्यक्षमालोक्य यथाश्रुतं ते । सहस्रशस्त्यागिगृहस्थवृन्दैर्वृतं मुदा पूर्णहृदः प्रणेमुः ॥५॥ तं मानयामास हरिः सबन्धुं खट्वाङ्गविज्ञापितसर्वभावम् । सर्वान्तरात्मा निजवाञ्छितार्थसम्पूरणे कल्पतरूपमानः ॥६॥ सिंहासने संस्थितमीश्वरं तं

---

જવા તૈયાર થએલા અભયરાજાની સાથેજ જવા માટે તત્પર થઈ ગયા ॥૧॥ શ્રીહરિના પ્રસાદથી વૈરિભીતિએ રહિત થએલા પ્રહર્ષ પામેલા અભયરાજા પરિમિત (ગણતીના) પદાતિઓને સાથે લઈ પોતાના બન્ધુજનોસાથે ઉતાવળા ચાલનારાં રથ અશ્વ આદિક વાહનોએ કરીને તેજ દિવસે કારીયાણી ગામે પહોંચ્યા ॥૨॥ ખટ્વાંગ રાજાએ પોતાને ઘેર આવેલા, પોતાવિષે પરમ પ્રતીતિવાળા, પોતાના અનન્ય મિત્ર એવા અભય ભૂપતિને યથાયોગ્ય સન્માન આપીને, પ્રહર્ષથી અનુયાયીઓ સાથે તેમને સમુચિત ઉતારો આદિક કરાવ્યું ॥૩॥ તે પછી ઉતારો આદિક કરીને પરવારેલા, સ્વજનો સાથે ભગવાનના ચરણકમળની સેવા માટે સમુત્સુક, ભગવાનની પૂજામાં ઉપયોગી ઉપચારો જેમણે સાથે લીધા છે એવા અભય રાજાને રાજઋષિ જલદી ભગવાનની સમીપે લઈ ગયા ॥૪॥ તે અભય રાજા આદિક સર્વે જેવા પ્રકારથી સાંભળ્યા હતા તેવાજ પ્રકારથી વિરાજમાન, અનેક ત્યાગિમંડળ તથા હરિજનમંડળથી વિંટાએલા, મનુષ્યાકૃતિ શ્રીકૃષ્ણદેવને પ્રત્યક્ષ નિરીક્ષણ કરીને પ્રહર્ષથી પરિપૂર્ણ હૃદયવાળા થઈ પ્રણામ કરવા લાગ્યા ॥૫॥ સર્વે જનોના અંતર્યામી, સર્વેના સમસ્ત મનોરથો પરિપૂર્ણ કરવામાં કલ્પવૃક્ષસમાન એવા ભગવાન્ શ્રીહરિએ ખટ્વાંગ રાજર્ષિએ જેમનો સર્વે ભાવવિશેષ જણાવ્યો છે (અભયાદિકનો ભક્ત્યતિશય જાણીને ) એવા સપરિવાર અભય રાજાનો સપ્રેમ દર્શન દાનથી સત્કાર

भक्त्या पुपूजुः परया ततस्ते । वस्त्रैरमूल्यैर्विविधैरनेकैर्विभूषणैश्च न्दनपुष्पहारैः ॥७॥ तं पूजितं प्रेमभरेण भक्त्या नीराजयित्वा नमनं विधाय । बद्धाऽञ्जलींस्ते तदुदारमूर्तौ लग्नेक्षणास्तुष्टुवुरादरेण ॥८॥ अभयाद्य ऊचु —सद्धर्मरक्षात्तजने ! सदीश ! प्रताप निर्मूलितदैत्ययूथ ! । पाषण्डमार्गावितभूरिभक्त ! प्रशान्तमूर्ते ! जय नीलकण्ठ ! ॥९॥ नि.श्रेयसायैव कलौ नराणां भक्त्या सदोपास्य-

---

કર્યો ॥૬॥ તે પછી તે અભયાદિ ભક્તોએ સિંહાસનમા વિરાજમાન સર્વે શ્વર શ્રીહરિની પરા ભક્તિથી અમૂલ્ય વિવિધ અનેક વસ્ત્રો, વિભૂષણો, ચદન અને પુષ્પહારોથી પૂજા કરી ॥૭॥ તે પછી તેઓ પૂજાને અતે પ્રેમપ્રકર્ષથી આરતી ઉતારી ભક્તિથી પ્રણામ કરી, બે હાથ જોડીને તેમની દિવ્ય મનો હર મૂર્તિમા નેત્રવૃત્તિને એકાગ્ર કરીને અત્યાદરથી સ્તુતિ કરવા લાગ્યા ॥૮॥ અભય આદિક ભક્તો અગીયાર શ્લોકથી શ્રીહરિની સ્તુતિ કરે છે—હે ભ ગવન્ ! જય–આ અવનિમા સર્વદા સર્વોત્કૃષ્ટ સ્વતેજથી તમો વર્તો તમારો જે અવતાર છે તે ધર્મરક્ષા અર્થે છે, ભગવાનની એકાતિક ભક્તિરૂપ જે ધર્મ છે એજ સર્વ ધર્મોમા શ્રેષ્ઠ છે, તે આ સદ્ધર્મનુ આ કલિયુગમા સરક્ષણ તમારા અવતાર ધારણ વિના થાય નહિ વળી તમો સતોના ઈશ–નાથ છો, સાધુઓ તમોજ એક નાથ જેમના છે એવા છે તમોએ સર્વત્ર દેદી પ્યમાન પ્રતાપથી અસુરસમૂહો મૂળમાથી ઉખાડી નાખ્યા છે કળિકાળમા ચોમેર પ્રવર્તેલા પાખડમાર્ગ થકી તમારા અનેક એકાતિક ભક્તોની તમો અવતરણથી સદા રક્ષા કરો છો આપની આ દિવ્યમૂર્તિ બાહ્ય આભ્યતર સમસ્ત ક્ષોભને નિવારણ કરનારી સ્વય પ્રશાતરમણીય છે એવા હે નીલ કઠ ! તમો આ લોકમા અને સર્વ લોકમા જય પામો ॥૯॥ હે હરે ! તમો આ કલિયુગમા આત્યતિક કલ્યાણની કામનાવાળા નરોએ ભક્તિથી ઉપાસ્ય છો આપની આ દિવ્યમૂર્તિ ઉપાસકોના મનને અધિક આહ્લાદ આપનારી છે તમો ક્ષમા તથા દયાના નિધિ છો, કેમકે અવનિમાં ત્રણ તાપથી પરા ભવ પામેલા મારા જેવા જીવોનુ દુ ખ નહિ સહન થવાથી અવતાર ધારણ કરો છો અને તે પછી અનાદિ કાળના અનત એવા પણ અપરાધોને નહિ

मनोज्ञमूर्ते ! । अतिक्षमाब्धेऽतिदयानिधान ! प्रशा० ॥१०॥ स्वभक्तगोलोकनयात्मनिष्ठ ! प्रभो ! सदैकान्तिकधर्मधर्तः ! । प्रवर्तितक्षेमदसाङ्ख्ययोग ! प्रशा० ॥११॥ अधर्ममायाकलिकालनानादोषाशुनाशश्रवणादिभक्ते ! । धर्मक्रियातत्पर ! चारुवेष ! प्रशा० ॥१२॥ महामुने ! योगकलाप्रवृत्ते ! योगेश्वरानन्तगुणप्रभाव ! ।

---

ગણીને સરક્ષણમાં પ્રવર્તો છો ( આ શ્લોકને આરંભીને સાત શ્લોકોમાં પૂર્વે શ્લોકના ચોથા ચરણની કરેલા વ્યાખ્યાનને અનુસારે યોજના કરી લેવી ) ॥૧૦॥ હે પ્રભો ! નિઃશ્રેયસનાજ એક ઉપયોગી એવા સાંખ્યયોગને તમોજ હમણાં પ્રવર્તાવો છો એકાંતિક ધર્મના સદા તમોજ ધર્તા છો. ( ધર્મધાતઃ એવો પાઠ હોય તો સતોમાં એકાંતિક ધર્મને ધારણ કરો છો, એવો અર્થ કરવો ) તમો અનન્યાધીન સત્તાવાળા ( અન્યને અધીન સત્તાવાળા નહિ ) છો. આત્મીય ભક્તોને તમોજ દિવ્ય અપ્રાકૃત ગોલોક ધામનેપણ પમાડો છો ॥૧૧॥ જે તમારે વિષે કરેલી શ્રવણાદિ નવ લક્ષણવાળી ભક્તિ તત્ક્ષણ અધર્મ માયા કલિયુગ અને કાળે કરેલા નાનાવિધ સર્વ દોષને નાશ કરે છે. ભક્તિયોગમાંજ એક ઉપયોગી થાય એવી ધર્મક્રિયાની પ્રવૃત્તિમાંજ એક તમો તત્પર છો. સર્વ જનોના મન નેત્રને હરનારા રમણીય દિવ્ય વેષધારી તમો છો ॥૧૨॥ તમો મહાન્ મુનિ છો, કેમકે તમારૂં મનન સમગ્ર નિઃશ્રેયસના એક સાધનભૂત છે, પ્રાકૃત પુરૂષ જો મુનિ થાય તો પોતાના આત્માના મનનથી પોતાના આત્માને કેવળ ભવાબ્ધિ થકી તારી શકે, તમો તેવા નથી, તમારૂં મનનતો ભવભયથી તપી ગએલા જનોના મોક્ષને કરનારૂં વિલક્ષણ છે. તમારા થકીજ અષ્ટાંગયોગની કળાઓ પ્રવર્તે છે, તમો યોગના કેવળ પ્રવર્તક છો એટલુંજ નહિ કિંતુ ઈશ્વિર–સંકલ્પમાત્રથી સર્વ જનોને યોગ પમાડવા સમર્થ પણ છો. તમારા ગુણો તથા પ્રભાવ અનંત છે. તમોજ વિભુ–સર્વમાં વ્યાપીને વર્તો છો. માટેજ વર–સર્વથી શ્રેષ્ઠ અને સમગ્ર અભયને આપનારા દિવ્ય રૂપવાળા છો. वराभीतिददिव्यरूप ! એવો પાઠ હોય તો ઉક્ત અર્થ કરવો,

---

१ 'धर्मधात' इति पाठान्तरम् ।

विभो! वराभीतिदं! दिव्यरूप! प्रशान्त० ॥१३॥ कामाद्यरित्रासदचिन्तनेश! पापौघविद्रावणनामधेय! । अज्ञानविध्वंसनवोधशक्ते! प्रशान्त० ॥१४॥ हारिप्रसादे! हरिकृष्ण! कृष्ण! स्वामिन्! हरे! तापसनैष्ठिकेन्द्र! । नारायण! प्रेमवतीतनूज! प्रशान्त० ॥१५॥ अदीनदिव्याचरित! स्वतन्त्र! ब्रह्मर्षिराजर्षिसमर्चिताङ्घ्रे! । श्रीस्वामिनारायण! देशिकेन्द्र! प्रशान्तमूर्ते! जय नीलकण्ठ! ॥१६॥ सकलजनभवाब्धिमज्जनेक्षोत्थितकरुणार्द्रितहृन्निजेच्छयैव । धृतनृतनुरहो त्वमेव कृष्णो भवसि भुवि स्वयमेव

वराभीतिद! दिव्यरूप! એવો પૃથક્ પાઠ હોય તો વિવિધ વરો તથા અભયને આપનારા છો અને દિવ્ય રૂપવાળા છો ॥૧૩॥ જે તમારા ચિંતનમાત્રથી કામ ક્રોધાદિ અંતરના અરિઓ ત્રાસ પામીને પલાયન કરી જાય છે એવા તમો છો. તમો સર્વના ઈશ છો. તમારા નામોચ્ચારણમાત્રથી અનાદિકાળથી અનુવર્તતા પાપપુંજનો પ્રણાશ થઈ જાય છે. જે તમારા થકી એકવાર પ્રબોધ પામેલા જનોનુ સમસ્ત અજ્ઞાન અંધકાર નાશ પામી જાય છે એવા તમો છો ॥૧૪॥ હે હારિપ્રસાદ! (હરિપ્રસાદ નામના ધર્મદેવના તનય) હે હરિકૃષ્ણ! હે કૃષ્ણ! હે સ્વામિન્! હે હરે! હે તાપસનૈષ્ઠિકેન્દ્ર! (તપોનિષ્ઠ એવા નૈષ્ઠિક જનોમાં શ્રેષ્ઠ) હે નારાયણ! હે પ્રેમવતીતનૂજ! (ભક્તિદેવીના પુત્ર) ઇત્યાદિ તમારા નામો અમારી રસનામા અમૃત જેવાં સ્વાદુ થાય છે ॥૧૫॥ જેમના દિવ્ય ચરિત્રો અદીન–અતિગંભીર છે એવા તમો છો તમો સર્વેશ્વરેશ્વર હોવાથી સ્વતંત્ર છો. આપના ચરણકમળને બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓ યથાકાળ પ્રેમથી પૂજે છે. તમો સર્વના નિરૂપાધિક સ્વામી નારાયણ છો. આપ આ અવનિમાં અવતરીને તમામને તત્ત્વબોધ આપતા હોવાથી સર્વના દેશિકેન્દ્ર–આચાર્યેન્દ્ર છો. અથવા–આદિભાગમાં સર્વ જગતના સ્રષ્ટા બ્રહ્માને સર્જીને તેને વેદનો ઉપદેશ કરેલો હોવાથી તમો પ્રથમ દેશિક–ગુરૂ છો, માટે દેશિકેન્દ્ર છો ॥૧૬॥ હે નીલકંઠ! સંસાર સાગરમાં બુડતા બહુ જનોને જોઇને હૃદયમાં

१ 'वराभीतिददिव्यरूप!' इति पाठान्तरम् ।

नीलकण्ठ ! ॥१७॥ जय जय निजभक्तजीवनेश ! प्रचुरदयोदय ! पूर्णकाम ! विष्णो ! । सकलसुरसुरेन्द्रसेविताङ्घ्रे ! सकलमनोरथ दानदक्ष ! जिष्णो ! ॥१८॥ तव जगदुदयावनान्तहेतो स्थिरचर देहभृदात्मनो मुकुन्द ! । प्रकृतिघनतम परे स्वधाम्नि स्थितवत एव सदा नुतौ क ईश. ॥१९॥ भवदवदहनप्रशान्तिहेतुं सुखनिलयं हि भवन्तमर्थयाम. । अतिशयितदयाप्रदर्शितेऽस्मिन्वपुषि तवास्तु रतं मनोऽस्मदीयम् ॥२०॥ मुहुरिह दयया स्वतो हि निर्यत्सितकिरणोज्ज्वलकुण्डलाभगण्डे । परिसरदुरशेखरालिशोभे

ઉપજેલી પરમ કૃપાથી તેમનો ઉદ્ધાર કરવા સ્વેચ્છાથીજ પૃથ્વીઉપર નરતનુ ધારીને આવિર્ભાવ પામેલા સાક્ષાત શ્રીકૃષ્ણજ તમો છો અહો- આ અત્યાશ્ચર્ય છે ॥૧૭॥ હે ભગવન્ ! તમો નિજ—અકૃત્રિમ એટલે નિરૂ પાધી એવા જે ભક્તો (અર્થાત્ સ્વયપ્રયોજન ભક્તિમા નિષ્ઠાવાળા ) તેમનુ જે સ્વસ્વશ્લેષરૂપ જીવન તેના ઈશ છો ( સશ્લેષના પ્રદાતા છો ) અથવા સ્વભક્તોના જીવનેશ તમો છો એટલે ભક્તોનુ જીવન તમારે આધીન છે તમો નિરવધિ કરૂણાના નિધિ છો તમો પૂર્ણકામ છો ઇન્દ્રાદિ સમગ્ર સુરે ન્દ્રોએ વદન કર્યો છે ચરણકમળ જેમનાં અને નરેન્દ્રોએ પૂજ્યો છે માનુષ દિવ્યભાવ જેમનો એવા તમો છો ભક્તજનોના સમગ્ર મનોરથોના પરિપૂ રણમા તત્પર અને જયૈકશીલ તમો છો એવા હે વિષ્ણો ! જય જય-તમો સર્વોત્કર્ષપણે વર્તો ॥૧૮॥ હે મુકુન્દ ! તમારી લીલા જગતની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયરૂપ છે સર્વ કોઈ સ્થાવર જગમ પ્રાણીઓના તમો અત ર્યામી છો પ્રકૃતિના ગાઢ તમથકી પર સ્વધામમા સદા નિવાસ કરી રહેલા તમો છો હે ભગવન્ ! આવા તમો તે તમારી સ્તુતિ કરવામા કોણ સમર્થ થાય ? કોઈ પણ નહિ ॥૧૯॥ ભવરૂપ દાવાનળના પ્રશમનમાં મુખ્ય કારણ, નિરવધિ સુખના એક આશ્રય, એવા આપની અમો પ્રાર્થના કરીએ છીએ કે-પરમ કૃપાથી ચર્મચક્ષુ અમોને પણ પ્રદર્શાવેલી આ આપની દિવ્ય મૂર્તિમા અમારૂ મન નિરંતર આસક્ત રહો ॥૨૦॥ અપાર કૃપાથી સ્વત પ્રસરતા મદ હાસવડે અને કિરણથી ઉજ્જવળ મકરાકાર કુડળયુગળવડે

तव वदनाम्बुरुहेऽस्तु नो मनोऽलिः ॥२१॥ शुभवरतिलकेन साक्षतेन भ्रुकुटियुगेन च वक्रितेन रम्ये । प्रवितततनयने तवास्यचन्द्रे नयनचकोरयुगानि नो रमन्ताम् ॥२२॥ सुव्रत उवाच—इति स्तुतः सुप्रसन्नो भगवान्भक्तवत्सलः । अभयं प्रददौ तेभ्यो वाञ्छितं यन्मुमुक्षुभिः ॥२३॥ ततस्तं प्रार्थयामास प्रणम्य स नृपः पुनः । स्वामिन्! दासस्य मेऽभीष्टं सम्पूरयितुमर्हसि ॥२४॥ सानुगं त्वामहं नेतुं भगवन्! दुर्गपत्तनम् । आयातोऽस्मि सबन्धुस्तदनुमान्यं त्वयाऽधुना ॥२५॥ श्रीभगवानुवाच—तवाऽऽशयमहं वेद्मि सबन्धोः

---

શોભાયમાન દિવ્ય ગડસ્થળ જેમા છે અને મસ્તકે ધારેલા મોળીયામા ચારે બાજુ ફેલાએલા તોરાઓની પક્તિઓએ કરીને શોભાયમાન એવા આપના દિવ્ય મુખકમળમાં મારો મનરૂપી ભ્રમરો નિરતર રમણ કરો. અર્થાત જેમ ભ્રમરો કમળનો ત્યાગ કરી દૂર રહેવા સમર્થ નથી તેમ અમારૂ મન-પણ આપના વદનારવિંદ થકી દૂર ન જાઓ ॥૨૧॥ કુકુમચન્દ્રકે સહિત મગળિક ઉત્તમ ઊર્ધ્વપુડ્ર તિલકથી અલકૃત, પૂજાસમયે ઉપકલ્પેલા અક્ષતથી સમલકૃત, લગાર વક્ર ભ્રુકુટિયુગળથી શોભમાન, કર્ણપર્યંત વિશાળ દિવ્ય નેત્ર જેમાં છે એવા તમારા મુખરૂપ ચન્દ્રમામા અમારા નેત્રરૂપ ચકોર પક્ષીઓ નિત્ય રમણ કરો. અર્થાત્ જેમ ચકોર ચદ્રને દેખીને આનદી થાય છે તેમ અમારા નેત્રો પણ તમારા મુખને દેખીનેજ આનદી થાય ॥૨૨॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે સ્તુતિ કરેલા ભક્તવત્સલ ભગવાને સમધિક સુપ્રસન્ન થઇને તે અભયાદિકને અભયદાન આપ્યું, જે અભયની મુમુક્ષુઓ આકાંક્ષા કરેછે ॥૨૩॥ તે પછી અભય નૃપ શ્રીહરિને પ્રણામ કરીને ફરીથી પ્રાર્થના કરવા લાગ્યા કે-હે સ્વામિન્! આપ આ મારૂ દાસનું બહુ કાળથી ઇચ્છેલુ મેં નિવેદન કરેલુ અભીષ્ટ સપૂર્ણ કરવાને યોગ્ય છો ॥૨૪॥ હે ભગવન્! અનુયાયિ જનોએ સહિત તમોને દુર્ગપત્તનમાં લઈ જવા માટે સબન્ધુ હુ આવ્યો છું-મારા એકલાની આ ઉત્કઠા નથી કિંતુ આ સર્વે મારા બન્ધુજનોની પણ તીવ્ર છે. તો આ અમારી પ્રાર્થના તમો આજ કૃપા કરી સ્વીકાર કરો ॥૨૫॥ આ પ્રકારે પ્રાર્થના

शुद्धमेव हि। आगमिष्यामि नगरं तवाहं नात्र संशयः ॥२६॥ अत्र स्थातुं प्रतिज्ञातं खट्वाङ्गाय मयास्ति हि। मध्वारम्भावधि ततः साम्प्रतं नैतुमुत्सहे ॥२७॥ पुष्पदोलोत्सवं तस्मात् पुरे तव महीपते!। मुन्यादिभिः सहैवैत्य करिष्यामि न संशयः ॥२८॥ तदाभयः प्राह हरिं तावदत्र सह स्वकैः। वत्स्याम्यहं त्वया साकं गमिष्यामि गृहं निजम् ॥२९॥ इत्युक्त्वा स तु तत्रैव राजा हर्यनुमोदितः। न्यवसत्स्त्रीपुत्रपुत्रीसहितो दृढनिश्चयः ॥३०॥ हरीक्षणावधिधृतं व्रतं स्वीयं समापयत्। मेने स्वं पूर्णकामं स तथा तस्य

---

કરેલા ભગવાન્ હવે કહે છે—હે રાજન્! હું તમારો શુદ્ધ આશય-મારે વિષે અનન્યભક્તિભાવથી પવિત્ર આશય તથા તમારા બન્ધુજનોનો તેવો આશય જાણું છું. માટે તમારી પ્રાર્થનાની અપેક્ષા રાખ્યા વિનાપણ આવવાને અમો તૈયારજ છીએ તો તમારી પ્રાર્થનાથી આવીએ એમાં કહેવુંજ શું? તમારા દુર્ગનગરમાં અમો આવીશું એમાં લેશ સંશય નથી. પરંતુ તમારી પ્રાર્થનાની સાથેજ આવવામાં આ અંતરાય આવ્યો છે કે-મેં આ ખટ્વાંગ રાજાને તમારી પ્રાર્થના પહેલાંજ વસન્તોત્સવના પ્રારંભપર્યંત અહીં રહેવાની પ્રતિજ્ઞા કરી છે. માટે હમણાં તમારા પુરમાં આવવા ઇચ્છતો નથી ॥૨૬-૨૭॥ હે મહીપતે! માટે હું મુનિ આદિકની સાથેજ તમારા પુરમાં પછી આવીને પુષ્પદોળનો ઉત્સવ ( ફાલ્ગુન કૃષ્ણપક્ષના પડવાને દિવસે કરવાનો ) કરીશ એમાં સંશય નથી ॥૨૮॥ હે રાજન્! આવું શ્રીહરિનું વચન સાંભળ્યું તે અવસરમાં અભયરાજા શ્રીહરિપ્રત્યે બોલ્યા કે-હે ભગવન્! તમારો સંશ્લેષ એજ એક જીવિત જેમને છે એવો હું એવાજ સંબન્ધી જનો સાથે તમો દુર્ગપુર પધારશો ત્યાંસુધી આ કારીયાણી ગામમાંજ નિવાસ કરીશ. તમારી સાથેજ મારા ઘરપ્રત્યે જઇશ ॥૨૯॥ હે રાજન્! અભય રાજાતો આ પ્રકારે કહીને શ્રીહરિએ અનુમોદન આપતાં પત્ની પુત્ર પુત્રીઓ સાથે તેમની પરિચર્યાપરાયણ થઈ દૃઢ નિશ્ચય કરી ત્યાંજ રહ્યા ॥૩૦॥ ભગવાનનાં દર્શન થતાં સુધી જે ધારણાંપારણાં વ્રત ધાર્યું હતું તે ત્યાં સમાપ્ત કર્યું અને ભગવાનના દર્શનલાભથી પોતાને પૂર્ણ-

सुतादयः ॥३१॥ गालवं गृहकार्यार्थं प्रेषयद्दुर्गपत्तनम् । स्वयं स हरिसेवायां तत्परोऽवर्ततान्वहम् ॥३२॥ स्वामिनारायणः सोऽपि खट्वाङ्गस्य गृहे वसन् । तडागं खानयामास सर्वजीवसुखावहम् ॥३३॥ आत्मनो वित्तमखिलं सुवर्णरजतादि यत् । तस्मै निवेदयामास खट्वाङ्गस्तदुदारधीः ॥३४॥ महान्तं वैष्णवं यागं पिप्पलग्रामवत्प्रभुः । विदधे तेन तत्रैव जनयञ्जनविस्मयम् ॥३५॥ देशान्तरेभ्योऽपि जनास्तत्रायान्ति स्म भूरिशः । सोपायनकरा राजंस्तं प्राप्यापुः परां मुदम् ॥३६॥ इष्टकर्मोत्सवे तत्र सोमं सुरं च माणिक्यम् । चक्रेऽलर्कं च जीवाख्यं स मुख्यान् क्षत्रियोत्तमान् ॥३७॥ बहुशो ब्राह्मणान् भोज्यैर्विविधैर्मोदकादिभिः । स्वर्णादिदक्षिणाभिश्च तोषयामास वर्णिराट् ॥३८॥ मखं तत्रातिरम्यं च सम्भारे-

કામ માનવા લાગ્યા અને તેમના પત્ની પુત્રાદિક પણ તેમજ માનવા લાગ્યા ॥૩૧॥ ગૃહકાર્યના નિર્વાહ માટે ગાલવ નામના શ્યાલકને દુર્ગપત્તન પ્રત્યે મોકલીને પોતે તો પ્રતિદિન શ્રીહરિની સેવામાં તત્પર થઈ રહ્યા ॥૩૨॥ સ્વામિનારાયણ ભગવાને તો ખટ્વાંગના ગૃહમાં રહીને સર્વ પ્રાણિસુખાકારિ એક મોટું સરોવર ગામથકી ઉત્તરભાગમાં પૂર્તકર્મની પ્રવૃત્તિ માટે ખોદાવ્યું ॥૩૩॥ તે સમયે આ ઉદારબુદ્ધિના ખટ્વાંગે પોતાનું સુવર્ણ રજતાદિક જે સમગ્ર ધન હતું તે ધર્મોપયોગી કરવા ભગવાનને નિવેદન કરી દીધું-તેમને આધીન કર્યું ॥૩૪॥ ભગવાને તો પિપળાણા ગામમાંજ જેમ એમ મોટો વિષ્ણુયાગ સર્વજનોને વિસ્મય કરનારો તેજ ધનથી ત્યાં કર્યો ॥૩૫॥ તે સમયે વિષ્ણુયાગની પ્રવૃત્તિ સાંભળીને નાનાવિધ દેશોથકી હાથમાં ભેટ સામગ્રીયો લઈને દેશદેશાંતર જનો આવીને ભગવાનને પામીને પરમ આનંદને પામ્યા હતા ॥૩૬॥ શ્રીહરિએ તે વિષ્ણુયાગ મહોત્સવમાં સોમલો ખાચર, સુરોખાચર, માંનસી ધાધલ, અલૈયા ખાચર, જીવાખાચર, આ ક્ષત્રિયોત્તમોને મુખ્ય-નેતું કાર્ય કરવામાં અગ્રેસર (મોરિયા) કર્યા હતા ॥૩૭॥ વર્ણીન્દ્ર શ્રીહરિએ તે યાગમાં બહુ બ્રાહ્મણોને મોદકાદિ બહુવિધ મિષ્ટાન્નવડે તૃપ્ત કર્યા હતા અને સુવર્ણમુદ્રા

णैव भूयसा । चकार प्रीणयन्विप्रान्वैदिकान्स सहस्रशः ॥३९॥ यज्ञं वसन्तपञ्चम्यां विधिना स समापयत् । रक्षको धर्मसेतूनां नश्यतां कालवेगतः ॥४०॥ भूरिदानपरितोषितविप्रैर्वीक्षितक्रतुमहैश्च गृहस्थैः । गीतमस्य तु यशः श्रुतवन्तश्चित्रमापुरवनौ क्षितिपालाः ॥४१॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे श्रीनारायणभयराजसमागमपूजनस्तवननिरूपणनामाऽष्टाविंशोऽध्यायः ॥२८॥

सुव्रत उवाच—अथो हरिर्यज्ञविधिं यथावत्समाप्य सन्तोष्य स विप्रसङ्घान् । उपाविशत्संसदि तुङ्गपीठे नृप ! स्वभक्तैः परिपूज्यमानः ॥१॥ तस्याग्रतस्त्यागिजना निषेदुस्तांश्चाभितोऽन्ये पुरुषा

---

પ્રધાન દક્ષિણાવડે સંતુષ્ટ કર્યા હતા ॥૩૮॥ વળી આ શ્રીહરિએ અતિરૂદ્ર નામનો યાગ હજારો હજાર વૈદિક વિપ્રોને દક્ષિણા તથા ભોજનથી સંતુષ્ટ કરતા થકા ઘણી સામગ્રીથી ત્યાં કર્યો હતો ॥૩૯॥ કાળવેગથી વિનાશ પામતી ધર્મમર્યાદાના રક્ષક શ્રીહરિએ અતિરૂદ્ર યજ્ઞ યથાવિધિ વસંતપંચમીએ સંપૂર્ણ કર્યો હતો ॥૪૦॥ આ પ્રકારે પ્રવર્તેલા મહામખમાં સમધિક દક્ષિણાદાનથી પરિતુષ્ટ થએલા વિપ્રોએ અને અભુતપૂર્વ યાગને જોઇને પ્રહર્ષ પામેલા બીજા ગૃહસ્થોએ ગાન કરાતું આ ભગવાનનું પવિત્ર યશ તે તે સ્થળમાં સાંભળીને ભૂતળમાં રહેલા રાજાઓપણ મહાશ્ચર્યને પામી ગયા ॥૪૧॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે શ્રીનારાયણાભયરાજસમાગમપૂજનસ્તવનનિરૂપણનામાઽષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

## [1]અધ્યાય ૨૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! ત્યારપછી ભગવાન્ યજ્ઞવિધિ યથાશાસ્ત્ર સમાપ્ત કરી, વિપ્રસંઘોને સંતોષ પમાડી, પોતાના ચરણના એકાંત ભક્તોએ પરા ભક્તિથી પૂજા કર્યા થકા સભામાં ઉન્નત આસનમાં વિરાજમાન થયા ॥૧॥ ભગવાન્ વિરાજમાન થયા પછી તેમની આગળ તેમના મુખકમળનાં

---

૧ આ અધ્યાયમા ભગવાને પરોપકારની પ્રશંસા કરતાં પરોપકારી રંતિદેવ રાજાનું આશ્ચર્યકારી આખ્યાન વર્ણન કરેલું અનુવાદ કર્યું છે'

यथार्हम्। पुंसोऽस्पृशन्त्यः स्त्रिय एकतश्च दृढव्रतास्तत्र तदा निषेदुः ॥२॥ तान्भक्तसङ्घानभिवीक्ष्य सर्वानवस्थितान् स्वाननदत्तदृष्टीन्। आनन्दयन्प्रीतमनाः स्ववाचा जगाद नारायण ऊर्जितश्रीः ॥३॥ श्रीनारायणमुनिरुवाच—भक्ताः ! शृणुत मद्वाक्यं सर्वेषां वो हितं ब्रुवे। परोपकारसदृशं नान्यत्सुकृतमस्ति हि ॥४॥ अपि कीटपतङ्गाद्याः सन्त्येव स्वोदरम्भराः। परोपकारिणो लोके विरलाः सन्ति पूरुषाः ॥५॥ स्वयं सोढ्वापि ये कष्टं परेषां कुर्वते हितम्।

દર્શનપરાયણ ત્યાગિજનો બેઠા. ત્યાગિજનોની ચારે બાજુ બીજા-ગૃહસ્થ પુરૂષો યથાયોગ્ય બેઠા. સ્ત્રિયોપણ પુરૂષનો સ્પર્શ પરહરીને સભાના એક ભાગમાં બેઠી. આ સર્વે જનો દૃઢવ્રત-ભગવાનની પરિચર્યા આચરવારૂપ વ્રતૈકપરાયણ અથવા પોતપોતાના આશ્રમને સમુચિત વ્રતૈકપરાયણ હતા ॥૨॥ ઊર્જીતશ્રી-સર્વત્ર પ્રખ્યાત ન કંપાયમાન થાય એવી સર્વ શ્રીએ સંપન્ન એવા શ્રીનારાયણ ભગવાન્ સભામાં બેઠેલા, પોતાના મુખસન્મુખ જેમણે એકાગ્ર દૃષ્ટિ દીધી છે એવા તે સર્વ ભક્તોને ચોમેર ભાળીને મનમાં પ્રસન્ન થઈ, સમસ્ત શ્રેયઃસમૃદ્ધિમાં હેતુભુત પોતાની વાણીથી સમભિનંદન કરતા થકા બોલ્યા ॥૩॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે ભક્તજનો ! મારૂં આ વચન અવધાનથી સાંભળો, કેમકે તમારા તમામના હિતને કરનારૂં વચન હમણાં કહું છું. માનુષ જન્મને પામેલા જનોએ સુકૃત સંપાદન કરવું. સુકૃતમાં તો પરોપકાર થકી પર કાંઈ પણ પુણ્ય નથી. હિ-આ પ્રસિદ્ધ બાબત છે. 'परिनिर्मथ्य वाग्जालं निर्णीतमिदमेव हि । नोपकारात्परो धर्मो नापकारादघं परं' એમ વ્યાસમુનિએ કહ્યું છે ॥૪॥ ઉદરભરણ કરવું એ માનુષજન્મનો વિશેષ નથી, કીટ પતંગીયા આદિક પણ પોતાના ઉદર-ભરણમાં સમર્થ છેજ, માટે પરોપકારજ માનુષયોનિનો વિશેષ છે, લોકમાં પરોપકારપરાયણ પુરૂષોતો વિરલા છે-યથાકાળ અગ્નિહોત્રાદિ કર્મ કરનારા બહુ શ્રોત્રિયાભિમાનિઓ હોય, પણ પરોપકારપરાયણ તો સુદુર્લભ છે ॥૫॥ તેમાં પણ જે પુરૂષો સ્વયં કલેશને સહન કરીને પણ પરાર્થને સાધે છે તેમણેજ સ્વાર્થ સાધ્યો છે, બીજા આ લોકમાં સ્વોદરભરણાદિ સ્વાર્થપરોએ

तैरेव साधितः स्वार्थ इति जानीत निश्चितम् ॥६॥ अन्यस्य दुःख-मालोक्य यथाशक्त्यत्र यः पुमान् । न तन्निवारणं कुर्यान्निर्दयः स पशुर्मतः ॥७॥ धन्यो हि रन्तिदेवाख्यो राजा यस्य यशोऽमलम् । अद्यापि गीयते लोके परोपकरणाज्जनैः ॥८॥ सुव्रत उवाच—इति भक्तपतेस्तस्य श्रुत्वा वाक्यं तु तेऽखिलाः । प्रोचुर्भक्ता नमस्कृत्य तमहेतुकृपानिधिम् ॥९॥ भक्ता ऊचुः—भगवञ्छ्रोतुमिच्छामो वयं सर्वेऽपि भूपतेः । आख्यानं रन्तिदेवस्य परोपकृतिशालिनः ॥१०॥ श्रीनारायणमुनिरुवाच—आसीद्राजा पुरा धीमांश्चन्द्रवंशसमुद्भवः । सङ्कृतिर्नामतस्तस्य रन्तिदेवोऽभवत्सुतः ॥११॥ सर्वलक्षणसम्पन्नो दयालुर्मतिमाञ्छुचिः । पितर्युपरते राज्यं धर्मेणैव चकार सः ॥१२॥ परोपकारशीलोऽसौ मयानुद्दिश्य भूरिदाः । निजां समृद्धि-

---

સાધ્યો નથી, તેમણે તો 'આ અર્થ છે' એવા ભ્રમથી અનર્થજ સાધ્યો છે. એમ તમો નિશ્ચયથી જાણો ॥૬॥ આ લોકમાં જે જન બીજા જનનું દુઃખ દેખીને પણ પોતાની શક્તિને અનુસારે તેના નિવારણમાં પ્રયત્ન કરે નહિ તે તો નિર્દય પશુ–જાતિએ કરીને માનુષ છે પણ દયાહીન હોવાથી પશુસમાન માન્યો છે ॥૭॥ હે ભક્તો ! તે રંતિદેવ નામનો રાજા ધન્ય–કૃત-કૃત્ય છે, જેનું પરોપકાર કરવાથી પ્રસરેલું નિર્મળ યશ લોકમાં અદ્યાપિ જનો ગાન કરેછે ॥૮॥ સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! ભક્તિપતિ ભગવાનનું આવું વચન સાંભળીને સભામાં બેઠેલા બધા ભક્તો નિષ્કારણ કરુણાનિધિ શ્રીહરિને નમસ્કાર કરીને એમ બોલ્યા કે—હે ભગવન્ ! અમે સર્વે તે પરોપકારશીલ રંતિદેવ ભૂપતિનું તમોએ કહેલું શ્રવણમંગળકારી આખ્યાન સાંભળવા ઇચ્છીએ છીએ ॥૯-૧૦॥ આ પ્રકારે પુછેલા શ્રીનારાયણ મુનિ કહેછે—હે ભક્તો ! પૂર્વે ચદ્રવંશમાં ઉત્પન્ન થએલા સકૃતિ નામના રાજાનો પુત્ર રંતિદેવ નામથી વિખ્યાત બુદ્ધિશાળીઓમાં અગ્રણી હતો ॥૧૧॥ ક્ષાત્રસમુચિત સર્વ શુભ લક્ષણોએ સંપન્ન, મતિમાન્–ધર્માધર્મ વિવેચનમાં સમર્થ, પ્રાણિમાત્ર ઉપર દયાળુ અને પવિત્ર એવો આ રંતિદેવ રાજા પિતા પરલોકને પામ્યા પછી ધર્મેથીજ રાજ્ય કરતો હતો ॥૧૨॥

मखिलां विप्रेभ्यः प्रददौ नृपः ॥१३॥ यद्यत्किञ्चिद्भूत्प्राप्तं वस्त्रपात्रधनादि च । तत्तत्सर्वं ददाति स ब्राह्मणेभ्यस्तदैव सः ॥१४॥ निष्किञ्चनोऽतिधीरश्च सकुटुम्बोऽपि भूपतिः । आश्रित्यायाचितां वृत्तिं वर्तते स्मानुवासरम् ॥१५॥ कचित्स्निग्धं कचिद्रूक्षं कचिदल्पं च भूरि वा । अन्नं वाप्युदकं राजा यत्प्राप्तं स्यात्तदग्रहीत् ॥१६॥ वर्तमानस्य तस्येत्थमेकदा त्वीश्वरेच्छया । अष्टचत्वारिंशदीयुर्दिनान्यन्नोदकं विना ॥१७॥ एकोनपञ्चाशत्तमे दिवसे कश्चन द्विजः । पक्कमन्नं च पानीयं ददौ तच्चाग्रहीन्नृपः ॥१८॥ विभज्य पुत्रादिभ्यस्तद्यावद्भोक्तुमुपाविशत् । अतिथिर्ब्राह्मणस्तावदन्नार्थी प्राप तं

---

આ પરોપકારશીલ રાજાએ પોતાની સમગ્ર સમૃદ્ધિ અનેક યજ્ઞોમા બ્રાહ્મણોને દાન કરી દીધી ॥૧૩॥ આ રાજા વસ્ત્ર પાત્ર ધન આદિક જે જે કાંઈ વસ્તુ પોતાને પ્રાપ્ત થાય તે સર્વને અવશેષ નહિ રાખીને તેજ ક્ષણમા બ્રાહ્મણોને આપી દેતો હતો ॥૧૪॥ એરીતે આ રાજાએ જે જે ધન મળે તે મુમુક્ષુઓને આપી દેતાં સર્વસ્વ ધર્મોપયોગી કરી દીધુ, માટેજ **નિષ્કિંચન**–ધનહીન થઈ દેહધારણમા ઉપયોગી સપત્તિએ પણ રહિત થતાં સકુટુંબ કલેશને પામે છે તથાપિ અતિ **ધીર**–ક્ષાત્રસમુચિત ધૈર્યનો નહિ ત્યાગ કરીને, અયાચિતા વૃત્તિનો આશ્રય કરી એટલે ક્ષાત્ર સ્વભાવવિરૂદ્ધ યાચના વૃત્તિનો દૂરથી પરિત્યાગ કરી દૈવાત્ પ્રાપ્ત થતા અન્નાદિકથી પોતાનો નિર્વાહ કરવારૂપ વૃત્તિને આશરીને પ્રતિદિન વર્તવા લાગ્યા ॥૧૫॥ આ પૃથ્વીપતિ છે તથાપિ ભિક્ષુ મુનિની માફક ક્યારેક સ્નિગ્ધ–ઘૃતાદિ રસે યુક્ત તો ક્યારેક રૂક્ષ–રસે વર્જીત તો ક્યારેક અલ્પ તો ક્યારેક અધિક અન્ન કે જળ જે મળે તેને ગ્રહણ કરતો હતો ॥૧૬॥ આ પ્રકારે વર્તતા રતિદેવ રાજાને કદાચિત્ ઇશ્વરેચ્છાથી અન્નોદક નહિ મળતાં અન્નપાન વિનાના ભુખ્યા ૪૮ અડતાળીશ દિવસ વીતિ ગયા ॥૧૭॥ ઓગણપચાશમે દિવસે કોઈ દ્વિજે પકવ અન્ન અને જળ તે રાજાને પરમેશ્વરપ્રેરણાથી આપ્યું. તે અન્નોદક રાજાએ દૈવાત્ મળેલુ માનીને ગ્રહણ કર્યુ ॥૧૮॥ તે અન્ન પુત્રાદિ સ્વજનોને વિભાગ કરી આપીને જેટલામાં આ રાજા

नृपम् ॥१९॥ स तस्मै श्रद्धयैवान्नं हरिबुद्ध्या ददौ ततः । स भुक्त्वा प्रययौ तावदन्योऽतिथिरुपाययौ ॥२०॥ वृषलायाप्यतिथये तस्मै श्रद्धादरान्वितः । हरिं स्मरन् ददावन्नं नृपतिः स दयार्द्रहृत् ॥२१॥ अथ शूद्रे गते भुक्त्वा तमन्योऽतिथिरभ्यगात् । श्वभिर्वृतः क्षुधा क्षामो राजानं तमुवाच स ॥२२॥ अन्नं मे दीयतां राजन्सगणाय बुभुक्षवे । इति तेनार्थितो राजा प्रसन्नोऽभून्निजान्तरे ॥२३॥ ततोऽन्नमवशिष्टं यत्तत्सर्वं श्रद्धयाऽऽदरात् । दत्वा तस्मै श्वपतये हरिबुद्ध्या ननाम सः ॥२४॥ अथावशिष्टमुदकं तच्चैकपरितर्पणम् । यावत्पिपासति नृपस्तावत्तं पुल्कसोऽभ्यगात् ॥२५॥ स नृपं प्राह

---

જમવા બેસે છે તેટલાકમાજ કોઈ અતિથિ અન્નાર્થી બ્રાહ્મણ અચાનક રાજાપાસે આવ્યો ॥૧૯॥ તે પછી તે રાજાએ તે આવેલા અતિથિને 'અતિથિરૂપ આ ભગવાનજ છે' એવી શ્રદ્ધાથી અને ભક્તિથી અન્ન આપ્યુ તે અતિથિ જમીને જેટલાકમા ગયો તેટલાકમા બીજો અતિથિ રાજાપાસે આવ્યો ॥૨૦॥ આ અતિથી જાતિથી શૂદ્ર છે તથાપિ તેને 'અતિથિ તેના કુળ વૃત્તાદિ પુછ્યા વિનાજ આદરણીય છે' એવી શ્રદ્ધાથી સર્વાન્તરાત્મભૂત શ્રીહરિને સભારીને દયાર્દ્ર હૃદયવાળા રાજાએ આદરથી અન્ન આપ્યુ ॥૨૧॥ અન્ન આપ્યા પછી તે શૂદ્ર અતિથિ જમીને ચાલ્યો ગયો એટલાકમા ત્રીજો અન્નાર્થી શ્વાનથી વિંટાએલો ક્ષુધાથી દુર્બળ અગવાળો અતિથિ રાજાપાસે આવ્યો આવીને એમ બોલ્યો કે—હે રાજન્ ! બહુ ભુખ્યા મને શ્વાનગણ સહિતને અન્ન આપો હે ભક્તો ! આ પ્રકારે પ્રાર્થના કરેલા રાજાએ પાત્રના લાભથી પોતાના અતરમા અતિ પ્રસન્ન થઈને જે બાકી રહેલુ અન્ન હતુ તે સર્વે શ્રદ્ધાથી તેને આપ્યુ અને 'સર્વાન્તરાત્મા હરિ આ અતિથિરૂપથી રહ્યા છે' એવી બુદ્ધિથી તે શ્વાનપતિ અતિથિને આદરથી નમસ્કાર કર્યો યથાવસ્થિત તત્ત્વને જાણનારાઓનો આજ માર્ગ છે, 'दण्डवत्प्रणमेद्भूमावाश्वचण्डालगोखरम्' એવી સ્મૃતિ છે ॥૨૨-૨૪॥ હવે એકજ જળ બાકી રહ્યુ, તેપણ એકજણની તૃષા નિવૃત્તિ થાય એટલુજ, આ જળને રાજા જેટલાકમા પિવાની ઇચ્છા કરે છે તેટલાકમા

भो राजन्पपो देह्यशुभाय मे । इति दीना तस्य वाचं श्रुत्वा राजा तमेक्षत ॥२६॥ ततो निसर्गकरुणस्तृपार्तोऽपि नृपोत्तम । हरि बुद्ध्या जलं तस्मै दास्यन्प्राहामृत वच. ॥२७॥ न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा । आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्त स्थितो येन भवन्त्यदु खा ॥२८॥ क्षुत्तृट्श्रमो गात्रपरिश्रमश्च दैन्य क्लम शोकविषादमोहा । सर्वे निवृत्ता कृपणस्य

એક ચાડાળ રાજાપાસે એકદમ આવ્યો ॥૨૫॥ આવીને એમ બોલ્યો કે– હે રાજન્ ! અશુભ–પાપ જન્મવાળા મને જળ આપો આવી તેની દીન વાણી સુણીને તેમજ તેની દીનતા દેખીને સ્વભાવથીજ સમધિક કૃપાળુ રાજા સ્વય તૃષાતુર છે તથાપિ તે જળ હરિબુદ્ધિથી તેને આપશે એવા થકા અમૃતમય વચન બોલ્યા કે–॥૨૬-૨૭॥ હુ પરમેશ્વર થકી ઇન્દ્રાદિ ઈશ્વરોની ગતિ–માયિક નાનાવિધ ભોગપ્રાપ્તિની કામના કરતો નથી તેમજ તેના થકી પણ પર એવી અણિમાદિ અષ્ટૈશ્વર્યસંપત્તિની પણ સ્પૃહા કરતો નથી તેમજ ત્રણ તાપની પ્રશાતિરૂપ અપુનર્ભવ–મોક્ષની પણ આકાક્ષા કરતો નથી, કિંતુ પશુ પક્ષ્યાદિ સર્વ કોઈ પ્રાણિઓની ક્ષુધા પિપાસાદિ જન્ય પીડાને આજ અન્નોદકના આપવાના અનુક્રમથી હુ પામુ જે દૃષ્ટ ઉપાયથી અપરિહાર્ય છે એવા દુ ખને તો હુ તેમના તેમના કર્મોએ આરભેલા તે તે શરીરોમા તે તે ક્ષેત્રજ્ઞોની સાથે આત્માપણે રહીને પામુ સર્વેના દુખના ભોગ્મા જે મારે લીધે તે ક્ષેત્રજ્ઞો તો અદુ ખ–દુ ખ વર્જીત થાય ॥૨૮॥ બીજા બધાના દુ ખોને પ્રાર્થના કરતા તમો તે તમારા દુ ખની નિવૃત્તિ શી રીતે થશે ? દુ ખની નિવૃત્તિ થાય એજ પુરૂષાર્થ કહ્યો છે ? એવી આશકામા રાજા કહે છે કે–જે અર્થ અનુભવસિદ્ધ હોય એમા તર્ક શો કરવો ? કારણ કે–બહુ દિવસથી નહિ જમતા અને નહિ પાન કરતા મને જે અશના પિપાસાનો પરિશ્રમ થયો હતો તથા તેણે કરેલો જે શરીરશિથિલતારૂપ ગાત્રપરિશ્રમ થયો હતો તથા દૈન્ય–મનનો અવ સાદ ( ખેદ ) થયો હતો તથા ક્લમ–સર્વ ઇન્દ્રિયોમા ગ્લાનિ થઈ હતી અને તેના સબન્ધથી ઉત્પન્ન થએલા બીજા જે શોક ખેદ મોહ આદિક

जन्तोर्जिजीविषोर्जीवजलार्पणान्मे ॥२९॥ एवं प्रभाष्य पानीयं म्रियमाणः पिपासया । पुल्कसायाददाद्धीरो निसर्गकरुणो नृपः ॥३०॥ ततस्त्रिभुवनाधीशा ब्रह्मविष्णुमहेश्वराः । परोपकारसन्तुष्टा ददुस्तस्मै स्वदर्शनम् ॥३१॥ स तु तेभ्यो नमश्चक्रे निःसङ्गो विगतस्पृहः । अनुरक्तो वासुदेवे न त्वयाचत किञ्चन ॥३२॥ परोपकृतिशीलस्य दयालोस्तस्य भूपतेः । माया गुणमयी भक्ताः ! स्वप्नवत्प्रत्यलीयत ॥३३॥ तत्प्रसङ्गानुभावेन ये वै तस्यानुवर्तिनः । तेऽभवन् योगिनः सर्वे नारायणपरायणाः ॥३४॥ एवम्भूत. स रा-

---

થયા હતા તે સર્વે દોષો જીવવાની વાંછાવાળા, અતિદીન જન્તુ ચાંડાળને જીવનહેતુ જળના દાનસંકલ્પમાત્રથી વિનિવૃત્ત થઈ ગયા તો સર્વ કોઇના દુઃખોના નિવારણના ઉપાયભૂત એવા બીજાના દુઃખસ્વીકારથી મારે તો મોટુંજ સુખ સિદ્ધ થશે એમાં સંશય નથી ॥૨૯॥ હે ભક્તો! પ્રકૃતિથીજ કૃપાળુ આ રતિદેવ રાજાએ આ પ્રકારે ઉત્કૃષ્ટ વચન કહીને પોતે પિપાસાથી પ્રાણાંત પીડાને પામ્યા છે તથાપિ ધૈર્ય ધારીને તે જળ તે ચાંડાળને આપ્યું ॥૩૦॥ આવા આ રાજાના અસાધારણ પરદુઃખ દેખીને દુઃખી થવારૂપ કૃપાપ્રકર્ષને તથા સ્વયં ક્લેશ સહન કરીને પણ પરદુઃખના નિવારણની એક શીલતાને જોઇને ત્રિલોકીના પતિ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર ત્રણેય પ્રસન્ન થઇને તેમણે તે રાજાને પોતાનું દર્શન આપ્યું ॥૩૧॥ રાજા તો પોતાની આગળ પ્રાદુર્ભાવ પામેલા ત્રિભુવનનાથોને જોઇને પ્રણામ કરીને પોતે **નિઃસંગ**-રાજ્યાદિ આસક્તિએ રહિત, **નિઃસ્પૃહ**-ભાવિ ભોગની ઇચ્છાએ રહિત અને વાસુદેવ ભગવાનમાંજ એક અનુરાગવાન્ હોવાથી તેમના થકી કોઈપિણ વર માગ્યો નહિ ॥૩૨॥ હે ભક્તો ! આવા દયાશીલ પરોપકારશીલ રતિદેવરાજાની ગુણમયી માયા પ્રબોધ પામતાં સ્વપ્નની પેઠે વિલીન થઈ ગઈ એટલે પોતાના ગુણભૂત રજતમના કાર્યે પ્રવેશ કરાવા સમર્થ રહી નહિ ॥૩૩॥ તે રાજાના સર્વોત્કૃષ્ટ સંગ મહિમાથી તેના જે અનુયાયિજનો હતા તે પણ સર્વે નારાયણપરાયણ યોગિઓ થઈ ગયા હતા ॥૩૪॥ આવા દિવ્ય ચરિત્રવાળો પુણ્યકીર્તિ રાજર્ષિ રતિદેવ

जर्षिः पुण्यकीर्तिरभूद्भुवि । परोपकृतिधर्मेण विख्यातो दृढभक्तिमान् ॥३५॥ तस्मादयं च भो भक्ताः! यथाशक्ति निरन्तरम् । स्वयं सोढ्वापि विपदं कुर्यातान्यहितं मुदा ॥३६॥ सुव्रत उवाच—इत्याश्रुत्य प्रभोस्तस्य वचः पीयूषसन्निभम्। सर्वे भक्तजना हृष्टास्तद्गृहीत्वा ववन्दिरे ॥३७॥ स्वं स्वं देशं गन्तुमाज्ञाप्य भक्तान्वर्णिस्वामी स्थानमायात्ततः स्वम् । खट्वाङ्गोऽपि प्राप हर्षं महान्तं मेने भक्तः पूर्णकामं ततः स्वम् ॥३८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे परोपकारोपदेशे रन्तिदेवाख्याननिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

सुव्रत उवाच—भक्तकल्पद्रुमं कृष्णं तं सुखासीनमेकदा । प्रणम्या

પરોપકારરૂપ એક ધર્મથી પૃથ્વીમાં અત્યધિક વિખ્યાતિને પામીને ભગવાન્ વાસુદેવમા દૃઢ ભક્તિમાન્ થયો હતો ॥૩૫॥ હે ભક્તો ! આવો પરોપકારનો મહિમા છે માટે તમો પણ પોતે વિપત્તિને વેઠીને પણ નિરતર યથાશક્તિ પરનુ હિત પ્રહર્ષથી કરો ॥૩૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનનુ આવુ અમૃતતુલ્ય વચન સાભળીને તેને અમૃતવત્ પ્રતિગ્રહ કરીને પ્રહર્ષ પામેલા સર્વ ભક્તજનોએ ભગવાનને નમસ્કાર કર્યા ॥૩૭॥ હે રાજન્ એરીતે વર્ણિસ્વામી સભામાં પરોપકરણ ધર્મનો ઉપદેશ આપી, દેશાતરમાંથી આવેલા ભક્તજનોને પોતપોતાના દેશમા જવાની આજ્ઞા આપી, સ્વય સભામાથી સ્વનિવાસસ્થાનમા આવ્યા ભક્તરાજ ખટ્વાંગ રાજર્ષિ પણ પરમ હર્ષને પામ્યા અને પોતાના આત્માને શ્રીહરિસેવાથી પૂર્ણકામ માનવા લાગ્યા ॥૩૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે પરોપકારોપદેશે રંતિદેવાખ્યાનનિરૂપણનામૈકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

## [1]અધ્યાય ૩૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! કદાચિત્ સુખેથી વિરાજેલા, કલ્પતરુવત્ ભક્તોના મનોરથોને પૂરનારા ભગવાનને અભય ભૂપાળ પ્રણામ કરી

[1] આ અધ્યાયમા શ્રીહરિનુ દુર્ગપુરમા પધારવું, તેમણે ત્યા પ્રવર્તાવેલો પુષ્પદોળનો ઉત્સવ અને સાધુસમાગમની પ્રશસા નિરૂપણ કરી છે

भयभूपालः प्रोवाच प्राञ्जलिर्नृप ! ॥१॥ अभय उवाच—प्रतिज्ञात-स्त्वया कालो दुर्गपुर्यागमाय यः । भगवन्वर्तते सोऽद्य विधेह्यास्मासतः कृपाम् ॥२॥ सुव्रत उवाच—सत्यप्रतिश्रुतः स्वामी श्रुत्वेति नृपतेर्वचः । सज्जो भवाद्यैव यामस्त्वत्पुरं हीत्युवाच तम् ॥३॥ माघमासस्य शुक्लाया दशम्या रजनौ हरिः । साकमृष्यादिभिर्ग्रामान्निर्ययौ साभयस्ततः ॥४॥ खट्वाङ्गस्तु सहैवागादुपशल्यावधीतरे । भाम्या अनुव्रज्य हरिं न्यवर्तन्त तदाज्ञया ॥५॥ एकादश्यां प्रातरसौ प्राविशद्दुर्गपत्तनम् । अभियातो गालवेन नानावादित्रनिःस्वनैः ॥६॥ स्वदुर्गेऽथाभयो गेहे तदर्थं ह्येव कल्पिते । न्यवासयद्धरिं चान्यान्यथार्हं सोऽन्यवेश्मसु ॥७॥ आत्मना सह सर्वेसं

બે હાથ જોડીને કહેવા લાગ્યા કે–હે ભગવન્ ! જે સમય દુર્ગપુર પધારવા આપે પ્રતિજ્ઞા કર્યો હતો તે સમય આજ વર્તે છે, માટે અમારી ઉપર કૃપા કરીને મારા પુરપ્રત્યે પધારો ॥૧-૨॥ સુવ્રતઋપિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે અભય રાજાએ કહેલું વચન સાંભળીને સત્યસંકલ્પ સ્વામી એમ બોલ્યા કે–હે નૃપ ! આજ દિવસે તમારા પુરમાં જઇએ, તમો તૈયાર થાવ ॥૩॥ તે પછી શ્રીહરિ માઘમાસના શુક્લપક્ષની દશમીની રાત્રિએ મુનિમંડળાદિકની સાથે તથા સકુટુંબ અભયરાજા સાથે દુર્ગપુર જવા કારીયાણી ગ્રામ થકી નિકળ્યા ॥૪॥ તે ગામમાં વર્તતા બધા હરિભક્તો ભગવાનને ગામના સીમાડાસુધી પાછળ વળાવા જતાં ભગવાને આજ્ઞા આપતાં પાછા વળ્યા. ખટ્વાંગ રાજર્ષિ તો શ્રીહરિની પાછળ ગયા ॥૫॥ ભગવાન પધારવાની વાર્તા સાંભળીને અભય રાજાનો ગાલવ નામનો શ્યાલક નાનાવિધ વાજીંત્રોના ધ્વનિની સાથે ( સામૈયું લઇને ) ભગવાનની સન્મુખ આવ્યો. તેની સાથે વાજતે ગાજતે ભગવાને સંવત્ ૧૮૬૧ ના માઘશુક્લ એકાદશી તિથિએ પ્રભાત સમયે મુનિમંડળસાથે દુર્ગપત્તનમાં પ્રવેશ કર્યો ॥૬॥ તે પછી અભય નરેશે પોતાના દુર્ગ–કોટ ( દરબાર )માં ભગવાનના નિવાસ માટેજ નિર્માણ કરેલા ભવનમાં ભગવાનનો નિવાસ કરાવ્યો અને બીજા–શ્રીહરિના અનુયાયી મુનિ આદિકને બીજાં ઘરોમાં યથાયોગ્ય નિવાસ

तदेव हरये मुदा । त्वदीयमेतत्सर्वं हीत्येवं राजा न्यवेदयत् ॥८॥ अनन्यभावेन ततो दासवत्सात्मजोऽन्वहम् । तस्यावर्तत सेवायां सानुगस्य यथोचितम् ॥९॥ तथाऽकरोत्तस्य सेवां सानुगस्य नृपो यथा । स ह्यागन्तुकतां हित्वा मेने स्व तत्पुराधिपम् ॥१०॥ तेनान्नतोयवासाद्यै सन्तोऽपि सेवितास्तथा । यथाऽन्यैः प्राक् कृतां सेवां गुर्वीं वा ते विसस्मरुः ॥११॥ गोपीभट्टो वहिंचरो लालजिद्भगवांस्तथा । रामचन्द्रश्च कृष्णाद्या विप्रास्तत्सेवनं व्यधुः ॥१२॥ नाञ्जोऽलयश्च राष्ट्रोढो नाङ्गमालादयश्च तम् । क्षत्रियप्रवरा भक्त्या नित्यदेव सिषेविरे ॥१३॥ मालजित्कृष्णजिच्चाम्ब उत्करो हरजित्तथा । रामो योधाद्यो वेश्या अप्यसेवन्त तं मुदा ॥१४॥ रमा

કરાવ્યો ॥૭॥ અને અભય રાજાએ તેજ ક્ષણમા 'જે હુ છુ અને જે આ મારૂ છે તે સર્વ તમારે આધીન છે' એમ આત્મા આત્મીય સર્વ ભગવાનને હર્ષથી નિવેદન કરી દીધુ ॥૮॥ અને મુનિપ્રમુખ અનુયાયિજનસહિત ભગવાનની યથોચિત સેવામા સપરિવાર અભય રાજા દામ વિનાના દાસની પેઠે અનન્ય ભાવથી પ્રતિદિન ઉદ્યમી વર્તતા હતા ॥૯॥ આ અભયરાજા સપરિવાર શ્રીહરિની સેવા તેવા પ્રકારથી કરતા કે જે પ્રકારે શ્રીહરિ પોતાના આગતુક ( મેમાન ) ભાવને ભુલીને તે પુરના અધિપતિ પોતાનેજ માને, અર્થાત્ ભગવાન પણ 'હુ તો આગતુક છુ' એવા ભાવને ભુલીને 'હુ તો આ પુરનો અધિપતિ છુ' એમ પોતાને માને એરીતે આ રાજા પોતાના અધિપતિપણાને ભુલીને દાસભાવથીજ આ ભગવાનની સેવા સર્વ પ્રકારે કરવા લાગ્યા ॥૧૦॥ વળી તે અભય રાજાએ ભગવત્પરાયણ સાધુઓની પણ અન્ન જળ વાસ વસ્ત્રાદિકવડે એવી સર્વોત્તમ સેવા કરી કે તે સાધુઓ પૂર્વે અન્ય સ્થળમા બીજાઓએ કરેલી મોટી સેવાને પણ ભુલી ગયા ॥૧૧॥ ગોપીભટ્ટ એચર લાલજી ભગવાનજી રામચદ્ર કૃષ્ણજી આદિક બ્રાહ્મણો ભગવાનની દાસભાવથી સેવા કરવા લાગ્યા ॥૧૨॥ નાજો, અલૈયો, રાઠોડ, નાગમાલો આદિક ક્ષત્રિયોત્તમો તથા માવજી કૃષ્ણજી આબો ઉત્કર–ઉકરડો, હરજી રામજી જોધો પ્રમુખ વૈશ્યો તે ભગવાનની પરાભક્તિથી સર્વદા

ऽमर्यमला क्षेमा देवी स्वर्णा यमी रतिः। फुल्ला दिव्या च रामाद्याः स्त्रियः पर्यचरंश्च तम् ॥१५॥ पुष्पदोलोत्सवं तत्र करिष्यन् भगवानथ। भक्तान्देशान्तरेभ्योऽपि राज्ञो दूतैरजूहवत् ॥१६॥ राजाप्यभारयद्रङ्गैर्मन्थनीकृत्रिमह्रदान्। अकारयद्गुलालस्य राशींश्च महतो नृप! ॥१७॥ होलाद्वितीयदिवसे नक्षत्रेऽर्यमदैवते। अबन्धयत्पुष्पदोलां हरिर्भक्तैः सुशोभनाम् ॥१८॥ श्रीकृष्णप्रतिमां तत्र निधायाभ्यर्च्य वर्णिराट्। स्वयमान्दोलयामास दोलापद्यानि गापयन् ॥१९॥ वीणातालमृदङ्गाद्यैः साधवो गायकास्तदा। होलाक्रीडनपद्यानि कृष्णस्य जगुरादरात् ॥२०॥ क्रीडति स ततो भक्तैः सार्कं कृष्णाग्रतो हरिः। गुलालरङ्गप्रक्षेपैर्भक्ताश्चान्योन्यमुत्सुकाः ॥२१॥ एकतः सधवा योषाश्चिक्रीडुश्च परस्परम्। कृष्णबालचरित्राणि

---

સેવા કરવા લાગ્યા ॥૧૩-૧૪॥ તથા રમા અમરી અમુલાં ક્ષેમા દેવી સ્વર્ણા યમી રતિ ફુલ્લા દિવ્યા અને રામા આદિક સ્ત્રિયો શ્રીહરિની યથાયોગ્ય પરિચર્યા કરવા લાગી ॥૧૫॥ તે પછી દુર્ગપુરમાં પુષ્પદોળનો ઉત્સવ કરશે એવા ભગવાને દેશાંતરમાંથી પણ ભક્તજનોને અભયરાજાના દૂત મોકલીને બોલાવ્યા ॥૧૬॥ હે નૃપ ! અભય નૃપે પણ ભગવાનની આજ્ઞાથી કૃત્રિમ જળાશય ( ઓઝ ) અને ઘણા ઘડા ગાગર્યો રંગથી ભરાવી રાખી અને ગુલાલના મોટા ગંજ કરાવી મુક્યા ॥૧૭॥ શ્રીહરિએ હોલિકોત્સવને બીજે દિવસે અર્યમદૈવત નક્ષત્રમાં ( ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં ) શોભાયમાન પુષ્પદોલા ભક્તો પાસે બંધાવી તૈયાર કરાવી. વર્ણીન્દ્ર શ્રીહરિ તે પુષ્પદોળામાં શ્રીકૃષ્ણપ્રતિમા–બાળમુકુન્દને પધરાવી સર્વ ઉપચારોથી યથાવિધિ પૂજા કરી દોળાપદ્યોને ગવરાવતા થકા સ્વયં બાળમુકુંદને હિંદોળવા લાગ્યા ॥૧૮-૧૯॥ તે સમયે ગાનકુશળ મુક્તાનંદાદિ સાધુઓ વીણા તાળ મૃદંગ આદિક વિવિધ વાદિત્ર વજાવવાપૂર્વક કૃષ્ણનાં હોળાખેલન કીર્તનો આદરથી ગાવા લાગ્યા ॥૨૦॥ તે પછી આ ભગવાન્ તે સમયે બાળકૃષ્ણની આગળ ભક્તજનો સાથે ગુલાલ રંગ ફેંકવાવડે ક્રીડા કરવા મંડ્યા. ભક્તો પણ પરસ્પર સમુત્સાહથી ક્રીડા કરવા મંડ્યા ॥૨૧॥ એક પ્રદેશમાં સધવા સ્ત્રિઓ

गायन्त्यो जनमङ्गलम् ॥२२॥ यथा रङ्गो गुलालं च न स्पृशेत्स्वं तथाऽधवाः । योषितो दूरतः स्थित्वा पश्यन्ति स्म हरिं नृप! ॥२३॥ कृष्णप्रसादिनं रङ्गं रेचकैर्हरिणा मुदा । क्षिप्यमाणं गुलालं च जना जगृहुरादरात् ॥२४॥ मध्याह्नावधि सङ्क्रीड्य ततो भक्तजनैः सह । सस्नावुन्मत्तगङ्गायां निर्मलाम्भसि धर्मजः ॥२५॥ ततो निवेद्य कृष्णाय महानैवेद्यमुत्तमम् । महानीराजनं चक्रे स्वापयामास तं ततः ॥२६॥ चतुर्विधैश्च सुरसैरन्नैर्भक्तान्स सर्वशः । यथेष्टं भोजयित्त्वैव बुभुजे स्वयमीश्वरः ॥२७॥ अपराह्ने सभां तत्र कारयामास शोभनाम् । न्यषीदत्तन्मध्यपीठे स जनास्तं च सर्वतः ॥२८॥ त्यागिनो गृहिणश्चैव सधवा विधवाः स्त्रियः । भक्ता यथो-

---

સર્વે જનોના મંગળને કરનારા કૃષ્ણના બાળચરિત્રોને ગાતી ગાતી અન્યોન્ય રંગ રમવા લાગી ॥૨૨॥ હે નૃપ ! વિધવા સ્ત્રિયો તો રંગ ગુલાલ આદિક ભગવદ્રવ્યનો પોતાને સ્પર્શ ન થાય એરીતે દૂર પ્રદેશમાં રહીને બાળકૃષ્ણના ઉત્સવમાં પ્રવર્તેલા ભગવાનને આદરથી નિહાળવા લાગી ॥૨૩॥ શ્રીહરિએ પીચકારીમાં ભરીને હર્ષથી ફેંકેલો કૃષ્ણપ્રસાદભૂત રંગ અને તેવોજ ગુલાલ હરિભક્ત લોકોએ આદરથી ગ્રહણ કરી લીધો ॥૨૪॥ ધર્મતનય ભગવાને ભક્તજનો સાથે મધ્યાહ્નસુધી રંગ રમીને પછી નિર્મળ જળ જેમા છે એવી ઉન્મત્તગંગામાં ભક્તજનો સાથે સ્નાન કર્યું ॥૨૫॥ તે પછી ભગવાને બાળમુકુંદને ઉત્તમ મહાનૈવેદ્ય નિવેદન કરી મહાનીરાજન કર્યું-આરતી ઉતારી. તે પછી બાળકૃષ્ણને પોઢાડી દીધા-શયનાસન સમર્પણ કર્યું ॥૨૬॥ ત્યારપછી તમામ ભક્તોને ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્ય એવા ભેદથી ચાર પ્રકારનાં સુસ્વાદુ અન્નવડે યથેષ્ટ તૃપ્ત કરીને પછી સ્વય ભગવાન જમ્યા ॥૨૭॥ અપરાહ્ન સમયે તો અભયરાજાના દરબારમાં ભગવાને શોભાયમાન સભા કરાવી તે સભાના મધ્યભાગમાં સ્થાપેલી પાટ ઉપર સ્વય ભગવાન બેઠા તેમની ચોગરદમ સર્વ ભક્તજનો બેઠા ॥૨૮॥ જે ત્યાગિઓ, જે ગૃહસ્થો, જે સધવા વિધવા સ્ત્રિયો હતી, આ સર્વે ભક્તજનો યથોચિત-સૌ સૌના વિભાગને અનુસારે ભગવાનના મુખકમળ સન્મુખ દૃષ્ટિ

चितं तत्र निषेदुस्तद्गतेक्षणाः ॥२९॥ तानथानन्दयन्स्वामी प्रोवाच मधुरं वचः । सर्वेषामप्यसुभृतां हितकृच्छास्त्रसम्मतम् ॥३०॥ श्रीभगवानुवाच—शृण्वन्तु सर्वेऽप्यव्यग्राः श्रेयोहेतुं वदामि वः । सतां समागमो नित्यं कर्तव्यः सर्वथा जनाः ! ॥३१॥ ये ये मुक्ताः पुराप्यासन्निह संसृतिबन्धनात् । सत्सङ्गेनैव ते ते तु ज्ञातव्यमिति निश्चितम् ॥३२॥ कृष्णमाहात्म्यमतुलं यत्तत्सङ्गोऽवगम्यते । उदेति भक्तिश्च ततो भवबन्धविमोचनी ॥३३॥ अज्ञानतमसान्धेभ्यः सन्तो ददति वै दृशः । धर्माधर्मस्वरूपं च तेभ्य एवावबुध्यते ॥३४॥ वेदशास्त्रपुराणानां दुर्बोधानां विदामपि । सिद्धान्तं

---

રાખીને બેઠા ॥૨૯॥ તે પછી સહજાનંદસ્વામી તે સર્વે ભક્તજનોને આનંદ આપતા થકા સર્વે કોઈ પ્રાણિઓના અભ્યુદય તથા નિઃશ્રેયસને કરનાર, શ્રુતિ સ્મૃત્યાદિ સમગ્ર શાસ્ત્રસંમત એવું મધુર વચન બોલ્યા ॥૩૦॥

શ્રીભગવાન્ કહેછે—હે જનો !-જન્મધારી; જનનમરણ ચક્રમાં ભમ્યા કરતા તમો સર્વે અવ્યગ્ર મનથી સાંભળો. જેણે કરીને તમારૂં પરમ શ્રેય થાય એવું કાંઈ પણ આ કહું છું-સંતોનો સમાગમ સર્વથા-કાય વાણી મનથી નિત્ય કરવો ॥૩૧॥ પૂર્વેપણ લોકમાં જે જે જનો મુક્તો થઈ ગયા છે તે સર્વે સત્સંગથીજ સસૃતિબન્ધનમાંથી વિમુક્ત થયા છે, એ નિશ્ચયની વાત છે. સંતોનો સમાગમ જ્ઞાન વૈરાગ્ય ભક્તિમાં સાધન છે ॥૩૨॥ તેનું ઉપપાદન કરૂં છું—કૃષ્ણમાહાત્મ્યને નહિ જાણનારાને કૃષ્ણમાં ભક્તિ ઉદય પામે નહિ, તે અનુપમ કૃષ્ણમાહાત્મ્ય સંતોથકીજ મુમુક્ષુજનોના જાણવામાં આવે છે, તે કૃષ્ણમાહાત્મ્યવિજ્ઞાનથી તો ભવબન્ધનમાંથી છોડાવનારી ભગવદ્ભક્તિ ઉદય પામે છે ॥૩૩॥ અનાદિ અજ્ઞાન અંધકારથી જેમની જ્ઞાનદૃષ્ટિ રોકાઈ ગઈ છે એવા જનોને અજ્ઞાન અંધકાર વિદૂર કરવાપૂર્વક સદસદ્વિવેચનમાં સમર્થ એવી વિશાળ જ્ઞાનદૃષ્ટિને સંતોજ આપે છે તથા જ્ઞાનદૃષ્ટિને પ્રકાશ કરનારા તે સાધુઓ થકીજ ધર્માધર્મનું સ્વરૂપ તત્ત્વથી જનોના જાણવામાં આવે છે. ચકારથી—આત્મા અનાત્માનું સ્વરૂપ પણ સંતો થકીજ જાણવામાં આવે છે ॥૩૪॥ શંકા—

सन्त एवात्र सुष्टु जानन्ति नेतरे ॥३५॥ कामादियादआत्तानां मज्जतां भववारिधौ । नृणामुद्धरणे शक्ताः सन्त एव भवन्ति हि ॥३६॥ अधर्मिकृष्णनागोपदेशोग्रगरलाशिना । नराणां म्रियमाणानां सन्तो जाङ्गुलिका ननु ॥३७॥ सद्भ्यो यथावद्विज्ञानमात्मकृष्णस्वरूपयोः । भवेत्तेऽप्यत्र विज्ञेया लक्षणैः शास्त्रसम्मतैः ॥३८॥ जितकामा जितक्रोधा जितलोभा जितेन्द्रियाः । निर्मत्सराश्च निर्माना निःस्वादा जननिःस्पृहाः ॥३९॥ निर्ममा निरहङ्कारा अहिं-

---

સદસતનો વિવેક શાસ્ત્રથી જાણી શકાય છે ? અને શાસ્ત્રના અર્થનો બોધ કરનારા પડિતો પણ છે ? એવી કોઈ આશકા કરે તો એમ નથી પડિતોને પણ દુર્બોધ એવા વેદો અને તેના અર્થની મીમાસારૂપ શાસ્ત્ર પુરાણાદિ છે તેના સિદ્ધાતને આ લોકમા સતોજ સારી રીતે જાણે છે અન્ય જનો જાણતા નથી ॥૩૫॥ સસારસાગરમા પડેલા, કામ ક્રોધાદિરૂપ જળ જતુઓએ ( મગર સર્પ મત્સ્ય વિગેરે ) ગળી લીધેલા, ભવાબ્ધિમા નીચે નીચે ડુબતા જતા જનોના સમુદ્ધારમા સાધુઓજ સમર્થ થાય છે પણ બીજા કોઈ થતા નથી ॥૩૬॥ અધર્માચરણ સ્વભાવવાળા અસુરગુરૂઓરૂપ કાળા નાગોના મુખમાથી નિકળતા વિપરીત જ્ઞાનોપદેશરૂપ તીવ્ર વિષવહ્નિથી પરાભવ પામી મરણોન્મુખ થએલા મનુષ્યોના સતોજ જાગુલિક-વિષવૈદ્યો છે અર્થાત્ સતોના સદુપદેશથી અસદુપદેશરૂપ તીવ્ર વિષવેગ વિરામ પામતા પોતાના પ્રાણભૂત પરમાત્માના સશ્લેષની અભિમુખતાને પામે છે ॥૩૭॥ આત્મા પરમાત્માનુ યથાવસ્થિત વિજ્ઞાન સતો થકીજ થાય આ લોકમા તેવા સતોપણ સચ્છાસ્ત્રસમત લક્ષણોવડે જાણવા એટલે તેમના લક્ષણો તો શાસ્ત્રથીજ એક જાણી શકાય છે ॥૩૮॥ તેમના લક્ષણો આ છે-તેઓ વિજીતકામ અને જીતક્રોધ હોય, કેવળ કામ જીત્યો છે એમ નહિ, તેનાથી બળવાન્ સર્વપાપમૂળ ક્રોધપણ જીત્યો હોય તે એનાથી પણ બળવાન્ લોભપણ જેમણે જીત્યો હોય જીતેન્દ્રિય-કદાચિત્ વિષયસન્નિધિમા પણ અલ્પ વિકારને ઇન્દ્રિયો પામતી ન હોય, જેમના ઇન્દ્રિયાગ્નિમાં વિષયો પડીને પ્રણાશ પામી જતા હોય 'इन्द्रिया

साधर्मसंस्थिताः। यथोक्तब्रह्मचर्यस्थाः सत्यवाचो दयालवः ॥४०॥ कृष्णेऽनुरक्ता नितरां विरक्ता विषयेषु च। आत्मना ब्रह्मरूपेण कृष्णोपासनतत्पराः ॥४१॥ इत्यादिलक्षणोपेताः सन्तो ज्ञेया मुमुक्षुभिः। तेषां समागमः कार्यो हृदि धार्याश्च तद्गिरः ॥४२॥ सन्त एव हि जीवानां सर्वथा हितकारिणः। सन्तीति तेषां विश्वासः कर्तव्यः कृष्णचेतसाम् ॥४३॥ मान्याः पूज्या भोजनीयाः सेवनीया यथोचितम्। साधवः कृष्णहृदयं तेभ्योऽन्यन्नास्ति वै महत् ॥४४॥ सुव्रत उवाच—इति भगवता प्रोक्तां वाणीं निशम्य हितावहां

---

मित्रपु सुहृति' એવી સ્મૃતિ છે. વળી અપકાર કરનારાઓમાં પણ મત્સરતાએ રહિત હોય. વળી અભિજન વિદ્યા ધનાદિકે કરેલા માને રહિત હોય. સમગ્ર રસાસ્વાદો જેમણે જીત્યા હોય. સ્વજનમાં સ્નેહાનુબન્ધે રહિત હોય. અહંકાર મમકારે રહિત હોય. અહિંસા ધર્મનાં દૃઢ નિષ્ઠાવાળા હોય. યથોક્ત બ્રહ્મચર્યવ્રતમાં નિષ્ઠાવાળા હોય. યથાર્થ ભાષણશીલ અને દયાશીલ હોય. ભગવાનમાં અત્યંત અનુરક્ત અને વિષયોમાં વિરક્ત હોય પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકઘન એવા આત્મસ્વરૂપના વિજ્ઞાનપૂર્વક ભગવાનની ઉપાસનામાં દૃઢ નિષ્ઠાવાળા હોય. ઇત્યાદિ લક્ષણોએ જે સંપન્ન હોય તેમને સંતો જાણવા. આવા સાધુઓનો સમાગમ મુમુક્ષુ મનુષ્યોએ કરવો અને તેમનાં ઉપદેશવચનો હૃદયમાં નિરંતર અવધારણ કરવાં ॥૩૯-૪૨॥ માટે 'સંતોજ સર્વ પ્રકારે જીવોના હિતકારક છે' એવો નિશ્ચય કરીને, ભગવાનમાંજ એક આસક્ત મનવાળા તે સાધુઓમાં મહાવિશ્વાસ કરવો ॥૪૩॥ સંતોનો આવો મહિમા છે માટે તેવા સંતોને ગૌરવપૂર્વક માનવા, સન્મુખ ઉઠવું પ્રણામ કરવો ઇત્યાદિકવડે તેમની પૂજા કરવી, અનુગ્રહની આકાંક્ષાથી તેમને આદરથી જમાડવા અને ચરણ ચાંપવા વિગેરે પ્રકારથી સેવા કરવી આ સર્વ યથોચિત-શક્તિ વૈભવને અનુસારે કરવું. આવા સાધુઓ તો કૃષ્ણનું હૃદયજ છે. સાધુ પ્રસન્નતા થકી બીજી કૃષ્ણપ્રસન્નતા નથી-સાધુઓ પ્રસન્ન થવાથી કૃષ્ણ પ્રસન્ન થાય છે. આવા સાધુઓ થકી બીજું અધિક કાંઈ નથી ॥૪૪॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! આ પ્રકારે ભગ-

सद् उपगता भक्ताः सर्वे दधुः शिरसा नृप ! । निजनिजपुरं गन्तुं सर्वानथाऽऽदिशादीशिता नृपतिरभयः प्रोवाचेदं तदा हरिमुत्थितः ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे दुर्गपुरे पुष्पदोलोत्सवे सत्सङ्गप्रशंसननामा त्रिंशोऽध्यायः ॥३०॥

अभय उवाच—साधूनेतान्वर्णिनश्च चातुर्मास्यावधि प्रभो ! । इहैव रक्ष शुश्रूषां कर्तास्म्येषां स्वशक्तितः ॥१॥ मुनिमण्डलमध्यस्थं त्वां दिदृक्षामि नित्यदा । अतः सहैव मुनिभिस्त्वमत्र स्थातुमर्हसि ॥२॥ तत्रैवानन्यभक्तोऽस्मि त्वं चासि भक्तवत्सलः । अतो मत्प्रार्थितं ह्येतत्कृपया दातुमर्हसि ॥३॥ सुव्रत उवाच—एवं सम्प्रा-

---

વાને કહેલી હિતકારી વાણી સુણીને સભામાં બેઠેલા તે સર્વે ભક્તોએ આદરથી મસ્તક નમાવાપૂર્વક અંગીકાર કરી. એરીતે પુષ્પદોલોત્સવ પરિસમાપ્ત થતાં અને સભામાં સદુપદેશ આપી રહેતાં ભગવાને સર્વ ભક્ત જનોને પોતપોતાના પુરપ્રત્યે જવાની આજ્ઞા આપી. તે સમયે અભય નૃપતિ ઉભા થઇને શ્રીહરિ પ્રત્યે બોલ્યા ॥૪૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે દુર્ગપુરે પુષ્પદોલોત્સવે સત્સંગપ્રશંસનનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

## અધ્યાય ૩૧ મો.

અભયરાજા કહેછે—હે પ્રભો ! આ સાધુ બ્રહ્મચારીઓને આ દિવસને આરંભીને ચાતુર્માસ્યસમાપ્તિપર્યંત આ મારા દુર્ગપુરમાંજ રાખો. એમની યથાશક્તિ શુશ્રૂષા સજવા હું સમુત્સુક છું. મુનિમંડળના મધ્યમાં વિરાજમાન એવા આપનાં નિત્ય દર્શન ઇચ્છું છું, માટે તમો મુનિઓ સાથેજ અહીં રહેવાને યોગ્ય છો ॥૧-૨॥ હું આપનો અનન્ય ભક્ત છું અને આપ ભક્તવત્સલ છો. માટે મારી આ પ્રાર્થના કૃપા કરી સફળ કરવા યોગ્ય છો ॥૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે અભય રાજાએ

---

૧ આ અધ્યાયમાં ભગવાને અભયાદિ ભક્તોના ભક્તિ આદિક ગુણોની કરેલી પ્રશંસા અને ભગવાનનાં આશ્ચર્યકારી ચરિત્રોના દર્શનથી પ્રહર્ષ પામેલા અભયરાજાએ કરેલી ભગવત્સ્તુતિનો અનુવાદ કર્યો છે.

र्थितो राज्ञा तेनासौ शुद्धभावतः । भावगम्य प्रशंसंस्तं प्रोवाच मधुरं वच. ॥४॥ श्रीभगवानुवाच—राजंस्त्वदाशयं शुद्धं यथाव द्वेद्मि धार्मिक ! । मनोरथोऽयं सफलो भविष्यति तव ध्रुवम् ॥५॥ स्थास्याम्यत्रर्षिभि· साकमूर्जेकादशिकावधि । इत्युक्त्वा तं ततो भक्तान्सर्वान्प्रति जगाद स. ॥६॥ ऋषिवर्ज स्वस्वदेशान् यान्तु सर्वे जनाः प्रगे । वसन्तु स्वस्थमेवात्र मुनयो नृपमन्दिरे ॥७॥ इत्युक्त्वा प्रशशसास्य राज्ञो भक्तिं च भूयसीम् । धर्मस्थितिं च वै राग्यं श्रद्धां ज्ञानं सदादरम् ॥८॥ राज्ञ. पुत्रस्य पुत्रीणां भार्ययोश्चात्मनि स्थिराम् । भक्तिं च धर्मस्थित्यादीन् गुणान् हरिरवर्ण यत् ॥९॥ ततः सहर्षिभिरसौ तत्रोवास सुखं पुरे । देशान्तरा

---

ભક્તિપરિશુદ્ધ એવા ભાવાનુબન્ધથી પ્રાર્થના કરેલા, ભાવશુદ્ધિથીજ એક પ્રાપ્ય એવા ભગવાન્ અભય રાજાની પ્રશસા કરતા થકા મધુર વચન બોલ્યા ॥૪॥ **શ્રીભગવાન્ કહેછે**—હે રાજન્ ! તમો ધર્મનિષ્ઠ અને ધર્મ પ્રવર્તક છો તે તમારો શુદ્ધ આશય સર્વના આશયને જાણનારો હુ યથાર્થ જાણુ છુ તો તમારો આ મનોરથ સફળ થશે એમા સશય નથી ॥૫॥ હુ કાર્તિક શુક્લ એકાદશી સુધી આ મુનિવર્ણિઓ સાથે અહીજ રહીશ હે રાજન્ ! આ પ્રકારે અભય નૃપને કહીને પછી સર્વ ભક્તોના પ્રત્યે બોલ્યા કે–હે ભક્તો ! મુનિઓ વિના તમો બધા ભક્તજનો આવતીકાલે પ્રાત કાળમા પોતપોતાના દેશમા જાઓ મુનિઓ તો આજ નૃપના મદિરમા સ્થિરમન થઇને રહો ॥૬–૭॥ હે રાજન્ ! આ પ્રકારે હરિજનોને કહીને, શ્રીહરિએ અભયરાજાની ધર્મનિષ્ઠા, આત્મા પરમાત્માના વિજ્ઞાનની સપત્તિ, વૈરાગ્યનો અતિશય, ભક્તિનો પરિપાક, શ્રદ્ધાપ્રકર્ષ અને સાધુસેવામા આદરાતિશયની અતિશય પ્રશસા કરી તથા તેમની પત્નીઓ પુત્ર પુત્રીઓની પોતાવિષે સ્થિર ભક્તિ, ધર્મમાં દૃઢ નિષ્ઠા, તીવ્ર વૈરાગ્ય, ઇત્યાદિ ગુણોની પ્રશસા કરી ॥૮–૯॥ હે નૃપ ! એરીતે સપરિવાર અભયરાજાની ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની સપત્તિને વખાણીને, તેમની પ્રાર્થનાને અનુ સારે તેજ દુર્ગપુરમાં મુનિઓ સાથે સુખેથી રહ્યા જે દેશાતરમાથી આવેલા

गता भक्ताः स्वं स्वं स्थानं ययुर्नृप ! ॥१०॥ सखिभावं भगवति सम्प्राप्ता मुनयोऽखिलाः । तद्वीक्षणादिनाऽऽनन्दं प्रत्यहं लेभिरेऽधिकम् ॥११॥ जयाललितयोर्भक्तिस्तस्मिन्सर्वातिशायिनी । आसीदनन्यमनसोः सर्वदा शुद्धभावयोः ॥१२॥ सपुत्रो नृपतिर्नित्यं दिवा निशि च सादरम् । प्रीत्याऽनुवर्तमानस्तं सिषेवे समुनिं हरिम् ॥१३॥ मधुशुक्लनवम्यां ते तज्जन्मदिनविन्नृपः । पुपूज परमप्रेम्णा निजसम्बन्धिभिः सह ॥१४॥ नूत्नैरनर्घ्यैर्वसनैर्नानाविधविभूषणैः । वरकेसरमिश्रेण चन्दनेन सुगन्धिना ॥१५॥ शेखरैरवतंसैश्च पौष्पैर्हारैः सुगन्धिभिः । पुपूज हेममुद्राभिर्महानीराजनेन च ॥१६॥ ततः प्रणम्य साष्टाङ्गं बद्धाञ्जलिपुटः प्रभुम् । तस्थौ

---

ભક્તો હતા તેઓ ભગવાનની આજ્ઞાથી પોતપોતાને સ્થાને ગયા ॥૧૦॥ તે સર્વે મુનિઓ ભગવાનમાં સખિભાવ—સતત સંશ્લેષરૂપ પ્રેમવિશેષને પામીને, નિરંતર તેમના સતત સદર્શન સસ્પર્શ સભાપણાદિ સમ્બન્ધે કરીને ઉત્તરોત્તર અધિક અધિક આનંદને પ્રતિદિન પામવા લાગ્યા ॥૧૧॥ ધર્મનિષ્ઠાથી જેમના મનના મળો ધોવાઈ ગયા છે, માટેજ સર્વદા શુદ્ધ ભાવવાળાં, શ્રીહરિમાંજ અનન્ય મનવાળાં, રાજપુત્રી જયા લલિતાને ભગવાનમાં ભક્તિ અભયાદિક થકી પણ અત્યધિક થઈ હતી ॥૧૨॥ પરિવારસહિત આ અભયરાજા મુનિમંડળ સહિત ભગવાનની પ્રીતિથી અનુવૃત્તિ પાળવાપૂર્વક આદરથી અહર્નિશ સર્વદા સેવા કરતા હતા ॥૧૩॥ ભગવાનના પ્રાદુર્ભાવની તિથિને જાણતા આ રાજાએ સંવત ૧૮૬૧ ની ચૈત્રશુકલ નવમી આવતાં ભગવાનનો પ્રાદુર્ભાવમહોત્સવ કરતાથકા પરમ પ્રેમથી પોતાના સમ્બન્ધિજનો સાથે તે ભગવાનની નવીન બહુમૂલ્ય વસ્ત્રો, નાનાવિધ વિભૂષણો, કુંકુમ કેસરે મિશ્રિત સુગન્ધિ ચંદન, સુગન્ધિ સુકુમાર પુષ્પનિર્મિત હારો તોરાઓ ગુચ્છો, સુવર્ણમુદ્રિકાઓ અને મહા આરતી, ઇત્યાદિ રાજોપચારવડે પૂજા કરી ॥૧૪-૧૬॥ આરતીને અંતે પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરી બે હાથ જોડીને તેમનેજ એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યા. તેમના પુત્રાદિકોપણ તેવીજ રીતે પ્રેમભરપુર દૃષ્ટિથી તે ભગવાનેજ જોઈ રહ્યા

निरीक्षमाणोऽसौ तथा तस्य सुतादयः ॥१७॥ ऋषिमण्डलमध्यस्थं वर्णिवेषधरं हरिम्। पश्यंस्तं सहसा ज्योतिर्दिशो व्याप्नुवदैक्षत ॥१८॥ ब्रह्मसंज्ञे तत्र धाम्नि दिव्ये वृन्दावने वने। रासमण्डलमध्ये तं क्रीडन्तं कृष्णमैक्षत ॥१९॥ निनादयन्तं मुरलीं किशोरं श्यामसुन्दरम्। मयूरबर्हमुकुटं राधावक्त्रेन्दुलोचनम् ॥२०॥ शृङ्गारिकद्रव्यकरैर्गोपीवृन्दैश्च सर्वतः। कटाक्षैर्वीक्षमाणास्यं कोटिमन्मथमोहनम् ॥२१॥ ससम्भ्रमं तमालोक्य प्रणनाम स सान्वयः। ततोऽपश्यद्यथापूर्वं वर्णीन्द्रं मुनिसंसदि ॥२२॥ संपूर्णसर्वकामोऽथ सबन्धुर्नृपसत्तमः। पुनर्नत्वा प्राञ्जलिस्तं तुष्टाव भासमुन्दरः

॥१७॥ મુનિમંડળના મધ્યમા વિરામાન વર્ણિવેષધારી શ્રીહરિને એરીતે જોઈ રહેલા સપરિવાર અભયરાજાની દૃષ્ટિ આગળ ચોગરદમ દશ દિશામા પ્રસરતુ કાઈપણ અપ્રાકૃત તેજ એકદમ સ્ફુરણાયમાન થયું ॥૧૮॥ તે બ્રહ્મસંજ્ઞિત તેજોમય ધામમા દિવ્ય વૃંદાવન નામના વનમાં રાસમંડળમધ્યે ક્રીડા કરતા કૃષ્ણને જોયા એટલે શ્રીહરિને શ્રીકૃષ્ણરૂપે જોયા. અથવા-બ્રહ્મસંજ્ઞિત તેજોમય ધામમાં પ્રકાશમાન તથા યમુના તીરના અલંકાર ભૂત દિવ્ય વૃંદાવનમાં રાસમંડળમધ્યે ક્રીડા કરતા એવા કૃષ્ણરૂપે જોયા ॥૧૯॥ શ્રીકૃષ્ણરૂપે ભાળેલા શ્રીહરિને વિશેષણ આપેછે—કરકમળમા લાડ લડાવેલી અધરોષ્ઠને ચુંબન કરતી દિવ્ય વંશીને વજાડતા, કિશોર વયમાં વર્તતા, નવીન મેઘસમાન શ્યામસુંદર, મોરનાં પિંછાવડે અલંકૃત કરેલા મુકુટને ધારી રહેલા, રાધાના મુખચન્દ્રને ચકોરની પેઠે લોચનયુગલથી જોઈ રહેલા, શૃંગાર રસને ઉદ્દીપન કરનારા પુષ્પમાળા ચંદન તાંબૂળ આદિક પદાર્થો જેમના હાથમાં છે એવા ગોપીગણોએ અનુરાગગર્ભિત કટાક્ષોવડે ચોમેર નિરીક્ષણ કર્યું છે મુખકમળ જેમનું, પોતાના લાવણ્યાતિશયથી કોટિ કામની પેઠ મોહ પમાડનારા એવા શ્રીકૃષ્ણને જોયા ॥૨૦-૨૧॥ સપરિવાર અભય નૃપતિએ શ્રીહરિને આવા દિવ્યરૂપે જોઇને સભ્રમપૂર્વક પ્રણામ કર્યો. પ્રણામ કરીને પરિવારસહિત ઉઠતા તો પ્રથમની પેઠ મુનિ મંડળમધ્યે વર્ણિવેષથી વિરાજમાન શ્રીહરિને જોયા ॥૨૨॥ ત્યારપછી સબન્ધુ

॥२३॥ अभय उवाच—सिताम्बरं नैष्ठिकवर्णिवेषं पीताम्बरं तं नटवर्यवेषम्। नवाम्बुदश्यामलसुन्दराङ्गं वन्दे हरिं धर्मसुतं च कृष्णम् ॥२४॥ शान्तान्तरस्वाश्रितमण्डलस्थं शृङ्गारिगोपीगणमण्डलस्थम्। सरोजपत्राभविलोलनेत्रं वन्दे० ॥२५॥ वृन्देन्घनस्रग्धरपद्मपाणिं वृन्दावने सुस्वरवेणुपाणिम्। विचित्रपुष्पोत्तमचारुहारं वन्दे० ॥२६॥ समाधिविस्मापितसर्वलोकं रासक्रियाचित्रि-

---

અભયરાજા અક્ષરધામવિરાજમાન દિવ્ય સ્વરૂપના દર્શનથી પૂર્ણકામ અને પરમાનંદપરિપૂર્ણ થઈ ભગવાનને ફરીથી પ્રણામ કરી હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા ॥૨૩॥ **અભય રાજા સ્તુતિ કરે છે**—હે ભગવન્ ! તમોજ ધર્મનંદન અને યદુનંદન છો, ધર્મનંદનરૂપે શ્વેત વસ્ત્રને ધારી રહેલા, નૈષ્ઠિક વર્ણિવેષને ધારી રહેલા આજ સર્વ જનોના નયનગોચર થયા છો પરમ કૃપા કરીને પ્રાક્તન એજ પીતાંબર નટવર વેષથી મને આજ નયનગોચર થયા છો. આવા વર્ણિવેષરમણીય, નટવરવેષરમણીય, નવીન મેઘસદૃશ શ્યામ સુંદર અવયવવાળા એવા શ્રીહરિ તથા શ્રીકૃષ્ણ તમોને પ્રણામ કરૂં છું. ( આ શ્લોકને આરંભીને આઠ શ્લોકોમાં પ્રથમ પાદથી શ્રીહરિકૃષ્ણનું વર્ણન કર્યું છે. દ્વિતીય પાદથી સમાધિમાં શ્રીહરિએ પ્રદર્શવિલા શ્રીકૃષ્ણસ્વરૂપનું વર્ણન કર્યું છે. તૃતીય પાદથી તે બન્નેમાં રહેલા સમાનવિશેષણથી વર્ણન કર્યું છે. ચતુર્થ પાદથી બન્નેના નામનો નિર્દેશ કરવાપૂર્વક પ્રણામ કર્યો છે. એવું વિવેચન જાણી લેવું ) ॥૨૪॥ પ્રશાંત મનવાળા સ્વચરણનાજ એક આશ્રયવાળા મુનિમંડળના મધ્યમાં વિરાજમાન, શૃંગાર રસવિશેષરૂપ વિલક્ષણ પ્રેમરસથી વ્યાપ્ત અંતઃકરણવાળા ગોપીજનમડળના મધ્યમાં વિરાજમાન, કમળદળ સમાન વિશાળ દિવ્ય વિલોચનવાળા તમો ધર્મતનય શ્રીહરિ અને યદુનંદન શ્રીકૃષ્ણને હું પ્રણામ કરૂં છું ॥૨૫॥ જેતમો વૃદાવનમાં સુસ્વર વેણુથી સમલંકૃત કરકમળવાળા હતા તેજ તમો આજ તુલસીકાષ્ઠના મણકાની માળાથી સમલંકૃત કરકમળવાળા છો. વિવિધ ઉત્તમ પુષ્પોના મનોહર હારોવડે શોભાયમાન એવા ધર્મતનય તમો શ્રીહરિ અને વસુદેવતનયાકૃતિ શ્રીકૃષ્ણને હું પ્રણામ કરૂં છું ॥૨૬॥ ધર્મનંદનરૂપે તમોએ સંકલ્પમાત્રથી બહુ

तदेवलोकम् । कन्दर्पदर्पोत्सनातिदक्षं वन्दे० ॥२७॥ स्वभक्तसत्सद्मविराजमानं वृन्दावनाक्रीडसुशोभमानम् । स्वानां हरन्तं हृदयानि दृष्ट्या वन्दे० ॥२८॥ शिरःपटापीडनिजात्मलोभं मयूरपत्रालिकिरीटशोभम् । पद्मादिलक्ष्माङ्कितपादयुग्मं वन्दे० ॥२९॥ स्वदत्तभूषाः सहसा ददानं स्वाङ्गेषु भूषा विविधा दधानम् । सकालमायाभयदाभिधानं वन्दे० ॥३०॥ भक्तान्तरारिक्षपणप्रतापं गोगोपगोपीरिपुदैत्यतापम् । पादानमत्स्वीयजनैकवन्द्यं वन्दे०

---

જનોને સમાધિ કરાવીને સર્વ સુરનરાદિકને વિસ્મિત કર્યા છે અને યદુનંદનરૂપે તમોએ રાસલીલાવડે દેવોને વિસ્મિત કર્યા છે. કામનો ગર્વ ઉતારવામાં અતિશય સમર્થ એવા તમો શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું. કૃષ્ણરૂપે સૌન્દર્યાતિશયથી કામનો ગર્વ ઉતાર્યો હતો. ધર્મનંદનરૂપે તો સર્વના કામને મૂળમાંથી ઉખેડી નાંખે એવા પોતાના આશ્રયપ્રભાવથી કામનો ગર્વ ઉતાર્યો છે ॥૨૭॥ ધર્મનંદનરૂપે તમો પોતાના ભક્તજનોની પ્રાર્થનાને સફળ કરવા ભક્તજનોના ભવનમાં વિરાજો છો. યદુનંદનરૂપે તો પોતાના વિહરણને સમુચિત વૃંદાવનને કલ્પીને તેમાં વિહરણ કરવાથી શોભો છો. સમગ્ર જનોના મનને હરનારા દિવ્ય કટાક્ષવાળા ધર્મસુત શ્રીહરિ તમોને તથા શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૨૮॥ ધર્મતનયરૂપે તમોએ શિરઃપટ (પાઘ) માં ધારેલા બહુવિધ પુષ્પના તોરાઓથી નિજ જનોનાં મનને હરો છો. યદુનંદનરૂપે તો તમોએ મોરના પિંછાંથી અલંકૃત દિવ્ય મુકુટથી સર્વ જનોના મન હરી લીધાં હતાં. કમળાદિ દિવ્ય રેખારૂપ ચિહ્નોથી ચિહ્નિત ચરણકમળયુગળવાળા એવા ધર્મસુત શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું ॥૨૯॥ ધર્મતનય તમો પોતાને ભક્તોએ અર્પેલા અનેક અલંકાર તત્ક્ષણ વિપ્રોને આપી દ્યો છો. યદુનંદનરૂપ તમોએ તો આભૂષણોને પોતાના અંગનો સંશ્લેષ કરાવીને આભૂષિત કર્યાં હતાં. કાળ માયાના ભયને નાશ કરનારૂં નામ જેમનું છે એવા ધર્મનંદન શ્રીહરિ અને શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું ॥૩૦॥ તમોએ તો યદુનંદનરૂપે ગોપ ગોપીઓના બાહ્ય રિપુ અસુરો હણ્યા હતા. ધર્મનંદનરૂપે તમો તો

॥३१॥ सुव्रत उवाच—इति स्तुत्वा हरिं भक्त्या प्रणम्य स नृपोत्तमः। प्रसन्नस्याज्ञया तस्य निषसाद तदन्तिके ॥३२॥ नष्टसंशयजालोऽसौ पूर्णाखिलमनोरथः। प्रीत्या नित्यं सिषेवे तं तथोत्तमजयादयः ॥३३॥ भगवानपि तं राजन्! प्रीणयन्सात्मजं सदा। धर्ममैकान्तिकं सम्यग्बोधयन्व्यवसत्सुखम् ॥३४॥ वसंस्तत्र नभोमासे जन्माष्टम्यां महोत्सवम्। चकार पूर्ववत्स्वामी प्रत्येकादशि चोत्सवम् ॥३५॥ मुनिभिः सह दुर्गपत्तने वसतस्तस्य तु भक्ततुष्टये। विमलोडुगणेन्दुमण्डला समियाय क्षितिपेषपूर्णिमा ॥३६॥ इति

---

હમણાં પોતાના આશ્રિતોના અંતરના સતત ગૂઢપણે અનુવર્તતા કામાદિ રિપુઓને હણો છો. ચરણકમળમાં પ્રણામ કરતા સ્વજનોના એક બન્ધુ એવા ધર્મસુત શ્રીહરિ તમોને અને શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૩૧॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાનની સ્તુતિ કરી ભક્તિથી પ્રણામ કરી અભયરાજા રાજી થએલા ભગવાનની આજ્ઞાથી તેમની પાસે બેઠા ॥૩૨॥ ભગવાનના પ્રસાદથી જેના સર્વે સંશયો વિનષ્ટ થયા છે, જેમના સર્વે મનોરથો પરિપૂર્ણ થયા છે એવા અભય રાજા પરા પ્રીતિથી ભગવાનની પ્રતિદિન સેવા કરવા લાગ્યા. તેમજ પુત્ર ઉત્તમ અને પુત્રીઓ જયા લલિતા આદિક સેવા કરવા લાગી ॥૩૩॥ હે રાજન્! ભગવાન્ પણ સપરિવાર અભય નૃપતિને દર્શન ભાષણ આદિકવડે પ્રસન્ન કરતા થકા અને એકાંતિક ધર્મનો બોધ સમ્યક્ કરતા થકા ત્યાં સુખેથી રહ્યા ॥૩૪॥ એરીતે દુર્ગપુરમાં નિવાસ કરી રહેલા સ્વામી નારાયણ ભગવાને સંવત્ ૧૮૬૨ ના શ્રાવણ માસમાં કૃષ્ણ જન્માષ્ટમીનો મહોત્સવ સર્વે સમાશ્રિતોને આહ્લાદ આપતા થકા પૂર્વવત્–માંગરોળ માણાવદર શરધારમાં કર્યો હતો તેવો કર્યો તથા પ્રત્યેક એકાદશીનો ઉત્સવ કર્યો ॥૩૫॥ હે પ્રતાપસિંહ રાજન્! એરીતે અભયાદિ ભક્તજનોની પ્રસન્નતા માટે સાધુજનો સાથે દુર્ગપત્તનમાં શ્રીહરિને નિવાસ કરતાં નિર્મળ તારાગણ અને ચંદ્રમંડળથી મંડિત ગગનાંગણ જેનું છે એવી આશ્વિન શુક્લ પૂર્ણિમા આવી

श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे अभयराजकृतश्रीनारायणस्तुतिनामैकत्रिंशोऽध्यायः ॥३१॥

सुव्रत उवाच—पूर्णचन्द्रोदये रात्रौ तस्यां नारायणो नृप ! । संस्नाय चन्द्रशालायां सिंहासनमतिष्ठिपत् ॥१॥ तस्मिन्श्रीकृष्णमास्थाप्य पुपूज स यथाविधि । नवान्नपृथुकान् दुग्धशर्करादि न्यवेदयत् ॥२॥ महानीराजनं कृत्वा गीतवाद्यादिभिः सह । श्रीकृष्णरासलीलायाश्चारुपद्यान्यगापयत् ॥३॥ वीणामृदङ्गतालाद्यैर्मु-

---

પહોંચી ॥૩૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... દ્વિતીયપ્રકરણે અભયરાજકૃતશ્રીનારાયણસ્તુતિનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

## [1]અધ્યાય ૩૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! શ્રીસ્વામિનારાયણ ભગવાને તે આશ્વિન શુકલ પૂર્ણિમાની રાત્રિએ પૂર્ણ ચંદ્રોદય થતાં ઉન્મત્તગંગાજળથી સ્નાન કરી, ચંદ્રશાળામાં ( અગાશી ) સુવર્ણનું સિંહાસન ભક્તજનોપાસે સ્થાપન કરાવ્યું ॥૧॥ તે સિંહાસનમાં પોતાને પ્રતિદિન પૂજવાની બાળકૃષ્ણની મૂર્તિ પધરાવીને તેની શાસ્ત્રોક્ત પૂજાવિધિને અનુસારે પૂજા કરી અને નવીન ઉત્તમ ડાંગરના પૃથુક-પુંવા તથા સાકરમિશ્રિત દુધ આદિક નૈવેદ્યમાં નિવેદન કર્યું ( દુધ સાકર મિશ્રિત પુંવા નિવેદન કર્યા ) ॥૨॥ તે પછી બાળકૃષ્ણની ગીત-ગાન કરવા યોગ્ય પદ્યો ( કીર્તનો )નું ગાયન અને નાનાવિધ વાજીંત્રોના ધ્વનિ આદિકની સાથે મોટી આરતી ઉતારીને, શ્રીકૃષ્ણે કરેલી જે ગોપીયો સાથે રાસલીલા તેને બોધ કરનારાં શતાનંદ મુક્તાનંદાદિ મહાકવિઓએ ગુંથેલાં સંસ્કૃત પ્રાકૃત અતિસુંદર કીર્તનો ગાનપ્રવીણ પ્રેમાનંદપ્રમુખ મુનિઓ પાસે ગવરાવ્યાં ॥૩॥ વીણા મૃદંગ તાળ વિગેરે વાજીંત્રોવડે મુનિઓને રાસલીલાના પદ્યોનું ગાન કરતાં કરતાં

---

[1] આ અધ્યાયમાં ભગવાને મુનિઓને પોતપોતાના પૂર્વરૂપનું આપેલું પ્રત્યભિજ્ઞાન અને દુર્ગપુરમાં અભય પાર્થિવની પ્રાર્થનાથી કરેલી નિવાસની પ્રતિજ્ઞાનો અનુવાદ કર્યો છે.

नीनां गायतां निशः। यामत्रयं व्यतीयाय कृष्णं सोऽस्वापयत्ततः ॥४॥ तद्दर्शनार्थमायाता नरास्तर्हि सहस्रशः। स्त्रियश्च स्वस्वनिलयान् जग्मुर्नत्वा प्रभुं ततः ॥५॥ सात्मजश्च ययो राजा स्वावासं हर्यनुज्ञया। केवलं मुनयस्तस्थुरन्तिके धर्मजन्मनः ॥६॥ तेभ्यः प्रसन्नो भगवांस्तत्प्राग्जन्मादिवेदनम्। दास्यंस्तान् कृपया प्राह स्वाननैकार्पितेक्षणान् ॥७॥ भक्ता ! द्विजातयः सर्वे शृण्वन्तु मम भाषितम्। यूयं सर्वे हि मुनयो भवथाब्जभवोपमाः ॥८॥ शापाद्दुर्वाससस ऋषेः प्राप्ता जन्म नृपु क्षितौ। रहस्यमिति जानीत

રાત્રિના ત્રણ પહોર વીતિ ગયા એ રીતે ત્રણ પ્રહર રાસોત્સવ પ્રવર્તતા પછીથી ભગવાને પ્રતિમારૂપ કૃષ્ણને પોઢાડી દીધા ( ભગવાનને શય્યાસન સમર્પણ કર્યું ॥૪॥ રાસોત્સવ પ્રવૃત્તિ સમયે શ્રીકૃષ્ણ તથા શ્રીહરિકૃષ્ણના દર્શન કરવા માટે ત્યા આવેલા હજારો હજાર નરનારીઓ બાળકૃષ્ણને પોઢાડ્યા પછી પ્રભુ શ્રીહરિકૃષ્ણને પ્રણામ કરી તેમની અનુજ્ઞાથી પોતપોતાને સ્થાનકે ગયા ॥૫॥ રાસોત્સવના દર્શનથી પરમાનંદ પામેલા અભય રાજા ભગવાનને પ્રણામ કરી તેમની આજ્ઞા પામી પોતાને સ્થાનકે પરિવાર સાથે ગયા. તે સમયે એકલા મુનિઓતો ધર્મનંદન ભગવાનની પાસેજ રહ્યા ॥૬॥ તે સમયે ભગવાને તેમના સેવાવિશેષથી તેમની ઉપર બહુ પ્રસન્ન થઈ તેમને પૂર્વ જન્મૈશ્વર્યાદિકનું વિજ્ઞાન આપશે એવાથકા પોતાના મુખકમળ સન્મુખ એકાગ્ર દૃષ્ટિવાળા પ્રેમરસપરિપૂર્ણ એવા મુનિઓને કૃપાથી કહ્યું કે-હે મુનિઓ ! તમો હમણાં દ્વિજાતિ ( બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય ) કુળને અલકૃત કરીને મારો આશ્રય પામી મારે વિષે પરા ભક્તિને પામેલા છો તે તમો મારૂં આ સુભાષિત સાવધાન મનથી સાંભળો. તમો સર્વે વિજ્ઞાન અને તપથી બ્રહ્માની ઉપમા જેમને છે એવા મુનિઓ (મરીચ્યાદિ) છો ॥૭-૮॥ પૂર્વ જન્મમા કોઈ પણ કારણયોગથી દુર્વાસાઋષિના શાપનિમિત્તને પામીને હમણાં ધરણીઉપર માનુષયોનિમાં દ્વિજાતિકુળમાં જન્મ પામીને મારા યોગને પામ્યા છો. તે આ રહસ્ય જે મારા અવતારના યથાર્થ વિજ્ઞાનમાં ઉપકાર કરનારૂં છે તે મેં આજ જણાવેલુ પોતપોતાના

यूयमात्मीयमात्मनि ॥९॥ एवमुक्ता भगवता तेऽपि सद्यस्तदिच्छया । ददृशुः स्वं स्वमात्मानं दिव्यदृष्ट्या यथा पुरा ॥१०॥ तपोयोगसमाधीनां सकलैश्वर्यसंयुतम् । स्वं स्वं दृष्ट्वा मरीच्यादिमहर्षिं लेभिरे मुदम् ॥११॥ तं च नारायणमृर्षिं भगवन्तमवेत्य च । अतिप्रसन्ना मुनयो हरिमूचुः प्रणम्य ते ॥१२॥ ईदृशं ज्ञानमस्माकं प्रसादात्तव सत्पते ! । सर्वदा स्यादिति वयं चेतसा कामयामहे ॥१३॥ तानुवाच तदा स्वामी मुनयः! श्रूयतामिदम् । भवद्भिरिष्यते यत्तत्सर्वदा न हिताय वः ॥१४॥ घोरं कलियुगं ह्यद्य

---

મનમા જાણો આ ગુપ્ત વૃત્તાંત સભામાં કે જ્યાં ત્યાં પ્રકાશ કરવું નહિ, કિંતુ મનમાજ ધારી રાખવુ ॥૯॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને પ્રતિબોધ દીધેલા તે મુનિઓ પણ તત્ક્ષણજ તેમની કૃપાથી પ્રાપ્ત થએલી દિવ્ય દૃષ્ટિથી પોતપોતાના આત્માને યથાપૂર્વ ( પૂર્વ જન્મમા જેવા હતા એવા ) દેખવા લાગ્યા ॥૧૦॥ તપ યોગ અને સમાધિથી મળતા નિરતિશય ઐશ્વર્યે સપન્ન, મરીચ્યાદિકમા હરકોઈ એકાદ મહર્ષિરૂપ પોતપોતાના આત્માને સાક્ષાત્ કરીને મુનિઓ મહા આનદને પામ્યા ॥૧૧॥ તથા તે શ્રીહરિ ભગવાનને નારાયણઋષિરૂપ જાણીને પોતાને ઉપાસ્ય ભગવાનના ચરણકમળના સન્નિધિમા નિરતર નિવાસ મળવાથી અધિક પ્રસન્ન થઈ પ્રણામ કરીને ભગવાનપ્રત્યે એમ બોલ્યા કે ॥૧૨॥ હે સતાપતે ! ભગવન્ ! જે આ અમોને પોતપોતાના પૂર્વ સ્વરૂપનું યથાર્થ વિજ્ઞાન આપની કૃપાથી થયુ છે તે તમારા અવતારના યથાર્થ વિજ્ઞાનમાજ એક ઉપયોગી હોવાથી અમોને નિરતર રહે ( ક્યારેય કિંચિત્ વિનાશ પામે નહિ ) એવી અમો મનમા ઇચ્છા રાખીએ છીએ ॥૧૩॥ હે રાજન્ ! આ પ્રકારે પ્રાર્થના કરેલા ભગવાન્ બોલ્યા કે—હે મુનિઓ ! મારૂ આ વચન તમારા હિતને માટે કહુ છુ તે સાભળો, તમો સર્વે જે આ જ્ઞાનને સર્વદા ઇચ્છો છો તે તો તમારા હિતને માટે નહિજ થાય, કારણ કે—સ્વસામર્થ્યનુ જ્ઞાન હોય તો પોતાને પીડા કરનારા દુર્જનો ઉપર પોતાને કોપોદય થતાં તપનો ક્ષય જનાપવાદ આદિક દોષનો સભવ આવે ॥૧૪॥ તેનુ વિવેચન કરે છે—હે

वर्तते तत्र मानवाः । प्रायशः पापिनः सन्ति श्रिताः सम्पदमासुरीम् ॥१५॥ युष्मन्माहात्म्यमज्ञात्वा ते द्रुह्युर्यर्हि वस्तदा । युष्माभिस्तदशक्यं हि सोढुं सवलवेदिभिः ॥१६॥ युष्माकं च यदा क्रोधो भवेत्स्वैश्वर्यशालिनाम् । क्षय आकस्मिको नूनं तदा स्यात्सर्वदेहिनाम् ॥१७॥ सत्यप्येकस्यापराधे तत्संसर्गाद्धि भूयसाम् । दुःखं स्यादिन्द्रदोषेण त्रैलोक्यस्य पुरा यथा ॥१८॥ तादृक्क्षये निमित्तं च यूयं स्यातापि साधवः । तपःक्षयश्च युष्माकं भवेत्क्रो-

મુનિઓ ! વર્તમાન કાળમાં ઘોર-ક્રૂર પાપેકપ્રવર્ધક કલિયુગ વર્તે છે. તે આ કલિકાળમાં મનુષ્યો પ્રકૃતિથી પાપમાં પ્રીતિવાળા બહુધાપણે છે. અને વળી તેઓ આસુરી સંપત્તિને આશરેલા છે ॥૧૫॥ તો કાળદોષથી અને પ્રકૃતિદોષથી પાપૈકપરાયણ તેઓ સાધુજનોના અપમાનમાત્ર એક પ્રવર્તીને તમારો મહિમા નહિ જાણીને અગ્નિમાં પતંગીયાની પેઠે અત્યાચાર કરતા થકા જો તમારો દ્રોહ કરે તો પોતાનું બળ જાણનારા તમારાથી તેમનો તે અત્યાચાર સહન કરી શકાશે નહિ ॥૧૬॥ તારે તો અમાનુષ ઐશ્વર્યશાલી, ઋષિસંબન્ધી તેજની સંપત્તિની સ્મૃતિવાળા તમો સર્વેને દુર્જનોપદ્રવથી ઉદય પામેલો ક્રોધવેગ દુર્વિષહ્ય સર્વે દેહિઓને એક સાથે વિનાશ કરનારો નિશ્ચે થાય ॥૧૭॥ તમોને ઉપદ્રવ કરનારા જે કોઈ પણ એક જનના અપરાધમાત્રથી તેના સસર્ગને લીધે બીજા બહુ નિરાપરાધિઓને પણ દુ ખ ( તમોએ આપેલા શાપાદિકનું ) થાય. અર્થાત્ તમોને ચઢેલો ક્રોધવેગ કેવળ અપરાધિમાંજ સંબન્ધ પામીને વિશ્રાંતિ પામે નહિ કિંતુ તેના સબન્ધી અને તેના પણ સબન્ધીમાં પણ પ્રસરીને બહુને નાશ કરે. જેમ પૂર્વે ઇન્દ્રે દુર્વાસાનું અપમાન કર્યું તે સમયે એકલા ઇન્દ્રના અપરાધથી ભૂરાદિ સર્વ લોકોને દુ ખ થયું હતું તેમ દુ.ખ થાય ॥૧૮॥ ક્ષમા શીલાદિ સાધુગુણસપન્ન એવા પણ તમો તેના બહુ જનોના ક્ષયમા નિમિત્તભૂત થાઓ. વળી ઉપશમશીલ એવા પણ તમોને જો ક્રોધોદય થાય તો બહુકાળ કરેલી તપશ્ચર્યાથી સંપાદન કરેલું સર્વે પુણ્ય પ્રણાશ પામી જાય ( સમસ્ત તપોબળ નાશ પામે ) 'तपते यजते चापि यच्च दानं प्रय-

धोदयेन च ॥१९॥ तस्मात्स्वरूपविज्ञानं सर्वदा नोचितं हि वः। क्वचित्कचिद्ध्यानकाले तद्भविष्यति निश्चितम् ॥२०॥ इत्युक्तवति सर्वेशे ज्ञानं तेषां तु तद्रूप !। आसीत्तिरोहितं सद्यस्तस्यैवेच्छावशात्प्रभोः ॥२१॥ तावदासीदुषःकालः स्वाम्यगान्नित्यकर्मणे। ययुरुन्मत्तगङ्गां ते स्नानार्थं द्विजा अपि ॥२२॥ एवं भगवता राजन्स्वभक्तानां हि सर्वथा। विधीयते हितं नित्यं पित्रार्भाणामिवादरात् ॥२३॥ क्षेमं विधातुं सर्वेषामथ भूमौ मुमुक्षताम्। मुनीन् प्रेषयितुं स्वामी मनसैच्छद्दयानिधिः ॥२४॥ देशान्तरेभ्यो भक्ताश्च तमुपेत्य पुनः पुनः। स्वस्वग्रामागमायैव प्रार्थयन्बहुधा नृप! ॥२५॥ आगमिष्यामि वो ग्रामानिति सर्वेभ्य एव सः। प्रतिजज्ञे

---

स्मृति। क्रोधेन सर्वं दहति तस्मात्क्रोधं विवर्जयेत्' એવી સ્મૃતિ છે. એ રીતે ક્રોધદોષનો વિમર્શ કરતાં તમોને પૂર્વસ્વરૂપનું વિજ્ઞાન સર્વદા ઉચિત નથી. પૂર્વ સ્વરૂપનું વિસ્મરણજ ઉપકાર કરનારૂ થશે એમ મારૂં માનવું છે. પરં કવચિત્ કવચિત્ મારા સ્વરૂપના ધ્યાનકાળમાં સ્વસ્વરૂપનું સ્મરણ તમોને થશે ॥૧૯-૨૦॥ હે નૃપ! સર્વેશ શ્રીહરિએ આ પ્રકારે કહ્યું એટલે તે મુનિઓનું તે પૂર્વ જન્મનું જ્ઞાન તો ભગવાનની ઇચ્છાથી તત્ક્ષણ તિરોહિત થઈ ગયું ॥૨૧॥ એ રીતે મુનિઓ અને ભગવાનનો રહસ્ય સવાદ સપૂર્ણ થતાં પ્રભાતસમય પણ થયો. એટલે સ્વામી ભગવાનતો સ્નાનાદિ નિત્યકર્મ કરવા સ્વસ્થાને ગયા. તે મુનિઓપણ સ્નાન કરવા ઉન્મત્તગંગાપ્રત્યે ગયા ॥૨૨॥ હે રાજન્! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિ પોતાના ભક્તોનું સર્વથા હિત જેમ પિતા પોતાના પુત્રોનું કરે તેમ આદરથી નિત્ય કરે છે ॥૨૩॥ એ રીતે બહુ માસો વ્યતીત થતાં દયાનિધિ ભગવાને ભૂમિમાં મુમુક્ષુ સર્વ જનોનાં સદુપદેશાદિવડે કલ્યાણ કરવા મુનિઓને તે તે દેશોમાં મોકલવાનો મનમાં સકલ્પ કર્યો ॥૨૪॥ હે નૃપ! બહુ ભક્તજનો તે તે ગામ થકી આવીને પોતપોતાના ગામને ભગવાનના ચરણકમળના રજવડે પવિત્ર કરવા ભગવાનની વારંવાર બહુ પ્રકારે પ્રાર્થના કરતા હતા ॥૨૫॥ ભગવાને તો બધાય ભક્તોની પ્રાર્થનાને સફળ કરવા 'તમારા ગામમાં

भावयशाद्धर्मस्थापन उद्यतः ॥२६॥ किन्तु राज्ञे प्रतिज्ञातं स्वेन यत्तत्स पालयन् । चातुर्मासीसमाप्त्यन्तं तत्रैवोवास सद्विजः ॥२७॥ एकादश्यां प्रबोधिन्यां तत्र कृत्वा महोत्सवम् । सदःस्थोऽथाभयं भूपं स प्रोचे भक्तिनन्दनः ॥२८॥ चातुर्मास्यावधि मया मुनयः प्रीतये तव । रक्षिता इह सर्वेऽपि सम्राजोऽप्यतिदुर्लभाः ॥२९॥ अधुना प्रेषयाम्येतान् भूमौ विचरितुं नृप ! । मुमुक्षूणां हितायैव यत्सन्तो भवतारकाः ॥३०॥ देशान्तरीया भक्ताश्च प्रतीक्षन्ते ममागमम् । ततोऽहमपि यास्यामि सौवीरानधुनाऽनघ !

---

યથાપ્રાર્થના અમો આવીશું' એવી પ્રતિજ્ઞા તેમના ભાવવશાત્ કરી, કેમકે પોતેજ ભૂમિમાં સર્વત્ર જઇને ધર્મસ્થાપનમાં ઉદ્યમી થયા છે-ધર્મસ્થાપનમાટેજ અવતરેલા આ ભગવાનને ભક્તપ્રાર્થના તો મિષમાત્ર છે, પોતેજ તે તે પુરગ્રામમાં પધારીને ધર્મસ્થાપનનો સંકલ્પ કર્યો છે ॥૨૬॥ ભક્તો આગળ પોતે યદ્યપિ પ્રતિજ્ઞા કરી છે તથાપિ અભયરાજાને ત્યાં જે ચાતુર્માસ્યાવધિ રહેવાની પ્રતિજ્ઞા કરી છે તેને પરિપાલન કરવા શ્રીહરિ મુનિમંડળસહિત ચાતુર્માસ્ય સમાપ્તિસુધી ત્યાંજ નિવાસ કરીને રહ્યા ॥૨૭॥ ભક્તિનંદન ભગવાને પ્રબોધની એકાદશી તિથિએ દુર્ગપુરમાં અભયભૂપના ભવનમાં ભગવાનનો મહોત્સવ કરીને પછીથી સભામાં વિરાજમાન થઈ અભય ભૂપાળને એમ કહ્યું કે-હે રાજન્ ! ધર્મરક્ષાનીજ એક દીક્ષા ધારી રહેલા મેં કેવળ તમારી ભક્તિના પરવશપણાથી તમારી પ્રાર્થનાને અનુસારે તમારી પ્રસન્નતા માટે ચક્રવર્તી નૃપતિને પણ સુદુર્લભ સમાગમ જેમનો છે એવા આ બધા મુનિઓને આટલા સમયસુધી અહીંજ રોકી રાખ્યા છે. પરંતુ મુમુક્ષુ જનોના સમુજ્જીવનપરાયણ એમણે તો ગામોગામ ફરી ફરીને મુમુક્ષુઓને અનુગ્રહ કરવાનો છે, ( એક સ્થળમાં રોકી રાખવાના નથી ) તો હવે હે નૃપ ! આ મુનિઓને મુમુક્ષુ જનોના હિતમાટેજ તે તે દેશમાં વિચરવા હું મોકલીશ. કારણ કે આવા સાધુઓજ સંસારસાગરના સમુદ્ધરણનીજ એક પ્રવૃત્તિપર છે ॥૨૮-૩૦॥ હે નિષ્પાપ અભય રાજન્ ! વળી દેશદેશના બહુ હરિજનો મારી પોતપોતાના પુર

॥३१॥ त्वं तु सार्कं निजजनैः कृष्णस्यैव निरन्तरम् । भक्तिं कुर्यां अहिंसादीन् यमान्सम्परिपालयन् ॥३२॥ सुव्रत उवाच—एतच्छ्रुत्वा हरेर्वाक्यं नृपश्चास्य सुतादयः । रुदन्तः प्रार्थयामासुस्तं प्रणम्य मुहुर्मुहुः ॥३३॥ त्वत्प्राणानत्र नो हित्वा क्व यासि करुणाम्बुधे ! । गते त्वयि शरीरेषु न स्थास्यन्त्यसवो हि नः ॥३४॥ गन्तव्यं चेद्‌वदयं ते तर्ह्यस्मानात्मना सह । नेतुमर्हसि नाथ ! त्वं सौवीरानत्र वा वस

ગામમા પધારવાની વાટ જોઈ રહ્યા છે તેમની પણ પ્રાર્થના મારે સફળ કરવી જોઇએ તો હું પણ હમણાજ તે તે ભક્તજનોના નિવાસભૂત સૌવીર દેશમા જઈશ ॥૩૧॥ તમો તો નિજજનો સાથે નિરતર કૃષ્ણભક્તિને કરશો, કૃષ્ણભક્તિ થકી ક્ષણ પણ પ્રચ્યુતિ પામશો નહિ અને તેમા આવતા અનેક અતરાઓને વિનાશ કરનારા અહિંસા આદિક યમોને પરિપાલન કરશો ॥૩૨॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! શ્રીહરિનું આવું વાક્ય સુણીને અભયરાજા અને તેમના ઉત્તમાદિ બન્ધુજનો શ્રીહરિનો સશ્લેષ એજ એક જીવિતવાળા, તેમના સેવાસુધારસના પાનપરાયણ, તેમના વિયોગને ક્ષણપણ નહિ સહન કરી શકનારા અને શોકથી ઉદ્વિગ્ન મનવાળા થઈ ભગવાનના ભાવિ વિયોગની વેદનાથી રૂદન કરતા થકા વારવાર શ્રીહરિને પ્રણામ કરી પ્રાર્થના કરવા મડ્યા કે—હે કરૂણાનિધિ ભગવન્ ! આપના સમાગમ થકી પર કાઈ પણ નિ શ્રેયસને અમો માનતા નથી આપના સમાગમનેજ સર્વાધિક માનીએ છીએ તો તમો જો અહીંથી અવશ્ય અન્યત્ર જવા ઇચ્છતા હો તો અમોને પણ સાથે લઈ જાઓ તમો પ્રાણનાથ અમોને ત્યાગ કરી અહીંથી ચાલી નીકળશો કે તત્ક્ષણ અમારા પ્રાણો પણ શરીરમાથી નિશ્ચે નીકળી જશે કારણ કે અમો તમોજ પ્રાણ જેમના છે એવા છીએ જે 'પ્રાણ' એમ નિર્દેશ થાય છે તેતો ગૌણ પ્રાણો છે. સર્વના સાક્ષાત્ પ્રાણ તો આપજ છો, 'प्राणस्य प्राण' એવી શ્રુતિ છે, 'ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति । मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते' એવી પણ શ્રુતિ છે, વળી 'को ह्येवान्यात्क. प्राण्याद्यदेष आकाश आनन्दो न

॥३५॥ सोढुं शक्ता वयं नैव विरहं तव सत्पते ! । साकमेवागमिष्यामस्त्वयातो नात्र संशय ॥३६॥ राज्यस्य चिन्ता नास्त्येव तत्तु ते यत्समर्पितम् । ब्रह्माण्डपोषकस्त्वं हि सर्वेनान्नं तु दास्यसि ॥३७॥ इति निष्कपट वाक्य सान्वयस्य नरेशितु । निशाम्य तद्भक्तिवश प्रीत प्रोवाच स प्रभु ॥३८॥ त्यज चिन्तां धराधीश ! त्वयाहं हि वशीकृत । तवैकान्तिकधर्मेण प्रसन्नोऽस्मीति विद्धि भो ! ॥३९॥ वत्स्याम्यत्रैव नियतमहं नास्त्यत्र संशय. । भक्ताना

तुष्ट्येऽन्यत्र गत्वैष्यामि पुनःपुनः ॥४०॥ राज्यं त्वेतत्त्वया राजन्! पालनीयं मदाज्ञया। मदर्थमृषयोऽप्यत्र मुहुरेष्यन्ति सर्वतः ॥४१॥ तव त्वत्पुत्रपुत्र्यादेर्भक्त्या चादम्भया भृशम्। वशीकृतस्य मे वाक्यं सत्यमेतन्नराधिप! ॥४२॥ सुव्रत उवाच—इति दत्तवरः स भक्तभर्त्रा नृपतिः सान्वय आप भूरि तोषम्। न्यवसद्धरिरप्युदारकीर्तिर्निलये तस्य सुखं सुखप्रदाता ॥४३॥ विधिना क्षितिपस्य तस्य दुर्गे प्रभुरस्थापयदुत्तमालये सः। सह राधिकयैव वासुदेवं महमन्नापि महान्तमाततान ॥४४॥ राजा कर्तुं तस्य सेवां यथार्हं विष्णोर्भक्तं विप्रवर्यं सुशीलम्। दत्त्वा वृत्तिं रक्षति स्माथ राजंश्चक्रे सेवां सोऽपि तस्यानुकालम् ॥४५॥ इति श्रीसत्सङ्गि-

---

જઇને તેમનો મનોરથ પરિપૂર્ણ કરીને વારેવારે અહીંજ આવી રહીશું ॥૩૯-૪૦॥ હે અભયરાજન્! ક્ષત્રિય એવા તમારે મારી આજ્ઞાથી આ રાજ્યનું તો પરિપાલન કરવું. આ મુનિઓ પણ મારી સેવા કરવા સર્વ દેશોમાંથી વારેવારે અહીં આવશે. અમારી અને મુનિઓની સેવામાં ઉપયોગી હોવાથી આ રાજ્ય તો મારી અનુજ્ઞાથી તમારે અવશ્ય રક્ષણ કરવું ॥૪૧॥ હે નરાધિપ! તમારી અને તમારા પુત્ર પુત્ર્યાદિ પરિવારની દંભવર્જીત ભક્તિથી અત્યંત વશ થએલો હું તે મારૂં આ વચન સત્યજ છે, તમો ભય પામશો નહિ ॥૪૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભક્તભર્તા ભગવાને આ પ્રકારે જેને વરદાન દીધું છે એવા અભયનૃપતિ સપરિવાર પરમ હર્ષને પામ્યા. ઉદારકીર્તિ સુખપ્રદાતા શ્રીહરિપણ અભયભૂપના ભવનમાં તેમની ભાવશુદ્ધિથી પરમ પ્રસન્ન થઇને સુખેથી નિવાસ કરી રહ્યા ॥૪૩॥ તે પછી પ્રભુ શ્રીહરિએ તે અભયરાજાના દરબારમાં સુંદર મંદિરમાં વાસુદેવનારાયણની રાધિકા સાથે યથાવિધિ સ્થાપના કરીને પ્રતિષ્ઠાના અંગભૂત મોટો ઉત્સવ કર્યો ॥૪૪॥ હે રાજન્! તે પછી અભયરાજાએ તે શ્રીવાસુદેવની પૂજા યથાયોગ્ય કરવા સુશીલ વિષ્ણુભક્ત કોઈ પણ બેચર નામના વિપ્રવર્યને નિયોગ કરી તેની જીવિકા માટે વૃત્તિ પણ આપીને રાખ્યો. આ વિપ્રવર્ય પણ શ્રીવાસુદેવ નારાયણની સેવા યથાકાળ

जीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे दुर्गपत्तननिवासप्रतिज्ञाविधाननामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

सुव्रत उवाच—नानादेशान् प्रेषयिष्यन् स्वज्ञानाय मुमुक्षताम् । शिक्षयामास स मुनीन् भूयस्त्वाद्भुवि दुर्धियाम् ॥१॥ श्रीभगवानुवाच—मुनयो ! भुवि बोधाय नराणां यात यूथशः । चरतानेकदेशेषु कृष्णभक्तिप्रवर्तकाः ॥२॥ तत्र ये शरणं यायुर्युष्माकं तु मुमुक्षवः । उपदेश्या कृष्णभक्तिस्तेभ्यो बन्धविमोचनी ॥३॥ दृढं

અવિચ્છિન્ન કરવા લાગ્યો ॥૪૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે દુર્ગપત્તનનિવાસપ્રતિજ્ઞાવિધાનનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

## [1]અધ્યાય ૩૩ મો.

પૂર્વ અધ્યાયમાં 'મુમુક્ષુઓના મોક્ષ માટે દેશદેશમાં મુનિઓને મોકલવાનો ભગવાને મનમાં સંકલ્પ કર્યો' એમ કહ્યુ છે, તેજ મુનિ મોકલવાના પ્રસંગને કહેવા પ્રથમ તેમાં ઉપયોગી તેમને આપેલી શિક્ષાનો પ્રસંગ સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! મુમુક્ષુ જનોના સ્વસ્વરૂપનો અવબોધ આપવારૂપ હિતમાટે મુનિઓને નાના દેશોમાં મોકલશે એવા શ્રીહરિ ભૂમિઉપર સાધુઓના અપમાનમા અને અસદાચરણમાંજ એક વિલગ્ન મનવાળા જનો બહુ હોવાથી મુનિઓએ અવશ્ય અવધારણ કરવા યોગ્ય અર્થનો ઉપદેશ કરવા લાગ્યા ॥૧॥ શ્રીભગવાન્ કહેછે—હે મુનિઓ ! ભૂમિમાં દુર્લભ મનુષ્યજન્મને પામીને પણ તત્ત્વજ્ઞાન નહિ મેળવીને જેઓ સસારમાં ભ્રમ્યા કરેછે તેવા નરોને તત્ત્વબોધ આપવા તમો મંડળ બાંધીને દેશદેશમાં કૃષ્ણભક્તિનીજ એક પ્રવૃત્તિપરાયણ થઇને વિચરો ॥૨॥ તે દેશોમાં જે મુમુક્ષુજનો તમારે શરણે આવે તેઓને અનાદિ ભવબન્ધનમાંથી છોડાવનારી કૃષ્ણભક્તિ ( ભક્તિનું સાધનસહિત સ્વરૂપ )નો ઉપદેશ કરવો ॥૩॥ તેમાં જ્ઞાનમાં પ્રથમ સાધન જે સ્વસ્વધર્મમાં દૃઢસ્થિતિરૂપ છે તેનો ઉપ-

[1] આ અધ્યાયમાં મુમુક્ષુજનોના હિત માટે નાનાવિધ દેશો પ્રત્યે મુનિઓને ક્રોધ નિગ્રહાદિ ઉપદેશ આપવા પૂર્વક ભગવાને મોકલ્યા એ કથા ઉપપાદન કરી છે.

स्थितिः स्वस्वधर्मेऽथाहिंसाप्रमुखा यमाः । उपदेश्या मनुर्जप्यः श्रीकृष्णेति च नित्यदा ॥४॥ स्त्रीभ्यस्तदीयसम्बन्धिपुरुषेणायमेव च । उपदेशः कारणीयो मुनयः ! क्वापि न स्वयम् ॥५॥ युष्माभिस्त्विह योषाभ्यो राक्षसीभ्य इवार्भकैः । भेतव्यमष्टधा ताश्च वर्ज्याः स्पृश्या न कर्हिचित् ॥६॥ स्थित्वा स्वधर्मे कृष्णस्य भक्तिश्च श्रवणादिका । कर्तव्या कारणीया च पालनीया यमास्तथा ॥७॥

---

દેશ આપવો તથા અહિંસાપ્રમુખ યમોનો ઉપદેશ દેવો. જે પ્રતિદિન જપવાનો 'શ્રીકૃષ્ણ' એવો ત્રણ અક્ષરનો મન્ત્ર છે તેનો તેમને ઉપદેશ કરવો ॥૪॥ હે મુનિઓ ! જે નારીઓ મુમુક્ષાએ સપન્ન હોય તો તેમને આ પૂર્વોક્ત ઉપદેશ તમારે સાક્ષાત્ ક્યારેય પણ કરવો નહિ કિંતુ તેના સંબન્ધી ભ્રાતાદિ પુરૂષદ્વારા આજ ઉપદેશ કરાવવો ॥૫॥ પરિનિષ્પન્ન વૈરાગ્યવાળા એવા-પણ તમારે વિષયદોષોનો વિચાર કરી, નિઃશ્રેયસમાં અત્યંત ઉપયોગી બ્રહ્મ-ચર્યવ્રતનું સર્વ પ્રકારે સંરક્ષણ કરવા જેમ બાળકો રાક્ષસણીયોથકી ભય પામે એમ સ્ત્રીજનો થકી ભય પામવો. રાક્ષસીયો તો કેવળ કાયને ભક્ષણ કરે પણ આત્માને નહિ. આ સ્ત્રિયો તો વપુ વિદ્યમાન રહે ને આત્માને ભક્ષણ કરે. બ્રહ્મજ્ઞાનની વિમુખતાથી આત્મા નષ્ટપ્રાય થાય છે, તો રાક્ષ-સીયોની અપેક્ષાએ સ્ત્રિયો તો વિશેષપણે ભયસ્થાન છે, માટે તે સ્ત્રિયોનો સંગ અષ્ટ પ્રકારે સર્વથા ત્યાગ કરવો. તેમનો સ્પર્શ ક્યારેય પણ કરવો નહિ ॥૬॥ તથા તમો નિષ્પન્ન ભક્તિવાળા છો પણ તમારે સ્વધર્મનો નહિ ત્યાગ કરીને કૃષ્ણની શ્રવણાદિ ભક્તિ કરવી. જે સ્વધર્મનો ત્યાગ કરે તો પરિનિષ્પન્નને પણ ભક્તિમાર્ગ થકી પડી જવાનો સંભવ આવે. તમારે આશ્રિતો પાસે પણ સ્વધર્મસ્થિતિપૂર્વક કૃષ્ણભક્તિ કરાવવી તથા અહિંસાદિ યમો સ્વય પાળવા અને આશ્રિતો પાસે પળાવવા. યદ્યપિ આ ઉપદેશની આત્મીય મુક્તપ્રાય મુનિઓમાં અપેક્ષા નથી; અથાપિ વિષયોની કૂરતા અત્યધિક છે તે અનર્થ કર્યા વિના રહેજ નહિ એવો વિચાર કરવાથી વળી કાળની કુટિલતા ઉત્કટ છે તે કદાચિત્ અનર્થ કરે એવી આ-શંકાથી વળી પોતાનો જનોનું કલ્યાણ ઇચ્છવાનોજ એક સ્વભાવ હોવાથી

आसुर्या सम्पदा मत्ता दुर्जना भुवि भूरिशः । सद्द्रोहशीला वर्तन्ते दम्भभक्ताश्च केचन ॥८॥ तेषां तु विषया एव सन्ति प्रेष्ठा दुरात्मनाम् । न कृष्णो न स्वधर्मश्च नास्ति भीश्चाघकर्मणः ॥९॥ अस्ति तद्विपरीतेव क्रिया सर्वापि वोऽनघाः ! । तस्माद्द्रोहं करिष्यन्ति युष्माकं तेऽतिनिर्दयाः ॥१०॥ युष्मत्ताद्दक्क्रियामूलं ज्ञात्वा मां ते विशेषतः । द्रोक्ष्यन्ति मत्प्रतापस्य श्रुते' माऽगातमत्सराः ॥११॥ ईदृशैर्दुर्जनैः क्वापि कृतेऽपि च उपद्रवे । सहनं तस्य कर्तव्यं न तु क्रोधः कदाचन ॥१२॥ तत्प्रतीकारसामर्थ्ये सत्यपि

---

આ ઉપદેશ પ્રવર્તે છે ॥૭॥ વળી આ આ મારી વાત અવશ્ય અવધારણ કરો—ભૂમિમા કેટલાક દભભકતો-'અમો ભક્તાગ્રેસરો છીએ' એવા મિથ્યાચારથી પ્રખ્યાતિ પામેલા છે તેઓ તો વસ્તુતાએ દુર્જન, સાધુ જનોનો સહજપણે દ્રોહ કરવાના સ્વભાવવાળા, ધન અભિજન આદિકના માનથી બહુ મત્ત અને આસુરી સપત્તિએ યુક્ત છે ॥૮॥ ઉપરથી કૃષ્ણમા ભક્તિને પ્રદર્શાવતા તેઓને તો વસ્તુતાએ અત પ્રીતિ તો વિષયોમાંજ છે તો તે દુરાત્માઓને વિષયોજ પ્રિય લાગે છે પણ ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રિય લાગતા નથી તેમ સ્વધર્મ પ્રિય લાગતો નથી વિષયકામનાવેગથી તો પાપ માજ એક પ્રવર્તે છે પણ તેનાથી લગાર ભય પામતા નથી ॥૯॥ હે નિર્દોષ મુનિઓ ! તમોને તો પોતાના આચરણથી વિપરીત આચરણવાળા, મન વચન અને કાયથી સદાચરણવાળા, નિર્દોષ એવાને તેઓ દેખીને અસૂયાવશાત્ દયાવર્જીત થઈ તમારો દ્રોહ કરશે વળી મારો પ્રકૃષ્ટ પ્રતાપ પ્રથમથી કર્ણોકર્ણી જેમણે જાણ્યો છે અને મત્સરાદિ આસુરી સપત્તિથી મારે વિષે જેમને વૈર બધાએલુ છે એવા તે દુર્જનો તમોને મારા જાણીને દ્રોહ કરશે અને 'આ મુનિઓને સ્વામિનારાયણ થકી ઉત્કૃષ્ટ જ્ઞાન ભક્તિ વૈરાગ્ય પ્રાપ્ત થયો છે' એમ જાણીને મારો તથા તમારો વિશેષપણે દ્રોહ કરશે ॥૧૦-૧૧॥ આવા તે અસુરો તમોને ઉપદ્રવ કરે તો પણ તે સર્વ તમારે સહન કરવુ ક્યારેય પણ તેની ઉપર ક્રોધ કરવો નહિ પોતાનુ તેનો પ્રતીકાર-બદલો વાળવાનુ સામર્થ્ય હોય તોપણ તેના અપરાધનુ સર્વથા

स्य सर्वथा । सहनं तस्य कर्तव्यं साधूनां लक्षणं हि तत् ॥१३॥ अन्योपरि कृते क्रोधे तपः सङ्क्षीयते निजम् । साधवोऽतः सहन्ते वै परैः कृतमुपद्रवम् ॥१४॥ दृश्यन्ते बहवोऽत्र साधुपुरुषास्ताव-त्क्षमासागरा यावन्नेव दुरुक्तमीपदुदितं केनापि संश्रृण्वते । सामर्थ्ये ह्यतुले तु सत्यपि मनः क्षोभं न येषां व्रजेद्दुर्वाच्यैः कुधियामुपद्रवशतैस्ते साधवो दुर्लभाः ॥१५॥ मदाश्रितानां साधूनां परोपकृतिशालिनाम् । दयार्द्रहृदयानां वः क्षमैवैकास्ति भूषणम् ॥१६॥ यथा ऋषभदेवः प्राक् तत्सुतो भरतस्तथा । आसीत्तथैव

---

સહન કરવું એજ સાધુઓનુ મુખ્ય લક્ષણ છે ॥૧૨-૧૩॥ પોતાને પીડા કરનારા જન ઉપર ક્રોધ કરવાથી પોતાના તપનો ક્ષય થઈ જાય છે, માટેજ દુર્જનોએ કરેલા ઉપદ્રવને પણ સાધુજનો સહન કરે છે ॥૧૪॥ જે કોઈ પણ જને કહેલાં તિરસ્કાર વચનોને કર્ણાકર્ણી સાંભળવામાત્રથીજ તત્કાળ હૃદયમાં ક્ષોભ પામીને પુરૂષો ક્રોધશીલ થાય છે. જ્યાંસુધી બીજાએ કહેલાં દુર્વચનો કર્ણમાર્ગમાં સાક્ષાત્ પડ્યાં નથી ત્યાંસુધી ભલે પ્રવાદપરંપરાથી પ્રાપ્ત થતાં દુર્વચનો સાંભળવામાં આવે છે તો પણ તેને નહિ ગણીને હૃદયમાં ક્ષોભ નહિ પામતાં ક્ષમાસાગર રહેનારા આ લોકમાં બહુ સાધુપુરૂષો સુલભ છે ( એવા તો બહુ મળી આવે ) પરતુ દુર્જનોનાં દુર્વચનો સાક્ષાત્ કર્ણ-માર્ગને પામવાથી અને તેમણે કરેલા સોએ સો ઉપદ્રવોથી પણ પોતાનું તેના પ્રતીકારનું સામર્થ્ય અપરિમિત હોવા છતાંપણ જેઓનું મન ક્ષોભ-ક્રોધવ-શતાને પામે નહિ કિંતુ નિર્મળ શીતળજળવાળા જળાશયની પેઠે સ્વચ્છ સુખોપસેવ્ય રહે છે, તેવા સર્વસુહૃદ્ સાધુઓ સુદુર્લભ-વિરલા છે ॥૧૫॥ સાધુઓ પરોપકાર કરવાનાજ એક સ્વભાવવાળા હોય છે. મારા આશ્રિતો તો પરોપકાર કરવાનાજ એક સંકલ્પવાળા મારાજ સ્વભાવને અનુસર-નારા હોવાથી પરોપકાર કરવાનીજ એક પ્રવૃત્તિવાળા હોયજ. તો એક તો સાધુસ્વભાવને લીધે અને મારા આશ્રયણસ્વભાવને લીધે તમારૂં હૃદય દયાર્દ્ર થાયજ. એ રીતે દયાર્દ્ર હૃદયવાળા તમારે તો ક્ષમાજ એક ભૂષણ છે ( ક્ષમાથીજ સાધુઓ શોભે છે ) જો સાધુઓમાં ક્ષમા ન હોય તો અપરા-

निर्मानां यूयं चरत भूतले ॥१७॥ परेषामतिवादान् यः सहते पुरुषो भुवि । जितं सर्वमिदं तेन त्रैलोक्यं क्षमया किल ॥१८॥ क्रोधं यो हृदये जातं क्षमयैव निरस्यति । त्वचं जीर्णामहिरिव स एव मुनिरुच्यते ॥१९॥ यो यजेत्क्रतुराजेन प्रतिमासं शतं समाः । न क्रुध्येच्च कस्मैचित् तयोरक्रोधनोऽधिकः ॥२०॥ क्रोधं कुर्याद्यदि ज्ञानी लोके प्राकृतजीववत् । ज्ञानेन किं फलं तस्य तदा मूर्खसमस्य हि ॥२१॥ दानं व्रतं च नियमा अतिश्रमकृतं तपः ।

બીજાઓ તરફ દયાનો પ્રવાહ કેમ વહે ? ॥૧૬॥ ક્ષમાનો પ્રતિદ્વન્દ્વી ક્રોધ છે. ક્રોધનું મૂળતો માન-દેહાભિમાન છે. તેનાથીજ 'આ મારો બન્ધુ છે આ વયસ્ય-સખા છે આ મારો સુહૃત્ છે, આ મારો અબન્ધુ છે આ મારો શત્રુ છે આ મારો દ્વિષત્ છે' એવી અનુકૂળ પ્રતિકૂળ ભેદબુદ્ધિ થાય છે. જો માન ટળી જાય તો તેવી ભેદબુદ્ધિ ટળી જાય. ભેદબુદ્ધિ ટળી જવાથી ક્રોધનો સંભવ રહે નહિ. એટલે ક્ષમૈકશીલતા સિદ્ધ થાયજ. તો તમો ઋષભદેવની પેઠે અને તેમના પુત્ર ભરતજીની પેઠે નિર્માની થઇને ભૂતળમાં વિચરો ॥૧૭॥ ભૂમિમાં જે સાધુપુરૂષ બીજા દુર્જનોના સનિંદ દુર્વાકયોને સહન કરે છે તે પુરૂષે ક્ષમાથી આ સર્વ ત્રિલોકી નિશ્ચે જીતી લીધી છે. ત્રણ લોકમાં એનો કોઈ પ્રસ્પર્ધી-સામાવાડીયો નથી હાથમાં શસ્ત્ર ધાર્યા વિનાજ એણે ત્રિલોકી જીતી છે ॥૧૮॥ ગુણમય પ્રકૃતિના સમ્બન્ધથી કદાચિત્ હૃદયમાં બીજાએ કરેલા અભિદ્રોહના અતિશયથી ક્રોધનો ઉદય થાય ખરો પરંતુ તે ચઢેલા પણ ક્રોધનો જેમ સર્પ જીર્ણ થએલી ત્વચા-કાંચળીને અનાસક્તિથી અનાયાસથી સર્વાંશે ત્યાગ કરી દે છે તેમ જે પુરૂષ અનાસક્તિથી અનાયાસથી સર્વાંશે ક્ષમાવડેજ ત્યાગ કરી દે છે તેજ મુનિ-આત્મમનનશીલ સાધુ કહ્યો છે ॥૧૯॥ જે પુરૂષ શત સંવત્સરપર્યંત માસે માસે ઉત્તમ યજ્ઞ કરે અને જે પુરૂષ તો કોઇની ઉપર પણ-દ્રોહી ઉપર પણ ક્રોધ કરે નહિ, આ બેમાં ક્રોધ નહિ કરનારો અધિક-શ્રેષ્ઠ છે ॥૨૦॥ જે જન શાસ્ત્રથી જ્ઞાન પામીને જો પામર જનની પેઠે અલ્પ નિમિત્તે કે અધિક નિમિત્તે કોપ કરે તો તેને તે જ્ઞાનથી શું ફળ-લાભ છે ? કાંઈ પણ નહિ. તેનો

भसीभवति तत्सर्वं स्वस्य क्रोधाग्निना खलु ॥२२॥ शमो दमस्तपो दानमार्जवं ह्रीस्तथा दया । द्वाराणि सप्त स्वर्गस्य साधवोऽत्र वदन्ति हि ॥२३॥ क्रोधस्तु नरकस्यैव द्वारमित्युदितो बुधैः । अतो दूरात्त्यजन्त्येनं शीघ्रसिद्धिमभीप्सवः ॥२४॥ क्रोधमूलो विनाशो हि जनानामिह दृश्यते । तं कथं साधवो धीराः स्वीकुर्युर्लोकनाशनम् ॥२५॥ क्रुद्धः पापं नरः कुर्यात् क्रुद्धो हन्याद्गुरूनपि । क्रुद्धः परुषया वाचा श्रेष्ठानप्यवमन्यते ॥२६॥ वाच्या-

---

મૂર્ખથી કશો વિશેષ નથી-મૂર્ખજ છે ॥૨૧॥ સત્પાત્રમા સુવર્ણ દ્રવ્યાદિકનુ દાન દીધુ હોય, એકાદશી ઉપવાસ આદિક વ્રત કર્યું હોય, શૌચાદિ નિયમો પાળ્યા હોય, મહા પ્રયાસથી કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપ સાધ્યું હોય, ઇત્યાદિ જે જે સુકૃત કર્યું હોય તે તમામને પોતાનો કોપાગ્નિ સમગ્રપણે ભસ્મસાત્ કરેછે ॥૨૨॥ શમ, દમ, તપ, દાન, આર્જવ-મન વચન કર્મની એકરૂપતા, અનુચિત આચરણમાં લાજ તથા દયા આ સાત આ લોકમાં સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિનાં દ્વાર છે એમ સાધુજનો કહે છે. જો ક્ષમા ન હોય તો આ સર્વેનો હ્રાસ થઈ જાય છે. તો આ સાધનોને અનુગ્રહ ( મદદ ) કરનારી ક્ષમા મોક્ષાર્થે પ્રવર્તેલાને અવશ્ય અપેક્ષિત છે ॥૨૩॥ ક્રોધતો નરકપ્રાપ્તિનુજ દ્વાર છે એમ બુધજનો કહે છે. માટેજ તપ યોગ આદિકની જલદી સિદ્ધિ ઇચ્છનારાઓ આ નરકનાજ એક દ્વારભૂત કોપને દૂરથીજ ત્યાગ કરે છે-કોપ કરતા નથી ॥૨૪॥ ક્રોધ કેવળ પરલોકમાં અનર્થ અર્થે થાય છે એમ નહિ કિંતુ આ લોકમા પણ પ્રાણહાનિપર્યંતના અનર્થને અર્થે થાય છે, એમ હવે કહે છે—આ લોકમાં બહુ પ્રાણિઓનો પ્રણાશ ક્રોધ કારણથી થતો દેખાય છે. આવા બહુજનના વિનાશક ક્રોધને ધીર-ક્રોધના હેતુની ઉપસ્થિતિમાં પણ ચિત્તમાં તેના વિકારે વર્જીત એવા દયાળુ સાધુ પુરૂષો શા માટે સ્વીકાર કરે ? નજ સ્વીકારે ॥૨૫॥ ક્રોધાતુર પુરૂષ પરપીડારૂપ પાપનેજ કરે. તે પાપ ગુરૂહત્યાપર્યંત પણ કરે. જેઓ પરમાત્માને પણ પ્રિયતમ છે અને સમાગમમાત્રથી પણ સર્વેના કલ્યાણને કરનારા છે એવા શ્રેષ્ઠ-સાધુઓની પણ કઠોર વાણીથી અવજ્ઞા કરે છે ॥૨૬॥

वाच्यं हि कुपितो नैव जानाति कर्हिचित् । नाकार्यमस्ति क्रुद्धस्य नावाच्यमपि किञ्चन ॥२७॥ क्रुद्धः कार्यं न जानाति न मर्यादां च पश्यति । अवाच्यैर्दुर्वचोभिश्च गुरून् क्रुद्धस्तुदत्यपि ॥२८॥ आत्मानमपि च क्रुद्धः प्रेषयेद्यमसादनम् । एतान्दोषान्विलोक्यैव क्रोधस्त्याज्यो मनीषिभिः ॥२९॥ इच्छद्भिः परमं श्रेय इहामुत्र च सर्वदा । धीरैर्विवर्जितं क्रोधं कथं युष्मद्विधश्चरेत् ॥३०॥ क्रुध्यन्तं प्रति न क्रुध्येद्यात्मानं च परानपि । महतो रक्षति भयात्सर्वथा पुरुषो भुवि ॥३१॥ बलीयसे यदि क्रुध्येदशक्तः पुरुषः क्वचित् । जह्यादेव स आत्मानमात्मना तेन वा हतः ॥३२॥ आत्महन्तुर्न वै लोकाः सन्त्यमुत्र शुभाः क्वचित् । अशक्तस्य ततः पुंसो मन्यो-

કોપ પામેલો પુરૂષ સ્મૃતિભ્રંશને પામીને ક્યારેય પણ કાર્યાકાર્યને નથીજ જાણતો—તેના વિવેક વિરહિત થાય છે જે અવાચ્ય અને જે અકાર્ય છે તે ક્રોધાકુળની દૃષ્ટિમા કશુ નથીજ આવતુ, સર્વ અવાચ્યને વદે છે અને અકાર્યને કરે છે ॥૨૭॥ ક્રોધવશ થએલો પુરૂષ 'આ કાર્ય છે તે આટલુ કરવુ' એમ કાર્ય અને તેની મર્યાદાને નથીજ જાણતો અવાચ્ય દુર્વચનો વડે ગુરૂઓને પણ વ્યથા કરે છે ॥૨૮॥ ક્રોધવેગથી આત્માઘાત કે જેનાથી નરકપાત થાય તેને માટે પણ પ્રવર્તે છે ક્રોધમા રહેલા ઇત્યાદિ દુરત દોષોને જોનારા બુદ્ધિશાળી જનોએ ક્રોધનો દૂરથી ત્યાગ કરવો ॥૨૯॥ આ લોક પરલોકમા પરમ શ્રેય ઇચ્છનારા સાધુજનોએ પરહરેલા ક્રોધને તમારા જેવો વિચારશીલ સાધુ કેમ કરે ? ક્યારેય પણ નજ કરે ॥૩૦॥ જે પુરૂષ તો પોતે કોપે રહિત હોઇને પોતા ઉપર કોપ કરનારા-ઉપર પણ કોપ કરતો નથી તો તે પોતાને અને પરને પણ પ્રાણહાનિપર્યંતના મહાભય થકી સર્વથા રક્ષા કરે છે એટલે કોપ નહિ કરવાથી પોતાનું અને પારકુ પરિરક્ષણ થાય છે ॥૩૧॥ દુર્બળ પુરૂષ જો કદાચિત્ બળીયા સાથે ક્રોધ કરે તો પોતેજ પોતાના પ્રાણને પરિત્યાગ કરે ( પોતે મોહ પામી કંઠ પાશાદિકવડે દેહને ત્યાગ કરે ) અથવા તે બલિષ્ઠ શસ્ત્રાદિકવડે હણવાથી પ્રાણને ત્યાગ કરે ॥૩૨॥ પૂર્વોક્ત પ્રકારે આત્મઘાતી નરને આ લોક કે કોઈ

नियमनं हितम् ॥३३॥ शक्तोऽपि विद्वानन्येन क्लिश्यमानो न कुप्यति । यदि तर्हि यशो ह्यत्र प्राप्यामुत्र स मोदते ॥३४॥ अशक्तस्येव शक्तस्य क्रोधत्यागे महर्षयः । आत्मनश्च परस्यापि रक्षणात्सुकृतं महत् ॥३५॥ तस्माद्बलवताप्यत्र निर्बलेन च निस्यदा । परापराधः सोढव्य आपत्स्वपि विजानता ॥३६॥ क्रुद्धस्य न जय क्वापि प्रशंसन्तीह साधवः । क्षमावतो जयो नित्यं साधोरिति सतां मतम् ॥३७॥ सदुपद्रवदोषेण सतो जीवन्मृताय च । क कुप्येत् पण्डितो लोके यतस्तन्मृतमारणम् ॥३८॥ दुष्टैः शास्त्रेर्वेध्यमाना अपि युष्मादृशाः कथम् । तेजस्विनो महाप्राज्ञा कुप्ये-

પરલોક શુભ મળતો નથી કિંતુ ઘોર નરકને પામે છે માટે અશક્ત પુરૂષને ક્રોધનુ નિયમનજ સર્વદા હિતકર છે ॥૩૩॥ વિદ્વાન્ જન તો સ્વય શક્ત છતા પણ બીજા જને પીડા પમાડ્યો થકો પણ જો કોપ કરતો નથી તો તે પુરૂષ આ લોકમા ઉત્કૃષ્ટ કીર્તિને પામીને પરલોકમા પણ પ્રમોદ પામે છે ॥૩૪॥ હે મુનિઓ ! શક્ત પણ અશક્તની પેઠે જો રોષરહિત રહે તો તે પુરૂષ પોતાના અને પરનાપણ પરિરક્ષણથી પરમ પુણ્યને પામે છે, અશક્તની અપેક્ષાએ શક્તમા આવો વિશેષ છે ॥૩૫॥ માટે લોકમા વિવેકી બળવાન્ કે નિર્બળ પુરૂષે સર્વદા પરાપરાધ આપત્તિમાં પણ સહન કરવો ક્રોધ નિરોધથી આપત્તિને ઉલ્લઘન કરવી પણ ક્રોધ કરવો નહિ ॥૩૬॥ જે ક્રોધથી વિજય પામે છે અને જે ક્ષમાથી વિજય પામે છે તે બન્નેમા ક્ષમાથી વિજય પામનારાનેજ સાધુઓ વિજયી માને છે, બીજા-કોપથી વિજય પામનારાને તો ખરો વિજયી કહેતા નથી ॥૩૭॥ જે પુરૂષ સાધુઓના અપરાધરૂપ અતિશય ઉત્કટ અનર્થકર પાપથી પરાભવ પામ્યો છે તે તો પોતે જીવેછે પણ મૃતપ્રાયજ છે, એવા ઉપર જો કોઈ પડિત પ્રતિકોપ કરે તો તે મૃતમારણ જેવુ નિષ્પ્રયોજન છે ॥૩૮॥ તમારા જેવા મહાપ્રાજ્ઞ-હિતાહિત વિવેચનમા યોગ્ય એવી મહા પ્રજ્ઞાએ સપન્ન, દીર્ઘદર્શી-ક્રિયમાણ કર્મનુ ફળ કાળાંતરમા અવશ્ય થશે ઇત્યાદિ વિચારશીલ, તેજસ્વી-આભ્યતર રિપુઓના વિનાશનુ સામર્થ્યરૂપ તેજે સપન્ન એવા સાધુઓ

युर्दीर्घदर्शिनः ॥३९॥ यस्तु क्रोधं समुत्पन्नं प्रज्ञया प्रतिबाधते । तेजस्विनं तं विद्वांसो मन्यन्ते दीर्घदर्शिनः ॥४०॥ क्रोधस्त्वपण्डितैर्लोके तेज इत्यभिधीयते । परिणामो हि रजसः क्रोधो ज्ञेयो नृनाशनः ॥४१॥ राजर्षीणामपि क्रोधः स्वधर्मत्वान्न वै हितः । वरं स्वधर्मसन्त्यागो न तु क्रोधस्य सङ्ग्रहः ॥४२॥ बलिना ताडितोऽ-

---

દુષ્ટોએ શસ્ત્રોવડે વધ કર્યા થકા પણ તેમની ઉપર કેમ ક્રોધ કરે? નજ કરે જળને જેમ ઉષ્ણતા ન ઘટે તેમ તમારા જેવા સાધુઓને ક્રોધ ઘટે નહિ ॥૩૯॥ જે સાધુજન તો કોઈ નિમિત્તથી પોતામાં પ્રાદુર્ભાવ પામેલા કોપ વેગને પ્રજ્ઞાથી તથા ક્ષમાથી શમાવી દે છે 'તેજ તેજસ્વી' છે એમ દીર્ઘ દર્શી વિદ્વાનો ( વિમર્શકો ) માને છે, શત્રુને પરાભવ કરવાનું જે સામર્થ્ય તેજ તેજ છે, શત્રુતો ક્રોધ થકી બીજો કોઈ નહિ-ક્રોધજ શત્રુ છે, ક્રોધ રૂપ શત્રુ પોતાનું આવવુ કોઈના પણ લક્ષમા ન આવે એ રીતેજ એકદમ શરીરની અદરજ ઉત્પન્ન થઇને એકજ ક્ષણમા અનેક અનર્થો ઉભા કરે અને અતે આત્માને હણે છે ॥૪૦॥ ક્રોધી પુરૂષ વ્યાઘ્રની પેઠે પરને પરા ભવ કરે છે એટલામાત્રથી 'જે ક્રોધ છે તે એક પ્રકારનુ તેજ છે' એમ લોકમાં અપંડિતો કહે છે, તે મૂર્ખજનો ક્રોધથી કોણ પરાભવ પામે છે અને કોણ હણાય છે તેને તત્ત્વથી જાણતા નથી. મનુષ્યનો વિનાશ કરનારો ક્રોધ તો રજોગુણનો પરિણામ હોઇને અતે પોતાના આત્માને નાશ કરનારો મહાપાપી છે. એનેજ મુખ્ય વૈરી જાણો 'काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम्' એમ ગીતામાં કહ્યુ છે ॥૪૧॥ જે વિશ્વામિત્રાદિ રાજર્ષિઓ હતા, તેમને બીજાઓએ પરાભવ કરતા ક્ષાત્રપ્રકૃતિને લીધે રોષ ઉત્પન્ન થાય, તથાપિ તેમને તે હિતકારક નથી તે કેવળ રાજાઓ નહિ પણ રાજર્ષિઓ હતા તો રોષ થવો તેતો ઋષિસ્વભાવને વિરૂદ્ધ ગણાય ( ઋષિને રોષ ન હોવો જોઇએ ) ઋષિસ્વભાવ આગંતુક છે, તેની અપેક્ષાએ ક્ષાત્રપ્રકૃતિ અધિક છે, એમ જો ગણવામા આવે તો પણ પોતાની ક્ષાત્રપ્રકૃતિને નિયત-લાગુ થતા ક્રોધનો ત્યાગ કરવો એજ હિતકારક છે પણ તેનો સગ્રહ કરવો હિતકારક નથી

शक्तो जयेत् क्रोधं यथा तथा। शक्तो नित्यं जितक्रोधो यो भवेत्स सदा सुखी ॥४३॥ क्षमा धर्मः क्षमा यज्ञः क्षमा वेदः क्षमा श्रुतम्। क्षमाहीनेन यत्पुण्यं क्रियते तन्निरर्थकम् ॥४४॥ अतिक्रम्य क्रतुमतां लोकान्वै क्षमिणो नराः। तत ऊर्ध्वं दिव्यलोकान् प्राप्नुवन्ति न संशयः ॥४५॥ क्षमा तेजस्विनां तेजः क्षमा ब्रह्म तपस्विनाम्। क्षमा सत्यं सत्यवतां क्षमा शौचं क्षमा शमः ॥४६॥ क्षन्तव्यमेव सततं पुरुषेण विजानता। यदा हि क्षमते सर्वं ब्रह्म सम्पद्यते तदा ॥४७॥ क्षमावतामयं लोकः परश्चैव क्षमावताम्। सन्मानोऽस्तीह तेषां हि परत्र च शुभा गतिः ॥४८॥

॥४३॥ બળવાન્ પુરૂષે તાડન કરેલો દુર્બળ પુરૂષ ઉત્પન્ન થએલા પણ ક્રોધને જેમ સહન કરે તેમ જે શક્ત જન પણ ક્રોધને નિત્ય સહન કરે તે જીતક્રોધ પુરૂષ સદા સુખી રહે છે ॥૪૩॥ એરીતે ક્રોધમાં રહેલા દોષો કહીને હવે ક્રોધજયના ઉપાયોમાં મુખ્ય હેતુભૂત ક્ષમાની પ્રશસા કરે છે- વેદો શાસ્ત્રો યજ્ઞો અને તેમાં કહેલા ધર્મો, આ સર્વે ક્ષમાજ છે (એક ક્ષમાથીજ વેદાધ્યયન અધ્યાપન, યજ્ઞાદિ આચરણના ફળની સંપત્તિ મળે છે) ક્ષમાહીને કરેલુ સમગ્ર સત્કર્મ નિષ્ફળ થાય છે. ( આ ક્ષમાની સ્તુતિ છે) ॥૪૪॥ ક્ષમાશીલ પુરૂષો યજ્ઞકર્તાઓને પામવાના સ્વર્ગાદિ લોકોને ઉલ્લઘન કરીને ( નીચે કરીને ) તેનાથી ઉપર આનંદમય અનુત્તમ લોકોને પામે છે એમાં સંશય નથી, માટે ક્ષમાશીલ થાય ॥૪૫॥ જે તેજસ્વિઓનું તેજ છે, જે તપસ્વિઓનું તપ છે, જે સત્યવાદિઓનું સત્ય છે, જે શૌચનિષ્ઠોનું શૌચ છે, જે શમનિષ્ઠોનો શમ છે, તે સર્વે ક્ષમાજ છે. એટલે તેજ આદિક ગુણો ક્ષમાવાળાનેજ તે તે ફળને આપનારા થાય છે ॥૪૬॥ શ્રેય સિદ્ધ કરવાના ઉપાયને અને હિતાહિતના ભેદને જાણતા પુરૂષે નિરતર ( બહુ પ્રબળ ક્રોધ નિમિત્ત હોય તો પણ) ક્ષમાજ રાખવી. જ્યારે આ રીતે ક્ષમાસંપન્ન થાય ત્યારે આ બ્રહ્મસાધર્મ્યને પામે છે ॥૪૭॥ આ લોક અને પરલોક ક્ષમાવાળાને સુગમ છે. આ લોક પરલોકમાં ઉત્તમ સન્માન ક્ષમાવડેજ મળે છે. આ લોક પરલોકમાં શુભ-ઉત્તરોત્તર શુભકારી ગતિપણ ક્ષમાથીજ મળે છે

प्रशंसन्ति क्षमां नित्यं जगतामीश्वरा अपि । वैकुण्ठनाथो ब्रह्मा च शङ्करश्चातिवीर्यवान् ॥४९॥ ममापि सर्वदा प्रेष्ठा क्षमैव मुनयः ! किल । तस्मान्मदीयैर्युष्माभिः क्षमा धार्या सदा भुवि ॥५०॥ क्षमावन्तः साधुशीला बोधयन्तो निजाश्रितान् । कृष्णभक्तिं सस्वधर्मां यूयं चरत भूतले ॥५१॥ सुव्रत उवाच—इत्याज्ञप्ता भगवता तदिङ्गितविदो द्विजाः । आज्ञां गृहीत्वा शिरसा प्रोचुः प्राञ्जलयश्च तम् ॥५२॥ एवमेवाचरिष्यामो वयं नारायण ! प्रभो ! । न भविष्यति साधुत्वे दूषणं नस्त्वदोजसः ॥५३॥ मनसा वचसा वपुषा च हरे ! भवतः स्म वयं भवतः स्म वयम् । त्वदृते न परा

---

॥૪૮॥ બ્રહ્મા વિષ્ણુ અને શિવ આ ત્રણ જગતના નિયતાઓ પણ સર્વદા ક્ષમાનીજ સમસ્ત શ્રેયના સાધનપણે પ્રશસા કરે છે ॥૪૯॥ હે મુનિઓ! સર્વ ઈશ્વરોના ઈશ્વર, આ લોકમા લોકાનુગ્રહ માટે સ્વેચ્છાથી અવતરેલા એવા મને પણ આ ક્ષમાજ સર્વદા પ્રિયતમ છે માટે મારા આશ્રિત તમારે સદા ક્ષમૈકનિષ્ઠ થવુ ॥૫૦॥ તમો સાધુગુણસપત્તિ અને ક્ષમાએ યુક્ત થઈ ભૂતળમા સ્વધર્મે સહિત કૃષ્ણભક્તિનો નિજાશ્રિતોને ઉપદેશ આપતા થકા મારી આજ્ઞાથી વિચરો કેટલાક કેવળ ભક્તિનો કે કેવળ ધર્મનો ઉપદેશ કરેછે પણ એકલા ધર્મ કે ભક્તિથી મોક્ષસિદ્ધિ ન થાય, તેમા 'अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते । ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ' એવી શ્રુતિ છે ॥૫૧॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાને આ પ્રકારે આજ્ઞા આપેલા, તેમના હૃદ્ગત અભિપ્રાયને જાણનારા તે આ મુનિઓ તેમની આજ્ઞાને માથે ચઢાવીને, બે હાથ જોડીને શ્રીહરિને કહેવા લાગ્યા કે—હે પ્રભો ! નારાયણ ! અમે સર્વે મુનિઓ આપની આજ્ઞાને અનુસારેજ કરીશુ અમોને સાધુતામા દૂષણપ્રસગ આપના પ્રતાપથી નહિજ આવે ॥૫૨-૫૩॥ હે હરે ! અમે સર્વે મન વચન અને દેહથી આપનેજ આધીન છીએ આપનેજ આધીન છીએ ( દૃઢતા માટે દ્વિરૂક્તિ છે ) આપના વિના અમારે બીજી કોઈ પણ ગતિ-પ્રાપ્ય કે પ્રાપ્યનુ સાધન નથી આપની આજ્ઞાથી અહીંથી નિક-

गतिरस्ति हि नस्तव दर्शनमस्तु पुनस्त्वरितम् ॥५४॥ सुव्रत उवाच— इति सम्प्रार्थ्य ते सर्वे तं प्रणम्य च यूथशः । जग्मुर्नैकान् जनपदान् दिक्ष्वष्टस्वपि भूमिप ! ॥५५॥ चक्रुश्च भगवद्वार्तास्तत्र तत्र च ते गताः । धर्मद्विपोऽपि याः श्रुत्वा सत्या एवेति मेनिरे ॥५६॥ यथार्थवादिनः सुशास्त्रज्ञा बहवोऽपि तान् । न जेतुमीशिरे वादैर्जिग्युः सद्यश्च ते तु तान् ॥५७॥ तद्वार्ताश्रवणादापुराश्चर्यमखिला जनाः । मुमुक्षवस्तु तांस्तत्र शरणं दृढनिश्चयाः ॥५८॥ कृष्णस्य भक्तिं तेभ्यस्ते हरिनाम्न उपादिशन् । धर्मान्वयस्य

ળતા, આપના વિશ્લેષને નહિ સહન કરી શકતા એવા અમોને આપનો સમાગમ ફરીથી જલદી થાય એવી કૃપા કરો ॥૫૪॥ સુવ્રતઋષિ કહે છે— હે ભૂમિપ ! તે સર્વે મુનિઓ આ પ્રકારે પ્રાર્થના કરી શ્રીહરિને પ્રણામ કરી તેમની આજ્ઞા મસ્તકે ચઢાવી, જુદાં જુદાં મંડળો બાંધી, દિશાઓ વિદિશાઓ આઠેયમાં પણ બહુવિધ દેશો પ્રત્યે ગયા ॥૫૫॥ શ્રીહરિની આજ્ઞાથી દેશાંતરમાં ગએલા તે મુનિઓ તે તે દેશોમાં લોકોના ઉજ્જીવન માટે અવતરેલા સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનની દિવ્ય વાર્તાઓ ઉત્સાહથી કરવા લાગ્યા. અત્યાશ્ચર્ય તે વાર્તાને સાંભળીને તેના શ્રવણથીજ જેનાં પાપ ટળી ગયા છે એવા ધર્મદ્વિષિઓ પણ ધર્મમાં રૂચિવાળા થઈ તે ભગવાનના ચરિત્રમાં આસ્તિક્તાએ યુક્ત થઈ તે વાર્તાઓને 'સત્યજ છે' એમ માનવા લાગ્યા ॥૫૬॥ ભગવાનના સમાશ્રયબળથી તત્ત્વનું યથાર્થ વિજ્ઞાન જેમને થએલું છે એવા સત્યૈકવાદી તે સાધુઓને શાસ્ત્રજ્ઞાનમાત્રથી પંડિત મનાતા બહુ એવા પણ વાદિઓ વાદવડે જીતવા સમર્થ થયા નહિ. કિંતુ તે સાધુઓએજ તેમને અવિલંબથી જીતી લીધા ॥૫૭॥ સાધુઓએ કરેલા ભગવાનના દિવ્ય ચરિત્રોપદેશોને સાંભળીને સર્વે જનો આશ્ચર્ય પામી ગયા. તેમાં જે મુમુક્ષુઓ હતા તે તો તે ભગવદ્વાર્તાઓમાં સત્યપણાનો દૃઢ નિશ્ચય કરીને મુનિઓના શરણને પામ્યા ॥૫૮॥ તે શરણાગત મુમુક્ષુજનોને મુનિઓએ શ્રીહરિકૃષ્ણની ભક્તિના પ્રકારનો ઉપદેશ કર્યો અને જ્ઞાનાદિ પરિવારે સહિત એવા ધર્મની આદ્યતાનો તથા દંભાદિ પરિવારે સહિત એવા અધર્મની ત્યાજ્યતાનો

चादानं त्यागं चाधर्मसन्ततेः ॥५९॥ त्यक्त्वा स्वस्वमतान्येव गुरूंश्च भुवि मानवाः । तानाश्रित्य हरिं भेजुस्तत्र तत्र सहस्रशः ॥६०॥ मिलित्वा यूथशो लोकास्तत्र तत्र पुरे पुरे । ग्रामे ग्रामे च राजेन्द्र ! वार्तास्तस्यैव चक्रिरे ॥६१॥ मुनीन्प्रपद्य ये भेजुर्हरिं तेषां सहस्रशः । नराः प्रपेदिरे सद्यः समाधिमपि भूपते ! ॥६२॥ गोलोकादीनि धामानि समाधौ ते व्यचक्षत । तत्र कृष्णस्य रूपाणि सहैश्वर्यादिभिस्तथा ॥६३॥ अन्तकाले हरेस्तस्य भक्तान् नॄन् योषितस्तथा । तत्पार्षदा एव निन्युर्विमानैः कृष्णधाम हि ॥६४॥ भक्ता अभक्ता अप्येतदाश्चर्यं हि क्वचित्क्वचित् । प्रत्यक्षमेव ददृशुर्म्रियमाणे तदाश्रिते ॥६५॥ एवं हि कृष्णो भगवान् दयालु-

---

ઉપદેશ આપ્યો ॥૫૯॥ એરીતે મુનિઓએ ઉપદેશ કરેલા, પૃથ્વીઉપર તે તે દેશમાં રહેલા અનેક મનુષ્યો પોતપોતાના અભિમત મતાભાસો અને તેના ઉપદેશક ગુરૂઓનો ત્યાગ કરી મુનિનો આશ્રય કરીને તેઓ શ્રીહરિને ભજવા લાગ્યા ॥૬૦॥ હે રાજેન્દ્ર ! તે તે મુનિઓએ ઉપદેશ કરેલા તે તે જનો તે તે પુરપુરમા તથા ગામગામમાં સઘથી ભેગા થઈ તેજ ભગવાનની દિવ્ય વાર્તાઓ કરવા લાગ્યા ॥૬૧॥ હે ભૂપતે ! જેમણે ભગવાનના સાક્ષાત્ સમાશ્રયવાળા મુનીન્દ્રોના ચરણનો સમાશ્રય કર્યો તે નરોપણ તેમના પ્રસાદથીજ સમાધિસંપત્તિને પણ તત્ક્ષણજ પામ્યા ॥૬૨॥ તે સમાધિસંપત્તિથી ગોલોકાદિ ધામો અને તેમા ભગવાન શ્રીકૃષ્ણના દિવ્ય રૂપો તથા ઐશ્વર્યાદિક સાક્ષાત્ કરીને, થએલા સાક્ષાત્કારને અનુસારે બીજા જનોને નિવેદન પણ કરતા હતા ॥૬૩॥ મુનિઓના ચરણનો સમાશ્રય કરી શ્રીહરિની એકાંતિક ભક્તિ કરનારા નરો તથા નારીઓને દેહાંતકાળ પ્રાપ્ત થતાં તેમને સ્ત્રી પુરૂષના લિંગભેદના નિયમ વિના અને વિપ્રાદિ વર્ણભેદના નિયમ વિના તે શ્રીહરિના પાર્ષદોજ પોતે દિવ્ય વિમાનોમા બેસારીને ધામ પ્રત્યે લઈજતા હતા ॥૬૪॥ શ્રીહરિના સમાશ્રિત જનને અંતકાળે ભગવાનના ધામ પ્રત્યે લઈ જવારૂપ આ આશ્ચર્યને ભક્તો અને બીજા અભક્તો પણ ક્યારેક ક્યારેક પ્રત્યક્ષપણેજ ભાળતા હતા ॥૬૫॥ હે રાજન્ ! માનુષ્યનાટ્યને ધારણ કરી

विनापि साक्षान्निजदर्शनं सः । प्रतापमात्मीयमदीदृशन्नॄनानु-प्यनाख्यं दधदूर्जितश्रीः ॥८८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे क्रोधनियमनोपदेशनामा त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

सुव्रत उवाच—प्रतापो व्यानशे तस्य प्रभोर्दिक्षु दशस्वपि । दैवा जीवा मुमुदिरे तेन चुक्षुभुरासुराः ॥१॥ दैत्यांशा गुरवो ये ते निजशिष्यांस्तदाश्रयम् । कुर्वाणान्वीक्ष्य नो तस्य प्रतापं सोढुमीशिरे ॥२॥ द्विपतस्तं च ते राज्ञो दैतेयांशसमुद्भवान् । मिलित्वा सह तैः सर्वेऽदुधुक्षन् हरये नृप ! ॥३॥ तत्र केचिन्महावीरान्का-

રહેલા, અતિશય પ્રતાપલક્ષ્મીએ પરિપૂર્ણ, પરમ દયાળુ શ્રીહરિકૃષ્ણ ભગવાને આ પ્રકારે પોતાના પ્રત્યક્ષ દર્શન વિનાપણ પોતાનો અસાધારણ અલૌકિક પ્રતાપ અનેક મનુષ્યોને પ્રદર્શાવ્યો હતો ॥૮૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને ...દ્વિતીયપ્રકરણે ક્રોધનિયમનોપદેશનામા ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ૩૩

## [1]અધ્યાય ૩૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! સહસ્ર કિરણોવાળા સૂર્યનો પ્રતાપ જેમ કિરણોએ કરીને વ્યાપે છે તેમ પ્રભુ શ્રીહરિનો ઐશ્વર્યાદિરૂપ પ્રતાપ તે સાધુઓએ કરીને ચોગરદમ દશેય દિશામાં પૂર્વોક્ત પ્રકારે વ્યાપી ગયો તે વ્યાપેલા મહાપ્રતાપથી દૈવી સંપત્તિને પામેલા પુરૂષો પ્રમોદને પામ્યા અને આસુરી સંપત્તિને પામેલા તો તે પ્રતાપ નહિ સહન થવાથી અધિક ખેદ પામ્યા ॥૧॥ દેશદેશમાં જે આસુરાંશ આચાર્યપદધારી હતા તેઓ પોતાના શિષ્યોને મુનિજનોએ કરેલા સદુપદેશથી પોતાનો પરિત્યાગ કરી તે ભગવાન શ્રીહરિનો સમાશ્રય કરતા જોઇને શ્રીહરિનું તે ઐશ્વર્ય સહન કરવા સમર્થ થયા નહિ ॥૨॥ હે નૃપ ! તે આચાર્યાભાસો આસુરાંશના આવેશથી પોતાને સદૃશ અને પ્રકૃતિથી ભગવાન સાથે જેમને દ્વેષભાવ દૃઢ બંધાયો છે એવા નૃપાભાસોને મળી વિચાર કરી તેમની સાથે તે ભગવાન શ્રીહરિનો દ્રોહ કરવા ઇચ્છયા ॥૩॥ તેમણે કરેલા દ્રોહનો પ્રકાર કહે છે—

[1] આ અધ્યાયમા અનેક અસુરાંશ ગુરૂરાજાઓએ સાધુઓને કરેલી પીડા અને પીડા પામેલા સાધુઓની શ્રીહરિએ કરેલી સાંત્વના વર્ણવી છે

लीभैरवसंश्रितान् । तं हन्तुं प्रेषयन्नुग्रान् वुभुक्षून्कष्टसाधितान् ॥४॥ हरेस्ते त्वीक्षणादेव दह्यमाना इतस्ततः । क्रोशन्तश्च भ्रमन्तश्च तानेवैत्याऽऽर्दयन् भृशम् ॥५॥ सद्वेषं धारयित्वेके तदन्तिकमुपेत्य च । प्रच्छन्नं प्राक्षिपंस्तस्मिन् माषमुष्टीन् सुमन्त्रितान् ॥६॥ केचिद्विषप्रयोगांश्च तस्मिंश्चक्रुः सुदु सहान् । प्रलोभ्य स्त्रीः कार्मणानि ताभिः केचिदकारयन् ॥७॥ इत्याद्यैर्मारणोपायैर्हरिस्त्वाप न विक्रियाम् । तत्कारिणस्तु सम्प्रापुर्महारोगान् स्वपा-

---

તેમા શ્રીહરિના અભિચારમા પ્રવર્તલા કેટલાક અસુરાશ ગુરૂ રાજાઓએ તેમને હણવા માટે જપોપવાસાદિરૂપ મહાપ્રયાસથી પોતાને વશ કરેલા, જે કોઇને દેખે તેને ભક્ષણ કરી જવાના સ્વભાવવાળા, મહાવિકરાળ, કાલિકાના અને ભૈરવના અનુચર એવા મહાવીરો (ક્ષુદ્ર દેવો) મન્ત્રસિદ્ધિબળથી મોકલ્યા ॥૪॥ તેમણે મોકલેલા તે ક્ષુદ્ર મહાવીરો તો ધણીએ પ્રેરેલા પિંડો પછીવી શ્વાનોજ જેમ એમ શ્રીહરિ સન્મુખ એકદમ દોડી આવ્યા પણ શ્રીહરિના જોવામાત્રથીજ અગમા અતિશય બળતા અને અહીં તહીં ભમતા આક્રોશ કરતા થકા ફરી પાછા આવીને તે પ્રેરનારાનેજ અત્યત પીડવા મડ્યા એમનો એજ સ્વભાવ છે, શો ? તો ક્રોધવેગથી અન્ધ બનેલાઓ પાછા પડતા પોતાના આશ્રયોનેજ પીડા કરે ॥૫॥ કેટલાક અસુર ગુરૂરાજાઓએ અતરમા તો ગુપ્તપણે અતિદ્વેષ વર્તે છે પણ ઉપરથી સૌમ્ય આકારવાળા થઈ, શ્રીહરિની સમીપે જઈ, કાળીભૈરવાદિકના મત્રોથી અભિમત્રેલા માષમુષ્ટિઓ ( અડદથી ભરેલી મુઠીયો ) શ્રીહરિ ઉપર છાનીરીતે ફેકી ॥૬॥ કેટલાક દૈત્યાશ ગુરૂ નૃપોએ દુરત દુ સહ વિષપ્રયોગો ( પાનબીડી પયઆદિકમાં ) શ્રીહરિવિષે કર્યા કેટલાકે તો મારણના ઉપાયોને જાણનારી કોઈ સ્ત્રિયોને ધનાદિકથી પ્રલોભ પમાડી તેનીપાસે મત્રતત્રના પ્રયોગરૂપ કાર્મણ ( કામણ ટુમણ ) કરાવ્યા ॥૭॥ એરીતે કરેલા અને કરાવેલા મારણોપાયથી આ શ્રીહરિ ભગવાન તો લેશપણ વિક્રિયાને નજ પામ્યા અભિચાર કરનારા અસુર ગુરુનૃપોતો જેમ મૃત્પિંડ પાષાણમા પછાડવાથી વિશીર્ણ થઇ જાય એમ પોતાના પાતકથી મહારોગોને પામીને વિનાશ પામી

तर्कैः ॥८॥ वंशोच्छेदश्च केषाञ्चिदाढ्यानां च धनक्षयः । आसीत्तद्द्रोहिणां राज्ञां राज्यभ्रंशश्च भिक्षुता ॥९॥ हरेरध्वानमावद्ध्य व्रजतः क्वापि केचन । मिलित्वा यूथशस्तस्थुस्तं हन्तुं चोद्यतायुधाः ॥१०॥ मायया मोहितास्तेऽपि हरेरद्भुतकर्मणः । पश्यन्तोऽपि न तं शेकुर्हन्तुं गच्छन्तमग्रतः ॥११॥ यथाशक्ति यथाबुद्धि यथावित्तं यथासुहृत् । एवं तन्मारणोपायांश्चक्रुः सर्वेऽपि दुर्जनाः ॥१२॥ तथाप्यजेयं देवेशैरपि तं ते कथञ्चन । पराभावयितुं राजन्न शेकुर्भूरितेजसम् ॥१३॥ साक्षाद्धरेर्यदा द्रोहं कर्तुं शेकुर्न ते क्वचित् । तदा तस्यानन्यभक्तान् रुरुजुस्तानितस्ततः

ગયા ॥૮॥ તેમાં કેટલાંકના વંશનો વિચ્છેદ એકદમ થઈ ગયો. કેટલાક ધનાઢ્યોના ધનનો ધ્વંસ થઈ ગયો. રાજાઓના રાજ્યનો ક્ષય થઈ ગયો. કેવળ રાજ્ય થકી ભ્રષ્ટ થયા એટલુંજ નહિ કિંતુ જે નગરવિષે રાજમાર્ગમાં ગજરાજ ઉપર બેસીને પ્રજાઓએ પ્રસ્તુતિ કર્યા થકા સ્વય સ્તબ્ધપણે વિચરતા હતા, એના એજ નગરવિષે રથ્યા–સાંકડા માર્ગમાં (ગલીઓમાં) અન્નદાતાઓને સ્વય સ્તુતિ કરતા, અતિદીન, ભિક્ષાર્થી, પગપાળા રખડનારા થઈ ગયા ॥૯॥ કેટલાકતો શ્રીહરિને હણવા માટે એક ગામથકી બીજા ગામપ્રત્યે જતા તેમને જવાના માર્ગને આતરીને ખડ્ગાદિ આયુધો હાથમાં ઉગામીને બધા ભેગા મળીને બેસતા હતા ॥૧૦॥ તે આ અસુરાંશો માર્ગમાં પોતા આગળ થઈને જતા શ્રીહરિની પાછળ જતા થકા પણ અદ્‌ભુત તેમની દિવ્ય માયાથી મોહિત થતાં કેવળ જોઇજ રહ્યા પણ તે શ્રીહરિને હણવા માટે નજ સમર્થ થયા ॥૧૧॥ હે રાજન્ ! સર્વ કોઈ દુર્જનોએ યથાશક્તિ યથાબુદ્ધિ યથાધન યથામિત્ર પૂર્વોક્ત પ્રકારે શ્રીહરિને મારવાના અગણિત ઉપાયો કર્યા તથાપિ એકપણ તે દેવેશોએ પણ દુર્જય, નિરવધિ તેજસ્વી એવા શ્રીહરિને કોઈ પણ પ્રકારે પરાભવ કરવા સમર્થ થયો નહિ ॥૧૨-૧૩॥ એ રીતે બહુ બહુ પ્રયત્નો કરતાં પણ જ્યારે સાક્ષાત્ ભગવાનના દ્રોહમાં નિષ્ફળ થયા ત્યારે અવૃદ્ધિ પામેલા દ્વેષથી અગમાં અતિશય દાઝતાં તેમના એકાંતિક ભક્ત સાધુઓને અહીં તહીં પીડવામાં પ્રવ-

॥१४॥ चरन्तः पुण्यतीर्थानि मुनयो यत्र यत्र ते । जग्मुस्तत्तद्देशनृपा गुरवश्चार्दयन् हि तान् ॥१५॥ श्रीकृष्णस्य प्रतिकृतीः क्वचिदाच्छिद्य केचन । दुर्धियः खण्डयन्ति स्म भङ्क्त्वा सिंहासनानि च ॥१६॥ कण्ठेभ्यस्तुलसीमालास्त्रोटयन्ति स्म केचन । प्रामृजन्नूर्ध्वपुण्ड्राणि ललाटेभ्यश्च केचन ॥१७॥ जहुर्वास.पुस्तकादि वभञ्जुश्च कमण्डलून् । अभक्ष्यं मत्स्यमांसादि केचिद्भैक्ष्ये च चिक्षिपुः ॥१८॥ अस्पृश्यस्त्र्यादिसंस्पर्शं दुष्टाः केचिदचीकरन् । अभाषयंश्च नारीभिरवदांस्तांस्त्वताडयन् ॥१९॥ अस्फाटयन् गुह्यपटान् भैक्षे धूलिं च चिक्षिपुः । केचित्तु पाकपात्राणि वभञ्जुरतिकोपतः ॥२०॥ अपशब्दान् ब्रुवन्तश्च तान् वृथा केऽप्यताडयन् । तदुत्क-

र्षा ॥१४॥ તે તે પુણ્યતીર્થોમા વિચરતા, તીર્થોને તીર્થરૂપ કરતા, તે તે મુનિઓને તે તે દેશમાં રહેલા તે તે નૃપાભાસો અને આચાર્યાભાસો બહુ પ્રકારે પીડવા મડ્યા ॥૧૫॥ તેમણે કરેલી પીડાનો પ્રકાર કહે છે—દુષ્ટ બુદ્ધિના કેટલાકે શ્રીકૃષ્ણની પૂજામા પ્રવર્તેલા તે મુનિઓની કૃષ્ણપ્રતિમાઓ બળાત્ ખેંચી લઈને ખડિત અવયવવાળી કરી દીધી અને સિંહાસનો ભાગી નાખ્યા કોઈ કે તો તુલસીમાળા કંઠમાથી ખેંચીને તોડી નાખી કોઈ કે મુનિઓના લલાટમાથી ઉર્ધ્વપુડ્ તિલકો ભુશી નાખ્યા કોઈકે વસ્ત્ર પુસ્તકાદિ હરી લીધું કોઈકે મુનિઓના કમડળાં ભાગી નાખ્યા કોઈકે ભિક્ષામા મળેલા અન્નમા માસાદિ અભક્ષ્ય વસ્તુ નાખ્યું કોઈ દુષ્ટોએ સ્ત્રીસ્પર્શને નહિ કરતા મુનિઓને માર્ગમાં રોકીને બળાત્કારથી સ્ત્રીસ્પર્શ કરાવ્યો સ્ત્રીયો સાથે સભાષણ નહિ કરતા આ મુનિઓને માર્ગમા રોકવું વિગેરેવડે સ્ત્રીસભાષણ બળાત્ કરાવ્યુ સ્ત્રિયો સાથે બળાત્ બોલાવતા પણ જે ન બોલે તો લાકડી આદિકથી તાડનમા પ્રવૃત્તિ કરી હતી કોઈકે તો મુનિઓનાં કૌપીનો કોપથી ફાડી નાખી કોઈકે ભિક્ષાપ્રાપ્ત અન્નમા ધૂળ નાખી કોઈકે એમના પાકપાત્રો ભાગી નાખ્યા કોઈ અસુરાંશ ગુરૂ નૃપો નિમિત્ત વિના અપશબ્દો બોલતા થકા મુનિઓને તાડન કરવા મડ્યા એ રીતે મુનિઓનુ મહત્ત્વ નહિ સહન કરી શકતા તે આસુરાંશો મુનિઓને બહુ પ્રકારે તિરસ્કાર કરવા

र्पासहा इत्थं तेऽपचरुरनेकधा ॥२१॥ तत्र तत्रान्नसत्रेषु हरिणा स्थापितानपि । साधून्सन्तांश्च निष्कास्य बभञ्जुस्तानि केचन ॥२२॥ मुनयस्ते तु तत्सर्वं सेहिरे क्षमिणोऽर्दनम् । शुकर्षभार्षभनिभा जितक्रोधा जितेन्द्रियाः ॥२३॥ दुष्टैर्निष्कास्यमानास्ते दिग्भ्योऽभ्येत्य इतस्ततः । नारायणमुनेः पार्श्वमाययुर्यूथशस्ततः ॥२४॥ तानागतान् स भगवान्मानयित्वा यथोचितम् । तेषां वृत्तान्तमप्राक्षीत्ततस्ते सर्वमूचिरे ॥२५॥ नीलकण्ठः स तच्छ्रुत्वा प्राह तान्सर्ववित्प्रभुः । आगतः क्षयकालो हि तेषां युष्मदतिक्रमात् ॥२६॥ यदा निरपराधानां साधूनां कोऽप्यतिक्रमम् । कुर्या-

મંડ્યા. કોઈ અસુરોએ તે તે દેશોમાં અન્નસત્રોમાં ધર્મરક્ષણ માટે ભગવાને મુકેલા એવા પણ તે મુનિઓને મારીને હઠાત્ કાઢી મુકીને તે અન્નસત્રો તોડી નાંખ્યાં. એરીતે ભગવાનનો ઉત્કર્ષ નહિ સહન કરી શકતા તે આ આસુરાંશો અનેક પ્રકારે સાધુઓને દુઃખ દેવા લાગ્યા ॥૧૬-૨૨॥ આ સંતોતો જીતેન્દ્રિય-અર્થારામ નહિ કિંતુ આત્મારામ, માટેજ જીતક્રોધ, માટેજ વિજ્ઞાન વૈરાગ્ય ક્ષમા નિર્માનાદિ ગુણસંપત્તિએ કરીને શુકદેવ ઋષભદેવ અને ભરતજીને તુલ્ય હોવાથી તેમણે તે દુર્જનોએ કરેલો સમસ્ત ઉપદ્રવ ક્ષમાથી ભગવાનની અનુજ્ઞા અનુસ્મરણ કરીને સહન કર્યો ॥૨૩॥ તે પછી તે દુષ્ટ અસુર ગુરૂ રાજાઓએ તાડન તિરસ્કાર આદિક અનેક દુરૂપાયોથી સર્વ દિશાઓમાં જ્યાં ત્યાંથી કાઢી મુકેલા ક્ષમૈકશીલ મુનિઓ ત્યાં રહેવાનો અવસર નહિ પામીને મંડળે મંડળ મળીને શ્રીનારાયણમુનિની સમીપે આવ્યા ॥૨૪॥ ભગવાન્ શ્રીહરિએ દેશાંતરમાંથી પોતાપાસે આવેલા મુનિઓને યથાયોગ્ય માન આપીને દેશાંતરનું વૃત્તાંત પુછ્યું. ભગવાને પુછેલા મુનિઓએ પણ તેમની આગળ દુર્જનોએ કરેલું ઉપદ્રવાદિ સર્વ વૃત્તાંત નિવેદન કર્યું ॥૨૫॥ સર્વજ્ઞ નીલકંઠ પ્રભુએ મુનિઓએ કહેલો દુર્જનોએ પોતાને કરેલો અત્યાચાર સાંભળીને તેમને કહ્યું કે-હે મુનિઓ! બહુકાળથી પારકી ઠગાઈ આદિ અનર્થોમાંજ એક પ્રવર્તેલા, તમારેવિષે અતિદ્રોહાચરણથી જેમનાં ઉગ્ર પાપો પરિણામ પામ્યાં છે એવા તે પાપોનો

त्स शिवतुल्योऽपि सानुबन्धो विनश्यति ॥२७॥ आयुः श्रियं यशो धर्मं लोकानाशिष एव च । हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदतिक्रमः ॥२८॥ राजानो गुरवश्चैते दैत्यांशाः सन्ति भूतले । ते क्षीणसुकृता जाता युष्मद्द्रोहेण साम्प्रतम् ॥२९॥ स्वपापेनैव ते सर्वे कालेनाल्पेन पापिनः । विनङ्क्ष्यन्ति यथापूर्वं कंसकेशिकादयः ॥३०॥ सतां वो रक्षणार्थं हि राधिकारमणेच्छया । शास्तैतेषां नृपः कोऽपि वायोरस्त्यागतो दिशः ॥३१॥ ननु श्रीराम-

---

વિનાશકાળ નજીકમાં આવી પહોચ્યો છે ॥૨૬॥ જે કોઈ પણ પુરૂષ જે નિરપરાધી, સર્વસુહૃત્, પરકુશળમાંજ એક પ્રવર્તેલા, તમારા જેવા આત્મારામ સાધુઓનો દ્રોહ કરે તો તે તેજે કરીને શિવતુલ્ય-સમસ્ત જગતના સંહારમાં સમર્થ એવા શિવજીને સદૃશ તેજવાળો હોય તોપણ સપરિવાર વિનાશ પામી જાય. 'महद्विमानात्स्वकृताद्धि मादृक् नङ्क्ष्यत्यदूरादपि शूलपाणि.' એમ ભાગવતમાં કહ્યુ છે ॥૨૭॥ સાધુઓનો અપરાધ એકલા વિનાશમા હેતુ નથી કિંતુ અનેક અનર્થ કરનારો છે એમ કહે છે—હે મુનિઓ ! તમારા જેવા મોટાઓનો અતિક્રમ ( અપરાધ ) અતિક્રમ કરનારા પુરૂષની તેના દેહપ્રારબ્ધને અનુસારે બધાએલી આયુષને નાશ કરે છે, પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થએલી ધનધાન્યાદિ સમૃદ્ધિને નાશ કરે છે. મહાદાનાદિકથી મેળવેલી કીર્તિને તત્કાળ હરે છે, યજ્ઞદાનાદિસાધ્ય ધર્મને નાશ કરે છે, કોઈ પ્રકારે ધર્મ પરિપક્વ થાય તો પણ તેના ફળભૂત અનુભવાતા પણ સ્વર્ગાદિ લોકોને નાશ કરે છે, ઐહિક પુત્રપૌત્રાદિ આશિષોને નાશ કરે છે, કિં બહુના-બીજા પણ સમસ્ત શ્રેયને નાશ કરે છે ॥૨૮॥ ભૂતળમાં જે આ દૈત્યાંશ રાજાઓ અને આચાર્યપદધારીઓ છે તે સર્વે હમણાં તમારા આવા અપરાધથી પ્રક્ષીણપુણ્ય થઈ ગયા છે ॥૨૯॥ તે સર્વે પાપિઓ પોતાના પરિપક્વ થએલા પાપથીજ જેમ પૂર્વે કંસ કેશી બકાદિક નાશ પામ્યા હતા તેમ અલ્પ કાળમાં વિનાશ પામી જશે ॥૩૦॥ ક્ષય અવસર જેમનો નજીકમા આવ્યો છે એવા એ પાપિઓના ક્ષયમાટે નિમિત્તભૂત કોઈ નૃપતિ રાધારમણની ઇચ્છાથી વાયવ્ય કોણ થકી હમ-

चन्द्रेण यः किंपुरुषराट् कृतः । तद्वंश्यो नीतिविच्छिष्य ईशानस्य कलानिधिः ॥३२॥ गौराङ्गो मुण्डितश्मश्रुर्दधत्केशांश्च शीर्षणि । मलहीनानि वस्त्राणि शस्त्राणि च धरत्यसौ ॥३३॥ गुणेषु षट्सूपायेषु चतुर्षु निपुणोऽस्ति च । अष्टादशविधस्यापि व्यवहारस्य निर्णये ॥३४॥ गारुडं माकरं क्रौञ्चं चक्रं सूचीमुखं महत् । वज्रं च सर्वतोभद्रमर्धचन्द्रं च शाकटम् ॥३५॥ शृङ्गाटकादीनि चासौ वेत्ति व्यूहानि सर्वशः । व्यूहान्यतः स्वसैन्यानि स चारयति भूतले ॥३६॥ तपस्विवेषो राजापि त्यक्तस्वर्णाद्यलङ्कृतिः । गुरुप्रोक्तं दशविधं स्वधर्मं पालयत्यसौ ॥३७॥ प्रत्यक्षमेकमीशानं विनाऽन्य-

---

ણાજ આવ્યો છે, તેનાથી તમો સંતોનું સંરક્ષણ થશે ॥૩૧॥ એ રાજા કયો ? અને કેવા ગુણવાળો છે ? એવી અપેક્ષામાં કહે છે—આ રાજા જેનો પૂર્વે ભગવાન રામચંદ્રજીએ કિંપુરૂષખંડના અધિપતિપણામાં નિયોગ કર્યો હતો તે અંગદના સવંશીપણે પ્રસિદ્ધ, રાજ્યાંગ નીતિમાં નિપુણ, ઈશાન ( ઈશુ ) નો શિષ્ય એમપણ પ્રસિદ્ધ, અનેક કળાઓનો નિધિ, ગૌરાંગ, મુખરોમને મુંડાવનાર, મસ્તકે કેશને ધરનાર, સ્વચ્છ વસ્ત્રોને ધરનાર, વિવિધ આયુધને ધરનાર, સન્ધિ વિગ્રહ વિગેરે છ ગુણો, સામાદિ ચાર ઉપાયો અને ઋણાદાનાદિ અઢાર વ્યવહારપદના નિર્ણયમાં નિપુણ છે. વળી ગરૂડાકાર, મકરાકાર, ક્રૌંચપક્ષ્યાકાર, ચક્રાકાર, સૂચીમુખાકાર ( મુખભાગમાં સોઈસદૃશ ) મહદાકાર, ( મુખભાગમાં મોટું માટે ) વજ્રાયુધાકાર, સર્વતોભદ્રમંડળાકાર, અર્ધચંદ્રાકાર, શકટાકાર, (ગાડાના આકાર જેવું ) શૃંગાટકફળાકાર, ( શીંગોડાના ફળ જેવું ) ઇત્યાદિ સર્વે વ્યૂહરચના (સૈન્યની ગોઠવણી)માં નિપુણ, માટેજ ઉક્ત વ્યૂહરચનાવાળા પોતાના ચતુરંગ સૈન્યને ભૂતળમાં અહીંતહીં સંચારનાર, રાજ્યલક્ષ્મી હોવાં છતાં પણ સુવર્ણાદિકના અલંકારોથી વિમુખ, માટેજ, તપસ્વી જેવા વેષથી દેખાતા અને ઈશાનગુરૂએ કહેલા સ્વધર્મને પાળવામાં તત્પર છે ॥૩૨-૩૭॥ તે ધર્મો દશ છે-એકજ અદ્વિતીય ઈશાન છે, જે પ્રત્યક્ષગોચર પ્રાદુર્ભાવ પામ્યા છે, તેનાથકી બીજો કોઈ પણ દેવ નથી એવો દૃઢ

दैवतं न हि । इत्येकस्तस्य धर्मोऽस्ति द्वितीयश्च निगद्यते ॥३८॥ मनोनुरागः कर्तव्यस्तस्मिन्नेव प्रभाविति । नानृते शपथः कार्यं ईशस्येति तृतीयकः ॥३९॥ आर्केऽह्न्याऽऽराधनं कार्यं तस्यैव च दिवानिशम् । जननी जनकश्चोभौ माननीयौ सदेति च ॥४०॥ न घातः कस्यचित्कार्यः षष्ठो धर्म इतीरितः । परदारा न गन्तव्याः स्तैन्यं कार्यं न कस्यचित् ॥४१॥ मिथ्या साक्ष्यं न कर्तव्यं नवमो धर्म इत्यसौ । परेषां च धनादीनि कामनीयानि न क्वचित् ॥४२॥ इत्थं दशविधं धर्मं पालयन्स नृपोत्तमः । संशिक्ष्य तानधर्मिष्ठान्करिष्यत्यवनं हि वः ॥४३॥ अलक्ष्यलिङ्गा वर्तध्वं तावद्यूयमिहानघाः ! । देशकालानुसारेण वर्तनं नीतिरस्ति हि ॥४४॥

---

નિશ્ચય કરવો. ( આ પ્રથમ ધર્મ છે. ) એજ પ્રભુ ઈશાનમાં ગાઢ અનુરાગ કરવો. ( આ બીજો ધર્મ છે ) કરેલા અસત્ય વાદમાં તેને 'હું અસત્ય બોલ્યો નથી' એમ ઢાંકવા માટે ઇષ્ટદેવ ઇશાનના શપથ-સોગન નજ ખાવા. ( આ ત્રીજો ધર્મ છે ) પ્રતિદિન આરાધ્ય ઇષ્ટદેવનું રવિવારે વ્યાવહારિક કાર્ય છોડી દઇને રાત્રિદિવસ આરાધન કરવું. ( આ ચોથો ધર્મ છે ) માતા પિતાને નિરંતર પૂજવાં. ( આ પાંચમો ધર્મ છે ) કોઇને પણ પીડા ન કરવી. ( આ છઠ્ઠો ધર્મ છે ) પરદારાઓ સાથે વ્યભિચાર ન કરવો ( આ સાતમો ધર્મ છે ) કોઇપણ પદાર્થની ચોરી નજ કરવી ( આ આઠમો ધર્મ છે ) ખોટી સાક્ષી ન પુરવી ( આ નવમો ધર્મ છે) પરધનાદિકમાં લોભ ક્યારેય ન કરવો. ( આ દશમો ધર્મ છે ) પૂર્વોક્ત પ્રકારે દશ પ્રકારના ધર્મને પાળતો આ નૃપોત્તમ અધર્મનિષ્ઠ અસુર ગુરૂ નૃપોને સારી શિક્ષા કરી તે પાપોથકી તમારી રક્ષા કરશે ॥૩૮-૪૩॥ તો તમો તે સમયની રાહ જોતા થકા અલક્ષ્ય લિંગથી વર્તો. એટલે આશ્રમનાં બાહ્ય ચિહ્નો પ્રસિદ્ધમાં નહિ રાખીને કાળ નિર્ગમન કરો. આશ્રમનાં બાહ્ય ચિહ્નોના સંતાડવામાત્રથી તમારે અધર્મ પ્રસંગ નહિ આવે, કેમકે તમો સ્વત: અનઘ-નિષ્પાપ નિર્દોષ છો. તમારા ધર્મને સાચવો.

पाण्डवाः कृष्णसाहाय्या अपि शात्रवसङ्कटे । अलक्ष्यलिङ्गा न्यवसन्विराटनगरे पुरा ॥४५॥ धर्मो जयति नाधर्मः सत्यं जयति नानृतम् । इत्यार्षवचनं सत्यं मत्वा निश्चिन्तमुष्यताम् ॥४६॥ सुव्रत उवाच—इत्युक्ता नीलकण्ठेन मुनयस्ते तथैव हि । किञ्चित्कालमवर्तन्त क्षितौ ध्यायन्त एव तम् ॥४७॥ अविदिता असुरैर्गुरुभिर्नृभिर्मुनिगणा भुवि रङ्कजना इव । प्रथितवैष्णवचिह्नमपास्य ते नृप ! विचेरुरहंममतोज्झिताः ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे असुरांशगुरुनृपादिकृतसमुपद्रवनामा चतुस्त्रिंशोऽध्याय ॥३४॥

દેશકાળને અનુસારે વર્તવું એ તો નીતિજ છે ॥૪૪॥ તેમા દૃષ્ટાંત-પૂર્વે કૃષ્ણ ભગવાનની જેમને સહાય હતી એવા પાંડવો પણ શત્રુસબન્ધિ સંકટ પ્રાપ્ત થતાં પોતે પોતાની જાતિનાં ચિહ્નો બીજા જનો ન જાણે એવા થઇને વિરાટનગરમાં એક વર્ષપર્યંત રહ્યા હતા ॥૪૫॥ યદ્યપિ હમણા અધાર્મિકોની પ્રબળતાથી તમોને ક્લેશ થાય, તથાપિ ધર્મપરાયણોનેજ સમુન્નત સુખની સંપત્તિ મળે, ધર્મ જયને પામે છે, અધર્મ જયને પામતો નથી સત્ય જયને પામે છે, અસત્ય જયને પામતું નથી, આ ઋષિપ્રણીત વચનને સત્ય માનીને તમો નિશ્ચિંત રહો ॥૪૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! નીલકંઠ ભગવાને આ પ્રકારે કહેલું વચન મસ્તકે ચઢાવીને તે મુનિઓ તેમનુંજ ચિંતવન કરતા થકા કેટલોક કાળ પૃથ્વીમાં તેમની આજ્ઞાને અનુસારેજ વર્ત્યા ॥૪૭॥ હે નૃપ ! આ મુનિગણો ભગવાનના આદેશને અનુસારે પ્રસિદ્ધ બાહ્ય વૈષ્ણવચિહ્ન ( તુળસીમાળા ઊર્ધ્વપુંડ્રાદિ ) ને ત્યાગ કરી, અસુરાંશ ગુરૂઓ તથા તેમના શિષ્ય રાજા વિગેરે 'આ સ્વામિનારાયણના સાધુઓ છે' એવો વિશેષ આકાર ન જાણે એમ પૃથ્વીમાં રંકજનોનીપેઠે અહંકાર મમકારે રહિત થઇને વિચરવા લાગ્યા ॥૪૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે અસુરાંશગુરૂનૃપાદિકૃતસમુપદ્રવનામા ચતુર્સ્ત્રિંશોऽધ્યાયઃ ॥૩૪॥

१ 'शात्रवकष्टके' इति पाठान्तरम् ।

सुव्रत उवाच—वर्धमानप्रतापेन तावत्तस्येच्छया प्रभोः । सद्रोहिणो नृपास्तेन विजिग्ये सकला भुवि ॥१॥ अनायासेन सर्वेऽपि सद्रोहक्षीणमङ्गलाः । वशीकृता नृपास्तेन सद्रक्षोर्जिततेजसा ॥२॥ हृतराज्या हृतस्थानास्ते नृपाला गतश्रियः । विनष्टबन्धुसुहृदो न्यूपुश्छन्नाः क्वचिद्भुवि ॥३॥ सदसल्लक्ष्मविद्राजा हरिभक्तेतरान् गुरून् । यथार्हं दण्डयामास दाम्भिकान् विषयैषिणः ॥४॥ औद्धवे सम्प्रदाये ये त्यागिनो गृहिणोऽपि वा । तान् यस्त्वपीडय-

## [1]અધ્યાય ૩૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવા સમયમાં આ શ્રીહરિનાજ સંકલ્પથી પૃથ્વીમાં પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતા પ્રબળ પ્રતાપવાળા તે નૃપતિએ સાધુઓના દ્રોહમાંજ એક પ્રવર્તેલા સર્વે રાજાઓને જીતી લીધા કારણ કે-તે સર્વે રાજાઓ સાધુદ્રોહથી ક્ષીણમગળવાળા અને પ્રકટ પાપવાળા હતા આ મહારાજા તો સતોની રક્ષા માટે પ્રવર્તતાં તેમના રક્ષણથી ઉત્પન્ન થએલા સુકૃતાતિશયને લીધે કોઇનાથી પણ ન પરાભવ પામે એવા તેજ-પ્રતાપવાળો થયો હતો માટે આ રાજાએ અનાયાસથી તે સર્વે રાજાઓને વશ કરી લીધા ॥૧-૨॥ આ આસુર રાજાઓ જેમનું રાજ્ય તથા સ્થાન હરાઈ ગયું છે, જેમના બન્ધુઓ તથા સુહૃદો વિનાશ પામી ગયા છે, માટેજ શોભાએ રહિત થઇને, અને પ્રાણરક્ષણમાત્રમાં ઉદ્યમી થઈ પૃથ્વીમાં કોઈ તેતે અલક્ષ્ય પ્રદેશમાં ગુપ્તપણે નિવાસ કરી રહ્યા ॥૩॥ આ નવો રાજા સદસત્પુરૂષનાં લક્ષણ યથાર્થ જાણતો હોવાથી દાંભિક, વિષયનીજ એક એષણાવાળા, હરિભક્તો થકી બીજા, તે તે ખોટા ગુરૂપદધારીઓનો યથાયોગ્ય દંડ કરવા લાગ્યો ॥૪॥ ઉદ્ધવસંપ્રદાયમાં અવિષ્ટ થએલા ગૃહિજનો તથા ત્યાગિજનોને જે કોઈ પણ રાજા કે બીજા દાંભિક ગુરૂઓ પણ બહુધા પીડતા હતા તે સર્વને આ પ્રશાસ્તા ભૂપતિએ

[1] આ અધ્યાયમાં ભગવાને ગવર્નરની પ્રાર્થનાથી તેમને રાજકોટ પુરમાં આપેલો સર્વે રાજાઓને આશ્ચર્ય કરનારો પોતાનો સમાગમ વર્ણવ્યો છે

त्कोऽपि राजा वान्येऽपि दाम्भिकाः ॥५॥ गृहीत्वा तांस्त्वसौ वद्धा कण्ठपाशेन भूपतिः । सद्यो हन्ति स तेनाभूदाक्रोशो भूतले महान् ॥६॥ सद्द्रोहिणस्तदा ये ये ते ते भीतास्ततो भृशम् । यत्र तत्र निलीयैव निन्युः कृच्छ्रेण वासरान् ॥७॥ भारते सकले वर्षे तथा किंपुरुषेऽपि च । तस्यैव राज्यमभवत्सन्मार्गस्यैव रक्षितुः ॥८॥ कुर्वन्दिग्विजयं सोऽथ सौराष्ट्रेषु नृपः पुरम् । राजकूटाभिधं प्राप्य मासमेकमुवास च ॥९॥ हेतुं जानन्निजोत्कर्षे भक्तरक्षां हरेः सुधीः । तं द्रष्टुमासीदुत्कण्ठस्तस्मै दूतं निसृष्टवान् ॥१०॥ स दुर्गपत्तने प्राप्य शीघ्रगस्तं प्रणम्य च । प्राञ्जलिर्भूपतेर्वाक्यं न्यवेदयदनाकुलः ॥११॥ राजदूत उवाच—स्वामिन्! दूतो-

---

પકડીને કંઠપાશથી બાંધીને તત્ક્ષણ મારી નાંખ્યા. તે આ દુષ્ટજનના હનનથી ભૂતળમાં 'આ રાજા અપરાધિઓમાં તીવ્ર દંડ દેનારો ને સહ પ્રતાપવાળો છે' એવો મહા આક્રોશ પ્રવર્તી ગયો ॥૫-૬॥ તે સમયે જે બીજા સાધુદ્રોહીઓ હતા તેઓ તીક્ષ્ણ દંડ દેનારા તે રાજાથકી અત્યંત ભય પામીને જે કોઈ ગુપ્ત સ્થળોમાં સંતાઈને જ મહાકષ્ટથી દિવસો નિર્ગમન કરતા થયા ॥૭॥ સન્માર્ગનું સંરક્ષણ કરનારા, માટેજ અનુક્રમે અભિવૃદ્ધિ પામતા પ્રતાપવાળા, માટેજ સમગ્ર રાજમંડળને જીતનારા આ નવા રાજાનાજ શાસનવશમાં આ સમગ્ર ભારતખંડ આવી ગયો તથા કિંપુરૂષખંડમા પણ સન્માર્ગના પ્રવર્તક તે રાજાનું રાજ્ય થયું ॥૮॥ તેપછી આ આ અગદીય રાજા દિગ્વિજય કરતો કરતો સૌરાષ્ટ્ર દેશોમાં પ્રસિદ્ધ રાજકોટ નામના નગરમાં આવીને એક માસ રહ્યો ॥૯॥ પ્રતિદિવસ પ્રવૃદ્ધિ પામતા જતા પોતાના ઉત્કર્ષમાં આ શ્રીહરિના ભક્તોની પોતે દુષ્ટજનના વિનાશથી કરેલી રક્ષાનેજ હેતુ સમઝીને તે આ પુરૂષોત્તમનાં દર્શનની ઉત્કંઠાવાળા બુદ્ધિશાળી રાજાએ શ્રીહરિને પોતાની વિજ્ઞપ્તિ વિનિવેદન કરવા પોતાનો સંદેશો લઈ જનાર એક દૂત મોકલ્યો ॥૧૦॥ જલદી ચાલનારો આ દૂત દુર્ગપત્તનને પામીને પોતે આકુળતાએ રહિત થઈ શ્રીહરિને બે હાથ જોડી પ્રણામ કરી ભૂપતિનો સંદેશો તેણે નિવેદન કર્યો ॥૧૧॥ રાજ-

ऽसि नृपतेर्गवेन्द्रस्य महौजसः । राजकूटपुरे सोऽस्ति सेवितः शतशो नृपैः ॥१२॥ स विजित्य दिशः सर्वाः प्रतापेन तवैव हि । भवन्तं द्रष्टुमुत्कोऽस्ति यास्यन्मुम्मद्दिपत्तनम् ॥१३॥ सोऽत्राग-च्छेत्त्वदाज्ञा चेत्तत्राऽऽयाहि त्वमेव वा । यथेच्छं कुरु वर्णीन्द्र ! स्वतन्त्रोऽसि त्वमत्र हि ॥१४॥ तव त्वदाश्रितानां च तद्राज्ये कुत्र-चिद्भुवि । दुर्जनेभ्यो भयं नास्ति सर्वथेत्यवगम्यताम् ॥१५॥ उत्तरं देहि मे स्वामिन् ! यथा तव चिकीर्षितम् । इति दूतवचः श्रुत्वा प्रसन्नो हरिरब्रवीत् ॥१६॥ श्रीनारायणमुनिरुवाच—स्वस्ति स्तात्तस्य भूभर्तुर्येनास्मत्साधवोऽविताः । रक्षोभ्य इव दुष्टेभ्यः सदसद्वि-विवेदिना ॥१७॥ दुर्लभः खलु भूपाल ईदृशः साम्प्रतं भुवि ।

---

દૂત કહેછે—હે સ્વામિન્ ! મહાપ્રતાપી ગવર્નર નૃપતિનો હું દૂત છું. ( ચક્રવર્તીએ કેટલાક દેશમંડળના પ્રશાસનપદમાં નિયોગ કરેલો પ્રશાસિતા અહીં ગવેન્દ્ર શબ્દથી કહ્યો છે ) તે તે દેશના અધિપતિ અનેક રાજાઓએ વિંટાએલા તે મહારાજા રાજકોટપુરમાં વર્તે છે. તે આ ગવર્નર આપનાજ પ્રતાપથી સર્વ દિશાઓને જીતીને હવે મુંબઈપિત્તન જવાના છે. આપના દર્શનમાં ઉત્કંઠા પામીને આપના ચરણસમાગમની રાહ જોઈ રહ્યા છે ॥૧૨-૧૩॥ હે વર્ણીન્દ્ર ! જો આપની આજ્ઞા થાય તો એજ અહીં આવશે. જો આપની ઇચ્છા થાય તો આપજ ત્યાં પધારો. આ બન્ને પક્ષમાં આપજ સ્વતંત્ર છો. માટે યથારૂચિ કરો ॥૧૪॥ ભૂમિમાં તે રાજાના રાજ્યમાં કોઈપણ સ્થળમાં હવે પછી આપના આશ્રિત સાધુજનોને દુર્જનોથકી સર્વથા ભય પ્રસંગ નથીજ એમ તમો જાણો ॥૧૫॥ હે સ્વામિન્ ! આપને જેમ કરવાની ઇચ્છા હોય તેમ મને દૂતને ઉત્તર આપવાને યોગ્ય છો. હે પ્રતાપસિંહ રાજન્ ! આવું દૂતનું વચન સાંભળીને પ્રસન્નવદનથી ભગવાન્ બોલ્યા ॥૧૬॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે દૂત ! જે સદસતના વિવેચનશીલ ભૂપતિએ અમારા સાધુઓની દૈત્યો થકીજ શું ? એમ દુષ્ટોથકી રક્ષા કરી તે આ ગવર્નર રાજાનું સ્વસ્તિ-મંગળ થાવ ॥૧૭॥ પૃથ્વી ઉપર આ વર્તમાન કળિકાળમાં ન્યાય્ય માર્ગેથી પ્રજાઓના નેતા આવા

अहमेवागमिष्यामि ततस्तं निकषा ननु ॥१८॥ इत्युक्त्वा तं भोजयित्वा दूतं प्राह पुनर्हरिः । गच्छ त्वमग्रतो राज्ञे ब्रूह्याऽऽयाम्यहमद्य वै ॥१९॥ इत्युक्तो हरिणा दूतः स्वभर्तारमुपेत्य तत् । यथावत्प्राह स ततो हृष्टः प्राह निजानुगान् ॥२०॥ अत्र नारायणमुनिरद्य श्वो वाऽऽगमिष्यति । यदाऽऽगच्छेत्तदा सद्यो वाच्यं मेऽपि रहोजुषे ॥२१॥ इत्यादिश्यानुगान् राजा हर्यर्चासाधनानि सः । एकत्रानीय हर्षेण प्रत्यैक्षत तदागमम् ॥२२॥ तं मानयन् हरिरपि प्रथितप्रतापः प्रायात्परेद्यवि युतः परिमेयपद्भैः । आरुह्य चारुशिबिकां कतिभिश्चिदात्मसेवापरैरपि च वर्णिवरैः पुरं तत् ॥२३॥ मार्गे जनास्तु शतशश्च सहस्रशस्तं श्रेयस्तनुं ह्यनुययुः क्षपिता-

---

ભૂપાળ દુર્લભજ છે, માટે એમની સમીપે અમોજ આવીશુ, એમ દૂતને કહીને તેને જમાડીને ફરીથી કહ્યુ કે—અમારી આવવાની વાર્તા તમો આજ પ્રથમ જઈને રાજાને કહો, હુ તૈયાર થઈને આવું છું ॥૧૮-૧૯॥ ભગવાને આ પ્રકારે કહ્યુ એટલે તે દૂતે ત્યાંથી નીકળીને રાજકોટને પામીને પોતાના પ્રભુને ભગવાન પધારવાની વાત યથાવત્ વિનિવેદન કરી દૂતના વચન શ્રવણથી બહુ હર્ષ પામેલા રાજાએ પોતાના અનુચરોને કહ્યુ કે-ભગવાન્ નારાયણમુનિ આજ કે કાલે અહીંજ આવશે, જ્યારે આવે ત્યારે તરત એકાત સ્થળમા રહેલાપણુ મને નિવેદન કરવું ॥૨૦-૨૧॥ હે રાજન્ ! ગવર્નર રાજા આ પ્રકારે પોતાના અનુચરોને આજ્ઞા આપી પોતે મનમા બહુ હર્ષ પામી ભગવાનની પૂજાનાં સાધનો એક સ્થળમાં લાવી મેળવીને ભગવાનની આવવાની રાહ જોઈ રહ્યા ॥૨૨॥ સમગ્ર દિગન્તમાં પ્રસર્યો છે પ્રતાપ જેમનો એવા ભગવાન પણ ગવેન્દ્ર નૃપને માન આપતાથકા દૂત ગયો તેમે બીજેજ દિવસે પરિમિત પદાતિઓથી વિંટાઇને પોતાની પરિચર્યા પરાયણ કેટલાક વર્ણિવરોએ પણ પાછળ ગતિ કર્યાથકા સુંદર શિબિકા ( મેના ) મા બેસીને તે રાજકોટ પુરપ્રત્યે જવા દુર્ગપુરથકી ચાલી નિકળ્યા ॥૨૩॥ માર્ગમા સોએસો અને હજારોહજાર જનો બીજા કાર્યમાત્રનો પરિત્યાગ કરી શ્રેયોમૂર્તિ શ્રીહરિની પાછળ ગયા અકામ કે સકામ

न्यकार्याः । भक्तास्तु तेषु तदवेक्षणमात्रकामा आसन् परे तु नृपमानदिदृक्षवोऽस्य ॥२४॥ तद्राजपत्तनमवाप दिने द्वितीये नारायणो मुनिरहर्दशमक्षणान्ते । नैकक्षितीशशिबिरावलिमत्तनागवाहोष्ट्रगोरथपदातिगणावृतं च ॥२५॥ दूरान्निशम्य जनताजयशब्दमुच्चैः सम्भ्रान्तराजकुलसैनिकपौरवृन्दैः । त्यक्तासनाशनशयादि समीक्ष्यमाणं राज्ञे शशंसुरनुगा हरिमागतं ते ॥२६॥ श्रुत्वाऽऽगतं तमतिहर्षभृतः स सद्यस्त्यक्तान्यराजकुलकार्य उदार-

કે અન્યકામ જેઓ અનુ–પાછળ યાન્તિ–જાય છે તે તમામને શ્રેયઃસિદ્ધિતો અવશ્ય છેજ, કેમકે પોતે શ્રેયસ્તનુઃ–શ્રેયોમૂર્તિ છે. પાછળ ગએલાઓમાં એમના જે નિષ્કામ ભક્તો હતા તેઓ 'શ્રીહરિનાં દર્શન એજ એક પુરૂષાર્થ છે' એમ સમઝીને પાછળ ગયા. જેઓ અર્થકામપર હતા તેપણ તેની ઇચ્છાથી પાછળ ગયા. બીજા અજ્ઞાનિઓ તો ગવર્નર રાજા કરશે એવા શ્રીહરિના સન્માનનો પ્રકાર જોવાની ઇચ્છાથી પાછળ ગયા. શ્રેયોમૂર્તિની પાછળ જાય છે તોપણ તેમનો પ્રભાવ જાણતા નથી અને અન્યમાં દૃષ્ટિ છે માટે એતો અનભિજ્ઞજ છે. શ્રેયોમૂર્તિની પાછળ જવાના સ્વભાવવિશેષથી તો એમનું પણ શ્રેય થાયજ ॥૨૪॥ નારાયણમુનિ દુર્ગપુરથી નીકળ્યા તેને બીજે દિવસે દિવસના દશમાં મુહૂર્તના અંતમાં ( અપરાહ્ણસમયે ) તે રાજકૂટ નગરને પામ્યા. તે સમયે તે નગર અનેક રાજમંડળના દેરા તંબુઓની લાઇનોથી સમલંકૃત અને અનેક મદોન્મત્ત હાથીઓ, વિવિધ અશ્વો, બહુ બલીવર્દો તથા ઉષ્ટ્રોથી વિંટાએલું અને ચૌગરદમ રથ પદાતિ વિગેરેથી વ્યાપ્ત હતું ॥૨૫॥ તે સમયે પુરના અને શ્રીહરિસાથે આવેલા ભક્તોએ પ્રેમાતિશયથી અધિક ઉચ્ચારેલા જય જય શબ્દથી ભગવાનનું આગમન જાણીને તેમના દર્શનમાં થયો છે અતિઆદર જેમને, માટેજ આસન અશન ( ભોજન ) શયનાદિ વ્યાપારો જેમણે ત્યાગ કરી દીધા છે એવા નગરનિવાસી જનો રાજસમૂહો અને સૈનિકોએ સ્નેહથી બહાર આવીને જોએલા આવેલા શ્રીહરિના શુભ સમાચાર પ્રથમથી-કહી રાખેલા અનુચરોએ રાજાને નિવેદન કર્યા ॥૨૬॥ પોતાના પુરમાં-પધારેલા પ્રભુને સાંભળીને ઉદાર બુદ્ધિવાળા ગવર્નર-રાજા પરમાનંદપરિપૂર્ણ થઈ

वृद्धिः । प्रत्युज्जगाम हरिमाशु चलन् पदातिस्तं चान्वधावदखिलोऽपि च राजसङ्घः ॥२७॥ तं धावनोच्छ्वसितफुल्लमुखं नरेन्द्रं हर्षाश्रुनेत्रमवलोक्य हरिश्च यानात् । उत्तीर्य यावदभियाति नृपः स तावत्तत्पादपद्मनिहितात्मशिरा ननाम ॥२८॥ उत्थापितोऽथ हरिणा चिरमाश्लिषत्तं तस्थौ कृताञ्जलिपुटश्च मुखं स पश्यन् । दृग्भ्यां निपेतुरुदविन्दव उन्मुदोऽस्य साकं हि सद्रिपुमदोद्यममानसौख्यैः ॥२९॥ परस्परं सुखप्रश्नं कुर्वन्तौ तावथो जनाः । दृष्ट्वा सर्वे चिरस्निग्धौ सखायाविव मेनिरे ॥३०॥ वासस्थानं तदीयेभ्यो दापयित्वाऽथ भूपतिः । तत्करं स्वकरेणैव धृत्वाऽगाच्छिबिरं

---

તત્ક્ષણ સર્વે બીજા રાજકુળના કાર્યે પડતા મુકીને પગથી ઉતાવળા ચાલતા થકા અભિમુખ આવ્યા પગપાળા ચાલતા રાજાની પાછળ બીજા બધા રાજાઓ પણ દોડ્યા ॥૨૭॥ ત્વરાથી પગપાળા ચાલવાથી લગાર ચઢી ગયો છે શ્વાસ જેમને, પ્રહર્ષથી પ્રફુલિત મુખ જેમનું છે, આનંદના અશ્રુથી પરિપૂર્ણ નેત્ર જેમનાં છે એવા તે નરેન્દ્રને જોઇને તત્ક્ષણ ભગવાન્ વાહન માથી ઉતરીને જેટલાકમા તેમના સન્મુખ જાય છે તેટલાકમાંજ રાજાએ પાસે આવીને શ્રીહરિના પાદપદ્મમાં પોતાનુ મસ્તક મુકીને નમસ્કાર કર્યો ॥૨૮॥ તે પછી ભગવાને ઉઠાડેલા તે રાજા ભગવાનને બહુ ભાવથી બહુવાર ભેટીને મળીને બે હાથ જોડી તેમના મુખકમળ સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને ઉભા રહ્યા. આનંદથી શ્રીહરિને જોઈ રહેલા આ રાજાના નેત્રો માથી આનંદના અશ્રુબિન્દુઓ પૃથ્વીઉપર પડ્યા. તેની સાથેજ સાધુજનોના દ્રોહી અસુર ગુરુરાજાઓનો મદ ઉદ્યમ અભિમાન સુખ આદિક પણ ભૂમિઉપર પડ્યાં. એટલે તેઓ મદમાનાદિકે રહિત થઈ ગયા ॥૨૯॥ પરસ્પર મળેલા તે આ બન્નેને બહુ વખતસુધી કુશળ પ્રશ્નાદિકને કરતા જોઇને સર્વે જનો 'આ બન્ને બહુ વખતના જુના સ્નેહી સખાઓ હશે કે શુ ?' એમ ઉત્પ્રેક્ષા કરવા લાગ્યા ॥૩૦॥ તે પછી ગવર્નર રાજા શ્રીહરિના અનુયાયી જનોને નિવાસસ્થાન સ્વસેવકદ્વારા અપાવીને ભગવાનના હાથને પોતાના હાથથીજ પકડીને પોતાના શિબિર-છાવણીના સ્થાનમાં

निजम् ॥३१॥ सामर्षा अपि भूपालास्तत्र ये सङ्गतास्तु ते। विसितास्तं नमश्चक्रुर्निर्मदा निरहङ्कृताः ॥३२॥ न्यवीविशद्गवेन्द्रस्तं स्वानीतेऽनर्घ्ये आसने। तदीयांश्च मुनीन्नानापीठेषु स यथोचितम् ॥३३॥ देशान्तरागतान् भूपान्निष्कास्य सदसोऽखिलान्। त्रिभिः सार्क स्वके राजा तदन्तिक उपाविशत् ॥३४॥ दूरस्थितास्तं शतशो नृपालास्तस्यानुगाः शस्त्रभृतश्च सर्वे। नताननाः प्राञ्जलयो विनीताः सनासमैक्षन्त हरेः पुरःस्थम् ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे राजकूटपुरे भगवतो गवेन्द्रनृपसमागमो नाम पञ्चत्रिंशोऽध्यायः ॥३५॥

सुव्रत उवाच—ततो नारायणं नत्वा बद्धाञ्जलिपुटः स च। उ-

આવ્યા ॥૩૧॥ રાજકોટ પુરમાં ગવર્નરદ્વારા પોતાના કાર્યની સિદ્ધિમાટે જે રાજાઓ આવ્યા હતા તે સર્વે કોઈ વિસ્મય પામીને શ્રીહરિવિષે અમર્ષશીલ છે તથાપિ મદ માને રહિત થઇને શ્રીહરિને નમસ્કાર કરવા લાગ્યા ॥૩૨॥ ગવર્નર રાજાએ પોતાના તંબુમાં લઈ જઇને પોતે અમૂલ્ય આસન લાવીને તેમાં ભગવાનને બેસાર્યા અને તેમના અનુયાયી મુનિઆદિકને યથાયોગ્ય નાનાવિધ આસનોમાં બેસાર્યા ॥૩૩॥ દેશાંતર થકી આવેલા રાજાઓને તથા સમગ્ર સ્વભૃત્યોને સભાથકી બહાર કાઢીને પોતાના અંતરંગ ( ખાંનગી ) બે ત્રણ અમાત્યો સાથે ભગવાનની સમીપે બેઠા ॥૩૪॥ સભામાંથી બહાર કાઢેલા રાજાઓ તથા બીજા પણ બહુ રાજાઓ તથા ગવર્નરના શસ્ત્રધારી ભૃત્યો આ સર્વે દૂર ઉભા રહીને વિનયથી મસ્તકને નમાવીને બે હાથ જોડીને ભગવાનને અભિમુખ બેઠેલા ગવર્નરને સભય જોઈ રહ્યા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે રાજકૂટપુરે ભગવતો ગવેન્દ્રનૃપસમાગમો નામ પંચત્રિંશોઽધ્યાયઃ ॥૩૫॥

## [1]અધ્યાય ૩૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ત્યાર પછી રાજનીતિ પ્રમુખ શાસ્ત્રમાં

[1] આ અધ્યાયમાં ગવર્નરે કરેલી ભગવાનની પૂજા, તેમને ભગવાને આપેલું વરદાન અને દુર્ગપુરમાં શ્રીહરિનું આગમન વર્ણવ્યું છે

घाच प्रश्रयानम्रो नीतिशास्त्रविशारदः ॥१॥ स्वामिंस्त्वद्दर्शनाज्जातो ममानन्दोऽद्य वै महान् । त्वामहं प्राकृतिच्छन्नमवैमीश्वरमेव हि ॥२॥ ब्रह्माण्डक्षोभकान्कामक्रोधादीनात्मवैरिणः । विजित्योपशमं यायुस्त्वदीयाः कथमन्यथा ॥३॥ त्वदाश्रितान् सतो ज्ञात्वा सच्छास्त्रोदितलक्षणान् तद्द्रुहो दाम्भिका दुष्टा असन्तो दण्डिता मया ॥४॥ सद्द्रुहो गुरवो भूपा उच्छेदं प्रापिता मया । क्वचित्क्वचिच्च प्रच्छन्नं वसन्ति भुवि केचन ॥५॥ प्रतापोऽयं तवैवास्ति राजानो यन्मया भुवि । अनायासेन वर्णीन्द्र ! प्रायशः स्ववशीकृताः ॥६॥ चरन्त्वेते यथापूर्वं भुवि जीवहितावहाः । त्वदीयद्रोहिणो घात्या इति मेऽस्ति व्रतं किल ॥७॥ इति क्षोणीपते-

---

નિપુણ ગજેન્દ્ર નૃપતિ નારાયણમુનિને નમસ્કાર કરી બે હાથ જોડી વિનયવિનમ્ર થઇને બોલ્યા કે-હે સ્વામિન્ ! આજ આપનાં દર્શન થવાથી મને મહાન્ આનંદ થયો છે. હું આપને લોકાનુગ્રહ માટે સ્વેચ્છાથી માનુષવેષ સ્વીકારનારા પરમેશ્વર માનું છું ॥૧-૨॥ જો આપ પરમેશ્વર ન હો તો તમારા આશ્રિત આ સાધુઓ કામ ક્રોધાદિ આભ્યંતર વૈરિઓ કે જે સમસ્ત બ્રહ્માંડોદરવર્તી બ્રહ્માદિ જીવમાત્રને ક્ષોભ કરનારા છે તેમને અનાયાસથી જીતીને અસાધારણ ઉપશમ-વિષયોથકી ઉપરામને કેમ પામે ? નજ પામે માટે તમો પરમેશ્વર છો ॥૩॥ તમારા આશ્રિત સાધુઓને સચ્છાસ્ત્રોક્ત લક્ષણોએ સંપન્ન જાણીને, એમના નિપરાધિઓના જે નિષ્કારણ વૈરીઓ પીડામાંજ એક પ્રવર્તેલા હતા તેમને દાંભિક જાણીને, તે દુષ્ટ અસાધુઓને મેં તીક્ષ્ણ દંડ દીધો છે ॥૪॥ ગુરૂપદથી કે ભૂપપદથી જે અછન્નપણે સાધુઓનો દ્રોહ કરનારા હતા તેમને પણ દંડ દીધો છે. તેમાં કેટલાક કોઈ કોઈ ગુપ્ત સ્થળમાં પ્રચ્છન્નપણે રહે છે ॥૫॥ હે વર્ણીન્દ્ર ! આ ભારતમાં મેં રાજાઓને અનાયાસથી બહુધાપણે જે વશ કરી લીધા તે આપનોજ પ્રતાપ છે ॥૬॥ તો હવે આ તમારા અનેક જીવોનું હિતકરનારા સાધુઓ નિર્ભય થઇને ધર્મપ્રવર્તન માટે ભૂમિમાં યથાપૂર્વ સુખેથી વિચરો, કેમકે એમનો અકારણ દ્રોહ કરનારાને દંડ દેવાનું મેં વ્રત ધાર્યું છે ॥૭॥ હે રાજન્ !

वाक्यं निशम्य हरिरब्रवीत् । सुज्ञोऽसि भूपते ! सर्वं करोषि न्याय्यमेव हि ॥८॥ धर्मस्य च सतां रक्षा दण्डनं चापि तद्द्रुहाम् । पालनं स्वप्रजानां च धर्मो राज्ञः परो मतः ॥९॥ सद्धर्मरक्षया भूमावुत्कर्षो जायते तव । अधर्माश्रयणादन्ये क्षयं यान्ति च भूमिपाः ॥१०॥ तव किम्पुरुषात् खण्डादिहागमनं नृप ! । ईशस्यैवेच्छया धर्मगुप्त्यै जातमिति ध्रुवम् ॥११॥ एवमेव हि धर्मेण भवान्वर्तिष्यते यदि । तदा तु सर्वराजेन्द्रश्चक्रवर्ती भविष्यति ॥१२॥ ये ये वृद्धिं गताः पूर्वं भूपाला भुवि विश्रुताः । ते ते संरक्षणेनैव सद्धर्मस्येति विद्धि भोः ! ॥१३॥ इति श्रुत्वा हरेर्वाक्यं तं

---

આવું પૃથ્વીપતિનું વચન સાંભળીને શ્રીહરિ બોલ્યા કે-હે ભૂપતે ! તમો સુજ્ઞ-કાર્યાકાર્ય ધર્માધર્મના અભિજ્ઞ છો જે કરો છો તે ન્યાયથી બહાર નહિ ગએલુંજ કરો છો ભોગોપકરણભૂત અસાધારણ રથ ગજ અશ્વ આદિક વિભૂતિથી રાજા હોઈ શકતો નથી કિંતુ ધર્મ અને ધર્મના પ્રવર્તક સાધુઓના તેના ઉપઘાતકોનો દંડ કરીને કરેલા પરિરક્ષણથી તથા પ્રજાઓના તેને તેને અનુગુણ જીવિકાવૃત્તિ પ્રદાનાદિકવડે કરેલા પરિપાલનથી થતા સર્વ જનોના મનોરંજન ગુણયોગથી રાજા હોઈ શકે છે, માટે રાજાઓનો આજ પરમ ધર્મ છે એમ મુનિઓ માને છે ॥૮-૯॥ કરાતી અને કરશો એવી સદ્ધર્મસંરક્ષાથી તમારો આ ઉત્કર્ષ થયો છે અને અનુદિન અભિવૃદ્ધિ પામતો જશે આ ભારતમાં વર્તતા બીજા રાજાઓ અધર્માશ્રયથીજ ક્ષયને પામે છે અને પામશે તે રાજાઓના જય અપજયમાં ધર્માધર્મજ નિમિત્ત છે પણ માનુષબળ નથી ॥૧૦॥ હે નૃપ ! એક ખંડમાંથી બીજા આ ખંડમાં જે તમારૂં આવવું થયું છે તે પૌરૂષબળથી નહિ કિંતુ ધર્મરક્ષણ માટે મત ધરનારા ઇશ્વરના શુભ સંકલ્પથીજ છે એમ તમો નિશ્ચયથી જાણો ॥૧૧॥ જો તમો આવીજ રીતે ધર્મથીજ પ્રજાઓને પાળશો તો સર્વરાજેન્દ્ર ચક્રવર્તી થશો ॥૧૨॥ હે ભૂપાળ ! પૂર્વે પ્રસિદ્ધ માંધાતાપ્રમુખ જે જે ભૂપાળો વૃદ્ધિને પામ્યા છે તે બધાય સદ્ધર્મના સંરક્ષણથીજ વૃદ્ધિને પામ્યા છે પણ નિરવધિ સેનાસંપત્તિ કે

पप्रच्छ स भूपतिः । उपायं श्रेयसः स्वस्य मुमुक्षुर्भवबन्धनात् ॥१४॥ प्राप्तं राज्यसुखं ह्येतत्कृपयैव तवाखिलम् । मयैहिकमथेच्छामि देहान्तेऽपि सुखं परम् ॥१५॥ जीवानां स्वाश्रितानां त्वं संसृतेरसि मोचकः । अतोऽहमपि सम्प्राप्तः शरणं त्वां जगद्गुरो ! ॥१६॥ तस्मान्निःश्रेयसोपायं ब्रूहि मे तव सम्मतम् । येनाञ्जसा विमुच्येय संसृतेरहमापदः ॥१७॥ श्रीनारायणमुनिरुवाच—एतद्व्यवसितं सम्यक् त्वया यद्धितमात्मनः । सच्छास्त्रसम्मतं वच्मि मया यन्निश्चितं नृप ! ॥१८॥ सुखं वैषयिकं यत्तज्जीवैः सर्वत्र ल-

---

શસ્ત્રસંપત્તિથી પામ્યા નથી એમ તમો જાણો ॥૧૩॥ હે રાજન્ ! આવું નારાયણમુનિનું વચન સાંભળીને અવસર આવતાં ભગવાનથકી જે પ્રાર્થનીય છે એજ ભવબન્ધ વિમોચનના સાધનને મુમુક્ષુ રાજા પોતાના શ્રેય માટે ઇચ્છતા થકા શ્રીહરિને પુછવા લાગ્યા ॥૧૪॥ હે સ્વામિન્ ! જે આ રાજ્યાદિરૂપ આ લોકનું સુખ છે તે સમગ્ર તો આપના પ્રસાદથી મને મળ્યું છે. હવે ત્રણ તાપની નિવૃત્તિમૂળક જે પારલૌકિક નિરવધિ સુખ છે તેને હું આપના પરમ પ્રસાદથી પામવા ઇચ્છું છું ॥૧૫॥ હે જગદ્ગુરો ! તમો પોતાના ચરણકમળના આશ્રિત જનોના ત્રણ તાપની નિર્મૂળ નિવૃત્તિ કરનારા છો, એમ જાણીને હું પણ આપના શરણને પામ્યો છું ॥૧૬॥ તો હું સંસૃતિસ્વરૂપ આપત્તિથકી જે પ્રકારે જલદી મુક્ત થઉં તે પ્રકારે આપને અભિમત નિઃશ્રેયસનો ઉપાય મને શરણાગતને કહો ॥૧૭॥ આવા નરેન્દ્રના વચનશ્રવણથી પ્રહર્ષ પામેલા શ્રીનારાયણમુનિ કહે છે—હે નૃપેન્દ્ર ! તમોએ બુદ્ધિથી સારો વ્યવસાય ( નિશ્ચય ) કર્યો છે, કેમકે આ વ્યવસાય નિરવધિ સુખમાંજ એક ઉપયોગનો છે. બીજો બધો વ્યવસાયતો બહુ દુઃખદાયક છે. તેવા વ્યવસાયને તો મૂર્ખ હોય તે કરે, જેથી આત્માનું કશું હિત થાય નહિ, તો પોતાનુંજ એક હિત ચિંતન કરનારા તમને શાસ્ત્રસંમત અને મેં પણ સમ્યક્ નિશ્ચિત કરેલું શ્રેયઃસાધન કહું છું ॥૧૮॥ જે આ વૈષયિક સુખ છે તે નરદેહને અસાધારણ નથી, કેમકે તેતો પશુ પક્ષી આદિક સર્વને પણ સાધારણ છે, ગ્રામ્ય પશુઓ શું નથી ખાતા ?

ष्यते । अनादिबन्धमुक्तिस्तु नृदेहेनैव साध्यते ॥१९॥ स त्वस्ति दुर्लभो नूनं क्षणिकश्चार्थसाधकः । अवश्यमेव तन्नाशो भविता नात्र संशयः ॥२०॥ चिन्तामणिसमो यावत्स्ववशो वर्तते स च । सम्पादनीयं सुधिया कल्याणं तावदात्मनः ॥२१॥ भक्तिर्भगवति श्रेयःसाधनं मे मतं परम् । स्वधर्मज्ञानवैराग्यैर्युक्ता कार्या च सा

---

અને નથી મૈથુન કરતા ? કરેજ છે, 'आहारनिद्राभयमैथुनानि सामान्यमेतत्पशुभिर्नराणाम्' એવી અભિયુક્તિ છે. હિતાહિતવિવેચનનાજ એક અવલંબનવાળી વિજ્ઞાનસંપત્તિતો નરદેહને અસાધારણ છે, જેણે કરીને અનાદિ ભવબન્ધન થકી વિમુક્તિ થાય ॥૧૯॥ તે આ સર્વ અર્થને સિદ્ધ કરનારો નરદેહ દુર્લભ—અસંખ્યાત કૃમિ કીટ પતંગ પશુ આદિકમાં દુર્લભ છે. સુકૃતવિશેષથી ઉપલબ્ધ થયો છે પણ ક્ષણિક—અલ્પ કાળમાં નાશ થઈ જાય છે. તો નરદેહને પામીને જલદી હિતને માટે પ્રયત્ન કરી લેવો. શંકા—આ નરદેહ પણ રસાયનાદિ પ્રયોગથી કે તપથી સ્થિર કરી શકાય છે તો હિતમાટે ત્વરા કરવાની શી જરૂર છે ? એમ કોઈ કહે તો તેમ નથી. તેમ કરવાથી શો લાભ છે; તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. ઉપચયશીલ ( વૃદ્ધિ પામવી તે ) દેહનો અપચય ( હ્રાસ ) પણ અવર્જનીયજ છે. હિરણ્યગર્ભ દેહનો પણ નાશ થાય છેજ એમાં સંશય નથી, એ રીતે દેહની વિનશ્વરતા ચિંતન કરનારાએ દુઃખના મૂળોચ્છેદ માટે જલદી પ્રયત્ન કરવો ॥૨૦॥ ચિંતામણિની પેઠે ચિંતિત અર્થને સિદ્ધ કરવામાં સમર્થ એવો નરદેહ જ્યાંસુધી સ્વાધીનતામાં વર્તે છે ત્યાંસુધીમાં સુધી મનુષ્યે પોતાના કલ્યાણમાટે પ્રયત્ન કરી લેવો ॥૨૧॥ નિઃશ્રેયસમાં મુખ્ય સાધન ભગવાનમાં ભક્તિજ છે. આ અમારો પરમ મત છે. આ ભક્તિમાં ધર્મ જ્ઞાન અને વૈરાગ્ય આ ત્રણ અંગ છે. ધર્મથી જ્ઞાન, જ્ઞાનથી વૈરાગ્ય અને ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલા તે ત્રણથી ભક્તિની અભિવૃદ્ધિ થાય છે. સ્વધર્મ જેમ જ્ઞાનમાં ઉપકારક છે તેમ ભક્તિ પણ જ્ઞાનમાં ઉપકારકમાત્ર છે, નિઃશ્રેયસ માટે સાક્ષાત્ સાધનતો વિજ્ઞાનજ છે એમ કેટલાક માને છે. ધર્મ જ્ઞાનાદિકે રહિત એવી પણ ભક્તિ એકલીજ સંસારસમુદ્રથકી

ढम् ॥२२॥ सच्छास्त्राणां च सर्वेषां सिद्धान्तोऽस्त्ययमेव हि। साङ्गां भक्तिं ततः कृष्णे कुरु मोक्ष्यसि संसृतेः ॥२३॥ एवमुक्तः स हरिणा प्रीतः पप्रच्छ तं पुनः। स्वधर्मज्ञानवैराग्यभक्तीनां लक्षणानि च ॥२४॥ कथयामास भगवांस्ततस्तानपि तत्त्वतः। ततः सोऽतिप्रसन्नस्तं प्रोवाचातिविचक्षणः ॥२५॥ स्वामिंस्त्वमेव भगवान्नराकृतिरसि ध्रुवम्। अतो भक्तिं करिष्यामि तवैवाहं निरन्तरम् ॥२६॥ अद्यप्रभृत्यहं देव! सकुटुम्बस्तवास्मि हि। इत्युक्त्वा

તારે છે, એમ બીજા કેટલાક અનભિજ્ઞો માને છે. અમારો પરમ મત તો આજ છે કે–ભક્તિમાં નહિ પર્યવસાન પામતા વિજ્ઞાનને અમો વિજ્ઞાનજ માનતા નથી, તેને તો અજ્ઞાનજ માનીએ છીએ. જેઓ નિયામકનિયામ્ય વિભાગે રહિત એવી કોઈ પણ તત્ત્વજ્ઞાનની સીમાને માનેછે તેઓ તો અનાત્મવિદજ છે, ( આત્મવેત્તા નથી ) આ અર્થ ઉપનિષદ્વિમર્શમાં વ્યક્ત છે. ઈશ ઈશિતવ્ય વિભાગને જણાવનારાં ઉપનિષદ્વચનો સોએસો છે. ઈશ ઈશિતવ્યના વિભાગનો અપલાપ કરવો તેતો વિદ્વાનોને શોભે નહિ. જે ઓ તો ભક્તિ શ્રદ્ધાના ગૌરવથી ધર્માદિકનો તિરસ્કાર કરે છે તેતો અંતે જ્ઞાનથકી પણ પતિતજ થાય છે. સર્વે શાસ્ત્રોનો સિદ્ધાંત આ (સાંગ ભક્તિ) મેં કહ્યો એજ છે, માટે કૃષ્ણમાં દૃઢપણે સાંગ ભક્તિને કરો. તેવી ભક્તિએ કરીને ભવબંધન થકી અલ્પ કાળમાં તમો મુક્ત થશો ॥૨૨–૨૩॥ હે રાજન્! આ પ્રકારે ભગવાને ઉપદેશ આપ્યો એટલે બહુ રાજી થએલા ગવર્નર રાજાએ ફરીથી ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનું સ્વરૂપ પુછ્યું. તે પછી તેમણે પુછેલા ભગવાને ધર્માદિકનું સ્વરૂપ પણ યથાર્થ કહ્યું. તે પછી અતિવિચક્ષણ રાજા ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલું આ સર્વ સાંભળી બહુ હર્ષ પામીને બોલ્યા કે ॥૨૪–૨૫॥ હે સ્વામિન્! આ રીતે તત્ત્વનો તત્ત્વથી ઉપદેશ આપનારા આપ નરાકૃતિ ભગવાનજ આ લોકમાં ધર્મરક્ષણ માટે અવતર્યાછો એમ હું માનું છું, માટે આપ દિવ્યાકૃતિ ભગવાનનેજ હું નિરંતર ભજીશ હે દેવ! આ દિવસને આરંભીને સકુટુંબ હું આપનોજ છું. કોઈ વિષયમાં મારૂં સ્વાતંત્ર્ય નથી. હે રાજન્! આ પ્રકારે ગવર્નર રાજાએ

दण्डवद्राजा प्रणनाम तमादरात् ॥२७॥ तमुत्थाप्य हरिः प्राह प्रसन्नोऽस्मि वरं वृणु । इत्युक्तः प्राञ्जली राजा तमुवाचाश्रुलोचनः ॥२८॥ स्वामिनारायण ! हरे ! मुच्येयाखिलदुष्कृतैः । बुद्ध्यबुद्धिकृतैरद्यैवेत्स्वत्प्रार्थयाम्यहम् ॥२९॥ तस्मै तथास्त्विवति वरं दत्त्वा च नियमान् हरिः । उपदिश्य स्वतन्त्रोऽसावुदतिष्ठासदासनात् ॥३०॥ उपहारान्समानीय स तावन्मन्त्रिभिः सह । चकारास्य महापूजां मुनीनां चातिभावतः ॥३१॥ अनर्घ्यैर्वसनै रम्यैः पौष्पैर्हारैश्च शेखरैः । हैमैर्विभूषणैः पूगताम्बूलादिभिरार्चिचत् ॥३२॥ ततः स्थितं प्राञ्जलिं तमाज्ञाप्य हरिराययौ । तेनानुयातः स्वावासं तं निवर्त्य

કહીને શ્રીહરિને આદરથી દંડવત્પ્રણામ કર્યાં ॥૨૬-૨૭॥ શ્રીહરિ એ રીતે પ્રણામ કરતા તે રાજાને ઉઠાડીને બોલ્યા કે-હે નૃપતે ! મારા થકી વાંછિત વર માગો, હું તમારી ઉપર પ્રસન્ન થયો છું એમ ભગવાને કહ્યું એટલે પ્રેમાશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ બે હસ્ત જોડીને રાજા શ્રીહરિ પ્રત્યે બોલ્યા ॥૨૮॥ હે સ્વામિનારાયણ ભગવન્ ! જાણે અજાણે થએલા અનાદિકાળનાં સમસ્ત પાપો થકી હું હમણાંજ મુક્ત થઉં, આટલુંજ આપના થકી માગું છું. આ પ્રકારે પ્રાર્થના કરેલા ભગવાને રાજાને 'તથાસ્તુ' એમ વર આપીને ધર્મોપયોગી અહિંસાદિ નિયમોનો ઉપદેશ કરી સ્વતંત્ર હોવાથી પોતાના આસન થકી ઉઠવાની ઇચ્છા કરી ॥૨૯-૩૦॥ ભગવાનનો અભિપ્રાય જાણીને તે સમયેજ રાજાએ તરત ભેગા કરી મુકેલા ઉપચારો લાવીને મંત્રિઓની સાથે ભગવાનની પરા પ્રીતિથી મહાપૂજા કરી પછીથી તેમના અનુયાયી મુક્તાનંદાદિકની સમુચિત પૂજા કરી ॥૩૧॥ બહુ મૂલ્યવાળાં રમણીય વસ્ત્રો તથા સુવર્ણના આભૂષણો ભગવાનના ચરણમૂળમાં અર્પણ કર્યાં અને પુષ્પનિર્મિત મનોહર હાર તોરાઓથી તથા મહાથાળમાં ભરેલી સોપારી તાંબૂળ એલાયચી આદિકથી પૂજા કરી ॥૩૨॥ તે પછી હાથ જોડીને ઉભા રહેલા ગવર્નર રાજાને પુછીને શ્રીહરિ આસનમાંથી ઉઠીને નીકળ્યા તેમની પાછળ રાજા વળાવા નીકળ્યા માર્ગમાં પોતાની પાછળ વળાવા આવેલા ગવર્નર સાહેબને હઠાત્ પાછા વાળીને પોતાના આવાસમાં આવ્યા

यलात्पथि ॥३३॥ विस्मयं परमं प्राप्तास्तद्विपोऽपि नृपास्तदा । त्यक्तमानाः प्रणेमुस्तं पथि सङ्गत्य यूथशः ॥३४॥ गवेन्द्रः प्राह सर्वांस्तान् सद आहूय भूपतीन् । नारायणमुनिर्मान्यः सर्वैस्तत्साधवोऽपि च ॥३५॥ यः करिष्यति तद्द्रोहं स मे घात्यो न संशयः । इत्युक्तास्तेऽपि तद्वाक्यं शिरसा जगृहुर्नताः ॥३६॥ तत आरभ्य भुव्यासीद्ग्रामे ग्रामे पुरे पुरे । नारायणमुनिर्मान्यः सर्वैरित्येव घोषणा ॥३७॥ नृपानुगकृतातिथ्य उषित्वा तत्र तां निशाम् । प्रातर्दुर्गपुरं स्वामी गन्तुमैच्छन्नराधिप ! ॥३८॥ स्वसेवानिरतं स्वामी नृपामात्यमथाब्रवीत् । राज्ञे निवेदयामात्य ! शीघ्रं जिगमिषां मम ॥३९॥ ततस्तूर्णमुपेत्यासौ भूपतिं प्राह तद्वचः । सोऽपि स्वतन्त्रं

॥૩૩॥ તે પછી ભગવાનનું આવું ઐશ્વર્ય જોઇને પરમ વિસ્મયને પામેલા આસુર રાજાઓ યદ્યપિ પ્રથમથી શ્રીહરિવિષે વિદ્વેષબુદ્ધિથી દૃઢ બંધાએલા હતા તો પણ માન મુકીને માર્ગમાં બધા ભેગા મળીને શ્રીહરિને પ્રણામ કરવા લાગ્યા ॥૩૪॥ તે પછી તે બધા રાજાઓને સભામાં પોતાપાસે બોલાવીને રાજેન્દ્ર ગવર્નરે સર્વને સાંભળતાં એમ કહ્યું કે-હે રાજાઓ ! તમારે સર્વેએ આ નારાયણમુનિને માનવા તથા તેમના સાધુઓને માનવા. જે કોઈ નારાયણમુનિ અને તેમના સાધુઓનો દ્રોહ કરશે તે મારા તીક્ષ્ણ દંડને પામશે એમાં સંશય નથી. એમ કહ્યું એટલે તે સર્વે રાજાઓએ પ્રશાસિતા રાજેન્દ્રનું વચન ( હુકમ ) નમ્રતાથી મસ્તકે ચઢાવ્યું ॥૩૫-૩૬॥ તે દિવસને આરંભીને ભૂમિમાં ગામોગામ પુરેપુરમાં 'સર્વ કોઇએ નારાયણમુનિને માનવા' એવો જનોનો ઉદ્‌ઘોષ ( સર્વત્ર વાર્તા પ્રવૃત્તિ ) થયો ॥૩૭॥ હે નરાધિપ ! પોતાના આવાસમાં આવી રહેલા ભગવાનતો રાજેન્દ્રના અનુયાયી અમાત્યાદિકે કરેલું ઉચિત આતિથ્ય અંગીકાર કરી તે પુરમાં તે રાત્રિ રહીને પ્રભાતમાં દુર્ગપુર જવાની ઇચ્છાથી પોતાની સેવામાં રહેલા રાજમંત્રીને કહ્યું કે-હે અમાત્ય ! અમારી જવાની ઇચ્છા જલદી રાજેન્દ્રને નિવેદન કરો ॥૩૮-૩૯॥ તે પછી અમાત્યે પણ રાજેન્દ્ર પાસે જલદી જઇને ભગવાનનું વચન નિવેદન કર્યું. ગવેન્દ્ર નૃપપણ ભગવાનને સ્વતંત્ર-પરાધીન

तं जानंस्तदन्तिकमगाद्द्रुतम् ॥४०॥ भगवन्तं प्रणम्यासौ तेन सम्मानितोऽस्मयः । गमनोद्यममालक्ष्य तस्य प्राञ्जलिरब्रवीत् ॥४१॥ महाननुग्रहः स्वामिंस्त्वयाऽतिकृपया मम। ततो मया नृदेहस्य साफल्यं प्राप्तमेव हि ॥४२॥ त्वां रक्षितुमिहेच्छा मे ह्यासीद्दिनपञ्चकम् । त्वं त्वद्येवोद्यतो गन्तुं स्वतन्त्रं को निवारयेत् ॥४३॥ श्रीनारायणमुनिरुवाच—त्वयासत्साधवो राजन्साधुलक्ष्मविदा यदा । रक्षिता दुष्टभूपालदेशिकादिकृतार्दनात् ॥४४॥ ततःप्रभृति मे प्रीतिस्त्वय्यासीदथ साम्प्रतम् । निदछद्मभक्तिमालोक्य भृशं प्रीतोऽस्मि

---

ચિત્તવૃત્તિવાળા નથી એમ જાણીને તત્ક્ષણ તેમની પાસે આવ્યા ॥૪૦॥ આવીને ભગવાનને પ્રણામ કરી તેમણે સન્માન કર્યા થકા પોતાના સામ્રાજ્યના માને રહિત થઈ ભગવાનના જવાના ઉદ્યમને જોઇને હાથ જોડીને વિનયથી બોલ્યા કે ॥૪૧॥ હે સ્વામિન્ ! આપે અપાર કૃપાથી મારી ઉપર મહા અનુગ્રહ કર્યો અને આ નરશરીરનું સાફલ્ય હું પામ્યો આપને અહીંજ પાચ દિવસપર્યંત રાખવાનો મારો મનોરથ હતો પણ આપતો હમણાંજ ચાલવાનો ઉદ્યમ કરી રહ્યા છો, આપ પ્રાકૃત પુરૂષની પેઠે પારકા ચિત્તને અનુસરનારા નથી, સ્વતંત્ર છો. તો આપને ઈશ્વરને રોકવા કોણ સમર્થ થાય ? ॥૪૨-૪૩॥ આ પ્રકારે ગવર્નરે સવિનય વિજ્ઞાપના કરેલા શ્રીનારાયણમુનિ બોલ્યા કે—હે રાજેન્દ્ર ! જ્યારથી સાધુ અસાધુ જનના લક્ષણ જાણનારા નીતિનિપુણ તમોએ અમારા સાધુઓની દુષ્ટ રાજાઓએ તથા અધર્મી ગુરૂઓએ કરેલી પીડા થકી રક્ષા કરી છે, તે દિવસને આરભીને તમારે વિષે અમારે પરમા પ્રીતિ વર્તે છે. અને હાલ થએલા મેળાપથી તમારી અમારે વિષે જે આ નિષ્કપટ ભક્તિ છે તેનો પણ સાક્ષાત્ અનુભવ અમોને થયો. તો અમો સાધુ આદિક અનુયાયિઓ સાથે તમારી ઉપર અત્યત પ્રસન્ન થયા છીએ અમને નિષ્પરિગ્રહોને તો સ્વતન્ત્રતાજ સમુચિત છે તથાપિ તમારા જેવાઓની ભક્તિ અમારા સ્વાતન્ત્ર્યને રોકી રાખે છે સ્વાતન્ત્ર્યની અપેક્ષાએ ભક્તપરવશતાજ અમને અત્યત પ્રિય છે. તો તમારા ભક્તિપ્રકર્ષથી બે ત્રણ દિવસ યદ્યપિ અહીં રહોત પરતુ બહુ દૂર

सानुगः ॥४५॥ त्वद्भक्तिवशतोऽत्राहं वसेयं द्वित्रवासरान् । किन्तु दुर्गपुरे भक्ता आयाताः सन्ति दूरतः ॥४६॥ साधुसन्तर्पणादीनि तेषां कार्याणि सन्ति हि । तथापि त्वत्प्रीतिवशादिहाहं सह आगतः ॥४७॥ आवयोर्मेलनं जातं सिद्धस्तव मनोरथः । तद्भक्ततुष्ट्यै त्वधुना गमने क्रियते त्वरा ॥४८॥ धर्मेण पालयेरुर्वी रक्षेः साधूंश्च भूसुरान् । दुर्बलेषु दयां कुर्या यामि दुर्गपुरे नृप ॥४९॥ राजोवाच—यद्येवमेव कर्तव्यं तव तर्हि कृपां मयि । कृत्वा भुजिं विधायैव सानुगो गन्तुमर्हसि ॥५०॥ सुव्रत उवाच—एवमुक्तः स भगवांस्तथेत्याहाय भूपतिः । पाकं विधापयामास यथायोग्यं चतुर्विधम् ॥५१॥ तत्प्रीतये हरिः सम्यग्भोजयित्वाखिलान्निजान् । स्वयं च

દેશમાંથી ભક્તો અમારાં દર્શનની આકાંક્ષાથી દુર્ગપુરમાં આવ્યા છે તે અકિંચન પ્રેમૈકધન ભક્તોની પરમા પ્રીતિ અમોને ત્વરા કરાવેછે ॥૪૪-૪૬॥ તે ભક્તજનોનાં સાધુઓ જમાડવા વિગેરે બહુ કાર્યો ત્યાં છે, તમારે વિષે પ્રેમાતિશયથી તમારો સંદેશો સાંભળતાંજ તે તમામ કાર્ય બંધ રાખીને એકદમ તમોને મળવા માટે અમો અહીં આવ્યા છીએ. આપણો ઉત્તર કાળમાં સમગ્ર શુભસૂચક સમાગમ સંપન્ન થયો અને તમારો મનોરથ પરિપૂર્ણ થયો. તો હવે ભક્તજનોના સતોષ માટે ત્વરા કરતા અમોને જવાનું અનુમોદન આપો ॥૪૭-૪૮॥ હે રાજેન્દ્ર ! અમો તમોને આજ વિશેષપણે અનુશાસન કરીએ છીએ કે તમારે ધર્મથી પૃથ્વીનું પાલન કરવું તથા સાધુ બ્રાહ્મણોનું રક્ષણ કરવું અને દુર્બળ ઉપર દયા કરવી. એરીતે તમારૂં કુશળ ઇચ્છતા અમો હવે દુર્ગપુર જઇએ છીએ ॥૪૯॥ એરીતે શ્રીનારાયણમુનિએ કહ્યું એટલે ગવેન્દ્ર રાજાએ તેમને કહ્યું કે—હે ભગવન્ ! જો આપને અવશ્ય જવુંજ હોય તો એટલી તો કૃપા કરો કે અહીંજ આપ સપરિવાર ભોજન કરીનેજ પછીથી જવાને યોગ્ય છો ॥૫૦॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારનું રાજેન્દ્રનું વચન સાંભળીને ભગવાન્ તેમના ભક્તિરસથી સંતુષ્ટ થઈ તેમની પ્રાર્થના સ્વીકારી તે નૃપેન્દ્રે અત્યાદરથી કરાવેલો ભક્ષ્ય ભોજ્યાદિ ચાર પ્રકારનો પાક તેમની પ્રસન્નતા માટે પોતાના સમસ્ત સાધુ આદિક આશ્રિતોને ખુબ

भुक्त्वा गमनेऽपराह्णे सज्ज आस सः ॥५२॥ स्वावासतो निर्गतमश्वसंस्थं तमन्वगाद्भूमिपतिः ससैन्यः । विचित्रवादित्रनिनादिताशो देशान्तरीयक्षितिपानुयातः ॥५३॥ दूरागतं तं स निवर्त्य कृष्णो बलादनिच्छन्तमपि स्वभक्तम् । सार्कं निजैर्वर्णिमुखैः प्रसन्नः समाययौ दुर्गपुरं नरेन्द्र ! ॥५४॥ प्रत्युद्गतः पौरजनैः सभूपैर्वादित्रगीतैः सह भूपसद्म । उपेत्य तत्रावसदात्मतन्त्र आनन्दयन्स्वाश्रितजीवजातम् ॥५५॥ देशान्तरगतान् सर्वान् मुनीनाहूय सर्वतः । सभायामाह तान्सर्वं वृत्तं तद्राजकूटजम् ॥५६॥ श्रीहरिरुवाच—श्रीकृष्णेन नृपद्वारा ह्युच्छेदः पापकर्मणाम् । असुराणां कृतो नृणां भुवि युष्मद्द्रुहां खलु ॥५७॥ अतो यूयं यथापूर्वं

જમાડીને અને પછી પોતે જમીને જંવાવાસ્તે અપરાહ્નસમયે તૈયાર થયા ॥૫૧-૫૨॥ પોતાના નિવાસ સ્થાનમાંથી અશ્વ ઉપર વિરાજમાન થઇ નીકળેલા શ્રીહરિની પાછળ ગવર્નર રાજા પોતાના ચતુરંગ સૈન્યને સાથે લઈ, આઠેય દિશાને ગર્જાવી મુકનારાં વિવિધ વાજીત્રો સાથે લઈ વળાવા નિકળ્યા એટલે પોતપોતાનું કાર્ય સાધવા આવેલા દેશદેશના રાજાઓ પણ પાછળ વળાવા નિકળ્યા ॥૫૩॥ હે નરેન્દ્ર ! તે પછી ભગવાન્ પોતાના ભક્ત ગવર્નર રાજેન્દ્રને બહુ દૂર પાછળ વળાવા આવેલા, પાછા નહિ વળતાને પણ બળાત્ પાછા વાળીને વર્ણિવિગેરે નિજજનો સાથે મનમાં બહુ પ્રસન્ન થઇને દુર્ગપુરમાં પધાર્યા ॥૫૪॥ પધારતા શ્રીહરિને સાંભળીને દુર્ગપુરના હર્ષવિહ્વળ હરિજનો તથા અભય ભૂપતિ શ્રીહરિની અભિમુખ આવ્યા. તેમની સાથે ભગવાને વિવિધ વાજીત્રોના નાદો અને જય શબ્દોથી ભરી દીધેલા માર્ગે કરીને અભય ભવનમાં પ્રવેશ કર્યો. પોતાના આવાસને પામીને પરમાનંદપરિપૂર્ણ સ્વતન્ત્ર શ્રીહરિ સમસ્ત આશ્રિતોને આનંદ આપતા થકા સુખેથી રહ્યા ॥૫૫॥ ત્યારપછી દેશાંતરમાંથી આવેલા સર્વ મુનિઓને સભામાં બોલાવીને રાજકોટનું સમસ્ત વૃત્તાંત શ્રીહરિએ કહ્યું કે હે મુનિઓ ! ભગવાનનાજ શુભ સંકલ્પથી તમારા દ્રોહમાંજ એક પ્રવર્તેલા પાપી અસુરોનો સમુચ્છેદ રાજેન્દ્રદ્વારા થયોછે, માટે તમો નિર્ભયપણે યથાપૂર્વ સાંપ્રદાયિક પોતપોતાનાં બાહ્ય ચિહ્નોને ધારણ કરીને મુમુક્ષુ

सम्प्रदायानुसारतः । धृतवेषाः सुखेनैव भूमौ विचरतानघा ! ॥५८॥ इत्युक्तास्ते मुदं प्रापुश्चावर्तन्त यथा पुरा । प्रतापं तत्तु तस्यैव विदन्तो दृढनिश्चयाः ॥५९॥ हर्याज्ञयाऽथ व्रजत उषित्वा दिनपञ्चकम् । मुनीस्तान्वासयामास मासं तत्राभयो नृपः ॥६०॥ विक्रमार्कशकस्याब्दे वेदाङ्गवसुभूमिते । वर्तमाने तपोमासे हरेश्चरितमित्यभूत् ॥६१॥ एवं स धर्मप्रतिपक्षशान्तिं विधाप्य नारायण ऊर्जितश्रीः । उवास साकं मुनिभिः समेतैस्तत्रैव धर्मप्रिय आप्तकामः ॥६२॥ महाप्रतापस्य हरेश्चरित्रं यः कीर्तयेद्वा शृणुयादपीदम् । प्राप्नोति सर्वत्र जयं स नूनं तस्य प्रसादाच्च पुमर्थसिद्धिम् ॥६३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे भगवत्कृतगवेन्द्रवरप्रदान–दुर्गपुरप्रत्यागमननिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

---

જનોના હિતમાટે સુખેથી ભૂમિમા વિચરો ॥૫૬-૫૮॥ હે રાજન્ ! આ પ્રકારે કહેલા તે મુનિઓ 'આ સર્વ ભગવાન્ શ્રીહરિનોજ પ્રતાપ છે' એમ જાણી તેમના સ્વરૂપનો દૃઢ નિશ્ચય કરી નિર્ભય થઈ પરમાનંદ પામી યથાપૂર્વ વર્તવા લાગ્યા ॥૫૯॥ તે પછી પાચ દિવસ રહીને શ્રીહરિની આજ્ઞાથી દેશાંતરમા જતા મુનિઓને મુનિજનોની પરિચર્યા જેમને પ્રિય છે એવા અભય રાજાએ સવિનય ભગવાનની પ્રાર્થના કરી તેમના થકી આજ્ઞા મેળવી દુર્ગપુરમાજ એક માસસુધી રાખ્યા ॥૬૦॥ તે આ ભગવાનનુ રાજકોટનગર પધારવુ આદિક દિવ્ય ચરિત્ર વિક્રમાર્ક રાજાના શકમાપથી પ્રવર્તતા ૧૮૬૪ ના વર્ષમા માઘ માસમા થયુ હતું ॥૬૧॥ નિરતિશય પ્રતાપલક્ષ્મીએ સપન્ન, ધર્મિષ્ઠ જનોમા અતિશય પ્રીતિવાળા, પૂર્ણકામ, ભગવાન્ સ્વામિનારાયણ આ પ્રકારે ધર્મદ્રોહી અસુર ગુરૂનૃપાદિ જનોની ગવર્નર રાજાદ્વારા શાંતિ કરાવીને મુનિમંડળસાથે દુર્ગપુરમાંજ રહ્યા ॥૬૨॥ મહાપ્રતાપી શ્રીહરિના આ દિવ્ય ચરિત્રને જે જન કીર્તન કરે અથવા શ્રવણ કરે તેનો શ્રીહરિના પ્રસાદથી સર્વત્ર વિજય થાય અને તેને ધર્માદિ ચાર પુરૂષાર્થની સિદ્ધિ નિશ્ચે થાય ॥૬૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... દ્વિતીયપ્રકરણે ભગવત્કૃતગવેન્દ્રવરપ્રદાન–દુર્ગપુરપ્રત્યાગમનનિરૂપણનામા ષટ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૬॥

सुव्रत उवाच—एकादश्यां शुक्लपक्षे तपस्यस्य हरिर्नृप[1]। कृताह्निकश्चकाराथ कृष्णपूजामहोत्सवम् ॥१॥ सभामकारयद्थाभयराजालयाङ्गणे। तत्रोपविष्टा अभवन् यथार्हं वैष्णवा निशि ॥२॥ तन्मध्य उच्चपीठस्थः स्वामी स शुशुभे स्वयम्। तारामण्डलमध्यस्थः शारदेन्दुरिवाम्बरे ॥३॥ पृथक् पृथक् तमर्चन्तस्त्यागिनो गृहिणस्तथा। चक्रुर्जागरणं भक्ताः कृष्णसङ्कीर्तनादिभिः ॥४॥ तदैक आयाद्विप्रेन्द्रः शिवरामाभिधः सुधीः। शर्वाणीग्रामवसतिर्मुमुक्षुर्धार्मिकः कविः ॥५॥ सौवीरदेशभूपेन हरिसिंहाभिधेन च। प्रेषितः स्वामिनस्तस्य शाल्यध्यादिबुभुत्सुना ॥६॥ तं तदीयांश्च न-

[1] અધ્યાય ૩૭ મો.

त्वाऽसौ मानितस्तेन सादरम् । पृष्टश्चागमने हेतुमुपविष्टोऽब्रवीद्विजः ॥७॥ स्वामिन् ! सौवीरभूपस्त्वां स्तूयमानं जनैर्भुवि । कैश्चित्कैश्चिन्निन्द्यमानं नूतनाध्वप्रवर्तकम् ॥८॥ श्रुत्वा साश्चर्यचित्तोऽसौ तथाथार्थ्यबुभुत्सया । द्रुतं मां प्रेषयद्विप्रं निकषा त्वां निजाश्रितम् ॥९॥ सोऽहं त्वां तावकीनांश्च दृष्ट्वैवाद्य सतोऽखिलान् । गताऽसन्मार्गशङ्कस्त्वां तत्प्रश्नान्वच्मि सत्पते ! ॥१०॥ को ? देशो जन्मभूः का ? ते को ? ज्ञातिर्जनकश्च कः ? । को ? वेदः

---

लेतो होवाथी त्यां आव्यो ॥५-६॥ आ ब्राह्मणे सभामां आवी भगवान अने तेमना बधा भक्तोने साष्टांग प्रणाम कर्या. पछीथी भगवाने तेनो आदरथी सत्कार कर्यो. आज्ञाथी सभामां बेठेला ते भट्टने भगवाने आववानुं कारण पुछतां ते एम बोल्यो के-हे स्वामिन् ! सौवीर देशनो हरिसिंह नामनो राजा जनोए सर्वत्र ज्यां त्यां स्तुति कराता अने वळी कोई कोई स्थळे कोईए निंदा कराता तमोने 'नूतन संप्रदायना प्रवर्तक छे' एम सांभळीने, निंदकजनोना वचनने नहि गणीने भगवाननी चोमेर वेगथी प्रवर्तेली प्रख्यातिनोज मनथी विचार करतां हृदयमां बहु विस्मय पामीने, भगवानना ज्यां त्यां संभळाता दिव्य चरित्रोनुं यथार्थपणुं जाणवानी इच्छाथी आ पोताना आश्रित मने विप्रने तेणे तमारी समीपे तत्काळ मोकल्यो छे ॥७-८॥ हे सत्पते ! धर्मप्रवर्तक तमोने तथा धर्ममार्गथी नहि खसता अडग एवा आ तमारा बधा साधु आदिक आश्रितोने आज जोईनेज मने असुरजनोए उपजावेली 'स्वामिनारायणनो संप्रदाय असत्-अवैदिक छे' एवी आशंका चित्तमां पग मुकी शकती नथी-मने शंका रही नथी. त्यारे सौवीर भूपतिना प्रश्नोनो अनुवाद तेना वचनवशवर्ती हुं करूं छुं ॥१०॥ हे स्वामिन् ! आपनो जन्मथी अलंकृत करेलो देश अने ग्राम कयो छे ? तमारी जन्मथी अलंकृत करेली ज्ञाति-कई छे ? तमारा माता पितानुं नाम शुं छे ? चार वेदोमां तमारो वेद कयो छे ? तमारी शाखा कई छे ? ( शाखाना प्रवर्तक ऋषि कोण छे ? ) तमारुं गोत्र कयुं छे ? ( गोत्रना प्रवर्तक ऋषि कोण छे ? ) तमारां प्रवर

का ? च शाखा किं ? गोत्रं च प्रवराः कति ? ॥११॥ कः ? सम्प्रदायस्तव को ? विष्णुदीक्षाप्रदो गुरुः । किं ? च शास्त्रमभीष्टं ते भक्तिर्भवति कीदृशी ? ॥१२॥ अर्च्यन्ते बहवो देवाः स्थाप्यन्ते च त्वदाश्रितैः । तत्रेष्टः कोऽस्ति ? येऽन्ये च मान्यन्ते केन हेतुना ? ॥१३॥ का ? देवी सम्प्रदायेऽथ भवदीयेऽस्ति मालिका । कीदृशी ? कण्ठधार्योक्ता तिलकं चास्ति कीदृशम् ? ॥१४॥ साधवो भवदीया ये लोकसाधुविलक्षणाः । कथं ? परमहंसाख्या उच्यन्ते भवदाश्रितैः ॥१५॥ एते प्रश्नाः प्रभो! राज्ञः सन्ति तस्य बुभुत्सतः । यथावत्तुत्तरं तेषां कृपया वक्तुमर्हसि ॥१६॥ सुव्रत उवाच—इत्थं स तेन सम्पृष्टो राजप्रश्नान्महामुनिः । ऊचे तदुत्तरं तथ्यं कुर्वन् स्वान-

કેટલા છે ? ( તમારા પ્રવરના ઋષિઓ કેટલા છે? ) તમારો સપ્રદાય કયો છે ? આ વૈષ્ણવી દીક્ષાના આપનારા ગુરૂ કોણ છે ? તમારે શાસ્ત્રોમા વિશેષપણે અભિમત શાસ્ત્ર કયુ છે ? તમારે અભિમત ભક્તિ કેવા પ્રકારની છે ? ॥૧૧-૧૨॥ તમારા આશ્રિતો બહુ દેવોને પૂજે છે અને મદિરોમાં તથા ગૃહપૂજામાં પ્રતિષ્ઠાપન કરે છે તેમા તમારે ઇષ્ટતમ દેવ કોણ છે ? બધા દેવો તુલ્યજ ગણવામા આવે છે કે કેમ ? જો એકજ ઇષ્ટદેવ હોય તો બીજા દેવોની કેમ પૂજા કરાય છે ? ॥૧૩॥ તમારા સપ્રદાયમા પણ દેવીનું સમારાધાન છે ? છે તો તે દેવી કઇ ? કઠમા ધારવાની કહેલી માળા કેવા પ્રકારની છે ? ઊર્ધ્વપુડ્રના ધારણનો પ્રકાર કેવો છે ? ॥૧૪॥ જે તમારા સાધુઓ છે તે વૈરાગી વિગેરે લૌકિક સાધુઓ થકી વિલક્ષણ છે અને બાહ્ય ચિહ્નોથી તથા આચારથી જુદા જેવાજ જણાય છે તો તેમને તમારા આશ્રિતો પરમહસ નામથી કેમ કહે છે ? ॥૧૫॥ હે પ્રભો ! જીજ્ઞાસુ ( પણ વિવદિષુ- વિવાદની વાછાવાળો નહિ ) હરિસિંહ રાજાના આ ( અઢાર ) પ્રશ્નો છે તેના ઉત્તરથી જો તમો રાજાનું અભિનદન કરવાને યોગ્ય માનતા હો તો કૃપા કરી ક્રમથી ઉત્તર આપવાને યોગ્ય છો ॥૧૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! શિવરામ વિપ્રે આ પ્રકારે રાજપ્રશ્નો પ્રત્યે પુછેલા મહામુનિ શ્રીનારાયણમુનિ તે પ્રશ્નનો સત્ય ઉત્તર નિષ્કપટ મનથી પુછતા તે વિપ્રપ્રત્યે

प्यसंशयान् ॥१७॥ श्रीनारायणमुनिरुवाच—कोसलेपूत्तरेप्यस्ति नाम्नाऽयोध्यापुरी द्विज ! । योजनद्वितये तस्या ग्रामोऽस्ति छुप्पया उदक् ॥१८॥ स मेऽस्ति जन्मभूस्तत्र बभूव ब्राह्मणोत्तमः । नाम्ना हरिप्रसादश्च सारवक्षातिविश्रुतः ॥१९॥ सुरनेतृनराधीशकुलपूज्यपदाम्बुजः । पण्डितोपाभिधः प्राज्ञो धर्मकीर्तिरुदारधीः ॥२०॥ स मे पिताऽथ सावर्णिगोत्रर्षिः प्रवराञ्च्यः । भार्गवो वैतहव्यश्च सावेतस इति श्रुताः ॥२१॥ वेदः सामाभिधो मेऽस्ति शाखा भवति कौथुमी । नीलकण्ठ इति प्राहुर्नाम्ना मां जनकादयः ॥२२॥ समागमे सतामेव बाल्येऽप्याचरमन्वहम् । भृशारुचिरसत्सङ्गे बाल-

---

पोताना आश्रितोने पण अवबोधथी ज्ञातव्य अर्थमां संशये रहित करवा कहेवा लाग्या ॥१७॥

**श्रीनारायणमुनि** कहेछे—हे द्विज ! उत्तर कोसल देशमां अयोध्यापुरी थकी उत्तर दिशामां बे योजन ( आठ गउ ) दूर छपैया नामनु गाम अमारी जन्मभूमि छे. तेमां सरवरीया ज्ञातिना कुळना अलंकारभूत, सुरनेता नामना नरेशना वंशजोए पूज्य पदाम्बुज जेमनु छे, कुळपरंपरागत पंडित ( पांडे ) एवी अवटंक ( अटक ) थी विभूषित, हरिप्रसाद नामथी विख्यात, धर्मरूप कीर्ति जेमनी छे, उदार बुद्धिवाळा, प्राज्ञ एवा द्विजवर मारा पिता छे. गोत्रना प्रवर्तक ऋषि तो सावर्णि संज्ञाना छे. भार्गव वैतहव्य अने सावेतस आ त्रण विख्यात प्रवरना ऋषिओ छे अमारो साम नामनो वेद छे. अमारी शाखा कौथुमी छे. ( शाखाना प्रवर्तक कौथुम ऋषि छे ) मने मारा पिताप्रमुख सबन्धिजनो **नीलकंठ** एवा नामथी बोलावता हता ( एरीते पांच श्लोकथी देश-जन्मभूमि-ज्ञाति-जनक-वेद-शाखा-गोत्र अने प्रवरना कहेवाथी आठ प्रश्नोना उत्तरो थएला जाणी लेवा पोताना नामनो प्रश्न नथी पुछ्यो तथापि तेनो उत्तर आपेलो होवाथी ते प्रश्न पण पुछेलो जाणी लेवो ) ॥१८-२२॥

हवे पोताना दीक्षाप्रदाता गुरुप्रश्ननो उत्तर कहेता स्वयं साक्षात् श्रीवासुदेव भगवान् छे तथापि पोतानी मुमुक्षुताम‍ा उत्तम अधिकारिता

क्रीडनकेषु च ॥२३॥ उपनीतोऽष्टमे वर्षे पित्राऽहं जन्मतो द्विज!। ब्रह्मचर्यव्रतं प्रीत्या पालयामि स्म चाञ्जसा ॥२४॥ प्राचीनसंस्कारवशान्महतां च प्रसादतः। कृष्णे भक्तिः साहजिकी ममासीद्धृदयेऽमला ॥२५॥ श्रीमद्भागवतादीनि पुराणान्यथ शृण्वतः। साक्षात्कृष्णदिदृक्षा मे हृद्यासीद्यारुचिर्गृहे ॥२६॥ ततोऽहं तीव्रवैराग्यो हित्वा गेहं सदैहिकम्। पर्यव्रजमरण्यानीं साक्षात्कृष्णेक्षणोत्सुकः ॥२७॥ श्रीमुक्तनाथमुख्यानि पुण्यक्षेत्राणि भूतले। एकाकी व्यचरं कृष्णदर्शनं मार्गयन् गुरुम् ॥२८॥ यो यः स्यातो

---

અનુકરણ કરતા થકા સ્વસ્વરૂપને યથાર્થ નહિ જાણતા વિપ્રને પોતામાં પ્રેમ કરાવશે એવા થકા પોતાના ગુરૂનું ગૌરવ કહેવા તેને ઉપોદ્ઘાત સાથે ૬૭ શ્લોકથી કહેછે—હે દ્વિજ ! અમોને બાલ્ય વયમાંજ બાળોચિત રમત ગમતમાં પણ અત્યત અરૂચિ અને અસત્સગમાં અતિશય વિદ્વેષ હતો અને સતોના સમાગમમાંજ પ્રતિદિન પ્રબળ પ્રવૃત્તિ હતી ॥૨૩॥ જન્મથી આઠમા વર્ષમાં પિતાએ યથાવિધિ ઉપવીત આપતાં પ્રીતિથી બ્રહ્મચર્યવ્રતમાં દૃઢ નિષ્ઠાવાળા અને પ્રાક્તન શુભ સસ્કાર પરિપાકથી અને મહાત્માઓના મહાપ્રસાદથી ભગવાન્ કૃષ્ણમાં ભક્તિ સ્વાભાવિકી-પ્રયોજનનિરપેક્ષ અને અમળ-સમસ્ત પાપને નાશ કરનારી મારા હૃદયમાં ઉદય પામી હતી ॥૨૪-૨૫॥ તે પછી શ્રીકૃષ્ણના દિવ્ય ચરિત્રોને જણાવનારાં શ્રીમદ્ભાગવત આદિક પુરાણોને સાભળતા મારા મનમાં પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ અને તેને લીધે ઘરમા તીવ્ર અરૂચિ ઉત્પન્ન થઈ॥૨૬॥ તે પછી હું એજ તીવ્ર વૈરાગ્યથી અને શ્રીકૃષ્ણના સાક્ષાત્કારના ઉત્સાહાતિશયથી ઘરનો તથા ભ્રાતાદિ દેહસબન્ધિઓનો તત્કાળ ત્યાગ કરી મહાવનમાં ગયો ॥૨૭॥ શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન થાય એવા ઉપાયનો ઉપદેશ આપવામાં સમર્થ કોઈ ગુરૂવરની શોધ કરવા પૃથ્વીમાં મુક્તનાથપ્રમુખ પુણ્યતીર્થોમા એકાકી વિચર્યો ॥૨૮॥ ભૂમિમા જે જે જન ગુરૂપણે કે મહાપુરૂષપણે કે સિદ્ધપણે કે પ્રતિષ્ઠિતપણે પ્રસિદ્ધ હતો તે સર્વ કોઈ જનની સમીપે જઇને હું વિનય-

गुरुत्वेन महान् सिद्धः प्रतिष्ठितः । तं तं गत्वा प्रश्नमेतमपृच्छं प्रश्रितो भुवि ॥२९॥ मम येन भवेत्सद्यः साक्षाच्छ्रीकृष्णदर्शनम् । कृपया तमुपायं मे ब्रूहि जानासि चेदिति ॥३०॥ प्रश्नमेनं मम श्रुत्वा केचिन्मौनमुपाश्रयन् । केचित्क्रुधाऽपमानं मे चक्रुः सद्यो दुरुक्तिभिः ॥३१॥ तदुत्तरं न कुत्रापि प्रातः प्राप्तो दुरुत्तरम् । तत्तत्कृतं भर्त्सनादि मृष्यंस्तं तं समत्यजम् ॥३२॥ अज्ञलोककृतं पूर्वमार्षभो भरतो यथा । दुश्चेष्टितं दुरुक्तादि सेहेऽहं च तथा सहे ॥३३॥ चिन्तयन्कृष्णमेवैकमहं तीर्थानि भूरिशः । सेवमानो रैवतकं सौराष्ट्रेष्वासवान् गिरिम् ॥३४॥ उपत्यकासु तस्याहं ग्रामे पिप्पलसंज्ञके । रामानन्दस्वामिसंज्ञमपश्यं वैष्णवेश्वरम् ॥३५॥ विक्रमार्कक्ष्मेशशाके गुहास्याक्षकरीन्दुभिः । प्रमिते वर्तमाने च

નમ્ર થઇને આ પ્રશ્ન પુછતો હતો કે-મને શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ સદર્શન જે ઉપાયથી તત્ક્ષણ થાય તે ઉપાયને તમો જાણતા હો તો મને કૃપા કરી કહો, આવો પ્રશ્ન પુછતો હતો ॥૨૯-૩૦॥ મારા આ પ્રશ્નને સાંભળીને કેટલાકે મૌનભાવ સ્વીકાર કર્યો તો કેટલાકે કોપવેગથી દુર્વચનોવડે એકદમ મારૂં અપમાન કર્યું ॥૩૧॥ કોઈ પણ સ્થળમાં પ્રશ્નનો પ્રત્યુત્તર નહિ પામીને ઉલટો દુરૂત્તર પામીને તેમણે તેમણે કરેલું તાડન તિરસ્કાર આદિકને સહન કરતો થકો તે ગુરૂ સિદ્ધ આદિકનો મેં ત્યાગ કરી દીધો ॥૩૨॥ પૂર્વે ઋષભદેવના પુત્ર જડભરતે જેમ અજ્ઞાનિ જનોએ કરેલું તાડન તિરસ્કાર આદિક દુષ્કર્મ અને દુર્વચનાદિ સહન કર્યું હતું તેમ મેંપણ તે ગુરૂ સિદ્ધ વિગેરેએ કરેલું તે સર્વ દુશ્ચેષ્ટિત દુરૂકતાદિ સહન કર્યું ॥૩૩॥ તે પછી હું નહિ વિકાર પામેલા નિર્મળ મનથી એક શ્રીકૃષ્ણનુંજ અનુસ્મરણ કરતો થકો બહુ તીર્થોનું સેવન કરતો કરતો સૌરાષ્ટ્ર દેશમાં રૈવતગિરિને પામ્યો ॥૩૪॥ રૈવતગિરિની તલેટીમાં વર્તતા પિપળાણા ગામમાં વૈષ્ણવેશ્વર રામાનંદસ્વામી મારા જોવામાં આવ્યા ॥૩૫॥ વિક્રમરાજાના શક માપથી માપેલા ૧૮૫૮ ના વર્ષમાં જ્યેષ્ઠ શુકલપક્ષની દ્વાદશી તિથિએ તે સ્વામીને પામીને વિનયથી પૂર્વવત્-શ્રીકૃષ્ણ સાક્ષાત્કારનું સાધન મેં પુછ્યું ત્યારે તે સ્વામીએ

शुक्रारुणे तिथौ हरेः ॥३६॥ तं प्राप्य विनयेनाहमपृच्छं पूर्ववद्द्विज ! । तदा सोऽतिप्रसन्नो मामुवाच मधुरं वचः ॥३७॥ अद्यैवेहोपविश्य त्वं सुस्थिरासन आत्मनि । ध्याय श्रीराधिकाकृष्णमष्टार्णं तन्मनुं जपन् ॥३८॥ द्रष्टाऽसि सद्य एव त्वं साक्षात्स्वेशं समाधिना । इत्युक्तोऽहं तेन तदा तथैवाकरवं मुदा ॥३९॥ अथ तत्रैव हृदये प्रसादात्तस्य सत्पतेः । तीर्णावस्थात्रयोऽपश्यं तेजःपुञ्जमलौकिकम् ॥४०॥ तत्र श्रीकृष्णमद्राक्षं वृन्दावनविहारिणम् । श्रीराधाभ्यामर्च्यमानं वेणुवादनतत्परम् ॥४१॥ तं प्रणम्य प्रसीदेति बद्धाञ्जलिपुटोऽब्रवम् । प्रसन्नो भगवानाह मां ततः प्रीणयन्वचः ॥४२॥ रामानन्दाभिधो योऽत्र वर्तते वैष्णवाग्रणीः । तं ममैकान्तिकं भक्तमवगच्छ त्वमुद्धवम् ॥४३॥ तद्वशत्वान्मया दत्तं

બહુ પ્રસન્ન થઇને એવું મધુર વચન કહ્યુ કે-હે વર્ણીન્દ્ર ! તમો આ સ્થળમા હમણાજ મારા સમીપમાજ સુસ્થિર આસનથી બેસીને હૃદયકમળમા શ્રીરાધિકાકૃષ્ણનુ તેમનો અષ્ટાક્ષરમંત્ર જપવાપૂર્વક ધ્યાન ધરો તમો તત્ક્ષણજ સમાધિનિષ્ઠ થઇને સાક્ષાત્ ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને જોશો આ પ્રકારે રામાનદસ્વામીએ કહ્યુ એટલે હું બહુ હર્ષથી તેમના પ્રદર્શાવેલા પ્રકારથી ધ્યાનનિષ્ઠ થયો ॥૩૬-૩૯॥ તે પછી તેજ સમયે હૃદયમા સતોના પતિ શ્રીરામાનદમુનિના પ્રસાદથી થએલા જાગ્રતાદિ ત્રણ અવસ્થાથકી વિલક્ષણ એવા સમાધિના અપરોક્ષપણાથી અલૌકિક કોઈ પણ તેજ પુંજ મારા જોવામા આવ્યો તે તેજ પુંજના મધ્યમા દિવ્ય વેણુવાદનમા તત્પર, રાધાલક્ષ્મીએ પૂજ્યા છે ચરણકમળ જેમના, વૃદાવનવિહારમા રસિક એવા ભગવાન શ્રીકૃષ્ણ મારા જોવામા આવ્યા ॥૪૦-૪૧॥ સાક્ષાત્ થએલા શ્રીકૃષ્ણને સાષ્ટાંગ પ્રણામ કરી 'હે ભગવન્ ! પ્રસન્ન થાઓ' એમ બે હાથ જોડીને બોલતા મારા પ્રત્યે પ્રસન્ન થએલા ભગવાન્ મને પ્રસન્ન કરતા થકા વચન બોલ્યા કે-હે વર્ણિન્ ! આ લોકમા રામાનદ નામના જે વૈષ્ણવાગ્રેસર વર્તે છે તે 'મારા એકાંતિક ભક્ત ઉદ્ધવજી છે' એમ તમો જાણો જે આ ઉદ્ધવજી મારાજ સંકલ્પથી લોકોના અનુગ્રહ અર્થે આ લોકમા

तुभ्यं साक्षात्स्वदर्शनम् । स हि लोकानुग्रहार्थं प्रकटोऽस्ति मदिच्छया ॥४४॥ तत्सेवनात्पूर्णकामो भविता त्वं न संशयः । येऽन्ये च तं श्रयिष्यन्ति मोक्ष्यन्ते तेऽपि संसृतेः ॥४५॥ अनन्यभावा ये तत्र मयि तस्मिंस्तथा दृढम् । विश्वासमाप्तास्तेऽत्रैव देहे द्रक्ष्यन्ति मां सति ॥४६॥ अज्ञातभूरिमाहात्म्या अपि वर्त्मास्य ये भुवि । अघिनोऽप्याश्रयिष्यन्ति पुरुषा योषितस्तथा ॥४७॥ तेषामपि च देहान्ते कृत्वा पातकसङ्क्षयम् । दत्त्वा स्वदर्शनं सर्वान्स्वकं नेष्यामि धाम तान् ॥४८॥ अतस्त्वमपि तं प्रीत्या समाश्रित्य सुखी भव । इत्यमृतं वचः पीत्वा हरेरासोऽतिनिर्वृतिम् ॥४९॥ व्युत्थायाथास्य शिष्यत्वं प्राप्तोऽहं द्विजसत्तम ! । सहजानन्द इति मे नाम कृत्वा स आह माम् ॥५०॥ स्वरूपनिर्णयो ज्ञेयो जीवमायापरात्मनाम् ।

---

અવતર્યા છે. તે ભક્તને હું વશવર્તી છું માટેજ તેમના સાક્ષાત્ સંબન્ધમાં આવેલા તમોને મેં મારૂં સાક્ષાત્ દર્શન આપ્યું છે ॥૪૨-૪૪॥ તમો તે રામાનંદ સદ્ગુરૂના સેવનથી સંપૂર્ણકામ થશો એમાં સંશય નથી. જે બીજા જનો આ રામાનંદમુનિના ચરણકમળનો સમાશ્રય કરશે તેઓ પણ સસારપાશમાંથી છુટી જશે ॥૪૫॥ જે જનો મારેવિષે અનન્યભાવવાળા અને આ રામાનંદસ્વામિમાં દૃઢ વિશ્વાસશાલી થઇને મારૂં સેવન કરશે-તેઓ મુક્તોએજ એક દર્શનીય એવા મને આજ દેહમાં આજ વિશુદ્ધ ચિત્તથી સાક્ષાત્ દેખશે ॥૪૬॥ પૃથ્વીમાં જે પુરૂષો તથા સ્ત્રિયો આ ઉદ્ધવાવતારના સમ્રદાયને અનુસરશે તેઓ મારા યથાર્થ મહિમાને નહિ જાણતા હશે તોપણ અને પાપિષ્ઠ હશે તોપણ તેમને દેહવિયોગસમયે હુંજ અનુસ્મરણ કરીને તેમના સર્વ પાપને નાશ કરીને મારો સાક્ષાત્કાર પણ કરાવીને મારા ધામ પ્રત્યે લઈ જઈશ ॥૪૭-૪૮॥ તો તમો પણ રામાનંદમુનિનો સ્નેહથી સમાશ્રય કરી સુખી થાવ હે દ્વિજ ! આવુ શ્રીકૃષ્ણનું અમૃતતુલ્ય વચન સાંભળીને હું અતિશય સુખને પામ્યો ॥૪૯॥ હે દ્વિજસત્તમ ! તે પછી હુ સમાધિમાથી ઉઠીને આ રામાનંદમુનિના શ્રીવાસુદેવી મહાદીક્ષા ગ્રહણરૂપ શિષ્યભાવને પામ્યો. તે સ્વામીએ મારૂં દીક્ષાના

रामानुजाचार्यकृतग्रन्थेभ्यस्तत्त्वतस्त्वया ॥५१॥ कृष्णव्रतोत्सवानां तु सर्वेषामपि निर्णयः । श्रीविठ्ठलेशगोस्वामिरचितो ग्राह्य उत्तमः ॥५२॥ रीतिः श्रीकृष्णसेवाया अपि ग्राह्या तदीरिता । प्रेम्णा सेवेदृशी नान्यैराचार्यैरुदिता यतः ॥५३॥ लोकसच्छास्त्रगर्ह्यं यत्कर्म स्यान्महता कृतम् । तत्तु नैव ग्रहीतव्यं दोषत्वात्कर्हिचित्त्वया ॥५४॥ महतो वाल्पकात् पुंसो गुणः सारश्च शास्त्रतः । दत्तात्रेयवदादेय

---

અંગભૂત 'સહજાનંદ' એવું સાર્થક નામ પાડીને મને એમ કહ્યું કે ॥૫૦॥ હે વર્ણિન્! મુમુક્ષુને જે તત્ત્વનિર્ણયની અપેક્ષા છે તે તો દુરધિગમ છે, કેમકે તે અર્થ તો ઉપનિષદ્ગમ્ય છે. યદ્યપિ સદાચાર્યોના ઉપદેશથી સુગમ છે. ઉપદેશ તો સાક્ષાત્ અને સદાચાર્યના નિબન્ધ થકી થાય છે. સદાચાર્ય થકી સાક્ષાત્ ઉપદેશ ઉપલબ્ધ થયો હોય પણ તેમના નિબન્ધ થકી તો દૃઢ થાય છે. તો સદાચાર્યોના જે ગ્રંથો છે તેજ ઉપનિષદ્ના હાર્દના અનુયાયિઓ છે. બીજાઓએ ઉપનિષદ્ સંબન્ધિ અર્થનો વિપ્લવ કર્યો છે માટે તત્ત્વનિર્ણયમાં સદાચાર્યોના પ્રબન્ધોની અવશ્ય અપેક્ષા છે. તો 'भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति' ઇત્યાદિ સોએ સો શ્રુતિઓથી સંપ્રતિપન્ન થએલો જીવ માયા અને પરમાત્મ સ્વરૂપનો તત્ત્વથી નિર્ણય શ્રીરામાનુજાચાર્યે કરેલા શ્રીભાષ્યાદિ ગ્રંથો થકી તમારે જાણવો ॥૫૧॥ શ્રીકૃષ્ણનાં એકાદશી આદિક સર્વે વ્રતો અને અન્નકૂટ આદિક ઉત્સવોનો નિર્ણય ( ગ્રાહ્યતિથિનો નિશ્ચય ) તથા શ્રીકૃષ્ણનો સેવાપ્રકાર તો શ્રીવિઠ્ઠલેશ ગોસ્વામિએ કરેલા નિબન્ધ થકી ગ્રહણ કરવો ઉત્તમ છે, કેમકે પ્રેમરસપરિપૂર્ણ એવો સેવાનો અનુક્રમ બીજા આચાર્યોએ આવો કોઈ નિબન્ધમાં કહ્યો નથી ( તત્ત્વસાથે વિરોધ નહિ પામતો એવો પ્રેમરસ વિશેષ સંસ્કૃત સેવાક્રમ 'ન કહેલું હોય તે બીજા થકી પણ ગ્રહણ કરવું' આવા ન્યાયથી ગ્રહણ કરવો ) ॥૫૨-૫૩॥ લોક સચ્છાસ્ત્ર થકી વિરુદ્ધ જે કાંઈ પણ આચરણ મોટાઓએ કર્યું હોય તો 'तेजीयसां न दोषाय' એવા ન્યાયથી તેઓ ગર્હા કરવા યોગ્ય નથી. તેમનું આચરણ તો પ્રમાણપણે ક્યારેય પણ તમારે નજ સ્વીકાર કરવું, કારણ કે જે દોષ હોય તે દોષજ કહેવાય ॥૫૪॥

इति मेऽनुग्रहं व्यधात् ॥५५॥ सोऽप्यासीत्सारवद्यातिर्देशेषु कोसलेषु हि । रामशर्माभिधो विप्रो बह्वृचः सद्गुणालयः ॥५६॥ पूर्वाभ्यासवशात्तस्य कृष्णे भक्तिस्तु शैशवात् । आसीत्स्वाभाविकी विप्र! विरक्त्या तीव्रया सह ॥५७॥ कृतोपनयनः पित्रा वेदाभ्यासमिषेण सः । हित्वा गृहं वनं यात एकाकी निःस्पृहः शुचिः ॥५८॥ हृदये कृष्णमेवैकं चिन्तयन्विजितेन्द्रियः । तीर्थयात्रां चरन्प्रागात्सौराष्ट्रान् लोकपावनः ॥५९॥ तत्रात्मानन्दनामानं महायोगिनमैक्षत । ब्रह्मचर्यं पालयन्तं तीव्रवैराग्यशालिनम् ॥६०॥ गोपालानन्दसंज्ञस्य नैष्ठिकब्रह्मचारिणः । गोपनाथशिवस्थानव-

જાતિથી કે વયથી જે મોટો હોય કે નાનો હોય તે અને પુરૂષોથકી તુલ્યપણે સુગુણસારતો દત્તાત્રેયમુનિની પેઠે ગ્રહણ કરવો. ભારતાદિવત્ મોટા નિબન્ધ થકી કે સૂત્રાદિવત્ નાના નિબન્ધ થકી સાર તો સંગ્રહણ કરવો. હે શિવરામ વિપ્ર ! આ પ્રકારે સારસંગ્રહનો સારીરીતે બોધ આપીને રામાનંદસ્વામીએ મારી ઉપર અનુગ્રહ કર્યો ॥૫૫॥ તે આ રામાનંદસ્વામીનો કોસલ દેશમાં અયોધ્યાપુરીમાં જન્મ થયો હતો. તે પોતે સરવરીયા વિપ્ર જ્ઞાતિના, રામશર્મા નામના, ઋગ્વેદી, સદ્ગુણૈકનિધિ હતા. હે વિપ્ર ! તે આ રામશર્માને બાલ્ય વયને આરંભીનેજ પૂર્વ જન્મના શુભસંસ્કારવશાત્ તીવ્ર વૈરાગ્ય અને કૃષ્ણમાં ભક્તિ સ્વાભાવિક સમધિક થઈ હતી ॥૫૬-૫૭॥ આ રામશર્મા પિતાથકી ઉપવીત પામ્યા પછી વેદાભ્યાસના મિષથી ગૃહથકી નીકળીને એકાકી વનમાં જઈ વિષયો થકી વિરક્ત થઇ મન વાણી અને કાયની શુદ્ધિએ સંપન્ન થઈ જીતેન્દ્રિય થઇને નિરંતર હૃદયમાં શ્રીકૃષ્ણનુંજ એક ચિંતવન કરતા થકા તે તે તીર્થોમાં લોકોને પાવન કરતા થકા વિચરતા વિચરતા સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા ॥૫૮-૫૯॥ તે દેશમાં ગોપનાથ નામના શિવક્ષેત્રમાં નિવાસ કરી રહેલા, નૈષ્ઠિકવ્રતમાં દૃઢ નિષ્ઠાવાળા એવા ગોપાળાનંદ નામના યોગીન્દ્રના ઉત્તમ શિષ્ય, વૈરાગ્યસંપદાએ સમૃદ્ધ, બ્રહ્મચર્યવ્રતમાં નિષ્ઠાવાળા એવા આત્માનંદ નામના મહાયોગી રામશર્માના

सतेः शिष्यमुत्तमम् ॥६१॥ तच्छिष्यतां स सम्प्राप्य नैष्ठिकं व्रत-मास्थितः । रामानन्द इति ख्यातः साङ्गं योगं ततोऽध्यगात् ॥६२॥ ब्रह्मतेजो निराकारं समाधौ वीक्ष्य देशिकम् । स प्राहाथ दिदृक्षामि कृष्णं साक्षात्यहं बृहत् ॥६३॥ गुरुराहायमेवास्ति सत्यः कृष्णो न चेतरः । इत्युक्तः सोऽतिखिन्नात्मा हित्वा तं निर्ययौ ततः ॥६४॥ साकारकृष्णनित्यत्वस्थापकं तत्प्रदर्शकम् । जानन् श्रीवैष्णवाचार्यं श्रीरङ्गक्षेत्रमाययौ ॥६५॥ तत्र रामानुजाचार्यं

---

જોવામા આવ્યા ॥૬૦-૬૧॥ તે આ રામશર્મા આત્માનંદ યોગીન્દ્રના શિષ્ય-ભાવને પામીને તેમણે કરેલી રામાનંદ એવી આખ્યાથી વિખ્યાત થઈ નૈષ્ઠિકવ્રતદીક્ષા આશરીને તેમના થકી સાગ યોગ શીખ્યા ॥૬૨॥ ગુરૂએ ઉપદેશેલા માર્ગથી સમાધિનિષ્ઠાને પામીને સમાધિમાં બ્રહ્મતેજ નિરાકાર-દિવ્યવિગ્રહે વર્જીત કેવળ પ્રકાશમય બ્રહ્મસબન્ધિ તેજ જોવામાં આવ્યું તેજોમાત્રના દર્શનથી નહિ તૃપ્ત થઈને ગુરૂને કહ્યુ કે-હે ભગવન્ ! બૃહત્-સ્વ-રૂપથી અને સ્વભાવથી મોટા, સમગ્ર કલ્યાણ ગુણોએ પરિપૂર્ણ, દિવ્યાકાર-સપન્ન શ્રીકૃષ્ણ પરબ્રહ્મના સાક્ષાત્કારની હું સ્પૃહા રાખુ છુ જે ઉપાયથી મારો આ મનોરથ સિદ્ધ થાય તે ઉપાય મને કહો ॥૬૩॥ આ પ્રકારે રામા-નદે કહ્યુ એટલે આત્માનદ ગુરૂ બોલ્યા કે-તમોએ સમાધિમા જે સાક્ષાત કર્યું તેજ પરબ્રહ્મ છે. આજ સત્ય કૃષ્ણ કહ્યા છે આથી પર બીજા કોઈ સાકાર કૃષ્ણ નથી આ પ્રકારે કહેલા રામાનદમુનિ ગુરૂનું આવુ પરબ્રહ્મના દિવ્ય આકારને ખડન કરનારૂં વચન સાંભળીને મનમા અત્યત ખેદ કરીને તત્ક્ષણ તે ગુરૂને ત્યાગ કરીને ત્યાંથી ચાલી નીકળ્યા ॥૬૪॥ 'શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ પરમાત્મા છે અને તે પરબ્રહ્મનો દિવ્યાકારયોગ નિત્ય છે' એમ જેમણે પ્રતિપક્ષના ખડનપૂર્વક પ્રતિપાદન કર્યું હોય અને જેમણે તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર બહુજનોને કરાવ્યો હોય એવા ગુરૂવરને ઘણા સ્થ ળમા ગોતતા 'તેવા શ્રીવૈષ્ણવોના પ્રથમાચાર્ય શ્રીરામાનુજાચાર્ય છે તે દિવ્ય શ્રીરગ ક્ષેત્રમાં દિવ્ય દેહથી અદ્યાપિ પ્રત્યક્ષ રહ્યા છે' એમ જાણીને તે ક્ષેત્રમા રામાનદમુનિ આવ્યા ॥૬૫॥ તે ક્ષેત્રમા અર્ચાવિધે પોતાના આત્માથી અપ્રક

समाराध्य प्रसाद्य च । जग्राह वैष्णवीं दीक्षां पञ्चसंस्कारलक्षणाम् ॥६६॥ तदुक्तान्भगवद्धर्मान् पालयंस्तत्प्रसादतः । हृदि ध्यानेऽर्चनेऽर्चायां कृष्णं प्रत्यक्षमैक्षत ॥६७॥ पूर्णकामोऽभवत्तेन ततो गुरुनिदेशतः । कृष्णभक्तिं मुमुक्षुभ्य आदिशन्व्यचरद्भुवि ॥६८॥ ये ये तस्याभवन् शिष्यास्ते ते तस्य प्रसादतः । भक्तिनिष्ठां परां प्रापुर्धर्मनिष्ठास्तथाभवन् ॥६९॥ समाधौ ददृशुः कृष्णं केचिच्च पुरुषाः स्त्रियः । मद्यमांसादिसंसर्गं जहुः सर्वे तदाश्रिताः ॥७०॥ निर्दम्भभक्त्या ज्ञानेन यमैश्च नियमैर्धिया ।

---

રહેલા શ્રીરામાનુજાચાર્યને પરા પ્રીતિથી અને એકાગ્ર મનથી સમારાધન કરી તેમનો પ્રસાદ પામી તેજ દિવ્યરૂપથી સન્નિધિ પામેલા તેમણે આપેલી પંચસંસ્કારવાળી વૈષ્ણવી દીક્ષા ગ્રહણ કરી. તપ્તમુદ્રા ધારવી, ઊર્ધ્વપુંડ્ર તિલક કરવું, નામકરણ, મંત્રોપદેશ અને યાગ ( પૂજા ) કરવો આ પાંચ સંસ્કારો કહ્યા છે ॥૬૬॥ તેમણે ઉપદેશ કરેલા ભગવદ્ધર્મો ( ભગવાનની એકાંતિક ભક્તિમાં ઉપકાર કરનારા ધર્મો )ને પરિપાલન કરતા થકા તેમનાજ અનુગ્રહથી ધ્યાનસમયે હૃદયકમળમાં પ્રાદુર્ભાવ પામેલા અને બાહ્ય પૂજાસમયે પ્રતિમામાં પ્રાદુર્ભાવ પામેલા શ્રીકૃષ્ણના સાક્ષાત્કારને પામ્યા ॥૬૭॥ સદા દિવ્યાકૃતિ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણના દર્શનથી પૂર્ણકામ થએલા તે આ રામાનંદમુનિ તે પછી ગુરૂ શ્રીરામાનુજાચાર્યના આદેશથી મુમુક્ષુઓને કૃષ્ણભક્તિનો પ્રકાર ઉપદેશ કરતા થકા લોકોના અનુગ્રહ અર્થે તે તે સ્થળમાં વિચર્યા ॥૬૮॥ તે તે દેશમાં તેમના ઉપદેશથી જેણે જેણે તેમનો સમાશ્રય કર્યો તે સર્વે જનો તેમના પ્રસાદબળથી ધર્મૈકનિષ્ઠ થઇને પરા ભક્તિનિષ્ઠાને પામ્યા હતા ॥૬૯॥ તેમના આશ્રિત થએલા ઘણા સ્ત્રીપુરૂષો અસત્સંગથી વળગતા મદ્યમાંસાદિકના સેવનને સર્વ પ્રકારે પરિત્યાગ કરી સદાચારે સંપન્ન થઈ પરમ પ્રેમગલિત શ્રીકૃષ્ણનાજ એક ધ્યાનથી શ્રીકૃષ્ણને સમાધિમાં સાક્ષાત્ કરતા થયા હતા ॥૭૦॥ દાંભિકો તો યમો નિયમો જ્ઞાન ભક્તિ આદિકને કેવળ ઉપરથી બતાવા પુરતા અનુષ્ઠાન કરેછે, તેમણે લોકખ્યાતિ માટે દંભથી અનુષ્ઠાન કરેલા યમાદિક તો આભાસમાત્ર છે.

विरक्तया च स्वधर्मेण विश्रुतोऽभूत्स सर्वतः ॥७१॥ तं चानर्चुर्बहुविधैर्वस्त्रभूषाधनैर्जनाः । अयोजयद्धर्मकार्ये तत्सर्वं सोऽपरिग्रहः ॥७२॥ वस्त्रभूषादि विप्रेभ्यो बहुशः स ददौ महान् । महान्ति चान्नसत्राणि कारयामास वाडव ! ॥७३॥ जितेन्द्रियं च निष्कामं निर्लोभममपरिग्रहम् । अरोपणं च निर्मानं तं जना बहु मेनिरे ॥७४॥ तदान्ये वैष्णवजनाः स्त्रीद्रव्यरसलालसाः । दाम्भिकास्तं तदुत्कर्षं सोढुं शेकुर्न दुर्धियः ॥७५॥ तन्मानहानिमिच्छन्तस्तस्मिन् दोषं तु कञ्चन । अप्राप्य निन्दां कुर्वन्तस्ते मिथ्यापावदन् खलाः ॥७६॥ विवदन्ते स्म बहुधा तेन ते ब्रह्मविद्यया । प्रापुः

---

આ રામાનંદમુનિ તો અહિંસાદિ યમો, શૌચાદિ નિયમો, શાસ્ત્રજન્ય વિજ્ઞાનરૂપ બુદ્ધિ, આત્માનુભવરૂપ જ્ઞાન અને ભક્તિ આ સર્વને નિર્દંભપણે અનુષ્ઠાન કરતા હોવાથી વૈરાગ્ય તથા સ્વધર્મથી સર્વત્ર વિખ્યાત થયા હતા ॥૭૧॥ એરીતે પ્રતિદિન અભિવૃદ્ધિ પામતા પ્રભાવવાળા રામાનંદમુનિની બહુઃ જનો બહુવિધ વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરે વસ્તુઓવડે પૂજા કરવા લાગ્યા, આતો નિષ્પરિગ્રહ હોવાથી તે સર્વ વસ્તુઓનો ધર્મકાર્યમાંજ ઉપયોગ કરતા હતા અને હે વાડવ ! બહુ બ્રાહ્મણોને વસ્ત્ર આભૂષણ આદિક આપતા હતા અને બહુ સ્થળે મોટાં અન્નસત્ર બંધાવ્યા હતાં ॥૭૨-૭૩॥ કામ ક્રોધ લોભ અને માન સર્વથા ટળી જતાં ઇન્દ્રિયો જીતાય છે, આ મહામુનિ નિષ્કામ નિષ્ક્રોધ નિર્લોભ અને નિર્માન હોવાથી જીતેન્દ્રિય હતા દેહયાત્રામા ઉપયોગી પદાર્થનો પરિગ્રહ પણ ન હતો. પ્રતિદિન યદૃચ્છાથી જે પ્રાપ્ત થાય તેનાથી દેહયાત્રા કરતા હતા આવા સર્વ સદ્‌ગુણસંપન્ન આ મહામુનિને બહુજનો બહુ માનવા લાગ્યા ॥૭૪॥ આવા અવસરમાં 'અમો વૈષ્ણવાગ્રેસરો છીએ' એવા અભિમાનવાળા, સ્ત્રી ધન રસાસ્વાદમા અત્યાસક્તિવાળા, દાંભિક દુર્મતિ બીજા જે જનો હતા તેઓ આ મહામુનિનો પૂર્વોક્ત ઉત્કર્ષ નહિ સહન થવાથી તેમના માનની હાનિ કરવા ઇચ્છતાં તેમને વિષે કોઈ પણ દોષ તો નહિ દેખીને વૃથા નિંદામાત્રમા પ્રવર્તતાં છેવટે ખળતાથી મિથ્યાપવાદો આપવા માટે પ્રવર્ત્યા ॥૭૫-૭૬॥ હે દ્વિજ ! તેમા કેટલાક વાદીઓ

पराजयं सर्वे न तु कोऽपि जयं द्विज ! ॥७७॥ तदाऽतिक्रुद्धास्ते भूय उपद्रुद्रुवुरक्रुधम् । भर्त्सयामासुरपि तमपशब्दैररुन्तुदैः ॥७८॥ प्रामार्जयंस्तत्तिलकं केचिन्नीत्वैव तं रहः । अत्रोटयन्कण्ठमालां चकर्तुश्च शिखां परे ॥७९॥ सिंहासनमपीरास्य बभञ्जुः केचिदुन्मदाः । जहुश्च कृष्णप्रतिमाः केचिद्वासांसि तस्य च ॥८०॥ केचित्तदन्नसत्राणि साधून्निष्कास्य तत्कृतान् । बभञ्जुरुद्धताकारा वैष्णवाः शस्त्रपाणयः ॥८१॥ सहमानः स तं सर्वं दुर्जनोपद्रवं मुहुः । वृन्दावनमुपेत्याशु विजने क्वचिदावसत् ॥८२॥ ध्यायंस्तत्रैकमनसा कृष्णं स न्यवसत्सुधीः । तदिच्छया मतिं प्राप नूतनाध्वप्रवर्तिनीम् ॥८३॥ वाह्यं श्रीवैष्णवाचार्यलिङ्गं सोपद्रवं

બ્રહ્મવિદ્યાથી આ મુનિને જીતવા વાસ્તે પ્રવર્તતા સર્વે પરાજયનેજ પામ્યા પણ કોઈ એક પણ જીતી શક્યો નહિ ॥૭૭॥ પરાજય પામવાથી અપાર ક્રોધ પામેલા તે વૈષ્ણવાભાસો સ્વયં કોપવર્જીત મુનિને ફરીથી પણ પીડવા પ્રવર્તતા મર્મસ્થળમાં સ્પર્શ થાય એવા અપશબ્દોવડે અગણિત તિરસ્કાર કરવા લાગ્યા ॥૭૮॥ કોઈ દુર્જનોએ મુનિને એકાંત સ્થળમાં ઉપાડી જઈને તેમનું ઊર્ધ્વપુંડ્ર તિલક ભુંશી નાખ્યું અને કંઠમાળા તોડી નાંખી તો કોઇએ શિખા કાતરથી કાતરી નાંખી ॥૭૯॥ કોઈ મદાન્ધોએ સિંહાસનાદિ પૂજોપકરણો ભાગી નાખ્યાં તો કોઇએ પૂજ્ય કૃષ્ણપ્રતિમા હરી લીધી તો કોઇએ મુનિનાં વસ્ત્રો હરી લીધાં ॥૮૦॥ ઉદ્ધત આકારવાળા, હાથમાં શસ્ત્ર ધારી રહેલા કેટલાક વૈષ્ણવાભાસોએ આ મુનિએ જ્યાં ત્યાં બંધાવેલાં અન્નસત્રો તેને ચલાવા માટે મુકેલા તેમના આશ્રિત સાધુઓને બળાત્ ત્યાંથી કાઢી મુકીને તોડી નાંખ્યાં ॥૮૧॥ આવા સમગ્ર દુર્જનકૃત ઉપદ્રવોને વારંવાર ક્ષમાથી સહન કરતા આ રામાનંદમુનિ ત્યાંથી ખસી નીકળી જલદી વૃંદાવનમાં આવીને કોઈ વિજન પ્રદેશમાં આવી રહ્યા ॥૮૨॥ બુદ્ધિશાળી આ મહામુનિએ ત્યાં રહીને એકાગ્ર મનથી શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં કદાચિત્ એજ અંતર્યામી શ્રીકૃષ્ણની પ્રેરણાથી બીજાઓએ નહિ દીઠેલો હોવાથી નૂતનપણે જણાતા મોક્ષમાર્ગની પ્રવૃત્તિ કરવાની મતિ કરી ॥૮૩॥ આ

ततः । हित्वा शास्त्रानुसारेण नवीनं तदकल्पयत् ॥८४॥ रामानुजकृतान् ग्रन्थांस्त्वध्यात्मज्ञानसिद्धये । तानेव रक्षन्भगवद्धर्मं प्रावर्तयत्पुनः ॥८५॥ धर्मेण सहितामेव भक्तिं स्वाध्वनि वर्तयन् । तीर्थानि व्यचरद्भूमौ मुमुक्षुहितकारकः ॥८६॥ गुरुकृष्णप्रसादाच्च सोऽनुजग्राह भूतले । यं यं स स पुमान्सद्यः समाधौ कृष्णमैक्षत ॥८७॥ कृत्वा स द्वारिकायात्रां रैवताचलमाययौ । कृष्णक्रीडास्थले तत्र न्यवसद्धितकृन्नृणाम् ॥८८॥ स गुरुर्मम विप्रेन्द्र ! साक्षादुद्धव एव हि । कृष्णादप्यणुरन्यूनः कृष्णभक्तिप्रवर्तकः ॥८९॥ तदाश्रितानथावोचं तत्र सर्वांश्च वैष्णवान् । एष नः सद्गुरुः

---

નૂતનતા તો કેવળ લોકદૃષ્ટિથી છે. તેનો પ્રકાર આ છે-જે શ્રીવૈષ્ણવ સંકેતસિદ્ધ બાહ્ય ચિહ્ન છે તેમાં ઉપદ્રવ આવવાથી તેનો ત્યાગ કરી શાસ્ત્રાનુસારી બીજુંજ ચિહ્ન તેને સ્થાને નવીન કલ્પી રાખ્યું ॥૮૪॥ અધ્યાત્મદૃષ્ટિ તો એની એજ શ્રીરામાનુજાચાર્યે પરિશીલન કરેલી રાખી. માટેજ અધ્યાત્મજ્ઞાનની સિદ્ધિ સારૂ તો શ્રીરામાનુજાચાર્યે કરેલાજ નિબન્ધો પ્રથમ પ્રમાણપણે પરિગ્રહ કર્યા અને પ્રપત્તિનું (શરણાગતિ )જ જેમાં પ્રધાનપણું છે એવા પારમૈકાંતિક ભગવદ્ધર્મની પ્રવૃત્તિ સર્વત્ર કરી ॥૮૫॥ ભક્તિ પણ ધર્મે સહિતજ પોતાના આશ્રિતોમાં પ્રવર્તાવી. એરીતે પરોપદ્રવ થકી પોતાના પથનું પરિરક્ષણ કરતા થકા મુમુક્ષુ જનોના હિતમાટે ભૂમિમાં તીર્થોવિષે વિચર્યા ॥૮૬॥ આ રામાનંદસ્વામી ભૂતળમાં જે જે જનની ઉપર અનુગ્રહ કરે તે સર્વ કોઈ જન ગુરૂ શ્રીરામાનુજાચાર્ય અને ઉપાસ્ય શ્રીકૃષ્ણની કૃપાથી સમાધિમાં શ્રીકૃષ્ણને તત્ક્ષણ પ્રત્યક્ષપણે નિરીક્ષણ કરતા હતા ॥૮૭॥ આશ્રિત જનોનું હિત કરનારા આ મુનિ દ્વારિકાયાત્રા કરીને શ્રીકૃષ્ણના ક્રીડાસ્થાનભૂત રૈવતાચળમાં આવીને ત્યાં મુમુક્ષુઓને બોધ આપતા થકા રહ્યા ॥૮૮॥ હે વિપ્રેન્દ્ર ! સાક્ષાત્ ઉદ્ધવજીજ અવતરેલા, કૃષ્ણભક્તિના પ્રવર્તક તે આ અમારા ગુરૂ છે, તે કૃષ્ણથકી અણુમાત્રપણ ન્યૂન નથી એમ અમો માનીએ છીએ. 'नोद्धवोऽण्वपि मन्न्यूनो' એમ ભાગવતમાં ભગવાને કહ્યું છે ॥૮૯॥

साक्षादुद्धवोऽस्ति स्वयं किल ॥९०॥ अतो नः सम्प्रदायोऽयं सर्ववैष्णवसम्मतः । औद्धवाख्योऽस्त्विवति श्रुत्वा तथोचुस्तेऽखिला अपि ॥९१॥ स गुरुर्मयि विन्यस्य निजधर्मधुरं प्रभुः । तिरोदधे तत्प्रतापान्मया सैवोह्यतेऽधुना ॥९२॥ नवीनं सम्प्रदायं नो ज्ञात्वाऽन्ये मतवादिनः । भृशमसत्साधुजनान्प्रतिग्राममपीडयन् ॥९३॥ यथा यथा भवेत्तेषामापत्काले तथाविधे । सुखं तथा तथा तेऽथ वर्तिता भुवि वै मया ॥९४॥ प्रतापात्सद्गुरोस्तस्य पातुर्धर्मस्य च प्रभोः । साम्प्रतं स्वास्थ्यमापन्नाः प्राग्वद्वर्तामहे वयम् ॥९५॥ उक्तस्ते सम्प्रदायोऽथ श्रीकृष्णोऽस्तीष्टदेवता । परमात्मा परं ब्रह्म

એરીતે દીક્ષાપ્રદાતા ગુરુના પ્રશ્નનો ઉત્તર આપીને હવે સપ્રદાય પ્રશ્નનો ઉત્તર આપે છે—હે વિપ્ર ! આવા મહામહિમાવાળા સદ્ગુરુ શ્રીરામાનદમુનિથકી દીક્ષા ગ્રહણ કર્યા પછી મેં તેમના આશ્રિત સર્વે વૈષ્ણવોને કહ્યુ કે–હે ભક્તો ! આપણા આ સદ્ગુરુ સાક્ષાત્ સ્વય ઉદ્ધવજીજ છે, માટે આપણો આ સપ્રદાય સર્વ વૈષ્ણવસમત 'ઔદ્ધવસપ્રદાય' એવા નામથી પ્રખ્યાતિ પામો હે દ્વિજ ! આવુ મારૂં વચન સાંભળીને તે બધાએ 'તથાસ્તુ' એમ કહ્યુ ॥૯૦-૯૧॥ આ સમર્થ સદ્ગુરુ રામાનદસ્વામી તે આ પોતાની ધર્મધુર મારેવિષે આરોપણ કરીને અતર્ધાન થઈ ગયા હમણાં આ ધર્મધુર તેમની આજ્ઞાને અનુસારે તેમના પ્રતાપથી યથાશક્તિ હુ વહન કરૂ છુ ॥૯૨॥ આ અમારો સપ્રદાય જે પૂર્વાચાર્યપરપરાપ્રાપ્ત અને શ્રીકૃષ્ણના કૃપાવિશેષથી અતિશયતાને પામેલો છે તેને નૂતન માનીને બીજા તે તે મતના અનુયાયીઓ નિષ્કારણ ઈર્ષ્યાલુ સ્વભાવથી ગામોગામ અમારા સાધુજનોને અત્યત પીડવા મડ્યા ॥૯૩॥ આવા પણ આપત્કાળમાં મારી આજ્ઞાને અનુસરતા મારા સાધુઓ ક્ષમાથી, તત્ત્વદૃષ્ટિથી અને 'ચેષ્ટિતમાત્ર કર્મોપાધિક છે' એવા વિચારથી નિર્લેપ સ્થિતિને પમાડવાથી પ્રચ્છન્ન ચિહ્ન ધારીને સુખેથી લોકમા વર્ત્યા હતા ॥૯૪॥ અલ્પ કાળમાંજ સદ્ગુરુ રામાનદના પ્રસાદથી અને ધર્મરક્ષક રાજેન્દ્રના પ્રશાસનથી શત્રુઓની પ્રશાંતિ થતા સર્વ ઉપદ્રવે વર્જીત થએલા અમો સર્વે હવે પ્રથમની પેઠે વર્તીએ છીએ ॥૯૫॥

सर्वकारणकारणम् ॥९६॥ स हि राधिकया युक्तो राधाकृष्ण इतीर्यते । युक्तः स लक्ष्म्या रुक्मिण्या लक्ष्मीनारायणस्तथा ॥९७॥ सोऽर्जुनेन युतो ब्रह्मन्नरनारायणाभिधः । योगेन बलभद्रादेस्तत्तन्नाम्नोच्यते च सः ॥९८॥ श्रीवासुदेवप्रमुखाश्चतस्रस्तस्य मूर्तयः । चतुर्विंशतिसंख्याकाः केशवप्रमुखास्तथा ॥९९॥ पद्मनाभवराहाद्या भगवन्मूर्तयोऽपि च । श्रीकृष्णस्यावतारत्वान्मान्याः सन्त्येव नोऽखिलाः ॥१००॥ आदिवैष्णवराजश्चेत्युपदेष्टा प्रचेतसाम् । शङ्करः सह पार्वत्या मतः पूज्यतयाऽस्ति नः ॥१०१॥ पूज्यः कृष्णावतारत्वाच्छ्रीगणेशो मतस्तथा । अस्माकं कुलदेवत्वात्

હે દ્વિજ ! જીજ્ઞાસુ તમોને અમારો સંપ્રદાય નિવેદન કર્યો. હવે અમારા ઇષ્ટદેવને સાંભળો. પ્રધાન પુરૂષાદિ સર્વે કારણોના કારણ, સર્વના અંતરાત્મા, પરબ્રહ્મ, સમસ્તવેદાંતવેદ્ય, આનંદમય, જે શ્રીકૃષ્ણ પરમાત્મા છે તે અમારા ઉપાસ્ય ઇષ્ટદેવ છે ॥૯૬॥ હે બ્રહ્મન્ ! આજ શ્રીકૃષ્ણ રાધાના યોગથી રાધાકૃષ્ણ કહેવાય છે, રૂક્મિણીરૂપ લક્ષ્મીના યોગથી **લક્ષ્મીનારાયણ** કહેવાય છે, અર્જુનના યોગથી **નરનારાયણ** કહેવાય છે અને બળભદ્રના યોગથી બળકૃષ્ણ કહેવાય છે, ઇત્યાદિ નામભેદથી ઉપાસના કરાય છે તેટલામાત્રથી ઉપાસ્ય સ્વરૂપમાં ભેદ નથી. જે વાસુદેવાદિ ચાર વ્યૂહો છે તથા વ્યૂહના અવાંતર ભેદો કેશવાદિક ચોવીશ મૂર્તિઓ છે તથા જે પદ્મનાભ વરાહ આદિક મૂર્તિઓ છે આ સર્વે પણ શ્રીકૃષ્ણનાજ પ્રાદુર્ભાવવિશેષો હોવાથી અમો સર્વેને માન્યજ છે ॥૯૭-૧૦૦॥ શંકર તો પાર્વતી સાથે અમારા આશ્રિતોને પૂજ્ય છે પરંતુ સાક્ષાત્ પરદેવતાપણે પૂજ્ય નથી. કિંતુ પરબ્રહ્મ શ્રીકૃષ્ણના પ્રથમ ભક્તરાજ વૈષ્ણવોત્તમ છે માટે પૂજ્ય માન્યા છે. વળી પ્રાચીન બર્હિષ્ રાજાના પુત્ર પ્રચેતાઓને ઉપદેશ આપનારા હોવાથી બ્રહ્મવિદ્યાના પ્રવર્તકપણે પૂજ્ય અમોએ માન્યા છે. 'वैष्णवानां यथा शम्भुः' એમ ભાગવતમાં કહ્યું છે ॥૧૦૧॥ ગણપતિ તો બ્રહ્મવૈવર્ત પુરાણમાં શ્રીકૃષ્ણના અવતારવિશેષપણે કહ્યા છે માટે પૂજ્યપણે માન્યા છે. વાયુપુત્ર હનુમાનજી ભગવાનના એકાંતિક ભક્ત છે અને

पूज्यो भवति मारुतिः ॥१०२॥ गायत्र्या अधिदेवत्वादस्माकं च द्विजन्मनाम् । पूज्योऽस्ति सविता देवोऽथेष्टशास्त्राणि मे ब्रुवे ॥१०३॥ वेदाः सहोपनिषदो द्वैपायनकृतान्यथ । शारीरकाभिधान्येव सूत्राणि ब्राह्मणोत्तम ! ॥१०४॥ श्रीमद्भागवताभिख्यं पुराणं दशलक्षणम् । या चास्ति भगवद्गीता भारते भीष्मपर्वणि ॥१०५॥ विष्णोर्नामसहस्रं च भारते भीष्मकीर्तितम् । नीतिश्च विदुर-

અમારા કુળપૂર્વજોએ પૂજેલા છે, આવા વિશેષથી પૂજ્યપણે માન્યા છે ॥૧૦૨॥ સૂર્યદેવતો ગાયત્રીના અધિષ્ઠાતા હોવાથી અમો સર્વ દ્વિજાતિઓને વિશેષપણે પૂજ્ય છે. ( પરાત્પર પરમાત્મા શ્રીકૃષ્ણજ એક ઉપાસ્ય છે, બીજા તો તેના પરિવારપણે પૂજ્ય છે એવો અભિપ્રાય છે ) હવે અમને જે શાસ્ત્રો ઇષ્ટ છે તે સંક્ષેપમાં કહું છું ॥૧૦૩॥

હે બ્રાહ્મણોત્તમ ! વેદો-અપૌરૂષ હોવાથી સ્વતઃપ્રામાણ્ય યોગને લીધે પ્રથમ પ્રમાણ છે. આ વેદો ઉપનિષદોએ સહિત જાણવા, ઉપનિષદો વેદમાં અંતર્ગત હોવાથી આ સ્થળે તેમનો જે પૃથક્ નિર્દેશ કર્યો છે તે બ્રાહ્મણવસિષ્ઠન્યાયથી કર્યો છે, ઉપનિષદો પરમપુરૂષાર્થમાંજ એક અત્યંત ઉપયોગી આત્માવબોધને આપનારી હોવાથી વેદોમાં વિશેષ મનાય છે. ઉપનિષદોના આશયનિર્ણયમાં પ્રવર્તેલાં શારીરકસૂત્રો પ્રમાણતમ છે, સમસ્ત જગત્ જેનું શરીર છે તે શારીર-પરમાત્મા કહેવાય, તે ઉપનિષદ્ગમ્ય શારીર પુરૂષને અધિકાર કરીને પ્રવર્તેલાં હોવાથી તેને 'શારીરક સૂત્રો' એવી સંજ્ઞાથી કહે છે, આ સૂત્રો વ્યાસમુનિએ કરેલાં જાણવાં ॥૧૦૪॥ વેદોપબૃંહણરૂપ પુરાણોમાં સારતમ હોવાથી સર્ગાદિ દશ લક્ષણવાળું શ્રેષ્ઠ શ્રીમદ્ભાગવત નામનું પુરાણ મને ઇષ્ટતમ છે, એની શ્રેષ્ઠતાતો ભગવદ્ભક્તિનું પ્રધાનપણે પ્રતિપાદન હોવાથી જાણવી. ઇતિહાસોમાં શ્રેષ્ઠ મહાભારતના ભીષ્મપર્વમાં જે ભગવદ્ગીતા ભગવાનના મુખકમળ થકી નિકળેલી નિઃશ્રેયસની નિસરણી સ્થાને છે તે મને અત્યંત અભીષ્ટ છે. એજ મહાભારતના અનુશાસનપર્વમાં ભીષ્મપિતાએ કહેલું વિષ્ણુસહસ્રનામનું સ્તોત્ર ઇષ્ટતમ છે, આ સ્તોત્રના પ્રવક્તા પરાવર તત્ત્વના વેત્તા ભીષ્મપિતા છે અને સહસ

प्रोक्ता तत्रैवोद्योगपर्वणि ॥१०६॥ श्रीवासुदेवमाहात्म्यं स्कान्दवैष्णवखण्डगम् । याज्ञवल्क्यस्मृतिश्चेति शास्त्राणीष्टानि सन्ति मे ॥१०७॥ तत्र शारीरसूत्राणि गीता भागवतीति च । द्वयं रामानुजाचार्यभाष्योपेतं मतं मया ॥१०८॥ आचारव्यवहाराद्यनिष्कृतिज्ञानहेतवे । मता मिताक्षरायुक्ता याज्ञवल्क्यस्य तु स्मृतिः ॥१०९॥ विशेषात्कृष्णमाहात्म्यज्ञानाय तु मतौ मया । श्रीमद्भाग-

---

નામો ભગવાનનાં સમસ્ત સિદ્ધિને આપનારાં છે આવો એમાં વિશેષ છે. એજ ભારતના ઉદ્યોગપર્વમાં વિદુરજીએ કહેલી નીતિ મને ઇષ્ટ છે, આ નીતિ ધર્મમાં વિરોધ ન આવે એવા વ્યવહારને જણાવે છે, ધર્મની સાથે નિયતપણારૂપ એનો વિશેષ છે. સ્કંદપુરાણના વિષ્ણુખંડમાં અંતર્ગત જે વાસુદેવમાહાત્મ્ય છે તે અમને અત્યંત અભીષ્ટ છે, તેમાં સાક્ષાત્ અપરોક્ષ વાસુદેવ ભગવાનનું દિવ્ય ચરિત્ર પ્રતિપાદન કર્યુંછે. આચારાદિ નિર્ણયમાં યાજ્ઞવલ્કયસ્મૃતિ અભીષ્ટ માની છે. એ રીતે આ વેદાદિ આઠ શાસ્ત્રો અમને પ્રિયતમ છે. એમ કહેવાથી વેદમૂળક સર્વ પ્રમાણભૂત એવાં પણ કેટલાંક શાસ્ત્રોમાં કોઇ ઉત્કર્ષ વિશેષથી તેમાં પોતાનો આદર જણાવ્યો છે ॥૧૦૫-૧૦૭॥ તે શાસ્ત્રોમધ્યે શારીરકસૂત્ર અને ભગવદ્ગીતાનો ભાવ શ્રીરામાનુજાચાર્યે રચેલા ભાષ્યથકી જાણવો એવો તો અમારો મત છે, કારણ કે આ બન્ને શાસ્ત્રો અતિગંભીર અર્થવાળાં છે, તેનું વ્યાખ્યાન તેતે વ્યાખ્યાતાઓ અન્યથા અન્યથા કરેલું હોવાથી શાસ્ત્રનો જે અર્થ છે તેને યથાર્થપણે જણાવી શકે નહિ ॥૧૦૮॥ આચાર વ્યવહાર અને પ્રાયશ્ચિત્તના અવબોધનમાં જે યાજ્ઞવલ્કયસ્મૃતિ માની છે તેતો મિતાક્ષરા વ્યાખ્યાને અનુસારે સ્વાર્થબોધનમાં પ્રમાણ છે એમ અમોએ માન્યું છે, અન્ય વ્યાખ્યાઓની અપેક્ષાએ આ વ્યાખ્યાનો અતિશય વિસ્તાર વિના સાર અર્થને અવબોધ આપવારૂપ વિશેષ છે ॥૧૦૯॥ શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણનાં દિવ્યચરિત્રોને બોધ કરનારો દશમસ્કંધ અને તેમની ઉપાસનાનેજ બોધ કરનારો પચમસ્કંધ શ્રીકૃષ્ણના મહિમાનો વિશેષપણે બોધ કરી સસારસમુદ્રના સમુદ્ધાર માટે થાય છે, માટે તે મને વિશેષપણે પ્રિય છે

यतस्यैव स्कन्धौ दशमपञ्चमौ ॥११०॥ अन्यानि यानि शास्त्राणि वेदार्थानुसृतानि ह । तानि सन्ति मतेऽस्माकं प्रमाणान्यास्तिकत्वतः ॥१११॥ आद्या शक्तिर्भगवतो लक्ष्मीर्देव्यस्ति नो मते । धार्ये च तुलसीकाष्ठमाले कण्ठे द्विजातिभिः ॥११२॥ चन्दनादीन्धनभवे कृष्णाङ्घ्रिस्पर्शपाविते । धार्ये सूक्ष्ममणी माले कण्ठे शूद्रैश्च भूसुर! ॥११३॥ सचन्द्रकं चोर्ध्वपुण्ड्रं गोपीचन्दनमृत्स्नया । कृष्णपूजावशिष्टेन क्रियते चन्दनेन वा ॥११४॥ राधालक्ष्मीप्रसादेन कुङ्कुमेनापि चन्द्रकः । तन्मध्ये क्रियते ब्रह्मन्सम्प्रदाय इहोद्धवे ॥११५॥ सन्ति ये साधवोऽस्माकं त्यक्तमाम्यसुखा इह ।

---

॥११०॥ જે બીજાં વેદાર્થને અનુસારે પ્રવર્તેલાં વાલ્મિકરામાયણ આદિક શાસ્ત્રો છે તેને વેદોનું પ્રામાણ્યવાદી અમો પ્રમાણપણે માનીએજ છીએ ॥૧૧૧॥ ઉપાસ્ય દેવી તો સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયરૂપ લીલા જેમની છે એવા ભગવાન શ્રીકૃષ્ણની જે આદિ શક્તિ—જેણે યુક્ત થઇને સૃષ્ટિ આદિકવડે ક્રીડા કરે છે તે આ લક્ષ્મીજ છે, ભગવાન્ થકી વિનાભૂત—પૃથક્ નથી માટે ભગવાનના ઉપાસન થકી એનું ઉપાસન પૃથક્ નથી. હે વિપ્ર! બાહ્ય ચિહ્નો ધરનારા વૈષ્ણવોમાં અમોએ એવો નિયમ આદર કર્યો છે કે—દ્વિજાતિ—ત્રણ વર્ણના જનોએ કંઠમાં તુલસીકાષ્ઠની સૂક્ષ્મ મણકાની બેવડી માળા શ્રીકૃષ્ણના ચરણકમળ સ્પર્શથી પવિત્ર થએલી નિત્ય ધારણ કરવી હે ભૂદેવ! શૂદ્રોએ તો ચંદનાદિકાષ્ઠથી કરેલી સૂક્ષ્મ મણકાની શ્રીકૃષ્ણના ચરણ સ્પર્શથી પવિત્ર થએલી બેવડી માળા ગળામાં નિત્ય ધારણ કરવી ॥૧૧૨-૧૧૩॥ હે વિપ્ર! ગોપીચંદન મૃત્તિકાથી અથવા શ્રીકૃષ્ણની પૂજા કરતાં બાકી રહેલા પ્રસાદભૂત ચંદનથી સચંદ્રક ઊર્ધ્વપુંડ્ર તિલક અમારા સંપ્રદાયના જનો કરે છે. ઊર્ધ્વપુંડ્રના મધ્યમાં રાધાલક્ષ્મીના પ્રસાદભૂત કુંકુમથી પણ ચંદ્રક કરાય છે. યદ્યપિ પુંડ્રના પ્રકારભેદો અને પુંડ્ર કરવાના દ્રવ્યભેદો તે તે નિબન્ધોમાં નિરૂપણ કરેલા સંપ્રદાયભેદથી ભિન્ન ભિન્ન છે પરંતુ આ ઉદ્ધવ સમ્પ્રદાયમાં તો આ રીતે આદર કરેલા છે. આ વિષયમાં કહેવાનું સર્વે શિક્ષાપત્રીભાષ્યમાં કહ્યું છે તો તે થકી જાણવું

भरतस्यार्षभस्येव भक्तिस्तेषां ममापि च ॥११६॥ निर्मानत्वमसङ्गत्वमहिंसाहंममत्यजिः । आत्मनिष्ठा च तस्यैव सन्ति भक्तेरलङ्क्रियाः ॥११७॥ सालङ्क्रियेदृशी कृष्णभक्तिर्यस्य भवेन्न सः । त्यागी बहिष्कृत इति ज्ञेय उद्धववर्त्मनः ॥११८॥ गृहस्थाश्रमिणो येऽत्र सन्त्यस्माकं तु वाडव ! । अम्बरीषनृपस्येव तेषां भक्तिः स्वधर्मयुक् ॥११९॥ इत्थं द्वेधा भक्तिरीतिः सम्प्रदायेऽस्ति नः किल । उक्ताधिकारिभेदेन योग्यत्वाद्द्विजसत्तम ! ॥१२०॥ अस्मदीयाः साधवस्तु भरतस्यैव योगिनः । मार्गे परमहंसस्य स्थिता

॥११४-११५॥ ભક્તિ કેવી છે ? એ પ્રશ્નનો ઉત્તર પાંચ શ્લોકથી આપેછે–જે આ અમારા સાધુઓ છે તે સર્વે તીવ્ર વિષથકીજ જેમ એમ વિષયો થકી વિશેષ ભય પામીને, ગ્રામ્ય સુખાભાસનો પરિત્યાગ કરી ઋષભદેવના પુત્ર ભરતજીની પેઠે નિરંતર પરમાત્મામાં મનને જોડી દઇને તેમના ભજન પરાયણ પરમ ભક્તિનિષ્ઠ છે. હું પણ તેવીજ રીતે તેમને વર્તાવતો થકો વર્તું છું ॥૧૧૬॥ અહંકાર મમકારનો પરિત્યાગ, આત્માથકી વ્યતિરિક્ત વસ્તુમાત્રમાં નિ:સંગતા, નિર્માનતા, પ્રાણિમાત્રની પીડાનો પરિત્યાગ અને ત્રણદેહથકી વિલક્ષણ શુદ્ધ સ્વસ્વરૂપમાં નિષ્ઠા આ પાંચેય ગુણો ભક્તિના અલંકારભૂત છે. આ ગુણો જડભરતમા જેમ હતા તેમ આ સાધુઓમાં પણ છે ॥૧૧૭॥ ઉક્ત અલંકારે રહિત એવી ભક્તિ અમે માની નથી. જે ત્યાગીને આવી સાલંકાર કૃષ્ણભક્તિ ન હોય તેને તો ઉદ્ધવ સંપ્રદાયમાં સાધુઓ થકી બહિષ્કૃત જાણવો ॥૧૧૮॥ હે વિપ્ર ! આ અમારા સંપ્રદાયમાં જે ગૃહસ્થાશ્રમી છે તેઓપણ અમારા સંપ્રદાયને અનુસરનારા છે, તે સર્વે અંબરીષ રાજાની પેઠે સ્વધર્મે સહિતજ ભગવાનમાં પરા ભક્તિને કરે છે ॥૧૧૯॥ હે દ્વિજસત્તમ ! આ પ્રકારે ત્યાગી ગૃહી અધિકારી ભેદથી ભક્તિ અંગભૂત ધર્મભેદને લીધે બે પ્રકારને પામેલી તેમણે તેમણે યથાયોગ્ય સંપ્રદાયમાં આદર કરેલી છે ॥૧૨૦॥ તમારા સાધુઓ પરમહંસ નામથી કેમ કહેવાય છે ? એ પ્રશ્નનો ઉત્તર આપે છે–હે દ્વિજ ! અમારા સાધુઓતો બે હેતુ માટે ભાગવત પરમહંસ–ભગવાનમાંજ એક નિષ્ઠારૂપ

भागवतस्य यत् ॥१२१॥ अतः परमहंसाख्या उच्यन्तेऽस्मदुपाश्रितैः । प्रश्नानामिति सर्वेषामुत्तरं कथितं तव ॥१२२॥ सुव्रत उवाच—इति स्वामिवचः श्रुत्वा मुमुक्षुः स तु वाडवः । तमेव सद्गुरुं ज्ञात्वा समाश्रयदसंशयः ॥१२३॥ प्रसादात्तस्य चापद्यत्सद्यस्तं स समाधिना । श्रीकृष्णं राधया साकं कृतार्थस्तेन चाभवत् ॥१२४॥ ततः स्वयजमानाय हरिसिंहाय भूभुजे । तत्सर्वमवदद्विप्रो यथादृष्टं यथाश्रुतम् ॥१२५॥ ततः सोऽपि सुधीर्हृष्टस्तमेव शरणं

પરમહંસતાએ સંપન્ન, નિષ્પન્નયોગી, માટેજ બ્રહ્મસાક્ષાત્કારને પામેલા ભરતજીનાજ નિર્માનત્વાદિ માર્ગને અનુસરીને વર્તે છે માટે 'ભાગવત પરમહંસ' એવા નામથી અમારા આશ્રિતજનો કહે છે. યદ્યપિ નારદપરિવ્રાજકોપનિષદાદિકમાં પરમહંસનું લક્ષણ શિખાદિ બાહ્ય ચિહ્નોએ વર્જીત શ્રવણ થાય છે તથાપિ તે ભાગવત પરમહંસનું લક્ષણ નથી. આ તો ભગવચ્છાસ્ત્રમાં પ્રસિદ્ધ ભગવાનને અભિમત પારમહંસ્ય છે એનો વિસ્તારતો તે ભગવચ્છાસ્ત્ર થકીજ જાણવો જડભરત ભાગવત પરમહંસ હતા એમ શ્રીભાગવતમાં 'तत्पादमूलमकुतश्चिद्भयमुपसृतानां भागवतपरमहंसानां' ઈત્યાદિ વચનથી કહ્યુ છે. હે વિપ્ર! તમોને જીજ્ઞાસુ જાણીને તમારા તમામ પ્રશ્નના ઉત્તરો મેં આ પ્રકારે કહ્યા ॥૧૨૧-૧૨૨॥

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્! આવું ભગવાનનું વચન સાંભળીને તેમાં મહાવિશ્વાસ પામીને મુમુક્ષુ શિવરામ વિપ્રે શ્રીસ્વામિનારાયણનેજ સદ્‌ગુરૂ સમઝીને સંશયે રહિત થઈ તેમના ચરણકમળનો સમાશ્રય કર્યો ॥૧૨૩॥ તે પછી તેમના પરમ પ્રસાદબળથી તત્ક્ષણ સમાધિને પામીને એજ રાધિકાકાંત શ્રીકૃષ્ણને સાક્ષાત્ કરીને કૃતાર્થ થઈ ગયા ॥૧૨૪॥ તે પછી શિવરામભટ્ટે પોતાના યજમાન હરિસિંહ રાજાને જેવુ સાભળ્યું છે અને જેવું દેખ્યું છે એવુ ભગવાનનું સર્વ ઐશ્વર્ય અને ધર્મપ્રવર્તનનો પ્રકાર નિવેદન કર્યો ॥૧૨૫॥ હે નરાધિપ! તે પછી શુભબુદ્ધિએ સંપન્ન એવા તે હરિસિંહ નૃપતિપણ પ્રહર્ષ પામીને વિપ્રના વચનમાં મહાવિશ્વાસ લાવીને તે શ્રીહરિના શરણને પામીને પરમાનંદને પામ્યો અને તેના મંત્રિ

हरिम् । प्राप्यानन्दं परं लेभे तदीयाश्च नराधिप ! ॥१२६॥ श्रुत्वर्षयस्ते निजसम्प्रदायप्रकाशमीशेन कृतं प्रहृष्टाः । दोलोत्सवं तत्र विधाय भूमौ सुखं विचेरुर्गतवैरिभीकाः ॥१२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे उद्धवसम्प्रदायप्रकाशनामा सप्तत्रिंशोऽध्यायः ॥३७॥

सुव्रत उवाच—पुरे वसंस्तत्र मुनीश्वरोऽथ महोत्सवान्सोऽभयसद्मनि प्रभुः । चकार कृष्णस्य जनुर्दिनेषु सर्वासु चैकादशिकासु राजन् ! ॥१॥ शुश्राव नित्यं च महापुराणं स प्रीतिमान्भागवता-

---

આદિક જનો પણ એજરીતે શ્રીહરિના શરણને પામીને પરમાનંદને પામ્યા ॥૧૨૬॥ સભામાં બેઠેલા તે સર્વે સાધુઓ શિવરામ વિપ્રને મિષ કરીને ભગવાને કહેલો પોતાના સંપ્રદાયનો ક્રમ સાંભળીને પ્રહર્ષ પામીને દુર્ગપુરમાં ભગવાને પ્રવર્તાવેલા દોલોત્સવનો અનુભવ કરીને, ભગવાનની આજ્ઞા થતાં વૈરિભયે વર્જીત થઈ ધર્મપ્રવર્તન માટે ભૂમિમાં તેતે સ્થળમાં સુખેથી વિચરવા લાગ્યા ॥૧૨૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે ઉદ્ધવસંપ્રદાયપ્રકાશનામા સપ્તત્રિંશોऽધ્યાયઃ ॥૩૭॥

## [1]અધ્યાય ૩૮ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! મુનિમંડળો દેશદેશમાં ગયા પછી દુર્ગપુરમાં મુનિપતિ ભક્તાધીન ભગવાન્ ભક્તાગ્રેસર અભય ભૂપતિના ભવનમાં નિવાસ કરીને તેમની સેવા સ્વીકારથી તેમને આનંદ આપતા થકા કૃષ્ણના આવિર્ભાવના જન્માષ્ટમી આદિક દિવસોમાં તથા સર્વ એકાદશી દિવસોમાં ભક્તોને આનંદ આપવા શ્રીકૃષ્ણના અનુપમ ઉત્સવો કરાવતા હતા ॥૧॥ આ ભગવાન્ લોકોને શિખવવા વાસ્તે ભાગવત નામના મહાપુરાણને પરા પ્રીતિથી પ્રતિદિન શ્રવણ કરતા હતા અને ભાગવતનું દાન યથા-

---

૧ આ અધ્યાયમાં સુરસિંહરાજાની પ્રાર્થનાથી ભગવાનનું મત્સ્યાલપુર પ્રત્યે પધારવું, ત્યાં સુરસિંહે કરેલું ભગવાનનું સેવન અને દોલોત્સવનું વિધાન વર્ણન કર્યું છે

मिधानम् । अचीकरद्दानममुष्य चासौ पाठांश्च विप्रैर्विधिवच्छतानि ॥२॥ श्रीमारतोक्तस्य सहस्रनामस्तोत्रस्य विष्णोः श्रवणं च पाठान् । स्वयं चकाराथ च वाडवेन्द्रैः स कारयामास यथाविधानम् ॥३॥ तं प्रार्थयन्ति स पुरान्तरेभ्यो भक्ताः समेत्य स्वपुरागमाय । यदा तदा सोऽप्यभयं नृपं तमापृच्छ्य तत्तत्पुरमभ्ययाद्य ॥४॥ साकं स्वकैर्बन्धुभिरन्वयात्तं क्वचित्क्वचिद्भूमिपतिर्निजेष्टम् । क्वचित्क्वचित्तस्य निदेशतोऽसौ पुरे स्वकेऽस्थाद्धृदि चिन्तयंस्तम् ॥५॥ हरिश्च तत्तन्नगरे स्वभक्तानानन्दयित्वा प्रथितप्रतापैः ।

---

વિધિ અભયાદિ ભક્તો પાસે કરાવતા હતા અને આ ભાગવતના સૌએ સો પાઠો યથાવિધિ વિપ્રોપાસે કરાવતા હતા. 'शतानि पाठान्' એમ બહુ વચનનો નિર્દેશ કરેલો હોવાથી શત પાઠ પરિમિત અનેક પુરશ્ચરણ કરાવ્યા હતાં એમ જણાય છે. એમ જો ન હોય તો 'शतं पाठान्' એવોજ પ્રયોગ સ્વારસિક હોય ॥૨॥ મહાભારતમાં અતર્ગત વિષ્ણુસહસ્રનામ સ્તોત્રનું શ્રવણ પઠન પોતે પ્રીતિથી કરતા હતા અને વિપ્રવર્યો પાસે તેના પાઠો યથાવિધિ કરાવતા હતા ॥૩॥ તેતે પુરગ્રામ થકી આવીને પોતપોતાના પુરને ભગવાનના ચરણકમળની રજના સ્પર્શથી પવિત્ર કરવા ભગવાનની પોતપોતાના પુરમા પધારવાની પ્રાર્થના કરતા ભક્તજનોની પ્રાર્થનાને સફળ કરવા આ ભગવાન્ અભયભૂપતિને પુછીને તેમના પુર ગ્રામમાં પધારીને તેમની પૂજા સ્વીકારીને તેતે ભક્તોને આનદ આપતા હતા ॥૪॥ જ્યારે શ્રીહરિ પુરાતરમાં ફરવા જતા ત્યારે અભય ભૂપતો તેમનો વિયોગ નાહિ સહન થવાથી તેમના ચરણારવિંદના રસમાંજ એક નિત્યતૃપ્ત હોવાથી બન્ધુજનો સાથે ઇષ્ટદેવ શ્રીહરિની સાથે જતા હતા. ક્યારેક તો ભગવાને રોકવાથી તેમની આજ્ઞામાં અનુવર્તવું એમાંજ આત્માનું શ્રેય રહેલું છે એમ ઇચ્છીને તેમનું પ્રેમાર્દ્ર હૃદયથી સદાય ચિંતન કરતા થકા પોતાના પુરમાજ રહેતા હતા ॥૫॥ હે રાજન્ ! શ્રીહરિતો તેતે નગરમાં પોતાના ચરણકમળની પરિચર્યાજ એક પ્રિય જેમને છે એવા પોતાના ભક્તોને અતિમાનુષ દિવ્ય ચરિત્રો અને ભગવાનના મહોત્સવોવડે આનંદ પમાડીને

महोत्सवैः श्रीरमणस्य भूयः पुरं तदेति स ततः क्षितीश ! ॥६॥ प्रत्युत्सवं जनास्तत्र समायान्ति स यूथशः। स्त्रियो वृद्धाश्च शिशवो गृहिणो मुनयस्तथा ॥७॥ त्यागिनां तत्र भक्तानां यूथानि तु सहस्रशः। आजग्मुर्जग्मुरूषुश्च नैरन्तर्येण चान्वहम् ॥८॥ त्यागिनां हरिभक्तानां यूथानि गणका अपि। सङ्ख्यातुं शेकिरे नैव तत्रायान्त्यपयान्ति च ॥९॥ यावन्तो नृपमन्दिरे हरिजनास्तावन्त आसन् पुरे गङ्गायां च परावरे तटयुगे तावन्त एवाभवन्। तावन्तः किल वाटिकासु पथिषु छायासु च क्ष्मारुहां तनैवं मनुजाकृतौ विलसति श्रीवासुदेवे प्रभौ ॥१०॥तत्रत्यानां तु भक्तानां नित्यमेव महोत्सवाः।

---

ફરીથી એજ દુર્ગપુરમા પાછા આવતા હતા ॥૬॥ ભગવાન્ શ્રીહરિ સ્વય જ્યારે જ્યારે તેતે ઉત્સવો કરતા હતા ત્યારે ઉત્સવના મિષથી ભગવાનના ચરણારવિંદની સેવામાટે અધિક આદરથી પ્રત્યેક ઉત્સવ ઉપર હરિભક્ત સ્ત્રિયો વૃદ્ધો બાળકો આ સર્વે ગૃહસ્થો અને ત્યાગિજનો સઘથી મળીને આવતા હતા ॥૭॥ બહુ ત્યાગી ભક્તોનાં જૂથ તો દુર્ગપુરમાં પ્રતિદિન નિરંતરપણે આવતાં હતાં ( દેશાંતરમાં શ્રીહરિની આજ્ઞાથી ગએલા ) અને જતાં હતા ( શ્રીહરિસમીપે બહુ વખત રહીને તેમની આજ્ઞાથી દેશાંતરમા ) અને કેટલાંક રહેતા હતાં ( દેશાતર થકી શ્રીહરિ સમીપે થોડા દિવસથી આવેલા ) ॥૮॥ પ્રતિદિન હજારો હજાર સઘથી ભેગા થઇને શ્રીહરિસમીપે આવતા જતા અને રહેતા ત્યાગિભક્તો અને હરિભક્તોના જુથોને ગણવામાટે ગણનાનિપુણ ગણકોપણ ગણી શકવા સમર્થ થયાજ નહિ ॥૯॥ બહુ શું કહેવું ? દિવ્ય મનુષ્યાકાર પ્રભુ શ્રીવાસુદેવ શ્રીહરિ દુર્ગપુરીમાં પૂર્વોક્ત પ્રકારે વિરાજતા હતા ત્યારે નૃપમદિરમા જેટલા હરિજનો સઘથી દેખાતા હતા તેટલાજ ( ન્યૂન નહિ ) પુરમા પણ દેખાતા હતા, ઉન્મત્તગંગામા તેટલાજ હતા, તેના બન્ને કાંઠામાં પણ તેટલા હતા, લક્ષ્મીવાડી આદિક પુષ્પવાડીઓમાં તેટલાજ હતા, માર્ગમા–પુર ગગા વાડીના રસ્તામાં તેટલાજ હતા, વૃક્ષોની છાયામાં તેટલાજ હતા એરીતે એકસાથે અસંખ્યાત સઘો દેખાતા હતા ॥૧૦॥ ક્ષણેક્ષણે પરમે-

बभूवुः सेवमानानामनुवेलं तमीश्वरम् ॥११॥ राजोवाच—धन्यो राजाऽभयो ब्रह्मन्! येन भक्त्या वशीकृतः। उवास तद्गृहे साक्षाद्भगवान्निःस्पृहोऽपि सः ॥१२॥ त्वया यदुक्तं भगवान् पुरान्तरजनैर्मुने!। प्रार्थितो ह्यभयं पृष्ट्वा तत्तत्पुरमगादिति ॥१३॥ पुरान्तरे कुत्र कुत्र ततो गत्वा स सत्पतिः। कृत्वा महोत्सवान्भूयस्तत्रायाद्वद तद्य माम् ॥१४॥ तव नाविदितं किञ्चिच्चरितं तस्य सन्मते!। तत्प्रसादात्सर्वविदस्तथा तत्पार्श्ववर्तिनः ॥१५॥ एवं प्रतापसिंहेन पृष्टो भागवतो मुनिः। सरन्नारायणं चित्ते तमुवाच नराधिपम् ॥१६॥ सुव्रत उवाच—शृणु राजन्! भगवतश्चरित्राणि

---

શ્વર શ્રીહરિની સેવા કરતા દુર્ગપુરના ભક્તોને તો નિત્ય મહોત્સવોજ થતા હતા. ઇશ્વર સેવન થકી પર બીજો કોઇ ઉત્સવ છેજ નહિ ॥૧૧॥

સુવ્રતમુનિએ કહેલુ ભગવાનનું ચરિત્રામૃત પાન કરીને તેના રસાસ્વાદના અભિજ્ઞ આ પ્રતાપસિંહરાજા ફરીથી ભગવાનના ચરિત્રામૃતને પાન કરવાની ઇચ્છાથી બોલ્યા કે–હે બ્રહ્મન્! આ ભૂમંડળમાં આ અભય ભૂપતિજ ધન્ય છે કે જેમણે ભક્તિએ કરીને તે ભગવાનને વશ કરી લીધા કે જેના વશમાં આ સર્વ વિશ્વ વર્તે છે. નિસ્પૃહ એવા પણ ભગવાન્ સ્નેહથી બધાઇ ગયા હોય ને શુ? એમ જેના ભવનમાંજ સાક્ષાત્ સ્વય નિત્ય નિવાસ કરી રહ્યા છે ॥૧૨॥ હે સુવ્રતમુને! તમોએ જે સક્ષેપથી 'તેતે ભક્તજનોની પ્રાર્થનાથી તેમના તેમના પુરમાં અભય ભૂપને પુછીને ભગવાન્ પધાર્યા' એમ કહ્યુ તેમાં હું પુછુછુ કે–સતોના સ્વામી શ્રીહરિ દુર્ગપુરી થકી કયા કયા ગામ નગરમાં પધારી મહોત્સવો કરી પાછા ફરીથી દુર્ગપુરમા પધાર્યા હતા તે આ સર્વ શ્રીહરિનું ચરિત્ર વિસ્તારથી હું સાંભળવા ઇચ્છુંછુ તો મને કહેવાને યોગ્ય છો ॥૧૩-૧૪॥ હે સન્મતે! તમો શ્રીહરિના પ્રસાદથી સર્વજ્ઞ છો અને તમો સદાય તેમની સમીપેજ રહેતા હતા. માટે તમારે શ્રીહરિનું ચરિત્ર કિંચિત્માત્ર પણ અવિદિત નથીજ ॥૧૫॥ આ પ્રકારે પ્રતાપસિંહ રાજાએ પુછેલા ભગવાનના એકાંતિક ભક્ત મુનિ સુવ્રત મનમાં શ્રીનારાયણનું સ્મરણ કરતા થકા રાજા પ્રત્યે બોલ્યા ॥૧૬॥

वदामि ते । धर्मरक्षावतारस्य कुर्वतो भक्ततोषणम् ॥१७॥ वसन्तं तं दुर्गपुरे भक्तसङ्घाः सहस्रशः । ग्रामान् पुराणि च स्वेषां नेतुं सम्प्रार्थयन्भृशम् ॥१८॥ कृपानिधिः स भगवान्भक्तवत्सल ईश्वरः । सं तं ग्रामं पुरं प्रायात्तत्प्रियचिकीर्षया ॥१९॥ जन्माष्टम्यादितिथिषु तत्र तत्र महोत्सवान् । चक्रे सच्छास्त्रवार्ताभिर्धर्मं भक्तिं च पोषयन् ॥२०॥ बहवः सन्ति हि ग्रामाः पुराणि च नराधिप ! । कृतोत्सवानि हरिणा वृतेन मुनिमण्डलैः ॥२१॥ तानि सर्वाणि तु मया वक्तुं शक्यानि न ध्रुवम् । वदामि कतिचित्तत्र तल्लीलाश्च समासतः ॥२२॥ सौवीरदेशनृपतिः सुरसिंहस्तमार्थयत् । सहैव मुनिभिर्नेतुं स्वीयं मत्स्याह्वयं पुरम् ॥२३॥ संवत्सरे प्रमाथ्याख्ये

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! ધર્મરક્ષા માટે સ્વેચ્છાથી અવતરેલા, ભક્તોને દર્શન ભાષણાદિકવડે અહર્નિશ આનંદ આપતા ભગવાન્ શ્રીહરિનાં દિવ્ય ચરિત્રો કહેતા મારા થકી તમો સાંભળો ॥૧૭॥ દુર્ગનગરમાં નિવાસ કરી રહેલા કૃપાનિધિ ભક્તવત્સળ સર્વેશ્વર ભગવાન્ પોતાના અસંખ્યાત ભક્તસંઘોએ વારેવારે પોતપોતાના પુર ગ્રામમાં પધારવાની પ્રાર્થના કરવાથી તેતે ભક્તોનું પ્રિય કરવાની ઇચ્છાથી તેતે ગામ નગરોમાં પધારીને તેમાં તેમાં જન્માષ્ટમી આદિક તિથિઓમાં મહોત્સવો કરી સદુપદેશાદિવડે ધર્મ અને ભક્તિનું પરિપોષણ કરતા થકા વિચર્યા હતા હે નરાધિપ ! મુનિમંડળથી વિંટાએલા શ્રીહરિએ જેમાં મહોત્સવો કર્યા છે એવાં ગામ નગરો અસંખ્યાત છે તે સર્વ ગામ નગરોને તો કહેવા માટે હું નિશ્ચે નથીજ સમર્થ થતો. તો તેમાંથી કેટલાંક ગામ નગરો કહું છું અને તેમાં તેમાં કરેલી સર્વ લોકના સમુજ્જીવનભૂત દિવ્ય લીલાઓ સંક્ષેપમાં કહુંછું ॥૧૮-૨૨॥ સૌવીર દેશના અધિપતિ સુરસિંહ નામના નૃપતિએ સાધુઓની સાથેજ શ્રીહરિને પોતાના મત્સ્યાવ નામના પુરમાં લઇ જવાની પ્રાર્થના કરી ॥૨૩॥ નરપતિએ પ્રાર્થના કરેલા શ્રીહરિ પ્રમાથી નામના સંવત્સરમાં ( સં. ૧૮૬૫) માઘ માસના શુકલપક્ષની પંચમી તિથિએ કરવાના વસંતોત્સવને કરીને, સ્વયં અશ્વઉપર વિરાજમાન થઇ વર્ણિ-મુનિ-સો-

कृत्वा वासन्तिकोत्सवम् । हरिस्तन्नगरं प्रायादश्वारूढः सपार्षदः ॥२४॥ संस्थापयन्वैदिकधर्मसेतूंन्निजप्रतापं प्रथयञ्जनेषु । हरन्नधर्मं परिलीयमानं मासं न्यवात्सीत्स च तत्र पुर्याम् ॥२५॥ भक्तस्य राज्ञः सुरसिंहनाम्नो गृहे वसंस्तत्र मुनिः पुराणः । देशान्तरेभ्यो बहुशः स्वभक्तान्समाह्वयामास स पत्रदूतैः ॥२६॥ राजा तमार्चद्वसनैरनर्घ्यैर्विभूषणैर्हेममयैरनेकैः । सच्चन्दनेनोच्चमपुष्पहारैः सहस्रशो राजतमुद्रिकाभिः ॥२७॥ राज्ञः स्त्रिया देविकयाऽतिभक्त्या तेजोवतीसंज्ञिकया च पुत्र्या । सहेमसूत्रैर्विविधैः पुपूजे वस्त्रैः सुभोज्यैश्च धनैः प्रभुः सः ॥२८॥ तं केशिनी स्यालकयोषिदस्य महोपचारैः सुपुपूज भक्त्या । अन्याश्च नार्यः शतशः सहस्रशः प्रीत्या तमार्चन् पुरुषाश्च राजन्! ॥२९॥

---

મસુરાદિ પાર્ષદમંડળે સહિત મત્સ્યાન પુરપ્રત્યે પધાર્યા ॥૨૪॥ તે પુરને પામીને સુરસિંહ રાજાએ પૂજા કરેલા શ્રીહરિ પ્રલીપ પામતી વૈદિક ધર્મમર્યાદાને દૃઢ કરતા થકા અને પોતાનું અસાધારણ ઐશ્વર્ય જનોમાં પ્રખ્યાપન કરતા થકા અને ત્યાં ત્યાં ગુપ્તપણે રહેલા અધર્મને પોતાના પ્રતાપથી સમૂળ વિનાશ કરતા થકા એકમાસ તેજ પુરમાં રહ્યા હતા ॥૨૫॥ સુરસિંહ નામના ભક્ત ભૂપતિના ભવનમાં નિવાસ કરી રહેલાં પુરાણપુરુષ નારાયણમુનિએ કરાવશે એવા પુષ્પદોલ મહોત્સવનો અનુભવ કરાવા પોતાના ભક્તોને દેશ દેશમાંથી પત્રદૂતો દ્વારા બોલાવ્યા ॥૨૬॥ સુરસિંહ રાજાએ અમૂલ્ય વસ્ત્રો સુવર્ણમય વિવિધ વિભૂષણો, ઉત્તમ ચંદન, સુગન્ધિ સુકુમાર પુષ્પહારો અને હજારો હજાર રજતમુદ્રા ( રૂપીયા ) વડે શ્રીહરિની પૂજા કરી ॥૨૭॥ તે પછી રાજાની દેવિકા નામની પટ્ટરાણીએ તેજોવતી નામની રાજાની પુત્રી સાથે સુવર્ણના તંતુઓએ સહિત વિવિધ વસ્ત્રો, અધિક ધન અને ભક્તિથી આણેલાં અતિશય સ્વાદુ ભોજ્ય પદાર્થોવડે ભગવાનની પુજા કરી ॥૨૮॥ હે રાજન્ ! તે પછી તે આ રાજાના શ્યાલકની કેશિની નામની પત્નીએ પરા ભક્તિથી મહોપચારોવડે પૂજા કરી. તે પછી બીજી અગણિત નારીઓએ તથા નરોએ પ્રીતિથી પૂજા કરી ॥૨૯॥ જે દેશાંતરમાંથી આવ્યા હતા તે સર્વ

देशान्तरेभ्यश्च समागता ये नराश्च नार्यश्च हरेः सपर्याम् । संवीक्ष्य हर्षं बहुविस्मयं च प्रापुः स्तुवन्तो भगवत्प्रतापम् ॥३०॥ भक्ष्यभोज्यैर्बहुविधैः साधून्विप्रांश्च वर्णिनः । हरेरनुचरान्सर्वान्नृपोऽतर्पयदन्वहम् ॥३१॥ मुनिमण्डलमध्यस्थं सिंहासनमधिष्ठितः । लक्षशः पुरुषैर्भक्तैः स्त्रीभिश्च परिवेष्टितः ॥३२॥ गायकैः संस्तुतो भक्त्या पूज्यमानश्च सज्जनैः । वादित्रघोषं तुमुलं शृण्वंस्तत्र हरिर्बभौ ॥३३॥ दोलोत्सवदिने खेलन्भक्तैर्मुनिगणैः सह । क्षिपन् गुलालप्रभृतीर्हर्षयामास सोऽखिलान् ॥३४॥ पीतै रक्तैश्च रङ्गैर्दृतिभिरभिधृतैः स्नापयन्नेव भक्तान् रङ्गक्लिन्नाङ्गवासाः श्रमजनितपरिस्वेदमुक्तालिभालः । गृह्णन्नाशु स्वपार्श्वस्थितमुनिक-

કોઇ નરનારીઓ રાજા, રાણી, તેના સબન્ધિજનો અને નગરનિવાસી જનોએ કરેલી શ્રીહરિની મહાપૂજા જોઇને પરમ વિસ્મય પામી ભગવાનનું ઐશ્વર્ય વખાણતા થકા પરમ હર્ષને પામ્યા ॥૩૦॥ આ રાજા પ્રતિદિન બહુવિધ ભક્ષ્ય ભોજ્યાદિવડે ભગવાનના સમાશ્રિત સર્વ સાધુઓ વર્ણિઓ વિપ્રો અને સૌમવર્માદિ અનુચરોને તૃપ્ત કરતા હતા ॥૩૧॥ તે સમયે મુનિમંડળના મધ્યમાં મહાસિંહાસનમાં વિરાજમાન, લક્ષાધિક નરનારી ભક્તજનોથી વિંટાએલા, ગાયકગણોએ ભક્તિથી સ્તુતિ કરેલા અને સજ્જનોએ પૂજા કરેલા ભગવાન્ શ્રીહરિ શ્રવણરમણીય વાજીત્રઘોષને શ્રવણ કરતા થકા પોતાના સર્વોપસેવ્ય તેજોવિશેષથી સભામાં બહુ શોભ્યા હતા ॥૩૨-૩૩॥ તે પછી પુષ્પદોલોત્સવ પ્રાપ્ત થતાં પોતાના ચરણકમળરસિક હરિજનો અને મુનિગણો સાથે ક્રીડા કરતા શ્રીહરિ ગુલાલચૂર્ણને ખોબે ખોબે ફેંકતા થકા સર્વ ભક્તોને અત્યત આનદ આપવા લાગ્યા ॥૩૪॥ જળ છાંટવાના યન્ત્ર ( પીચકારી ) મા ભરેલા રાતા પિળા રંગો ભક્તોને અભિમુખ છાંટીને તેમને ન્હવરાવી મુકતા, પોતે પણ ભક્તોએ છાટેલા રંગથી ભીનાં બધાં વસ્ત્રવાળા, રગરમતના પરિશ્રમને લીધે ઉત્પન્ન થએલા પરસેવાના બિન્દુઓવડે સૂક્ષ્મ મોતીની પકિવડેજ શું ? એમ સમલકૃત ભાલવાળા, પોતાપાસે ઉભા રહેલા સાધુના કરતળમાં ધારેલા ગુલાલથી ભરેલા મોટા થાળમાથી ગુલાલ લઇ-

रतः पुष्टमुष्ट्या गुलालं लिम्पंस्तद्वक्रमेव स्मितरुचिरमुखो हासयामास स स्वान् ॥३५॥ लीलामेवंविधां कुर्वन्नरनाट्यानुसारिणीम् । अहार जनचेतांसि स्वस्वरूपेऽखिलेश्वरः ॥३६॥ राजर्षेश्च गृहे तस्य नारायणमुनिर्हरेः । मूर्तेर्दामोदराख्यायाः स्थापनं चाप्यचीकरत् ॥३७॥ एकदा तत्र सदसि पूजितश्च नृपेण सः । वीज्यमानश्चामरेण बोधयंस्तं जगाद ह ॥३८॥ श्रीनारायणमुनिरुवाच—ब्राह्मणानां ब्रह्मविदां सेवा कार्या मदाश्रितैः । सर्वे मनोरथाः पूर्णास्तत्प्रसादाद्भवन्ति हि ॥३९॥ गृहस्थानां विशेषेण ब्राह्मणा दैवतं परम् । माननीया नृपैस्ते च राज्यवृद्धिम-

લઇને અહીં તહીં ભક્તો ઉપર ફેંકતા, તેના મિષથી મુનિએ હાથમાં ધારેલા થાળમાથી જલદી ગુલાલની મોટી મુઠી ભરી એજ મુનિના મુખનેજ ખુબ લિંપતા, મંદહાસથી સુંદર મુખ જેમનું છે એવા શ્રીહરિએ પોતાના સર્વ ભક્તોને બહુ હસાવ્યા હતા ॥૩૫॥ ભગવાને આ પ્રકારની સુરનરોને વિમોહ કરનારી માનુષલીલાને કરીને લીલાના મિષથી પ્રેક્ષક જનોના મન નેત્રાને સ્વસ્વરૂપમા આકર્ષણ કરી લીધાં ॥૩૬॥ તે પછી ભગવાને સુરસિંહ રાજર્ષિના દરબારમાં દામોદર નામની શ્રીકૃષ્ણની પ્રતિમા પ્રતિષ્ઠાવિધિથી સ્થાપન કરાવી ॥૩૭॥ એક સમયે સભામા તેતે ભક્તજનોએ નાનાવિધ ઉપચારોથી પૂજેલા, રાજાએ તો વિશેષપણે પૂજેલા, ચામર ઢોળેલા શ્રીહરિ રાજાને હિતોપદેશ આપવા બોલ્યા ॥૩૮॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! તમો સર્વે સાંભળો જે મારા આશ્રિત-મારો સમાશ્રય નિઃશ્રેયસ સારૂ છે એમ માનીને મારા આશ્રયને પામ્યા છે તેમના પ્રત્યે આ વિશેષપણે હું નિવેદન કરૂં છું—અમો કેવળ અમારીજ સેવાથી સતુષ્ટ થતા નથી કિંતુ બ્રાહ્મણોની સેવાથી સતુષ્ટ થઇએ છીએ કેવળ બ્રાહ્મણસેવાથી પણ નહિ કિંતુ બ્રહ્મવિદોની સેવાથી પ્રસન્ન થઇએ છીએ જે કોઇ બ્રહ્મદર્શીઓ વર્ણથી શ્રેષ્ઠ કે અશ્રેષ્ઠ હોય તેમની સેવા કરવી તેમના પ્રસાદથી સર્વે મનોરથો સંપૂર્ણ થાય છે ॥૩૯॥ ગૃહસ્થોને તો બ્રાહ્મણો વિશેષપણે પરમ દૈવત-પૂજ્ય છે, કેમકે તે આશ્રમ

भीष्मुभिः ॥४०॥ सन्तुष्टाः सेवया विप्राः किं किं न नृपवाञ्छितम् । साधयेयुः स्वतपसा देवान्कुर्युर्हि सेवकान् ॥४१॥ ब्राह्मणानां प्रसादेन पार्थिवा बहवः पुरा । कृत्वा महान्ति पुण्यानि प्राप्ताः सिद्धिं सुदुर्लभाम् ॥४२॥ ब्रह्मण्यानां धार्मिकाणां तेषामद्यापि गीयते । यशः सर्वत्र सुमहन्नारदादिभिरुज्ज्वलम् ॥४३॥ सुव्रत उवाच—इति प्रोक्तं भगवता विप्रमाहात्म्यमुत्तमम् । निशम्य सुरसिंहस्तं पप्रच्छ विनयानतः ॥४४॥ सुरसिंह उवाच—के के नृपाः पुरा स्वामिन् ! केनोपायेन भूसुरान् । इह सन्तोपयामासुस्तन्मे

---

यागप्रधान छे, यागतो ऋत्विजोए साध्य छे, ऋत्विजपणामां ब्राह्मणोनेज अधिकार छे. राजाओए तो विशेषपणे ब्राह्मणो माननीय छे, कारण के पूजेला ब्राह्मणोने लीधे राज्यनी वृद्धि थाय छे. याजन अध्यापनथी राज्यवृद्धि थाय छे, तेनाथी प्रजाओने सन्मार्गमां स्थपाय छे, अध्ययन विनानी अने यागविमुख एवी प्रजा पोताना के लोकना श्रेय माटे समर्थ थती नथी, राज्य तो प्रजापरिपालनरूप छे ते प्रजासमृद्धि थकी बीजुं नथी, राज्यसमृद्धि सख्याथी नथी किंतु विवेकथी अने सत्कर्मथी छे. ते आ बे याजन अध्यापन धर्मवाळा ब्राह्मणोए करीने थाय छे, माटे ते ब्राह्मणो राजाओए विशेषपणे मानवा एवुं तात्पर्य छे ॥४०॥ वळी जे फळ अदृष्टद्वारा साध्य छे ते पण सेवाथी प्रसन्न थएला ब्राह्मणोए साध्य छे प्रसन्न थएला विप्रो शुं अभिलषित फळने न सिद्ध करे? सर्वने सिद्ध करेज. इन्द्रादि देवोने पण भूदेवो पोताना तपोबळथी पोताना सेवक करी दे छे ॥४१॥ पूर्वे विप्रोना प्रसादथी बहु राजाओ मोटां मोटां सुकृत करीने सुदुर्लभ सिद्धिने पामी गएला प्रसिद्ध छे ॥४२॥ पोते धर्मनिष्ठ होइने बीजाओने धर्ममां प्रवर्तावनारा ब्रह्मण्यदेव राजाओनुं अतिशय उज्ज्वळ यश अद्यापि सर्वत्र नारदादि मुनिओ गान करे छे ॥४३॥ सुव्रतमुनि कहेछे—हे राजन् ! भगवान् श्रीहरिए आ रीते कहेलो विप्रोनो उत्तम महिमा सांभळीने राजा सुरसिंहे विनयथी मस्तक नमावीने एम पुछ्युं ॥४४॥ सुरसिंह पुछे छे—हे स्वामिन् ! पूर्वे आ लोकमां कया कया राजा-

त्वं वक्तुमर्हसि ॥४५॥ सुव्रत उवाच—इत्थं विशुद्धमतिना विनयेन पृष्टः सौवीरनीवृदधिपेन हरिः प्रसन्नः। प्रोवाच सादरमुदारनराधिपानां चित्रं चरित्रमवनीश! समासतस्तम् ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे मत्स्याह्वयपुरे सुरसिंहनृपादिकृतनारायणार्चनादिनिरूपणनामाऽष्टत्रिंशोऽध्यायः ॥३८॥

श्रीनारायणमुनिरुवाच—भूप! पृष्टं त्वया साधु ब्राह्मणेष्वादरोऽस्ति ते। अतोऽहं कथयामि त्वां चरित्रं भूभुजामपि ॥१॥ सन्तोषका ब्राह्मणानां भूरिदानैः सहस्रशः। आसन्नृपतयो भूमौ वंशयोः सूर्यसोमयोः॥२॥ कथा न शक्या सर्वेषां वक्तुं वर्षशतैरपि। अतः सङ्क्षे-

ઓએ કયા કયા ઉપાયોવડે વિપ્રોને સતુષ્ટ કર્યા હતા તે સર્વ કથા મને તમો કહેવાને યોગ્ય છો ॥૪૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે નિર્મળ મતિના સૌવીર દેશના અધિપતિ સુરસિંહ રાજાએ વિનયથી પુછેલા શ્રીહરિએ પ્રસન્ન થઇ મોટા રાજાઓનું ચિત્ર ચરિત્ર સક્ષેપમાં આદરથી રાજાને કહી સભળાવ્યું ॥૪૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે મત્સ્યાહ્વયપુરે સુરસિંહનૃપાદિકૃતનારાયણાર્ચનાદિનિરૂપણનામા ઽષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥૩૮॥

## [૧]અધ્યાય ૩૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે-હે ભૂપ! તમોએ બહુ સારૂ પુછ્યુ, જે જાણેલુ અભ્યુદય (ઐહિક લાભ) અને નિઃશ્રેયસમાં ઉપકાર કરનારૂ થાય એજ સારૂ કહેવાય તમારે બ્રાહ્મણો વિષે અતિશય આદર અનુવર્તે છે, આદરવાળા આગળજ કરેલુ વિપ્રમહિમાનું વર્ણન ગુણમાટે થાય નહિતો નિષ્ફળ છે. તો હુ વિપ્રપરિચર્યાપરાયણ પાર્થિવોનુ ચિત્ર ચરિત્ર તમોને કહુ છુ ॥૧॥ પૂર્વે પ્રખ્યાત ચદ્રવંશમા તથા સૂર્યવંશમા બહુ દાનોવડે બ્રાહ્મણોને સતોષ પમાડવાનાજ એક સ્વભાવવાળા રાજાઓ ભૂમિઉપર હજારોહજાર થયા હતા ॥૨॥ બધા રાજાઓની કથા તો સો વર્ષવડે પણ કહી શકાય એવી નથી,

૧ આ અધ્યાયમા બ્રહ્મષ્ઠદેવ ભગવાને બ્રાહ્મણોની પ્રશસાના પ્રસગથી મરૂત્ત આદિક રાજાઓનુ ચિત્ર ચરિત્ર વર્ણન કર્યુ છે

पतः किञ्चित्केपाञ्चिच्चरितं ब्रुवे ॥३॥ मरुत्तो नाम नृपतिरासीद्ब्राह्मणपूजकः । यस्यायजुर्महायज्ञे सेन्द्रा देवाः सहर्षिभिः ॥४॥ यज्ञे परस्पर्धे देवेन्द्रो गुरुस्तत्प्रीतये च यम् । यज्ञं माकुर्विति प्राह संवर्ताऽयाजयत्ततः ॥५॥ यस्य यज्ञे दिव्यरूपा विश्वेदेवाः सभासदः । मरुतः परिवेष्टारः साध्याश्चासन्महात्मनः ॥६॥ नाशकन्दक्षिणा वोढुं यद्यज्ञे ब्राह्मणा अपि । अकृष्टपच्या पृथ्व्यासीद्यस्मिन् राज्यं प्रशासति ॥७॥ तथा सुहोत्रो नृपतिर्द्विजभक्तः पुराऽभवत् । यद्राष्ट्रे मघवाऽवर्षत्सुवर्णं परिवत्सरम् ॥८॥ अन्वर्थाख्या वसुमती नद्यः स्वर्णाम्बुमण्डिताः । नक्रकूर्मादिभिर्हैमैर्युक्तास्तस्मिन्नृपेऽभवन् ॥९॥ सौवर्णान् पातितान् दृष्ट्वा मघोना मकरादिकान् । च-

માટે પ્રધાનપણે કેટલાએક રાજાઓનું કિંચિત્ ચરિત્ર સંક્ષેપમાં કહુંછું ॥૩॥ પૂર્વે મરુત્ત નામે એક નૃપતિ હતો. જે રાજાએ આરંભેલા મહાયજ્ઞમાં યજ્ઞભાગ ગ્રહણ કરવા ઇન્દ્રાદિ દેવો સાક્ષાત્ આવ્યા હતા અને મહર્ષિઓ સ્વયં આવ્યા હતા. દેવેન્દ્રે પોતાનું સૌ યજ્ઞો કરવારૂપ અસાધારણ ઐશ્વર્ય સાચવી રાખવા માટે યજ્ઞાનુષ્ઠાનશીલ જે રાજાની સાથે સ્પર્ધા કરી હતી. પછી ઇન્દ્રના વશવર્તી સુરગુરુ બૃહસ્પતિએ ઇન્દ્રને પ્રસન્ન કરવા જે રાજાને 'તું હવે યજ્ઞ કરીશ નહિ' એમ કહેવું પડ્યું હતું. તે પછી બૃહસ્પતિના નાના ભાઈ સંવર્ત ઋષિએ યજ્ઞ કરાવ્યો હતો. જે મહામનસ્વી રાજાના યજ્ઞમાં દિવ્યરૂપ વિશ્વેદેવો સભાસદ હતા અને મરુતો તથા સાધ્ય દેવતાઓ પીરસનારા હતા. જે રાજા રાજ્ય કરતાં આ પૃથ્વી ખેડ્યા વિના પણ ધાન્ય પકવતી હતી. આવા મહિમાશાલી આ રાજા હતો તથાપિ બ્રાહ્મણપૂજનૈકશીલ હતો. જે રાજાએ યજ્ઞમાં આપેલી દક્ષિણાનો પણ ભાર ઉપાડવા બ્રાહ્મણો સમર્થ થયા ન હતા ॥૪-૭॥ તેમજ પૂર્વે બીજો એક સુહોત્ર નામનો પ્રસિદ્ધ ભૂપતિ બ્રાહ્મણભક્ત હતો. જેના દેશમાં ઇન્દ્રે એક વર્ષ સુધી સુવર્ણની વૃષ્ટિ કરાવી હતી. માટેજ પૃથ્વીની વસુમતી સંજ્ઞા સાર્થક થઇ હતી. નદીઓ સુવર્ણમય પ્રવાહે પરિપૂર્ણ અને સુવર્ણમય મગર કાચબા આદિક જળજંતુઓએ ભરપુર હતી. જે સુહોત્ર નૃપે ઇન્દ્રે વૃષ્ટિમાં

केऽर्थिसाच्च तद्द्रव्यं यो नृपः सर्वमेव हि ॥१०॥ तथाङ्गाख्योऽभवद्राजा यो यज्ञे दक्षिणा ददौ । लक्षमश्वांस्तथा कन्या लक्षं हेमपरिष्कृताः ॥११॥ लक्षं धेनूर्वृषान् लक्षं स्वर्णमालाद्यलङ्कृतान् । ददौ विष्णुपदे चन्द्रं सोमेनातर्पयन्नृपः ॥१२॥ चक्रे यज्ञान् शतं चैव प्रीणयन्ब्राह्मणान्सुरान् । अप्रमत्तो विनीतश्च ब्राह्मणाज्ञानुपालकः ॥१३॥ यदङ्गः प्रददौ वित्तं सोमसंस्थासु सप्तसु । न जातो जनिता चान्यः पुमान् यत्तत्प्रदास्यति ॥१४॥ शिबिरौशीनरश्चासीत्पूर्वं राजातिधार्मिकः । रथघोषेण यः पृथ्वीं चर्मवत्समवेष्टयत् ॥१५॥ जैत्रेणैकरथेनैव दिशो जित्वा स्वयं च यः । एकच्छत्रां महीं

કેડેલા સુવર્ણમય મત્સ્યાદિકને જોઇને તે સર્વ સુવર્ણ અર્થી બ્રાહ્મણોને આપી દીધુ હતું ॥૮-૧૦॥ તથા પૂર્વે બીજો એક ઉદારમનનો અંગ નામનો નૃપતિ હતો. જે રાજાએ યજ્ઞમાં બ્રાહ્મણોને સુવર્ણવિભૂષણોથી વિભૂષિત એવા લાખ અશ્વો તથા લાખ કન્યાઓ દાનમાં દીધી હતી અને સુવર્ણ માળાઓથી સમલકૃત લાખ ગાયો તથા લાખ વૃષભો દક્ષિણાપણે દાનમા આપ્યા હતા તથા આકાશમાં રહેલા ચદ્રને સોમથી તૃપ્ત કર્યો હતો વળી દેવો ભૂદેવોને વિશેષપણે પ્રસન્ન કરવા એ રીતે સો યજ્ઞો કર્યા હતા તે આ વિનયગુણ સમલકૃત અગરાજા પ્રમાદ પરહરીને બ્રાહ્મણોની આજ્ઞાને અનુપાલન કરતો હતો અગ્નિષ્ટોમ આદિક સાત સોમ સસ્થાઓમાં આ અગ રાજાએ જેટલુ ધન બ્રાહ્મણોને આપ્યું હતું એટલુ ધન આપવા માટે બીજો કોઈ પણ પુરૂષ ન ભૂતો ન ભવિષ્યતિ–થયો નથી અને થશે પણ નહિ ॥૧૧-૧૪॥ પૂર્વે ઉશીનર દેશનો અધિપતિ શિબિ નામનો ધાર્મિકાગ્રેસર એક રાજા હતો જે રાજાએ પોતાના રથઘોષથી આ આખી પૃથ્વી ચર્મથીજ શું ? એમ વીંટી દીધી હતી–રથધ્વનિએ યુક્ત કરી દીધી હતી. વળી જે રાજાએ જૈત્ર ( જેમાં બેઠેલો અવશ્ય અરિઓને જીતી લે ) એવા એક રથથીજ સર્વ દિશાઓને જીતીને પોતે અદ્વિતીય હોઇને પૃથ્વીને એક છત્રવાળી ( બીજા કોઇ ઉપર છત્ર નહિ ) કરી દીધી હતી આવો સમર્થ આ શિબિરાજા બ્રાહ્મણોનુજ એક હિત કરવામાં સદા તત્પર હતો વળી આ મહા

चक्रे ब्रह्मण्यश्चात्युदारधीः ॥१६॥ यावद्भुवि गवाश्वादि तत्सर्वं मददात्क्रतौ । न वोढा यद्धुरां कोऽपि राजेत्याह प्रजापतिः ॥१७॥ तथासीद्भरतो राजा दौष्यन्तिर्भूरिविक्रमः । योऽश्वमेधसहस्रेण राजसूयशतेन च ॥१८॥ ईजे विस्मापयन्देवान्ददावतुलदक्षिणाः । यज्ञेषु बद्वशो यस्य ब्राह्मणा गा विभेजिरे ॥१९॥ रत्नानि कण्वाय ददौ यः पद्मानां सहस्रकम् । खं मर्त्य इव बाहुभ्यां को राजाऽऽप्नोति तद्यशः ॥२०॥ तथा भगीरथो राजा पूर्वमासीच्च यत्क्रतौ । पीत्वा सोमं मदोत्सिक्तो जिग्य इन्द्रोऽसुरान्बहून् ॥२१॥ यो हेमभूषिताः कन्या ददौ यज्ञेषु लक्षशः । सर्वा रथगताः कन्याश्च-

ઉદાર રાજાએ પૃથ્વીમાં જેટલું ગાયો અશ્વ હસ્તિ આદિક હતું તે સર્વસ્વ યજ્ઞમાં બ્રાહ્મણોને આપી દીધુ. જે રાજાએ વહન કરેલા રાજ્યભારને વહન કરનારો તેના થકી બીજો કોઇ રાજા ન થયો, માટેજ 'આ અદ્વિતીય છે' એવા અભિપ્રાયથી પ્રજાપતિએ પ્રજારંજન ગુણયોગથી 'આજ એક સાચો રાજા છે' એમ જેની પ્રશંસા કરી હતી ॥૧૫-૧૭॥ તેજ પ્રકારે દુષ્યંતનો પુત્ર બહુ પરાક્રમી **ભરત** નામનો એક રાજા હતો આ રાજાએ સહસ્રપરિમિત અશ્વમેધ યજ્ઞો અને શતપરિમિત રાજસૂય યજ્ઞો કરીને દેવતાઓને પણ વિસ્મય પમાડીને બ્રાહ્મણોને અનુપમ દક્ષિણા આપી હતી. જેના યજ્ઞોમાં અર્બુદ (દશ કરોડ) ગાયો બ્રાહ્મણોએ વહેંચી લીધી હતી વળી જેણે કણ્વ નામના મુનિને સહસ્રપરિમિત રત્ન-શ્રેષ્ઠ વસ્તુઓ અથવા મણિઓ અને સહસ્રપરિમિત હાથીઓ દાનમા દીધા હતા. તે આ રાજાના યશને કયો રાજા ગગનતળને મનુષ્યજ જેમ એમ હાથથી પામી શકે ? કોઇ પણ પામી શકે નહિ. અર્થાત્ જેમ હસ્તથી ગગનતળની પ્રાપ્તિ દુર્લભ છે તેમ આ ભરતરાજાની કીર્તિ બીજા રાજાને દુર્લભ છે ॥૧૮-૨૦॥ તથા પૂર્વે બીજો એક **ભગીરથ** નામનો રાજા હતો જેણે કરેલા યજ્ઞમાં ઈન્દ્રે સોમનુ પાન કરવાથી મહોદ્ધત થઈ અનેક અસુરો જીતી લીધા હતા જે રાજાએ પોતે કરેલા યજ્ઞોમાં બ્રાહ્મણોને સુવર્ણમય અલંકારોવડે શોભાડેલી લાખ પરિમિત કન્યાઓનું દાન દીધુ હતું આ સઘળી કન્યાઓને સુવર્ણમય

तुरग्याश्च ते रथा॰ ॥२२॥ शतं शतं प्रतिरथं गजा हेमविभूषणा । गज गजं चानु हया सहस्र प्रतिवाजि च ॥२३॥ व्यतरद्गोसहस्र यो यश्च तत्पा महत्तप । गङ्गां पितॄनर्थमानिन्ये ख्याता भागीर थीति सा ॥२४॥ तथा दिलीपो राजासीद्यत्पुरोधा प्रतिक्रतु । सहस्र वारणान्हैमान्दक्षिणां प्राप्तवान्किल ॥२५॥ सौवर्णे यन्म हायूपे ननृतुर्देवगायका । जगुश्च षट्सहस्राणि यद्गीतेनावृत ज गत् ॥२६॥ नाजीर्यन्त नय शब्दा दिलीपस्य निवेशने । स्वाध्या यघोषो ज्याघोषो दीयतामिति च त्रय ॥२७॥ ददौ यश्च महा यज्ञे वसुधां वसुसम्भृताम् । ब्राह्मणेभ्यो महाबाहुर्भूतल स्वश्च

---

રથમા બેસારીને પ્રત્યેક રથે ચાર ચાર અશ્વો જોડી આપ્યા હતા પ્રત્યેક રથની પાછળ ઝુલ આદિક સુવર્ણમય અલકારોથી અલકૃત કરેલા સો સો હાથીઓ, પ્રત્યેક હાથીની પાછળ અલકૃત કરેલા હજાર હજાર ઘોડાઓ, પ્રત્યેક ઘોડાની પાછળ સુવર્ણના અલકારોથી અલકૃત કરેલી હજાર હજાર ગાયો, આ સર્વે કન્યાદાનના અગપણે આ રાજાએ આપ્યુ હતુ વળી જે મહાસમર્થ રાજાએ તીવ્ર તપ તપીને કપિલ મહર્ષિના કરેલા અપરાધને લીધે તેમના કોપાગ્નિથી દગ્ધ થએલા પોતાના પૂર્વજ સગરસુતોના સમુદ્ધાર માટે સ્વર્ગમાથી ગગાજીને પૃથ્વી ઉપર આણ્યા હતા આજ કારણથી જે ગગાજી અદ્યાપિ ભાગીરથી નામથી પ્રસિદ્ધ છે ॥૨૧-૨૪॥ તથા પૂર્વે દિલીપ નામનો એક રાજા હતો જે રાજાના પુરોહિતને તેણે કરેલા પ્રત્યેક યજ્ઞમા કાચનરચિત સહસ્રપરિમિત હાથીઓ દક્ષિણામા મળ્યા હતા જે રાજાના સુવર્ણમય મહા યજ્ઞસ્તભમા છ હજાર ગર્ધવો જેનુ યશ ગાન કરવાપૂર્વક નૃત્ય કરે છે આ સમસ્ત જગત્ જેના યશોગાનથી વ્યાપ્ત છે જે રાજાના ભવનમા વેદાદિ પારાયણનો ઘોષ, ધનુર્વિદ્યાના અભ્યાસીઓના ધનુષની દોરીનો ઘોષ અને બ્રાહ્મણોને બહુ દક્ષિણાઓ આપો, આ ત્રણ ઘોષો ઉપશમને પામતા ન હતા કિંતુ અખડ અનુવર્તતા હતા જે દિલીપ નૃપે પોતાના મહાયજ્ઞમા રત્ન સુવર્ણ રૂપ્યમુદ્રાથી પાથરી દીધેલી પૃથ્વી વિપ્રોને દાન કરી હતી મહાબાહુ જે આ રાજાએ આ ભૂતળને સ્વર્ગ

कार यः ॥२८॥ मान्धातासीत्तथा राजा पृषदाज्यसमुद्भवः। युवनाश्वोदराजातस्त्रैलोक्यविजयी पुरा ॥२९॥ देवैरुक्ते मात्रभावात्कं धास्यत्ययमित्यथ। मां धातेत्याह मघवा मान्धाताख्यस्ततोऽभवत् ॥३०॥ योऽश्वमेधसहस्रेण राजसूयशतेन च। ईजे तत्र ददौ मत्स्यान् हैमान्रोहितसंज्ञितान् ॥३१॥ शतयोजनदीर्घांश्च तुङ्गांश्चाप्येकयोजनम्। यश्च सर्वान्नृपान् जिग्येऽत्रासयद्रावणादिकान् ॥३२॥ यावत्सूर्य उदेतिस्म यावच्च प्रतितिष्ठति। सर्वं तद्यौवनाश्वस्य मान्धातुः क्षेत्रमुच्यते ॥३३॥ तथा ययाती राजासीद्यः सहस्रं क्रतून्पुरा। चक्रे शतं वाजपेयान् जिग्ये पृथ्वीं ससागराम्

॥३४॥ शम्यापातो भवेद्यावदन्तरेण च तावता । पुरःपुरो महीं चिनां चक्रे यः क्रतुवेदिभिः ॥३५॥ तर्पयामास यो विप्रान् निभिः काञ्चनपर्वतैः । जघ्ने दैत्यान्मृधे चान्ते त्यक्त्वा राज्यं वनं गतः ॥३६॥ तथाम्बरीषो राजासीद्यो युयोज पुरा नृपान् । अयुतं यज्वनो विप्रातिथ्यार्थं स्वमहामखे ॥३७॥ ददौ यथेष्टं विप्रेभ्यो दक्षिणा विविधाश्च यः । यत्प्रसादेन भूपालाः प्राप्ता मुक्तिं सहस्रशः ॥३८॥ शशबिन्दुर्नृपश्चासील्लक्षं यस्याभवन् स्त्रियः । दशलक्षं च तनया धन्विनो हेमकण्टकाः ॥३९॥ शतं कन्या राजपुत्रमेकैकं पृथगन्वयुः । कन्यां कन्यां शतं नागाः प्रतिनागं शतं रथाः ॥४०॥ शतमश्वाः प्रतिरथं प्रत्यश्वं गोशतं तथा । एतद्धनं ब्राह्मणेभ्यो

---

સત્તાના યજ્ઞો કર્યા હતા જેણે સમુદ્ર સાથેની સમગ્ર પૃથ્વી જીતી લીધી હતી વળી બળવાન્ પુરૂષે વેગથી ફેંકેલો શમ્યા નામનો દંડવિશેષ (ધુંસેથી જાડી કાષ્ઠની લાકડી) જેટલા દૂર પ્રદેશમાં જઈ પડે તેટલા તેટલા દૂર પ્રદેશમાં જે રાજાએ યજ્ઞવેદિકાઓ આગળ આગળ કરીને પૃથ્વીને તેનાથી અલકૃત કરી દીધી હતી. વળી દૈત્ય દાનવોના યુદ્ધમાં જે રાજાએ ઇન્દ્રના સહાયી થઇને દૈત્યોને હણ્યા હતા. તે આ રાજા અંતિમ અવસ્થામા રાજ્યને તૃણવત્ ત્યાગ કરી વનમાં ગયો હતો. આવા પ્રખ્યાત પ્રતાપવાળા આ યયાતિ રાજાએ પણ બ્રાહ્મણોને પર્વતને આકારે કરેલા ત્રણ સુવર્ણના ઢગલાઓ દાનમાં આપીને તૃપ્ત કર્યા હતા ॥૩૪-૩૬॥ તેજ પ્રકારે અંબરીષ નામનો એક નરપતિ હતો. જે રાજાએ પોતે કરવા આરંભેલા મહાયજ્ઞમાં વિપ્રોનું ઉત્તમ આતિથ્ય કરવા માટે દશ હજાર યજનશીલ રાજાઓ જોડી રાખ્યા હતા જેણે વિવિધ દક્ષિણાઓ યથેષ્ટ વિપ્રોને આપી હતી જે ભક્તરાજ રાજાના અનુગ્રહથી બહુ રાજાઓ સસારબન્ધન થકી વિનિર્મુક્ત થઇને પરમ શ્રેયને પામી ગયા હતા ॥૩૭-૩૮॥ તથા પૂર્વે શશબિન્દુ નામનો એક નૃપ હતો જે નૃપને લાખ પત્નીયો હતી અને ધનુર્ધારી કાંચનના કવચધારી દશ લાખ પુત્રો હતા એક એક રાજપુત્રની પાછળ સો સો કન્યાઓ હતી એક એક કન્યા પ્રત્યે સો સો હાથીઓ, એક એક હાથી પ્રત્યે સો સો રથો,

योऽश्वमेधे ददौ मखे ॥४१॥ गयश्चाभूनृपो वर्षशतं यो हुतशेषभुक् । वह्नेर्वरेण चाक्षीणवित्तः श्राद्धश्च सत्यवाक् ॥४२॥ दर्शे च पौर्णमासे च चातुर्मास्ये पुनः पुनः । अयजद्धयमेधेन सहस्रं परिवत्सरान् ॥४३॥ गवां लक्षं ब्राह्मणेभ्यो यो ददौ प्रत्यहं नृपः । सोमेनातर्पयद्देवान् कव्यैः पितॄन् धनैर्द्विजान् ॥४४॥ दशव्यामां वाजिमेधे हैमीं भूमिं द्विरायताम् । ब्राह्मणेभ्यो ददौ यश्च गङ्गा वालुमिताश्च गाः ॥४५॥ तथासीत्सगरो राजा य एकच्छत्रभूपतिः । पुत्राः षष्टिः सहस्राणि यस्यासन्भूरिविक्रमाः ॥४६॥ योऽश्वमेधसहस्रेण तर्पयामास देवताः । ब्राह्मणानां कामितानि पूर-

प्रत्येक रथे सो सो अश्वो, प्रत्येक अश्वे सो सो गायो, आ रीते कन्यासख्याथी गणेलु गज अश्व रथादिरूप निरवधि धन अश्वमेध यज्ञमा आ राजाએ બ્રાહ્મણોને આપ્યું હતું ॥૩૯-૪૧॥ તથા પૂર્વે બીજો ગય નામનો મહાઉદાર એક નૃપ હતો શ્રદ્ધા અને સત્યે સપન્ન એવા જે આ રાજાએ શત વર્ષોસુધી હુતશેષથીજ દેહયાત્રાને કરતો હોવાથી પ્રસન્ન થએલા અગ્નિના વરદાનથી અખુટ ધન પામીને દર્શ ( અમાવાસ્યા ) પૌર્ણમાસી અને ચાતુર્માસીમા વારે વારે સહસ્ર વર્ષપર્યંત અશ્વમેધ યજ્ઞથી યજન કર્યું હતું આ ગયરાજા પ્રતિદિન વિપ્રોને લાખ ગાયોનુ દાન કરતો હતો અને સોમ નામના હવિર્વિશેષથી દેવતાઓને, કવ્ય-અર્પણ કરવા યોગ્ય અન્નવડે પિત્રિઓને અને દાનવડે બ્રાહ્મણોને તૃપ્ત કરતો હતો વળી પાચ હાથનો એક વ્યામ કહેવાય તેને દશે ગુણતાં પચાસ હાથ થાય, એટલી પહોળી અને તેનાથી બમણી એટલે સો હાથ લાંબી સુવર્ણનિર્મિત પૃથિવી અશ્વમેધ યજ્ઞમાં બ્રાહ્મણોને આપી હતી તથા ગગાની જેટલી વેળુ છે એટલી ( અસખ્યાત ) ગાયો વિપ્રોને આપી હતી ॥૪૨-૪૫॥ તથા પૂર્વે સગર નામનો એક એકછત્રપતિ રાજા હતો જે રાજાને બહુ પરાક્રમી સાઠ હજાર પુત્રો હતા જે ઉત્સાહી રાજાએ સહસ્રપરિમિત અશ્વમેધ યજ્ઞોથી દેવતાઓને તૃપ્ત કર્યા હતા અને બ્રાહ્મણોની બધી કામના પરિપૂર્ણ કરી હતી જે રાજાએ કાચનના અનેક થાભલાથી ભરપુર, કાચનમય

यामास चोत्सुकः ॥४७॥ यः प्रादात्काञ्चनस्तम्भं प्रासादं सस्य शोभनम् । भृतं हैमोपकरणैर्ब्राह्मणेभ्यो विभज्य च ॥४८॥ यः पुत्रैः खनयामास पृथिवीं परितो नृपः । यस्य नाम्ना समुद्रश्च सागरत्वमुपागतः ॥४९॥ एवमन्येऽपि बहवो रन्तिदेवादयो नृपाः । ब्राह्मणप्रीणनात्ख्याताः प्राप्ता ऋद्धिं च दुर्लभाम् ॥५०॥ अवमानाद्ब्राह्मणानां प्रणष्टा नहुषादयः । स्वर्गगा अपि राजानो देवा दैत्याः सहस्रशः ॥५१॥ कथाविस्तर एतेषां वर्तते भारतादिषु । तस्य तात्पर्यमेतद्धि विप्राः पूज्या नृपैरिति ॥५२॥ तस्मान्नित्यं ब्राह्मणानां कुर्वीत प्रीणनं नृपः । श्रेयोर्थी निर्मदो भूत्वा भ्रश्यत्येवान्यथा श्रियः ॥५३॥ अन्येऽपि ये जनास्ते च ब्राह्मणानां महात्मनाम् । सर्वथा पूजनं कुर्युर्मच्छ्रितास्तु विशे-

---

આસન પર્યંક આદિક ઉપકરણોથી પરિપૂર્ણ એવો અતિશય શોભાયમાન પોતાનો પ્રાસાદ-રાજમહેલ વિભક્ત કરીને વિપ્રોને આપી દીધો હતો. સમસ્ત સુરોએ શ્લાઘનીય પરાક્રમવાળા જે સગર રાજાના પુત્રોએ ચોગરદમ પૃથ્વી ખોદી નાખી હતી તેમણે કરેલો આ ખાત સાગર સંજ્ઞાથી પૃથ્વીમાં પ્રખ્યાત થયોછે ॥૪૬-૪૯॥ કિં બહુના-એરીતે બીજા પણ બહુ રતિદેવ આદિક રાજાઓ બ્રાહ્મણોને પ્રસન્ન કરવાથી પરમા સમૃદ્ધિને પામેલા પૃથ્વીમાં પ્રખ્યાત છે. બ્રાહ્મણોની અવજ્ઞાથી તો નહુષ આદિક રાજાઓ સ્વર્ગલોકમાં ગયા હતા પણ ત્યાંથી ભ્રષ્ટતાને પામી ગયા હતા. બહુ દેવતાઓ અને દૈત્યો વિપ્રોના અપમાનથી પ્રણાશ પામી ગયા છે. આ અર્થ પ્રસિદ્ધ છે ॥૫૦-૫૧॥ આવી બહુ કથાઓ ભારતાદિકમાં પ્રસિદ્ધજ છે, તે સમસ્ત કથાઓનો સારતો એટલોજ છે કે પાર્થિવોએ વિપ્રોને પૂજવા ॥૫૨॥ હે રાજન્ ! માટે રાજાએ સ્વય મદે રહિત થઈ બ્રાહ્મણોનું નિત્ય પ્રીણન કરવું વિપ્રપ્રીણન કરવું એજ એમનો ધર્મ છે, તે ન કરે તો પ્રત્યવાય લાગે છે શ્રેયોર્થી તો વિપ્રપ્રીણન કરેજ. તેથીજ ઐહિક પારલૌકિક શ્રેયની સિદ્ધિ થાય અપમાન કરે તો રાજ્યલક્ષ્મી થકી ભ્રષ્ટ થાયજ ॥૫૩॥ કેવળ પાર્થિવોએજ મહાત્મા વિપ્રો સર્વથા પૂજવા એમ નહિ કિંતુ

पतः ॥५४॥ सुव्रत उवाच—इति भूमिपतिं स्वामी निजभक्तं तथाऽपरान् । गृहस्थांश्च ब्राह्मणानां शुश्रूषणमुपादिशत् ॥५५॥ इत्थं स बोधितो राजा जनाः सर्वे च तं प्रभुम् । मुदान्विता नमस्कृत्य तदाज्ञां शिरसा दधुः ॥५६॥ सुखयित्वा निजजनानित्थं तत्र ततो हरिः । चैत्र्यां गम्यं तीर्थमिति तानुक्त्वा निर्ययौ नृप ! ॥५७॥ तद्देशलोकैश्च ततोऽनुयातो भक्तैरनेकैर्मुनिभिः परीतः । उपागमत्सिद्धपदं महात्मा क्षेत्रं पृथिव्यां प्रथितं पवित्रम् ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे मत्स्याह्वयपुरब्राह्मणप्रशंसायां मरुत्तादिनृपचरित्रनिरूपणनामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

---

બીજા સર્વ વર્ણના જનોએ પણ પૂજવા વળી મારા આશ્રિતોએ તો વિશેષપણે પૂજવા, કારણ કે હું બ્રાહ્મણોનુંજ એક હિત કરવામાં તત્પર છું તો મારી પ્રસન્નતા માટે પ્રવર્તેલા મારા આશ્રિતોએ વિપ્રોનું આરાધન કરવું જોઇએ ॥૫૪॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે સ્વામિનારાયણ ભગવાને પોતાના ભક્ત સુરસિંહ રાજા તથા બીજા ગૃહસ્થોને બ્રાહ્મણોની શુશ્રૂષારૂપ પરમ ધર્મનો ઉપદેશ કર્યો ॥૫૫॥ આ પ્રકારે પ્રબોધ દીધેલા સુરસિંહાદિ સર્વે ભક્તજનોએ તે ભગવાનને પ્રહર્ષથી પ્રણામ કરી ભક્તિથી તેમની આજ્ઞા માથે ચઢાવી ॥૫૬॥ હે નૃપ ! શ્રીહરિ મત્સ્યાવપુરમાં આ પ્રકારે આશ્રિતજનોને સદર્થનો અવબોધ આપવો આદિકવડે સમધિક સુખી કરી 'ચૈત્રમાસની પૂર્ણિમાએ તીર્થયાત્રા કરવી' એમ નિજ જનોને કહીને ત્યાંથી ચાલી નીકળ્યા ॥૫૭॥ તે પછી તે સમયે ભગવાનની પાછળ જવામાં રસિક, તેમનો વિયોગ નહિ સહન કરી શકનારા, તીર્થયાત્રાના મિષથી નિકળેલા, તે દેશના તથા દેશાંતરના અનેક ભક્તોએ પાછળ ગતિ કરેલા અને પોતાના ચરણકમળના મનનમાત્ર એક પ્રીતિવાળા મુનિઓથી વિંટાએલા મહાત્મા તે આ ભગવાન્ પૃથ્વીમાં પ્રખ્યાત પવિત્ર સિદ્ધપદ નામના ક્ષેત્રમાં પધાર્યા ॥૫૮॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને.. દ્વિતીયપ્રકરણે મત્સ્યાહ્વયપુરબ્રાહ્મણપ્રશંસાયાં મરુત્તાદિનૃપચરિત્રનિરૂપણનામૈકોનચત્વારિંશોઽધ્યાયઃ ॥૩૯॥

सुव्रत उवाच—चक्रे स विधिवत्स्नानं तत्र विन्दुसरोवरे। दानानि दापयामास ब्राह्मणेभ्यो निजाश्रितैः ॥१॥ हिरण्यं रजतं मुक्ता वासांस्याभरणानि च। अश्वांश्च ताम्रपात्राणि द्विजेभ्यः समदीदपत् ॥२॥ ब्राह्मणान् भोजयामास सद्भक्ष्यैर्मनसःप्रियैः। अन्यानन्नार्थिनश्चापि तोषयामास तत्र सः ॥३॥ माधव्यां पौर्णमास्यां च तत्राभूदुत्सवो महान्। समेता अभवंस्तत्र नरा नार्यश्च भूरिशः ॥४॥ ते च तीर्थविधिं कृत्वा सभायां निशि संस्थितम्। सरस्वत्यास्तटे वृत्वा निषेदुः सर्वतः प्रभुम् ॥५॥ विप्रक्षत्रियविट्शूद्रा वर्णिनो गृहिणस्तथा। सकलाः साधवश्चासंस्तन्मुखार्पित-

## [1]અધ્યાય ૪૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! શ્રીહરિએ તે સિદ્ધપુર નામે ક્ષેત્રમાં બિન્દુસરોવરમાં યથાવિધિ સ્નાન કરી સ્નાનના અંગભૂત દાનો બ્રાહ્મણોને પોતાના આશ્રિત ગૃહસ્થોદ્વારા દેવરાવ્યાં. તે દાનો-સુવર્ણ રજત મોતી વસ્ત્ર વિભૂષણ અશ્વ તામ્રપાત્ર ઇત્યાદિ વિવિધ પ્રકારનાં ત્યાંના વિપ્રોને અપાવ્યાં ॥૧-૨॥ અને બ્રાહ્મણોને ઇષ્ટ અતિશય સ્વાદુ અતિશુદ્ધ દુધપાક લાડુ આદિક અન્નો જમાડયાં. બીજા સર્વે અન્નાર્થી-ભુખ્યાઓને પણ જમાડીને સંતોષ પમાડ્યા ॥૩॥ તે પુરમાં ચૈત્રમાસના શુકલપક્ષની પૂર્ણિમાએ શ્રીરામનવમીના અંગભૂત મહોત્સવ થયો હતો. તે ઉત્સવમાં બહુ નરનારીઓ ઉત્સવના દર્શનની લિપ્સાથી ટોળે મળ્યા હતા ॥૪॥ તે સર્વે હરિભક્ત નરનારીઓ તીર્થવિધિ યથાવિધિ પરિપૂર્ણ કરી સરસ્વતીના તીરમાં રાત્રિના પ્રથમ પ્રહરમાં મોટી સભામાં વિરાજમાન થએલા તે ભગવાનને ચારે બાજુ વિંટાઈ વળીને ઉપદેશામૃતની લિપ્સાથી બેઠા ॥૫॥ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણના ગૃહસ્થજનો તથા નૈષ્ઠિક બ્રહ્મચારીઓ અને સાધુઓ આ સર્વે શ્રીહરિના મુખકમળ સન્મુખ દૃષ્ટિ રાખીને તેમના વચનામૃતના શ્રવણમાં સાવધાન મનવાળા થઈ ગયા ॥૬॥ હે નૃપ! તે સમયે

[1] આ અધ્યાયમાં શ્રીહરિએ સિદ્ધપુર ક્ષેત્રમાં તીર્થવિધિનો ઉપદેશ કર્યો છે

दृष्टयः ॥६॥ प्रच्छन्नवासं तीर्थादावधर्मं स विदन्नथ । उत्तिस्था-
दयिपुस्तं च प्राह सर्वान् वचो नृप ! ॥७॥ श्रीनारायणमुनिरुवाच—
जनाश्च ! मुनयो ! यूयं मद्वचः शृणुताऽऽदरात् । सर्वेषां वो हितं
वच्मि तैर्थिकानां नृणामहम् ॥८॥ इदं हि परमं क्षेत्रं तीर्थानामु
त्तमं मतम् । कर्दमेन तपस्तप्तमस्मिन्बिन्दुसरोवरे ॥९॥ ब्रह्मणो
मानसः पुत्र॰ कर्दमः स प्रजापतिः । तपसाराधयामास कमला-
कान्तमीश्वरम् ॥१०॥ तस्मै प्रसन्नो भगवान् वरं दातुमिहाययौ ।
तपसातिकृशाङ्गं तं स ददर्श प्रजापतिम् ॥११॥ तादृक्तद्दर्शनादन्न
न्यपतन्नश्रुबिन्दवः । विष्णोस्तेनास्ति विख्यातमिदं बिन्दुसरोव-

रम् ॥१२॥ कर्दमाद्देवहूत्यां च कपिलोऽपि महामुनिः । अत्रैव जज्ञे यः प्राह साङ्ख्यशास्त्रं निजप्रसूम् ॥१३॥ प्राप्ता सिद्धदशामत्र देवहूतिस्ततो जनाः ! । तेन सिद्धपदं प्रोक्तं क्षेत्रमेतन्महर्षिभिः ॥१४॥ यद्यत्तीर्थं भवेद्भूमौ तस्य तस्य यथाविधि । सेवनात्स्याद्यथोक्तं वै फलं पुंसां न चान्यथा ॥१५॥ अश्रद्दधानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः । हेतुनिष्ठश्च पञ्चैते न तीर्थफलभागिनः ॥१६॥ कामं क्रोधं च लोभं च यो जित्वा तीर्थमाविशेत् । न तेन किञ्चिदप्राप्तं तीर्थाभिगमनाद्भवेत् ॥१७॥ यस्य हस्तौ च पादौ च जिह्वा शिश्नं मनस्तथा । संयतं स्यात्तपो विद्या स तीर्थफलमश्नुते

---

આ સરોવર 'બિન્દુસરોવર' એવી સાર્થક સંજ્ઞાથી વિખ્યાત થએલુ વિરાજે છે ॥૧૧-૧૨॥ શ્રુતિપ્રસિદ્ધ પ્રભાવવાળા મહામુનિ કપિલ ભગવાન્ પણ કર્દમ પ્રજાપતિ થકી તેમની પત્ની દેવહૂતીમાં આજ ક્ષેત્રમાં પ્રકટ થયા હતા. જે કપિલ મહર્ષિએ પોતાની માતા દેવહૂતીને સાંખ્ય જ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો ॥૧૩॥ હે જના. ! કપિલ મુનિએ આત્મતત્ત્વનો અવબોધ આપેલા દેવહૂતી વિજ્ઞાન પામીને આજ ક્ષેત્રમાં સિદ્ધોની કૈવલ્યરૂપ ગતિને પામ્યાં હતા. આજ કારણથી આ ક્ષેત્રને 'સિદ્ધપદ' એવી સંજ્ઞાથી વ્યાસાદિ મહર્ષિઓ કહે છે ॥૧૪॥ ભૂમિ ઉપર જે જે તીર્થ છે તેનું તેનું યથાવિધિ સેવન કરવાથીજ પુરૂષોને યથોક્ત ( શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ) ફળ થાય તીર્થોમાં જનારો સર્વ કોઇ પણ ફળને પામે નહિ ॥૧૫॥ નાસ્તિક, શ્રદ્ધારહિત, તીર્થ ફળ થશે કે નહિ એવા સંશયવાળો, પાપમનવાળો અને હેતુનિષ્ઠ ( શ્રુતિસિદ્ધ સદાચારોમાં એમ કેમ ? એમ કેમ ? એવા હેતુવાદથી કલક આપનારો પાખંડી ) આ પાંચ પ્રકારના જનો તીર્થસ્થાનમાં ગમનમાત્રથી તીર્થફળના ભાગી થતા નથી 'भ्रष्ट स्वधर्मात्पाषण्डो विकर्मस्थो निषिद्धकृत् । सन्देहकृद्धेतुभिर्यः सत्कर्मसु स हैतुकः.' એવી સ્મૃતિ છે ॥૧૬॥ કામ ક્રોધ અને લોભ કરવાથી તીર્થફળનો વિનાશ થાય છે જે પુરૂષતો દોષોને જીતીને તીર્થયાત્રા કરે તે પુરૂષ સંપૂર્ણ તીર્થ ફળને પામે છે ॥૧૭॥ જેના હાથ પ્રતિગ્રહમાત્ર થકી અથવા અસત્ પ્રતિ-

॥१८॥ योऽकोपनोऽमलमतिः सत्यवादी दृढव्रतः। आत्मोपमश्च भूतेषु स तीर्थफलमश्नुते ॥१९॥ तीर्थे कार्यश्चोपवासः क्षौरं श्राद्धं सपिण्डकम्। विप्राश्च साधवो भोज्या देयं दानं यथाधनम् ॥२०॥ तत्र क्षौरं तु व्रतिभिर्वर्णिभिर्जीवदम्यकैः। नियतक्षौरकालैश्च कारणीयं न योगिभिः ॥२१॥ नारीभिः पतिवत्नीभिः कारणीयं न तत्तथा। दिग्मासाभ्यन्तरे चापि तत्तीर्थे पुनरागमे ॥२२॥ येषु तीर्थेषु ये विप्रा भोज्याः पूज्यास्त एव च। तेषां परी-

---

ગ્રહ થકી નિવૃત્તિ પામ્યા હોય, જેના પાદ અમાર્ગગમન થકી અથવા અપવિત્ર પ્રદેશમાં ગમન થકી નિવૃત્તિ પામ્યા હોય, જેની જીહ્વા રસલોલુપતા થકી અને શિશ્ન ઉપસ્થલોલુપતા થકી પાછી વળી હોય, જેનું મન અસત્ ચિંતન થકી નિયમમાં થયું હોય અને જે દક્ષવર્જીત તપતત્પર અને અભિચારાદિ કર્મવર્જીત વિદ્યાનિષ્ઠ હોય, તેજ પુરૂષ તીર્થયાત્રા કરવાથી તેના ફળને પામે છે બીજો કોઈ પામતો નથી ॥૧૮॥ જે પુરૂષ કોપે રહિત હોય, જે કોપ છે તેતો ચિત્તનુ દૂષણ સર્વથી પ્રબળ છે, કોપની નિવૃત્તિથી જેની મતિ નિર્મળ હોય એટલે પરદ્રોહાદિ સંકલ્પે રહિત હોય, જેનો સ્વભાવ સત્ય સભાપણ કરવાનોજ હોય, જે દૃઢવ્રત—અહિંસા બ્રહ્મચર્યાદિ નિયમમાં નિશ્ચળ સ્થિતિવાળો હોય અને જે સર્વભૂતોમાં આત્મોપમ-સર્વભૂતસુહૃદ્ હોય તેજ તીર્થયાત્રાના યથોક્ત ફળને પામે છે ॥૧૯॥ તીર્થમા આ વિધિ કરવો—ઉપવાસ, મુંડન, સપિંડ શ્રાદ્ધ, વિપ્ર સાધુઓનુ સતર્પણ, યથાશક્તિ દાન, ઈત્યાદિ સત્કાર્ય કરવાં ॥૨૦॥ તેમા મુંડનતો વ્રતી-ચાતુર્માસ્યાદિકમાં કેશધારણના નિયમવાળાઓએ તથા બ્રહ્મચારીઓએ તથા જેનો જનક જીવતો હોય એવાઓએ તથા જેને મુંડનકાળ નિયમિત હોય એવા સન્યાસી આદિક તથા યોગી-સાધુઓએ કરાવવું નહિ એવો અપવાદ છે ॥૨૧॥ તથા સભર્તૃકા સ્ત્રીઓએ તે મુંડન કરાવવુ નહિ તથા પ્રથમ તીર્થવિધિ કરીને ફરીથી તેજ તીર્થમાં દશ માસની અંદર ગએલા સર્વ કોઇને તેનો નિયમ છે એટલે ક્ષૌર કરાવવું નહિ ॥૨૨॥ વિપ્રોને જમાડવા એ બાબતમાં એમ જાણવું કે-જે તીર્થમાં જે વિપ્ર

क्षणं तत्र कर्तव्यं नैव सर्वथा ॥२३॥ देवता यत्र या मुख्या शक्त्या कार्यं तदर्चनम् । वासोभूपणनैवेद्यफलपात्रधनादिभिः ॥२४॥ दरिद्रस्त्वाचरेत्तीर्थे भगवन्मन्दिरे स्वयम् । सम्मार्जनोपलेपादि साधुशुश्रूषणं तथा ॥२५॥ महापूजाफलं तेन सर्वदानफलं तथा । स तु प्राप्नोति पुरुषः श्राद्धादेश्च न संशयः ॥२६॥ पुण्यतीर्थेषु यत्कर्म मानवैः क्रियते जनाः ! । सहस्रगुणितं तद्धि जायते नात्र संशयः ॥२७॥ कृतं तीर्थेष्वल्पमपि यत्पुण्यं तद्विवर्धते । तथैव पापकर्मापि वृद्धिमाप्नोति देहिनाम् ॥२८॥ अन्यत्र यत्कृतं पापं तीर्थे तत्तु विनश्यति । तीर्थकृतं तु यत्पापं वज्रलेपायते हि तत् ॥२९॥ तीर्थे कृतानां पापानां प्रायश्चित्तेन शोधनम् ।

નિયત નિવાસ કરી રહેલા હોય તેમનેજ જમાડવા અને તેમનીજ પૂજા કરવી. તેમની ગુણપરીક્ષા સર્વથા નજ કરવી ॥૨૩॥ વળી જે તીર્થમાં જે દેવતા મુખ્ય ( જેમ કાશીમાં વિશ્વનાથ ) હોય તેજ દેવતા ત્યાં જાણવી અને તેનું યથાશક્તિ વસ્ત્ર વિભૂષણ નૈવેદ્ય ફળ પાત્ર ધનાદિકવડે પૂજન કરવું ॥૨૪॥ જે તો દરિદ્ર-ધનાદિ સંપત્તિએ રહિત ( અકિંચન ) હોય તેમણે તીર્થોમાં ભગવાનના મંદિરમાં વાળવું લીંપવું જળ છોટવું ઇત્યાદિ સેવા કરવી તથા સાધુજનોની શુશ્રૂષા સ્વયં કરવી. તેટલામાત્રથી તે દરિદ્ર પુરૂષ સમસ્ત તીર્થફળને વિશેષપણે પામે ॥૨૫॥ જે મહાપૂજાનું ફળ છે, જે સર્વસ્વ દાનનું ફળ છે અને જે શ્રાદ્ધાદિકનું ફળ છે તે સર્વને પણ તે દરિદ્ર પુરૂષ પામે છે એમાં સંશય નથી ॥૨૬॥ હે ભક્તજનો ! અન્ય સ્થાનમાં ક્રિયમાણ સત્કર્મની અપેક્ષાએ પુણ્યતીર્થમાં જે શ્રાદ્ધ દાનાદિ સત્કર્મ કરાય છે તેતો હજારઘણું અધિક થાય છે એમાં સંદેહ નથી અને તીર્થમાં અલ્પ પ્રમાણનું પણ કરેલું પુણ્ય પ્રતિદિન પ્રવૃદ્ધિને પામે છે. પ્રાણિઓનું પાપ કર્મ પણ તેજરીતે વિવૃદ્ધિને પામે છે ॥૨૭-૨૮॥ અન્ય સ્થળમાં કરેલું જે પાપ છે તે તીર્થના સેવનથી વિનાશ પામે છે. જે તીર્થમાં જઇને પાપકર્મ કરે તો તે વજ્રલેપ થાય છે, તે કોઈપણ ઉપાયથી નાશ થતું નથી. હે ભક્તો ! તીર્થમાં કરેલાં પાપોની પ્રાયશ્ચિત્તોથી

न जायतेऽतोऽत्र भक्ताः ! स्यातव्यं नियमैः सह ॥३०॥ शारीरं नियमं प्राहुर्ब्राह्मणा मानुषं व्रतम् । मनोविशुद्धिं दैवं च द्वयं रक्षेत्तु तीर्थकृत् ॥३१॥ यो लुब्धः पिशुनः क्रूरो दाम्भिको विषयात्मकः । सर्वतीर्थेष्वपि स्नातः पापो मलिन एव सः ॥३२॥ न शारीरमलत्यागात् पुमान् भवति निर्मलः । मानसे तु मले त्यक्ते भवत्यत्यन्तनिर्मलः ॥३३॥ विषयेष्वतिसंरागो मनसो मलमुच्यते । तेष्वेवातिविरागोऽस्य नैर्मल्यं समुदाहृतम् ॥३४॥ यैर्यैस्तीर्थे कृतं पापं नरास्ते ते पिशाचताम् । डाकिनीशाकिनीभावं प्राप्ताः सन्ति च योषितः ॥३५॥ तेऽत्र तीर्थकृतां छिद्रं पश्यन्त्येव दिवानि-

પણ પરિશુદ્ધિ થતી નથી, માટે તીર્થમાં પાપાચરણનો પરિહાર કરી સર્વ કોઇએ નિયમધારી થવું ॥૨૯-૩૦॥ પુરાતન ઋષિઓ કૃચ્છ્ર ચાંદ્રાયણ ઉપવાસ આદિકરૂપ શારીર નિયમને માનુષવ્રત કહે છે. કામ ક્રોધાદિ દોષોથી નહિ પરાભવ પામવારૂપ મનોનિયમને દૈવવ્રત કહેછે. તે આ બન્ને વ્રતો પણ તીર્થયાત્રામાં પ્રવર્તેલા પુરૂષે તો રાખવાં ॥૩૧॥ જે પુરૂષ તો લુબ્ધ, પિશુન-પરાપવાદ આરોપણ પ્રકૃતિવાળો, ક્રૂર-કરૂણાહીન, દાંભિક-પોતાની ધાર્મિકપણાની પ્રખ્યાતિ માટે ઉપરથી સદાચરણનું અનુકરણપરાયણ અને મનમાં વિષયોની લાલસાવાળો હોય તે અનેક તીર્થોમાં સ્નાન કરે તથાપિ પાપરૂપ મલિનજ છે ॥૩૨॥ પુરૂષ તીર્થોદક સ્નાને કરીને શરીરસંબન્ધી મળના ત્યાગમાત્રથી નિર્મળ થતો નથી કિંતુ મનસંબન્ધી મળના ત્યાગથીજ નિતાંત નિર્મળ થાય છે. આવીજ નિર્મળતા અત્યંત ઉપયોગની છે ॥૩૩॥ વિષયોમાં અતિસંરાગ-અધર્મ્ય એવો જે રાગ છે એ મનનો મળ કહ્યો છે. તે વિષયોમાંજ જે વૈરાગ્યનો ઉત્કર્ષ તે મનની નિર્મળતાનો ઉત્કર્ષ કહ્યો છે ॥૩૪॥ સર્વથા તીર્થમાં પાપાચરણથકી વિશેષ ભય પામીને તેનાથી નિવૃત્ત થવું. જો એમ ન કરે તો પુરૂષો પાપચરણથી પિશાચ યોનિને અને સ્ત્રિયો તો ડાકિની આદિક યોનિને પામે. જેજે પુરૂષો કે સ્ત્રિયોએ તીર્થમાં પાપકર્મ કર્યું છે તે સર્વે હમણાં તીર્થોમાં પિશાચ ડાકિની આદિક ભાવને પામીને વર્તે છે. તેઓ અહીં તીર્થયાત્રાર્થે આવેલા-

दाम् । दोषमप्यल्पकं दृष्ट्वा सद्यस्तेषु विशन्ति च ॥३६॥ पुमांसः कामयन्ते स्त्रीः स्त्रियः पुंसश्च तद्वशात् । धनलाभे च हिंसायां प्रवर्तन्ते च ते ततः ॥३७॥ इत्थं तीर्थे महाविघ्ना वसन्तीत्यत्र दुष्कृतात् । भीतैः सनियमैरेव स्थातव्यं मत्समाश्रितैः ॥३८॥ स्त्रीणां निरीक्षणात्स्पर्शान्नर्मक्ष्वेल्यादिभिस्तथा । क्षीयते सुकृतं पुंसां तीर्थेषु विदुषामपि ॥३९॥ एवं स्त्रीणां च सुकृतं परपुंवीक्षणादिना । नश्येत्ततस्तैस्ताभिश्च नियम्यानीन्द्रियाणि हि ॥४०॥ क्रोधश्च सर्वदा जेयस्तीर्थेषु तु विशेषतः । अन्यथा सुकृतं सोऽपि भस्मसात्कुरुते नृणाम् ॥४१॥ आपत्कालं विना विप्रै-

---

ઓના છિદ્ર ( પ્રામાદિક એવા પણ પાપાચરણને ) અહર્નિશ જોયાજ કરે છે અલ્પપણ પાપાચરણનો પ્રસગ પ્રાપ્ત થાય તો તેમા એકદમ પ્રવેશ કરી જાય છે તેપછી પિશાચાદિકના આવેશવશતાથીજ કામવેગ વૃદ્ધિ પામતા પુરૂષો પરદારાના પરિગ્રહમાં પ્રવર્તે છે અને સ્ત્રિયો પરપુરૂષના પ્રસગમા પ્રવર્તે છે અને ધનલિપ્સાના વેગથી પ્રાણિપીડામાપણ પ્રવર્તે છે ॥૩૫-૩૭॥ એરીતે તીર્થોવિષે પુણ્ય કર્મમા બહુ બહુ વિઘ્નો વર્તેછે તેનો વિચાર કરીને મારા આશ્રિત જનોએ તીર્થોમા પાપાચરણથકી ભયવાળા અને અહિંસા બ્રહ્મચર્યાદિ નિયમવાળા રહેવુજ ॥૩૮॥ તેમા પણ સ્ત્રિયોના કામકલકિત દર્શન-સ્પર્શ-પરિહાસ-ક્રીડા આદિકરૂપ પ્રસગે કરીને વિદ્વાન્ પુરૂષોનુ પણ પુણ્ય પ્રક્ષય પામી જાય છે પુરૂષોની પેઠે સ્ત્રીઓનુ પણ પુણ્ય પુરૂષના કામકલકિત દર્શન સ્પર્શ પરિહાસાદિકે કરીને પ્રણાશ પામી જાય છે એટલા માટે પુરૂષોએ તથા સ્ત્રિયોએ ચક્ષુઆદિક ઇન્દ્રિઓ નિયમમાં કરવાં ॥૩૯-૪૦॥ કામચેષ્ટિતની અપેક્ષાએ ક્રોધચેષ્ટિતતો પ્રબળ છે, કારણ કે કામવેગતો ઇન્દ્રિયોની દુર્બળતા થતા અને જરા અવસ્થા આવતાં ક્ષય પામે છે પણ ક્રોધવેગ તો પ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે. ક્રોધ તો પરના વધપર્યંત પીડનમા પણ પ્રવર્તાવે છે. માટે તીર્થોમા વિશેષપણે ક્રોધ જીતવા યોગ્ય છે જો ક્રોધને ન જીતે તો તીર્થયાત્રાળુ જનોનું સુકૃત ભસ્મસાત્ થઇ જાય ॥૪૧॥ બહુધાપણે બ્રાહ્મણોએ આપત્કાળ-જીવિકા

ग्राह्यो नैव प्रतिग्रहः। तीर्थेषु तु विशेषेण तपस्तेजोहरो हि सः ॥४२॥ न भाषणीयमनृतं पुंसा तीर्थविचारिणा । भेतव्यं जीवहिंसायाः सर्वथा पापकर्मणः ॥४३॥ स्वनित्यकर्मणा विष्णोरर्चाश्रवणकीर्तनैः। स्मरणेन च दानाद्यैरहर्नेयं न चान्यथा ॥४४॥ इत्थं कुर्युर्हि ये लोके तीर्थयात्रां तु मानवाः। तेषां भवेत्तीर्थफलं नान्येषामिति निश्चयः ॥४५॥ सुव्रत उवाच—भक्तास्त इत्थं हरिणा शिक्षितास्तद्वचो नृप!। तथेति जगृहुः प्रीत्या द्राक् तादृग्वर्तना अपि ॥४६॥ तत्राखिलं तीर्थविधिं विधाय स्वयं विधिज्ञः

वृत्तिनी दुर्बळता विना प्रतिग्रह नज ग्रहण करवो, कारण के करेलो प्रतिग्रह ब्राह्म तेजने हरे छे. तीर्थोमां करेलो ते प्रतिग्रहतो विशेषपणे तपप्राप्त तेजने हरेछे. आपत्काळमां तो दोष नथी एम कूर्मपुराणमां 'तीर्थे चेत्प्रतिगृह्णीयाद्ब्राह्मणो वृत्तिदुर्बलः । दशांशमर्जितात्दद्यादेवं कुर्वन्न हीयते' एवुं प्रभासखंडनुं वचन छे. प्रतिग्रहशब्दथी तेनाथी प्राप्य पदार्थमात्रपर अर्थ लेवो ॥४२॥ असत्य वचन न बोले, तीर्थमां विचरनारो पुरुष तो विशेषपणे असत्य वचन न बोले, केमके पुण्यप्रक्षयरूप अनर्थ अधिक थाय छे. तथा प्राणिमात्रने पीडा न करे, तीर्थोमां तो विशेषपणे न करे, कारण के पाप अधिक थाय छे अने पुण्य प्रणाशरूप अनर्थ अधिक थाय छे, माटे तीर्थयात्रामां प्रवर्तेलाओए आ बेनाथी ( असत्यवाद तथा प्राणिपीडाथी ) सर्व प्रकारे भय पामवो ॥४३॥ तीर्थयात्राळु जनोए बधो काळ सन्ध्यादि नित्यकर्मना अनुष्ठानथी, विष्णुना पूजनथी, तेमना गुणचरित्रोना श्रवण कीर्तन स्मरणथी अने दानादिकथी निर्गमन करवो. आ कह्या थकी विपरीतपणे वृथा काळ काढवो नहि ॥४४॥ लोकमां जे मनुष्यो पूर्वोक्त प्रकारे तीर्थयात्राने करे तेओतो तीर्थफळने पामे बीजाओ न पामे. एवो में शास्त्रवाक्योथी प्रमाण करेलो निर्णय छे ॥४५॥ सुव्रतऋषि कहेछे—हे नृप! भगवाने आ प्रकारे बोध दीधेला बधा भक्तो सदाय सदाचरणमां वर्ते छे तथापि तेमनुं बोधवचन हिततम जाणीने तेमणे तथा—'तमारा कह्या मुजब अमो आचरीशुं'

सह भक्तसङ्घैः । आनन्दयन्नध्वनि मानवौघानुपाययौ विश्वगर मुनीशः ॥४७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे सिद्धपुरक्षेत्रे तीर्थविध्युपदेशनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

सुव्रत उवाच—सनतिनुतिपरैः पुरार्थितः स्वैर्हरिरधुनैति किलेत्यथो निशम्य । वटनगरजनैः सहाभिजग्मुः सपदि च विश्वगरौकसो जनास्तम् ॥१॥ अधिकतरदयालुतां प्रभोस्ते निजहृदयेषु विदन्त एव तस्य । निजजनवृतवेगिसैन्धवस्थं पथि ददृशुस्तमशेषभक्तबन्धुम् ॥२॥ प्रणम्य तं भूरिमुदः पुरं ते सहाययु-

---

એમ પ્રીતિથી જલદી મસ્તકે ગ્રહણ કરી લીધુ ॥૪૬॥ તીર્થવિધિને જાણનારા મુનિપતિ સ્વય શ્રીહરિ એરીતે પોતાના ભક્તજનસમાજની સાથે સિદ્ધપદ ક્ષેત્રમાં સમગ્ર તીર્થવિધિ કરીને, માર્ગમાં મનુષ્યસમૂહોને આનદ આપતા આપતા વિશનગરની નજીકમા આવી પહોચ્યા ॥૪૭॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને.. દ્વિતીયપ્રકરણે સિદ્ધપુરક્ષેત્રે તીર્થવિધ્યુપદેશનામા ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૦॥

## [1]અધ્યાય ૪૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાન્ વિશનગરના સીમાડામા આવ્યા પછી વિશનગરનિવાસી જનો ભગવાનને આવેલા સાભળીને 'પ્રથમ સિદ્ધપુરમા શ્રીહરિનાં દર્શનમાટે ગએલા અમારા નગરના જનોએ અમારા નગરમા પધારવા માટે પ્રણામ સ્તુતિપૂર્વક પ્રાર્થના કરેલા ભગવાન્ હમણા અમારી પ્રાર્થનાને પરિપૂર્ણ કરવા પધાર્યા છે' એવો નિશ્ચય કરીને પ્રહર્ષપૂર્વક વડનગરનિવાસી હરિજનોને સાથે લઇને તત્કાળ શ્રીહરિની સન્મુખ આવ્યા ॥૧॥ ભગવાનની નિરવધિ દયાળુસ્વભાવતાને વારવાર પોતાના હૃદયમા અનુસ્મરણ કરતા બન્ને નગરના હરિજનોએ નિજજનોથી વિંટાએલા તીવ્ર વેગવાળા અશ્વવર ઉપર વિરાજમાન થએલા, સમસ્ત ભક્તજ-

---

[1] આ અધ્યાયમા ભગવાનનો વિશનગર તથા વડનગરના નિવાસી હરિજનોને થએલો સમાગમ અને તેમને ભગવાને કરેલો સદ્દુપદેશ વર્ણવ્યો છે

स्तेन नराधिप ! स्वम् । वादित्रघोषैश्च विचित्रगीतैर्धरामराणां सह वेदघोषैः ॥३॥ विधाप्य तस्योचितवेश्मवासं सहानुगस्याथ मुदैव चक्रुः । यथार्हमातिथ्यमवापुरेते ह्येतत्फलं स्वीयमनोरथस्य ॥४॥ सूर्यशर्मा मौक्तिकश्च वनमाल्युद्यमस्तथा । अमूल्यश्चाभिरामाद्यास्तमसेवन्त वाडवाः ॥५॥ पीताम्बरो गणेशश्च पुञ्जश्चेलादयोऽपरे । भक्ताः शुश्रूषणं तस्य चक्रुः सहमुनेर्मुदा ॥६॥ दुर्लभा चोज्वला ज्येष्ठा हृद्योदयकुमारिका । सुवर्णा यतिनी ज्ञाना पुञ्जा धनवती तथा ॥७॥ श्रृङ्खलाप्रमुखाश्चान्या योषा धर्मस्थिता हरिम् । परिचेरुरतिप्रीत्या जनाश्च शतशोऽपरे ॥८॥ नवीनवस्त्रभूषाभिर्बहुभिश्च धनैः प्रभुम् । भक्ता

---

નોના એક બન્ધુરૂપ ભગવાનને માર્ગમાંજ સ્નેહસહિત જોયા ॥૨॥ હે નરાધિપ ! દર્શનમાત્રથી પરમાનંદને પામેલા ભક્તજનોએ ભગવાનને પ્રણામ કરી, પરમાનદપૂરના તરંગોથીજ શું ? એમ બહાર ચોગરદમ પ્રસરતાં તેમનાં દિવ્ય વિચિત્ર ચરિત્રગીતો તથા વિવિધ વાજીંત્રોના ઘોષો તથા વૈદિક વિપ્રોના વેદઘોષોની સાથે ભગવાનને પોતાના પુરમાં સન્માને સહિત પધરાવ્યા ॥૩॥ ત્યારપછી આ ભક્તો ભગવાનને મુનિમંડળે સહિત તથા પરિજને સહિત યથોચિત ઉતારો આદિક હર્ષથી કરાવીને બહુ કાળથી આકાંક્ષા કરેલું ભગવાનનુ આતિથ્ય કરવારૂપ પોતાના મનોરથફળને પામી પ્રહર્ષને પામ્યા ॥૪॥ અને નગરના નિવાસી હરિજનોનાં નામો કહે છે—સૂર્યશર્મા, મૌક્તિક, વનમાળી, ઉદ્યમ, અમૂલ્ય, અભિરામ આદિક વિપ્રો તથા પીતાંબર, ગણેશ, પુંજો, ચેલો આદિક બીજા ભક્તો તથા દુર્લભા, ઉજ્જવળા, જ્યેષ્ઠા, હૃદ્યા, ઉદયકુમારિકા, સુવર્ણા, યતિની, જ્ઞાના, પુંજા, ધનવતી, શંખલા આદિક અબલાઓ, આ સર્વે ભક્તો યથાધર્મ પરા પ્રીતિથી મુનિસહિત ભગવાનની પરિચર્યા કરવા લાગ્યા. બીજા પણ સોએ સો હરિજનો પરમ પ્રેમથી પરિચર્યા કરવા લાગ્યા ॥૫-૮॥ તે પછી સભામાં ભક્તસમાજના અનુગ્રહ અર્થે વિરાજમાન ભગવાનની બધા ભક્તોએ બહુ મૂલ્યવાળાં નવીન બહુવિધ વસ્ત્રો, વિભૂષણો અને વિત્તવડે તથા ચદન પુષ્પાદિકવડે

आनर्चुरखिला गन्धपुष्पादिभिश्च तम् ॥९॥ ब्राह्मणांस्तर्पयामास तत्र स्वामी सहस्रशः । तथैव वटपुर्यां च पक्वान्नैर्विविधैर्नृप ! । ॥१०॥ लड्डुकैर्मौक्तिकाख्यैश्च कंसारैर्घृतपूरकैः । संयावपायसापूपैः शष्कुलीपाजकादिभिः ॥११॥ नानाविधैर्व्यञ्जनैश्च शर्करान्नरसादिभिः । तोषयन्स द्विजान्सम्यक्सद्धर्मं चाप्यतिष्ठिपत् ॥१२॥ सार्धमासद्वयं हीत्थं भोजयामास वाडवान् । रथयात्रोत्सवं भूरिसम्भारेणाकरोच्च सः ॥१३॥ जनाः श्रीनगरस्थास्तमथैत्य प्रार्थयन्भृशम् । स्वपुरागमनायैव तानुवाच तदा हरिः ॥१४॥ जन्माष्टम्युत्सवं कर्तुं तत्रायास्याम्यहं स्वयम् । साम्प्रतं स्वपुरं यातेत्युक्तास्ते तु ययुर्नृप ! ॥१५॥ सभायां प्रत्यहं वार्तां अपराह्णे तथा

---

પ્રીતિથી પૂજા કરી ॥૯॥ હે નૃપ ! આ ભગવાને બન્ને નગરમાં નિવાસ કરી રહેલા હજારોહજાર બ્રાહ્મણોને મોતીયા લાડુ, કંસાર, ઘેબર, શિરો, દુધપાક, માળપુવા, જલેબી, ખાજાં વિગેરે વિવિધ, અમૃતરસને તિરસ્કાર કરનારાં પકવાનોવડે તથા વિવિધ વ્યંજનોવડે તથા સાકરે સહિત કેરીઓના રસાદિકવડે સારીરીતે તૃપ્ત કર્યા હતા અને સદુપદેશથી સદ્ધર્મની સસ્થાપના કરી હતી ॥૧૦-૧૨॥ કેવળ એક દિવસ કે બે દિવસ કે ત્રણ દિવસ બ્રાહ્મણોને જમાડયા એમ નહિ કિંતુ અઢી માસસુધી એજ પ્રકારથી બ્રાહ્મણોને જમાડયા. અને આષાઢ માસના શુકલ પક્ષની દ્વિતીયા તિથિએ કરવાનો રથયાત્રાનો ઉત્સવપણ બહુ સામગ્રીથી ત્યા કર્યો હતો ॥૧૩॥ આવા અવસરમાં અમદાવાદના નથુભટ્ટ આદિક હરિજનો આવીને સભામા વિરાજમાન શ્રીહરિની 'હે ભગવન્ ! અમારા પુરને આપના પવિત્ર પાદારવિંદના રજઃકણથી પવિત્ર કરો' એમ પરા ભક્તિથી બહુ બહુ પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થનાથી પ્રસન્ન થએલા ભગવાન્ બોલ્યા કે-હે ભક્તો ! જન્માષ્ટમીનો મહોત્સવ કરવા તમારા પુરમાં સ્વય હું આવીશ. હમણાં તો તમો તમારા પુરમાં જાઓ. હે નૃપ ! એરીતે ભગવાને કહ્યું એટલે તે ભક્તો ભગવાનને પ્રણામ કરી પોતાને પુરે પાછા ગયા ॥૧૪-૧૫॥ ભગવાન્ શ્રીહરિ આ નગરમાં પ્રતિદિન સભામાં વિરા-

निशि । एकान्तधर्मसम्बद्धाश्चकार सुखदा नृणाम् ॥१६॥ आषाढशुक्लदशमीप्रदोषे जनसंसदि । महासनस्थो भगवान् प्राह भक्तानिदं वचः ॥१७॥ एकादश्याः श्व आरभ्य चातुर्मास्यमुपागतम् । तप एवात्र कर्तव्यं यथाशक्त्यखिलैर्जनाः ॥१८॥ जना ऊचुः — कीदृक् तपोऽत्र भगवन्! कर्तव्यं मानवैर्भुवि । वक्तुमर्हसि तच्च त्वं धर्मवर्त्मप्रवर्तकः ॥१९॥ श्रीनारायणमुनिरुवाच—चातुर्मास्ये तपः कार्यं जना ! यत्तद्ब्रवीम्यहम् । इन्द्रियाणां च मनस ऐकाग्र्यं प-

જમાન થઈ અપરાહ્ન સમયે તથા રાત્રિના પ્રથમ ભાગમાં પારમૈકાંતિક ધર્મસબન્ધી, શ્રવણમાત્રથીજ સર્વના સમસ્ત પાપને હરનારી, સર્વના સર્વ સુખને કરનારી વાર્તાઓ કરતા હતા ॥૧૬॥ આષાઢ માસના શુકલ પક્ષની દશમી તિથિએ પ્રદોષ સમયે સભામાં સમુન્નત સિંહાસનમાં વિરાજમાન થએલા ભગવાને ભક્તોને ધર્મવિશેષ જણાવા માટે એવું વચન કહ્યું કે– ॥૧૭॥ હે ભક્તજનો ! આવતી કાલે તો આષાઢ શુકલ એકાદશી છે. આ તિથિને આરંભીને પ્રખ્યાત ચાતુર્માસ્ય બેસે છે. આ ચાર માસોમાં સમસ્ત મારા આશ્રિતોએ યથાશક્તિ તપ કરવુંજ જોઇએ. વિશેષપણે આ તપનો સમય છે એમ સ્મૃતિમાં કહ્યુ છે ॥૧૮॥ ભગવાનનું આવું વચન સાંભળીને તપનું લક્ષણ જાણવાની ઈચ્છાથી હરિજનો બોલ્યા કે–હે ભગવન્ ! ચાતુર્માસ્યમા તમો જે તપ કરવાનું કહો છો તે તપ અમારે કેવા પ્રકારનું કરવું ? આપજ ધર્મમાર્ગના પ્રવર્તક છો તો તે તપ યથાર્થપણે અમોને કહેવાને યોગ્ય છો ॥૧૯॥ એરીતે ભક્તજનોએ પુછેલા ભગવાન્ શ્રીનારાયણમુનિ કહે છે—હે જનાઃ ! મનુષ્યોએ આ ચાતુર્માસ્યમાં જે તપ અવશ્ય કરવાનું છે તે તમોને હું કહું છું. પ્રથમતો તપનું મુખ્ય સ્વરૂપ સમજવું જોઇએ, તપ બહુ પ્રકારનું છે તેમાં મુખ્ય તપતો આજ છે, શું ? તો જે ઇન્દ્રિયો અને મનની એકાગ્રતા કરવી, અર્થાત્ ઇન્દ્રિઓ સાથે મનની એકાગ્રતા કરવી એ તપ નથી, તે તો પ્રકૃતિને સહજ છે, તેવા હોય તેતો પશુસમાનજ છે, કિંતુ ભગવાનને અભિમુખ કરેલા મનની સાથે ઇન્દ્રિયોનું એકપણું ( ભગવાનને અભિમુખ કરવું ) એજ પરમ તપ કહેલું છે

रमं तपः ॥२०॥ ऐकाग्र्यं वासुदेवे तु पुष्टानां स्वेप्सितै रसैः । नेन्द्रियाणां भवेत्तस्मात्कार्यं विषयवर्जनम् ॥२१॥ ऐन्द्रियेषु रसेष्वेको जैह्वयो मुख्यो रसो मतः । प्रयत्नतः स जेतव्य उपवासैस्तपस्यता ॥२२॥ चक्रिरे चतुरो मासानुपवासानतोऽखिलाः । प्राचीनाः पुरुषाश्चाद्य केचित्कुर्वन्ति योगिनः ॥२३॥ तथा कर्तुमशक्यं हि कलावत्राखिलैर्नरैः । फलाहारः पयःपानं कार्यं वैकान्नमत्र तत् ॥२४॥ शाकत्यागोऽथवा कार्यः शाकाहारोऽथवा नृभिः । दधिमात्राशस्तिलमाशो घृतत्यागश्च सद्व्रतम् ॥२५॥ वर्ज्यं

---

॥२०॥ પ્રતિદિન પોતપોતાના ઇપ્સિત વિષયરૂપ રસોથી પુષ્ટ થએલાં ઇન્દ્રિઓનું સદુપદેશાદિવડે કોઈપણ પ્રકારે વાસુદેવ ભગવાનના અભિમુખપણાને પામેલા મનની સાથે અવિરોધથી (વિરોધ વિના) એકાગ્રપણું થવું દુર્ઘટ છે, તેવી એકાગ્રતા કરવી એજ મુખ્ય તપ માનેલું છે, આવા તપમાં જે ઉપકાર કરનારૂં હોય તે પણ ગૌણી વૃત્તિથી તપ કહેવાય છે, તો તપમાં પ્રવર્તેલા પુરૂષે વિષયો વિદૂર કરવા ॥૨૧॥ ઇન્દ્રિયો સમ્બન્ધી વિષયોમાં જીહ્વાસમ્બન્ધી વિષય પ્રબળ છે, કારણ કે યથેષ્ટ તૃપ્ત થએલી રસના ઇન્દ્રિય બીજા ઇન્દ્રિયોને પણ સમુદ્બોધ કરે છે, આ રસના જરા અવસ્થા આવતાં પણ પરાભવ પામતી નથી, તો તપશ્ચર્યામાં પ્રવર્તેલા પુરૂષે પ્રયત્નથી કરેલા ઉપવાસાદિકવડે જીહ્વાસમ્બન્ધી રસ જીતવા યોગ્ય છે ॥૨૨॥ આવાજ અભિપ્રાયથી પુરાતન મહર્ષિ વિગેરે બધા પુરૂષો આ ચાર માસપર્યંત ઉપવાસોનેજ કરતા હતા. હમણાં પણ કેટલાક શક્ત યોગિજનો તે ઉપવાસોને કરે છે ॥૨૩॥ આ કલિયુગમાં તો સર્વે મનુષ્યોથી ચાર માસસુધી ઉપવાસ નજ કરી શકાય, માટે ફલાહારમાત્રથી કે કેવળ પય પાનથી કે કેવળ એક અન્નમાત્રથી ચાતુર્માસ્યના દિવસો નિર્ગમન કરવા અથવા શાકમાત્રનો ત્યાગ કરી એકવાર એક અન્નથી વૃત્તિને કરે અથવા શાકમાત્રનોજ આહાર કરે અથવા દધિમાત્રનું ભક્ષણ કરે અથવા કેવળ તલનુંજ ભક્ષણ કરે અથવા ઘૃતનો

च श्रावणे शाकं दधि भाद्रपदे तथा । दुग्धमाश्विनमासे च द्वि-
दलं मासि कार्तिके ॥२६॥ वृन्ताकं च कलिङ्गं च मूलकं च कदा-
चन । चातुर्मास्ये नैव भक्ष्यं त्रैवर्णिकजनेन तु ॥२७॥ गोदानं वा
स्वर्णदानमन्नदानं तथान्वहम् । यथाशक्ति विधातव्यं गृहस्थैर्द-
म्भवर्जितम् ॥२८॥ धारणापारणाख्यं च व्रतं श्रेष्ठसिद्धोदितम् ।
गृहिभिस्त्यागिभिस्तत्तु कर्तुं शक्यं महाफलम् ॥२९॥ अवश्यमेत-
त्कर्तव्यं यौवने व्रतमुत्तमम् । पुरुषैरपि नारीभिर्विधवाभिर्वि-
शेषतः ॥३०॥ व्रताङ्गभूता नियमा ब्रह्मचर्यादयोऽखिलाः । पाल-

नीयाः प्रयत्नेन श्रम एवान्यथा भवेत् ॥३१॥ कर्तृशक्तिमपेक्ष्यैव चातुर्मास्ये व्रतानि तु । पुराणे बहुधोक्तानि सन्ति कार्याणि तानि वा ॥३२॥ सकामैर्वापि निष्कामैश्चातुर्मास्यव्रतानि तु । स्वस्वशक्त्यनुसारेण कर्तव्यानि प्रयत्नतः ॥३३॥ सकामाः प्राप्नुवन्त्येव तत्तत्फलमसंशयम् । निष्कामानां भवत्येव वासुदेवप्रसन्नता ॥३४॥ अन्ते व्रतानां समनुष्ठितानां सन्तर्पणं विप्रसतां स्वशक्त्या । विधेयमर्चासहितं मुरारेस्तेनैव सर्वं फलमाप्यते वै ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विश्वगरवटनगरयोर्ब्राह्मणभोजनानन्दवर्णननामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

---

લોપ કરે તો અંગિની સિદ્ધિ ન થાય ॥૩૧॥ જે આ ચાતુર્માસ્યમાં વ્રતો કરવાનાં કહ્યાં છે તે બધાં શક્તને અધિકાર કરીને કહ્યાં છે પણ જરાથી અશક્ત કે વ્યાધિથી પીડા પામેલાને અધિકાર કરીને પણ કહ્યાં નથી. તે આ વ્રતો પુરાણોમાં બહુધા કહ્યાં છે તે યથાધિકાર યથાશક્તિ કરવાં. ફળકામના ન હોય તો પણ બધાએ તુલ્યપણે અનુષ્ઠાન કરવાં, કારણ કે અનુષ્ઠાન કરેલાં વ્રતોથી ઇન્દ્રિયોનું દમન થાય છે. જે દમનથી વાસુદેવમાં ચિત્તની એકાગ્રતારૂપ મુખ્ય તપ કદાચિત્ સિદ્ધ થાય અને પાપનો પ્રક્ષય થતાં મનની નિર્મળતા થાય, માટે સકામ કે નિષ્કામોએ ચાતુર્માસ્ય વ્રતો યથાશક્તિ પ્રયત્નથી કરવાં ॥૩૨-૩૩॥ સકામજનોએ કામેલું ફળ અલ્પ છે અને નિષ્કામ જનોએ કામેલું ફળ નિરવધિ વાસુદેવની પ્રસન્નતારૂપ છે, તેને તેઓ પામેજ છે એમાં સંશય નથી ॥૩૪॥ નિયમોએ સહિત રૂડીરીતે પાળેલા વ્રતોને અંતે ભગવાનની પૂજા અને બ્રાહ્મણ સાધુઓનું મિષ્ટાન્નથી સંતર્પણ યથાશક્તિ અવશ્ય કરવું. ભગવત્પૂજા અને સાધુ વિપ્રના સંતર્પણથી વ્રતોનું સર્વ ફળ પ્રાપ્ત થાય છે. નહિ તો કરેલા વ્રતની પણ સાદ્દગુણ્યસિદ્ધિ ન થાય ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... દ્વિતીયપ્રકરણે વિશ્વગરવટનગરયોર્બ્રાહ્મણભોજનાનંદવર્ણનનામૈકચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૧॥

श्रीनारायणमुनिरुवाच—व्रतान्युक्तानि सामान्यादथ वः कथये जनाः ! । कर्तव्यानि विशेषेण मदीयैर्विधिपूर्वकम् ॥१॥ आषाढशुक्लैकादश्यां चातुर्मास्यव्रतस्य तु । आदितो नियमो ग्राह्यः श्रीकृष्णप्रतिमान्तिके ॥२॥ अथवा कृष्णभक्तस्य स्वधर्मदृढसंस्थितेः । पुरतो नियमो ग्राह्यः प्रातः स्नात्वेशतुष्टये ॥३॥ इदं व्रतं मया देव ! गृह्यते तव सन्निधौ । निर्विघ्नं सिद्धिमायातु प्रसादात्तव केशव ! ॥४॥ गृहीतेऽस्मिन्व्रते देव ! पञ्चत्वं यदि मे भवेत् । तदा तदस्तु

## [1]અધ્યાય ૪૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તજનો ! સામાન્યપણે ( સર્વના પ્રત્યે તુલ્યપણે ) વ્રતવિશેષો કહ્યા. હવે જેઓ મારા આશ્રયરૂપ દીક્ષાવિશેષને પામ્યાછે તે તમારા પ્રત્યે વિધિપૂર્વક કરવાના વ્રતવિશેષો હમણાં હું નિરૂપણ કરૂં છું ॥૧॥ મારા આશ્રિત જનોએ આષાઢ શુકલ એકાદશીએ પ્રાતઃસ્નાન કરી નિત્યકર્મ કરી, પોતાના ઘરમાં કે મંદિરમાં રહેલી શ્રીકૃષ્ણપ્રતિમા આગળ સ્વયં રહીને કરવાના ચાતુર્માસ્ય વ્રતનું 'ભગવત્પ્રસન્નતાજ એક ફળ છે' એવો નિશ્ચય કરી તેના આરંભમાં તેમનીજ અનુજ્ઞા આગળ કહેશે એવા પ્રકારથી સંપાદન કરવી અથવા સ્વધર્મમાં દૃઢ સ્થિતિવાળા કોઈ કૃષ્ણભક્તની આગળ પરમેશ્વર પ્રસન્નતા માટે નિયમ ગ્રહણ કરવો ॥૨-૩॥ ભગવાનની આજ્ઞા ગ્રહણ કરવાનો પ્રકારતો આ છે કે-હે દેવ ! હે કેશવ ! તમારી સમીપે હું આ વ્રત તમારી કેવળ પ્રસન્નતા માટેંજ ગ્રહણ કરૂં છું. તો આ વ્રત તમારાજ પ્રસાદથી નિર્વિઘ્નપણે સંપૂર્ણપણાને પામો. હે દેવ ! આ વ્રત ગ્રહણ કર્યા પછી જો મધ્યે મારો દેહપાત થાય તોપણ કર્માન્તરની પેઠે આ વ્રત અપૂર્ણ કે અનર્થકર ન થાય કિંતુ તમારીજ કૃપાથી સંપૂર્ણસદૃશ થઇને શ્રેય માટે થાય. હે જનાઃ ! આ પ્રકારે વ્રતનો નિયમ ગ્રહણ કરનારો જન પ્રાર્થના કરે.

---

[1] આ અધ્યાયમાં ભગવાને વિશાનગરમાં અધિકારિવિશેષને અધિકાર કરીને ચાતુર્માસ્ય વ્રતવિશેષ નિરૂપણ કર્યો છે.

सम्पूर्णं प्रसादात्त इतीरयेत् ॥५॥ एवं सम्प्रार्थ्य गोविन्दमारभेत व्रतं शुचिः । रक्षन् व्रताङ्गनियमान् पुमान् स्त्री च यथोचितम् ॥६॥ स्वभर्तुराज्ञया कार्यं व्रतं सधवयोषिता । न स्वातन्त्र्येण कर्तव्यं विधाय कलहं गृहे ॥७॥ अनुसृत्य स्वाधिकारं गृहिभिस्त्यागिभिस्तथा । गृहीतव्यं व्रतं प्रीत्या पाल्यं तच्च निरन्तरम् ॥८॥ प्राप्तायां क्वाप्यापदि तु देशकालानुसारतः । वर्तितव्यं यथाशक्ति कृष्णः

ભક્તસમીપે આ વ્રત ગ્રહણ કરે તો ભક્તને આગળ રાખીને ભગવાનની એજ પ્રકારે પ્રાર્થના કરે ॥૪-૫॥ એરીતે ભગવાનની પ્રાર્થના પૂર્વક અનુજ્ઞા પામીને શુદ્ધ થઈ વ્રતના અંગભૂત બ્રહ્મચર્યાદિ નિયમોને યથાયોગ્ય પાળવાની સાથે પુરૂષ તથા નારીએ યથાક્રમ વ્રતનો આરંભ કરવો ॥૬॥ સ્ત્રીયોમા આ વિશેષ છે કે-સ્ત્રીઓએ ભર્તાની અનુજ્ઞા નહિ પામીને આ વ્રત નજ કરવું, ભર્તાની અનુવૃત્તિને અનુસરવું એજ સ્ત્રીયોનો પ્રધાન ધર્મ છે, જેમ શુદ્ધ થઈ નિત્યકર્મ કરનારાજ પુરૂષોને વ્રતમાં અધિકાર છે પણ તેવા ન હોય તેમને નથી, તેમજ ભર્તાને અનુસરનારીજ અબળાઓને વ્રતમાં અધિકાર છે, અન્યથા-પતિની આજ્ઞા અતિલઘન કરી વિવાદમાં પ્રવર્તેલી સ્ત્રીઓને તો વ્રતમાં અધિકાર નથી. માટે પતિની આજ્ઞાથી વ્રત કરવું પણ સ્વતત્રપણે ન કરવુ. વિધવાએ પણ પિતા ભ્રાતા આદિકની આજ્ઞાથી કરવુ પણ સ્વતત્રપણે ન કરવું ॥૭॥ આ વ્રતમાં ત્યાગીઓને તથા ગૃહસ્થોને અધિકાર છે પરતુ તે વ્રતતો પોતાના અધિકારને અનુસારે ધારણ કરવુ, કેમકે ગૃહસ્થોને અગ્નિમાં અધિકાર છે અને ત્યાગીઓને નથી એવા રૂપનું વૈષમ્ય છે, તો યથાધિકાર વ્રત ધારણ કરવું. તે વ્રત નિરતર-કાર્તિક શુકલ દ્વાદશીપર્યત ધારણ કરવું પણ મધ્યે વિચ્છિન્ન ન કરવું. તેમજ આ વ્રત પ્રીતિથી ધારણ કરવુ પણ 'આ માથે કોઈ ભાર આવી પડ્યો છે તે છુટક્યો નથી' એવા કલેશથી ધારણ કરવું નહિ ॥૮॥ કદાચિત્ આપત્કાળ આવી પડે તો દેશકાળને અનુસારે યથાશક્તિ કરવું. કારણ કે આ તો ભગવાનનીજ એક પ્રસન્નતા કરવાની કામનાથી કરવાનુ હોવાથી દેશ કાળને અનુસારે કરવાથી વિગુણતાને પામે નહિ ભગવાન તો

सर्वमवैति यत् ॥९॥ श्रीभागवतप्रमुखपुराणस्यानुवासरम् । कर्तव्यं श्रवणं नित्यं कीर्तनं वापि पाठनम् ॥१०॥ श्रवणे वाचकः पूज्यो व्रतान्ते निजशक्तितः । ब्राह्मणाः साधवश्चार्च्या भोजनीयाश्च सादरम् ॥११॥ कीर्तने पाठने चापि महापूजा रमापतेः । अन्ते कार्या साधुविप्राभ्यर्चनादि च सिद्धिदम् ॥१२॥ व्रतत्रयमिति प्रोक्तं पुण्यं कर्तव्यमादरात् । दशमस्कन्धमात्रस्य श्रवणादिव्रतं तथा ॥१३॥ कृष्णाभ्यर्चा यथालब्धैस्त्रिकालं सूपचारकैः । कार्येति व्रतमस्यान्ते महापूजादि पूर्ववत् ॥१४॥ कृष्णस्तोत्रसहस्रास्यपाठः कृष्णप्रदक्षिणा । कृष्णाय साष्टाङ्गनतिः स्वशक्त्येति व्रतानि च

---

ભાવશુદ્ધિથીજ પ્રસન્ન થાય છે. ભક્તના ભાવને સર્વજ્ઞ ભગવાન્ જાણેજ છે ॥૯॥ હવે પાળવાના વિશેષ વ્રતોને કહે છે—શ્રીભાગવતપ્રમુખ પુરાણનું પ્રતિદિન શ્રવણ કરવું અથવા પ્રતિદિન તેની કથાનું કીર્તન ( કથાનુવાચન ) કરવુ અથવા તેનુ પાઠન-પારાયણ યથાધિકાર કરવું ॥૧૦॥ તેમા જેણે શ્રવણનો નિયમ ધાર્યો હોય તેણે વ્રતને અતે પ્રવક્તાની યથાશક્તિ પૂજા કરવી અને બ્રાહ્મણ સાધુઓની પૂજા કરવી તથા આદરથી મિષ્ટાન્નવડે જમાડવા ॥૧૧॥ અધિકાર હોવાથી જેણે કીર્તન કે પાઠનનો નિયમ ધાર્યો હોય તેણે તો આ વ્રતને અતે ભગવાન્ નારાયણની મહાપૂજા યથાવિધિ કરવી અને સાધુ બ્રાહ્મણોનું પૂજનાદિ કરવું. કારણ કે સાધુ વિપ્રનું પૂજનાદિક વ્રતનુ તથા મહાપૂજાનુ સફળપણુ કરનારૂં છે ॥૧૨॥ તે આ ત્રણ પ્રકારનું પુણ્ય વ્રત યથાધિકાર આદરથી કરવાનુ કહ્યું. તથા દશમસ્કંધમાત્રનુ શ્રવણ-કીર્તન-પાઠન ભેદથી ત્રણ પ્રકારનુ વ્રત આદરથી યથાધિકાર કરવું ॥૧૩॥ તથા પ્રતિદિન જેવા મળી આવે એવા સમીચીન ચદન પુષ્પાદિ ઉપચારોવડે પ્રાત મધ્યાહ્ન અને સાયાહ્ન આ ત્રણેય કાળમાં કૃષ્ણની યથાવિધિ મહાપૂજા કરવી આવું વ્રત છે, આ વ્રતને અતે પ્રથમની પેઠે મહાપૂજા સાધુવિપ્રતર્પણાદિ કરવું ॥૧૪॥ શ્રીકૃષ્ણના નામસહસ્રસ્તોત્રનો યથાશક્તિ પાઠ કરવો, શ્રીકૃષ્ણને પ્રદક્ષિણા કરવી, શ્રીકૃષ્ણને સાષ્ટાગ પ્રણામો કરવા, આ ત્રણ વ્રતો પણ કરવા ॥૧૫॥ તથા

॥१५॥ शतादिसङ्ख्यया मालावर्तनं कृष्णमन्त्रतः । प्रतिघस्रं यथाशक्ति व्रतमेतत्परं मतम् ॥१६॥ अन्ते त्वेषां यथाशक्ति कृष्णस्य महदर्चनम् । तद्भक्तपूजाऽथ जपे हविर्होमोऽपि चाधिकः ॥१७॥ वैष्णवानां समर्चा च प्रत्यहं चन्दनादिभिः । तद्भोजनं स्वशक्त्या वा सदन्नैरिति च व्रते ॥१८॥ अन्तेऽनयोर्महापूजा सर्वेषां कृष्णसेविनाम् । यथार्हवस्त्रैः पात्रैश्च प्रीणनं भोजनादिभिः ॥१९॥ कामस्य च क्रुधो नित्यमनृतस्य च वर्जनम् । बुद्धिपूर्वप्राणिहिंसावर्जनं सर्व-

પ્રતિદિન યથાશક્તિ શ્રીકૃષ્ણના અષ્ટાક્ષરમંત્રથી કે નામમન્ત્રથી શતાદિ સખ્યાથી માળા ફેરવવી. આતો બધા વ્રતોને મધ્યે પરમ વ્રત માનેલુ છે. 'यज्ञानां जपयज्ञोऽस्मि' આ વચનથી ભગવાનેજ જપનું પ્રાધાન્ય કહ્યું છે. આ જપ ક્ષરાક્ષરની અપેક્ષાએ અત્યધિક પુરૂષોત્તમ ભગવાનનો હોવાથી સર્વોત્તમજ છે ॥૧૬॥ આ સ્તોત્રપાઠાદિ ચાર વ્રતોની સમાપ્તિમાં તો યથાશક્તિ ભગવાનની મહાપૂજા કરવી અને તેમના ભક્ત સાધુ વિપ્રોનું યથાશક્તિ પૂજન કરવું. તેમા શ્રીકૃષ્ણના મંત્રજપમાં અને સ્તોત્રપાઠમાં તો તેના દશાંશથી અગ્નિમાં હવિષ્યાન્નથી હોમ અધિક કરવાનો જાણવો ॥૧૭॥ પ્રતિદિન ચંદન પુષ્પાદિવડે વૈષ્ણવો-સાધુ બ્રહ્મચારી બ્રાહ્મણ વિગેરે હરિભક્તોનું પૂજન અથવા યથાશક્તિ સુસ્વાદુ અન્નવડે તેમનું સંતર્પણ, આ બે વ્રતો કરવાં ॥૧૮॥ આ બે વ્રતની સમાપ્તિમાં મહાપૂજા અને સર્વે સાધુ આદિક શ્રીકૃષ્ણભક્તોનું યથાયોગ્ય વસ્ત્ર પાત્ર ભોજનાદિવડે સંતર્પણ કરવું ॥૧૯॥ પૂર્વોક્ત વ્રતને આશરેલાએ અવશ્યપણે સાવધાન થઈ પ્રતિદિન કામ ક્રોધ અસત્ય અને પ્રાણિપીડાનો સર્વથા પરિત્યાગ કરવો. યદ્યપિ આ ક્રોધાદિકનો પરિત્યાગ અન્યત્ર ( વ્રત નહિ કરનારામાં ) પણ તુલ્ય છે, કારણ કે સર્વના પ્રત્યે સામાન્યપણેજ એમનો પ્રતિષેધ કરેલો છે. અથાપિ વ્રતફળમાં વિરોધિ હોવાથી વિશેષપણે વ્રતના અંગપણે પ્રતિષેધ કરવો ન્યાય્ય છે, પ્રતિષિદ્ધમાંજ જેમ એમ અપ્રતિષિદ્ધ એવા શબ્દાદિ વિષયમાત્રમાં પણ પ્રસરતો કામ આ સ્થળે પ્રતિષેધ કર્યો છે. પ્રાણિપીડન તો બુદ્ધિપૂર્વક જાણવું, કારણ કે શયન આસન અટન આદિ-

थान्वहम् ॥२०॥ पालनं ब्रह्मचर्यस्य त्यजनं चाप्यहंमतेः । स्नेहस्य चैक्षवस्याथ वर्जनं लवणस्य च ॥२१॥ व्रतान्येतानि कार्याणि युक्तानि हरिपूजया । पृथक् पृथग्यथाशक्ति भवन्ति हरितुष्टये ॥२२॥ एतेषां तु समाप्तौ स्यात्त्यागिनां कृष्णसेविनाम् । समर्हणं सविनयं *वासःसद्भोजनादिभिः ॥२३॥ प्राधान्येन मयोक्तानि व्रतान्येतानि* सद्भिः ॥ । कृष्णसम्बन्धिधर्मो यस्तद्व्रतं मे परं मतम् ॥२४॥ पुराणादिष्वथोक्तानि काम्यान्यपि व्रतानि तु । नातिप्रेष्ठानि मे तानि तुच्छाल्पफलदत्वतः ॥२५॥ विषयासक्तचित्तानां ग्राम्याणां तद्धि-

---

કમાં થતા પ્રામાદિક અવર્જનીય પ્રાણિપીડનનો પરિહાર કરવો દુર્ઘટ છે. એટલે બુદ્ધિપૂર્વક પ્રાણિપીડન ન કરવું ॥૨૦॥ તથા અહંકાર કે જે પરાપમાનમાં હેતુભૂત છે તેનો પરિત્યાગ કરવો, કારણ કે–આ તો પ્રત્યવાયજનક હોઇને વ્રતના ફળને પણ રોકી રાખે. તથા વિધિથી કહેલા કે અભ્યનુજ્ઞા કરેલા દારસંગને પણ વ્રતનિષ્ઠ પુરૂષ પરિત્યાગ કરે એટલે બ્રહ્મચર્ય વ્રત પાળે. ઘૃતાદિ સ્નેહ દ્રવ્યને ભક્ષણ કરે નહિ તેમજ શેલડીમાંથી થતા ગોળ ખાંડ સાકર આદિકને ભક્ષણ કરે નહિ તેમજ લવણનો પરિત્યાગ કરે ॥૨૧॥ આ કામત્યાગ આદિક નવ વ્રતો જુદાં જુદાં યથાશક્તિ કરવાં પણ ભેગાં ન કરવાં. આ વ્રતો ભગવાનની પૂજાએ સહિત કરવાં એમ કરવાથી ભગવાનની પ્રસન્નતા માટે થાય. આ વ્રતોની સમાપ્તિમાં તો એકાંતિક ભાવથી શ્રીકૃષ્ણની સેવા કરનારા ત્યાગીઓનું સવિનય સપ્રેમ

वृत्तये। यथातद्रुचि शास्त्रं तु तानि वक्ति हिताय्वद्दम् ॥२६॥ फुसङ्ग-दोपतस्तत्र सज्जन्ते फामुका नराः। ततोऽल्पफलमाप्यैते यान्त्यन्ते संसृतिं किल ॥२७॥ पशुपुत्रधनख्यादिसुखं प्रारब्धकर्मणः। भव-

---

અસ્થિર ફળમાત્રને પમાડનારા હોવાથી મને પ્રિયતમ નથી ॥૨૫॥ યદ્યપિ પુરાણોના પ્રવક્તા તો મહર્ષિઓ છે, તેમની પ્રવૃત્તિતો હિત માટેજ છે, તેમનું જે પ્રણીત છે તે પ્રમાણુજ છે, પરતુ તેઓ મદ, વિષયાસક્ત ચિત્ત વાળા, માટેજ અવળા માર્ગમાં પ્રવર્તેલા જનોને તેનાથી ધીરે ધીરે પાછા વાળવા તેમની રૂચિને અનુસારે ફળવિશેષથી પ્રરોચના કરતા થકા શાસ્ત્રમાં પ્રામાણ્યબુદ્ધિ ઉત્પન્ન કરી અતે હિતમાં જોડે છે. તો તેમનું પ્રણીત પુરાણાદિ મુખ્ય હિતમાટેજ પ્રવર્તેલુ છે પણ ફળવાદાંશમાં અભિજ્ઞને અધિકાર કરવું નહિ હોવાથી તે અશમાં અમોને અધિક પ્રીતિ નથી ॥૨૬॥ ફળકામી પુરૂષો અવિદ્વાન્ અર્થકામપરાયણોના કુત્સિત સગરૂપ દોષથી શાસ્ત્રનુ પરમ તાત્પર્ય નહિ જાણીને રંભા ( તે નામની એક અપ્સરા )સશ્લેષ આદિક વિલક્ષણ વિષયોની તૃષ્ણાથી ગ્રસ્ત હૃદયવાળા થઈ ફળવાદમા રમણ કરે છે, તે પછી અલ્પ ફળને પામીને પુણ્ય પ્રક્ષીણ થતાં ફરીથી ગર્ભ જન્મ જરા મરણ ત્રાસથી વ્યાકુળ એવા સસારમાંજ નિશ્ચે અનુપ્રવેશ કરે છે ॥૨૭॥ પશુ પુત્ર ધન સ્ત્રી આદિક વિષયસુખ તો પ્રત્યેક યોનિમાં પ્રારબ્ધ કર્મને અનુસારે સર્વને વિના પ્રયતે મળેજ છે, એવા નિશ્ચયવાળા વિવેકી જનો તેના વાસ્તે યજ્ઞાદિરૂપ શ્રમમાં પ્રવર્તતા નથી, કારણ કે તેનાથી કેવળ શ્રમજ ફળ મળે છે. સ્વર્ગાદિ લોકમાં વિષયસુખ અધિક છે એમ જે મનાય છે તેતો અવિવેકથીજ છે, કારણ કે-વિષયોની સાથે ઇન્દ્રિયોનો જે સબન્ધ છે એજ સુખાભાસમાં નિમિત્ત છે, આ સંબન્ધ તો પશુ પક્ષ્યાદિકમાં પણ સમાન છે, કાળ દેશ કે યોનિની વિજાતિતામાત્રથી ઇન્દ્રિયો અને વિષયોમાં કશો વિશેષ નથી. શ્વાન પણ શુનીનો પ્રસગ પામતાં રંભા અપ્સરાના પ્રસગને પામતા પુરૂષથકી પણ પોતાને અધિકપણે માને છે ( મારા જેવું કોઇને પણ સુખ નથી ) તો તે બન્નેના સુખમાં શું અતર ( ભેદ ) છે ? કાંઈ પણ નથી. માંસમય આ

तीत्येव निश्चित्य श्रमयन्ति न तद्बुधा ॥२८॥ कृतेन कर्मणा येन भगवांस्तज्जनास्तथा । प्रीयेरस्तत्प्रयत्नेन कर्तव्यं स्वहितेच्छुना ॥२९॥ चातुर्मास्यव्रतं योऽत्र यथाशक्त्यपि नाचरेत् । स मृतो निरयान् भुक्त्वा कीटयोनिषु जायते ॥३०॥ मदीयैस्तु विशेषेण व्रतेषूक्तेषु सुव्रता ! । अवश्यमेवैकतममपि कार्यं व्रतं दृढम् ॥३१॥ कार्तिके शुक्लपक्षेऽथ द्वादश्यां शक्तितोऽर्चनम् । विधाय कृष्णस्य ततस्तन्निवेद्यं तदग्रत ॥३२॥ इदं व्रतं मया देव ! कृतं त्वत्प्रीतये प्रभो ! । न्यूनं सम्पूर्णतां यातु तेन तुष्टो भवेर्मयि ॥३३॥ एवं समाप्य नियमं साधुविप्रादिभोजनम् । विधाप्य पारणां कुर्यादिष्टै सह मुदा व्रती ॥३४॥ ये पालयन्ति मनुजा नियमानिहैतान्

---

પિંડમા જે તારૂણ્ય અને રૂપસંપત્તિ છે તેપણ પ્રત્યેક યોનિને સમાનજ છે અને તેમા જે પ્રીતિ છે તેપણ સમાનજ છે આવો તત્ત્વવિચાર કર નારો કયો પુરૂષ તેના માટે પ્રયાસ કરે ? કોઈ પણ વિવેકી નજ કરે ॥૨૮॥ તો પોતાનુ આત્યંતિક હિત ઇચ્છનારા જને જે કર્મ કરવાથી ભગવાન્ તથા તેમના એકાંતિક ભક્તો પ્રસન્ન થાય તેજ કર્મ પ્રયત્નથી પણ કરવુ ॥૨૯॥ આ લોકમા જે જન આ વ્રતોમાથી એકપણ ચાતુર્માસ્ય વ્રતને યથાશક્તિ પણ ન કરે તે જન મરીને નરકયાતનાને ભોગવીને કીટયો નિમા જન્મે છે ॥૩૦॥ હે સુવ્રતા ! 'મારી જે પ્રસન્નતા છે એજ પરમ પ્રયોજન છે' એમ માનનારા જે મારા આશ્રિતો છે તેમણે તો વિશેષપણે મેં કહેલા વ્રતોને મધ્યે હરકોઈ એક પણ વ્રત અવશ્યપણે દૃઢ-અપ્રમા દથી કરવુ ॥૩૧॥ કરેલા વ્રતની સમાપ્તિ પછી કાર્તિક માસના શુકલ પક્ષની દ્વાદશી તિથિએ યથાધનાદિશક્તિ ભગવાનનુ પૂજન કરી પછી તે વ્રત તેમની આગળ 'હે દેવ ! આ વ્રત મેં આપની પ્રસન્નતા માટેજ કર્યુ છે તો તેમા ન્યૂનતા રહી હોય તો તમારા પ્રસાદથી પરિપૂર્ણતાને પામો અને હે પ્રભો ! 'આ વ્રતથી મારી ઉપર તમો પ્રસન્ન થાઓ' આવા પ્રાર્થના પ્રકારથી નિવેદન કરવુ ॥૩૨-૩૩॥ વ્રત કરનાર પુરૂષ પૂર્વોક્ત પ્રકારે વ્રતને સમાપ્ત કરી, સાધુ બ્રાહ્મણાદિકને મિષ્ટાન્નથી ભોજન કરાવી, પોતાના પ્રિય સંબન્ધિ-

सच्छास्त्रसाधुविहिताजनताहिताय । ते यान्ति नूनमिह भूरि यशोऽतिशुद्धिमन्ते सुखं च परमं परमात्मधाम्नि ॥३५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विश्वगरे चातुर्मास्यव्रतविधिनिरूपणनामा द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

सुव्रत उवाच—नारायणमुनेर्वाक्यमित्याश्रुत्य जनाधिप ! । जना वटपुरावासाः पप्रच्छुस्तं प्रणम्य च ॥१॥ जना ऊचुः—व्रतोपवासनियमान्मासान् ये चतुरो जनाः । कर्तुं न शक्तास्तैः स्वामिन् ! यत्कार्यं ब्रूहि तत्तु नः ॥२॥ श्रीनारायणमुनिरुवाच—अशक्ताश्चतुरो मासांस्तपः कर्तुं तु ये नराः । कर्तव्यं तैर्जना ! भक्त्या पवित्रं का-

---

જનો સાથે પ્રહર્ષથી પારણાં કરે ॥૩૪॥ હે ભક્તાઃ ! આ લોકમાં જે મનુષ્યો સચ્છાસ્ત્ર તથા સજ્જનોએ કહેલા જનહિતકારી પૂર્વોક્ત નિયમોને પાળે છે તેઓ આ લોકમાં બહુ કીર્તિ તથા અતિશુદ્ધિને પામે છે અને પરલોકમાં જે પરમ સુખ પરમાત્માના પર ધામમાં સુપ્રસિદ્ધ નિરવધિ છે તેને નિશ્ચે પામે છે ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે વિશ્વગરે ચાતુર્માસ્યવ્રતવિધિનિરૂપણનામા દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૨॥

## [1]અધ્યાય ૪૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે જનાધિપ ! નારાયણમુનિએ ઉપદેશ કરેલું આવું ચાતુર્માસ્યવ્રત સાંભળીને વડનગરના ભક્તજનો ભગવાનને પ્રણામ કરી એમ પુછવા લાગ્યા કે-હે સ્વામિન્ ! આપે જે આ ફળાહારાદિ વ્રતો, ધારણાં પારણાં આદિક ઉપવાસો અને શ્રીભાગવતશ્રવણાદિ નિયમો કહ્યા તેને ચાતુર્માસ્યની સમાપ્તિપર્યંત પાળવા માટે જે જનો અશક્ત હોય તેમણે જે કર્તવ્ય હોય તે અમોને કહો ॥૧-૨॥ વડનગરના નિવાસી ભગવદ્ભક્તોએ પુછેલા શ્રીનારાયણમુનિ કહે છે—હે જનાઃ ! જે નરો ચાર માસપર્યંત વ્રત કરવા અશક્ત હોય તેમણે તો પવિત્ર કાર્તિકવ્રત ભક્તિથી

---

૧ આ અધ્યાયમાં ભગવાને કાર્તિક માસમાં કરવાના વ્રતવિશેષોનો ઉપદેશ આપ્યો છે

र्तिकव्रतम् ॥३॥ स्नातव्यं कार्तिके मासि प्रातर्नक्षत्रदर्शने । व्रतं च शक्तितः कार्यं तत्र कृच्छ्राख्यमादरात् ॥४॥ आश्वयुज्याः समारभ्य कार्तिक्यवधि भक्तितः । व्रतं मासोपवासाख्यं कार्यं चान्द्रायणं तु वा ॥५॥ अन्यान्यपि च कृच्छ्राणि कथयामि समासतः । तेषु शक्त्यनुसारेण कार्यमेकमपि ध्रुवम् ॥६॥ शुक्लपक्षे चतुर्दश्यां वारिमध्ये स्थितोऽनिलम् । पिबन्नुपवसेदेव जलकृच्छ्र उदीरितः ॥७॥ दशम्यां पञ्चगव्याशी ह्येकादश्यामुपोषणम् । विष्णुमभ्यर्च्यन्कुर्याद्धरिकृच्छ्र इतीरितः ॥८॥ अपः क्षीरं दधि घृतं सप्तम्यादौ पिबेत्पृथक् । एकादश्यामुपवसेत्कृच्छ्रः पैतामहो हि सः ॥९॥ षष्ठ्यादि पयसः पानं त्रिदिनं च ततस्त्र्यहम् । उपवास इति प्रोक्तो माहेन्द्रः कृच्छ्र उत्तमः ॥१०॥ त्र्यहं मुन्यन्नमश्नीयाद्यावकं च त्र्यहं

---

કરવુ ॥૩॥ કાર્તિક માસમા પ્રાત કાળે નક્ષત્ર દેખાતા હોય એવાજ સમયે નદી આદિકમા સ્નાન કરવુ અને તેમા કૃચ્છ્ નામનુ વ્રત આદરથી યથાશક્તિ કરવુ ॥૪॥ આશ્વિન પૂર્ણિમાને પ્રારભીને કાર્તિક પૂર્ણિમાપર્યંત માસોપવાસ (એક માસ ઉપવાસ કરવારૂપ ) નામનુ વ્રત અથવા ચાદ્રાયણ વ્રત ભક્તિથી કરવુ ॥૫॥ બીજાપણ વ્રતો સક્ષેપથી કહુ છુ તેમાથી એક પણ વ્રત શક્તિને અનુસારે નિશ્ચે કરવુ ॥૬॥ તેમા શુકલ પક્ષની ચતુર્દશીએ જળમધ્યે ઉભો રહીને વાયુભક્ષણ કરતો થકો ઉપવાસ કરે, આ જળકૃચ્છ્ નામનુ વ્રત કહ્યુ છે આ જળને મધ્યે સ્થિતિતો પ્રાત કાળને પ્રારભીને મધ્યાહ્નસુધી કે સૂર્યાસ્તસુધી યથાશક્તિ જાણવી ॥૭॥ કાર્તિક શુકલ પક્ષની દશમીએ પચગવ્યનુ ભક્ષણ કરી એકાદશીએ શ્રીકૃષ્ણના પૂજન સાથે ઉપવાસ કરે, આ હરિકૃચ્છ્ નામનુ વ્રત કહ્યુ છે ॥૮॥ સપ્તમી પ્રમુખ ચાર તિથિમા જળ દુધ દહી અને ઘીનુ પૃથક્ અનુક્રમે પાન કરી એકાદશી તિથિએ ઉપવાસ કરે, આ પાચ દિવસસાધ્ય પિતામહ કૃચ્છ્ નામનુ વ્રત કહ્યુ છે ॥૯॥ ષષ્ઠી આદિક ત્રણ દિવસ પર્યંત દુધમાત્રનુ પાન કરી પછીના ત્રણ દિવસ એકાદશીપર્યંત ઉપવાસ કરે, આ છ દિવસનું ઉત્તમ મહેન્દ્ર કૃચ્છ્ નામનુ વ્રત કહ્યુ છે ॥૧૦॥ ત્રણ દિવસપર્યંત મુનિ

ततः । त्र्यहं चोपवसेदन्यत्कृच्छ्रोऽयं वैष्णवो मतः ॥११॥ पञ्चरात्रं प्रतिपदः पयःपानं ततः परम् । दधिपानं पञ्चरात्रं कृच्छ्रोऽयं भास्कराभिधः ॥१२॥ यवागूं यावकं शाकं दधि क्षीरं घृतं जलम् । पञ्चम्यादौ सितेऽश्नीयात्कृच्छ्रः सासपिको मतः ॥१३॥ पलाशबिल्वदर्भाब्जोदुम्बरैः सुशृतं पयः । पिबेत्पष्ठ्यामुपवसेत्कृच्छ्र आग्नेय उच्यते ॥१४॥ पयोबिल्वाम्बुजमृणालान्यत्त्वाऽऽसप्तमीतिथेः । एकादश्यामुपवसेल्लक्ष्मीकृच्छ्रोऽयमीरितः ॥१५॥ त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहं कुर्यादयाचितम् । त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्योऽयमुच्यते ॥१६॥ द्वादशाहोपवासेन पराकः कृच्छ्र उच्यते । कृष्ण-

પ્રિય નમારાદિ અન્નમાત્રનું ભક્ષણ કરી પછીના ત્રણ દિવસ જવનો સાથવો જમીને પછીના ત્રણ દિવસો ઉપવાસ કરે, આ નવ દિવસસાધ્ય વિષ્ણુકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૧॥ શુકલ પક્ષના પડવાને પ્રારંભીને પાંચ દિવસ પયઃપાન કરીને પછીના પાંચ દિવસ દધિપાન કરે, આ દશ દિવસસાધ્ય ભાસ્કરકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૨॥ શુકલ પક્ષની પંચમીપ્રમુખ સાત તિથિએ અનુક્રમે રાબ-જવનો સાથવો-શાક-દહી-દુધ-ઘી-અને જળને પૃથક્ પૃથક્ ભક્ષણ કરે, આ સાત દિવસનું સપ્તર્ષિકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૩॥ પડવાને પ્રારંભીને પંચમી તિથિપર્યંત અનુક્રમે ખાખરાનાં પત્ર, બિલીપત્ર, દર્ભ, કમળપત્ર અને ઉમરડાનાં પત્રો નાંખી ખુબ ઉકાળેલું પય-દુધ કે જળ ( કવાથ ) પિવે અને પછી તિથિએ તો ઉપવાસ કરે આ છ દિવસનું અગ્નિકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૪॥ સપ્તમીતિથિને આરંભીને અનુક્રમે દુધ, બિલીફળ, કમળફળ અને કમળના તંતુનું ભક્ષણ કરી એકાદશીએ ઉપવાસ કરે આ પાંચ દિવસનું લક્ષ્મીકૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૫॥ ત્રણ દિવસ પ્રાતઃકાળે જમે, ત્રણ દિવસ સાયંકાળે જમે, ત્રણ દિવસ યાચના કર્યા વિના મળેલા અન્નને જમે અને ત્રણ દિવસ ઉપવાસ કરે, આ પ્રાજાપત્ય કૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે ॥૧૬॥ બાર દિવસ લાગટ ઉપવાસ કરે તો આ પારાક કૃચ્છ્ર નામનું વ્રત કહ્યું છે. આ બધાં કૃચ્છ્ર વ્રતો કૃષ્ણભક્તિએ સહિત કર્યાં હોય તોજ વ્રતનાં ફળ આપવા સમર્થ થાયછે

भक्त्यन्वितान्येव व्रतानि फलदानि वै ॥१७॥ कृच्छ्रव्रतानि ह्येतानि सर्वपापहराण्यतः । कर्तव्यानि नरैर्भक्त्या कार्तिके तु विशेषतः ॥१८॥ ब्रह्मचारी गृहस्थो वा वनस्थो वाथ भिक्षुकः । कृत्वा व्रतान्यवाप्नोति वैष्णवं पदमव्ययम् ॥१९॥ कृच्छ्राणि कुर्वन् सर्वाणि यतवाङ्मानसेन्द्रियः । धौतवासाः शुचिः स्नातः पूजयेत्कृष्णमन्वहम् ॥२०॥ अहिंसको दानरतो जपहोमपरायणः । पालयेद्ब्रह्मचर्यं च क्षमासत्यदयान्वितः ॥२१॥ व्रतद्रव्याणि सर्वाणि क्षीरादीनि सदा व्रती । विप्रदत्तानि चाश्नीयात्स्वेच्छया न प्रकामतः ॥२२॥ कुर्वन् कृच्छ्राणि मुह्येच्चेत्क्षुधया पीडितस्तदा । अमृतं तु

---

નહિ તો સમર્થ થતાં નથી, માટે કૃષ્ણભક્તિએ સહિતજ કરવાં ॥૧૭॥ આ કૃચ્છ્ર વ્રતો સર્વ પાપોને હરનારા હોવાથી મનુષ્યોએ ભક્તિથી કરવા કાર્તિક માસમાં તો વિશેષપણે કરવાં ( તેમાથી એક વ્રત યથાશક્તિ કરે ) ॥૧૮॥ આ વ્રતોમાં બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સન્યાસી આ બધા આશ્રમિઓને અધિકાર છે, તેઓ આ વ્રતોને કરીને પાપના ક્ષયથી અંત કરણની નિર્મળ થવા દ્વારા જ્ઞાનોદયને પામીને અંતે વિષ્ણુના અપુનરાવૃત્તિ પરમ પદને પામે છે ॥૧૯॥ આ પૂર્વોક્ત સર્વ કૃચ્છ્ર વ્રતોને કરવા ઇચ્છતો પુરૂષ સ્નાન કરી શુદ્ધ થઈ ધોએલા વસ્ત્ર ધારણ કરી કર્મેન્દ્રિયો જ્ઞાનેન્દ્રિયો અને મનને નિયમમાં કરીનેજ કરે અને તેવોજ થઇને પ્રતિદિન કૃષ્ણનું પૂજન કરે સામાન્યપણે પ્રાપ્ત થતા કૃષ્ણપૂજનનો વ્રતના અંગતરીકે આ વિધિ છે, તેથી કૃષ્ણપૂજન વિનાના વ્રતની વિફળતા જાણવી ॥૨૦॥ વળી વ્રતનિષ્ઠ પુરૂષે જપહોમપરાયણ, બ્રહ્મચર્યનિષ્ઠ, ક્ષમા સત્ય દયાએ યુક્ત, દાનપરાયણ અને અહિંસાતત્પર રહેવુ, કારણ કે વ્રતના અનુષ્ઠાનમાં જપ હોમ પરાયણાદિ અંગ છે ॥૨૧॥ વ્રતકર્તા પુરૂષ અત્યંત જમે નહિ કિંતુ વ્રતને અનુગુણ દુગ્ધાદિકનેજ જમે રાજસ તામસ જે વ્રતવિરૂદ્ધ હોય તેને જમે નહિ, દુગ્ધાદિકપણ યથેષ્ટ પ્રાપ્ત થએલા અત્યંત ન ભક્ષણ કરે કિંતુ ધર્મતત્ત્વને જાણનારા વિપ્રે આપેલાંજ ભક્ષણ કરે ॥૨૨॥ એરીતે વ્રતમા પ્રવર્તેલો, કૃચ્છ્રાચરણને લીધે ક્ષુધાથી

गवां क्षीरं पाययेत्तं नरं द्विजः ॥२३॥ अष्टैतान्यव्रतघ्नानि ह्यापो मूलं फलं पयः । हविर्ब्राह्मणकाम्या च गुरोर्वचनमौषधम् ॥२४॥ यथोक्तेन विधानेन कार्तिके कृच्छ्रमाचरेत् । कृष्णमभ्यर्चयन्नित्यमिति ब्रह्माह नारदम् ॥२५॥ कृच्छ्राणि कर्तुं च नरः शक्नुयान्नैव यस्तु सः । व्रतान्यन्यानि कुर्वीत यथाविधि यथाबलम् ॥२६॥ मञ्चखट्वादिशयनं पटोलं मूलकं मधु । वृन्ताकं च कलिङ्गं च बहुबीजं च वर्जयेत् ॥२७॥ प्रातःस्नानं हरेर्ध्यानं यथाशक्ति दृढासनः । नित्यं सर्वः प्रकुर्वीत पूजां च मानसीमपि ॥२८॥ एकभक्तं च भक्तं

---

પીડા પામેલો અને ક્યારેક તેના વેગથી મૂર્છાને પામેલા પુરૂષને પાસે રહેલો વિપ્ર ગાયોનું અમૃતવત્ પવિત્ર સ્વાદુ દુધ પાન કરાવે ( ગાયના દુધથીજ તેની આશ્વાસના કરે પણ જે કોઈ પણ અન્નથી ન કરે ) ॥૨૩॥ આ બાબતમાં આ વિશેષ જાણવો-વ્રતવડે કૃશ થએલા, ક્ષુધાથી પીડા પામેલા પુરૂષના પ્રાણપરિક્ષણમાટે તે આ આઠનું ભક્ષણ કરવાથી વ્રતનો વિનાશ થતો નથી. કયાં આઠ તો-જળ, શકરીયાં આદિક મૂળ, ખજૂર આદિક ફળ, ગાયનું દુધ, ઘી, પરિપક્વ વિપ્રની અનુમતિ, સદ્‌ગુરૂનું વચન અને ઔષધ ॥૨૪॥ પુરૂષ પ્રતિદિન પૂર્વોક્ત વિધિથી કૃષ્ણનું પૂજન કરવાપૂર્વક કાર્તિક માસમાં કૃચ્છ્ર વ્રત કરે એમ પૂર્વે બ્રહ્માએ નારદજીને ( બ્રહ્મવૈવર્તપુરાણમાં ) કહ્યું હતું ॥૨૫॥ જે પુરૂષ કાર્તિક કૃચ્છ્ર વ્રતોને કરવા નજ સમર્થ હોય તેણે તો બીજાં સુકર વ્રતો યથાવિધિ યથાશક્તિ કરવાં ॥૨૬॥ તે વ્રતો કહું છું—મંચ ( ઉપર છત્રવાળો પર્યંક ) ખટ્વા ( છત્રે રહિત ) આદિકમાં શયનને ત્યાગ કરે, સર્પાકૃતિ પંડોળાં, મૂળા, મક્ષિકાએ કરેલું મધ, વૃંતાક, કાળીંગડાં અને બહુ બીજવાળાં જામ ફળાદિકને ત્યાગ કરે—ન ભક્ષણ કરે. આ બધાં વ્રતો જાણવાં ॥૨૭॥ સર્વ કોઈ વ્રતનિષ્ઠ પુરૂષ પ્રાતઃ સ્નાન, દૃઢાસનથી યથાશક્તિ શ્રીહરિનું ધ્યાન અને માનસપૂજાપણ પ્રતિદિન કરે. સામાન્યપણે પ્રાપ્ત થતા એવા પણ આ પ્રાતઃસ્નાનાદિકનું વિધાન વ્રતાંગતા જણાવા માટે જાણવું ॥૨૮॥ એકવાર જમવાનું વ્રત રાખે તથા લવણ વિનાનું અન્ન જમવાનું વ્રત રાખે તથા યાચના વિના

च व्रतं निर्लवणं तथा। अयाचितं फलत्यागमपक्वादानमेव च ॥२९॥ शाकत्यागं रसत्यागं ताम्बूलाभ्यङ्गवर्जनम्। दधिदुग्धसितासर्पिर्गुडतैलविवर्जनम् ॥३०॥ व्रतं च भूमिशयनं भूमिभोजनमेव वा। मौनं पाषाणशयनं तीर्थस्नानं व्रतं तथा ॥३१॥ गोविप्रसाधुदेवार्चानियमः पत्रभोजनम्। शिलायां भोजनं चैव स्थालीपाकविवर्जनम् ॥३२॥ अन्नदानं च गोदानं स्वर्णदानं च प्रत्यहम्। तिलदानं दीपदानमित्युक्तानि व्रतानि वै ॥३३॥ तुलामकरमेषार्के प्रातःस्नानं विधीयते। हविष्यं ब्रह्मचर्यं च महापातकनाशनम् ॥३४॥ नद्यां स्नानं विशेषेण कर्तव्यं कार्तिके नरैः। तदभावे तडागे

---

ઉપલબ્ધ થએલા અન્નને જમવાનુ વ્રત રાખે તથા ફળમાત્રને નહિ જમવાનુ વ્રત ધારે તથા રાંધ્યા વિનાનુ અન્ન જમવાનું વ્રત ધારે ॥૨૯॥ તથા શાકમાત્રના પરિત્યાગરૂપ વ્રત રાખે તથા રસમાત્રના ત્યાગરૂપ વ્રત રાખે તથા તાંબૂળભક્ષણના ત્યાગરૂપ વ્રત રાખે તથા અંગમા તેલ મર્દનપૂર્વક સ્નાન નહિ કરવાનુ વ્રત રાખે તથા દહી દુધ સાકર ઘૃત ગોળ તેલના ત્યાગરૂપ વ્રત ધારે ॥૩૦॥ તથા પાથરણા વિનાના ભૂતળમા સુઇ રહેવાનું વ્રત રાખે તથા કેવળ ભૂતળ ( પાત્ર વિના ) ઉપર અન્ન મુકીને જમવાનુ વ્રત રાખે તથા ભોજનકાળમા અથવા માસપર્યંત સર્વથા ભાષણ નહિ કરવારૂપ મૌન વ્રત ધારે તથા કેવળ પાષાણ ઉપર સુઈ રહેવાનુ વ્રત રાખે તથા તીર્થમાં જઈ તેમા સૂર્યોદય પહેલા સ્નાન કરવારૂપ વ્રત ધારે ॥૩૧॥ તથા પ્રતિદિન ગાયો વિપ્રો સાધુઓ અને દેવોની પૂજા કરવાનો નિયમ રાખે તથા પત્રાવળીમાંજ ( સ્થાળીમા નહિ ) જમવાનો નિયમ રાખે તથા સ્થાલી–તપેલી વિગેરેમાં રાંધેલા અન્નનો ત્યાગ કરવારૂપ વ્રત રાખે ॥૩૨॥ તથા પ્રતિદિન અન્નદાન વ્રત, ગૌદાન વ્રત, સુવર્ણદાન વ્રત, તિલદાન વ્રત અને દીપદાન વ્રત કરે. આવા વ્રતો કહ્યા છે તે યથાશક્તિ કાર્તિક માસમા કરવાં ॥૩૩॥ કાર્તિક માઘ અને વૈશાખ માસમા પ્રાત કાળમાંજ સ્નાન નિયમ, એક હવિષ્યાન્નનુંજ ભક્ષણ અને બ્રહ્મચર્ય વ્રતમાં નિષ્ઠા, આ ત્રણ વ્રતો મહાપાતકને પણ પ્રણાશ કરનારાં હોવાથી કરવાપણે કહેલા છે તેને

वा कूपे वा दुर्बलो गृहे ॥३५॥ यः स्नात्यनुदिते भानौ भानुजात्तस्य भीः कुतः । इमं मन्त्रं समुच्चार्य मौनी स्नायाद्व्रती नरः ॥३६॥ कार्तिकेऽहं करिष्यामि प्रातःस्नानं जनार्दन ! । प्रीत्यर्थं तव देवेश ! दामोदर ! मया सह ॥३७॥ केतक्या वापि मालत्या मुनिपुष्पैश्च वाम्बुजैः । पूजनीयः प्रयत्नेन कार्तिके विष्णुरव्ययः ॥३८॥ कार्तिके नार्चितो यैस्तु कमलैः कमलेक्षणः । जन्मकोटिष्वपि भवेन्न तेषां कमला गृहे ॥३९॥ तुलसीदललक्षेण कार्तिके योऽर्चयेद्धरिम् । पत्रेपत्रेऽश्वमेधस्य स फलं प्राप्नुयान्नरः ॥४०॥ धात्रीफलविलिप्ताङ्गो

---

કરે ॥૩૪॥ કાર્તિક માસમા નદીમાંજ સ્નાન કરવું, સામાન્યપણે નદીમાં સ્નાન બીજા સ્નાનની અપેક્ષાએ શ્રેષ્ઠપણે પ્રાપ્ત થાય છે તથાપિ વિશેષપણે કાર્તિક માસમાં જે વિધાન છે તે વ્રતાંગપણે સમન્વય પામે છે. નદીના અભાવે તળાવમાં સ્નાન કરવું. જે તો તળાવપ્રત્યે જવા અશક્ત હોય તેતો કુવામાંથી કાઢેલા શીત જળથી ઘરમાંજ સ્નાન કરે ॥૩૫॥ આ સ્નાન સૂર્યોદય પહેલાંજ કરવું. ઉદય થયા પહેલાં સ્નાન કરતા વ્રતી નરને યમથકી કાંઈપણ ભીતિ રહેતી નથી (રવિદેવ પ્રસન્ન થાય છે) તે સ્નાન આગળ કહીશ એવા મન્ત્રને ઉચ્ચારણ કરીને મૌન થઈને કરવું ॥૩૬॥ મન્ત્ર કહેછે- હે જનાર્દન ! હે દેવેશ ! હે દામોદર ! લક્ષ્મીજીએ સહિત તમો નારાયણની પ્રસન્નતા માટે હું કાર્તિક માસમાં પ્રાત સ્નાન કરીશ. એરીતે મન્ત્રાર્થ સ્પષ્ટ છે ॥૩૭॥ સ્નાન કર્યા પછી સાવધાન થઇ અવ્યય-અવિનાશિસ્વરૂપ વિષ્ણુની કેવડો કે જાઈનાં પુષ્પો કે મુનિપુષ્પ (અગથીયાનાં પુષ્પો) કે કમળથી (આ બધાંથી અથવા હરકોઇ એકથી) કાર્તિક માસમાં પ્રયત્નથી પણ પૂજા કરવી ॥૩૮॥ તેમાં કમળોવડે કમળલોચન કૃષ્ણની પૂજા તો શ્રેષ્ઠ કહી છે. કાર્તિક માસમાં કમળોવડે જે નરોએ કમળલોચન કૃષ્ણની પૂજા કરી નથી તેમના ઘરમાં કોટિજન્મ લગી પણ કમળા(લક્ષ્મી) નજ રહે આ અર્થવાદથી કમળોવડે કૃષ્ણપૂજનની પ્રશસા કરી છે ॥૩૯॥ કાર્તિક માસમાં લક્ષપરિમિત તુળસીપત્રથી કૃષ્ણનું પૂજન સર્વથી શ્રેષ્ઠ કહ્યું છે, તેને જે પુરૂષ કરે તેને પત્રે પત્રે અશ્વમેધ યજ્ઞનું ફળ થાય આ

धात्रीफलविभूषणः । धात्रीफलकृताहारः संसृतेर्मुच्यते नरः ॥४१॥ धात्रीच्छायां समाश्रित्य योऽर्चयेच्चक्रधारिणम् । पुष्पे पुष्पे भवेत्तस्य राजसूयफलं किल ॥४२॥ दामोदरं वनेऽभ्यर्च्य धात्रीवृक्षोपशोभिते । पक्वान्नैस्तोषयेद्विप्रान् यः स विष्णुपुरं व्रजेत् ॥४३॥ राजिकां मादकं क्षौद्रं कांस्यपात्रे च भोजनम् । कार्तिके वर्जयेत्तैलं द्विदलं च विशेषतः ॥४४॥ माषमुद्गमसूराश्च चणकाश्च कुलत्थकाः । निष्पावा राजमाषाश्च ह्याढक्यो द्विदलं स्मृतम् ॥४५॥ त्यजेत्पर्युषितं चान्नं सन्धितं मतिदूषितम् । ऊर्जे त्यजेत्सूरणं च

---

लक्षपरिमित तुळसीपत्रथी कृष्णपूजननी प्रशंसा छे ॥४०॥ आमळीना संबन्धवाळो आ व्रतविशेष कार्तिक मासमां श्रेष्ठ छे. कयो तो-आमळीना फळनो रस शरीरमां चोळीने, आमळीनां फळोथीज करेलां हार कडां आदिक आभूषणो धारीने, आमळी फळनोज आहार करीने वर्तनारो व्रती नर संसारबन्धनथी मुक्त थाय छे. वळी कार्तिक मासमां आमळीनी छायानो आश्रय करी चक्रपाणि श्रीकृष्णनी ( पूर्वोक्त पुष्पोवडे ) पूजा करवी ते श्रेष्ठ कही छे. तेने जे पुरुष करे तेने पुष्पे पुष्पे राजसूय यज्ञनुं फळ थाय ॥४१-४२॥ आमळकीना वृक्षोथी विराजमान वनमां दामोदर नामना भगवाननी पूजा करी, तेमने निवेदन करतां अवशेष ( प्रसादभूत ) रहेलां भक्ष्य भोज्यादि उत्तम रसवाळां पकवानोवडे विप्रोने जे जन जमाडे ते विष्णुना पुर-वैकुंठने पामे. आ पूजनना अंगभूत विशेषनी प्रशंसा छे ॥४३॥ कार्तिक मासना व्रतमां निष्ठावाळाए आटलांनो परित्याग करवो-राई, मादक जायफळ आदिक, मध, ( मक्षिकाओए करेलुं ) कांसाना पात्रमां भोजन, तेल अने विशेषपणे द्विदळ ( जेनां बे दळ-पड फाड थाय ते ) नो त्याग करे. अडद, मग, मसुर, चणा, कळथी, वाल, चोळा, तुवेरो, मठ, इत्यादिक द्विदळ शब्दथी कह्युं छे ॥४४-४५॥ तथा पर्युषित, ( रात्रि वाशी रहेलुं ) सन्धित, ( लवणशाकादि ) मतिदूषित, ( दातानी मतिथी दूषित, एटले दाताए लोभने लीधे अतिक्लेशथी आपेलुं ) सूरण नामनो कंदविशेष, आटलांनो कार्तिक मासमां व्रत करनाराए त्याग

दिवास्वापं तथानृतम् ॥४६॥ विष्णुनामसहस्रस्य पठनं च दिवा निशि । कार्यमाकाशदीपश्च देयं ऊर्जे निशामुखे ॥४७॥ यवान्न-मृषिधान्यं वा भक्ष्यमूर्जे शुभं मतम् । नोर्जो वन्ध्यो विधातव्यो व्रतिना केनचित्क्वचित् ॥४८॥ कार्तिके मासि गृह्णीयाद्दीक्षां भागवतीं तु यः । स पुमान्मुच्यते नूनं जन्मसंसृतिबन्धनात् ॥४९॥ तुलसीकाष्ठसम्भूता माला कृष्णपदेऽर्पिता । कार्तिके मासि या सा वै नित्यं धार्या तु वैष्णवैः ॥५०॥ तुलसीकाष्ठसम्भूते ! माले ! कृष्णजनप्रिये ! । बिभर्मि त्वामहं कण्ठे कुरु मां कृष्णवल्लभम् ॥५१॥ मन्त्रेणैतेन सम्प्रार्थ्य माला धार्या तु भक्तितः । कर्तव्यानि

---

કરવો. તથા દિવાનિદ્રા અને અસત્ય ભાષણનો ત્યાગ કરવો. ( સામાન્ય પણે પ્રાપ્ત થતા આ બે પ્રતિષેધની વ્રતના અગતરીકે વિશેષપણે પ્રાપ્તિ સમઝવી ) ॥૪૬॥ પ્રાતઃકાળે તથા સાયંકાળે વિષ્ણુનામસહસ્ર સ્તોત્રનો પાઠ નિયમથી કરવો. આ એક બીજો કાર્તિક માસમાં વ્રત વિશેષ જાણવો. તથા સાયકાળે હરિમંદિરાદિકમાં આકાશદીપ આપવો, આ પણ એક વ્રત વિશેષ જાણવો ॥૪૭॥ કાર્તિક માસમાં યવાન્ન અથવા શ્યામો નમાર આદિક ઋષિધાન્ય વ્રતવાળાએ ભક્ષણ કરવું શ્રેષ્ઠ છે. ( બીજું ધાન્ય ન ખાવું ) એરીતે વ્રતાચરણથી કાર્તિક માસને સફળ કરવો પણ કોઇપણ વ્રતીએ ક્યારેય પણ પૂર્વોક્ત વ્રતાચરણ વિના નિષ્ફળ ન નિર્ગમન કરવો ॥૪૮॥ જે પુરૂષ કાર્તિક માસમાં ભાગવતી દીક્ષા સદાચાર્ય થકી ગ્રહણ કરે તે પુરૂષ સંસારબન્ધન થકી નિશ્ચે મુક્ત થાય છે ( આ દીક્ષાના કાળવિશેષની સ્તુતિ કરી છે ) ॥૪૯॥ કાર્તિક માસમાં ભગવાનના ચરણારવિંદમાં સમર્પણ કરતાં પ્રસાદભૂત થએલી જે તુળસીકાષ્ઠમાળા છે તે વૈષ્ણવોએ સદાય ધારણ કરવી ( આથી તુળસીમાળાનો ભગવાનના ચરણકમળમાં સમર્પણનો સમયવિશેષ પ્રશંસા કરેલો જાણવો ) ॥૫૦॥ માળાધારણનો મંત્ર કહે છે-તુળસીકાષ્ઠમાંથી થએલી, કૃષ્ણજનો જેને પ્રિય છે, એવી હે માળે ! તમને હું કંઠમાં ધારણ કરૂં છું. મને શ્રીકૃષ્ણ વહાલા થાય એમ તમો કરો. આ મંત્રથી પ્રાર્થના કરી આ માળા ( કંઠી ) ગળામાં

व्रतानीत्थमूर्जमासे विशेषतः ॥५२॥ एकेनापि व्रतेष्वेषु कार्तिकेऽनुष्ठितेन च । चातुर्मास्यव्रतफलं पुरुषस्य भवेज्जनाः ! ॥५३॥ व्रतोपवासनियमा यथाशक्ति ततो नरैः । प्रीतये वासुदेवस्य विधातव्याः प्रयत्नतः ॥५४॥ सुव्रत उवाच—इत्युक्त्वा भगवान्भक्ताच्चारायणमुनिर्नृप ! । विरराम च ते सर्वेऽप्यानन्दं लेभिरे परम् ॥५५॥ ऊचुश्च ते तं चतुरोऽपि मासान्वयं करिष्याम इह व्रतानि । इति प्रभुः सोऽपि तदा प्रसन्नः पुरद्वयावासिजनानशंसत् ॥५६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे विश्वगरे कार्तिककृच्छादिव्रतनिरूपणनामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

---

ભક્તિથી ધારણ કરવી. આ પ્રકારે કાર્તિક માસમાં વિશેષપણે વ્રતો કરવાં ॥૫૧-૫૨॥ હે ભક્તજનો ! પૂર્વોક્ત વ્રતોમાંથી એક પણ વ્રતના અનુષ્ઠાનથી વ્રતી પુરૂષ ચાતુર્માસ્યવ્રતના ફળને પામે ( આ અર્થવાદ છે ) ॥૫૩॥ જે આ વ્રત-ઉપવાસ-નિયમોનો ઉપદેશ કર્યો તે સર્વે નરોએ ફળકામનાથી નજ કરવા. કારણ કે યદ્યપિ ફળકામના વિધિને અનુગત ( અવશ્ય ફળ થાયજ ) છે તથાપિ તે બન્ધન કરનારી છે તો ફળકામના વિના વાસુદેવ ભગવાનની પ્રસન્નતા માટે યથાશક્તિ પ્રયત્નથી વ્રતોપવાસનિયમો પાળવા ॥૫૪॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ભગવાન્ નારાયણમુનિ આ પ્રકારે વિસ્તારથી વ્રતવિશેષોનો ભક્તજનોને ઉપદેશ કરી મૌન થઈ ગયા. બધા ભક્તજનો પણ ઉક્ત ઉપદેશને સાંભળીને પરમાનંદપરિપૂર્ણ થઈ ગયા ॥૫૫॥ ભગવાનના સદુપદેશથી શ્રદ્ધાતિશયને પામેલા સમસ્ત ભક્તો 'હે ભગવન્ ! અમો સર્વે આપના કહેવા પ્રમાણે ચારેય માસમાં વ્રતો કરીશું' એમ બોલ્યા. તે સમયે તેમની અતિશય શ્રદ્ધા જોઈને પ્રસન્ન થએલા ભગવાને પણ બન્ને નગરના સર્વ હરિજનોની બહુ પ્રશસા કરી ॥૫૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. દ્વિતીયપ્રકરણે વિશ્વગરે કાર્તિકકૃચ્છ્રાદિવ્રતનિરૂપણનામા ત્રિચત્વાઽરિંશોધ્યાયઃ ॥૪૩॥

सुव्रत उवाच—पुरद्वयौकसो भक्तान्तोषयित्वाथ तान् हरिः । अनुज्ञाप्य नभोमासि पञ्चम्यां निर्ययौ ततः ॥१॥ प्रेम्णानुयातो भक्तांस्तान्संनिवर्त्य च वर्त्मनि । ग्राम्यान् पौरांश्च सुखयन्भक्तान् श्रीनगरं ययौ ॥२॥ प्रेष्ठमायान्तमाश्रुत्य पौरा भक्तास्तमभ्ययुः । गीतवादित्रनिर्घोषैर्वाहनैर्विविधैः सह ॥३॥ पुरात् क्रोशार्धदूरे तमश्वारूढं विलोक्य ते । प्रणेमुर्दण्डवत्सर्वे हर्षाश्रुप्लुतदृष्टयः ॥४॥ यथार्हं मानितास्तेन नरयानं तमादरात् । पौरा आरोहयामास

## [1]અધ્યાય ૪૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાન્ શ્રીહરિ એરીતે સદુપદેશ સંભાષણ સંદર્શનાદિવડે બન્ને નગરના નિવાસી હરિજનોને મહાસુખ આપીને, તેમને પુછીને શ્રાવણ માસની શુકલપંચમી તિથિએ ત્યાંથી ચાલી નીકળ્યા ॥૧॥ પરા ભક્તિના પરવશપણાથી પોતાની પાછળ વળાવા આવેલા તે હરિભક્તોને પ્રિયવચનથી કરેલા અભિનંદનાદિવડે પાછા વાળીને, જવાના માર્ગમાં તે તે સ્થળે અભિમુખ આવતા પુરવાસી તથા ગ્રામવાસી તે તે અનેક ભક્તોને કુશળપ્રશ્નાદિકવડે સુખ આપતા આપતા શ્રીનગર પધાર્યા ॥૨॥ શ્રીનગરના નિવાસી ભક્તજનો શ્રેષ્ઠ ( અનંત કલ્યાણગુણની પરિપૂર્તિથી સર્વને પ્રિયતમ ) ભગવાનને પધારેલા સાંભળીને એકદમ પરમા પ્રીતિથી વિવિધ વાહનો તથા ગીત વાદ્યના ઘોષોની સાથે તેમની સન્મુખ ગયા ॥૩॥ પુરથકી અર્ધો ક્રોશપરિમિત દૂર પ્રદેશમાં અશ્વ ઉપર વિરાજમાન થઈ આવેલા ભગવાનને ભાળીને સર્વ ભક્તજનો હર્ષના અશ્રુથી વ્યાપ્ત દૃષ્ટિવાળા થઈને દંડવત્પ્રણામ કરવા લાગ્યા ॥૪॥ પ્રણામ કરતા તે ભક્તોને આ ભગવાને યથાયોગ્ય કુશળપ્રશ્નથી અભિનંદનાદિક સત્કાર કર્યો. અભિનંદન કરેલા ભક્તોએ પરમાદરથી ભગવાનને શિબિકા ( સુખપાલમાં ) બેસાર્યા ( તેમની પ્રાર્થનાથી ભગવાન્ શિબિકામાં બેઠા ) અને તેમની સાથે આવેલા

[1] આ અધ્યાયમાં અમદાવાદમાં ભગવાનનાં દિવ્ય ચરિત્રોના સાક્ષાત્કારથી શ્રદ્ધાતિશયને પામેલા શાસ્ત્રવેત્તાઓએ કરેલા તેમના આશ્રયનો અનુવાદ કર્યો છે.

रथार्दींश्च मुनीनपि ॥५॥ नानाविधानि वाद्यानि वादयन्तस्त उन्मुदः । गायन्तस्तद्गुणानुच्चैः प्राविशन्नगरं नृप ! ॥६॥ आवासं तस्य महति नवीने वेश्मनि प्रभोः । समुनेः कारयामासुस्ततश्चातिथ्यमादरात् ॥७॥ यत्र नूत्नगृहे वासः पुरि तत्राभवद्धरेः । अद्यापि सा प्रतोली तु 'नवावास' इतीर्यते ॥८॥ भक्ष्यैर्भोज्यैर्बहुविधैर्मुनीन् पद्मांश्च वर्णिनः । प्रत्यहं तर्पयामासुर्भक्तास्तं नगरौकसः ॥९॥ नारायणं पुपूजुश्च नीत्वा स्वं स्वं निकेतनम् । गन्धपुष्पानर्घ्यवासोभूषणैर्द्रविणेन च ॥१०॥ महद्भिरेव सम्भारैर्जन्माष्टम्यां महोत्सवम् । भक्तानचीकरत्स्वामी भक्तिमार्गं प्रपोषयन् ॥११॥

શુકાનંદાદિ મુનિઓને રથ ગજ ઘોડાગાડી આદિક વિવિધ વાહનોમાં બેસાર્યા ॥૫॥ હે નૃપ ! આ ભક્તો અધિક આનંદ પામીને ભગવાનના પદ્યનિબદ્ધ ગુણોને ઉચ્ચ સ્વરથી ગાતા થકા અને નાનાવિધ વાજીંત્રોને વજાડતા થકા નગરમાં શ્રીહરિની સાથે આવ્યા ॥૬॥ આવીને નવીન ( રમણીય રચનાવાળી ) મોટી હવેલીમાં ભગવાનનો ઉતારો આદરથી કરાવીને પછી તેમનું મુનિસાથે આદરથી ઉત્તમ આતિથ્ય કરવા લાગ્યા ॥૭॥ તે પુરીમાં જે નવીન હવેલીમાં ભગવાને પ્રથમ ઉતારો કર્યો તે હવેલીથી સમલંકૃત તે પોળ (શેરી)ને તો તે હવેલીના અસાધારણ અન્વર્થ 'નવાવાસ' એવા નામથીજ અદ્યાપિ લોકો કહે છે ॥૮॥ શ્રીનગરનિવાસી ભક્તજનો ભગવાનને તથા તેમના ચરણકમળનાજ એક આશ્રયવાળા, તેમના ગુણોના અનુભવમાંજ એક નિષ્ઠાવાળા વર્ણિઓ મુનિઓ અને તેમના ચરણકમળની પરિચર્યાપરાયણ પાર્ષદોને વિવિધ ભક્ષ્ય ( મોતૈયા લાડુ ઘેબર જલેબી વિગેરે ) ભોજ્ય ( દુધપાક ખીરંજ વિગેરે ) વડે પ્રતિદિન તૃપ્ત કરતા હતા ॥૯॥ સમસ્ત ભક્તોએ પરા ભક્તિથી ભગવાન્ નારાયણમુનિને પોતપોતાને ભવને પધરાવીને ચંદન, પુષ્પ, ઉત્તમ વસ્ત્રો, આભૂષણો અને કાંચન રાજત આદિક દ્રવ્યવડે પૂજા કરી ॥૧૦॥ તે પછી જગતમાં ભક્તિમાર્ગનું સર્વત્ર પોષણ કરતા ભગવાને સંવત્ ૧૮૬૬ ની જન્માષ્ટમી તિથિએ શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવનો મહોત્સવ મહા સામગ્રીથી ભક્તો પાસે કરાવ્યો ॥૧૧॥

ब्राह्मणांस्तर्पयामास तत्र स्वेष्टैः स भोजनैः । सहस्रशोऽथ तेभ्योऽदाद्दक्षिणां भूपतिर्यथा ॥१२॥ एकादश्यां सभा तत्र महत्यासीज्जगाधिप ! । निषेदुस्तत्र पुरुषा योषितश्च यथोचितम् ॥१३॥ वर्णिनश्च गृहस्थाश्च साधवश्च पदातयः । हरेरनुचराः सर्वे तत्र मर्यादयाऽऽसत ॥१४॥ नथ्थुभट्टादयः पौरा नरा गङ्गादयः स्त्रियः । भक्ताः सहस्रशो ह्येते तत्रोपविविशुः सुखम् ॥१५॥ अभक्ताः कौतुकेक्षार्थं नरा योषा सहस्रशः । तत्रागत्यामितस्तस्थुर्हसन्तोऽकृतवन्दनाः ॥१६॥ विप्रेषु शतशस्तत्र त्वासन्वेदान्तशास्त्रिणः ।

જન્માષ્ટમીના પારણાં દિવસે ભગવાને ભૂપતિની પેઠે હજારોહજાર બ્રાહ્મણોને તેમને ઇષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ ભોજનોવડે તૃપ્ત કર્યા અને બહુવિધ દક્ષિણાઓ આપી ॥૧૨॥ હે જનાધિપ ! શ્રીનગરમાં આ મહોત્સવપ્રસંગે એકાદશી દિવસે મોટી કોઈપણ સભા ભરાઈ હતી. તેમાં ભગવાનના મુખારવિંદના મકરંદરૂપ વચન રસાસ્વાદમાં લુબ્ધ એવા પુરૂષો તથા સ્ત્રિયો યથોચિત ( પોતપોતાની ધર્મમર્યાદાને નહિ અતિક્રમ કરીને ) બેઠા. ભગવાનના ચરણકમળના રસમાંજ એક નિત્યતૃપ્ત સદા સહચર વર્ણિઓ સાધુઓ અને પદાતિઓ તથા તેમનાજ એક આશ્રયવાળા ગૃહસ્થજનો સભામાં મર્યાદાથી બેઠા ॥૧૩-૧૪॥ નથુભટ્ટ આદિક પુરવાસી ભક્ત પુરૂષો અને ગંગા આદિક ભક્ત સ્ત્રિયો, આ અનેક ભક્તજનો તે સભામાં સુખેથી- અન્યોન્ય સંઘર્ષ વિના સ્વધર્મને અનુગુણ બેઠા અથવા ભગવાનના ચરણારવિંદના દર્શનથી થએલા સુખાતિશય યોગને લીધે સુખેથી બેઠા ॥૧૫॥ જે કોઈ અભક્તો-ભક્તિરસવિમુખ, ભગવાનનો આશ્રય કરે એવા ભાગ્યવિશેષે રહિત હજારોહજાર બીજા સ્ત્રી પુરૂષો હતા તેતો કેવળ કૌતુક જોવા માટે ત્યાં આવીને બધા ભક્તસમાજને જોઇને તેનો મહિમા નહિ જાણીને 'અમોજ સુજ્ઞ છીએ' એમ પોતાને માનીને હસતા હસતા શ્રીહરિને વંદના કર્યા વિનાજ સભાની ચારે બાજુ ઉભા રહ્યા ॥૧૬॥ સભામાં કુતૂહળ જોવા માટે આવેલા અભક્ત બ્રાહ્મણોમધ્યે કેટલાક બ્રાહ્મણો વેદાંતશાસ્ત્રીઓ ( ન્યાય વ્યાકરણ શાસ્ત્રની પેઠે વાદ માટેજ કેવળ વેદાંત શાસ્ત્રને ભણેલા

नैयायिकाश्च शतशो वैयाकरणसत्तमाः ॥१७॥ मीमांसकाश्च योगज्ञाः काव्यालङ्कारवेदिनः । वैदिकास्तान्त्रिकाश्चासन्पुराणज्ञाश्च भूरिशः ॥१८॥ इत्थं सभायां ते सर्वे समेत्य पुरुषाः स्त्रियः । निषण्णाश्च स्थिताः केचिदासन्नुन्ह्रीवदृष्टयः ॥१९॥ सदोमध्यमहापीठे निषसाद हरिः स्वयम् । एकाग्रदृष्ट्या सर्वेऽपि तमेवैक्षन्त भूपते ! ॥२०॥ प्रीत्या समीक्षमाणेषु मुनयस्तेषु केचन । गृहस्थाद्याश्च कतिचित्कतिचिद्योषितोऽपि च ॥२१॥ नारायणमुनेस्तस्य कृपयैव सहस्रशः । लेभिरे तस्य धामानि सद्य एव समाधिना

પણ વેદાંતના રહસ્યદર્શી નહિ ) હતા. કેટલાએક નૈયાયિક-ગૌતમ તથા કાણાદ શાસ્ત્રના અભ્યાસી હતા. કેટલાએક વૈયાકરણસત્તમ-પાણિનીય શાસ્ત્રને ભણીને પ્રકૃતિ પ્રત્યયના પરિષ્કારમાત્રમાં નિત્યતૃપ્ત હતા. કેટલાએક મીમાંસકો-જૈમિનીય તંત્રમંત્રનો અભ્યાસ કરેલા ( પણ તેના વિધિમાં નિષ્ઠાવાળા નહિ ) હતા. કેટલાએક યોગજ્ઞ ( પાતજ્જળદર્શનના અભ્યાસથી અષ્ટાંગ યોગના પ્રકારને શાસ્ત્રથી જાણનારા પણ યોગમાં નિષ્ઠાવાળા નહિ ) હતા. કેટલાએક કાવ્ય અલંકારના સ્વરૂપને જાણનારા હતા. કેટલાએક વૈદિક-વેદ ભણેલા ( પણ વેદાર્થમાં નિષ્ઠાવાળા નહિ ) હતા. કેટલાએક તાંત્રિક-તંત્રક્રિયાને જાણનારા હતા. કેટલાએક પુરાણજ્ઞ-પુરાણપ્રવચનમાત્રમાં કુશળ હતા. આ સર્વે સોએ સો હતા ॥૧૭-૧૮॥ ત્યાં એરીતે ભગવાનના દર્શનની ઉત્કંઠાના અતિશયે પ્રેરેલા સોએ સો સ્ત્રીપુરૂષો ભેગા થઈ ગ્રીવા તથા દૃષ્ટિને ઊર્ધ્વ રાખીને કેટલાએક બેઠા તો કેટલાએક ઉભાજ રહ્યા ॥૧૯॥ હે ભૂપતે ! ભગવાન તો સભાના મધ્યભાગમાં રહેલી મોટી પાટ ઉપર સ્વયં સભાને સમલંકૃત કરતા થકા વિરાજમાન થયા. તે સમયે તે બધા જનો ભગવાનના દિવ્ય તેજથી આકર્ષિત દૃષ્ટિ ચિત્તવાળા થઈ તેમને એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યા ॥૨૦॥ એરીતે પ્રીતિથી શ્રીહરિને જોઈ રહેલાઓને મધ્યે કેટલાક મુનિઓ કેટલાક ગૃહસ્થો આદિક અને કેટલીક સ્ત્રિયો પણ સોએ સો તે નારાયણમુનિની કૃપાથીજ તત્ક્ષણ સમાધિને પામીને તેમનાંજ ગોલોક આદિક ધામોને પામ્યા ( આત્મજ્યોતિરૂપ દિવ્ય

॥२२॥ ते पुमांसश्च योषाश्च निर्निमेषविलोचनाः । बभूवुर्निश्चलास्तत्र काष्ठपाषाणमूर्तिवत् ॥२३॥ ये निषण्णा निषण्णास्ते स्थितास्ते स्तम्भवत्स्थिताः । भक्तास्तदानीं तत्राऽऽसन्स्वर्णचम्पकरोचिषः ॥२४॥ बहिःस्तब्धदृशः केचिदन्तःपर्यस्तदृष्टयः । आसन्समाधिनिष्ठास्ते स्वात्मलीनासुवृत्तयः ॥२५॥ तान्विलोक्य जनाः सर्वे विस्मयं प्रतिपेदिरे । हरेः प्रताप एवायमित्यबुध्यन्त तद्विदः ॥२६॥ केचित्तु पौरा विप्राद्याः शास्त्रज्ञा अप्यसद्धियः । समाधिमीदृशं दृष्ट्वा कुहकं मेनिरे हि तम् ॥२७॥ स्वमतस्थापनार्थं हि छद्मजाड्यमिमे श्रिताः । इति ब्रुवन्तः केचित्तु तत्परीक्षामकुर्वत ॥२८॥ ऐक्षन्त केचिन्नाडीशास्तेषां नाडीः करादिषु । केचिज्ज्वलन्तं

---

દૃષ્ટિથી અનુભવ કરવા લાગ્યા ) ॥૨૧-૨૨॥ સભામાં સમાધિને પામેલા તે આ સ્ત્રી પુરૂષો સર્વે નિર્નિમેષ નેત્રવાળા અને કાષ્ઠ પાષાણની પ્રતિમા જેવા નિશ્ચળ થઈ ગયા ॥૨૩॥ સભામાં સમાધિસંપત્તિ સમયે જે ભક્તો બેઠા હતા તેઓ બેઠાજ રહ્યા અને જેઓ ઉભા હતા તેઓ સ્તંભની પેઠે ઉભાજ રહ્યા. તે પછી અંતરમાં સ્ફુરણાયમાન સમાધિ જ્યોતિષથી તે સર્વે સુવર્ણ અને ચંપકપુષ્પની કાંતિ જેવી કાંતિવાળા થઈ ગયા ॥૨૪॥ વળી સ્વસ્વરૂપમાં નિરૂદ્ધ પ્રાણ વૃત્તિવાળા કેટલાએક સમાધિનિષ્ઠ જનો બહાર નાસિકાના અગ્ર ઉપર નિર્નિમેષ નેત્રવૃત્તિવાળા થઇ ગયા તો કેટલાએક અંતરમાં પ્રતિલોમ નેત્રવૃત્તિવાળા થઈ ગયા ॥૨૫॥ તે આ સમાધિનિષ્ઠ જનોને જોઈને ભગવાનનો મહિમા જાણનારા બીજા બધા જનો પરમ વિસ્મય પામીને 'સર્વેને સમાધિપ્રાપ્તિરૂપ આ ભગવાન્ શ્રીહરિનોજ પ્રતાપ છે' એમ જાણવા લાગ્યા ॥૨૬॥ કેટલાએક પુરવાસી વિપ્રાદિ જનો શાસ્ત્રને જાણે છે અથાપિ અનાદિ વાસનાવેગથી દુષિત બુદ્ધિવાળા અને ભગવાનનો મહિમા નહિ જાણતા હોવાથી યમ નિયમાદિ ક્રમસંપત્તિની અપેક્ષા વિના થએલી આવી સમાધિસિદ્ધિને ભાળીને 'આ સર્વે કપટચેષ્ટિત છે' એમ માનવા લાગ્યા ॥૨૭॥ પોતાના મતની શ્રેષ્ઠતા પ્રખ્યાપન કરવા આ બધાય કપટથી જડભાવને આશરીને જનોને ઠગે છે એમ કેટલાએક બોલતા થકા સમાધિ

निदधुर्वह्निं तेषां पदादिषु ॥२९॥ पश्यन्तस्ते मुहुर्नाडीरदृष्ट्वैव चिकित्सकाः । अक्षुब्धत्वं चानलेन वीक्ष्यासन् भृशविस्मिताः ॥३०॥ केचिच्छुरिकया दुष्टास्तेषामङ्गविदारणम् । कृत्वाप्यक्षुब्धतां दृष्ट्वा त्रस्ताः प्रापुः सुविस्मयम् ॥३१॥ भीताः स्वकर्मणस्तेऽथ पश्यन्तश्च परस्परम् । अपराधिनमात्मानं विदुर्योगेश्वरं च तम् ॥३२॥ नारायणमुनिं प्रष्टुं स्वाभिप्रायं ततश्च ते । प्रैरयंस्तत्पुरःसंस्थं नथुभट्टं द्विजं द्विजाः ॥३३॥ सोऽपि तद्भावमाज्ञाय नत्वा नारायणं प्रभुम् । ऊचे बद्धाञ्जलिपुटः कुर्वन् निःसंशयान् द्विजान् ॥३४॥ भगवन् ! शास्त्रवेत्तारः पृच्छन्त्येते द्विजातयः । आकस्मिकसमा-

---

નિષ્ઠ જનોની પરીક્ષામાં પ્રવર્ત્યા ॥૨૮॥ તેમાં કેટલાએક નાડીપરીક્ષકો સમાધિનિષ્ઠોના હસ્તાદિ અંગોમાં સ્પર્શથી તો કેટલાએક કુમતિ જનો તેમના પાદાદિ અવયવોમાં પ્રદીપ્ત અગ્નિદાહથી નાડીચેષ્ટિત જાણવા માટે પ્રવર્ત્યા. તેમાં ચિકિત્સક જનો નાડીઓને વારવાર જોતા થકા પણ તેની ગતિ નહિ જાણીને અત્યંત વિસ્મય પામી ગયા અને અંગમાં પ્રદીપ્ત અગ્નિ ધરનારા જનો અગ્નિથી પણ ક્ષોભે રહિતપણું તેમનું જોઇને અતિશય આશ્ચર્ય પામી ગયા ॥૨૯-૩૦॥ કોઈ દુષ્ટો છરીથી તેમનાં અંગોને વિદારણ કરતા પણ તેમની ક્ષોભે રહિતતા જોઇને અત્યંત ત્રાસ પામી વિસ્મય પામી ગયા ॥૩૧॥ એ રીતે પરીક્ષામાં પ્રવર્તેલા તેઓ ' આ અસ્થાનમાં પરીક્ષા કરી' એમ જાણી, એક બીજાને જોતા થકા 'આપણે ભગવદ્ભક્તનો મહાપરાધ કર્યો' એમ પોતાને જાણીને અને શ્રીહરિને મહાયોગેશ્વર જાણી, પોતાના કર્મે ( તેમના અંગમાં અગ્નિઆરોપણ અંગછેદનાદિ ) થકી અંતરમાં અત્યંત ત્રાસ પામી ગયા ॥૩૨॥ તે પછી તે દુર્મતિ દ્વિજોએ કાંઈ પણ પૃષ્ટવ્ય અંશ સાક્ષાત્ ભગવાનને પુછવા અસમર્થ હોઇને ભગવાનની પાસે બેઠેલા નથુભટ્ટ નામના દ્વિજને પ્રેરણા કરી ॥૩૩॥ આ નથુભટ્ટ દ્વિજપણ દ્વિજોનો ભાવ ( પૃષ્ટવ્ય અંશ ) સમઝીને સર્વેના પ્રભુ શ્રીનારાયણને નમસ્કાર કરી બે હાથ જોડીને તે સમસ્ત દ્વિજોને નિઃસંશય કરવા શ્રીહરિપ્રત્યે બોલ્યા કે-॥૩૪॥ હે ભગવન્ ! આ દ્વિજાતિઓ શાસ્ત્રવેત્તા-શાસ્ત્રમાં બહુ પરિશ્રમ

धीक्षाभृशविस्मितमानसाः ॥३५॥ सन्ति भूमावत्र हरे! वेदान्तोपनिषद्गणान् । शृण्वन्तः प्रत्यहं तेषां कुर्वन्तो मननानि च ॥३६॥ अष्टाङ्गं साधयन्त्येव केचिद्योगं तथाऽनिशम् । तेषु तेषु न चैकोऽपि समाधिं प्राप्त ईक्ष्यते ॥३७॥ न च तादृक् श्रूयते वा क्वचिद्ग्रामपुरान्तरे । पुरुषो वापि नारी वा कृताभ्यासोऽप्यनेकधा ॥३८॥ अत्र त्वेते हि यद्दवो हीनजातिभवा अपि । समाधिनिष्ठां

---

કરેલો હોવાથી શાસ્ત્રોક્ત યમ નિયમાદિ અગક્રમની સપત્તિની અપેક્ષા વિના અકસ્માત્ થએલી સમાધિસંપત્તિના દર્શનથી મનમા પરમ વિસ્મય પામીને, પાતજળ દર્શનમાં કહેલી પ્રક્રિયાની વિરૂપતા આશકીને પોતે અભ્યાસ કરેલા શાસ્ત્રમાત્રમાં દૃષ્ટિ આપવાથી સશય પામીને મારાદ્વારા તમોને પુછે છે ॥૩૫॥ એમની આશકાનો કેવળ હું અનુવાદ કરૂં છુ—હે હરે ! આ ભૂમિતળમાં સમાધિનિષ્ઠા દુષ્પ્રાપ છે, જે કોઈ ઉપનિષદ્ગણોને ગુરૂથકી પ્રતિદિન સાભળીને, તેનું મનન કરી તેના નિદિધ્યાસનમા પ્રવર્તે છે તેમાં કોઇકજ ભાગ્યાધિક્યથી યમ નિયમાદિ અગાભ્યાસના અનુક્રમથી નિરતર આત્માના ધ્યાનમાર્ગમાં ચાલે છે, તેઓમાં એક પણ જન એકદમ સમાધિસિદ્ધિને પામેલો અમોએ જોયો નથી સસારબધનને સર્વથા વિશરણ કરવાનો સ્વભાવ હોવાથી આત્મવિદ્યાજ ઉપનિષદ્ નામથી પ્રખ્યાત છે, તે ઉપનિષદો વેદાન્ત–વેદશિરોભાગપણે પ્રખ્યાત છે, વેદમા સર્વને અધિકાર નથી, આવા નિયમિતાધિકાર ઉપનિષદર્થના શ્રવણ મનનપૂર્વક શ્રુતાર્થના ધ્યાનોત્કર્ષના સીમાભૂત, યમ નિયમાદિક અગવાળી સમાધિમા સર્વને અધિકાર કેમ હોઈ શકે ? અને ક્ષણમા સમાધિસિદ્ધિ કેમ હોઈ શકે ? ॥૩૬–૩૭॥ વેદાન્તના શ્રવણે વર્જીત, મનને રહિત, યમનિયમાદિ ક્રમના અનુષ્ઠાને રહિત એવો કોઈ નર કે નારી બહુધા પ્રયાસ કરતા પણ આવી સમાધિને પામેલો કોઈ પણ પુરમાં કે ગામમાં અમોએ સાંભળ્યો નથી ॥૩૮॥ આ સભામાં તો આપની સમીપે નીચ જાતિમાં જન્મેલા પણ ( અનધિકારીઓ પણ ) આ બહુ જનો વેદાતના શ્રવણ મનને રહિત અને અષ્ટાગ યોગના અભ્યાસે રહિત છે પણ

परमां प्राप्ता ईक्ष्यन्त ईश्वर ! ॥३९॥ अनभ्यस्ताष्टाङ्गयोगवेदान्तश्रवणादयः । अप्येते दर्शनादेव तव प्रापुः परां स्थितिम् ॥४०॥ समाधौ किं नु पश्यन्ति नरा एते च योषितः । अस्माकं महदाश्चर्यं वर्ततेऽत्र ततो वद ॥४१॥ सुव्रत उवाच—इति तद्वाक्यमाकर्ण्य प्रहस्य भगवांस्तदा । सन्दिग्धचित्तांस्तानूचे पौरान्विप्रान्कृपानिधिः ॥४२॥ कृत्वैतान् जाग्रतो यूयं सर्वान्पृच्छत भो द्विजाः ! । त एव युष्मान्वक्ष्यन्ति समाधौ स्वसमीक्षितम् ॥४३॥ इत्युक्तवन्तं तं प्राहुः शास्त्रिणस्ते जगद्गुरुम् । नैतान्बोधयितुं शक्ता मृतप्राया-न्वयं विभो ! ॥४४॥ अस्माभिर्दुष्टभावत्वाद्वह्निशस्त्रादिभिर्ध्रुवम् ।

તમારા દર્શનમાત્રથી સમાધિસંપત્તિરૂપ પરા સ્થિતિને પામેલા દેખાય છે. આ નરનારીઓ સમાધિમાં શું જોતા હશે ? ( જે સાંભળ્યું હોય, જેનું મનન કર્યું હોય અને ધ્યાન કર્યું હોય એજ નિદિધ્યાસના પરિપાકથી દેખવામાં આવે, શ્રવણ મનન ધ્યાનને નહિ કરનારાઓને સમાધિદૃષ્ટિજ શી ? સંભવેજ નહિ ) તો આ વિષયમાં અમોને આશ્ચર્ય સાથે મહાન્ સંશય થાય છે, આ સશયનો પરિહાર કરવા આપજ યોગ્ય છો, કારણ કે આપ ઈશ્વર છો ॥૩૯-૪૧॥ ભગવાન્ કૃપાનિધિ હોવાથી તે સમયે તેમનું વચન સાંભળીને ( શાસ્ત્રવિદોને પણ જો શાસ્ત્રના પરમ રહસ્યનું જ્ઞાન ન હોય તો શાસ્ત્રાભ્યાસનું કેવળ પરિશ્રમૈક ફળ છે એમ વિચાર કરી ) મહહાસ કરી સંદિગ્ધચિત્તવાળા પુરવાસી વિપ્રોના પ્રત્યે બોલ્યા ॥૪૨॥ હે વિદ્વાન્ વિપ્રો ! 'આ જનો સમાધિમાં શું જોતા હશે' એવી જો તમારે જાણવાની ઈચ્છા હોય તો આ પ્રસુપ્તપ્રાય સર્વને જાગ્રત ( સમાધિથી બહાર ) કરીને તમોજ પુછો. સમાધિમાંથી બહાર આવેલા એ જનોજ પોતે જે સમાધિમાં જોયું હશે તેને કહેશે ॥૪૩॥ હે રાજન્ ! ભગવાનનું આવું વચન સાંભળીને માને રહિત થએલા તે શાસ્ત્રી વિપ્રો જગદ્ગુરૂ શ્રીહરિપ્રત્યે એમ બોલ્યા કે- ભગવન્ ! આ મૃતપ્રાય ( જેમના નાડી પ્રાણની ગતિ અમારા લક્ષમાં આવતી નથી ) જનોને અમો જગાડવા માટે સમર્થ નથી. અમારા અપરાધોને આપ ક્ષમા કરો. અમોએ દુષ્ટ અભિપ્રાયને લીધે પરીક્ષાર્થે અગ્નિ શસ્ત્ર

पीडिता अपि नैवेते जाग्रतीत्यद्भुतं महत् ॥४५॥ त्वमेवैतांस्ततः सर्वान्कुरु जागरितान् प्रभो ! । ततो वयं तान्प्रक्ष्यामः समाधौ यत्समीक्षितम् ॥४६॥ ततो नारायणमुनिस्तानैक्षत समन्ततः । तावदुत्थाय ते सर्वे तं प्रणम्यावतस्थिरे ॥४७॥ व्युत्थितांस्तानपृच्छंस्ते साश्चर्यं शास्त्रिणो द्विजाः । यूयं पश्यथ किं भक्ताः ! समाधौ ब्रूत तत्तु नः ॥४८॥ समाधौ वीक्षितो यस्तु तस्यैव स्वामिनोऽथ ते । आज्ञां गृहीत्वा विप्रांस्तानूचुः सर्वे पृथक्पृथक् ॥४९॥ केचिदाहुश्चिदाकाशे प्राकृतात्तमसः परे । राधालक्ष्मीयुतः साक्षाद्दृष्टो ब्रह्मपुरे ह्ययम् ॥५०॥ अयुतार्कमहःपुञ्जे श्वेतद्वीपेऽमुमी-

---

આદિકવડે પીડા પમાડેલા છે તથાપિ આ જનો નથીજ જાગતા અમોને આ અત્યત અદ્‌ભુત જણાય છે, માટે હે પ્રભો ! તમોજ આ સર્વ સમાધિસ્થ જનોને જાગ્રત કરો. તે પછી અમો તેમને સમાધિમાં જોએલુ પુછીશુ ॥૪૫-૪૬॥ હે રાજન્ ! આવું વિદ્વાન્ વિપ્રોનું વચન સાંભળ્યા પછી ભગવાને વિપ્રોને માનરહિત થએલા જાણીને સમાધિસ્થ જનોને ચોમેર 'જાગ્રત થાઓ' એવી સકલ્પપૂર્વક દૃષ્ટિથી જોયા. તેજ ક્ષણુમાં તે જનો સમાધિમાંથી ઉઠી ભગવાનને પ્રણામ કરીને બેઠા ॥૪૭॥ ભગવાનના દૃષ્ટિપાતમાત્રથી સમાધિથકી બહાર આવેલા તે જનોને જોઇને અતરમાં અત્યત આશ્ચર્ય પામેલા તે શાસ્ત્રીઓ તેમને પુછવા લાગ્યા કે–હે ભક્તો ! તમોએ સમાધિમા શું જોયું ? તે તો અમોને યથાર્થ કહો ॥૪૮॥ એરીતે વિપ્રોએ પુછેલા જનો સમાધિમાં જેને જોતા હતા એજ સમીપે વિરાજમાન સ્વામિનારાયણ ભગવાનની આજ્ઞા લઇને તે સર્વે પોતપોતે અનુભવેલુ પૃથક્ પૃથક્ તેમને કહેવા લાગ્યા ॥૪૯॥ હે વિપ્રો ! તમો સાંભળો આજ અમારા સ્વામી નારાયણ પ્રાકૃત તમથકી પર ચિદાકાશ બ્રહ્મપુરમાં સાક્ષાત્ રાધા લક્ષ્મીથી સમલકૃત પડખાના ભાગવાળા સમાધિમાં અમોએ જોયા, એમ કેટલાએક કહ્યુ ॥૫૦॥ આ નારાયણમુનિજ એકસાથે ઉદય પામેલા દશ હજાર સૂર્યના જેવો તેજ.પુંજ જેમાં છે એવા શ્વેતદ્વીપ ધામમાં નિરન્ન નામના મુક્તોએ પરિચર્યા કરાતા ચરણારવિંદવાળા પરમેશ્વર વાસુદેવરૂપે

श्वरम् । युक्तं मुक्तैर्निरत्नाख्यैर्वासुदेवमचक्ष्महि ॥५१॥ इत्यूचुः केचन जनाः केचित्तांश्चैवमूचिरे । अनेकभूतिसञ्जुष्टे गोलोके राधिकेश्वरः ॥५२॥ कृष्णमूर्तिरसावेव रासमण्डलभूषणम् । नारायणमुनिर्दृष्टो गोपगोपीनिषेवितः ॥५३॥ केचिदूचुर्महालक्ष्म्या विष्वक्सेनादिभिः सह । महावैकुण्ठलोकेऽयं दृष्टोऽस्माभिर्हरिः स्वयम् ॥५४॥ केचिदाहुर्वयं त्वेनं सलक्ष्मीकमचक्ष्महि । विष्णुं वैकुण्ठलोके वै सेवितं पार्षदोत्तमैः ॥५५॥ क्षीराब्धौ शेषपर्यङ्के श्रीसेवितपदाम्बुजम् । योगस्वामिनमेवैनमद्राक्ष्मेत्यूचिरेऽपरे ॥५६॥ नरनारायणं ह्येनं वयं तु वदरीवने । अचक्ष्महि तपस्यन्तमित्यूचुः केचन द्विजान् ॥५७॥ हिरण्यवर्णं पुरुषं वयं तु रविमण्डले । नारायणमुनिं ह्येनमपश्याम महाद्युतिम् ॥५८॥ इत्यूचिरे केऽपि विप्रान्केचित्प्राहुर्वयं त्वमुम् । अद्राक्ष्म यज्ञपुरुषं दीप्यमानेऽग्निम-

ण्डले ॥५९॥ एवं ये ये यं यमापुर्लोकं ते ते तदाश्रयम् । ऐश्वर्यं वैभवं चापि प्राहुस्तेभ्यः सविस्तरम् ॥६०॥ तदा ते शास्त्रवेत्तारस्तथा पौराणिकादयः । यथाशास्त्रं वचस्तेषां श्रुत्वाऽऽपुर्विस्मयं परम् ॥६१॥ तेऽदृष्टाश्रुतशास्त्राणां बालानां योषितामपि । यथावत्तद्वचः श्रुत्वा चिन्तयामासुरात्मनि ॥६२॥ अनधीतपुराणाद्या एते प्राहुर्यथातथम् । तस्मात्समाधिरेतेषां सत्य एव न संशयः ॥६३॥ अहो ईदृक्समाधिर्वै सद्यो यद्दर्शनाद्भवेत् । तस्मादन्यः प्रभुः कोऽपि नास्त्येवेति सुनिश्चितम् ॥६४॥ य एतेषामनाया-

---

निज देदीप्यमान अग्निमंडळमां यज्ञपुरुषरूपे अमोए तो देख्या, एम ते ब्राह्मणोने कह्युं ॥५९॥ एरीते जेजे समाधिवाळा जनो जेजे लोकमां गया हता तेते जनोए तेते लोकसंबन्धी अणिमादि ऐश्वर्य अने नानाविध वैभव पण सविस्तर यथादृष्ट ते विद्वान् विप्रोने कह्यो ॥६०॥ ते समये शास्त्रीओ तथा पौराणिकप्रमुख विप्रो समाधिस्थ जनोनुं शास्त्रानुसारी प्रक्रियावाळुं वचन सांभळीने परम विस्मयने पामी गया ॥६१॥ अने गुरुमुखथी के स्वयं शास्त्रार्थने नहि जाणता एवा पण बाळको तथा स्त्रियो आदिकनुं पण अक्षरधामादि स्वरूपसंबन्धी यथार्थ वचन सुणीने मनमां विचार करवा लाग्या के-॥६२॥ पुराणप्रमुख शास्त्रोने नहि भणेला एवा पण आ समाधिसंपन्न जनोए जे वर्णन कर्युं ते यथार्थज छे, माटे एमनी समाधि साचीज छे एमां लेश संशय नथी ॥६३॥ ( समाधि थवामां श्रवण मननादिकनी अपेक्षानो नियम अने यम नियमादि अंगक्रमनो नियम यद्यपि छे तथापि जे परमपुरुष समाधिप्राप्य छे एज पोते प्रसन्न थईने ध्याननुं सामर्थ्य संपादन करी आपी समाधि संपादन करी आपे तो तेमां कोण प्रतिरोद्धा छे ? अने अधिकार अनधिकारनो विभाग शो ? अने यम नियमादि अंगक्रमना नियमनी अपेक्षा शी ? कांई पण नहि) जेना कटाक्षपातमात्रथीज आवी आश्चर्यरूप समाधि सिद्ध थाय छे तो ते आ परमेश्वरज होवा जोईए, तो आ प्रभुज छे. आथी अन्य प्रभु कोई पण नथीज एवो निश्चयज छे. जे भगवान् एमना नाडी प्राणोने अना-

साग्नाडीः प्राणांश्च कर्षति । स चेदखिललोकस्य कर्षेत्तन्नेति को वदेत् ॥६५॥ अयमेव ततः साक्षादीश्वरो नात्र संशयः । अस्याश्रयेण कल्याणं भवेदेव न चान्यतः ॥६६॥ इति निश्चित्य ते सर्वे तं प्रणम्य महाप्रभुम् । तदाश्रयं चिकीर्षन्तः स्वानि कर्माणि सस्मरुः ॥६७॥ जनानां वञ्चनार्थं हि यद्यत्कर्म पुराकृतम् । स्वेनैव दम्भभक्त्यादि तत्तत्स्मृत्वाऽनुतेपिरे ॥६८॥ धर्माभासेन पापानि यानि यान्यभवन् स्वतः । तानि तानि च संस्मृत्य बभूवु: साश्रुलोचनाः ॥६९॥ कामक्रोधमदेर्ष्याभिर्यद्यत्पापं च लोभतः । कृतं तत्तच्च संस्मृत्य मूर्च्छिता इव तेऽभवन् ॥७०॥ इत्थमत्यनुतापा-

યાસથીજ આકર્ષણ કરી લે છે તે અખિલ લોકોના નાડી પ્રાણોને ખેંચી લે તો 'આ એમ ન કરશો' એમ કોણ પ્રતિવાદ કરી શકે ? કોઈ પણ નહિ ( અથવા-જે અખિલ લોકના નાડી પ્રાણોને કર્ષતિ-યથાયોગ્ય નાડી પ્રાણોને વ્યાપારે યુક્ત કરે છે તે આ સર્વનિયતા એમના નાડી પ્રાણોને ખેંચી લે તો તેમા કોણ સામુ બોલી શકે તેમ છે ? કોઈ પણ નહિ, એવો અર્થ કરવો ) પરમેશ્વર હોય તો સમાધિ કરાવે તેમા યમ નિયમાદિ ક્રમની ચર્ચા શી કરવી ? એવો અભિપ્રાય છે ॥૬૪-૬૫॥ માટે આ સ્વામિનારાયણ પ્રત્યક્ષ પરમેશ્વરજ છે, એમના આશ્રયથીજ આત્યતિક કલ્યાણ થાયજ, બીજા પ્રાકૃતના આશ્રયથી નજ થાય એમાં લેશ સશય નથી ॥૬૬॥ હે રાજન્ ! આવો નિશ્ચય કરીને તે સમસ્ત વિદ્વાન્ વિપ્રો મહાપ્રભુ શ્રીહરિને સાષ્ટાંગ પ્રણામ કરી, તેમનો સમાશ્રય શ્રેયસાર કરવા વાછતા પોતાના પ્રાક્તન જનોને ઠગવા, દંભથી ભક્તિ કરવી, આદિક કુકર્મોને સભારીને અતરમાં અત્યત અનુતાપ કરવા લાગ્યા ॥૬૭-૬૮॥ અને ધર્માભાસથી જે જે પાપો પોતાથી થયા હતા તેને તેને વારેવારે સભારીને આંખ્યમા આંસુ લાવ્યા અને કામ ક્રોધ લોભ મદ ઇર્ષ્યા વિગેરેના વેગથી જે જે પાપો કર્યાં હતા તેને તેને સભારીને અત્યત અનુતાપ પામીને મૂર્છિત જેવા થઈ ગયા ( તેમાં કામથી પરસ્ત્રીસંગાદિ, ક્રોધથી પ્રાણિતાડન વધાદિ, મદથી સત્પુરૂષનુ અપમાનાદિ, ઇર્ષ્યાથી સ્વજનદ્રોહાદિ,

ह्मिदह्यमानाघसञ्चयाः । हरिदर्शनमाहात्म्याद्बभूवुः शुद्धचेतसः ॥७१॥ ईश्वरं तं च विज्ञाय तस्मिन्स्वीयं मनः स्वतः । ते न शक्ता धारयितुं तमेव शरणं ययुः ॥७२॥ साष्टाङ्गं तं प्रणम्याथ बद्धाञ्जलिपुटा द्विजाः । ऊचुस्तव स्मो भो स्वामिन् ! पाहि नो घोरसंसृतेः ॥७३॥ इत्युक्त्वा ते तमानर्चुर्नूत्नवासोविभूषणैः । चन्दनाक्षतपुष्पस्रग्धूपदीपादिभिर्द्विजाः ॥७४॥ नीराजनं विदधतो घन

---

લોભથી કદર્યતાદિ પાપો જાણી લેવાં) ॥૬૯-૭૦॥ તે આ અનુતાપ એમને હરિદર્શનના પ્રભાવથી થયો, ( જે આ હરિ પોતાના ચિંતનમાત્રથી મનના દોષોને હરી લેછે તે પોતે લોચનગોચર થતાં પાપવાસનાને કેમ ન શમાવી દે ? શમાવીજ દે ) તે આ વિપ્રો એરીતે અત્યંત પશ્ચાત્તાપાગ્નિથી પાપપુંજને ભસ્મસાત્ થતાં શુદ્ધ ચિત્તવાળા થઈ ગયા ॥૭૧॥ તે પછી આ વિદ્રદ્વિપ્રો શ્રીનારાયણમુનિનેજ યોગિધ્યેય પરમેશ્વર જાણી તેમને વિષે પોતાના પ્રયત્નથી મનને ધારણ કરવા ન સમર્થ થતાં (મન પ્રકૃતિથી ચંચળ હોવાથી) મનની ધારણાની સ્પૃહાથી તેમનાજ શરણને પ્રેમથી પામ્યા ॥૭૨॥ તે પછી દ્વિજો ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરી બે હાથ જોડીને બોલ્યા કે હે સ્વામિન્ ! અમો આપનાજ છીએ. ઘોર સંસારથકી અમારી રક્ષા કરો ( 'पतिं विश्वस्यात्मेश्वरम्' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અમારા આપ સ્વામી છો અને 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' આ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અમો આપના દાસભૂત છીએ. દાસભૂતને સ્વામીની આજ્ઞાના અનુવર્તન થકી બીજું કાંઈ ફલ નથી. અમો આટલા સમયસુધી આત્માને અન્યથા અન્યથા સમઝીને તેતે પ્રયત્નોવડે સંસારરૂપ કાદવમાંજ નીચે નીચે નિમગ્ન થતા આવ્યા છીએ, આપજ સંસારસાગર થકી સમુદ્ધાર કરનારા છો; તો અકિંચન અમારી 'રક્ષા કરો' આવી પ્રાર્થનાજ એક અમારે ગતિ છે ) એમ બોલ્યા ॥૭૩॥ હે રાજન્ ! તે દ્વિજોએ એરીતે ભગવાનના શરણને પામીને ( દાસવૃત્તિને અનુગુણ ) તેમની ચંદન અક્ષત પુષ્પહાર ધૂપ દીપાદિકવડે તથા નવીન વસ્ત્ર વિભૂષણ વિગેરેવડે પરમ પ્રેમથી પૂજા કરી ॥૭૪॥ આ વિપ્રો ભગવાનની પૂજાને અંતે કર્પૂરથી આરતી કરતાં

सारेण तस्य च । तालिका वादयन्तश्च जगुरित्थं त उच्चकैः ॥७५॥ जय देव ! २ जय मङ्गलमूर्ते ! २ नारायण ! पुरुषोत्तम ! २ कृतनिजसुखपूर्ते ! । ध्रुवपदम्—प्राकृततमसः पारे महसि प्रथमाने २ श्रीराधासहितस्त्वं २ ब्रह्मपुरेऽमाने । श्वेतद्वीप उदारेऽयुतरविरुचि युक्ते २ रमृते धामनि नूतो २ निवससि सितमुक्तैः ॥ जय० ॥७६॥ वैकुण्ठेऽपि रमाया रुचयेऽतिविशाले २ रचिते स्वेन च विष्णु २ वसति त्वमकाले । चातुर्मास्य उदारे मृदुतर-

તાલિકાઓ વજાડવાપૂર્વક આ પ્રકારે ઉચ્ચ સ્વરથી આરતીનું પદ્ય ગાવા લાગ્યા ॥૭૫॥ તેનો પ્રકાર આ છે—હે દેવ! જય-યદ્યપિ આપ નિત્યસિદ્ધ વિજયવાળાજ છો. તથાપિ સ્વામિના જયની આશસા કરવી એતો દાસવૃત્તિવાળા અમારૂ સહજ સ્વરૂપજ છે, તો અમો આપનો અખડ જય ઇચ્છીએ છીએ. તમો દેવ-સર્વાધિક દ્યોતન સ્વભાવવાળા છો કેવળ નિરતિશય દીપ્તિસ્વરૂપ નહિ કિંતુ મંગળમૂર્તિ-સ્વય સમગ્ર કલ્યાણ ગુણપરિપૂર્ણ અને સકળ કલ્યાણ કરનારા હોવાથી મગળમયમૂર્તિ પણ છો. વળી નારાયણ-સર્વે ચેતનાચેતનરૂપ નિત્યવર્ગના સ્વય આશ્રયરૂપ અને તેમાં વ્યાપી રહેલા દેવતાવિશેષ તમો છો માટેજ પુરૂષોત્તમ-ક્ષરાક્ષર પુરૂષોની અપેક્ષાએ સર્વથા ઉત્તમપણે પ્રખ્યાત છો. વળી તમો નિજજનોને સર્વોત્તમ સુખ પરિપૂર્ણ કરનારા છો. 'कृतनिजसुखमूर्ते' એવો પાઠ હોય તો માનુષભાવથી લોકોપકારાર્થે પ્રકટ કરી છે પોતાની અસાધારણ આનદમય મૂર્તિ જેમણે એવા છો અથવા નિજાશ્રિતોની મૂર્તિપણ જેમણે સુખમયી કરી છે એવા છો. પ્રકૃતિમય ગાઢ તમથકી પાર વર્તતા, અમાન-અપરિચ્છિન્ન, નિરવધિ તેજ પુંજરૂપ, શ્રુતિસ્મૃતિપ્રસિદ્ધ એવા બ્રહ્મપુર ધામમાં રાધા રમા સાથે તમોજ વિરાજો છો તથા ક્ષીરસાગરના ઉત્તર તીર સમીપે રહેલા શ્વેતદ્વીપમાં દશ સહસ્ર સૂર્યસમાન કાંતિવાળા અમૃત નામના ધામમાં દિવ્ય શ્વેત નિરન્નમુક્તોએ સ્તુતિ કર્યા થકા તમોજ વિરાજો છો ॥૭૬॥ રમાની રૂચિમાટે પોતેજ રચેલા, બહુ વિશાળ,

१ 'कृतनिजसुखमूर्ते!' इति पाठान्तरम् ।

तनुशेषे २ क्षीराब्धावपि लक्ष्म्या २ सेवितपच्छेषे ॥ जय० ॥७७॥ त्वं च हिरण्मयरूपो रविमण्डलवर्ती २ नानायज्ञपतिस्त्वं २ ज्वलनत्रयवर्ती । नरनारायणरूपो बदरीवनधामा २ सुखयसि तपसा लोकान् २ अघचयहरनामा ॥ जय० ॥७८॥ गोलोकाधिपतिस्त्वं कृष्णः कलिहर्ता २ राधासङ्गविहारी २ मुरलीरवकर्ता । वैकुण्ठे महति त्वं हरिरसि सुखदाता २ रमया चापि महत्या २ सहितोऽखिलपाता ॥ जय० ॥७९॥ योगेश्वर ! सकलात्मा श्रितजनभयहारी २ त्वमसि प्राणभृतां वै २ निःश्रेयसकारी । तव चरणाम्बुजमेकं शरणं नः सत्यं २ मोचय मायिकबन्धात् २ दूरय दौर्मत्यम् ॥ जय० ॥८०॥ कृत्वा नीराजनं सर्वे मन्त्रपुष्पा-

---

કાળભયે વર્જીત એવા વૈકુંઠ ધામમાં પણ તમોજ વિષ્ણુરૂપે લક્ષ્મીજીસાથે નિવાસ કરી રહ્યા છો. ચાતુર્માસ્ય સમયે ક્ષીરસાગરમાં પણ અતિવિશાળ, અતિકોમળ મૂર્તિ જેમની છે એવા જે શેષ તેરૂપ શય્યામાં લક્ષ્મીએ ચાંપ્યાં છે ચરણારવિંદ જેમના એવા યોગેશ્વરરૂપે તમો શયન કરો છો ॥૭૭॥ હે હરે ! આપજ રવિમંડળના મધ્યમાં હિરણ્મય પુરૂષસ્વરૂપે દેખાઓ છો. દક્ષિણાગ્નિ આહવનીય અને ગાર્હપત્ય આ નામના ત્રણ અગ્નિમંડળમાં નાના યજ્ઞેશ્વરરૂપે પણ આપજ વિરાજમાન છો. બદરિકાશ્રમમાં તપશ્ચર્યાથી સર્વે લોકોને સુખી કરવા પાપપુંજને હરનારૂં નામ જેમનું છે એવા નરનારાયણરૂપે આપજ શોભોછો ॥૭૮॥ આપજ દિવ્ય ગોલોક ધામમાં દિવ્ય વેણુવાદનમાં રસિક, રાધાસંશ્લેષનાજ એક પરમાનંદે સંપન્ન, કામ ક્રોધાદિ કલિમળને નાશ કરનારા શ્રીકૃષ્ણસ્વરૂપે ભાસો છો. આપજ મહાવૈકુંઠધામમાં મહાલક્ષ્મીની સાથે સમસ્ત સુખને આપનારા, સમસ્ત વિશ્વનું રક્ષણ કરનારા ભૂમાપુરૂષરૂપે રહ્યા છો ॥૭૯॥ તમો યોગેશ્વર અને સર્વના અંતરાત્મા છો તથા આશ્રિત જનોની પીડાને હરનારા અને સર્વે પ્રાણિઓના નિઃશ્રેયસને કરનારા છો. હે હરે ! તમારા એક સત્ય ચરણારવિંદનાજ શરણને અમો પામ્યા છીએ તો અમોને માયામય સંસારપાશથી મુકાવો અમારી દુર્મતિ (મનના દોષો)ને દૂર કરો. 'धरणिधर ! मे शिक्षय

ञ्जलिं ददुः । प्रणम्य प्रार्थयामासुः पाह्यस्मान् संसृतेरिति ॥८१॥ अथ प्रसन्नो भगवांस्तानाश्वास्य सतांपतिः । अभयं प्रददौ तेभ्यस्ते चाऽऽसन् स्वस्थचेतसः ॥८२॥ तेऽथाज्ञया भगवतस्तत्रोपविविशुर्द्विजाः । प्रसन्ना निजमात्मानं धन्यमेव च मेनिरे ॥८३॥ तानाह च हरिर्यूयमद्यप्रभृति भो द्विजाः ! । सर्वे मदीया भवथ त्रासः कार्यो न संसृतेः ॥८४॥ दैवं पित्र्यं च धर्मं स्वं कुर्वन्तः कृष्णमादरात् । दृढभक्त्या सदोपाध्वमन्ते तद्धाम लप्स्यथ ॥८५॥ सुव्रत उवाच—एवमुक्ता भगवता ते द्विजाः शास्त्रवेदिनः । तमेव कृष्णं जानन्तो विनयेनेदमब्रुवन् ॥८६॥ ब्राह्मणा ऊचुः —नारा-

---

मन.' એની પેઠે આ જાણવું ॥૮૦॥ હે રાજન્ ! સર્વે વિપ્રો એરીતે સ્તુતિપૂર્વક આરતી ઉતારી મન્ત્રપુષ્પાંજળિ સમર્પણ કરી સાષ્ટાંગ પ્રણામ કરી 'સંસાર થકી અમારી રક્ષા કરો' એમ પ્રાર્થના કરવા લાગ્યા ॥૮૧॥ તે આ વિપ્રોના અનુતાપથી, શરણવરણથી અને પૂજાથી પ્રસન્ન થએલા સતાંપતિ શ્રીહરિએ તેમને આશ્વાસના કરી અભયદાન દીધું તે અભયદાનથી તેઓ પાપ ભયે રહિત થઇ સ્વસ્થ મનવાળા થઈ ગયા ॥૮૨॥ તે પછી તે દ્વિજો ભગવાનની આજ્ઞાથી તે સભામાં બેઠા. ભગવત્પ્રસાદથી તેઓ સ્વયં મનમાં પ્રસન્ન થઇ પોતાના આત્માને ધન્ય–કૃતાર્થજ માનવા લાગ્યા ॥૮૩॥ સભામાં બેઠેલા તે દ્વિજો પ્રત્યે શ્રીહરિ બોલ્યા કે–હે દ્વિજો ! તમો સર્વે આ દિવસને આરંભીને મદીય છો–મારા અભિમાનના વિષયભૂત થયા છો હું તમારૂં યોગક્ષેમ વહન કરીશ, તો તમારે સંસૃતિ થકી લેશપણ ત્રાસ રાખવોજ નહિ ॥૮૪॥ આ તો તમારે અવશ્ય કરવાનું છે, શું ? તો જે દેવસબન્ધી કે પિતૃસબંધી વર્ણાશ્રમાનુસારી ધર્મ હોય તે સર્વને (મારી આજ્ઞાની કિંકરતારૂપ છે એવી બુદ્ધિથીજ ) આચરતા થકા પરમાદરપૂર્વક પ્રેમપ્રકર્ષપૂર્વક નિરંતર શ્રીકૃષ્ણનું સમારાધન કરો પ્રારબ્ધ પ્રક્ષીણ થતાં કૃષ્ણના અપુનરાવૃત્તિ ધામને પામશો ॥૮૫॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે ભગવાને કહેલા તે શાસ્ત્રવેદી દ્વિજો શ્રીનારાયણમુનિને સાક્ષાત્ શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ જાણીને વિનયપૂર્વક

यण ! हरे ! स्वामिन्मुमुक्षुपरमाश्रय ! । नृदेहलब्धिसाफल्यमद्यैव वयमाप्नुमः ॥८७॥ वेदैः शास्त्रैः पुराणैश्च य ईश्वर इतीर्यते । स एव त्वमसीत्यद्य जातोऽस्मद्धृदि निश्चयः ॥८८॥ कृतकृत्या वयं जाता विमुक्ताः कर्मपाशतः । शास्त्राण्यविद्म सर्वाणि त्वत्पराणीति चाधुना ॥८९॥ श्वेतद्वीपे च वैकुण्ठे गोलोके ब्रह्मपत्तने । महावैकुण्ठलोके च बदर्यां क्षीरसागरे ॥९०॥ मण्डले वीतिहोत्रस्य भास्करस्य च मण्डले । भिन्नं भिन्नं पुराऽविद्म वयमीश्वरमीश्वर! ॥९१॥ सत्योऽसौ नैव सत्योऽसाविति वादोऽपि भूरिशः ।

એમ બોલ્યા કે-॥૮૬॥ હે હરે ! આપજ મુમુક્ષુઓના પરમાશ્રય-ઉપાય-પણે અને ઉપેયપણે આશ્રય છો. બીજો કોઇ પર આશ્રય નથી. જે સર્વ જગતના સ્વામી નારાયણ છે તે તમોજ છો આ નરદેહનું સાફલ્ય આજજ અમો પામ્યા છીએ ॥૮૭॥ કારણ કે-લોકોપકારાર્થે અવનિમા અવતરેલા, વેદો શાસ્ત્રો અને વેદાર્થવિચારરૂપ પુરાણોએ પ્રતિપાદ્ય સર્વેશ્વર એવા આપના સ્વરૂપનો યથાર્થ નિશ્ચય આજજ અમારા અતરમાં થયો ॥૮૮॥ આપના દર્શનથી અમો કૃતકૃત્ય થયા, કારણ કે કર્તવ્ય કર્મ જ્ઞાનાદિ અભ્યાસનું ફળ સર્વેશ્વરનો સાક્ષાત્કાર થવો એજ છે. વળી કર્મપાશથી વિમુક્ત થયા. 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे' એવી શ્રુતિ છે આજજ સર્વ શાસ્ત્રોનું તાત્પર્ય અમોએ યથાર્થ જાણ્યું પ્રથમ તો સર્વ શાસ્ત્રો અન્ય અન્ય પર છે એમ અન્યથા અવધારણ કર્યું હતું સર્વેશ્વર સર્વશરીરક તમો એકનેજ ઇન્દ્રાદિશરીર ભેદથી તેતે શાસ્ત્રો તથા તથા પ્રતિપાદન કરેછે તો અતે પરમ તાત્પર્યવિષયતો તમો એકજ છો એમ તો આજજ અમોએ જાણ્યું ॥૮૯॥ ભગવાનનાં સ્થાનપણે પ્રસિદ્ધ સૂર્યમંડળ અગ્નિમંડળ બદરિકાશ્રમ ક્ષીરસાગર શ્વેતદ્વીપ વૈકુઠ મહાવૈકુંઠ ગોલોક અને બ્રહ્મપુરમાં ભિન્નભિન્ન પરમેશ્વર છે એમ પ્રથમ અન્યથાજ અવધારણ કર્યું હતું હે ઇશ્વર ! સર્વ ધામોમાં તમો એકજ તેતે રૂપે પ્રકાશો છો એમ તો આજજ અમોએ અવધારણ કર્યું ॥૯૦-૯૧॥ અમુક લોકમાં રહેલા આજ ઇશ્વર છે બીજા નથી, વૈકુંઠમાં જે વિરાજમાન છે એજ સર્વેશ્વર છે બીજા નથી,

विद्वद्भिः पुरुषैः साकं कृतोऽस्माभिश्च तत्कृते॥९२॥ अधुना तु वयं स्वामिन्सर्वकारणकारणम्। समाधिनिष्ठवचनैर्विद्म त्वामेकमेव हि ॥९३॥ स्वामिनारायण! विभो! करिष्यामो वयं सदा। तवैव कृष्णसंज्ञस्य भक्तिं नवविधामपि॥९४॥ दैवं पित्र्यं च यत्कर्मानुष्ठेयं भवतोदितम्। पृच्छामोऽत्र तु किञ्चित्त्वां श्रोतुमर्हसि तत्प्रभो! ॥९५॥ त्वदाश्रितानामस्माकं कृतार्थत्वादतः परम्। दैवेन वापि पित्र्येण किंनु स्यात्कर्मणा फलम्॥९६॥ तस्माद्धिहातुमिच्छामः कर्मक्लेशं वयं विभो'। स्वर्गादेस्तुच्छलोकस्य नास्त्येवेच्छाऽसदन्तरे

---

ગોલોકમાં જે નિવાસ કરી રહ્યા છે એજ સર્વેશ્વર છે બીજા નથી, એરીતે ભિન્નભિન્ન પરમેશ્વરપણાની બુદ્ધિથી તેને માટે સભામા બહુ પંડિત પુરૂષો સાથે વૃથાજ વાદ અમોએ પ્રવર્તાવ્યો હતો હે સ્વામિન્! હમણા તો આ સમાધિનિષ્ઠોના વચનોથી તમો એકજ સર્વશરીરક, સર્વેશ્વર, તેતે લોકોમા મુક્તજનોની રૂચિને અનુસારે કાર્યવિશેષ માટે રહેલા, સર્વ કારણના કારણ છો, એવો દૃઢ નિશ્ચય કર્યો છે ॥૯૨-૯૩॥ હે વિભો! હે સ્વામિનારાયણ! અમારા જેવા જનના સમુજ્જીવન માટે સાક્ષાત્ સંનિધિ પામેલા આપજ શ્રીકૃષ્ણની શ્રવણ કીર્તનાદિરૂપ નવ પ્રકારની ભક્તિને હવે પછી નિરંતર કરીશું ॥૯૪॥ પરંતુ આ એક અમારી હમણાં જીજ્ઞાસા છે-શી? તો આપે જે હમણા દેવસબન્ધિ તથા પિતૃસબન્ધિ કર્મ કરવાની આવશ્યકતા કહી તેમા અમોને મહાન્ સંશય છે હે પ્રભો! તેમા અમારા આ કિંચિત્ પ્રશ્નને તમો સાંભળવા યોગ્ય છો અર્થાત્ જીજ્ઞાસુ અમારા સંશયને નિવૃત્ત કરો ॥૯૫॥ જો કોઈ દેવસબન્ધી અર્થ કે બીજો કોઈ અર્થ અપેક્ષિત હોય ત્યારે તો તે કર્મો કરવા જોઇએ. અમોતો તમારોજ ઉપાયપણે અને ઉપેયપણે આશ્રય કરેલો હોવાથી કૃતાર્થ થયા છીએ. તેવા અમોને હવે પછી દૈવ પિત્ર્ય કર્મ કરવાથી શુ ફળ છે? કાંઈ પણ નથી ॥૯૬॥ હે ભગવન્! માટે તેતે ફળને અવશ્ય આપનારૂ કર્મ કરતાં બંધન માટેજ થાય તો ફળથી અને સ્વરૂપથી ક્લેશમય કર્મનો અમો ત્યાગ કરવા ઇચ્છીએ છીએ. સુખનો લવ જેમાં છે એવા કેવળ દુઃખમય સ્વર્ગલો

॥९७॥ तद्युक्तं वा न युक्तं वा पृच्छामस्त्वामिति प्रभो ! । यथावदुत्तरं तस्य वक्तुमर्हत्यतो भवान् ॥९८॥ सुव्रत उवाच—विद्वद्भिर्ब्राह्मणैरित्थं पृष्टो नारायणो नृप ! । सुप्रसन्नः प्रशंसंस्तान्प्रोवाच श्लक्ष्णया गिरा ॥९९॥ श्रीनारायणमुनिरुवाच—यूयं धन्याः स्थ भो विप्राः ! श्रुतं हि सफलीकृतम् । पुंसां भक्तिविहीनानां किं फलं शास्त्रपेटकैः ॥१००॥ शास्त्रैर्यद्वेदितव्यं तद्भवद्भिर्विदितं किल । प्राप्तव्य-

કમાં ભ્રાંત પુરૂષો પતંગીયાની પેઠે પડે છે. સ્વર્ગશબ્દથી કહેલા દુઃખમય તુચ્છ લોકના દોષને જાણતા અમોને તેની લેશપણ સ્પૃહા નથી, ઉલટો તેમાં વિદ્વેષ વર્તે છે ॥૯૭॥ પરતુ આપતો 'કર્મ કરો' એમ અનુશાસન કરો છો તો આ બાબતમાં યુક્તાયુક્તના વિવેકે વિહીન અને સંશયજળમાં પડેલા અમો ધર્મના રક્ષક તમોને પુછીએ છીએ, તો હે પ્રભો ! તેનો તમો યથાર્થ ઉત્તર આપવાને યોગ્ય છો ॥૯૮॥ સુવ્રતમુનિ કહેછે–હે નૃપ ! એરીતે વિદ્વાન્ વિપ્રોએ પુછેલા ભગવાન્ તેમની ધર્મસ્વરૂપ સંબન્ધી યથાર્થ જીજ્ઞાસા અને ફળકામનામાત્રના ત્યાગને જાણીને તેમની ઉપર બહુ પ્રસન્ન થઈ તેમની પ્રશંસા કરવાપૂર્વક મધુર વાણીથી બોલ્યા ॥૯૯॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે વિપ્રો ! તમો ધન્યશાળી થયા છો, કારણ કે તમોએ અભ્યાસ કરેલુ શાસ્ત્ર સફળ કર્યું, કેમકે તમારે ભક્તિમાં શ્રદ્ધા સમધિક સમુત્પન્ન થઈ. સમસ્ત શાસ્ત્રોનો અભ્યાસ કરે પણ જો ભક્તિમાર્ગ થકી વિમુખ રહ્યો તો તેનાથી અનર્થજ છે. લેશપણ અર્થ નથી. તે શાસ્ત્રો કેવળ ભારભૂતજ છે ॥૧૦૦॥ શાસ્ત્રાધ્યયનથી જે જાણવાનું હતું તે તમોએ આજ જાણ્યુંજ છે–જે અર્થ માટે અને અનર્થનિવૃત્તિ માટે થાય એજ જ્ઞાન છે બીજું તો અજ્ઞાનજ છે, પરમાત્મામાં પરાનુરાગરૂપ ભક્તિ થકી બીજા કોઇથી કશો અર્થ નથી તેમ અનર્થની નિવૃત્તિ નથી. બ્રહ્માના ભુવનપર્યંત બધા લોકો ત્રણ તાપથી પરાભૂત છે, યાગ દાન તપ હોમાદિકવડે એમાંથી હરકોઈ લોકની પ્રાપ્તિ થાય, જે દેહવિલક્ષણ પ્રત્યગાત્મારૂપ સ્વાત્મવિજ્ઞાન છે તેનાથી પણ આનંદમયનો લાભ થતો નથી, કિંતુ કૈવલ્યમાત્રનો લાભ થાય છે. તે પણ નીરસજ છે. 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी-

मपि यत्किञ्चित्तत्प्राप्तं हीत्यवैत च ॥१०१॥ भवद्भिर्यः स्वधर्मस्य वैदिकस्यापि वाडवाः ! । त्यागः प्रोक्तः स तु मते विद्यते नैव नः किल ॥१०२॥ यावद्देहस्मृतिर्नृणां भवेत्तावदतन्द्रितैः । स्वस्वधर्मः पालनीयः सर्वैर्वर्णाश्रमोचितः ॥१०३॥ मच्छ्रितो नैव कर्माणि बुद्धिपूर्वं त्यजेत्सुधीः । तान्येवैनं प्रह्वास्यन्ति समाधिवि-

भवति' પરમાત્માજ રસરૂપ છે, તેને પામીને જીવાત્મા આનદી થાય છે. તે પરમાત્માનો લાભતો તેમનેવિષે પરાનુરાગરૂપ ભક્તિ થકીજ થાય. બીજા કોઈ સાધનથી ન થાય. પરમાત્માનો લાભપણ પરમપ્રેમગર્ભિત તેમનો અનુભવવિશેષજ છે, માટે પ્રાપ્ય ફળપણ વસ્તુતાએ ભક્તિસ્વરૂપ થકી જુદુ નથી. તો જે જાણવાનું હતું તે તમોએ જાણ્યું છે અને જે પામવાનુ હતું તે પણ પ્રાપ્ત થયું છે એમ જાણો, કારણ કે તમારે ભક્તિમા જે આ રસિકતા તે ઉત્પન્ન થઈ છે ॥૧૦૧॥ કિંતુ ભક્તિમાં શ્રદ્ધાતિશયને લીધે જે આ વૈદિક સ્વધર્મનો ત્યાગવાદ તમો કરો છો તેતો અમારે મતે છેજ નહિ જે કોઈ નિર્વિશેષ જ્ઞપ્તિમાત્ર બ્રહ્મવાદિઓ છે તેઓ પરમેશ્વર અને તેમની ભક્તિને જ્ઞાનોદયમાં જે ઉપકારક કોટિ છે તેમાં માને છે, ધર્મ જ્ઞાનનો મનસ્વી વિરોધ માની, નિ:શ્રેયસસાધન 'અહ બ્રહ્માસ્મિ' એવા જ્ઞાનવિશેષમાં પ્રવર્તેલા કેટલાક કહેવાતા વેદાન્તિઓએ ધર્મત્યાગ માનેલો છે. જે અમો સમસ્ત વેદાંતગમ્ય આત્મા પરમાત્માના શેષશેષિભાવને (સેવક સ્વામિભાવ ) અગીકાર કરી, તેને અનુગુણ પરમાત્મામા પ્રેમવિશેષરૂપ ભક્તિરસમાં નિમગ્ન થનારા છીએ તે અમોને તેમની આજ્ઞાનુવર્તનરૂપ ધર્માનુષ્ઠાનમાં પરમાજ પ્રીતિ નિરંતર અનુવર્તે છે. સર્વ ધર્મ ભગવાનની આજ્ઞારૂપ અને તેમના આરાધનરૂપ છે તો સમસ્ત વેદાંતના પરમ તાત્પર્યને જાણનારા અમારા મતમા ધર્મત્યાગના પ્રસગનો લેશપણ નથીજ. પ્રેમાન્ધપણાથી જ્યારે ગોપીઓની પેઠે પોતાના આત્માનું પણ વિસ્મરણ થઇ જાય ત્યારે ધર્મજ એનો સ્પર્શ કરતો નથી; સ્વય પ્રચ્યુતિ પામી જાય છે. તો જ્યાંસુધી દેહસ્મૃતિ રહે ત્યાસુધી સર્વ મનુષ્યોએ આળસે રહિત થઈ વર્ણાશ્રમોચિત પોતપોતાનો ધર્મ પાળવોજ ॥૧૦૨-૧૦૩॥ જે કોઈ અષ્ટાગ

धरां यतः ॥१०४॥ मुक्तैरपि न हेयानि धर्मकर्माणि सर्वथा । कुतो मुमुक्षुभिस्तर्हि तानि हेयानि मूढवत् ॥१०५॥ ये तु माहात्म्यमालम्ब्य भक्तेर्ज्ञानस्य वा धिया । धर्मं त्यजन्ति ते नूनं ततो भ्रष्टाः पतन्त्यधः ॥१०६॥ श्रीवासुदेवमाहात्म्यात्स्कन्दोक्तादस्य विस्तरः । भवद्भिरवगन्तव्यो धियानाकुलयाऽखिलः ॥१०७॥ सुव्रत उवाच—इत्युक्तास्ते द्विजास्तेन तथेत्यूचुः प्रणम्य तम् । एवं

યોગમા પ્રવર્તે છે તેમણે પણ દેહભાન હોય ત્યાસુધી ધર્મનો બુદ્ધિપૂર્વક ત્યાગ નજ કરવો સુબુદ્ધિનુ ફળ આજ છે, શુ ? તો પરમશેષી પરમાત્માની આજ્ઞાકિંકરતા અવર્જનીય છે એવી બુદ્ધિથી ધર્માનુષ્ઠાન કરવુ સમાધિને પરવશ થએલા આ યોગિને સર્વ લૌકિક વૈદિક કર્મોજ સ્વય ત્યાગ કરી દેશે એરીતે જેઓ ભક્તિમા નિષ્ઠાવાળા છે પણ જે ધર્મમા નિષ્ઠાવાળા થાય તેઓજ મારા આશ્રિતો છે એમ હુ માનુ છુ ॥૧૦૪॥ મુક્તો-મુક્તપ્રાયો કે જેમને સમાધિ સિદ્ધ થઈ છે અને ફક્ત પ્રારબ્ધ કર્મજ અવશેષ રહ્યુ છે એવાએ પણ વર્ણાશ્રમાનુબન્ધી ધર્મકર્મનો સર્વથા ત્યાગ નજ કરવો, લોકસંગ્રહનો પણ વિચાર કરીને કર્મ કરવુજ યોગ્ય છે, તો મુમુક્ષુઓએ ધર્મકર્મો અત્યત અનુષ્ઠાન કરવાંજ એમાં કહેવુજ શુ ? તેમનાથી તો ત્યાગ નજ થાય જે મુમુક્ષામાત્રથી કર્મનો ત્યાગ કરે તેતો મૂઢજ જાણવા તેમાં શ્રુતિ છે કે-'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे' ॥૧૦૫॥ જે કોઈ મારી આ આજ્ઞાને અતિલઘન કરીને આદર કરેલી ભક્તિ કે જ્ઞાનના અર્થવાદગમ્ય મહિમાને અવલબન કરીને બુદ્ધિપૂર્વક ધર્મનો ત્યાગ કરે તેઓ આદર કરેલા જ્ઞાન તથા ભક્તિથી નિશ્ચે ભ્રષ્ટ થઇ ધર્મથી ભ્રષ્ટ થઈ અતે નીચ યોનિમા પડે છે ॥૧૦૬॥ હે દ્વિજ ! આ વિષયમાં વિસ્તારથી સમસ્ત જ્ઞાતવ્યાશતો સ્કદ પુરાણાંતર્ગત શ્રીવાસુદેવમાહાત્મ્ય થકી અવ્યગ્ર બુદ્ધિથી તમારે જાણવો ॥૧૦૭॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાને આ પ્રકારે કહેલા દ્વિજો તેમને પ્રણામ કરી તથા-'તમો જેમ કહો છો તેમજ કરીશુ' એમ બોલ્યા આ પ્રકારે અમદાવાદ પુરમાં ભગવાને પોતાનો પ્રતાપાતિશય

भगवता तत्र प्रतापः स्वस्य दर्शितः ॥१०८॥ प्रत्यहं स सभासंस्थो जनान्सद्धर्ममादिशत्। यूथशोऽनुदिनं लोकास्तस्य चाश्रयमाचरन् ॥१०९॥ आनन्दयन्भक्तजनान् धर्मं भक्तिं च पोषयन्। तत्रोवास हरी राजन्प्रबोधन्युत्सवावधि ॥११०॥ सन्तोष्य सर्वान् पुरभक्तसङ्घांस्तत्र प्रतिष्ठाप्य च धर्मसेतून्। धर्माङ्गजो गुर्जरराजधान्याः स निर्ययौ श्रीनगरान्नरेन्द्र ! ॥१११॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे श्रीनगरे भगवदतिप्रतापदर्शनाच्छास्त्रविद्विप्रकृतभगवदाश्रयनिरूपणनामा चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

सुमत उवाच—ततः स भगवानायाज्जयतल्पाभिधं पुरम्। नाना-

---

प्रदर्शाव्यो हतो ॥१०८॥ भगवान् श्रीहरि એવીજ રીતે પ્રતિદિન સભામાં વિરાજમાન થઈ જનોને સદ્ધર્મનો અવબોધ આપતા હતા. તે ધર્મબોધથી તત્ત્વજ્ઞાનને પામેલા જનો પ્રતિદિન સંઘથી ભગવાનનો સમાશ્રય કરવા લાગ્યા ॥૧૦૯॥ હે રાજન્ ! શ્રીહરિ એરીતે સદર્થના સદ્બોધથી અને પોતાના અલૌકિક દિવ્ય ચરિત્રના પ્રદર્શનથી સમસ્ત ભક્તજનોને આનંદ આપતા અને ધર્મ ભક્તિનું પોષણ કરતા થકા અમદાવાદમાં પ્રબોધિની એકાદશીએ કરવાના ભગવત્પ્રબોધોત્સવ પર્યંત સુખેથી નિવાસ કરી રહ્યા ॥૧૧૦॥ હે નરેન્દ્ર ! તે આ ધર્મપુત્ર શ્રીહરિ શ્રીનગરમાં સમસ્ત ભક્તસંઘોને આ પ્રકારે સંતોષ પમાડીને અને તે નગરમાં ધર્મમર્યાદાને સ્થાપન કરી ગુજરાત દેશની રાજધાનીરૂપ શ્રીનગર થકી ચાલી નીકળ્યા ॥૧૧૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે શ્રીનગરે ભગવદતિપ્રતાપદર્શનાચ્છાસ્ત્રવિદ્વિપ્રકૃતભગવદાશ્રયનિરૂપણનામા ચતુશ્ચત્વારિંશોऽध्यायः ॥૪૪॥

## [1]અધ્યાય ૪૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યારપછી ભગવાન્ શ્રીહરિ જળાશય ( સરોવર કુવા વાવ્ય વિગેરે ) થી મનોહર અને રાંણો મહુડા આમલી

---

૧ આ અધ્યાયમાં ભગવાનનું જેતલપુરમાં પધારવું અને પૂર્વપક્ષપણે પરકૃત કૌલમતનો અનુવાદ તેના ખંડન માટે નિરૂપણ કર્યો છે.

तरुगणाकीर्णं जलाशयमनोरमम् ॥१॥ प्रत्युद्गतो भक्तजनैराशाजिज्जीवनादिभिः । तत्रत्यैरतिहर्षेण प्राप तच्च नराधिप ! ॥२॥ उपकण्ठे तडागस्य तत्र न्यग्रोधमण्डिते । आवासमकरोत्स्वस्य सह मुन्यादिभिर्हरिः ॥३॥ देवरामदयारामावाशारामद्वयं तथा । मयारामोग्रचन्द्राद्यास्तमसेवन्त वाडवाः ॥४॥ आशाजित्काकुजिद्गङ्गादासो जीवनशङ्करौ । मनोहरो राजजिच्चेत्याद्या वैश्याश्च भावुकाः ॥५॥ रह्रयाता तथा रक्षा रामा ज्वरयादयः । योपाश्च सादरं तस्य परिचर्यामकुर्वत ॥६॥ आतिथ्यं विदधुः सम्यग्भक्ता-

---

આદિક વિવિધ વૃક્ષવૃંદોથી ચોગરદમ વ્યાપ્ત ( જળ સ્થળની રમણીયતાથી સર્વ જનોએ સારીરીતે સેવવા યોગ્ય ) એવા જેતલપુર નામના નગરમાં પધાર્યા ॥૧॥ હે નરાધિપ ! તે પુરના નિવાસી આશાજી જીવણ દેવરામ આદિક ભક્તજનો ભગવાનને પધારતા સાંભળીને પરમ હર્ષથી સામૈયા સાથે સન્મુખ ગયા. તેમની સાથે વાજતે ગાજતે ભગવાન્ પરમ હર્ષથી પુરમાં પધાર્યા. 'અહર્ષથી સન્મુખ આવેલા ભક્તો સાથે ભગવાન્ અહર્ષથી પુરમાં પધાર્યા' એમ મધ્યમણિન્યાયથી બન્ને સ્થળે અહર્ષનો સંબન્ધ લેવો. જ્ઞાનિને પરમાત્મા અત્યંત પ્રિય છે અને પરમાત્માને જ્ઞાની અત્યત પ્રિય છે, પ્રિયના સમાગમમાં અત્યંત હર્ષ સહજ સ્વભાવે થાયજ ॥૨॥ જયતલ્પ પુરમાં ભગવાને વિશાળ તલાવને કાંઠે રહેલા ( સ્નાન પાનની અનુકૂળતા જ્યાં છે અને સુખોપસેવ્ય પવન જ્યાં આવે છે એવા ) અને વડવૃક્ષોના વૃંદથી વિરાજમાન ( છાયાથી શીતળ ) એવા સ્થાનમાં પોતાના ચરણકમળમાં રસિક મુનિ આદિકની સાથે પોતાનો ઉતારો કર્યો ॥૩॥ દેવરામ દયારામ બે આશારામ મયારામ અને ઉગરચંદ આદિક બ્રાહ્મણો તથા આશાજી ( આંહજી ) કાકુજી ગગાદાસ જીવણ શકર મનોહર રાજજી ઇત્યાદિ ભાવિક વૈશ્યો તથા રળીયાતા રક્ષા રામા જવરચા આદિક સ્ત્રિયો, આ બધા ભક્તો ભગવાનની યથાધિકાર પરમ પ્રેમથી પરિચર્યા કરવા લાગ્યા ॥૪-૬॥ આ બધા ભાવિક ભક્તોએ ભગવાનનું ભારે આતિથ્ય અને ચદન પુષ્પાદિવડે પૂજન યથાયોગ્ય કર્યું. એરીતે જેતલપુરમાં ભક્ત-

श्चास्य च पूजनम् । उवास स सुखं तत्र सुप्रयन्निजसंश्रितान् ॥७॥ सम्भारेणैव महता तत्र शैवं च वैष्णवम् । यज्ञं नारायणमुनिश्च-कार स पृथक्पृथक् ॥८॥ तयोरुत्सवयोः कार्ये नाचिकेतं चकार सः । मुख्यमाशाजितं चापि जीवनं च जनेश्वरः ॥९॥ अश्लीलग्राामवसतिं भक्तं वेणीभयाभिधम् । वैश्यवर्यं च ते सर्वे सेवयाऽतोपयन् हरिम् ॥१०॥ विदुषो ब्राह्मणांस्तत्र सभां कृत्वा पुपूज च । तेषामेव हि सन्मानं कारयामास सर्वतः ॥११॥ सहस्रशो द्विजान् सम्यग्भोजयित्वेष्टभोजनैः । दक्षिणाभिश्च वस्त्रैश्च तोपयामास तान्प्रभुः ॥१२॥ पुष्पमय्यां वाटिकायां न्यग्रोधेऽथातिनिस्तृते । निव-

જનોએ પ્રેમથી પરિચર્યા કરેલા ભગવાન્ તેમને સદુપદેશાદિવડે સુખ આપતા થકા તે પ્રિય ભક્તોના સમાગમથી પોતે પણ પરમ સુખ પામીને રહ્યા ॥૭॥ તે જેતલપુરમાં નારાયણમુનિએ મહા સામગ્રીથી રૂદ્રયાગ તથા વિષ્ણુયાગ જુદા જુદા કરાવ્યા. ( આ યાગો સ્મૃતિપ્રોક્ત જાણવા ) ॥૮॥ આ યાગો ઉત્સવોજ કહેવાય. સજ્જનોને સહર્ષ આથી ઉપજે છે. તે આ યાગમહોત્સવના કાર્ય–સામગ્રી લાવવી, વિપ્રોની પરિચર્યા કરવી, આગંતુક જનોનું અભિનંદન કરવું, ઈત્યાદિ કાર્યોમાં નારદીય નગરના નિવાસી નાનાભાઇ નામના વિપ્રને તથા આશાજી અને જીવણ નામના વૈશ્ય ( પાટીદાર ) ને તથા અશલાલી ગામના વાસી વેણીભાઈ નામના વૈશ્યવર્ય ભક્તને મુખ્ય-કાર્યવાહકો ( મોટેરા ) કર્યા હતા. યાગકાર્યમાં નિયોગ કરેલા આ બધા ભક્તોએ નિયોગને અનુસારે કાર્ય કરીને ભગવાનને સતુષ્ટ કર્યા હતા ॥૯-૧૦॥ આ યાગમહોત્સવમાં મહાસભા ભરી તેમાં બેઠલા વિદ્વાન્ વિપ્રોની પૂજા કરી ( ભગવાન્ બ્રાહ્મણપ્રિય છે, ધર્મરક્ષણાર્થે અવતરેલાએ યજ્ઞાચરણની પેઠે બ્રાહ્મણપૂજનપણ કરવું જોઇએ) અને પોતે પૂજેલા એજ વિદ્વદ્વિપ્રોનું સર્વ પ્રકારે ( દક્ષિણાદ્રવ્ય વસ્ત્ર વિભૂષણ આદિક દાનપ્રકારથી ) ભક્તજનદ્વારા ભારે સન્માન કરાવ્યું ॥૧૧॥ તે પછી પ્રભુ શ્રીહરિએ સ્વયં ભેગા થએલા અને આમંત્રેલા બહુ બ્રાહ્મણોને યથેષ્ટ મિષ્ટાન્નવડે રૂડીરીતે જમાડીને દક્ષિણા તથા વસ્ત્રોવડે સતુષ્ટ

छायां सुदोलायां भक्तास्तं च न्यपादयन् ॥१३॥ मुनयश्च जनाः सर्वे चातुर्वर्ण्यास्तमीश्वरम् । वृत्वाभितो निषेदुश्च योषितोऽपि सहस्रशः ॥१४॥ तत्र भक्ताः पुपूजुस्तं चारुकेसरचन्दनैः । कुङ्कुमागुरुकस्तूरीघनसारादिमिश्रितैः ॥१५॥ अखण्डैरक्षतैः श्वेतैः पुष्पैर्बहुविधैस्तथा । पुष्पगुच्छैः स्वर्णवर्णैरवतंसैश्च शेखरैः ॥१६॥ वस्त्रैर्बहुविधैः सूक्ष्मैर्मृदुस्पर्शैर्महाधनैः । हेमरत्नाद्यलङ्कारैर्मुक्ताहारैर्मनोहरैः ॥१७॥ उपहारैर्बहुविधैः स्वर्णमुद्रादिभिस्तथा । अभ्यर्च्यारात्रिकं कृत्वा भक्त्या ते तं ववन्दिरे ॥१८॥ एतस्मिन्नन्तरे कश्चित्क्षुद्रशक्तेरुपासकः । तत्र विप्रः कीचकाख्यः समायाद्भूमसंसदि

---

કર્યા ॥૧૨॥ તે પછી ભક્તજનોએ પુષ્પપ્રધાન વાડીમાં બહુ વિસ્તારવાળા વડવૃક્ષમાં પલ્લવ પુષ્પોથી સુશોભિત એવી દોળા ( હિંદોળો ) બાંધીને તેમા ભગવાનને બહુ માનપૂર્વક પ્રાર્થના કરી બેસાર્યા ॥૧૩॥ અપરિમિત મુનિઓ તથા સેવામાં સમુત્સુક ચારેય વર્ણના પુરૂષો તથા ભગવાનના ચરણકમળની સેવામાં સમુત્સુક એવી સ્ત્રિયો પણ પરમેશ્વર શ્રીહરિની ચારે બાજુ વીંટાઈ વળીને યથાવિભાગથી બેઠી ॥૧૪॥ હિંદોળામાં વિરાજમાન ભગવાનની તે આ ભક્તજનોએ કુંકુમ અગરૂ કસ્તૂરી કર્પૂર કેસર આદિક સુગન્ધિ વસ્તુઓથી સમિશ્રિત ઉત્તમ ચદન, અખડ શ્વેત અક્ષત, ( ચોખા ) બહુવિધ પુષ્પમાળાઓ, સુવર્ણના જેવા વર્ણવાળા વિવિધ પુષ્પમય ગુચ્છો, ( હાથમાં ધારવાના ) સુવર્ણ જેવા વર્ણવાળા ચપકાદિમય અવતસો ( કાનમાં ધારવાના ગુચ્છો ) અને તેવાજ તોરાઓ તથા બહુવિધ સૂક્ષ્મ ( ઝીણાં ) કોમળ ( બહુ સુંવાળાં ) અમૂલ્ય વસ્ત્રો, રત્નજડિત સુવર્ણ રજતના કડાં બાજુબધ આદિક અલકારો અને મોતીના મનોહર હારો તથા સોનામહોર આદિક બહુવિધ ઉપહારોવડે પૂજા કરીને આરતી ઉતારીને સ્નેહથી સાષ્ટાગ નમસ્કાર કર્યો ॥૧૫-૧૮॥

આવા અવસરમાં ક્ષુદ્ર શક્તિદેવીનો ( તામસોએ ઉપસેવ્ય અને તામસ અત્યલ્પ ફળપ્રદ હોવાથી ક્ષુદ્ર દેવીનો ) ઉપાસક કોઈ કીચક ( વશીધર ) નામનો વિપ્ર સ્વય ભગવાને સમલકૃત હોવાથી અતિશય વિશેષવાળી તે

॥१९॥ सुरामदाघूर्णमाननयनैर्यतिवर्णिभिः । युक्तो मौनैः सिद्धवेषैश्चतुर्भिः स्वपुरस्सृतैः ॥२०॥ चतुर्भिः सेवकैर्युक्तः सिन्दूरतिलकाङ्कितैः । कार्ष्णायसं च वलयं दधद्वाहौ च मन्त्रितम् ॥२१॥ स्त्रीशोणपटखण्डेन बद्धोष्णीषासिपुत्रिकः । मुखनिर्यन्मद्यगन्धिवायुदूषितसज्जनः॥२२॥ कुलस्त्रीपुष्पसंमिश्रकाश्मीरकृतचन्द्रकः। श्रवोनिहितकार्पासः कृतजीरकचर्वणः ॥२३॥ मार्जारास्थिचिताभसचतुर्मार्गरजोमलैः । लोहमापादिभिर्युक्तां कण्ठे पोटलिकां

---

સભામાં એકદમ આવ્યો. આ કીચક ( દુરાચારી હોઇને દુરાચારનેજ શ્રેય માટે પોતાના મતના સંકેત મુજબ માનીને ) સુરાપાનના મદથી ચકળ વકળ લાલચોળ લોચનવાળા, મૌન વ્રતમાં નિષ્ઠાવાળા, સિદ્ધોના જેવા વેષને ધારી રહેલા, પોતાની આગળ ચાલતા ચાર યતિ વર્ણિઓ ( બે યતિઓ અને બે વર્ણિઓ મળીને ચાર )એ સંયુક્ત તથા સિંદૂર અને ત્રિપુંડ્ તિલકને લલાટમાં ધારી રહેલા બીજા ચાર સેવકોએ સહિત, ( એ રીતે આઠ જણાએ. સહિત ) કાલીભૈરવાદિ ક્ષુદ્રમંત્રોથી મંત્રેલા લોખંડમય કડાને ડાબા હાથમાં ધારી રહેલો, સ્ત્રીએ ધારેલા રક્ત વસ્ત્ર ( ચુંદડી ) ના ચોખંડા કટકાથી બાંધેલી પાઘડીની અંદર છરીને ધારી રહેલો, મુખમાંથી નીકળતા મદ્યના દુર્ગન્ધવાળા વાયુથી સભામાં બેઠેલા સજ્જનોને દૂષિત કરતો, જાંગલી ચર્મકારી આદિક આઠ કુળસ્ત્રીયોના માસે માસે નીકળતા રજ ( રૂધિર )થી મિશ્રિત કરેલા કુંકુમથી ત્રિપુંડ્ના મધ્યમાં ચંદ્રકને ધારી રહેલો, કાનમાં કપાસનું પુંમડુ ઘાલી રહેલો, મુખના દુર્ગન્ધને ઢાંકવામાટે જીરાને ચાવ્યા કરતો, બલાડાનાં અસ્થિ ચિતાભસ્મ ચતુર્માર્ગ (ચકલાની) ની ધૂળ વિષ્ઠા કાળા લોખંડનો નાનો ખીલો અડદ કુવાપાસે લાગી ગએલા મૃત્તિકાના ઘટનાં ઠીકરાં ઈત્યાદિકે યુક્ત ( ઈત્યાદિ વસ્તુઓ અંદર ભરેલા ) એક ( ગળીથી રંગેલા વસ્ત્રના નાના કટકાથી સીવેલી ) ક્ષુદ્ર પોટલીને ગળામાં ધારી રહેલો, તૈલથી ઉપલિપ્ત બાંધવા માટે ભેગા કરેલા કેશો જેણે શ્યામ ઊર્ણાસૂત્રથી ( ઊનના દોરાથી ) બાંધ્યા છે, નેત્રના પ્રાંતભાગમાં ( જનવશીકાર માટે ) હનુમાનજીના તૈલની કાજ-

दधत् ॥२४॥ सतैलसंयतकचदयामोर्णासूत्रबन्धनः । दधल्लोचनयोः प्रान्ते हनूमत्तैलकज्जलम् ॥२५॥ दधत्सिन्दूरतिलकं कूर्चे शृङ्गाटकाकृति । समन्त्रमाषमुष्टिश्च दुर्गन्धिवसनोऽशुचिः ॥२६॥ सतैलसिन्दूररसालिप्तं लौहत्रिशूलकम् । बिभ्रत्कट्यां सपरशुं दुर्मन्त्रितमलाङ्कितम् ॥२७॥ भूर्जेऽष्टगन्धलिखितं कालीयन्त्रं समन्त्रकम् । कौशेयपेश्यां च दधत्सुराक्तैरक्षतैः सह ॥२८॥ व्यात्तभीषणरक्ताक्षः सिद्धंमन्योऽतिदर्पवान् । दन्दह्यमानसर्वाङ्गः क्रोधमत्सरवह्निना ॥२९॥ शाक्तमार्गमहाविघ्नं जेतुं नारायणं मुनिम् । तत्रागत्य सभामध्ये निषसादाकृतानतिः ॥३०॥ तिर्यग्दृष्ट्या सदःसंस्थान् पश्यन्नेव महामुनीन् । साशङ्कमानसोऽपश्यद्भगवन्तं

ળને ધારી રહેલો, ભ્રૂકુટિના મધ્યમાં શીંગોડાના જેવી ત્રિકોણ આકૃતિવાળા સિંદૂરતિલકને ધારી રહેલો, કાળી ભૈરવના મંત્રથી મંત્રેલા માષ (અડદ) મુઠીમાં ધારી રહેલો, દુર્ગંધિ વસ્ત્રોને પહેરી રહેલો, અત્યંત અપવિત્ર, દુર્મંત્રોથી મંત્રેલા મળથી ચિહ્નિત અને તૈલસહિત સિંદૂરરસથી ચારે બાજુ ચર્ચેલા અને પરશીએ સહિત લોહમય એવા ત્રિશૂળને કટીમા ધારી રહેલો, ભોજપત્રમાં આઠ પ્રકારના ગંધદ્રવ્ય રસથી લખ્યા છે અક્ષરો જેમાં અને મંત્રબીજે સહિત કાળીયંત્રને રેશમી વસ્ત્રથી કરેલી નાની કોથળીમાં મદિરાથી પલાળેલા અક્ષતે સહિત ધારણ કરતો, પહોળાં ફાડેલાં લાલચોળ હોવાથી ભયંકર નેત્રો જેનાં છે, પોતાને સિદ્ધાગ્રેસરપણે માનતો, નિરંતર પ્રદીપ્ત ક્રોધ મત્સરરૂપ અગ્નિથી સ્વયં બહુ બળતા છે બધા અવયવો જેના, આવા અનેક દુરાચારોથી દૂષિત મૂર્તિવાળો કીચક પોતે આશરેલા શાક્ત માર્ગના મહાશત્રુ એવા શ્રીનારાયણમુનિને તેમનો મહાપ્રભાવ નહિ જાણતો હોવાથી જીતવાની વાંછાથી ત્યાં આવીને પ્રણામ કર્યા વિનાજ દુર્મદથી અંધ થઇને સભામધ્યે બેઠો ॥૨૯-૩૦॥ આ કીચક કુટિલ-મદોદ્ધત અવજ્ઞાગર્ભિત દૃષ્ટિથીજ સભામાં બેઠેલા મુક્તાનંદાદિ મહામુનિઓને જોતો થકો ભગવાનને તો પાસે રહેલા તેજોરાશિનેજ શું ? (તેમના દિવ્ય તેજથી નેત્રની ગતિ પ્રતિહણાતાં ધૈર્ય રહિત થઈ) એમ ભગવાનનો વિજય

पुन पुन ॥३१॥ पापसम्भापणे दोपं जानन्तो भगवज्जना । नाभापन्त तदा केऽपि तेन सार्कं सभासद ॥३२॥ शिष्यास्तस्य तदा प्रोचुरहो ! व्याप्त· कलिर्भुवि । नाद्रियन्ते यत सिद्धान्साध वोऽपीदृशानिह ॥३३॥ अथवा सद्गुरुकृपां विना च ब्रह्मदर्शनम् । कुत· स्यात्साधुता लोके निर्मूला प्राणिनामिह ॥३४॥ अहो गुर रहो भाग्यमस्माकं धरणीतले । येपां भुक्तिश्च मुक्तिश्च सुप्रापा नित्यमञ्जसा ॥३५॥ इति तेपां वच· श्रुत्वा तादृग्दुष्टप्रवर्तितम् ।

---

કરવામા આશકાયુક્ત મનવાળો થઈ વારવાર જોવા લાગ્યો ( આ તો અદૃષ્ટપૂર્વ કોઈ તેજોરાશિ પુરૂપવિશેષ છે એમ જાણીને મનમા આશકા પામીને વારેવારે જોવા લાગ્યો ) ॥૩૧॥ તે સમયે સમિતિમા બેઠેલા સાધુ પ્રમુખ ભગવદીય જનો કોઈપણ તે ક્રીચકની સાથે બોલવામા પાપિસાથે સભાપણ કરવાથી થતા પાપદોપને જાણતા હોવાથી બીલકુલ બોલ્યાજ નહિ ॥૩૨॥ એટલે તે સમયે મહાક્રોધ પામેલા ક્રીચકશિષ્યો બોલ્યા કે—અહો!! ભૂતળમા કલિયુગ હમણાં વ્યાપીજ ગયો કેમકે-જેમનો પ્રભાવ અનિર્વાચ્ય છે એવા આ સાક્ષાત્ આવેલા સિદ્ધોનો પણ આ સાધુઓ સભામા આદરમાત્ર પણ કરતા નથી અથવા—જો આ સાધુઓ હોય ત્યારે તો આદર કરેજ, પણ આ વસ્તુતાએ સાધુઓ નથી સાધુતાતો સર્વસુલભ નથી અમારા ગુરૂસદૃશ—સદ્ગુરૂની કૃપા વિના બ્રહ્મદર્શન અને બ્રહ્મદર્શનથી આવતી સાધુતા લોકમા પ્રાણિઓને ( પશુઓની પેઠે પ્રાણવ્યાપારમાત્રેજ સપન્ન મનુષ્યોને ) ક્યાથી થાય ? નજ મળે ॥૩૩-૩૪॥ અમો એકલાજ ભાગ્યશાલી છીએ, કારણ કે અમારા આ ગુરૂ અમોનેજ ભૂતળમા પૂર્વ પુણ્યથી મળ્યા છે ( સ્વર્ગમા પણ જે સુદુર્લભ આવા ગુરૂ છે તે આ ભૂમડળમાજ મળી આવ્યા માટે અમારૂ અહો ભાગ્ય છે ) જે આવા ગુરૂના શિષ્ય થએલા અમોને ગુરૂકૃપાપ્રસાદથી ભુક્તિ અને મુક્તિ નિત્યજ અનાયાસથી સુલભ વર્તેછે અમારા ગુરૂ થકી બીજો કોઈ પણ ભુક્તિ મુક્તિ આપનારો થવા યોગ્ય નથી, માટે અમારો ગુરૂ અહો !! છે ॥૩૫॥ આવુ ક્રીચકશિષ્યોનુ વચન સાભળીને અસભાષ્ય ( જે પાપિની સાથે બોલવુ પણ

अधर्ममुच्छेदयितुं जातः प्राह हरिर्हसन् ॥३६॥ के यूयं कुत आयाताः किं प्रयोजनमत्र वः । उपाध्वे देवतां कां च शास्त्रं किं चास्ति वः प्रियम् ॥३७॥ एतच्छ्रुत्वा हरेर्वाक्यं कीचको निजचेतसि । व्यचिन्तयत् क्षणं तत्र तज्जयोत्सुकमानसः ॥३८॥ एनमेवेश्वरं प्राहुरहो मन्दधियो जनाः । योऽतिप्रसिद्धं लोकेषु मामप्येष न वेत्ति वै ॥३९॥ बाला अपि जना लोके विदुर्मामतिभासुरम् । तमप्येष न जानाति तन्नासौ योगवानपि ॥४०॥ अथैवैनं विजेष्यामि

---

યોગ્ય નથી ) એવા પણ તે કીચકાદિ અધર્મિજનોના પરાભવ માટે આભાષણ આવશ્યક છે એમ જાણીને અધર્મના ઉચ્છેદ અર્થે અવતરેલા ભગવાન્ શ્રીહરિ કિંચિત્ હસતા હસતા બોલ્યા ॥૩૬॥

ભગવાન્ કહેછે—તમો કોણ-તમારૂં ગોત્ર અને નામ શું છે ? કયા દેશમાંથી આવ્યા છો ? અહીં આવવાનું પ્રયોજન શું છે ? તમો કઈ દેવતાનું ઉપાસન કરો છો ? અને તમારે પ્રિય શાસ્ત્ર કયું છે ? ॥૩૭॥ હે રાજન્ ! આવું ભગવાનનું વચન સાંભળીને કીચક ભગવાનને જીતવામાં સમુત્સુક મનવાળો થઈ મદમૂર્છિત ચિત્ત હોવાથી પોતાના મનમાં ક્ષણકાળ પર્યંત વિચાર કરવા લાગ્યો કે—અહો ! ! જનોની મતિમંદતા કેટલી બધી છે કે આ અલ્પમતિનાનેજ ( અમારા નામ જાતિ આદિકને નહિ જાણતા હોવાથી સર્વજ્ઞતાએ રહિત, માટેજ ઈશ્વરગુણે રહિત અનીશ્વર એવા પણ આ સ્વામિનારાયણને ) ઇશ્વર-ભગવાન્ કહેછે. કેમકે જે આ સ્વામિનારાયણ લોકમાં અતિ પ્રસિદ્ધ એવા પણ મને લેશ જાણતા નથી. પરમેશ્વર હોય તો મને કેમ ન જાણે ? જાણેજ. વળી અષ્ટાંગયોગના સાધનથી ઐશ્વર્યસિદ્ધિને પામેલા પણ જણાતા નથી. લોકમાં બાળકો પણ મને જગતમાં ભાસુર-પ્રકાશમાન જાણે છે. તે મને પણ આ લેશ જાણતા નથી તો આ સ્વામી યોગસિદ્ધિમાન્ પણ નથી. લોકમુખથી કર્ણાકર્ણી સાંભળેલો આમને વિષે પરમેશ્વરપણાનો પ્રવાદ દોરડીમાં સર્પપ્રવાદની પેઠ તેનું યાથાર્થ્ય ( આતો દોરડી છે પણ સર્પ નથી ) જાણતાં મને ભયમાટે થતા નથી. તો આ ક્ષણમાંજ ચર્મમુંડા દેવીના પ્રસાદથી અને મહા કૌલાગમથી

गतमीशभयं मम । चर्ममुण्डाप्रसादेन बृहत्कौलागमेन च ॥४१॥ इति सञ्चिन्त्य शिष्यान्स्वान्वक्तुं स प्रैरयद्दृशा । स्वनामादि ततस्ते च प्रोचुर्हृष्टा जगत्पतिम् ॥४२॥ कीचकशिष्या ऊचुः—महादीक्षामहापानगुरवः कुलयोगिनः । एते सन्ति महासिद्धा ब्रह्मिष्ठा यतिवर्णिनः ॥४३॥ नैते केनापि भाषन्ते दिवा सदसि मौनिनः । निशि साक्षान्महाशक्त्या वदन्ति रमयन्ति ताम् ॥४४॥ वयं च सिद्धपुरुषाः कौलागमविशारदाः । अस्माकं च नरेन्द्राणां गुरुराडेष कीचकः ॥४५॥ ऊर्ध्वाम्नायैकतरणेः सहस्रभगिनः प्रभोः ।

---

આ સ્વામિનારાયણને જીતી લઇશ ॥૩૮-૪૧॥ હે રાજન્ ! આવો મનમાં વિચાર કરી ગર્વવેગથી રોકાઇ ગયું છે મુખ જેનું એવા કીચકે પોતાનું નામ જાતિ આદિક કહેવા માટે નેત્રપ્રાંતથીજ શિષ્યોને સૂચના આપી. કીચકે તેરીતે પ્રેરેલા તેના શિષ્યો પ્રહર્ષ પામીને જગત્પતિ શ્રીહરિ પ્રત્યે બોલ્યા ॥૪૨॥

કીચકશિષ્યો કહેછે—હે સ્વામિન્ ! આ યતિવર્ણિઓ તો ગુરૂઓ—કૌલતંત્રમાં પ્રસિદ્ધ મહાદીક્ષા અને મહાપાન કે જે નિઃશ્રેયસમાંજ એક અત્યંત ઉપયોગી છે તેનો સત્પાત્રમાં પ્રચાર કરવાથી લોકવિખ્યાત ગુરૂઓ છે. માટેજ કુલધર્મના પ્રવર્તનથી કુળયોગીસંજ્ઞાથી પણ પ્રસિદ્ધ છે. બીજા બધા સિદ્ધોની અપેક્ષાએ અત્યધિક મહાસિદ્ધો અને બ્રહ્મનિષ્ઠો છે ॥૪૩॥ આ યતિ વર્ણીઓને એવું વ્રત છે કે-સભામાં દિવસે કોઇની સાથે પણ બોલવુંજ નહિ કિંતુ મૌનપણે રહેવું. માટે તમારી સાથે નહીજ બોલે. રાત્રિએ મહાકાળી દેવીની સાથે સાક્ષાત્ બોલે છે અને તેને આનંદિત કરેછે ॥૪૪॥ અમો પણ આ ગુરૂવરોના પ્રસાદથી પરમ સિદ્ધિને પામેલા સિદ્ધપુરૂષપણે પ્રખ્યાત અને કૌલતંત્રમાં કહેલા રહસ્યમાં પ્રવીણ છીએ. અનેક રાજાઓના અને અમારા આ ગુરૂરાજ કીચક નામથી વિખ્યાત છે ॥૪૫॥ ઊર્ધ્વામ્નાય ( કૌલમાર્ગતંત્ર ) ના એક સૂર્ય-અદ્વિતીય પ્રકાશક, સહસ્રપરિમિત કુળસ્ત્રિયોની યોનિનો પૂજક, માટેજ મહાસમર્થ, પ્રત્યેક પહોરે દેવીનિવેદિત મદિરાને પાન કરનારાઓના. અગ્રેસર એવા પ્રખ્યાત ગુરૂનો શિષ્ય સ્વયં ( રાત્રિ તથા દિવસે ) ચાર વાર મદ્યપાન કરનારો

प्रतियामपिवाग्रण्यो गुरोः शिष्यश्चतुःपिचः ॥४६॥ प्रसादादस्य बहवो राजानो ब्रह्मदर्शनम् । प्रापुः सद्यो महानन्दं सर्वत्र समदृष्टिताम् ॥४७॥ नैतत्तुल्यः कोऽपि लोके सिद्धेन्द्र इह निश्चितम् । मकारपञ्चकाचार्यः कौलवित्कुलपावनः ॥४८॥ एनं विदन्ति सर्वेऽपि भुवि भास्कररोचिषम् । ख्यातस्त्वमीश्वरत्वेन न वेत्सीत्यद्भुतं महत् ॥४९॥ उपास्महे वयं साक्षाद्देवीं त्रिपुरसुन्दरीम् । कौलागमः प्रमाणं नः सर्वशास्त्रशिरोमणिः ॥५०॥ योगी चेन्नैव भोगी स्याद्भोगी चेन्नैव योगवित् । योगभोगात्मकं कौलं तस्मात्सर्वाधिकं मतम् ॥५१॥ शैववैष्णवबौद्धादिदर्शनान्यपि भक्तितः ।

---

આ કીચક છે ॥૪૬॥ આ કીચકનાજ પ્રસાદથી બહુ રાજાઓ તત્ક્ષણ બ્રહ્મદર્શન અને સર્વત્ર સમદૃષ્ટિને પામીને મહા આનંદને પામી ગયા છે ॥૪૭॥ પાચ મકાર ( આગળ કહેશે ) નો આચાર્ય-ઉપદેષ્ટા, કૌલતંત્રના રહસ્યને જાણનારો, કૌલમાર્ગના આશ્રિત જનોને અથવા પોતાના કુળને પવિત્ર કરનારો સિદ્ધરાજ આ ભૂમિમા એને સદૃશ કોઈ પણ નથી ॥૪૮॥ સૂર્યસમાન કાંતિવાળા આ કીચક નામના અમારા ગુરૂને ભૂતળમાં આબાળગોપાળ બધાય જનો જાણે છે તમોતો સર્વજ્ઞ પરમેશ્વરપણે પ્રખ્યાતિ પામીને પણ જાણતા નથી આતો મહા અદ્ભુત-આશ્ચર્ય છે. અમારાં નામ જાત્યાદિ જેવી ક્ષુદ્ર બાબતને પણ નહિ જાણતા છતાં તમારી પરમેશ્વરપણે પ્રખ્યાતિ થઇ છે આ તો અતિશય અદ્ભુત વાત છે ॥૪૯॥ અમો ( ભુક્તિ મુક્તિ ફળ આપનારી ) સાક્ષાત્ ત્રિપુરસુંદરી દેવીનું ઉપાસન કરીએ છીએ. કૌલાગમ અમોને પ્રિય પ્રમાણ છે. આતો સર્વશાસ્ત્રશિરોમણિ છે ॥૫૦॥ જો કોઈ યોગમાં પ્રવર્તે તો તેને ભોગ સિદ્ધ થાય નહિ. જો કોઇ ભોગમાં પ્રવર્તે તો તેને યોગ સિદ્ધ થાય નહિ. એવોજ પરપ્રમાણથી પ્રવર્તનારાઓનો પથા છે. કૌળતંત્ર પ્રમાણથી સાધનનો વિચાર કરનારાઓને તો તે સાધનના અનુષ્ઠાનથી યોગ ભોગ બંનેની સિદ્ધિ થાય છે, માટેજ અમારો કૌલમત તો સર્વે મતની અપેક્ષાએ અતિ અધિક માન્યો છે ॥૫૧॥ આવો પ્રમાણશ્રેષ્ઠ કૌલમત હોવા છતાં પણ તેને નહિ જાણીને 'આ નિઃશ્રે-

भजन्ते मानवा नित्यं वृथायासफलानि हि ॥५२॥ महापापवशानृणां तेषु वाञ्छाऽभिजायते । तेषां हि सद्गतिर्नास्ति विना कौलनिषेवणम् ॥५३॥ सुव्रत उवाच—इति तेषां वचः श्रुत्वा भगवांस्तन्मतान्तकः । पप्रच्छ तेषां सिद्धान्तं जिज्ञासुरिव युक्तिवित् ॥५४॥ श्रीनारायणमुनिरुवाच—अपूर्वेयं श्रुता वाणी भवतां भो चतुःपिबाः! सिद्धान्तं ब्रूत युष्माकं सप्रमाणं च तत्फलम् ॥५५॥ कीचकशिष्या ऊचुः—अस्माभिर्लोकमुखतः शाक्तच्छिद्विदितः पुरा । विज्ञातोऽस्यद्य तु त्वं वै जिज्ञासुरिति निश्चितम् ॥५६॥ त्वया यत्पृच्छयते

યસ માટે છે, આ નિશ્રેયસ માટે છે' એમ માનીને શૈવ વૈષ્ણવ બૌદ્ધ જૈન આદિક દર્શન (મત)ને પણ યથાજ્ઞાન મનુષ્યો નિત્ય સ્નેહથી વૃથાજ ભજે છે, પણ પરમાર્થે અમારા મતને ભજતા નથી. આ બધા મતો વૃથા આયાસમાત્રજ ફળવાળા છે, કારણ કે એમાં નિષ્ઠાવાળા જનો ભોગથી અને યોગથી ભ્રષ્ટ થાય છે ॥૫૨॥ વૃથા પ્રયાસમાત્ર જેનું ફળ છે એવાં આ શૈવ વૈષ્ણવાદિ શાસ્ત્રોમાં પુરૂષોની પ્રવૃત્તિ કેવળ મહાપાપના પરવશપણાથી થાય છે. તેતે શૈવાદિ દર્શનના અનુયાયિઓની સદ્‌ગતિ ક્યારેય થવાનીજ નથી. કૌલમતનુંજ સેવન તો સદ્‌ગતિ માટે નિશ્ચે છે ॥૫૩॥ હે રાજન્! આવું કીચકશિષ્યોનું વચન સાંભળીને તેના કૌલમતને વિનાશ કરનારા સર્વજ્ઞ સર્વયુક્તિવેત્તાપણ ભગવાન્ તેમના પાપોદ્‌ગારરૂપ દુર્વચનથીજ તેમનું ખંડન કરતા થકા જીજ્ઞાસુ જનની પેઠ તેનો સિદ્ધાંત પુછવા લાગ્યા ॥૫૪॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે ચતુઃપિબાઃ! (દિવસમાં ચાર વાર મદિરા પિનારા) તમારી આ વાણી અપૂર્વ સાંભળી, તો તમારો સિદ્ધાંત સપ્રમાણ વિવેચન કરી કહો (સિદ્ધાંત કરેલો સાધનપ્રકાર કહો) અને તેનું ફળપણ કહો ॥૫૫॥ એરીતે જીજ્ઞાસુતાનું નરનાટ્ય કરતા ભગવાને પુછેલા કીચકશિષ્યો નિર્ભય થઇ ગર્વપૂર્વક બોલ્યા કે-હે સ્વામિન્! અમોએ પ્રથમ લોકમુખથી તમો 'શાક્તમતના ખંડનમાં મહાસમર્થ છો' એમ સાંભળ્યું હતું. હમણાં તો તમો કૌલમતનો એક કોણુપણ જાણતા નથી. 'તમો જીજ્ઞાસુ છો'

तत्तु रहस्यं जनसंसदि । वक्तव्यं कथमस्माभिर्वाच्यावाच्यविशारदैः ॥५७॥ उत्तरं यदि नोच्येत तर्ह्येते हि त्वदाश्रिताः । मूर्खान्सान्विजानीयुर्गुरोश्चाल्पज्ञता भवेत् ॥५८॥ एते च सिद्धपुरुषा निर्विकल्पसमाधयः । अज्ञा भवेयुः सर्वज्ञा महापानगुरूत्तमाः ॥५९॥ अतो यथावत्सिद्धान्तं ब्रूमस्ते कौलसम्मतम् । सदःस्थानामपि भवेत्तत्र श्रद्धा तवेव यत् ॥६०॥ शास्त्रवाक्यं विना नैव शास्त्रज्ञस्य भवेत्तव । निश्चयोऽतोऽत्र कथ्यन्ते कौलस्थाः शङ्करोक्तयः ॥६१॥ ब्रह्मज्ञानं विना नैव मुक्तिः स्यात्प्राणिनां किल । ऊर्ध्वाम्ना-

એમ સ્પષ્ટ જણાય છે ॥૫૬॥ તમો જે પુછો છો તે તો રહસ્ય છે. બહુજનપરિપૂર્ણ સભામાં તેનું પ્રકાશન કેમ ઘટે ? અને વાચ્ય અવાચ્યના વિવેકે સંપન્ન એવા અમોને તેનું વિવેચન કેમ ઘટે ! નજ ઘટે ॥૫૭॥ જો ધર્મભયથી તમારા પ્રશ્નનો પ્રત્યુત્તર અમો ન આપીએ તો આ તમારા આશ્રિતો અમોને મૂર્ખ માને અને અમારા ગુરૂમાં અલ્પજ્ઞતાને પણ આરોપણ કરે ॥૫૮॥ અમારે વિષે અજ્ઞતા આરોપણ કરે એથી અમોને ખેદ નથી કિંતુ આ મહાપાનમાં ગુરૂવરો કે જે સિદ્ધાગ્રેસરો, નિર્વિકલ્પ સમાધિનિષ્ઠાએ સંપન્ન અને સર્વજ્ઞ છે તેમનામાં પણ અજ્ઞતા આરોપણ કરે, એટલોજ અમોને ખેદ છે ॥૫૯॥ માટે અમો હમણાં આ સભામાં કૌલસિદ્ધાંતને યથાર્થપણે કહીએ છીએ જે અમારા વચનશ્રવણથી ભાગ્યવશાત્ કદાચિત્ તમારી પેઠે આ સભામાં બેઠેલા ત્વદાશ્રિત જનોને પણ અમારા મતમાં શ્રદ્ધા થાય ॥૬૦॥ શાસ્ત્રના અભિજ્ઞ તમોને શાસ્ત્રવચન વિના શ્રદ્ધા નજ થાય માટે કૌલધર્મમાં પાર્વતી પ્રત્યે શંકરની પ્રમાણતમ ઉક્તિઓનોજ અનુવાદ કરીએ છીએ ॥૬૧॥

આ શ્લોકને આરંભીને ત્રીશ શ્લોકો કૌલતંત્રનાજ તેમણે કહેલા છે એનુ વ્યાખ્યાન કરવા જેવું નથી તથાપિ અમારા સંપ્રદાયી જનો શ્રુતિસ્મૃત્યુક્ત સ્વધર્મમાં નિષ્ઠાવાળા હોવાથી તેનો મત અતિશય શાસ્ત્રવિરૂદ્ધ છે માટે તેના ત્યાગપણાના બોધ માટે વ્યાખ્યાન કર્યા છે. આ શ્લોકોનો અનુવાદ તેના ખંડનમાંજ એક ઉપયોગી અને થએલાના અનુવાદરૂપ

यात्ततस्तस्य ज्ञातव्यः सकलो विधिः ॥६२॥ ऊर्ध्वाम्नायप्रवेशश्च पराप्रसादचिन्तनम् । महापोढापरिज्ञानं नाल्पस्य तपसः फलम् ॥६३॥ पेयं मद्यं पलं खाद्यं समालोक्य प्रियामुखम् । इत्येवाचरणं जाप्यं पराप्राप्यं परं पदम् ॥६४॥ आनन्दं ब्रह्मणो रूपं तच्च देहे व्यवस्थितम् । तस्याभिव्यञ्जकं मद्यं योगिभिस्तेन पीयते ॥६५॥ ब्राह्मणैस्तत् सदा पेयं क्षत्रियैस्तु रणागमे । वैश्यैर्धनप्रयोगे च शूद्रैश्चान्त्येष्टिकर्मणि ॥६६॥ देवान् पितॄन् समभ्यर्च्य देवीशास्त्रोक्तवर्त्मना । गुरुं स्मरन् पिबन्मद्यं खादन्मांसं न दोषभाक् ॥६७॥ देवताभ्यः पितृभ्यश्च मधुवाताऋतायते । स्वादिष्टया म दिष्टया क्षीरं सर्पिर्मधूदकम् ॥६८॥ सद्यो दीक्षयतीत्याद्याः प्रमाणं

હોવાથી મૂળમાં એનો પ્રસગ યુક્ત છે બ્રહ્મજ્ઞાન વિના જનોની મુક્તિ નજ થાય આ અર્થતો સર્વશાસ્ત્રસમત છે, તો તે બ્રહ્મજ્ઞાન જે વિધિથી (ઉપાયથી) સિદ્ધ થાય એવો તે સમગ્ર વિધિ ( ઉપાયપ્રકાર ) અમારા ઊર્ધ્વામ્નાય થકીજ જાણવો ॥૬૨॥ ઊર્ધ્વામ્નાયમા પ્રવેશ થવો, પરાપ્રસાદનુ ચિંતન થવું અને મહાપોઢાનું પરિજ્ઞાન થવુ આ ત્રણ અર્થો અલ્પ તપનું ફળ નથી કિંતુ મહાતપનું આ ફળ છે ( પરા અને મહા આ બે તેમાંના મન્ત્રવિશેષ છે ) ॥૬૩॥ 'નારીનું મુખ અવલોકન કરવાની સાથે મદ્ય પિવું અને માંસ ખાવુ' આવું આચરણજ જપનીય છે, એજ પરાપ્રાપ્ય અને પર પદ છે ॥૬૪॥ બ્રહ્મનુ સ્વરૂપ આનંદમય છે, તેતો શરીરમા રહેલુ છે, શરીરમા રહેલા આનદમય બ્રહ્મની અભિવ્યક્તિ ( પ્રકાશ ) કરનારૂં તો મુખ્ય મદ્ય છે આવા હેતુથીજ યોગીઓ મદ્યપાન કરે છે ॥૬૫॥ બ્રાહ્મણોએ તો મદ્ય સદૈવ પિવુ, ક્ષત્રિઓએ તો રણપ્રયાણ સમયે પિવું, વૈશ્યોએ ધનોપાર્જન સમયે પિવુ અને શૂદ્રોએ પિતાપ્રમુખના ઔર્ધ્વદૈહિક કર્મસમયે પિવુ ॥૬૬॥ દેવીશાસ્ત્રમા કહેલા માર્ગથી દેવો તથા પિત્રીઓનુ પૂજન કરી, આ દીક્ષાના આપનારા ગુરૂનુ સ્મરણ કરવાની સાથે મદ્ય પિનારો અને માસ ખાનારો પુરૂષ દોષભાગી થતો નથી ॥૬૭॥ 'દેવતાભ્ય પિતૃભ્ય' મધુ-વાતાऋतायते स्वादिष्टया मदिष्टया क्षीर सर्पि मधु उदक सद्यो दीक्षयति'

श्रुतयः कुले । निवेद्य देवताभ्यो हि मद्यमांसादनं शुभम् ॥६९॥ पत्रपुष्पाङ्कुरफलमूलवल्कलधान्यजम् । रसवृक्षलताजातं मद्यं दशविधं स्मृतम् ॥७०॥ पानसं द्राक्षमाधूकं खार्जूरं तालमैक्षवम् । मधूत्थं सैरमारिष्टं मैरेयं नालिकेरजम् ॥७१॥ मद्यान्येकादशैतानि भुक्तिमुक्तिकराणि हि । द्वादशं तु सुरामद्यं सर्वेषामुत्तमं मतम् ॥७२॥ मद्यं मांसं च मत्स्यं च मुद्रा मैथुनमेव च । मकारपञ्चकं देवि ! देवताप्रीतिकारकम् ॥७३॥ गोनरेभाश्वमहिषवराहाजमृगोद्भवम् । महामांसाष्टकं प्रोक्तं देवताप्रीतिकारकम् ॥७४॥ कुलाकुलाष्टकं वापि निमन्त्र्याहूय पुष्पिणीम् । अभ्यङ्गेन विशुद्धाङ्गीमासने चोपवेशयेत् ॥७५॥ जाङ्गली चर्मकारी च मा-

ઈત્યાદિ શ્રુતિઓ કૌલમાર્ગમા પ્રમાણભૂત છે, માટે દેવતાઓને નિવેદન કરી કરેલું મદ્યમાંસનુ ભક્ષણ નિર્દોષ થાય ॥૬૮-૬૯॥ પત્ર પુષ્પ અકુર ફળ મૂળ વલ્કલ અને ધાન્ય થકી થએલુ તથા રસ વૃક્ષ અને લતા થકી થએલું, એરીતે મદ્ય દશ પ્રકારનુ કહેલું છે ॥૭૦॥ ફનસ વૃક્ષના ફળમાથી થએલુ, દ્રાક્ષા ફળમાથી થએલું, મહુડાના વૃક્ષના પુષ્પોમાથી બનાવેલુ, ખજૂરી ફળમાથી બનાવેલુ, તાડતરૂમાથી થએલુ, ગોળમાંથી બનાવેલું, મક્ષિકાઓએ બનાવેલા મધમાંથી થએલુ, સીંધણીઓના વૃક્ષમાથી બનેલુ, અરિષ્ટમાથી થએલુ, મૈરેય નામનું ( ધાની ધાવડી અને ગોળના પાણીથી બનાવેલુ ) નાળીયેરીમાથી થએલુ, આ અગીયાર પ્રકારના મદ્યો ભુક્તિ મુક્તિ કરનારા છે બારમુ સુરામદ્યતો બધા મદ્યોને મધ્યે અત્યુત્તમ માનેલું છે ॥૭૧-૭૨॥ હે દેવિ ! મદ્ય માસ મત્સ્ય મુદ્રા-ચેષ્ટાવિશેષ અને મૈથુન આ પાચ મકાર દેવતાને પ્રીતિ કરનારા છે ॥૭૩॥ ગૌ નર હસ્તી અશ્વ મહિષ વરાહ અજ અને મૃગ આટલાને મારવાથી થએલા આઠ પ્રકારનાં મહામાસો દેવતાઓને પ્રીતિ કરનારાં કહ્યા છે ॥૭૪॥ કુલાષ્ટકની અતર્ગત અને અકુલાષ્ટકની અતર્ગત એવી પણ રજસ્વલા સ્ત્રીને પ્રથમ આમત્રણ આપી પછી બોલાવી અભ્યગ સ્નાનથી શુદ્ધ અગવાળી તેને આસનમા પૂજવા માટે બેસારે ॥૭૫॥ જગલની સ્ત્રી, ચર્મકાર ( મોચી )

तन्त्री पुष्कसी तथा। श्वपची खटकी चैव कैवर्ती विश्वयोषिता ॥७६॥ कुलाष्टकमिति प्रोक्तमकुलाष्टकमुच्यते। कम्बुकी शौण्डिकी चापि शस्त्रजीवी च रङ्गकी ॥७७॥ गायकी रजकी शिल्पी कोसटी च तथाष्टकी। उक्तजात्यङ्गनाभावे चातुर्वर्ण्याङ्गनां यजेत् ॥७८॥ अन्योन्यवदनं कृत्वा पिबेत्तत्तदनुज्ञया। आगलान्तं पिबेन्मद्यं स मुक्तो नात्र संशयः ॥७९॥ पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले। उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते ॥८०॥ आनन्दात्तृप्यते देवी मूर्च्छया भैरवः स्वयम्। वमनात्सर्वदेवाश्च तस्मात्त्रितयमाचरेत् ॥८१॥ उच्छिष्टं भक्षयेत्स्त्रीणां ताभ्यो नैव प्रदापयेत्। योनिपूजां ततः कृत्वा यथेष्टं विहरेत्पु-

---

नी स्त्री, मातंग नामना चडाळनी स्त्री, पुल्कसनी स्त्री, श्वपच ( चांडाळमां अतिनीच )नी स्त्री, खटकनी स्त्री, धीवरनी स्त्री, तथा वेश्या आ कुलाष्टक कह्युं छे. हवे अकुलाष्टक कहीए छीए-शंखना उत्तेजकनी स्त्री, शौंडकनी स्त्री, शस्त्रजीवस्त्री, रंगकारनी स्त्री, गंधर्वनी स्त्री, रजक ( धोबी ) नी स्त्री, चित्रकारनी स्त्री अने आठमी कोसटनी स्त्री, आ अकुलाष्टक कह्युं छे. उक्त जातिनी स्त्री न मळे तो चार वर्णनी स्त्रीने पूजे ॥७६-७८॥ अन्योन्य अनुज्ञाथी अन्योन्य वदननो सयोग करीने नरनारी मद्यपान करे, ते मद्यपान पण गळापर्यंत पिवे. एरीते मद्यपान करनारो मुक्तभावने पामी जाय एमां लेश संशय नथी ॥७९॥ पीत्वा-एकवार मद्यपान करी पीत्वा-बीजीवार मद्यपान करी पुनः पीत्वा-त्रीजीवार पान करी भूतळउपर पडी जाय त्यांसुधी मद्यपान करे. उठीने पण पुनः पीत्वा-चोथीवार पान करे तो फरीथी आ संसारमां जन्म पामतो नथी-तेनो मोक्ष थई जाय छे ॥८०॥ मद्यपानथी थता आनंदथी त्रिपुरसुंदरी देवी तृप्त थाय छे, मद्यपानथी थएली मूर्छावस्थाथी ( मूर्छा आवी जाय त्यांसुधी मद्यपान करवाथी ) स्वयं भैरव तृप्त थाय छे अने मद्यपानना वमनथी ( वमन थता सुधी मद्यपान करवाथी ) सर्व देवो तृप्त थाय छे, माटे आ त्रणेयने करे ॥८१॥ स्त्रीयोनुं उच्छिष्ट पोते भक्षण करे. स्त्रीयोने पोतानुं उच्छिष्ट नज आपे. ते पछी स्त्रीयोनी योनिनी पूजा

मान् ॥८२॥ तदारूढेषु वीरेषु कार्याकार्यं न विद्यते । इच्छैव शास्त्रसम्पत्तिरित्याज्ञा पारमेश्वरी ॥८३॥ मद्यकुम्भसहस्रैश्च मांसभारशतैरपि । न तुष्यामि वरारोहे ! भगलिङ्गामृतं विना ॥८४॥ भगिनीं वा सुतां भार्यां यो दद्यात्कुलयोगिने । मधुमत्ताय देवेशि ! तस्य पुण्यं न गण्यते ॥८५॥ भ्रातृभार्यां स्नुषां वापि जननीं मदमन्थराम् । भ्रातृजां यौवनोन्मत्तां विवस्त्रां च स्वलङ्कृताम् ॥८६॥ निवेद्य गुरवे नत्वा निर्विकल्पधिया स्वयम् । तालवृन्तेन देवेशि ! श्रमनाशाय वीजयेत् ॥८७॥ तयोस्तु सामरस्याद्यद्द्रव्यं प्रच्यवते कुलात् । तद्गृहीत्वालिपात्रेण साङ्गां सावरणान्विताम् ॥८८॥ महाकालान्वितां कालीं यष्ट्वा शेषं वरानने ! । साधकेभ्य-

---

કરીને પૂજક પુરૂષ યથેષ્ટ વિહાર કરે ॥૮૨॥ ઉપભોગ માટે સ્ત્રીયો ઉપર ચઢનારા પુરૂષોમાં કાર્યાકાર્ય-તેના અધરાસ્વાદાદિક કરવામાં યોગ્યાયોગ્ય વિચાર છેજ નહિ ઈચ્છા-તે સમયે થએલી ઉપભોક્તાની જે વાંછા છે એજ શાસ્ત્રસંપત્તિ-એવા કાર્યની પ્રવૃત્તિમાં પ્રમાણ વાક્યો છે; આવી પારમેશ્વરી-શિવે કરેલી આજ્ઞા છે ॥૮૩॥ હે પાર્વતિ ! હુ ભગલિંગના સયોગથી થતા વીર્યામૃત વિના મદ્યના સહસ્ત્રપરિમિત ઘડાઓ અર્પણ કરવાથી કે શતભાર પરિમિત માંસના નૈવેદ્યથી પણ તેવો પ્રસન્ન થતો નથી. ભગલિંગામૃતથીજ પ્રસન્ન થઉં છું ॥૮૪॥ હે દેવેશિ ! ભગિની કે પુત્રી કે પત્નીને મદ્યપાનથી મત્તભાવને પામેલા કુળયોગિને જે પુરૂષ આપે તેને થતું પુણ્ય ગણી શકાતું નથી. બહુ પુણ્ય થાય છે ॥૮૫॥ હે દેવેશિ! મદ્યમદથી મંદમદ ચાલતી, યૌવનથી ઉન્મત્ત, વસ્ત્ર વિનાની, ( નગ્ન ) સર્વ અલંકારોથી અલકૃત એવી ભ્રાતૃભાર્યા કે પુત્રવધૂ કે પોતાની માતા કે ભ્રાતૃપુત્રીને પોતે પૂજક પુરૂષ નિર્વિકલ્પ બુદ્ધિથી ગુરૂને પ્રણામ કરી ઉપભોગમાટે નિવેદન કરી, શ્રમજન્ય ઘર્માદિ ટાળવા વીજણાથી વાયુ નાખે. બન્નેના સામરસ્યને લીધે બન્ને ગુહ્યાંગથકી જે વીર્યરૂપ દ્રવ્ય સ્ત્રવેછે તેને સુરાપાત્રથી ગ્રહણ કરી અંગદેવે સહિત, આવરણ દેવે સહિત, મહાકાળ રૂદ્રે યુક્ત એવી કાલિકા દેવીનું ( સુરાપાત્રમાં ગ્રહણ કરેલા દ્રવ્યથી ) પૂજન કરી બાકી રહેલ તે દ્રવ્ય સાધકજનોને આપીને તેથી બાકી રહેલ

स्तु तद्दत्वा शेषं पेयं समन्त्रकम् ॥८९॥ एवं यः कुरुते वीरो गुरुभक्तो दृढव्रत । नित्ये नैमित्तिके काम्ये सोऽक्षयं मत्पदं व्रजेत् ॥९०॥ जीवन्मुक्तः स विचरेत्सर्वैश्वर्यसमन्वित । इह लोके परे चैव सर्वत्र न निवार्यते ॥९१॥ सुव्रत उवाच—इति दुर्वचनानि मद्यपानां स निशम्य प्रभुरात्तहास ऊचे । इतरे तु करद्वयोपरुद्धश्रुतियुग्मा नृप ! नैव शुश्रुवुर्वै ॥९२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे जयतल्पपुरक्षुद्रशाक्तमतखण्डने पूर्वपक्षत्वेन कौलमतनिरूपणनामा पञ्चचत्वारिंशोऽध्यायः ॥४५॥

---

તે દ્રવ્ય મંત્રસહિત મુખ્ય પૂજકે પાન કરવું ॥૮૬-૮૯॥ જે પૂજક પુરૂષ વીર-લોક નિંદાના ભયને નહિ ગણવામાં શૂર થઈ ગુરૂવચનમાં વિશ્વાસવાળો થઈ પોતાના નિયમોમાં દૃઢ થઇ નિત્યકર્મ નિમિત્તકર્મ અને કામ્યકર્મમાં પૂર્વોક્ત પ્રકારે કરે છે તે પુરૂષ મારા અક્ષય પદને પામે છે ॥૯૦॥ તે પુરૂષ જીવન્મુક્ત સર્વૈશ્વર્યે સંપન્ન થઇને વિચરે છે આ લોક પરલોક સર્વે લોકોમાં કોઇ પણ તેનું નિવારણ કરવા સમર્થ નથી ॥૯૧॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! આવાં મદ્યપાનકર્તા કીચકશિષ્યોનાં દુર્વચનોને સાંભળીને ભગવાન્ અહો ! ! 'વિષયકામનાથી પરાભવ પામેલાઓના અસત્ આલાપો પણ શાસ્ત્રતરીકે મનાય છે, તેવા અસત્ આલાપના નિર્લજ્જપણે પ્રવક્તાઓપણ ગુરૂતરીકે મનાય છે, તેમનો શિષ્ય સમાજ માનુષ સ્વભાવવિરૂદ્ધ એવા પણ પશુધર્મમાં ધર્મપણાની બુદ્ધિ વાળો છે, આતો કલિકાળનોજ વિલાસ વિલસે છે' આવો અતિ વિસ્મય પામી મહાહાસ પામીને, સૂર્યજ જેમ ? આકાશજ જેમ ? એમ તેના દુર્વચનોથી નહિ લેપ પામીને લોકોપકાર માટે તેના દુર્મતનું ખંડન કરવા બોલ્યા બીજા સભામાં બેઠેલા સજ્જનોએતો તેમના વચનશ્રવણથી પણ પાપલેપની આશંકાથી કરયુગલથી કર્ણયુગલને ( અંગુલીપ્રવેશથી ) બીડી દઇને તેમના દુર્વચનો લેશ સાંભળ્યાજ નહિ ॥૯૨॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને દ્વિતીયપ્રકરણે જયતલ્પપુરક્ષુદ્રશાક્તમતખંડને પૂર્વપક્ષત્વેન કૌલમતનિરૂપણનામા પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૫॥

श्रीनारायणमुनिरुवाच—यूयं हि मद्यपा ! लोके धूर्ताः स्थ पतिताधमाः । अप्रमाणमसच्छास्त्रं युष्माकं मुख्यमस्ति यत् ॥१॥ केनचिन्मद्यपेनैव पापग्रन्थे कृते हि वः । सच्छास्त्रस्य भ्रमोऽस्त्येव ततो भ्रष्टा बभूव हि ॥२॥ ब्रह्मज्ञानं सुरापानाद्भवेच्चर्हि कुतः श्रमः । पूर्वैर्महद्भिर्मुनिभिस्तपसः क्रियते वृथा ॥३॥ मद्य-

## [1]અધ્યાય ૪૬ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મદ્યપાઃ ! જે પ્રામાણિકો છે તે તો પ્રમાણપથને અનુસરે છે. તમોતો પ્રમાણપથને ઉલ્લંઘન કરી લોકમર્યાદાને પણ કોરે મુકી મદ્યમાંસાદિ રસમાં રૂચિવાળા થઈ પરદારના પરિગ્રહમાંજ પ્રીતિવાળા થઇ મહાપાપિઓ થકી પણ અતિઅધમ મહાધૂર્ત ( જગતને ઠગનારા ) છો. કારણ કે—અસત્ય અર્થને અવબોધ આપનારા કાંઇ પણ વચનજાળને આદર કરીને સભામાં નિર્લજ્જપણે જે કહો છો તે અસચ્છાસ્ત્ર-એક અસત્ અર્થના અનુશાસનપર છે, તે પ્રમાણભૂત નથી. શાસન કરેછે એટલામાત્રથી તે પ્રમાણ મનાતું નથી. જો સત્ય અર્થનું અનુશાસન ( ઉપદેશ ) કરે ત્યારેતો તે પ્રમાણ ગણાય ॥૧॥ આ તમોએ કહેલા વચનસંદર્ભ ( નિબન્ધ ) નો કર્તા પ્રામાણિક નથી કિંતુ તમારા જેવો મદ્યમાંસાદિકમાં લોલુપતાવાળો કોઈપણ એનો કર્તા છે. તે આ અસત્ અર્થને અવબોધ આપનારા, શિશ્નોપસ્થ વિષયના પરવશ કોઇપણ ઠગારાએ પરિકલ્પેલા પાપપ્રબન્ધમાં તમોને સચ્છાસ્ત્રનો ભ્રમ વર્તે છે, તેથી તમો ધર્મમાર્ગથકી ભ્રષ્ટ થયા છો ॥૨॥ જે આ 'બ્રહ્મજ્ઞાન સુરાપાનથી થાય' એમ તમો કહો છે તે આ કેમ ઘટતું આવે ? કેમકે જેના સેવનથી બુદ્ધિભ્રંશ થાય તેનાથી વિજ્ઞાન થાય એમ કહેવું તેતો અતિશય વિપરીત કહેવાય. જેનાથી અંતઃકરણની મલિનતા થાય તેનાથી અંતઃકરણની નિર્મળતાની અપેક્ષાવાળો બ્રહ્મજ્ઞાનોદય કેમ થાય ? નજ થાય. બ્રાહ્મણો યજ્ઞ દાન તપ અનશનથી જે બ્રહ્મને જાણવા ઇચ્છે છે તે મદ્યપાનાદિ દુરાચરણથી

[1] આ અધ્યાયમાં ક્ષુદ્ર શાક્તમતનું ખંડન ભગવાને કરેલું અનુવાદ કર્યુંછે.

पानां कुलान्येव श्वपचादीनि सन्ति च । प्राप्नुवन्ति कथं नैव मुक्तिं तानि पलप्रियाः! ॥४॥ भ्रामिताः केन यूयं वै कथं प्राप्ताः स्थ दुर्धियम् । एकवर्णं जगत्कर्तुं किं वा सृष्टाः स्वयंभुवा ॥५॥ आर्षग्रन्थस्थिताञ्श्लोकान्मद्यपाननिषेधकान् । सप्रमाणात्मसिद्धान्तख्यात्यै दूषयथ ध्रुवम् ॥६॥ गौडी माध्वी च पैष्टी च विज्ञेया त्रिविधा सुरा । यथैवैका तथा सर्वा न पातव्या

જણાય છે એમ કહેવુ એતો અતિશય વિપરીત કહેવાય. જો દુરાગ્રહથી એમજ માનોતો પૂર્વના શ્રેષ્ઠ મુનિઓએ કરેલા મહાતપશ્ચર્યાદિકનો શ્રમ શુ વૃથા છે ? વૃથા હોય તો તેવા મોટાઓ તેને કેમ કરે ? નજ કરે ॥૩॥ હે માસ પ્રિયા. ! મદ્યમાસના ભક્ષણથી જો મુક્તિ મળતી હોય તો પ્રકૃતિથી મદ્યમાસનુ ભક્ષણ કરનારા શ્વપચોની અનાયાસથી સ્વત મુક્તિ કેમ ન થાય? થવીજ જોઇએ. કોઇની થએલી પ્રસિદ્ધ નથી અને નિ શ્રેયસના અર્થીઓ શ્વપચયોનિની પણ પ્રાર્થના કરે ? તેનેતો કોઈ કરતા નથી માટે તમારૂ કહેલુ કેવળ અસત્ય છે ॥૪॥ તમોને કયા દુષ્ટે આવીરીતે ભમાવ્યા છો અને આવા મતિવિપર્યયને કયા કારણથી પામ્યા છો ( પડિત પામરને સાધારણપણે પ્રસિદ્ધ દોષરૂપ મદિરાપાનાદિકમા પણ નિ શ્રેયસના ઉપાયપણાની દુર્બુદ્ધિ શી રીતે તમોને થઈ ? આતો મહાઆશ્ચર્ય કહેવાય તો તમોને કેણે ભમાવેલા છો ) આ જગતને એકવર્ણ—વર્ણવિભાગની વ્યવસ્થાએ વિરહિત (વિલુપ્ત વર્ણધર્મ) કરવામાટે કલિબળને પ્રવર્તાવતા વિધિએજ સર્જ્યા છો કે શુ ? જો એમ ન હોય તો જગતમા આવા કોઇ દુરાચારી હોયજ નહિ ॥૫॥ જેઓ યોગનિષ્પન્ન દિવ્ય દૃષ્ટિવાળા છે તે મન્વાદિ મુનિઓએ ઋષિસબન્ધી દૃષ્ટિથી ધર્મતત્ત્વનુ નિરીક્ષણ કરીને જગતના ઉપકાર અર્થે રચેલા નિબન્ધોમા મદ્યપાનના નિષેધકપણે કહેલા શ્લોકોને કુમતિથી કલ્પેલો પ્રમાણાભાસ જેમા મૂળ છે એવા પોતાના દુ સિદ્ધાતની ખ્યાતિમાટે દૂષિત કરો છો, આતો મહા ખેદ કરવા યોગ્ય છે ॥૬॥ હવે આર્ષપ્રમાણથી સુરાપાનના નિષેધને કહેછે—ગૌડી-ગોળમાથી અનાવેલી, માધ્વી–મહુડામાથી અનાવેલી, પૈષ્ટી–ચોખા આદિકના લોટમાથી અનાવેલી,

द्विजोत्तमैः ॥७॥ स्वायम्भुवो मनुरिति सुरापानं निषेधति। वचनं याज्ञवल्क्यस्य श्रूयतां च तदर्थकम् ॥८॥ अज्ञानात्तु सुरां पीत्वा रेतो विण्मूत्रमेव च। पुन संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातय. ॥९॥ पानसं द्राक्षमाधूकं खार्जूरं तालमैक्षवम्। मधूत्थं सैरमारिष्टं मैरेयं नालिकेरजम् ॥१०॥ समानानि विजानीयान्मद्यान्येकादशैव तु। द्वादशं तु सुरामद्यं सर्वेषामधमं स्मृतम् ॥११॥ एवं पुलस्त्योऽपि मुनिर्मद्यपानं निषेधति। तत्राधमपदे पाठो युष्माभिः कृत उत्तमः ॥१२॥ ऊर्ध्वाम्नायः प्रमाणं चेद्भवतां तर्हि

આ રીતે ત્રણ પ્રકારની સુરા જાણવી જેવી એક છે તેવીજ બધી પણ છે તે દ્વિજોત્તમોએ-દ્વિજ-વર્ણોત્તમ ત્રણ વર્ણનાએતો નજ પિવી દ્વિજોમા ઉત્તમ વિપ્રોએતો બીલકુલ ન પિવી ॥૭॥ આ પ્રકારે સ્વાયભુવ મનુ પોતાની સ્મૃતિમા સુરાપાનને નિષેધ કરે છે સુરાપાનના પ્રતિષેધને કરનારૂ યાજ્ઞવલ્કયમુનિનુ વચન સાભળો—ત્રણ વર્ણ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જો અજાણથી સુરાપાન કરે કે વીર્ય વિષ્ઠા મૂત્રને પિવે તો દ્વિજાતિભાવથી પતિત થાય છે, તે ફરીથી ઉપવીત સસ્કાર કરવાથી શુદ્ધ થાય છે, જાણીને પિનારા પતિતોનીતો પ્રાયશ્ચિત્તથી પણ પરિશુદ્ધિ થતી નથી ॥૮-૯॥ ફન સમાથી કરેલુ, દ્રાક્ષાફળમાથી બનાવેલુ, મહુડામાથી બનાવેલું, ખજૂરીમાથી થએલુ, તાડમાથી થએલુ, ગોળમાથી બનાવેલુ, મધમાથી બનાવેલુ, સીંધ ણીઓમાથી થએલુ, અરિઠામાથી બનાવેલુ, મૈરેય નામનું, નાળીયેરીમાથી થએલુ, આ અગીયાર પ્રકારના મદ્યો પાપદોષ કરવામા સમાનજ જાણવા બારમુ સુરારૂપ મદ્યતો આ સર્વની અપેક્ષાએ દોષબહુળ હોવાથી અધમ કહેલુ છે આ પ્રકારે પુલસ્ત્યનામના મુનિપણ મદ્યપાનનો પ્રતિષેધ કરેછે આ પુલસ્ત્યસ્મૃતિવાક્યમા અધમ પદને સ્થાને ઉત્તમ એવો પાઠ ફેરવ્યો છે આ તમારી મદ્યપાન રસિકતા બહુ ખેદ કરવા યોગ્ય છે ॥૧૦-૧૨॥ હે મદ્યપા ! કોઈ ઊર્ધ્વામ્નાયપણ પ્રમાણ છે એમ જો તમો માનતા હો તો વિષયલોલુપોએજ ઉપસેવ્ય એવા તે શાસ્ત્રાભાસનેજ આશરીને રહેવુ ઠીક છે પણ નિત્યનિર્દોષ, સ્વત પ્રમાણભૂત, 'મધુવાતા' ઇત્યાદિ મક્ષિકાઓએ કરેલા

मद्यपाः ! । श्रुतीः प्रमाणयथ किं क्षौद्रार्थो मद्य आत्मनः ॥१३॥ अस्तदेव ततः शास्त्रं यौष्माकं धूर्तकल्पितम् । सर्वशास्त्रविरुद्धत्वादप्रमाणं मतं हि वः ॥१४॥ अस्तु वर्णान्तरकथा भवद्भिर्ब्राह्मणैः कथम् । निःशङ्कं पीयते मद्यं वेदशास्त्रविगर्हितम् ॥१५॥ श्वपच्यादिमुखोच्छिष्टं पीत्वा च पतिताधमाः । दूषयध्वे कुतो यूयं ब्रह्मसूत्रेण विप्रताम् । ॥१६॥ ब्रूत यूयं च विप्रस्य सुरापानविधायकम् । एकमेवापि वचनमार्षग्रन्थे भवेद्यदि ॥१७॥ अहं त्वेतन्निषेधस्य वाक्यान्यद्य सहस्रशः । ब्रूयामार्षाणि सर्वाणि सप्रमाणानि मद्यपाः ! ॥१८॥ यक्षरक्षःपिशाचानां मद्यं मांसं सुरास-

પુડા થકી થતા મધપરાયણ શ્રુતિઓને સ્વાભિમત મદ્યરૂપ ખોટો અર્થ કલ્પીને શામાટે કલુષિત કરો છો ? તમોને પ્રિય એવા મદ્યમાં શ્રુતિને ખોટીરીતે પ્રમાણપણે લેવાની જરૂર નથી ॥૧૩॥ માટે મન્વાદિ અનેક મહર્ષિઓના સન્મતથકી વિરૂદ્ધ, શાસ્ત્રપણે તમોએ માનેલું, કોઈ પણ ધૂર્તલોકોને ઠગવા માટે પ્રવર્તેલા પંડિતે કલ્પી કાઢેલું કૌળતંત્ર સર્વથા અપ્રમાણ અસતજ છે ॥૧૪॥ 'સુરાને ન પિવે' આ સામાન્યપણે સર્વને પ્રતિષેધ કરેલી પણ આ બાબતની કોઈ પણ પ્રકારે દુરાગ્રહથી શૂદ્રાદિકમાં સંબન્ધ સંપાદન કરવો તે પણ કથનમાત્ર છે પણ શાસ્ત્રાર્થ નથી. આ વાત અપ્રકૃત હોવાથી દૂર રહો. તમો વર્ણોત્તમ વિપ્રો થઇને પણ વેદશાસ્ત્રે પ્રતિષેધ કરેલા મદ્યને નિઃશંકપણે કેમ પાન કરી શકો ? તમારાથી તો પાન કરવાને અત્યંત અયોગ્ય છે ॥૧૫॥ વળી મદ્યતો પ્રકૃતિથીજ પ્રતિષિદ્ધ છે, તીર્થોદક પણ શ્વપચી આદિકના સ્પર્શથી ત્યાજ્ય થાય છે, આતો મદ્ય છે અને વળી તે પણ તેના મુખનું ઉચ્છિષ્ટ છે, અરે ! ! આવું ઉચ્છિષ્ટ મદ્યનું પાન કરીને પતિતાધમ થઇને કંઠમાં રહેલા આ યજ્ઞોપવીતથી બ્રાહ્મણલિંગને શામાટે તમો દૂષણયુક્ત કરો છો ॥૧૬॥ બ્રાહ્મણને સુરામદ્યના પાનની અભ્યનુજ્ઞા આપનારૂં એક પણ વચન જો યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિશાસ્ત્રમાં હોય તો તમો બોલો ॥૧૭॥ હે મદ્યપાઃ ! હું તો મદ્યપાનના નિષેધનાં સ્મૃતિકાર ઋષિઓએ કહેલાં માટેજ સર્વથા સપ્રમાણ અનેક

चम् । तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥१९॥ इत्यादीनि बहून्येव स्मृतिवाक्यानि सन्ति वै । गणितं च सुरापानं महापातकपञ्चके ॥२०॥ सुराम्बुघृतगोमूत्रपयसामग्निसन्निभम् । सुरापोऽन्यतमं पीत्वा मरणाच्छुद्धिमृच्छति ॥२१॥ अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंसृष्टमेव च । पुनःसंस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥२२॥ सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् । इत्याद्यज्ञानपानेऽपि स्मर्यते तस्य निष्कृतम् ॥२३॥ पुनः पुनः प्रपिबतां युष्माकं बुद्धिपूर्वकम् । भविष्यति गतिः का वा जनान् पातयतामधः ॥२४॥ अगम्याः परयोषा हि

---

વચનો હમણાં ઉદાહરણ માટે કહું છું ॥૧૮॥ જે મદ્ય માસ સુરાસવ આદિક છે તેતો યક્ષ રાક્ષસ પિશાચ આદિકનું પ્રિય અન્ન છે ; તે દેવતાઓને માટે કહેલા ઘૃત દુધ આદિક હવિષ્યાન્નને જમતા બ્રાહ્મણે નજ જમવું જોઇએ ॥૧૯॥ આવાં અનેક સ્મૃતિવચનો પ્રસિદ્ધ છે. વળી સુરાપાનતો બ્રહ્મહત્યાદિ પાંચ મહાપાપના મધ્યમાં ગણ્યું છે ॥૨૦॥ અજ્ઞાનથી સુરાપાનકર્તા પુરૂષની પરિશુદ્ધિતો સુરા જળ ઘૃત ગોમૂત્ર દુધ આટલાંમાથી એકને ખુબ તપાવીને અગ્નિવત્ દાહક થતાં તેના પાન કરવાથી મરણ થાય એજ કહી છે ॥૨૧॥ દ્વિજાતિ સજ્ઞાના ત્રણ વર્ણો અજાણથી વિષ્ઠા મૂત્ર અને સુરાના સ્પર્શવાળું યત્કિંચિત્ વસ્તુમાત્રને ભક્ષણ કરે તો તેમને પુન સસ્કાર ( ઉપવીત ) કરવાનો કહેલો છે તો સાક્ષાત્ જાણીનેજ સુરાપાનમાં તો કહેવુંજ શુ ? એવું મનુવચન છે ॥૨૨॥ દ્વિજાતિ અજ્ઞાનથી સુરાપાન કરે તો તેની પરિશુદ્ધિ માટે અગ્નિ જેવી તપાવેલી લાલચોળ સુરાને પિવે. ઈત્યાદિ સુરાપાનનું પ્રાયશ્ચિત્ત અજ્ઞાનથી કરેલા સુરાપાનમા પણ સ્મૃતિવચનો કહેછે ॥૨૩॥ બુદ્ધિપૂર્વક વારવાર સુરામદ્યનું પાન કરનારા અને બીજા જનોને પાન કરાવી અધોગતિ પમાડતા તમારી શી ગતિ થશે ? ( પ્રાયશ્ચિત્તને નહિ કરનારાઓની પાપપરિહારમાં બીજી ગતિજ શી ? કાંઈ પણ ઉપાય નથી. નરકલોગથી પણ આ પાપનો પ્રક્ષય થતોજ નથી ) ॥૨૪॥ અગમ્ય પરપત્નીના પરિગ્રહમાં પ્રવર્તતા પુરૂષોને

तत्सङ्गं ये तु कुर्वते । तेषां च वेदनां तीव्रां वच्मि भागवतोदिताम् ॥२५॥ यस्त्विह वा अगम्यां स्त्रियमगम्यं वा पुरुषं योषिदभिगच्छति तावमुत्र कशया ताडयन्तस्तिग्मया सूर्म्या लोहमय्या पुरुषमालिङ्गयन्ति स्त्रियं च पुरुषरूपया सूर्म्या ॥२६॥ सुव्रत उवाच—इति वाचं भगवता प्रोक्तामाश्रुत्य ते द्विजाः । अशक्ता ह्युत्तरं दातुं तूष्णीमासन्भ्रमद्धियः ॥२७॥ हरिवाग्भिन्नमर्माथ गुरुस्तेषां रुषा ज्वलन् । तमुवाच महाकालीं पानपात्रकरां स्मरन् ॥२८॥ कीचक उवाच—अस्मन्मतेऽपि दोषोऽस्ति सुरापाने वृथा कृते । देवप्रसादमद्यादेः प्राशने क्वास्ति दूषणम् ॥२९॥ यज्ञेषु ब्राह्मणैर्मेध्यं मांसं देवनिवेदितम् । यथेष्टं भक्ष्यमित्याह

નરકમાં થનારી તીવ્રવેદના જે ભગવાન્ વ્યાસે શ્રીમદ્‌ભાગવતમાં કહેલી છે તેનો અનુવાદ કરૂંછું ॥૨૫॥ આ લોકમાં જે પુરૂષતો સ્વય કામવેગથી અગમ્યા–ગમનને અનર્હ એવી પરાંગનાના અગસંગને અને જે સ્ત્રી અગમ્ય–ગમનને અયોગ્ય પરપુરૂષના પ્રસગને કરે છે તે બન્ને સ્ત્રીપુરૂષને યમલોકમાં યમકિંકરો ચાબકથી પ્રહાર કરી પ્રતપાવેલી લોખડની સ્ત્રીરૂપ પ્રતિમાસાથે પુરૂષને અને પુરૂષરૂપ પ્રતિમાસાથે સ્ત્રીને ગાઢ આલિંગન કરાવે છે ॥૨૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલી વાણી સુણીને કીચકશિષ્ય દ્વિજો ઉત્તર આપવા નહિ સમર્થ થઇને 'આ સત્ય છે કે આ અસત્ય છે' એવા વિભ્રાંત ચિત્તથી મૌન થઈ નીચું મુખ ઘાલી ગયા ॥૨૭॥ એટલે આવા શ્રીહરિના આ વચનથી જેનું મર્મસ્થાન ભેદાઈ ગયું છે એવો એમનો ગુરૂ કીચક સ્વય ક્રોધાગ્નિથી બહુ દાઝતો થકો પાનપાત્રને હસ્તમાં ધારી રહેલી ઇષ્ટદેવતા મહાકાળીનું સ્મરણ કરતો થકો બોલ્યો ॥૨૮॥ હે સ્વામિન્ ! વૃથા સુરાપાનમાં તો અમો પણ દોષ માનીએ છીએ ( તેના નિષેધનાં વચનોને આ અવકાશ છે ) દેવનિવેદિત મદ્યાદિકના ભક્ષણમાં દોષ કયા સ્મૃત્યાદિ શાસ્ત્રમાં છે ? કોઈમાં પણ નથી ॥૨૯॥ સોમયાગાદિ યાગોમાં દેવનિવેદિત મદ્ય માંસ બ્રાહ્મણોએ યથેષ્ટ ભક્ષણ કરવું એમ વેદ કહે છે તો વેદવિહિત માર્ગમાં પાપ શું છે ? કાંઈ

वेदस्तन्नास्ति किं न्वघम् ॥३०॥ या वेदविहिता हिंसा न सा हिंसेति कथ्यते । रहस्यमित्यायज्ञात्वा दूषयस्यत्र नः कथम् ॥३१॥ भारते च पुराणेषु बहवो ब्राह्मणा अपि । मद्यपा मांसभक्षाश्च श्रूयन्ते स्वेष्टयोषितः ॥३२॥ मार्कण्डेयपुराणे च सप्तशत्यां प्रशंसनम् । यथावन्मद्यमांसादेः कृतमस्ति न वेत्सि तत् ॥३३॥ सुमत उवाच—अप्रमाणं निजं ग्रन्थं ज्ञात्वा त्यक्त्वाऽथ वैदिकम् । छलेनाश्रित्य मार्गं तं ब्रुवन्तं हरिरूचिवान् ॥३४॥ श्रीनारायणमुनिरुवाच—देवा हि सात्त्विकाः प्रोक्ता राजसा दैत्यदानवाः । तामसा राक्षसाद्याश्च पुराणेष्वागमेषु च ॥३५॥ पयः सर्पिश्चामृताय्यमन्नं देवप्रियं मतम् । दैत्यानां राक्षसादीनां सुरामांसाशनं प्रियम् ॥३६॥

---

પણ નથી ( તેમાંજ જેમ એમ આમા પણ અમારે તુલ્ય છે ) ॥૩૦॥ વેદવિહિત જે હિંસા છે તે હિંસાજ નથી એમ સ્મૃતિકારો કહે છે તો તે આ ધર્મરહસ્યને નહિ જાણીને આ સભામા અમોને કેમ દૂષણ આપો છો ॥૩૧॥ મહાભારત પુરાણ આદિકમાં આખ્યાયિકાઓ સભળાય છે કે—પૂર્વે બહુ બ્રાહ્મણોપણ મદ્યપાન કરનારા, માસ ભક્ષણ કરનારા અને કામનામાત્રથી સ્ત્રીમાત્રનો પરિગ્રહ કરનારા હતા ॥૩૨॥ વળી માર્કંડેયપુરાણમા સપ્તશતીમા મદ્યમાસાદિકની પ્રશસા યથાર્થપણે કરી છે તેને તમો શુ નથી જાણતા ? ॥૩૩॥ સુમતઋષિ કહેછે—હે રાજન્ ! ત્યાર પછી પોતાના કૌળતન્ત્રને વેદવિરુદ્ધ હોવાથી કોઇએપણ પ્રમાણપણે નહિ પરિગ્રહ કરેલાને નિશ્ચય કરી તેના પ્રમાણપ્રદાનનો પણ પરિત્યાગ કરી વેદમાજ પ્રવેશ કરી તેના અર્થાંતરાદિકની કલ્પનારૂપ છળથી વિવાદ કરતા કીચકપ્રત્યે શ્રીહરિ બોલ્યા ॥૩૪॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે કીચક ! દેવતાઓ સત્ત્વપ્રધાન પ્રવૃત્તિવાળા પ્રસિદ્ધ છે, દૈત્યો દાનવો તો રજ પ્રધાન પ્રવૃત્તિવાળા પ્રખ્યાત છે, રાક્ષસાદિકતો તમ પ્રધાન પ્રવૃત્તિવાળા વિખ્યાત છે. શ્રીમદ્ભાગવતાદિ પુરાણોમા તથા નારદપચરાત્રાદિક આગમોમા એમનુ એવાજ પ્રકારનુ આખ્યાન પ્રખ્યાત છે. તો દેવતાઓનુ અભીષ્ટ અન્ન દુગ્ધ ઘૃતાદિક માન્યું છે અને દૈત્ય રાક્ષસોનું તો સુરામાંસાદિ પ્રિય

आदिराजेन पृथुना प्रेरिता अत एव हि । स्वस्वान्नं दुदुहुः सर्वे पृथिवीं धेनुरूपिणीम् ॥३७॥ कृत्वा वत्सं सुरगणा इन्द्रं सोमम-दूदुहन् । हिरण्मयेन पात्रेण वीर्यमोजो बलं पयः ॥३८॥ दैतेया दानवा वत्सं प्रह्लादिमसुरर्षभम् । विधायादूदुहन् क्षीरमयःपात्रे सुरासवम् ॥३९॥ यक्षरक्षांसि भूतानि पिशाचाः पिशिताशनाः । भूतेशवत्सा दुदुहुः कपाले क्षतजासवम् ॥४०॥ इत्थं श्रीमद्भाग-वते पुराणे प्रतिपादितम् । नैवेद्यार्हं न देवानां मद्यं मांसं ततो मतम् ॥४१॥ राजसानां तामसानां मद्यमांसाशने रुचिः । स्वाभा-विकी वर्ततेऽतो विध्यपेक्षा न वर्तते ॥४२॥ यज्ञ एव ततो हिंसां नित्यहिंसानिवृत्तये । वेदो ब्रूते नत्वभीष्टा हिंसा वेदस्य कर्हिचित् ॥४३॥ भारते च पुराणेषु प्रोक्तमादौ प्ररोचनम् । अहिंसा परमो

અન્ન માન્યું છે ॥૩૫-૩૬॥ તે આ આખ્યાયિકા શ્રીમદ્‌ભાગવતમાં વિખ્યાત છે—પૂર્વે આદિરાજા ભગવાન્ પૃથુએ પ્રેરેલા સર્વેએ ધેનુરૂપ પૃથ્વીમાંથી પોતપોતાના અન્નનો દોહ કર્યો હતો. તેમાં દેવગણોએ ઇન્દ્રને વાછડો કરી સુવર્ણમય પાત્રમાં સોમ-અમૃત, વીર્ય-મનની શક્તિ, ઓજ-ઇન્દ્રિયોની શક્તિ, બળ-દેહની શક્તિ તેરૂપ પયનો દોહ કર્યો હતો અને દૈત્ય દાનવોએ અસુરવર પ્રહ્લાદપુત્ર વિરોચનને વત્સ કરીને લોહમય પાત્રમાં સુરામદ્યરૂપ દુધનો દોહ કર્યો હતો અને માંસપ્રિય યક્ષો રાક્ષસો ભૂતો અને પિશાચોએ રુદ્રને વત્સ કરીને કપાળ ( માથાની ખોપરી ) માં રૂધિરરૂપ આસવનો દોહ કર્યો હતો. માટે મદ્યમાંસ દેવતાઓને નૈવેદ્ય કરવા યોગ્ય માન્યું નથી ॥૩૭-૪૧॥ રાજસ તામસ પુરૂષોને મદ્ય-માંસનું ભક્ષણ રાગથીજ પ્રાપ્ત છે એમાં વેદવિધિ કોઈપણ પ્રકારે ઘટતો નથી, કારણ કે અપૂર્વ અર્થમાંજ વિધિ પ્રવર્તે છે. તો વેદ રાગને લીધે સર્વત્ર પ્રસરતી હિંસાને રોકીને યજ્ઞમાંજ હિંસાને કહીને, હિંસાનો સંકોચ એજ પરમ ફળ જેનું છે અને અંતે હિંસાનિવૃત્તિમાં જેનું પરમ તાત્પર્ય છે એવો છે. આવા વેદને હિંસા ક્યારેય પણ અભીષ્ટ નથી. આ અર્થ 'लोके व्यवायामिषमद्यसेवा' ઇત્યાદિકથી શ્રીમદ્‌ભાગવતમાં કહ્યો છે ॥૪૨-૪૩॥

धर्म इत्येव स्थापितं ततः ॥४४॥ मार्कण्डेयपुराणेऽपि सप्तशत्यां चतुःपिच ! । मद्यमांसाशनं कार्यं द्विजेनेति क्व विद्यते ? ॥४५॥ देव्याः पूजा सुरामांसैः रहस्ये भवतीति चेत् । मार्कण्डेयपुराणे तद्रहस्यं नैव विद्यते ॥४६॥ सुरामांसादिपूजेयं विप्रवर्ज्या मर्यादिता । इत्यर्थेन निषेधोऽस्ति रहस्येऽपि द्विजन्मनः ॥४७॥ अज्ञात्वा शास्त्रतात्पर्यं त्वादृशाः पापकर्मिणः । शिष्यैः सह व्रजन्त्यन्ते महतो निरयान् खलु ॥४८॥ सुरापानं महापापं द्विजानामिति

---

ભારતાદિ ઇતિહાસોમાં તથા શ્રીમદ્ભાગવતાદિ પુરાણોમાં આચ્છાદનન્યાયથી પ્રરોચન માટે પ્રથમ હિંસાનું વર્ણન કરીને અંતે તેનાથી નિવૃત્તિ પામવી એજ પરમ ધર્મ છે એમજ સ્થાપન કર્યું છે. ભાવ આ છે કે—ગુણમય પ્રકૃતિના સસર્ગીઓમાં સર્વે કોઈ સત્ત્વપ્રધાન પ્રકૃતિવાળાઓ નજ હોય તો રજતમ પ્રધાન પ્રકૃતિવાળાતો બહુ હોય, તેઓને પણ અનુગ્રહ કરવા વેદ તેમને પણ અત્યંત અનર્થોથકી પાછા વાળીને કોઈપણ પ્રકારે કાળે કરીને શ્રેયમાં જોડવામાટે પ્રથમ રાગાનુસારે તેમને કાંઈપણ સંકોચ કરનારૂં કહેતાં અંતે તેમાં પણ અનર્થ નિરૂપણ કરીને પરિપકવ કષાયવાળા થતા તેઓને તેનાથી પણ નિવૃત્ત કરે છે અને અહિંસામય પરમ ધર્મમાં સ્થાપન કરે છે ॥૪૪॥ હે ચતુપિચ ! માર્કંડેય પુરાણમાં સપ્તશતીમાં મદ્યમાંસનું વિધાન છે એમ જે તમો કહો છો તેતો તમારા જેવા કોઇએ પણ કલ્પેલું હોવું જોઇએ પ્રાચીન પાઠના કોશોમા તેવું વચન છેજ નહિ. 'સુરા માંસથી દેવીની પૂજા કરવી' એમ માર્કંડેયમાં રહસ્યવિષે છે એમ કહેતા હો તો તે પણ ખોટું છે તેવા અર્થને પ્રતિપાદન કરનારૂં રહસ્ય વચન છેજ નહિ ઉલટુ-'સુરામાંસાદિકવડે દેવીપૂજા વર્જવી' એમજ વર્તે છે તેના નિષેધમાંજ રહસ્યનું પણ તાત્પર્ય છે ॥૪૫-૪૭॥ શાસ્ત્રતાત્પર્ય નહિ સમઝીને અન્યથા અન્યથા વચનોનો અર્થ કલ્પીને જગતને અનર્થ માર્ગમા પાડતા તમારા જેવા પાપકર્મીઓ શિષ્યોની સાથે અંતે મહાનરકોનેજ નિશ્ચે પામે છે ॥૪૮॥ વળી ભૃગુપૌત્ર શુક્રાચાર્યે 'સુરાપાન દ્વિજોને મહાપાપ છે' એવી મર્યાદા સ્થાપન કરી છે તેમનું આ વચન સાંભળો

भार्गवः । उशनाः स्थापयामास मर्यादां तद्वचः शृणु ॥४९॥ यो ब्राह्मणोऽद्यप्रभृतीह कश्चिन्मोहात्सुरां पास्यति मन्दबुद्धिः । अपेतधर्मो ब्रह्महा चैव स स्यादस्मिँल्लोके गर्हितः स्यात्परे च ॥५०॥ इति शुक्रकृता लोके मर्यादा विद्यते किल । महापापं कथं न स्यात्तामुल्लङ्घयतस्तव ॥५१॥ गोचर्यामपि नारीषु मनुष्याणां पुरा मुनिः । औद्दालकिः श्वेतकेतुर्निषिषेध च तच्छृणु ॥५२॥ व्युच्चरन्त्याः पतिं नार्या अद्यप्रभृति पातकम् । भ्रूणहत्यासमं घोरं भविष्यत्यसुखावहम् ॥५३॥ भार्यां तथा व्युच्चरतः कौमारब्रह्मचारिणीम् । पतिव्रतामेतदेव भविता पातकं भुवि ॥५४॥ मांसं तु सर्वथा

॥४९॥ આ લોકમા આ દિવસને આરભીને જે કોઈ મૂઢમતિ બ્રાહ્મણ અજ્ઞાનથી સુરાનું પાન કરશે તે બ્રહ્મહત્યાના પાતકે સયુક્ત થાય અને ધર્મથી પતિત થઈ આ લોકમાં સજ્જનોએ અતિગર્હિત થાય તથા પરલોકમાં ગર્હિત થાય ( પરલોક પુણ્યથકી ભ્રષ્ટ થાય ) ॥૫૦॥ આવી લોકમાં શુક્રાચાર્યે કરેલી મોટી ધર્મમર્યાદા વર્તે છે. તે આ મર્યાદાને ઉલ્લઘન કરનારા તને મહાપાપ કેમ ન થાય ? થાયજ ॥૫૧॥ પરદારાના પરિગ્રહરૂપ મહાપાપમાં તમારૂં જે નિર્મર્યાદ વચન છે તેમાં પૂર્વે ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુ મુનિએ કરેલી ધર્મમર્યાદાને સાભળો. ( આ આખ્યાયિકા ભારતમા છે ) ॥૫૨॥ પૂર્વે પુરૂષોની નારીવિષે અને નારીઓની પુરૂષોવિષે પ્રવર્તેલી ગોચર્યા ( પુરૂષને પ્રિય સ્ત્રીમાત્રનો અને સ્ત્રીને પ્રિય પુરૂષમાત્રનો સગ કરવારૂપ ધર્મભ્રમથી પ્રવર્તેલુ કાંઈ પણ પશુધર્મસદૃશ દુરાચરણ )ને ભાળીને હૃદયમા વિક્ષોભ પામીને ધર્મના સરક્ષણમાટે એમ બોલ્યા કે–આ દિવસને આરભીને પતિનો અતિક્રમ કરી અન્યત્ર વર્તતી નારીને ભ્રૂણહત્યા ( બાળહત્યા ) સમાન મહા દુ:ખદાયક ઘોર પાપ થશે. તેવીજ રીતે ભૂમિમાં કુમાર અવસ્થાને આરભીને બ્રહ્મચારિણી પતિવ્રતા પોતાની પત્નીનો પરિત્યાગ કરી વ્યભિચાર કરતા પુરૂષને એજ ( ભ્રૂણહત્યાસમાન ) પાપ થશે ॥૫૩-૫૪॥ માસમાત્ર ( ગમે તેનું હોય ) મનુષ્યમાત્રને અભક્ષ્યજ છે આવો સર્વપ્રસિદ્ધ રાજમાર્ગ છે એમાં સશય નથી. તો યત્-

नैव कस्यचिज्जन्तुनोऽपि चे । भक्षणार्हं मनुष्याणामिति घण्टापथः किल ॥५५॥ यज्ञशेषस्य मांसस्य भक्षणेऽपि द्विजन्मनः । महान् दोषोऽस्ति निर्दोषं मांसं नास्त्येव कर्हिचित् ॥५६॥ यज्ञशेषादिमांसस्य भक्षणे ह्यत एव हि । निषेधो भारतेऽस्तीति तद्वाक्यमपि ते ब्रुवे ॥५७॥ यजुषा संस्कृतं मांसं निवृत्तो मांसभक्षणात् । न भक्षयेद्वृथामासं पृष्ठमांसं च वर्जयेत् ॥५८॥ एकतः सर्वमांसानि मत्स्यमांसानि चैकतः । भवन्ति पापरूपाणि न विप्रस्तानि भक्षयेत् ॥५९॥ अयमेव हि सिद्धान्तो वेदशास्त्रप्रमापितः । असदेव मतं तस्मात्तव मांसाशिनोऽखिलम् ॥६०॥ प्राणिमात्रवध-

શેષ માસના ભક્ષણમા દોષ નથી એમ કહેવુ તેતો અસત્ છે માસ ક્યારેય પણ નિર્દોષ છેજ નહિ માટેજ મહાભારતમા યજ્ઞશેષ માંસમા પણ મહાદોષ કહીને તેનો નિષેધ કર્યો છે તેનુ આ વચન છે કે-પરમ ધર્મને જાણીને માસ ભક્ષણ થકી નિવૃત્ત થએલો પુરૂષ યજુપથી સસ્કૃત ( યજ્ઞશિષ્ટ ) એવુ પણ માસ ન ભક્ષણ કરે તેમજ પૃષ્ઠમાસ ( શ્રાદ્ધશેષપણ )નજ ભક્ષણ કરે અસસ્કૃત વૃથામાસને તો નજ ભક્ષણ કરે એમાતો કહેવુજ શુ ? અથવા-જેમ અસસ્કૃત માસને ન ભક્ષણ કરે તેમ સસ્કૃતને પણ ન ભક્ષણ કરે એવો અર્થ કરવો ( સર્વથા સ્વત જે દુષ્ટ હોય તેનુ સસ્કરણ કાઇ પણ ઘટે નહિ, તો મદીના પ્રત્યે આ વાદ છે ) માટે સસ્કૃત કે અસસ્કૃત માસ માત્રને નજ ભક્ષણ કરે ॥૫૫-૫૮॥ 'આતો અન્યમાસ નહિ પણ મત્સ્ય માસ છે' એટલામાત્રથી તે અદુષ્ટ સમઝવું નહિ એક ભાગમા જતુમાત્રના માસ અને એક ભાગમા મત્સ્યમાસ, આ બેને તુલાથી તોળતાં પાપસપાદકપણે સર્વથા સમાન છે, માટે માસમાત્રને વિપ્રાદિ નજ ભક્ષણ કરે ॥૫૯॥ આ મેં કહેલો સિદ્ધાતજ વેદતાત્પર્યસિદ્ધ છે, માટે તમારો તમામ મત કોઈ ઠગ પુરૂષે કલ્પેલો અને માસલુબ્ધોએજ સેવવા યોગ્ય અસતજ છે ॥૬૦॥ હે માસપ્રિય કીચકાદિકો ! પ્રાણિવધ વિના કદાચિત્ પણ માસની લબ્ધિ થાય નહિ, 'नहि मांस तृणात्काष्ठादुपलाद्वापि जायते । जन्तुघाताद्भवेन्मांस तस्माद्दोषोऽस्ति भक्षणे' એવી સ્મૃતિ છે આ લોકમાં

मन्तरा क्वचित्प्राप्यते न पलल पलप्रिया ! । जीवघात इह बुद्धिपूर्वकं त्वस्ति दोष इति यो मतं न सत् ॥६१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे जयतल्पपुरे क्षुद्रशाक्तमतखण्डने मकारपञ्चकोच्छेदननामा षट्चत्वारिंशोऽध्याय ॥४६॥

सुव्रत उवाच—वाचं निजमतोच्छेत्त्रीं श्रुत्वेतां स हरेर्नृप ! । सर्पो यथा मन्त्ररुद्धवीर्योऽन्तर्व्याकुलोऽब्रवीत् ॥१॥ कीचक उवाच—यदि वेदस्य तात्पर्यं हिंसादौ नैव विद्यते । हिंस्रयज्ञाः कथं तर्हि कृता देवर्षिभूमिपैः ॥२॥ वेदशास्त्रपुराणानि तैरधीतानि किं न वा ।

---

બુદ્ધિપૂર્વક પ્રાણિમાત્રનો વધતો 'न हिंस्यात्सर्वा भूतानि' આ શ્રુતિએ પ્રતિષેધ કરેલો છે તો આવો દોષમય તમારો મત સર્વથા અસતજ છે ॥૬૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને દ્વિતીયપ્રકરણે જયતલ્પપુરે ક્ષુદ્રશાક્તમતખંડને મકારપંચકોચ્છેદનનામા પટ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૬॥

## [1]અધ્યાય ૪૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! પોતાના મતને ઉચ્છેદ કરનારી ભગવાનની આવી વાણી સુણીને કીચકવિપ્ર મત્રથી જેનુ વીર્ય રોકાયુ છે એવો સર્પજ જેમ એમ વારવાર નિશ્વાસ લેતો થકો અતરમા અત્યત વ્યાકુળ થઇને બોલ્યો ॥૧॥ કીચક કહેછે—હે સ્વામિન્ ! જો વેદનુ હિંસામા તાત્પર્ય નજ હોય તો દેવો ઋષિઓ અને રાજાઓનુ પશુહિંસાગર્ભિત યજ્ઞોનુ આચરણ કેમ ઘટે ? ॥૨॥ પશુવધગર્ભિત યાગના અનુષ્ઠાનમા પ્રવર્તેલા તેઓ શુ વેદરહસ્યને જાણતા ન હતા ? જો તેઓપણ જાણતા ન હતા એમ કહોતો તમો એકજ જાણો છો એમ કેમ વિશ્વાસાસ્પદ થાય તેઓને પણ તમો પડિતપણાના અભિમાનથી 'વેદતાત્પર્યને નહિ જાણનારા' એવુજ દૂષણ આપનારા થાવ તો સર્વને દૂષણ દેનારા તમારા વચનને કોણ વિશ્વાસ કરે ? ॥૩॥ ચર-જગમ મનુષ્યાદિકોનુ અન્ન ( ભક્ષ્ય ) અચર-

---

૧ આ અધ્યાયમા ભગવાને શાક્તમતના ખડનપૂર્વક વિશેષપણે કરેના અહિંસાધર્મસ્થાપનનો અનુવાદ કર્યો છે

त्वमेव पण्डितोऽस्येकः सर्वेभ्यो दूषणप्रदः ॥३॥ अन्नं चराणामचरा ह्यपदः पादचारिणाम् । अहस्ता हस्तयुक्तानां द्विपदां च चतुष्पदः ॥४॥ इति भागवतश्लोकः प्रमाणं मांसभक्षणे । परम्परागतश्चास्ति शिष्टाचारोऽपि हीदृशः ॥५॥ उशनःश्वेतकेतुभ्यां मर्यादा या प्रवर्तिता । सा त्विदानींतनी ज्ञेया न त्वनादि मतं हि तत् ॥६॥ मतमाधुनिकं सुज्ञा नैव गृह्णन्ति पण्डिताः । ते तु प्राचीनमध्वानं श्रयन्ते सूक्ष्मदर्शिनः ॥७॥ सुव्रत उवाच—सत्पण्डितायमानस्य तस्येत्थं वाचमीश्वरः । स आश्रुत्य मतं तस्य मर्दयन्नाह सद्वचः ॥८॥ श्रीनारायणमुनिरुवाच—हिंस्रकर्मपराश्चाहं दूषये किन्तु

---

व्रीहि विगेरे स्थावर छे. पादचारी–पश्वादिकोनुं अन्न अपद–तृणादिक छे. हस्तयुक्त वानर विगेरेनुं अन्न अहुस्त–फळ पत्रादिक छे. द्विपद–मनुष्योनु अन्न चतुस्पद–बकरां आदिक छे. आवो भागवतनो श्लोकज मांसभक्षणमां प्रमाणरूप छे अने वळी आ मांसभक्षण शिष्टपरंपराप्राप्त पण छे ॥४-५॥ जे शुक्राचार्य अने श्वेतकेतु मुनि धर्ममर्यादाना स्थापकपणे तमोए कह्या तेतो रागद्वेषथी कलुषित हृदयवाळा होइने कोइपण यथेच्छ व्यवस्था करनारा छे. तेमनो संकेततो आधुनिक ( अनादि नहि ) होवाथी प्राचीन स्मृति तथा अनादिप्रवृत्त श्रुति तथा शिष्टजनोना आचारने रोकी राखवा समर्थ नथी ॥६॥ श्रौत स्मार्त प्रमाण विभागने जाणनारा पंडितो कोइना आधुनिक संकेतमात्रने प्रमाणपणे ग्रहण करता नथी किंतु तेओ धर्मना सूक्ष्म तत्त्वदर्शीओ प्राचीन मार्गनेज प्रमाणपणे स्वीकारे छे ॥७॥ सुव्रतऋषि कहेछे—हे राजन् ! आ प्रकारे सत्पंडितायमान–धर्ममा संशय थतां तेनो निर्णय करवा समर्थ, सदसतना विवेचनमां विचक्षण, धर्मतत्त्वने जाणनारा पंडितोना प्रकांडरूप पोताने अभिमानता कीचक विप्रना वचनने सांभळीने तेना मदने मर्दन करवा भगवान् वचन बोल्या धर्मस्थापन माटे अवतरेला सर्वेश्वरनु आ वचन अधर्मनो उपमर्द करनारुं होवाथी सत्–अति साधु छे ॥८॥ श्रीनारायणमुनि कहेछे—हे कीचक ! अमो परदूषणमाज एक अवर्तेला

वेदिकः । एवमेवास्ति सिद्धान्तः स एव कथितो मया ॥९॥ भारते मोक्षधर्मेषु भीष्मो राजा युधिष्ठिरम् । निःसंशयं तमेवाह तद्वचांसि निशामय ॥१०॥ अव्यवस्थितमर्यादैर्विमूढैर्नास्तिकैर्नरैः ।

---

નથી કિંતુ કેવળ પરમ ધર્મના પ્રવર્તન માટે પ્રવર્તેલા છીએ, માટેજ હિંસામય યાગમાં પ્રવર્તેલા પ્રાચીન વિપ્રો કે પાર્થિઓને દૂષણ દેવા પ્રવર્ત્યા નથી. દૂષણ દેવું એતો સજ્જનોને દોષરૂપજ છે, પરંતુ ધર્મતત્ત્વનું યથાર્થપણુ જણાવામાટે પ્રવર્તેલા અમારે તેને અગે ધર્માભાસોની ધર્માભાસતા અવશ્ય જણાવીજ જોઇએ. તો હમણાં પરમ ધર્મના પ્રબોધમાટે પ્રવર્તેલા વેદનો જે હૃદ્ગત અભિપ્રાય છે એજ મેં આ કહ્યો છે. જે અહિંસામય ધર્મ છે એજ ધર્મ છે, બીજોતો ધર્માભાસ છે. જેમ સ્વર્ગાદિ લોકનું જે સુખ છે તે સુખાભાસજ છે, પણ કામકામિઓની તો દૃષ્ટિએ તે પુરૂષાર્થ છે. આવા સુખાભાસનો વેદમાં બોધ કર્યો છે એટલામાત્રથી વેદનું અપ્રામાણ્ય નથી તેમ વેદબોધિત છે એટલામાત્રથી તે તત્ત્વથી સુખ નથી. તેવીજ રીતે સ્વર્ગાદિ સુખાભાસના સાધનપણે વેદે કહેલો પણ યાગ હિંસાગર્ભિત હોવાથી ધર્માભાસજ કહેવાય, કેમકે એમાં હિંસાનો અન્વય છે. તેનો બોધ કરે છે એટલામાત્રથી વેદનું અપ્રામાણ્ય નથી. કામકામિઓને અધિકારને અનુસારે તેનો ફક્ત ઉપાય બતાવે છે. જે કોઈ સ્વર્ગમાં સમધિક કામનાવાળો હોય તે આ ધર્માભાસને પણ અનુષ્ઠાન કરેજ. 'પુણ્ય પાપનો એકજ યાગકર્મમાં સબન્ધ હોવો એતો વિરૂદ્ધ છે' એમતો નથી જેવું કારણ હોય એવા કાર્યનો ઉદય થાય એમાં વિરોધ નથી (પાપજનક સામગ્રીથી પાપ થાય અને પુણ્યજનક સામગ્રીથી પુણ્ય થાય એમાં વિરોધ શો?) અવાંતર પુણ્યપાપનો ફળભેદ છે પણ તેનું મુખ્ય ફળ (સ્વર્ગ) એક છે એટલે ફળમાં કશો વિરોધ નથી. સાંખ્યાચાર્યોએ આનો પ્રપચ પ્રદર્શાવ્યો છે. અહીંતો વિસ્તાર થઇ જવાના ભયથી અમો ઉપરામ પામીએ છીએ. આજ સિદ્ધાંત વેદનો હૃદ્ગત હોવાથી અમોએ હમણાં નિરૂપણ કર્યો છે ॥૯॥ ભારતમાં મોક્ષધર્મોમાં રાજર્ષિ ભીષ્મપિતાએ યુધિષ્ઠિર રાજાપ્રત્યે નિ સંશયપણે આજ સિદ્ધાત કહ્યો છે. તેમના વચનોનો

संशयात्मभिरव्यक्तैर्हिंसा समनुवर्णिता ॥११॥ सर्वकर्मस्वहिंसां हि धर्मात्मा मनुरब्रवीत् । कामकाराद्धिहिंसन्ति बहिर्वेद्यां पशून् नराः ॥१२॥ तस्मात्प्रमाणतः कार्यो धर्मः सूक्ष्मो विजानता ।

હું અનુવાદ હમણા કરૂં છું તેને સાંભળો ॥૧૦॥ નાસ્તિક–આના અનુષ્ઠાનથી પશુ, આના અનુષ્ઠાનથી સુવર્ણ, આના અનુષ્ઠાનથી ક્ષેત્ર, આના અનુષ્ઠાનથી પુત્ર અને આના અનુષ્ઠાનથી સ્વર્ગ મળે; સ્વર્ગથકી બીજું કાંઇ પણ નિઃશ્રેયસ છેજ નહિ એવા જે આ ફળવાદમાં રૂચિવાળા હોઇને 'બીજું કાંઈ નથી' એમ બોલનારા છે તે નરો નાસ્તિક કહેવાય. વિમૂઢ–આત્મા પરમાત્માના વિવેકે રહિત હોવાથી મૂઢતાને પામેલા. અવ્યવસ્થિતમર્યાદ–વિષયસુખમાં વ્યાસક્ત હોવાથી તેતે વિષયરાગના તીવ્ર વેગને લીધે પશુઘાતાદિકથી થતા પ્રત્યવાયથી પણ નહિ ભય પામેલા અવ્યવસ્થિત ધર્મમર્યાદાવાળા. સંશયાત્મા–જે હેતુમાટે આવા જનો રાગવેગથીજ સ્વર્ગમાં જેમ પ્રવર્તે છે એમ દ્વેષવેગથી અન્યના અભિચારાદિકમાં પણ ઉત્સાહથી પ્રવર્તે છે, એમને વ્યવસાયાત્મિકા બુદ્ધિ નથી, કેમકે ફળવિવિધતા અને સાધનવિવિધતાને લીધે એકત્ર અનિશ્ચિત મનવાળા છે, તે આ સંશયાત્મા કહેવાય અવ્યક્ત–એમને તત્ત્વની અભિવ્યક્તિ નથી માટેજ અવ્યક્ત અથવા અવ્યક્ત–અપૂર્વજ એક શરણ છે માટે અવ્યક્ત કહેવાય. તે આ ફળવાદમાં પ્રીતિવાળાઓએ 'હિંસા વેદના પરમ તાત્પર્યવિષય છે' એમ વર્ણન કર્યું છે ॥૧૧॥ જેનું વચન પ્રજાઓને ઔષધરૂપ છે આવા ધર્માત્મા સ્વાયંભુવ મનુ યજ્ઞાદિ સર્વ કર્મમાં 'અહિંસાજ પરમ ધર્મ છે' એમ કહે છે. જે નરો યજ્ઞશાળાથી બહાર કરેલી વેદીમાં પશુઓને હણે છે તેઓ તો કામકારથીજ–સ્વર્ગમાં અધિક અનુરાગથીજ હણે છે. સમધિક દ્વેષથી કરતા અભિચારાદિક થકીજ જેમ એમ આનાથકી પણ થતા પાપને તેઓ અનાદર કરેછે. 'અભિચારમાં ફળથી અનર્થ સંબન્ધ છે, આ યાગમાં ફળ ( સ્વર્ગ )થી તેમ નથી' એવો વિશેષ કહેવો એતો કેવળ કલ્પના કુશળતા છે, કારણ કે રાગાધિક્યજ બન્નેમાં પ્રવર્તક છે–રાગથીજ અભિચારમાં તથા યાગમાં પ્રવર્તે છે ॥૧૨॥ ધર્મનું સ્વરૂપ સૂક્ષ્મ છે,

**अहिंसा सर्वभूतेभ्यो धर्मेभ्यो ज्यायसी मता ॥१३॥ यदि यज्ञांश्च वृक्षांश्च यूपांश्चोद्दिश्य मानवाः । वृथामांसानि खादन्ति नैष धर्मः प्रशस्यते ॥१४॥ सुरां मत्स्यान्मधु मांसमासवं कृशरौदनम् ।**

માટે વેદના પરમ હાર્દના જાણીતા જને પ્રમાણની ગતિને અનુસરીને ધર્મનું અનુષ્ઠાન કરવું. અહિંસાવ્રતજ સર્વ ધર્મોની અપેક્ષાએ અતિશય શ્રેષ્ઠ માન્યું છે ॥૧૩॥ માંસપ્રિય મનુષ્યો સોમાદિ યજ્ઞો આરામ વૃક્ષો અને યજ્ઞ-સ્તંભોને નિમિત્તભૂત કરીને મારેલા પશ્વાદિકના માંસોને જો ખાય છે તો તે 'વૃથામાંસોને ખાય છે' એમજ હું માનું છું. એટલે વૃથા—અસંસ્કૃત માંસના ભક્ષણમાં જે દોષ કહ્યો છે તે આમાં પણ છે એમજ હું માનું છું. યજ્ઞાદિકના ઉદ્દેશથી કરેલા માંસભક્ષણમાં અને વૃથા માંસભક્ષણમાં નિમિત્ત ( સંસ્કૃત અસંસ્કૃત ) જુદું જુદુ છે એટલામાત્રથી હત્યાજન્ય જે પ્રત્યવાય લાગુ થાય છે તેનો પરિહાર થતો નથી. સુકૃતની સમધિકતા છે એટલામાત્રથી દુષ્કૃતાંશમાં પોતાનું ફળ આપવાની જે શક્તિ છે તે ટળી જાય નહિ—ફળ આપ્યા વિના રહેજ નહિ. કોઈ આશંકા કરે કે—આ ધર્મ ( યજ્ઞાદિકના ઉદ્દેશથી કરેલા માંસભક્ષણરૂપ ) તો વેદવિધિવિહિત છે ? ( વૃથા માંસ-ભક્ષણતો વિધિવિહિત નથી ? ) તો ભલે વેદવિહિત છે એટલામાત્રથી શો વિશેષ છે ? કાંઇ પણ નથી. ત્યારેતો વિધિની નિરર્થકતા થશે ? તો તેમ નથી. તીવ્ર વેગવાળા રાગીઓની પ્રત્યે તેનો ઉપાય બતાવતો વેદવિધિ ચરિતાર્થ થાય છે એટલે નિરર્થક નથી માટેજ ફળકામિઓની દૃષ્ટિથી આ ધર્મરૂપ થાય છે પણ તે પ્રશસનીય તો નથી તેને વિષબિન્દુથી સંમિશ્રિત મધુધારાની પેઠ વિવેચકો વિદૂરજ કરે છે. 'वृथामांसं न खादन्ति' એવો પાઠ હોય તો યજ્ઞાદિમાટે વિહિત હોવાથી માંસને ખાય છે પણ વૃથામાંસને તો ખાતા નથી માટે તેમાં કશો દોષ નથી ? એમ કહેવું તે તેમ નથી, કારણ કે આ ( માંસભક્ષણમાં સંકોચરૂપ ) ધર્મ પ્રશસનીય નથી, સંકોચ-માત્રથી ( વૃથા માંસ ન ખાવારૂપ ) દુરિત દૂર કરી શકાતુંજ નથી. 'વૃક્ષોને નિમિત્ત કરીને' એમ જે કહ્યું છે તેની સંગતિ યથાસંભવ કરી લેવી

१ 'वृथामांसं' इति पाठान्तरम् ।

धूर्तैः प्रवर्तितं ह्येतन्नैतद्वेदे तु कल्पितम् ॥१५॥ मानान्मोहाच्च लोभाच्च लौल्यमेतत्प्रकल्पितम् । विष्णुमेवाभिजानन्ति सर्वयज्ञेषु ब्राह्मणाः ॥१६॥ पायसैः सुमनोभिश्च तस्यापि यजनं स्मृतम् । यज्ञियाश्चैव ये वृक्षा वेदेषु परिकल्पिताः ॥१७॥ यच्चापि किञ्चित्कार्तिक्यमन्नं चोक्षैः सुसंस्कृतम् । महत्सत्त्वैः शुद्धभावैः सर्वं देवार्हमेव तत् ॥१८॥ इति भारतवाक्यानि कथितानि चतुःपिय ! । श्रीमद्भागवतस्यापि सिद्धान्तोऽस्त्ययमेव हि ॥१९॥ आहु-

॥१४॥ હવે વેદવિધિના અન્વયે રહિત, કેવળ કામનાજ જેમાં મૂળ છે એવાં કેટલાંક દુષ્કર્મોને પ્રસંગાત્ પ્રતિષેધ કરેછે—જે કોઇ ચંડી આદિકને નિમિત્તભૂત કરીને મદિરા, મત્સ્ય, મધુ, ( તાડી આદિક ) માંસ, આસવ, ( મહુડાં આદિકમાંથી થએલો ) કૃશરૌદન, ( તલ મગથી મિશ્રિત ભાત ) ઇત્યાદિકનું જે ભક્ષણ છે તેતો ધૂર્ત-રસમાં લોલુપતાવાળા ઠગ જનોએ સ્વકપોળથી કલ્પેલું અને સર્વત્ર પ્રવર્તાવેલું છે. વેદમાંતો આ બધું કહેલું નથી ॥૧૫॥ તે આ જે જીહ્વા ઉપસ્થની લોલુપતા છે તે માન મોહ લોભાદિકથી પરાભવ પામેલાઓએ પ્રકલ્પેલી છે. જે બ્રાહ્મણો–વેદતાત્પર્ય જાણીને તેના અર્થના અનુષ્ઠાનપર છે તેતો સર્વ યજ્ઞોમાં સમારાધ્ય વિષ્ણુનેજ માને છે અને તેમનું યજનપણ પાયસ ( દુધપાક આદિક ) તથા ગોધૂમ ( ઘઉંના લોટથી બનાવેલી પુરીઓ પોળીકા ) આદિકવડે કરવાનું સુશક સુખૈકકારક સર્વત્ર કહેલું માને છે ॥૧૬॥ તથા જે યજ્ઞસંબન્ધી વૃક્ષો ( ખાખરા આદિકનાં કાષ્ઠો ) વેદવિહિત છે તેનાથી હોમ કરે. તથા કાર્તિક માસમાં નિષ્પન્ન થએલું જે કાંઈ પણ શાલી આદિક અન્ન છે તે પ્રકૃષ્ટ સત્વગુણી, માટેજ શુદ્ધ અંતઃકરણવાળા વિશુદ્ધ પુરૂષોએ રૂડીરીતે રાંધેલુ હોય તે આ સર્વ દેવદેવ વિષ્ણુના નૈવેદ્યમાં યોગ્ય છે ॥૧૭–૧૮॥ હે ચતુઃપિય ! આ આઠ શ્લોકરૂપ ભારત વાક્યો પ્રમાણપણે તમોને કહ્યાં, હવે આજ સિદ્ધાંતને પ્રતિપાદન કરનારાં શ્રીમદ્ભાગવત વચનોનેપણ અવધારણ કરો ॥૧૯॥ જે પુરૂષો તો ધૂમ્રધિયઃ–પ્રાચીન વિષયવાસનાના વેગથી કલુષિત બુદ્ધિવાળા છે તેઓ વેદનું તાત્પર્ય નહિ જાણીને વેદને કર્મકપર કહેછે.

धूम्रचियो वेदं सकर्मकमतद्विदः । अग्निमुग्धा धूमतान्ताः स्वं लोकं न विदन्ति ते ॥२०॥ कामिनः कृपणा लुब्धाः पुष्पेषु फलबुद्धयः । पशून् द्रुह्यन्ति विस्रब्धाः प्रेत्य खादन्ति ते च तान् ॥२१॥ न दद्यादामिषं श्राद्धे न चाद्याद्धर्मतत्त्ववित् । मुन्यन्नैः स्यात्परा प्रीतिर्यथा न पशुहिंसया ॥२२॥ वाक्यैरित्यादिभिः साक्षात्पशुघातो मखेष्वपि । निषिद्धः श्रीभागवते किंपुनस्त्वन्यथा वधः ॥२३॥ सप्तर्षयो वालखिल्यास्तथैवोचुर्मरीचिपाः । अमांसभक्षणं

---

તે આ પુરૂષો અગ્નિમુગ્ધ-'અગ્નિમાં હોમ કરવાથી સ્વર્ગાદિ સમુત્કૃષ્ટ સુખ લાભ થાય છે પણ બીજાથી નહિ' એમ તેમાંજ મુગ્ધ થયા છે અને ધૂમતાંત-ધૂમમાર્ગ કે જે વારવાર આવર્તનરૂપ અને પરિભ્રમણજ એક જેનું ફળ છે એવા માર્ગથી જન્મમરણરૂપ ચક્રમાં સલગ્ન થતાં પીડા પામીને અતિ થાકી ગએલા હોવાથી સ્વં લોક-વિશ્રાંતિના સ્થાનભૂત સ્વાધારણ નિવાસરૂપ પરબ્રહ્મ નામના લોકને નથીજ પામતા. તે આ કામી-વિષયભોગેકપરાયણ, માટેજ લુબ્ધ-વારેવારે ભોગવાતા એવાપણ વિષયોમાં અલબુદ્ધિએ રહિત, કૃપણ-બકરાઓની પેઠે આત્મતત્ત્વને નહિ જાણીને વિષયોનેજ અભિમુખ દોડાદોડ કરતાં બળાત્ મૃત્યેએ ગળી લીધેલા હોવાથી તત્ત્વવેત્તાઓએ અનુશોક કરવા યોગ્ય, પુષ્પોમાં ફળ બુદ્ધિવાળા-ઉત્તરકાળમાં જેમા દુઃખજ છે એવા સુખાભાસ સ્વર્ગાદિકમાં સુખબુદ્ધિવાળા પુરૂષો સ્વર્ગાદિ ફળમાં વિશ્વાસને લીધે યજ્ઞમાં પશુઓને હણે છે. પરતુ જે પશુઓ માંસમાટે હણ્યા છે તેઓજ લોકાંતરમાં રૂપાંતરને પામીને પોતાને પીડા કરનારા પુરૂષોને માંસમાટે પીડે છે. શ્રાદ્ધમાં કર્તા પુરૂષ માંસને ન આપે અને બીજા પુરૂષ માંસને ન ખાય. ધર્મતત્ત્વને જાણનારો જન એવીજ રીતે કરે. પિત્રિઓને પ્રિય મુનિઅન્ન શ્યામો નમાર આદિકથી જેવી પરા પ્રીતિ થાય તેવી માંસનિવેદનથી ન થાય પશુહિંસાથી દેવતાઓ કે પિત્રિઓ કેમ પ્રસન્ન થાય ? નજ થાય શ્રીભાગવતમાં ઇત્યાદિ વાક્યોવડે દેવપિતૃના યાગમાં પણ સાક્ષાત્ પશુવધ પ્રતિષેધ કર્યો છે તો વૃથા પશુવધનો પ્રસગજ ક્યાં છે ? તેતો પ્રતિષિદ્ધજ છે ॥૨૦-૨૩॥ વળી સપ્ત-

सर्वे प्रशंसन्ति महर्षयः ॥२४॥ स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति। स सीदत्येव नियतमित्युवाच च नारदः ॥२५॥ न भक्षयति यो मांसं न हन्यान्न च घातयेत्। स पूज्यः सर्वभूतानामित्याहाद्यो मनुर्वचः ॥२६॥ मधुमांसनिवृत्तो यः स दाता स च यज्ञकृत्। स तपस्वी च विज्ञेय इति प्राह बृहस्पतिः ॥२७॥ मासिमास्यश्वमेधेन यो यजेत शतं समाः। सोऽमांसाशी च तुल्यौ स्तो भीष्म इत्याह धर्मजम् ॥२८॥ आदावज्ञानतो भुक्त्वा मांसं पश्चान्निवर्तते। सोऽपि तत्फलमाप्नोति पुनः खादति चेन्न

र्षिओ तथा वालखिल्यो तथा बीजा बधा महर्षिओपण मांसभक्षणनी निवृत्तिरूपज धर्मने वखाणे छे, तो आज अहिंसाप्रधान धर्म आर्ष-ऋषिसंमत समजवो ॥२४॥ नारदमुनि आज अर्थने कहेछे के-जे पुरुष पोताना मांसने परमांसथी वधारवा वांछेछे, ते आ देहाभिमानी पोताना देहना संवर्धनमाटे परने हणतां आ लोक परलोकमां दुःखयोगथी अवश्य पीडाज पामे छे ॥२५॥ मनु के जे धर्मप्रवर्तको अने प्रशासिताओना प्रमुख छे ते कहेछे के—जे जन मांसने भक्षण करतो नथी अने क्यारेय कोइने हणतो नथी तेम कोई बीजा पासे कोइने हणावतो नथी ते आ अहिंसाव्रतमां निष्ठावाळो जन सर्व भूतोने ( देवादिकोने पण ) पूजनीय थाय छे ॥२६॥ वळी बृहस्पति एम कहेछे के—जे 'आपत्तिमां पण हुं मद्यमांसने नहि भक्षण करूं' एवा मद्यमांसना अनशनव्रतमां निष्ठावाळो छे एज दाता एज यज्ञकर्ता अने एज तपस्वी जाणवो.' एटले दान-यज्ञ-तपनुं समस्त फळ तेने प्राप्त थाय छे ॥२७॥ धर्मतत्त्वज्ञ भीष्मपिता धर्मात्मा युधिष्ठिर राजाने एम कहे छे के-जे जन मासेमासे शत संवत्सरपर्यंत अश्वमेध यज्ञ करे अने जे जन मांसना अनशनव्रतमां निष्ठावाळो थाय ते बन्ने समान सुकृतवाळा थाय छे ( प्राणिपीडनांशतो अश्वमेधमां अधिक छे ) ॥२८॥ जे जनतो प्रथम अज्ञानथी क्यारेक मांसने खाइने पछीथी मांसमां दोषपणुं ज्ञान थतां मांसभक्षणथी निवृत्त थाय. ( जो फरीथी मांस न खाय तो ) आ पुरुष पण मांसना

तत् ॥२९॥ यो विद्वान् सर्वभूतेभ्यो भवेदभयदः सदा । स प्राणदो भवेन्नूनं विश्वास्योऽधृष्य एव च ॥३०॥ प्राणा यथात्मनोऽभीष्टास्तथा ज्ञेयाः परस्य च । नास्ति मृत्युसमं दुःखं सर्वेषामपि देहिनाम् ॥३१॥ ब्रह्मस्वरूपनिष्ठानां मुनीनां त्यागिनामपि । प्राप्ते स्ववधकाले तु जायते न प्रसन्नता ॥३२॥ अतएव वधे तेषां ब्रह्महत्याधिकः स्मृतः । धर्मशास्त्रे महान्दोषो विदेहानामपि ध्रुवम् ॥३३॥ तथाऽमराणां सर्वेषां यज्ञभागभुजामपि । वधकाले कचि-

---

અનશનવ્રતમાં નિષ્ઠાવાળાને જે ફળ થાય તે ફળને જરૂર પામે છે ॥૨૯॥ જે પુરૂષ વિદ્વાન્-'પ્રાણિપીડનમાં પ્રત્યવાય છે' એમ સમઝીને સુખદુ-ખમા સર્વને પોતાને સદા સમાનપણે જાણીને મહા અનુકપાથી કીટ કીડીયો આદિક સર્વ ભૂતોને સદા અભય આપે છે તે સર્વનો પ્રાણપ્રદાતા ( જીવનદાતા ) અને સર્વ ભૂતોને વિશ્વસનીય આ લોકમાં થાય છે અને તે આ લોક પરલોકમાં કોઇથી પણ પરાભવ પામતો નથી ॥૩૦॥ દેવો હોય કે મનુષ્યો હોય પણ પ્રાણમાં તારતમ્ય નથી, કોઈક શત વર્ષની આયુષવાળા તો કોઈક સહસ્ત્ર સવત્સર આયુષવાળા તો કોઈ ( કીટાદિક ) ક્ષણ આયુષવાળા છે. તથાપિ જ્યાંસુધી દેહનો સબન્ધ છે ત્યાસુધી પોતાના પ્રાણો તો અધાને પ્રિયજ હોય છે. જેમ પોતાને પ્રાણો પ્રિય છે તેમ બીજાને પણ પ્રાણો પ્રિય હોયજ એમ જાણવું સર્વ કોઈ દેહિઓને મૃત્યુથકી થતું દુ:ખતો તુલ્યજ છે ॥૩૧॥ જેમને દેહ દૈહિકમાં અભિમાન ટળી ગયું છે, વૈરાગ્યે સંપન્ન, માટેજ આત્માના મનનશીલ બ્રહ્મનિષ્ઠો પણ હોય, તેઓનેપણ પોતાનો પ્રાણપ્રયાણ સમય સમીપમા પ્રાપ્ત થતાં તો મનમા પ્રસન્નતા રહેતીજ નથી ( દેહથકી ભિન્ન આત્માના યથાર્થ જ્ઞાનથી ભયતો ન થાય પરતુ પ્રથમની પેઠે ચિત્તમાં પ્રસન્નતાતો નજ રહે ) ॥૩૨॥ માટેજ વિદેહ-દેહાભિમાને વર્જીત આત્મનિષ્ઠ એવાપણ તે મુનિઓના વધમાં બ્રહ્મહત્યા નામના મહાપાતકની અપેક્ષાએ પણ અતિશયિત મહાદોષ ધર્મશાસ્ત્રમાં કહ્યો છે. ( પરને દુ ખ દેવું તે હિંસાજ કહેવાય ) ॥૩૩॥ તેવીજ રીતે જે યજ્ઞભાગના ભોક્તા સર્વ દેવતાઓ ( પશુમય હવિષથી તૃપ્ત

त्प्राप्ते महती भीर्हि जायते ॥३४॥ जीवहिंसापापमेव देवास्ते तर्हि जानते । पलायमानाः प्रच्छन्नं वसन्तः कन्दरादिषु ॥३५॥ तथा हिंसा नरा ये च तेऽप्यत्र स्ववधक्षणे । प्राप्ते त्रस्यन्ति नितरां प्रद्रवन्त इतस्ततः ॥३६॥ अतिक्रूरा अपि च ते तदानीं यान्ति रङ्कताम् । अहिंसां च प्रशंसन्ति निन्दन्तो हिंसनं मुहुः ॥३७॥ भाविस्वमृत्युवार्तायाः श्रवणेऽपि महद्भयम् । जायते हृदये पुंसां कम्पश्च विदुषामपि ॥३८॥ तदा तु हन्यमानानां पापैर्मांसार्थिभि-

---

થાય છે એવી પ્રખ્યાતિ પામેલા ) છે તેઓપણ કદાચિત્ પોતાના પ્રાણ-પ્રયાણનો પ્રસંગ પ્રાપ્ત થતાં તો મહાભયને પામી જાય છે ॥૩૪॥ પોતાના વધ વખતે પ્રાણપરિરક્ષણમાટે પલાયન કરી ગિરિગુહા આદિકમાં ગુપ્ત-પણે નિવાસ કરતા દેવો પશુઓના હનનમાં 'તેમને દુઃખ થશે અને અમને પ્રત્યવાય થશે' એમ કેમ ન જાણે ? જાણેજ. ( તો યજ્ઞમાં પશુવધ દેવોને પ્રિય છે આવો વાદપણ કામનામૂળક છે એમ સ્પષ્ટ જણાય છે ) ॥૩૫॥ તેજ પ્રકારે લોકમાં જે નરો અતિક્રૂર હિંસૈકશીલ છે તેઓપણ પોતાને પ્રાણભય સમીપમાં ઉપસ્થિત થતાં અત્યંત ત્રાસ પામી અહીં તહીં પલા-યિત થઈ પોતાના પ્રાણપરિરક્ષણમાટે દીનતાને પામીને અહિંસાની પ્રશસા કરે છે અને હિંસાની વારેવારે નિંદા કરે છે ( તેઓ પરપ્રાણના વિયોજન-જન્ય પાપને શું નથી જાણતા ? જાણે છે તો ખરા પણ કામવેગને લીધે કે ક્રોધવેગને લીધે પ્રવર્તેલા તેઓ લોકશાસ્ત્રથી યજ્ઞમાં કરેલા હનનમાં દૃષ્ટ એવાપણ દોષને અનાદરજ કરે છે ) ॥૩૬-૩૭॥ કિં બહુના-વિધિએ લલાટમાં લખ્યા પ્રમાણે અવશ્ય થનારા પોતાના મરણને કદાચિત્ વાર્તા-પ્રસંગથી સાંભળીને તેટલામાત્રમાંજ મહાભયને અને હૃદયમાં કંપારાને પામે છે. આતો વિદ્વપ-શાસ્ત્રના અધ્યયનવાળાનેપણ સમાન છે એટલે એમાં વિદ્વપ અવિદ્વપનો વિભાગ નથી, બધાનેપણ ભય તથા કંપારો થાયજ. એમ છે તો મારવા માંડેલાને કેટલું દુઃખ થાય તેનો વિચાર કરવો. પાપી પુરૂષોએ માંસલોભથી બળાત્ હણવા માંડેલા રોગરહિત પશુઓને તે સમયે થતું દુઃખ આટલું છે એમ કોણ માપ કરીને કહેવા સમર્થ થાય ?

वेलात् । जीवानां रोगहीनाना कथं न स्याद्भयं महत् ॥३९॥ ईदृक्कर्मकृतां पुंसां क्रूराणां निर्दयात्मनाम् । कुतः सौख्यं भवेदत्र परलोके च पापिनाम् ॥४०॥ नहि मांसं तृणात्काष्ठादुपलाद्वापि जायते । हननादेव जन्तूनां जायतेऽत्राघमस्त्यतः ॥४१॥ स्वाहा स्वधामृतभुजो देवाः सत्त्वार्जवप्रिया । क्रव्यादा राक्षसा एव ततो मांसं विवर्जयेत् ॥४२॥ अनुद्वेजयतो जीवान्न भयं क्वापि विद्यते । भूतद्रोग्धुस्त्विहामुत्र भयं नेव निवर्तते ॥४३॥ यद्यत्र खादको न स्यान्न तदा घातको भवेत् । न क्रेता नापि विक्रेता

કોઈપણ નહિ અર્થાત્ અપરિમિત દુઃખ થાય છે ॥૩૮-૩૯॥ આવુ નિર્દય ક્રૂર કર્મ કરનારા પાપી પુરૂષોને આ લોક પરલોકમા સુખ ક્યાંથી થાય ? એમને દુઃખનો અન્વય અવર્જનીયજ છે ॥૪૦॥ માસ ઘાસથકી કે કાષ્ઠથકી કે પાષાણથકી ( પ્રાણિપીડન વિના ) નીપજતું નથી કિંતુ જતુઓના હનનથીજ માસ નીપજે છે, તો માસભક્ષકોને પાપ કેમ ન થાય ? થાયજ ॥૪૧॥ 'દેવોનુ પ્રીણન પશુહનન છે' આતો અજ્ઞાનિઓનો વાદ છે, કારણ કે દેવો **સ્વાહાસ્વધામૃતભુજઃ**-દેવતાઓને આપવામા આવતું હવિષ્ 'સ્વાહા' એમ કહેવાય છે, પિત્રિઓને આપવામાં આવતુ 'સ્વધા' એમ કહેવાય છે, તે બન્ને અમૃતવત્ રસમય છે, તેને જમનારા છે અથવા સ્વાહા સ્વધા અને અમૃતને જમનારા છે દેવો સત્ત્વયોનિ અને આર્જવ ( મન વચન અને કાય આ ત્રણ કરણની એકરૂપતા ) એક પ્રિય જેમને છે એવા છે આવા દેવોને માસ પ્રિય કેમ હોય ? નજ હોય માસભક્ષકો તો રાક્ષસોજ છે, માટે માસને ત્યાગજ કરે અર્થાત્ માસ રાક્ષસોનુ અન્ન હોવાથી દેવપિતૃકર્મમાં અયોગ્ય છે માટે તેનુ ભક્ષણ ન કરે ॥૪૨॥ જે અભય છે એજ પુરૂષાર્થ છે તે અભયતો ભૂતોનો દ્રોહ કરવાના સ્વભાવવાળાને આ લોક પરલોકમા પ્રાપ્ત થાય નહિ કારણ કે દૃષ્ટ પ્રકારથી આ લોકમા બહુ અનર્થની પ્રાપ્તિ અને પરલોકમાપણ અનર્થની પ્રાપ્તિ અવર્જનીય છે-થાયજ ॥૪૩॥ કોઈ શકા કરે કે-ઘાત કરનારો તથા કરાવનારો જુદો છે અને મૂલ્ય આપીને માસને ગ્રહણ કરનારો અને મૂલ્ય

मांसस्यातो न भक्षयेत् ॥४४॥ धनेन क्रयिको हन्ति खादकश्चोप भोगतः । घातको वधबन्धाभ्यां मार्कण्डेयोऽब्रवीदिति ॥४५॥ आहर्ता चानुमन्ता च विशस्ता क्रयविक्रयी । संस्कर्ता चोपभोक्ता च खादकाः सर्व एव हि ॥४६॥ देहपुष्टिं विना कोऽपि गुणो

---

લઇને આપનારો જુદો છે તો માસભક્ષણ કરનારાને પાપસબન્ધ કેમ કહેવાય? પાપસબન્ધતો ઘાતકાદિકનેજ સભવે ? તો એમ નથી જો આ લોકમા માસને ખાનારો ન હોય તો કોણ પશુઓને હણે હણાવે ? કોઈ પણ નહિ અને ક્રેતા-મૂલ્ય આપીને ગ્રાહક તથા વિક્રેતા-મૂલ્ય લઇને આપનારો કોણ હોય? કોઇપણ નહિ તો આ બધી પ્રવૃત્તિ ( મારવું અને મરાવવું વેચવુ વેચાવવુ )નુ મૂળ માંસભક્ષણ પ્રસગજ છે, માટે માસને ખાનારો પુરૂષજ પ્રથમ પાપમૂળ છે તો માસ ભક્ષણ ન કરે ॥૪૪॥ કોઈ એમ કહે કે-વેચવા વાસ્તે પ્રાણિઘાતકને પાપ થાય એતો ઠીક છે પણ ક્રેતા તથા ખાદકને પાપસબન્ધ કેમ કહેવાય ? તો કહે છે કે—વસ્તુતાએ ત્રણેય જણાઓ વિભાગને અનુસારે પાપભાગી થાયજ તેમા જે ઘાતક ( પોતે હણીને વેચનારો ) છે તે સાક્ષાત્ બન્ધ ( ઉદ્બધનાદિકથી ) અને વધ ( શસ્ત્રાદિકથી ) નિમિત્તથી પાપભાગી થાય છે અને જે ક્રેતા-વેચાતુ લેનારો ( વ્યાપારી ) છે તેતો ધનલોભથી હનનમા હેતુ થઇને પાપથી લેપાય છે અને જે ખાનારો છે તેતો ઉપભોગથી હનનમા નિમિત્ત થઇને પાપથી લેપાય છે અર્થાત્ ઘાતકે કરેલી જે હનનક્રિયા છે તે ખાનારાએ તથા વેચાતુ લેનારાએ આપેલા ધનાદિ નિમિત્તથી છે ( ધન આપેથી તે હણે છે ) માટે તેમનેપણ સમાન દોષની પ્રાપ્તિ છે, એમ માર્કંડેય મુનિ કહેછે ॥૪૫॥ કિં બહુના-આહર્તા, ( મૂલ્ય આપી વેચાતું લેનારની આજ્ઞાથી માસને તેને ઘેર લઈ જનારો ) અનુમતા, ( પ્રવર્તેલાને પ્રવર્તાવનારો ) વિશસ્તા, ( સ્વય હણનારો ) ક્રયવિક્રયી-મૂલ્ય આપીને વેચાતુ લેનારો તથા મૂલ્ય લઇને વેચાતુ આપનારો, સસ્કર્તા ( રાધનારો ) અને સ્વય ખાનારો, આ બધાય ( સાતેય જણાપણ ) ખાદકજ છે એટલે માસભક્ષણના પાપથી લેપાયજ છે ॥૪૬॥ અરે ! ! માસલોલુપો ! માસના ભક્ષણથી શો અર્થ છે? માસમય દેહપોષણ

नास्त्यामिषाशने । देहस्तु दुःखरूपोऽस्ति क्षतघ्नः क्षणभङ्गुरः ॥४७॥ दोषास्तु बहवः सन्ति नृणामामिषभक्षणे । हिंसामाश्रित्य वर्तन्ते यतः पापानि सर्वशः ॥४८॥ नानाजन्मजरारोगमृत्युदुःखैर्निपीडिताः । संसारे परिवर्तन्ते ये जना जीवहिंसकाः ॥४९॥ कुम्भीपाकेषु पच्यन्ते ते चैवानेकयोनिगाः । नरकाधिकदुःखे च गर्भवासेऽपि चावशाः ॥५०॥ सूक्ष्मकीटवधेऽप्यस्ति दोष एव महान्नृणाम् । सन्ति प्राणाः प्रियतमाः सर्वेषामपि देहिनाम् ॥५१॥ आगच्छच्छकटारावभीतो धावन् जिजीविषुः । प्राणाः प्रेष्ठा ममेत्याह व्यासं कीटो यतः पुरा ॥५२॥ अभयं सर्वभूतेभ्यो यो ददा-

થકી બીજો કોઈપણ અર્થ એમાં નથી. દેહનો ઉપચય (વૃદ્ધિ) પામવાનો સ્વભાવ હોવાથી અપચય (હ્રાસ) અવશ્ય થનારોજ છે. માટેજ ક્ષણભંગુર અને અંતે દુઃખનાજ એક મૂળભૂત એવા દેહનું માંસભક્ષણથી પોષણ કરવું તે વિવેકીને કેમ ઘટે ? નજ ઘટે ॥૪૭॥ માંસભક્ષણમાં તો નરોને બહુ દોષો છે, કારણ કે સર્વ પાપનું મૂળ હિંસાજ છે. માંસ હિંસાથીજ એક સાધ્ય છે ॥૪૮॥ જે જનો જીવહિંસા કરનારા છે તેઓ આ સંસારમાં (આજ લોકમાં) જીવહિંસારૂપ પાપની ઉત્કટતાથી નાનાવિધ જન્મદુઃખો, નાનાવિધ જરાદુઃખો, બહુવિધ રોગદુઃખો અને નાનાપ્રકારનાં મૃત્યુદુઃખો (મરણસમયે થતાં દુરંત દુઃખો)થી પીડા પામીને જ્યાં ત્યાં ભટક્યા કરેછે તથા તેઓ પરલોકમાં કુંભીપાક આદિક નરકોમાં રંધાય છે. તેમાંથી મુક્ત થતાં શ્વાન સૂકર આદિક અનેક કુયોનિઓમાં પરવશપણે ગર્ભવાસાદિરૂપ કલેશો (જે નરક કલેશથી પણ અધિક છે) થી રંધાય છે ॥૪૯-૫૦॥ સૂક્ષ્મ કીટોના વધમાં પણ મનુષ્યોને મહાન્ દોષ છે, કારણ કે તે બધા પ્રાણીઓને પણ પ્રાણો અતિશય પ્રિય હોય છે ॥૫૧॥ પૂર્વે માર્ગમાં ચાલતો કોઈપણ કીટ આવતા ગાડાના શબ્દથકી ભય પામીને જીવવાની વાંછાથી ગાડાના પંક્ષ્યાના પંથનો પરિત્યાગ કરી વેગથી દોડતાં વેગનું કારણ વ્યાસમુનિએ પુછતાં તે વ્યાસપ્રત્યે બોલ્યો કે-'મને પ્રાણો અત્યંત પ્રિય છે'. આ આખ્યાયિકા ભારતમાં વિખ્યાત છે ॥૫૨॥ દયાળુ

ति दयापर.। स एव निर्भयो लोके इहामुनाप्यसंशयम् ॥५३॥ नैनं व्यालमृगा घ्नन्ति न पिशाचा न राक्षसा । मुच्यते भयकाले स मोक्षयेद्यो भयात्परान् ॥५४॥ मृत्युकाले महान् कम्प. पशूनामपि जायते । तस्मान्नरो दयां कुर्याद्यथात्मनि तथापरे ॥५५॥ मांस भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् । एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिण ॥५६॥ यज्ञार्थं पशव. सृष्टा इत्येवं श्रुतिशासनात् । यज्ञादन्यत्र ये घ्नन्ति पशूंस्ते राक्षसाः किल ॥५७॥ यज्ञेषु पश्वालम्भोऽपि न साक्षाद्वेदसम्मत । किन्त्वसात्त्विकवृत्तीना

જે પુરૂષ સર્વભૂતોને અભયદાન આપે છે એજ આ લોક પરલોકમાપણ ભયપ્રસગે રહિત થઇ સુખેથી વૃદ્ધિ પામે છે એમા સશય નથી ॥૫૩॥ તે આ સર્વ પ્રાણિના પરિરક્ષણવ્રતમા નિષ્ઠાવાળા જનને વ્યાળ કે વ્યાઘ્ર કે બીજો કોઈ હિંસક મૃગ નથીજ હણતો તથા પિશાચો કે રાક્ષસો નથીજ હણતા જે પુરૂષ પરપુરૂષોને ભય થકી મુકાવે તે પુરૂષ પોતાને ભયકાળ પ્રાપ્ત થાય તો પ્રાણભય થકી મુક્ત થાય છે ॥૫૪॥ માનુષનેજ જેમ એમ પશુનેપણ મૃત્યુકાળ પ્રાપ્ત થતા તો પ્રાણભયજન્ય મહા કપારો ઉદય પામે છે તો નર-માનુષયોનિને પામેલો પુરૂષ પોતાના દેહમાંજ જેમ એમ પર પ્રાણી ઉપર પણ દયાનેજ કરે અન્યથાતો માનુષયોનિનો જે પશ્વાદિક થકી વિશેષ છે તે તેનામા નજ કહેવાય વ્યાઘ્રાદિવત્ હિંસક આ કોઇપણ ચતુષ્પાત્ પશુજ છે એમજ ગણાય ॥૫૫॥ માસપદની પ્રવૃત્તિનુ નિમિત્ત આજ છે કે-આ લોકમાં જેનુ માસ હું ખાઊછુ પરલોકમા મને તે ખાશે આવો અર્થ છે આ અર્થમાજ માસપદ પ્રવર્તે છે એમ મુનિઓ કહેછે ॥૫૬॥ 'यज्ञार्थं पशव सृष्टा'-પશુઓ યજ્ઞાર્થે સર્જ્યા છે આવા અર્થ વાળી, મન્વાદિ સ્મૃતિએ અનુમાન કરેલી શ્રુતિનુ શાસન છે માટે યજ્ઞ વિધિથકી અન્ય સ્થળમા જેઓ પશુઓને હણેછે તેતો રાક્ષસોજ છે એમ પ્રસિદ્ધજ છે યજ્ઞમા પશુમારણપણ સાક્ષાત્ વેદસમત નથીજ કિંતુ રાગથી પશુહનનમા પ્રવર્તેલાને નિયમ કરી આપીને હિંસાનો સકોચ કરેછે તો અસાત્ત્વિક પ્રવૃત્તિનો સકોચ કરવાવડે ઉપકાર અર્થે વેદ પ્રવર્તેછે પણ

रागाद्धिंसानिवृत्तये ॥५८॥ आदौ कृतयुगे धर्मः सत्यदानतपोजपः । आसीत्सत्त्वगुणोद्रेके सर्वेषां च हितावहः ॥५९॥ प्रवृत्तश्च ततो यज्ञो यत्र व्रीहिमयः पशुः । तेनायजन्त यज्वानः पुण्यलोकाभिकाङ्क्षिणः ॥६०॥ तमोऽनुविद्धे रजसि कालेनाथ समुच्छ्रिते । बुद्धिभेदोऽभवन्नृणां देवानां चाधिकारिणाम् ॥६१॥ हिंसालिङ्गांस्ततो मन्त्रानिन्द्रो विश्वजिदाह्वयः । स्वायम्भुवेऽन्तरे पूर्वं त्रेतायां समवर्तयत् ॥६२॥ आदौ यज्ञोऽपि तेनैव वाजिमेधाभिधो महान् । साक्षात्पश्वालम्भयुतः स्वयं कृत्वा प्रवर्तितः ॥६३॥ कथ-

વેદ પશુહિંસાપર નથી ॥૫૭-૫૮॥ આદિ સત્યયુગમા સર્વે સત્ત્વગુણ પ્રધાનજ હતા. તેમનો ધર્મપણ સર્વને હિત કરનારો સત્ય દાન તપ જપ રૂપજ હતો અને યજ્ઞો વ્રીહિમયજ હતા (શાળીસાધ્યજ હતા) જે યજ્ઞમા પશુ વ્રીહિમય-પિષ્ટમયજ હતો એટલે પિષ્ટથી પશુ કરતા હતા (અથવા શાળીથકી બીજો પશુજ ન હતો ) પુણ્ય લોકની આકાંક્ષાવાળા સર્વ કોઇ શાળીવડેજ યજન કરતા હતા પણ બકરા આદિક પ્રાણિઓવડે નહિ તે ભારતમાં દાનધર્મોમા કહ્યુ છે કે—'श्रूयते हि पुराकल्पे नृणां व्रीहिमयः पशुः । तेनायजन्त यज्वानः पुण्यलोकपरायणा' ॥૫૯-૬૦॥ તેપછી તમોગુણે અભિવ્યાપ્ત એવો રજોગુણ કાળે કરીને અત્યત અધિકતાને પામતા અધિકારી ઇન્દ્રાદિ દેવો અને મનુષ્યોને ગુણકૃત બુદ્ધિભેદ થયો એટલે અહિં સારૂચિરૂપ સત્ત્વબુદ્ધિને વિઘાત કરનારો હિંસારૂચિરૂપ તમોગુણવ્યાપ્ત રજોગુણનો આવિર્ભાવ બુદ્ધિમા થયો ॥૬૧॥ તેપછી પૂર્વે સ્વાયભુવ મન્વતરમા ત્રેતાયુગમા વિશ્વજીત નામના ઇન્દ્રે 'अजेन यजेत' આવા રૂપના મન્ત્રોને અર્થાંતરથી હિંસાજ્ઞાપકપણે યોજના કરી એટલે શ્રુતિમાં અજશબ્દનો ત્રણવર્ષની જુની થએલી ડાગરરૂપ અર્થ હતો તેનો બકરાપરપણે અર્થ પરિકલ્પીને પશુહનનમા યોજના કરી ॥૬૨॥ તે ઇન્દ્રેજ પ્રથમ પ્રત્યક્ષ પશુહનને સહિત અશ્વમેધ નામનો મહાયજ્ઞપણ પોતે કરીને લોકમા પ્રવર્તાવ્યો ॥૬૩॥ હે કૌચક! આ યજ્ઞસબન્ધિની આખ્યાયિકા વાયુપુરાણ મત્સ્યપુરાણ સ્કદપુરાણ અને ભારતમાં ઉપવર્ણન કરેલી છે તે તને

यामि कथामेतां यज्ञसम्बन्धिनीं च ते । प्रोक्ता वायुपुराणे या मात्स्ये स्कान्दे च भारते ॥६४॥ पुरा बभूव देवेन्द्र आद्ये स्वायम्भुवान्तरे । नाम्ना विश्वजिदित्युक्तो मन्त्रविद्याविशारदः ॥६५॥ त्रेतामुखे सोऽश्वमेधं यज्ञं प्रावर्तयत्प्रभुः । स्वनियम्यैर्देवगणैः सह सम्भृतसाधनः ॥६६॥ इन्द्रियाणामधिष्ठातॄन्देवान्देवास्त ईजिरे । तत्राश्वमेधे वितते समाजग्मुर्महर्षयः ॥६७॥ निषेदुस्ते सभामध्ये तत्र देवैः समर्चिताः । ददृशुर्यज्ञसम्भारानृषीन्देवान्समुत्सुकान् ॥६८॥ तत्राथ ददृशुर्बद्धान्दीनान्सङ्क्रोशतः पशून् । ततो विश्वजितं प्रोचुः सर्वेषां शृण्वतां च ते ॥६९॥ अधर्मो धर्मघाताय प्रारब्धः पशुभिस्त्वया । नायं धर्मो ह्यधर्मोऽयं न हिंसा धर्म उच्यते ॥७०॥ आगमेन भवान्सर्वं प्रकरोतु यदिच्छति । विधिदृष्टेन यज्ञेन धर्मे

કહું છુ તેને સાભળ ॥૬૪॥ પૂર્વે પ્રથમ સ્વાયભુવ મન્વતરમા વિશ્વજીત્ નામનો દેવેન્દ્ર મન્ત્રવિદ્યામા નિપુણ હતો આ ઇન્દ્રે પ્રભુપણાના મદથી અધ થઈ પોતાના નિયામ્યભૂત દેવોથી વિંટાઇને યજ્ઞસામગ્રી સપાદન કરી ત્રેતાયુગના આરભમા અશ્વમેધ યજ્ઞ પ્રવર્તાવ્યો ॥૬૫-૬૬॥ તે દેવતાઓ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોનુ યજન કરવા લાગ્યા વિસ્તારને પામેલા તે અશ્વમેધ યજ્ઞમા વૃદ્ધ વસિષ્ઠ વિગેરે મહર્ષિઓ સ્વેચ્છાથી આવ્યા ॥૬૭॥ યજ્ઞસભામા બેઠેલા તે મહર્ષિઓ દેવતાઓએ પાદ્ય અર્ઘ્ય સ્વાગતાદિવડે પૂજા કર્યા થકા તે યજ્ઞસભારો, અત્યુત્સાહે યુક્ત દેવો અને ઋત્વિજ ઋષિઓને જોવા લાગ્યા ॥૬૮॥ તેપછી તે યજ્ઞમા યૂપમા બાધેલા દીન આક્રોશ કરતા પશુઓને જોવા લાગ્યા જોઇને સભ્રાત થઇ વિશ્વજીત્ નામના ઇન્દ્રપ્રત્યે સર્વને સાભળતાજ બોલ્યા કે ॥૬૯॥ હે દેવેન્દ્ર ! તેં જગતમા પ્રવર્તેલા સનાતન સદ્ધર્મના વિનાશ વાસ્તે મારવામાટે આણેલા અજાદિ પશુઓવડે આ ધર્માભાસ અધર્મજ આરભ્યો છે દીક્ષા દક્ષિણા દિમાનથી ધર્મ થવા યોગ્ય નથી હિંસા કે જે 'न हिंस्यात्सर्वा भूतानि' આ શ્રુતિએ પ્રતિષેધ કરેલી છે તે ધર્મ કેમ હોઈ શકે ? માટે યજ્ઞમા પશુહનન ધર્મ નથી પરતુ અધર્મજ છે હિંસાને ધર્મ કહી શકાયજ નહિ ॥૭૦॥

णावध्यसेतुना ॥७१॥ एवमुक्त सुरेन्द्रस्तैरपि मिस्तत्त्वदर्शिभिः । नागृह्णाद्वचनं तेषा मानमोहसमन्वित. ॥७२॥ ते तु खिना विवादेन तत्त्वयुक्ता महर्षय' । सन्धाय वाक्यमिन्द्रेण पप्रच्छु खचरं वसुम् ॥७३॥ महाप्राज्ञ ! कथं दृष्टस्त्वया यज्ञविधिर्नृप ! । इति पृष्टो जगादैवं सोऽविचार्य वलावलम् ॥७४॥ यष्टव्यं पशुभिर्मध्ये रसोपधिफलैरपि । हिंसाप्रधानो वै यज्ञविधिर्दृष्टो हि वैदिक ॥७५॥ इत्युक्तमात्रे स वसु पपात धरणीतले । ऊर्ध्वचार्यपि भूचारी स एववचसाऽभवत् ॥७६॥ धर्माणा संशयच्छेत्ता राजा वसुरधो

---

જો તારે રાગ-ફળકામનાથી કાંઈ પણ સાધન કરવાની તીવ્ર ઈચ્છા હોય તો આગમ-શાસ્ત્રાભિમત માર્ગથી કરવું વેદવિધિદૃષ્ટતો જે અહિંસામય યજ્ઞ છે એજ ધર્મ છે આ ધર્મસેતુ તારે નજ નાશ કરવો ॥૭૧॥ હે કીચક ! એરીતે ધાર્મિક મહર્ષિઓએ કહ્યુ તથાપિ માનસહિત મોહે યુક્ત એવા દેવેન્દ્રે તેમનુ વચન નજ ગ્રહણ કર્યું ॥૭૨॥ ત્યારે દેવતાઓને અને મુનિઓને વિવાદ મહાન્ થયો તે વિફળ વિવાદથી મહર્ષિઓ ખિન્ન થયા તત્ત્વયુક્ત મહર્ષિઓ તો અંતે 'વસુ નૃપ જે કહે તે આપણે બન્નેને પ્રમાણ છે' એવી ઇન્દ્રની સાથે સન્ધિ (પરસ્પર પ્રતિજ્ઞા) કરી ત્યાં યદૃચ્છાથી આવેલા ઉપરિચર વસુરાજાને પુછવા લાગ્યા કે-॥૭૩॥ હે મહાપ્રાજ્ઞ નૃપ! તમો ધર્મતત્ત્વને જાણનારા છો તો તમોએ યજ્ઞવિધિ કેવા પ્રકારનો (હિંસામય કે અહિંસામય) જાણ્યો છે ? આ પ્રકારે તે મહર્ષિઓએ પુછેલો વસુરાજા વિધિપ્રતિષેધના બળાબળને વિચાર્યા વિનાજ (નિર્ધાર કર્યા વિના) એકદમ એમ બોલ્યો કે ॥૭૪॥ પવિત્ર પશુઓવડે યજ્ઞ કરવો તથા ઘૃતાદિ રસ, વ્રીહિ વિગેરે ઓષધિઓ અને નાળીયેર આદિક ફળોવડેપણ યજ્ઞ કરવો કારણ કે વેદમાં હિંસાગર્ભિત (પશુહનનગર્ભિત) યજ્ઞવિધિ દેખાય છે ॥૭૫॥ આટલું બોલવામાત્રમાં આ વસુરાજા ગગનચારી હતો પણ પુણ્ય પ્રક્ષીણ થતાં સામર્થ્યે રહિત થઇ એકદમ પૃથ્વી ઉપર પડી ગયો તે પછી કેવળ ખીજાનીપેઠે ભૂમિચારી થઇ ગયો ॥૭૬॥ ધર્મસબન્ધી સશયોને છેદનારોપણ આ વસુરાજા દેવોના પક્ષને અવલબીને યજ્ઞમાં હિંસાને

गतः। हिंसायाः कथनाद्यद्वै देवानां पक्षपाततः ॥७७॥ ज्ञातुं शक्यो न वेदार्थो बुद्धिमद्भिरपि ध्रुवम्। तस्मादनिश्चयाद्वक्तुं धर्मः शक्यो न केनचित् ॥७८॥ अधिकारानुसारेण वेदो धर्मोऽब्रवीति यत्। बहुद्वारस्य धर्मस्य सूक्ष्मा दुरनुगा गतिः ॥७९॥ एवं विवादः सुमहानासीद्यज्ञप्रवर्तने। ऋषीणां देवतानां च पूर्वं स्वायम्भुवान्तरे ॥८०॥ ततस्ते ऋषयो दृष्ट्वा हतं धर्मं बलेन तु। अवश्यंभाविनं दृष्ट्वा जग्मुः सर्वे यथागतम् ॥८१॥ गतेषु मुनिसङ्घेषु देवा यज्ञमकुर्वत। एवं रजस्तमोवृद्ध्या हिंसा यज्ञे प्रवर्तते ॥८२॥ या-

ધર્મપણે કહેતાં આકાશ થકી અધોગતિને પામ્યો ॥૭૭॥ વેદોના તાત્પર્યને અનુસારે તેનો અર્થ બુદ્ધિશાળીઓથી પણ જાણી શકાતો નથી, માટે ધર્મતત્ત્વનો નિર્ણય સર્વ કોઇએ નથીજ કરી શકાતો ॥૭૮॥ આ ગુણમય જગતમાં અધિકારી એક પ્રકારનો નથી. ગુણભેદને લીધે બધાની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોય છે. પ્રકૃતિના ભેદને લીધે રૂચિ પણ ભિન્ન ભિન્ન હોય છે. સર્વના પ્રત્યે તુલ્યપણે ( એકજ પ્રકારના ) ધર્મનો બોધ આપતો વેદ વેદજ ન કહેવાય પુરૂષાર્થ અને તેનાં સાધનોને ઉપદેશ કરતો હોય એજ વેદ કહેવાય. ( વેદો ત્રિગુણાત્મક પુરૂષ વિષયવાળા છે ) માટેજ અધિકારિની વિવિધતાને લીધે ધર્મની વિવિધતા થાય છે. વેદ અધિકારને અનુસારે અભ્યુપાયનો ઉપદેશ આપે છે. એજ ઉપાય તેતે અધિકારને અનુસારે ધર્મ કહેવાય. એટલામાત્રથી ધર્મતત્ત્વનો નિર્ણય શક્ય નથી. બહુ દ્વાર જેનાં છે એવા ધર્મની ગતિ અતિસૂક્ષ્મ હોવાથી સુગમ નથીજ ॥૭૯॥ આ પ્રકારે પૂર્વે સ્વાયંભુવ મન્વંતરમાં મહર્ષિઓને અને દેવતાઓને યજ્ઞપ્રવૃત્તિનિમિત્તે વિવાદ અતિશય અધિક થયો હતો ॥૮૦॥ તે પછી કાળબળે હણેલા સનાતન ધર્મને જોઇને તે સર્વે મહર્ષિઓ 'યજ્ઞમાં ધર્મલોપ અને અધર્મ પ્રચાર અવશ્ય થશેજ' એમ માનીને જેમ આવ્યા હતા તેમ ત્યાંથી ચાલ્યા ગયા ॥૮૧॥ મુનિઓ ભગ્ન મનોરથવાળા થઈ ત્યાંથી ચાલી નિકળ્યા પછી તે દેવતાઓએ આરંભને અનુસારે યજ્ઞ કર્યો. એરીતે રજતમની વૃદ્ધિના યોગથી યજ્ઞમાંપણ હિંસાનો પ્રસંગ પ્રવર્ત્યો ॥૮૨॥ જ્યારે

दशं च युगं यत्र द्विजा यादृग्गुणास्तथा । तादृशं हि तदा शास्त्रं प्राधान्येन प्रवर्तते ॥८३॥ तस्मान्न हिंसा कार्येति यदुक्तमृषिभिर्वचः । प्रमाणवाक्यं तद्धेव गृहीतव्यं मुमुक्षुभिः ॥८४॥ अद्रोहश्चाप्यलोभश्च दमो भूतदया शमः । ब्रह्मचर्यं तपः सत्यमनुक्रोशः क्षमा धृतिः ॥८५॥ सनातनस्य धर्मस्य मूलमेतदितीरितम् । तस्मात्त्याज्यं सदा मांसमित्येषा परमा स्थितिः ॥८६॥ अहिंसादिः परो धर्मः प्राचीनो नाधुनातनः । असन्मतं ततस्त्यक्त्वा श्रीकृष्णाश्रयमाचर ॥८७॥ सुव्रत उवाच—इत्याश्रुत्य हरेर्वाचं कीचकोऽतीव विस्मितः । सर्वेशं तं प्रभुं मेने हृदि चासन्निजं मतम् ॥८८॥

---

જેવા સત્વાદિ ગુણપ્રધાનવાળો યુગ અને જેવા ગુણપ્રધાનવાળા કર્તાઓ તથા કરાવનારા દ્વિજો હોય ત્યારે શાસ્ત્રપણ તેવુજ પ્રધાનપણે પ્રવર્તે છે. પર ધર્મતત્ત્વને જાણનારાએ અને વિશેષપણે મુમુક્ષુએ 'હિંસા ન કરવી' આવું ઋષિઓએ જે વચન કહ્યું છે એજ ધર્માવબોધક વચનજ પ્રમાણપણે પરિગ્રહ કરવુ પણ બીજું નહિ ॥૮૩-૮૪॥ અદ્રોહ-પ્રાણિપીડાનો પરિત્યાગ, અલોભ-લોભ ન કરવો, દમ-બાહ્ય ઇન્દ્રિયોનુ દમન, પ્રાણિમાત્ર ઉપર દયા, શમ-અંત:કરણનુ નિયમન, બ્રહ્મચર્ય-યથાયોગ સ્ત્રીત્યાગ, કૃચ્છ્રાદિ તપશ્ચર્યા, સત્યવચન, ક્રૂરતા ન કરવી, ક્ષમા-પરાપરાધ સહન કરવો, ધૃતિ- ઇષ્ટવિયોગ અને અનિષ્ટની પ્રાપ્તિમા પ્રચલિત થતા ચિત્તની યથાપૂર્વ સ્થિતિ રાખવી, આ અદ્રોહાદિકજ સનાતન ( એકરૂપ અપ્રસ્ખલિત સાત્વિક પથા ) ધર્મનુ મૂળ કહ્યુ છે, માટે માંસ સદાય ત્યાજ્ય છે આ પ્રકારની આ પરમા ધર્મતત્ત્વની વૈદિકી સ્થિતિ છે ॥૮૫-૮૬॥ તો આ મેં ઉપદેશ કરેલો અહિંસાવ્રત નામનો પરમ ધર્મવિશેષ પ્રાચીન-આદિયુગથી અનુવર્તતો પુરાતન છે પણ આધુનિક નથી ( આધુનિકતો હિંસાગર્ભિત છે ) માટે તું હિંસામદ્યમાંસપ્રાય અસન્મતનો પરિત્યાગ કરી શ્રીકૃષ્ણનો સમાશ્રય કર્ય ॥૮૭॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવુ ભગવાને કહેલુ વચન સાંભળીને અતિશય વિસ્મયને પામેલો કીચક દુર્મદે રહિત થઈ હૃદયમાં શ્રીહરિને સર્વજ્ઞ સર્વેશ્વરપણે માનતો થયો અને

मकारैर्यजनं देव्या अप्रमाणं तदा स तु । प्रतिपादयितुं नैव शशाक पुरतो हरेः ॥८९॥ निर्मानो निर्मदो भूत्वा भीतश्चाधर्मतो भृशम् । किञ्चित्स्वमानरक्षार्थं तं प्रणम्याब्रवीद्वचः ॥९०॥ नारायणमुने ! सत्यं त्वया यत्प्रोच्यते वचः । प्रातरानीय मद्ग्रन्थान्दर्शयिष्ये पुरातनान् ॥९१॥ किञ्चित्कार्यं साम्प्रतं मे भवतीति व्रजाम्यहम् । इत्युक्त्वा स ययौ शीघ्रं सह शिष्यादिभिस्तत ॥९२॥ प्रावृत्य वाससा वक्त्रं म्लानं भीतः सवेपथुः । सोऽगाद्गेहं यथा सर्पो वैनतेयमुखच्युतः ॥९३॥ गतेऽथ तस्मिन्भगवान्स्वाश्रितैः सह तत्क्षणम् । सस्नौ तडागे वितते तत्संसर्गाघनुत्तये ॥९४॥ पुनः सभां समभ्येत्य प्रभुः प्राह निजाश्रितान् । देव्याः

---

પોતાના મતને અસત્ માનતો થયો ॥૮૮॥ તે સમયે ભગવાનના વચનથી જેની ગતિ રોકાઇ ગઇ છે એવો કીચકતો પોતાના પક્ષભૂત અપ્રમાણ મદ્યાદિવડે દેવીયજનને પ્રતિપાદન કરનારૂં એકપણ વચન ભગવાન આગળ કહેવામાટે નજ સમર્થ થયો ॥૮૯॥ બહુધાપણે માન મદ નષ્ટ થયો છે તથાપિ જેનુ અભિમાન સમૂળ ટળી ગયુ નથી એવો કીચક સ્વય અતરમા અધર્મથકી અત્યત ભય પામ્યો છે પણ લેશથી અનુવર્તતા માનને રાખવામાટે ભગવાનને પ્રણામ કરીને એમ બોલ્યો કે–હે નારાયણમુને ! તમોએ જે વચન કહ્યુ તે સત્ય છે પરંતુ મારા પુરાતન પ્રબન્ધો પ્રભાતમા લાવીને પ્રદર્શાવીશ, જેમા અમારો અભિમત તે આ માર્ગ કહ્યો છે હમણાતો હું કોઇ કાર્યાન્તરમા રોકાએલો હોવાથી જઉંછુ હે રાજન્ ! કીચક આ પ્રકારે કહીને પોતાના મ્લાન ( કરમઇ ગએલા ) મુખને વસ્ત્રથી ઢાકીને લાજ પામી ભય પામી થરથર કંપતો થકો ગરૂડજીએ પોતાના મુખ માથી છોડી મુકેલો સર્પજ જેમ એમ ધીમેધીમે શિષ્યોસાથે તે સભા થકી પોતાને ઘેર ગયો ॥૯૦-૯૩॥ દુરાચારમૂર્તિ કીચક ચાલી ગયા પછી ભગવાને તત્ક્ષણુજ સભામાથી ઉઠીને નિજજનો સાથે વિશાળ સરોવરને પામીને તેમા તે દુરાચારોના સમાગમે કરેલી અશુદ્ધિને ટાળવા માટે સ્નાન કર્યું ॥૯૪॥ ફરીથી સભામાં પધારીને નિજાશ્રિતો પ્રત્યે એમ બોલ્યા કે—હે

पूजा मया नैव भक्ता! वादेऽत्र खण्डिता ॥९५॥ किन्त्वधर्मो हि तत्रस्थो मया सम्यङ्निषूदितः । नैवावज्ञा ततः कार्या देव्या धर्मावनस्थितेः ॥९६॥ सभायां विदुषो विप्रान् सद्वाक्यैरिति रञ्जयन् । धर्मस्यैवावनं चक्रे ह्रियमाणस्य दुर्जनैः ॥९७॥ प्रमाणवाक्यैः प्रबलैः शाक्तमार्गस्थितं महत् । मकारपञ्चकाख्यं स पापमेवमनीनशत् ॥९८॥ गन्धपुष्पघृतक्षीरैर्देव्याः सम्यक्प्रपूजनम् । बलिं च माषवटकैः स्थापयामास स प्रभुः ॥९९॥ एवं सद्धर्ममर्यादां तस्य स्थापयतो हरेः । मोक्षदैकादशी तत्र प्रत्यपद्यत भूमिप! ॥१००॥ कारयामास तस्यां च कृष्णार्चनमहोत्सवम् । ग्रामान्तरेभ्य आजग्मुर्जनास्तत्र सहस्रशः ॥१०१॥ दर्भावत्यागता भक्ताः

---

ભક્તો ! આ વાદમાં મેં દેવીની પૂજા પ્રતિષેધ કરી નથી પરંતુ પૂજાપ્રકારમાં દુર્જનોએ જે અધર્મ પ્રવર્તાવ્યો હતો એનુંજ રૂડીરીતે ખંડન કર્યું છે. માટે અસુરોનો વિનાશ કરી ધર્મરક્ષણમાટે ભગવાનની આજ્ઞાથી જેની સ્થિતિ છે એવી દેવીની તમારે અવજ્ઞા નજ કરવી (આરાધનપ્રકારમાં જે દુરાચાર પ્રવર્ત્યો છે તે આરાધ્ય દેવીએ પ્રવર્તાવેલો નથી કિંતુ આરાધકના દોષમૂળથીજ પ્રવર્તેલો છે) તો દેવી માનવીજ ॥૯૫-૯૬॥ એરીતે સભામાં વિદ્વાન્ વિપ્રોને (તથા નિજજનોને) ધર્મતત્ત્વસમ્બન્ધી શ્રેષ્ઠ વચનોવડે રંજન કરતા શ્રીહરિએ ઠીચક જેવા દુષ્ટજનોએ લોપવા માંડેલા ધર્મની રક્ષા કરી ॥૯૭॥ ભગવાને પૂર્વોક્ત પ્રકારે પ્રબળ પ્રમાણ વાક્યોના ઉપન્યાસથી શાક્ત મતમાં રહેલા મદ્યમાંસાદિના સેવનરૂપ મહાપાપનો પ્રણાશ કર્યો ॥૯૮॥ અને પ્રભુ શ્રીહરિએ લોકમાં દેવીની અસદાચારગર્ભિત પૂજાને ખંડન કરી ચંદન પુષ્પ ધૂપ દીપાદિ ઉપચારોએ પરિપૂર્ણ અને અડદનાં વડાં ઘૃત દુગ્ધ વિગેરે બલિએ સપન્ન એવી પૂજાની યથાવિધિ સ્થાપના કરી ॥૯૯॥ હે ભૂમિપ! આ પ્રકારે સદ્ધર્મમર્યાદાને સ્થાપતા શ્રીનારાયણમુનિને મોક્ષદા એકાદશી (માર્ગશીર્ષ માસના શુકલ પક્ષની) જેતલપુરમાં પ્રાપ્ત થઈ ॥૧૦૦॥ તે એકાદશી દિવસે કૃષ્ણપૂજનનો મહોત્સવ વિશેષપણે કરાવ્યો. તે મહોત્સવનાં દર્શનમાટે ગ્રામાંતરથકી બહુ ભક્તજનો

स्वपुरागमनाय तम् । प्रार्थयन्नुत्सवस्यान्ते विष्णुगुप्तादयो मुहु: ॥१०२॥ तेभ्यः प्रसन्नो भगवांस्तदैव सह तैस्ततः । निर्ययौ तत्पुरं गन्तुमारूढो जविनं हयम् ॥१०३॥ जयतल्पपुरस्थभक्तवृन्दं स निवर्त्यानुगतं वृतोऽश्ववारैः । पथि चावसथेषु भक्तिभाजां निवसन्सर्षिगण. पुरं तदायत् ॥१०४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे जयतल्पपुरे क्षुद्रशाक्तमतखण्डनेऽहिंसाधर्मस्थापनवादिपराजयनिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

सुव्रत उवाच—प्रत्युद्ययुस्तमायान्तं ज्ञात्वा पोरजना नृप! । गीतैर्वादित्रघोषैश्च नादयन्तो दिशो दश ॥१॥ अश्ववारैः परिवृतं चञ्च-

આવ્યા હતા ॥૧૦૧॥ તે સમયે દર્ભાવતી નગરી થકી આવેલા વિષ્ણુગુપ્ત આદિક ભક્તો ઉત્સવની સમાપ્તિ થતાં ભગવાનને પોતાના પુરમાં પધારવા માટે વારવાર પ્રાર્થના કરવા લાગ્યા ॥૧૦૨॥ તેમની પ્રાર્થનાથી પ્રસન્ન થએલા ભગવાન્ એજ સમયે તેમનીસાથે તેમના પુરપ્રત્યે જવામાટે તીવ્ર વેગવાળા અશ્વવર ઉપર બેસીને જેતલપુરથકી ચાલી નીકળ્યા ॥૧૦૩॥ તે પછી પોતાની પાછળ વળાવા આવેલા જેતલપુરના સત્સંગિ સમાજને પ્રેમગર્ભિત વચનોવડે પાછા વાળીને, પોતે અશ્વવારોથી વિંટાઇને તથા પોતાના ચરણકમળમા રસિક મુનિમંડળથી વીંટાઇને માર્ગમાં આવતા તેતે ગામોમા પોતાના ભક્તજનોના ભવનોમા વિશ્રામ લેતા લેતા અનુક્રમે દર્ભાવતી પુરે પધાર્યા ॥૧૦૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. દ્વિતીયપ્રકરણે જયતલ્પપુરે શાક્તમતખંડનેઽહિંસાધર્મસ્થાપન-વાદિપરાજયનિરૂપણનામા સપ્તચત્વારિંશોઽધ્યાય: ॥૪૭॥

## [1]અધ્યાય ૪૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ભગવાનને પોતાના પુરમાં પધારતા સાંભળીને દર્ભાવતીપુરનિવાસી જનો પ્રેમપ્રકર્ષથી પરિપૂર્ણ થઈ ગીત

૧ આ અધ્યાયમા દર્ભાવતીનગરીમા ભગવાને કરેલા મહાવિષ્ણુયાગ મહોત્સવનો અનુવાદ કર્યો છે

रकुन्तकरैरथ । आयान्तं तं हरिं दूराद्दृष्ट्वाऽधावन्सहस्रशः ॥२॥ ततस्तं प्राप्य झटिति प्रणेमुर्दण्डवज्जनाः । आनन्दाश्रूणि मुञ्चन्तो हृष्टाः पुलकितत्वचः ॥३॥ भगवानपि तान्भक्तान्मानयित्वा यथोचितम् । तैः स्तूयमानसत्कीर्तिः पुरमभ्याययौ ततः ॥४॥ स्वदर्शनार्थं जनतासम्मर्दः स्यान्महानिति । पुराद्बहिर्वटाधस्तात्स स्वावासमकारयत् ॥५॥ ततो मुनीन्पार्षदांश्च नानादेशागताञ्जनान् । योषितश्च यथायोग्यं भगवान्समवासयत् ॥६॥ निजानानन्दयन्भक्तान्धर्ममार्गं प्रवर्तयन् । उवास तत्र स हरिः पुपूजुस्तं च ते जनाः ॥७॥ केसरागुरुकस्तूरीमिश्रैः कुङ्कुमचन्दनैः । सुग-

---

વાદિત્રના ઘોષથી દશેય દિશાઓને ગજાવી મુક્તા થકા સન્મુખ આવ્યા ॥૧॥ તેપછી સૂર્ય કિરણોના સમેલનથી ચળકતા ભાલાને હાથમાં ધારી રહેલા અશ્વવારોથી વીંટાએલા આવેલા શ્રીસહજાનંદસ્વામીને દૂરથી દેખીને આનંદાતિશયે પ્રેરેલા હજારોહજાર જનો એકદમ અભિમુખ દોડ્યા ॥૨॥ આ હરિજનો શ્રીહરિના સમીપ પ્રદેશને જલદી પામીને પ્રહર્ષના અશ્રુથી વ્યાપ્ત નેત્રવાળા અને રોમાંચિત ગાત્રવાળા થઈ આનંદના અશ્રુને મુકવાની સાથે દંડવત્પ્રણામ કરવા લાગ્યા ॥૩॥ તેપછી ભગવાન્ શ્રીહરિપણ તે ભક્તિભારથી નમ્ર મસ્તકવાળા હરિભક્તોને યથાયોગ્ય માન આપીને તેમણે સ્તુતિ કરી છે સત્કીર્તિ જેમની એવા થકા પુરને પામ્યા ॥૪॥ પોતાનાં દર્શન કરવા આવેલા જનસમાજનો સંમર્દ ( ભીડ ) મહાન્ થશે એમ ધારીને પુરથકી બહારજ બહુ વિશાળ વડવૃક્ષની નીચે પ્રચ્છાય શીતળ પ્રદેશમાં શ્રીહરિએ પોતાનો ઉતારો કરાવ્યો ॥૫॥ તેપછી ભગવાને મુનિઓ પાર્ષદો તથા નાનાદેશોમાથી આવેલા ભક્ત ગૃહસ્થજનો અને ભક્ત સ્ત્રીયોને યથાયોગ્ય ઉતારો કરાવ્યો ॥૬॥ ભગવાન્ શ્રીહરિ નિજભક્તોને દર્શન સંભાષણ પ્રદાનાદિકવડે આનંદ આપતા અને ધર્મમાર્ગને પ્રવર્તાવતા થકા ત્યાં સુખેથી રહ્યા. પોતાના પુરમાં રહેલા ભગવાનની દર્ભાવતીના ભક્તોએ પરા ભક્તિથી પૂજા કરી ॥૭॥ પૂજાપ્રકારને વિવેચન કરી કહે છે—કેસર અગરૂ કસ્તૂરી કુંકુમ આદિક સુગન્ધિ દ્રવ્યે મિશ્રિત ચંદન,

न्धिभिः पुष्पहारैः सद्वस्त्रैश्च विभूषणैः ॥८॥ उपहारान् बहुविधान्निवेद्य पुरवासिनः । चक्रुर्नीराजनं भक्त्या कुर्वन्तो गुणकीर्तनम् ॥९॥ आतिथ्यं समुनेस्तस्य चक्रुः पौरा यथोचितम् । पुमांसश्च स्त्रियो भक्ताः परिचर्यामकुर्वत ॥१०॥ पौराणिको मयारामो गोविन्दश्च कुबेरजित् । निर्भयो भ्रातृरामश्च हरिकृष्णादयो द्विजाः ॥११॥ रघुनाथदासयुग्मं विष्णुगुप्तश्च राजजित् । प्रयागदासप्रमुखा विशः पर्यचरंश्च तम् ॥१२॥ अबला शर्करा दत्ता शिवाद्या योषितस्तथा । परिचर्यारता आसन् दृढभक्त्या आदरात् ॥१३॥ अथ तत्रागतैर्विप्रैर्विद्वद्भिः स सहस्रशः । भगवान्कारयामास विष्णुयागमहोत्सवम् ॥१४॥ कुण्डं च मण्डपं विप्रास्तत्र कृत्वा यथाविधि । दशांशहोमं कृत्वा च चक्रुः पूर्णाहुतिं ततः ॥१५॥

---

સુગન્ધિ સુકુમાર મનોહર હારો, અમૂલ્ય વિવિધ વસ્ત્રો તથા વિભૂષણોવડે પૂજા કરી ॥૮॥ વળી તે પુરવાસી જનોએ ફળાદિ બહુવિધ ઉપહારો (ભેટ સામગ્રી ) ભગવાનના ચરણકમળમાં મુકીને ભક્તિથી તેમનું ગુણગાન કરવાની સાથે આરતી કરી ॥૯॥ અને તેતે પુરવાસી જનોએ પ્રેમથી મુનિમંડળસહિત શ્રીહરિનું યથાધિકાર યથાશક્તિ યથોચિત ઉત્તમ આતિથ્ય કર્યું અને નરનારીઓએ યથાધિકાર ભગવાનની જ્યાંસુધી ત્યાં રહ્યા ત્યાંસુધી પરિચર્યા પ્રેમથી કરી ॥૧૦॥ ભક્તોનાં નામો કહેછે—પૌરાણિક મયારામ ગોવિંદરામ કુબેરજી નિર્ભયરામ ભ્રાતૃરામ હરિકૃષ્ણ આદિક બ્રાહ્મણો તથા બે રઘુનાથદાસ નામના, વિષ્ણુગુપ્ત, રાજજીત, પ્રયાગદાસપ્રમુખ વૈશ્યો શ્રીહરિની સેવા કરવા લાગ્યા ॥૧૧-૧૨॥ અબળા શર્કરા દત્તા તથા શિવા આદિક અબળાઓ પરમાદરપૂર્વક પરાભક્તિથી સ્વધર્મને અનુસારે ભગવાનની પરિચર્યાપરાયણ થઇ હતી ॥૧૩॥ ત્યારપછી તે પુરમાં ભગવાને ધર્મમાર્ગને સર્વત્ર પ્રખ્યાપન કરવા અને પોતાનું અસાધારણ ઐશ્વર્ય પ્રકાશ કરવા ત્યાં હજારોહજાર આવેલા વિદ્વાન્ વિપ્રોથી વીંટાઇને વિષ્ણુયાગમહોત્સવ અભૂતપૂર્વ કરાવ્યો ॥૧૪॥ તે યજ્ઞમાં વરેલા પ્રાણગોવિંદ વિગેરે વૈદિક વિપ્રોએ કુંડ મંડપ યથાવિધિ કરીને મંત્રપાઠનો દશાંશ

महद्भिरेव सम्भारैर्यज्ञ आसीत्स उत्तमः । यत्र हव्यैः सुराः सर्वे तुतुपुः पायसादिभिः ॥१६॥ प्रचुराज्यसितैर्भोज्यैर्दक्षिणाभिश्च वाडवाः । यत्र सन्तुतुपुः सर्वे ये चान्येऽन्नार्थिनोऽपि ते ॥१७॥ पक्वान्नानां लड्डुकानां सितानां घनसर्पिषा । बभूवू राशयो यत्र गण्डशैलनिभा नृप ! ॥१८॥ दीयतां दीयतामेतद्भुज्यतां भुज्यतामिति । आसीत्सुतुमुलो घोषो विप्राणां यत्र सर्वतः ॥१९॥ तेभ्यश्च दक्षिणाः प्रादाद्विद्वद्भ्यस्तु विशेषतः । पात्रापात्रविचारज्ञो भगवान्स यथोचितम् ॥२०॥ कन्यादानान्यनेकानि कारयामास च प्रभुः । तथा द्विजकुमाराणां मौञ्जीबन्धान् यथाविधि ॥२१॥

---

હોમ કરીને પછી પૂર્ણાહુતિ કરી ॥૧૫॥ આ વિષ્ણુયાગ બહુ ઉત્તમ સામગ્રીવડે અનુપમ ઉત્તમજ થયો હતો. જેમાં અનુત્તમ દુધપાકાદિ હુતદ્રવ્યોથી બધાય દેવો સંતુષ્ટ થયા હતા ॥૧૬॥ કેવળ દેવોજ પરમ તૃપ્તિને પામ્યા હતા એમ નહિ કિંતુ ભૂદેવોપણ પુષ્કળ ઘી ખાંડ જેમાં છે એવાં ભોજ્યાન્નોવડે તથા પરિપૂર્ણ સુવર્ણાદિ દક્ષિણાઓવડે પરમ તૃપ્તિને પામ્યા હતા. કેવળ ભૂદેવોજ પરમ તૃપ્તિને પામ્યા હતા એટલુંજ નહિ કિંતુ બીજા બધાય અન્નાર્થિઓપણ તેવીજ રીતે પરા તૃપ્તિને પામ્યા હતા ॥૧૭॥ હે નૃપ ! જે મહાયજ્ઞમાં અનેક પ્રકારનાં પકવાન્નો અને ઘણું ઘાટુ ઘી ઠરી જવાથી ગઢોદક જેવા ધોળા લાડવાના ઢગળાઓ ગડશૈલ ( પર્વત ઉપરથી પડી ગએલો મોટો પથ્થર ) જેવા ચારેતરફ પડેલા દેખાતા હતા ॥૧૮॥ જે યજ્ઞમાં જેમને પકવાન્ન પિરસાય છે ( જમવા બેઠેલા ) એવા વિપ્રો અને તેમને પિરસનારા વિપ્રોનો दीयतां दीयतां-આ મોદકાદિક આપો આપો અને भुज्यतां भुज्यतां-જમો જમો આવો ઉદ્‌ઘોષ ચોમેર ઘણો ઘાટો થયો હતો. ( અર્થાત્ જેમ જેમ જમનારાઓ જમવાનું પકવાન્ન માગે તેમ તેમ વિના સંકોચે સર્વે ભોજ્યાન્ન આદરથી પીરસનારા પીરસતા હતા) ॥૧૯॥ તે પછી પાત્રઅપાત્રના વિવેકે સંપન્ન એવા ભગવાને તે વિપ્રોને યથાયોગ્ય દક્ષિણાઓ દીધી, વિદ્વાન્ વિપ્રોને તો વિશેષપણે દીધી ॥૨૦॥ યજ્ઞને અંતે ભગવાને અનેક કન્યાદાનો તથા બ્રાહ્મણબાળકોને અનેક ઉપ-

रङ्केभ्यः पापभीरुभ्यो दुर्बलेभ्यश्च भूरिशः । धनं स दापयामास दरिद्रेभ्यश्च सर्ववित् ॥२२॥ याचकेभ्यो हालङ्कारान् स्वर्णशृङ्खलकादिकान् । ददौ च सहसा प्रीतो वस्त्राणि विविधानि च ॥२३॥ भूमिदानं च गोदानमश्वदानं तथैव च । महादानानि सर्वाणि कारयामास सोऽच्युतः ॥२४॥ यथा यज्ञो महानासीद्दर्भाचलायां हरेस्तथा । न भूमौ भूपतेः कोऽपि दृश्यते श्रूयतेऽपि वा ॥२५॥ संवत्सरे विक्रमाख्ये वर्तमाने महामखम् । एतं समापयत् पौष्यां भुवि विस्मापयन्नृपान् ॥२६॥ अत्रैव साक्षाद्भगवत्समीक्षां गुरु

વીતસત્કારો યથાવિધિ કરાવ્યા ॥૨૧॥ તથા જે પ્રકૃતિથી રંક-દીન હતા, જે અસત્પ્રતિગ્રહાદિ પાપથકી ભીરૂ હતા, જે વ્યાધીને લીધે કે વૃદ્ધ વય લીધે બળહીન હતા અને જે ધન નષ્ટ થવાથી દરિદ્રો હતા આ સર્વને પુષ્કળ ધન અપાવ્યુ. કારણ કે આ ભગવાન્ સર્વના કલેશને જાણેછે ॥૨૨॥ જે બીજા સૂત બન્દી આદિક માગણો હતા તેઓને સ્વય મહોદાર સ્વભાવવાળા હોવાથી માર્ગણમાત્રથી પ્રસન્ન થઇ સોનાનાં સાકળા આદિક પોતાનેજ પહેરવા ભક્તોએ અર્પેલા અલકારો અને વિવિધ બહુમૂલ્ય વસ્ત્રોપણ આપ્યા ॥૨૩॥ તથા ભગવાને ભૂમિદાન ગોદાન અશ્વદાન આદિક સમસ્ત મહાદાનોપણ કરાવ્યા, કારણ કે આ ભગવાન્ અચ્યુત-સકલ્પ થકી નહિ ચ્યુતિ પામનારા એટલે સત્યસકલ્પ છે એમને શી ન્યૂનતા આપવામા હોય ? કાઇપણ નહિ ॥૨૪॥ જેવો મહાયજ્ઞ ડભાણમાં ભગવાને કર્યો તેવો કોઇએ પણ ભૂપતિએ પણ કરેલો દેખ્યો પણ નથી તેમ સાભળ્યો પણ નથી અતિમાનુષ ( દિવ્ય ) ચેષ્ટિત જેમનુ છે એવા ભગવાનજ આવા મહાયજ્ઞના પ્રવર્તનમા સમર્થ થાય, બીજો કોઈ પણ થાય નહિ ॥૨૫॥ વિક્રમ નામનુ સવત્સર વર્તતા ( સવત્ ૧૮૬૬ ના ) પૌષમાસની શુક્લપૂર્ણિમાએ ડભાણમાં તે આ મહાવિષ્ણુયાગ ભૂમિમા સમસ્ત રાજાઓને પણ ઐશ્વર્યથી વિસ્મય પમાડતા ભગવાને સપૂર્ણ કર્યો હતો ॥૨૬॥ હે ભૂપ ! મારા ગુરૂ શતાનદમુનિ આજ દર્ભાવતી નગરમાં આજ સમયે પ્રત્યક્ષ ભગવાન્ શ્રીહરિના સ્વરૂપના સાક્ષાત્કારને પામ્યા હતા. અને પ્રસન્ન થએલા ભગ-

शतानन्दमुनिर्ममाऽऽपत् । संस्थापयामास निजान्तिके तं प्रीत्या हरिश्च क्षितिप ! स्वभक्तम् ॥२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे दर्भावतीपुरे विष्णुयागमहोत्सवनिरूपणनामाऽष्टचत्वारिंशोऽध्याय ॥४८॥

सुव्रत उवाच—एवं महाविष्णुमखं समाप्य स तोषयित्वाऽखिलभूसुरांश्च । महासभायां हरिरुच्चपीठमध्यारुहत्स्वैः परिपूज्यमानः ॥१॥ मर्यादया तत्र च सन्निविष्टान्भक्तानशेषान् पुरुषांश्च योषाः । विलोक्य वाचाऽमृतमिष्टया तानानन्दयन्नित्थमसौ जगाद ॥२॥ श्रीनारायणमुनिरुवाच—भक्ताः ! शृणुत कस्यापि प्रष्टव्यं यदि किञ्चन । भवेत्तर्हि स मामद्य सुखेन परिपृच्छतु ॥३॥

વાને પોતાનીજ પાસે પોતાના એકાંતિક ભક્ત તે મારા ગુરૂ શતાનંદઋષિને પ્રીતિથી સદાય રાખ્યા હતા ॥૨૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે દર્ભાવતીપુરે વિષ્ણુયાગમહોત્સવનિરૂપણનામાઽષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૮॥

## [1]અધ્યાય ૪૯ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! એરીતે આરંભેલા મહાવિષ્ણુયાગને યથાવિધિ પરિસમાપ્ત કરી, સમસ્ત વિપ્રોને મિષ્ટાન્નથી તથા પુષ્કળ દક્ષિણાથી અતિશય સંતોષ પમાડી, ભગવાન્ શ્રીહરિ મહાસભામાં સમસ્ત સમાશ્રિતોએ સમર્ચન કર્યા થકા સભામધ્યે સ્થાપેલી ઉન્નત ઉત્તમ પાટ ઉપર વિરાજમાન થયા ॥૧॥ તે મહાસભામાં યથામર્યાદા બેઠેલા બધા સ્ત્રીપુરૂષ ભક્તોને ભાળીને ભગવાન્ અમૃતમધુર વાણીથી તે સર્વને આનંદ આપતા થકા એમ બોલ્યા ॥૨॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે ભક્તો ! સાંભળો હું હમણાં તમારા હિતમાટેજ પ્રવર્ત્યો છું તો કોઇને જ્ઞાન કે ધર્મ સબન્ધમાં જે કાંઈ જાણવુ હોય તે મને પુછો. એમાં શંકા ન કરવી

[1] આ અધ્યાયમા દર્ભાવતીમાં બ્રહ્મરૂપદેવ ભગવાને કહેલા બ્રાહ્મણમહિમા અનુવાદ કર્યો છે

सुव्रत उवाच—नमस्कृत्याथ तं भक्त्या सभायां तत्र संस्थितः। सूरः पप्रच्छ नृपतिर्नागटङ्कपुराधिपः ॥४॥ सूर उवाच—श्रोतुमिच्छामि भगवन्निहामुत्र सुखावहम्। राज्ञः किं सर्वकृत्येषु श्रेष्ठं तद्वक्तुमर्हसि ॥५॥ सुव्रत उवाच—इति तेन स सम्पृष्टो निजभक्तेन भूमिप!। ब्रह्मण्यदेवो भगवान् जगादानन्दयन्सदः ॥६॥ श्रीनारायणमुनिरुवाच—यथा पृच्छसि मां तद्वद्भीष्मं पप्रच्छ धर्मराट्। भारते दानधर्मेषु श्रुत्वा राज्ञः शिबेः कथाम् ॥७॥ तमुवाच महातेजा यत्स शन्तनुनन्दनः। भीष्मो धर्मभृतां श्रेष्ठस्तदहं कथयामि ते ॥८॥ भीष्म उवाच—एतद्राज्ञः कृत्यतममभिषिक्तस्य भारत!। ब्राह्मणानामनुष्ठानमत्यन्तं सुखमिच्छतः ॥९॥ कर्तव्यं पार्थिवेनेह तद्विद्धि

---

હમણાં સુખેથી પુછો ॥૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એરીતે ભગવાને કહેલું અમૃતતુલ્ય વચનને સાંભળીને તે સભામા બેઠેલા નાગડકા નગરના અધિપતિ સૂર નામના નૃપતિ ભગવાનને ભક્તિથી પ્રણામ કરી પુછવા લાગ્યા ॥૪॥ સુરાભક્ત કહેછે—હે ભગવન્! હું આ સાભળવા ઈચ્છું છુ કે—રાજાને સર્વ કર્તવ્યમાં શુ શ્રેષ્ઠ કર્તવ્ય છે કે જે આ લોક પરલોકમાં મહાસુખને કરનારૂ થાય તે શ્રેષ્ઠ કર્તવ્ય મને કહેવાને તમો યોગ્ય છો ॥૫॥ સુવ્રતઋષિ કહેછે—હે ભૂમિપ! આ પ્રકારે નિજભક્ત સૂરભૂપે પુછેલા બ્રહ્મણ્યદેવ-બ્રાહ્મણો દેવ-દેવવત્ પૂજ્ય જેમની દૃષ્ટિએ છે એવા બ્રાહ્મણપૂજનપ્રિય ભગવાન્ આગળ કહેશે એવા વચનથી સભામા બેઠેલા સર્વ જનોને આનંદ આપતા થકા બોલ્યા ॥૬॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે સૂર નૃપતે! જેમ મને તમો પુછોછો તેમ પૂર્વે ભારતમાં દાનધર્મોમાં યુધિષ્ઠિર રાજાએ શિબિરાજાની કથા સાંભળીને ભીષ્મપિતાને પુછ્યુ હતું. મહાપ્રતાપી, ધર્મધારિઓમાં શ્રેષ્ઠ, શંતનુના નંદન ભીષ્મપિતાએ યુધિષ્ઠિર રાજાને જે કહ્યુ છે તે હુ તમોને કહુ છું ॥૭-૮॥ (હવે દાનધર્મમા કહેલાજ શ્લોકોને શ્રીહરિ કહેછે. આ શ્લોકો 'भीष्म उवाच' એને આરભીને તેવીશ છે) ભીષ્મ કહેછે—હે ભારત! રાજ્યાભિષેકને પામેલા, આત્યતિક સુખને ઇચ્છતા રાજાને કર્તવ્યમાં શ્રેષ્ઠ બ્રાહ્મણસેવનજ

भरतर्षभ ! । श्रोत्रियान्ब्राह्मणान्वृद्धान्नित्यमेवाभिपूजयेत् ॥१०॥ पौरान् जानपदांश्चापि ब्राह्मणांस्तु बहुश्रुतान् । सान्त्वेन भोगदानेन नमस्कारैस्तथार्चयेत् ॥११॥ एतत्कृत्यतमं राज्ञो नित्यमेवोपलक्षयेत् । यथात्मानं यथा पुत्रांस्तथैतान्प्रतिपालयेत् ॥१२॥ ये चाप्येषां पूज्यतमास्तान् दृढं प्रतिपूजयेत् । तेषु शान्तेषु तद्राष्ट्रं सर्वमेव विराजते ॥१३॥ ते पूज्यास्ते नमस्कार्या मान्यास्ते पितरो

यथा । तेष्वेव यात्रा लोकानां भूतानामिव वासवे ॥१४॥ अदैवं दैवतं कुर्युर्दैवतं चाप्यदैवतम् । यमिच्छेयुः स राजा स्याद्यो नेष्टः स पराभवेत् ॥१५॥ परिवादांश्च ये कुर्युर्ब्राह्मणानामचेतसः । सत्यं ब्रवीमि ते राजन्! विनश्येयुर्न संशयः ॥१६॥ ब्राह्मणा यं प्रशंसन्ति पुरुषः स प्रवर्धते । ब्राह्मणैर्यः पराक्रुष्टः पराभूयात्

પૂજનથી કશો અર્થ નથી તેમ વિપ્રોને અતિક્રમ કરીને બીજાના પૂજનથી કોઇને કશો અર્થ નથી, પરતુ અનર્થજ છે. જેનો પ્રજાપરિપાલન ધર્મ છે એવા રાજાઓનું આજ કર્તવ્યમાં ઉત્તમ કર્તવ્ય છે. જેમ સ્થાવર જંગમ ભૂતોની યાત્રા ( જીવિકાવૃત્તિ ) સંતુષ્ટ વર્તતા ઇન્દ્રને આધીન છે તેમ પ્રજાઓની યાત્રા વિપ્રોનેજ આધીન છે. અર્થાત્ બ્રાહ્મણો રાજાએ કરેલા પૂજનાદિકથી સુખીયા થતાં બધા લોકો સુખીયા થાય છે ॥૧૪॥ દેવોજ પૂજાથી પ્રસન્ન થઈ સર્વ અર્થ આપે છે તો આ ભૂદેવોના પૂજનની શી જરૂર છે ? ( ભૂદેવોનું આરાધન ન કરે તો શી હાનિ છે ? ) એમ કહેવું યુક્ત નથી. તપ-શ્રુતાદિકે સંપન્ન સતુષ્ટ એવા બ્રાહ્મણો તો અદેવ-દેવભાવે વર્જીતને દેવ-દેવભાવે યુક્ત કરે છે અને અસંતુષ્ટ બ્રાહ્મણો દેવ-દેવભાવવાળાને અદેવ-દેવભાવે વર્જીત કરી દે છે એટલે અદેવોને દેવપદ પમાડે અને દેવોને દેવપદથી ભ્રષ્ટ કરે. આ પ્રકારે નહુષ નૃપની પેઠે જાણવું. ( જેમ પ્રસન્ન થએલા વિપ્રોએ પ્રથમ નહુષ રાજાને ઇન્દ્રપદ પમાડ્યું અને અપ્રસન્ન થતાં પછીથી ઇન્દ્રપદમાંથી ભ્રષ્ટ કર્યો ) એજ રીતે બ્રાહ્મણો જેને રાજા કરવા ધારે તેને રાજા કરે અને જેને રાજ્યમાંથી ભ્રષ્ટ કરવાને ધારે તેને રાજ્યભ્રષ્ટ કરે. આ પ્રકારે વેનરાજાની પેઠે જાણવું. ( જેમ પ્રથમ પ્રસન્ન થએલા વિપ્રોએ વેન રાજાનો રાજ્યપદમાં અભિષેક કર્યો અને પછીથી અપ્રસન્ન થતાં રાજ્યપદમાંથી ભ્રષ્ટ કર્યો ) ॥૧૫॥ હે રાજન્ ! જે કોઇ રાજાઓ બ્રાહ્મણોનો મહિમા નહિ જાણીને 'હસ્તપાદાદિકવડે આપણાથી અધિક નથી' એમ માનીને બ્રાહ્મણોની નિંદા કરે તેતો અવશ્ય નાશ પામેજ. ( વિનષ્ટ સુકૃત થઇને નરકનાજ એક ભાગી થાય ) આ હુ સત્યજ કહુંછું એમાં સંશય નથી. બ્રાહ્મણો જેની પ્રશંસા કરેછે

क्षणाद्धि सः ॥१७॥ परिवादो द्विजातीनां न श्रोतव्यः कथञ्चन । आसीताधोमुखस्तूर्ष्णी समुत्थाय व्रजेच्च वा ॥१८॥ न स जातो जनिष्यन् वा पृथिव्यामिह कश्चन । यो ब्राह्मणविरोधेन सुखं जीवितुमुत्सहेत् ॥१९॥ एते भोगैरलङ्कारैरन्यैश्चैव किमिच्छकैः । सदा पूज्या नमस्कारै रक्ष्याश्च पितृवन्नृपैः ॥२०॥ ब्राह्मणं जातिसम्पन्नं धर्मज्ञं संशितव्रतम् । वासयेत गृहे राजन्न तस्मात्परमस्ति वै ॥२१॥ ब्राह्मणेभ्यो हविर्दत्तं प्रतिगृह्णन्ति देवताः । पितरः

તે પુરૂષ લક્ષ્મીથી પ્રવૃદ્ધિ પામે છે અને જેની ગર્હા કરેછે તે પુરૂષ ક્ષણમાત્રમા પરાભવને પામી જાય ॥૧૬-૧૭॥ જે અસજ્જનોથી ભરપુર સભામા બ્રાહ્મણોની નિંદા પ્રવર્તતી હોય ત્યા વિવેકી સમર્થ પુરૂષે પ્રત્યુત્તર આપવો સામર્થ્ય ન હોય કે દેશકાળની વિષમતા હોય તો નીચુ મુખ કરીને મૌન થઇને બેસે સહન કરવા અને ઉત્તર આપવા અશક્ત પુરૂષેતો ત્યાથી ઉઠીને અન્ય સ્થળમા જવું પણ વિપ્રોની નિંદા કોઇપણ પ્રકારે સાભળવી નહિ ॥૧૮॥ જે જન વિપ્રોની સાથે વિરોધ કરીને ભૂમિમા સ્વય સુખેથી જીવવાનો ઉત્સાહ રાખે એવો કોઈ પુરૂષ થયોજ નથી અને થશે પણ નહિ અર્થાત્ વિપ્રોની સાથે વિરોધ કરીને સુખભોગની ઇચ્છા આ જગતમા દુર્ઘટ છે ॥૧૯॥ રાજાઓએ આવા પ્રતાપવાળા વિપ્રોનુ અશન વસન ભૂષણો અને અન્ય અભિલષિત અર્થો અને પ્રણામાદિ ક્રિયાઓવડે સદાય પૂજન કરવું તથા પિતાનીપેઠે પરિરક્ષણ કરવુ ( વિપ્રોનુ રક્ષણ પિતાના રક્ષણની પેઠે નિરૂપાધિક ( કારણ વિનાપણ કરવુ પડે ) અને સ્વય પ્રયોજન (એનેજ ફળ સમઝીને કરવુ તે) છે એવો અભિપ્રાય છે ) ॥૨૦॥ હે રાજન્ ! સત્કુળમા સમુત્પન્ન, ધર્મરહસ્યને જાણનારા, વ્રતમા નિષ્ઠાવાળા, બ્રાહ્મણ લક્ષણોથી લક્ષિત આવા વિપ્રને રાજા પોતાના ભવનમા વૃત્તિ આપીને નિવાસ કરાવે તેવા ગુણસપન્ન વિપ્ર થકી કાંઇપણ પર નથીજ જે વિપ્રના સગ્રહથી રાજા શ્રીમાન્ અને સમધિક સુખસપન્ન થાય ॥૨૧॥ દેવતાઓ યજ્ઞમા અપેલા હવિષને બ્રાહ્મણમુખથીજ પ્રતિગ્રહ કરે છે અને પિત્રિઓ શ્રાદ્ધમાં આપેલા કવ્યને વિપ્રમુખથીજ પ્રતિગ્રહ કરેછે.

सर्वभूतानां नैतेभ्यो विद्यते परम् ॥२२॥ आदित्यश्चन्द्रमा वायुरापो भूरम्बरं दिशः। सर्वे ब्राह्मणमाविश्य सहान्नमुपयुञ्जते ॥२३॥ न तस्याश्नन्ति पितरो यस्य विप्रा न भुञ्जते। देवाश्चाप्यस्य नाश्नन्ति पापस्य ब्राह्मणद्विषः ॥२४॥ ब्राह्मणेषु तु तुष्टेषु प्रीयन्ते पितरः सदा। तथैव देवता राजन्नात्र कार्या विचारणा ॥२५॥ ये ब्राह्मणमुखात्प्राप्तं प्रतिगृह्णन्ति वै वचः। भूमिपाला महात्मानस्ते न यान्ति पराभवम् ॥२६॥ क्षत्रियाणां प्रतपतां तेजसा च बलेन च। ब्राह्मणेष्वेव शाम्यन्ति तेजांसि च बलानि च ॥२७॥ जन्मनैव महाभागो ब्राह्मणो नाम जायते। नमस्यः सर्वभूतानामतिथिः प्रसृताग्रभुक् ॥२८॥ ब्राह्मणानां परिभवादसुराः सलिलेशयाः।

દેવાદિ સર્વ ભૂતોને મધ્યે વિપ્રોથકી પર કોઇપણ ભૂત નથી, તો વિપ્રોજ દેવમનુષ્યાદિ ભૂતવર્ગમાં વરિષ્ઠ છે ॥૨૨॥ સૂર્ય ચંદ્ર વાયુ આ દેવતાઓ અને પૃથ્વી જળાદિકના અભિમાની દેવવિશેષો આ સર્વે વિપ્રમાં પ્રવેશ કરી તેનીજ સાથે અન્નને જમેછે પણ સાક્ષાત્ જમતા નથી. તો તૃપ્ત થતા દેવોને આ વિપ્રોજ તૃપ્તિને કરનારા અન્નાદિ ઉપભોગમાં દ્વારભૂત છે ॥૨૩॥ જે જનના અન્નને વિપ્રો જમતા નથી તે બ્રાહ્મણદ્વેષી પાપરૂપના અન્નને પિત્રિઓ અને દેવતાઓ પણ નથીજ જમતા ॥૨૪॥ હે રાજન્! વિપ્રો પ્રસન્ન થતા દેવતાઓ સદાય પ્રસન્ન થાય છે તથા પિત્રિઓ પ્રસન્ન થાય છે એમાં સંશય નથી ॥૨૫॥ જે મહાત્મા ભૂમિપાળો બ્રાહ્મણમુખથી નિકળેલા વચનને પથ્ય સમઝીને કર્તવ્યપણે અંગીકાર કરેછે તે પાર્થિવો ક્યારેયપણ પરાભવને નથીજ પામતા ॥૨૬॥ યદ્યપિ ક્ષત્રિયો બળ અને તેજથી દશેય દિશાઓને પ્રતપેછે ખરા પણ તેમનુ તે તેજ તથા બળ બ્રાહ્મણોમાં શમીજ જાય છે. બ્રાહ્મણસંબન્ધિ તેજને અતિક્રમણ કરવા ક્ષત્રિયસંબન્ધિ તેજ સમર્થ થતું નથી. જેમ વિશ્વામિત્રનું તેજ બળ વસિષ્ઠમાં સમર્થ થયું નહિ ॥૨૭॥ આ બ્રાહ્મણનો મહિમા છે કે-બ્રાહ્મણ જન્મમાત્રથી મહાભાગપણે પ્રસિદ્ધ છે. સર્વજનોએ નમસ્કાર કરવા યોગ્ય છે અને ગૃહસ્થોના ઘરોમાં રાંધેલા અન્નનો પ્રથમ ભોજનાધિકારી અતિથિ થાય છે ॥૨૮॥

ब्राह्मणानां प्रसादाच्च देवाः स्वर्गनिवासिनः ॥२९॥ न ब्राह्मणविरोधेन शक्या शास्तुं वसुन्धरा। ब्राह्मणा हि महात्मानो देवानामपि दैवताः ॥३०॥ तान् पूजयस्व सततं दानेन परिचर्यया। यदीच्छसि महीं भोक्तुमिमां सागरमेखलाम् ॥३१॥ श्रीनारायणमुनिरुवाच—इत्थं भीष्मो धर्मराजं गरीयो नृपकर्म तु। विप्रसन्मानमेवाह स च राजा तथाऽकरोत् ॥३२॥ श्रीकृष्णो द्वारिकायां च विमोच्य सरटं नृगम्। अशिक्षयत् प्रजाः सूर! तद्वचांस्यपि मच्छृणु ॥३३॥ श्रीकृष्ण उवाच—दुर्जरं बत ब्रह्मस्वं भुक्तमग्नेर्मनागपि। तेजीयसोऽपि किमुत राज्ञामीश्वरमानिनाम् ॥३४॥ नाहं

વિપ્રોનો પરાભવ કરવાથી અસુરો પાતાળનિવાસી થયા છે અને વિપ્રોને પ્રસન્ન કરવાથી દેવો સ્વર્ગનિવાસી થયા છે ॥૨૯॥ પૃથ્વીપતિએ પૃથ્વી વિપ્રવિરોધથી પ્રશાસન થઈ શકતી નથી. મહાત્મા ભૂદેવો દેવોનાપણ દેવો છે ॥૩૦॥ હે યુધિષ્ઠિર! જો આ સમુદ્રમેખળાવાળી ભૂમિને ભોગવવા ઈચ્છોછો તો બ્રાહ્મણોની દાન તથા પરિચર્યાથી નિરંતર પૂજા કરો ॥૩૧॥ **શ્રીનારાયણમુનિ** કહેછે—હે સૂર નરેશ! આ પ્રકારે ભીષ્મ પિતાએ યુધિષ્ઠિર રાજાપ્રત્યે 'વિપ્રનું સન્માન કરવું એજ રાજાનું શ્રેષ્ઠ કર્તવ્ય છે' એમ કહ્યું હતું. એરીતે ઉપદેશ આપતાં ધર્મરાજા બ્રાહ્મણસન્માનૈકપરાયણ થયા હતા ॥૩૨॥

વળી હે સૂર રાજન્! પૂર્વે ભગવાન્ શ્રીકૃષ્ણે દ્વારિકામાં શાપથી કૃકલાસની યોનિને પામેલા નૃગરાજાને તે યોનિથકી મુકાવીને પોતાની પ્રજાઓને જે શિક્ષાવચનો કહ્યાં છે તે પણ તમોને કહું છું તેને એકાગ્ર મનથી સાંભળો ॥૩૩॥ ( હવે શ્રીમદ્ભાગવતમાં કહેલા દ્વાદશ શ્લોકોને શ્રીહરિ 'શ્રીકૃષ્ણ ઉવાચ' ઇત્યાદિકથી કહેછે.) શ્રીકૃષ્ણ કહેછે—બ્રાહ્મણધન લગારપણ ઉપભોગમાં લીધું હોય તો અગ્નિતુલ્ય તેજસ્વી એવા પણ પુરૂષને દુર્જર—ન પચી શકે એવું ( દુઃખદાયક ) છે તો 'હું ઇશ્વર છું' એવા અભિમાનવાળા અનીશ્વર રાજાઓને ન જરી શકે એમાં કહેવુંજ શું? દુર્જરજ છે ॥૩૪॥ હાલાહળને કેટલાક વિષ માનેછે. હું તેને વિષ માનતો નથી, કારણ કે તેની

हालाहलं मन्ये विषं यस्य प्रतिक्रिया । ब्रह्मस्वं हि विषं प्रोक्तं नास्य प्रतिविधिर्भुवि ॥३५॥ हिनस्ति विषमत्तारं वह्निरद्भिः प्रशाम्यति । कुलं समूलं दहति ब्रह्मस्वारणिपावकः ॥३६॥ ब्रह्मस्वं दुरनुज्ञातं भुक्तं हन्ति त्रिपूरुषम् । प्रसह्य तु बलाद्भुक्तं दश पूर्वान् दशापरान् ॥३७॥ राजानो राजलक्ष्म्यान्धा नात्मपातं प्रचक्षते । निरयं येऽभिमन्यन्ते ब्रह्मस्वं साधु बालिशाः ॥३८॥ गृह्णन्ति यावतः पांसून् क्रन्दतामश्रुबिन्दवः । विप्राणां हृतवृत्तीनां वदान्यानां कु-

---

પ્રતિક્રિયા-ઉતારવાનો ઉપાય છે. કિંતુ બ્રાહ્મણધનનેજ હું વિષ માનું છું કે જેની કોઇ પ્રતિક્રિયા-નિવારણનો ઉપાય ભૂમિમાં છેજ નહિ ॥૩૫॥ વિષ તથા વહ્નિથકી વિપ્રનું ધન બહુ ઉગ્ર છે, કારણ કે વિષ તો કેવળ ખાનારાનેજ હણે છે. આ બ્રાહ્મણધનરૂપ વિષ તો કુળને સમૂળ મારે છે. અગ્નિ તો જળથી પ્રશાંત થાય છે, બ્રહ્મધનહરણરૂપ અરણિ થકી ઉત્પન્ન થએલો પાપરૂપ અગ્નિનો તેના પ્રશમનનો ઉપાય નહિ હોવાથી કુળને સમૂળ બાળે છે. ( બીજો વહ્નિતો જળથી પ્રશાંત થાય છે અને મૂળોને અવશેષ રાખેછે, આતો પ્રશાંત પણ થતો નથી અને મૂળોને પણ અવશેષ રાખતો નથી, માટે એનું અને તેનું અત્યંત અંતર છે એવો અભિપ્રાય છે ) ॥૩૬॥ બ્રહ્મધન બરોબર અનુજ્ઞા નહિ આપેલું ( તેની આજ્ઞા વિના )જો ઉપભોગમાં ગ્રહણ કરે તો તે ત્રણ પુરૂષને ( પોતાને પુત્રને અને પૌત્રને ) હણે છે- અનર્થ સાથે જોડેછે. જો હઠથી કે બળાત્-રાજાદિકના આશ્રયથી લુંટી લઇને ભોગવ્યું હોય ત્યારે તો દશ પૂર્વના અને દશ પછીના અને પોતે એક એમ મળીને એકવીશ પુરૂષોને હણે છે એટલે પોતાના કુળમાં ભૂત ભાવિ દશદશ પુરૂષોના પુણ્યને પ્રણાશ કરે છે ॥૩૭॥ જે રાજાઓ રાજ્યલક્ષ્મીના મદથી અંધ થઇને બ્રહ્મધનને સાધુ-સમુચિત ( ભોગ્ય ) માને છે તે આ અજ્ઞો પોતાના નરકનેજ માને છે. તેઓ અન્ધ હોવાથી આત્મનાશ ( પોતાનો નરકપાત થવારૂપ ) ને જોતા નથી ॥૩૮॥ નિરંકુશ થઇ બ્રાહ્મણધનને હરનારા રાજાઓ અને તેના વંશના બીજાઓ વૃત્તિ હરી લેવાથી રૂદન કરતા કુટુંબી વદાન્ય વિપ્રોના નેત્રામાંથી નીકળતા અશ્રુબિંદુઓ

॥४५॥ श्रीनारायणमुनिरुवाच—एवं कृष्णेन नृपते! शिक्षिता द्वारिकौकसः। तस्याज्ञायामवर्तन्त ततः प्रापुः सुखं महत् ॥४६॥ अतस्त्वया नृपैश्चान्यैः क्षत्रियैश्च मदाश्रितैः। जनैश्च ब्राह्मणा मान्याः पूजनीया विशेषतः ॥४७॥ दुर्वेदा वा सुवेदा वा प्राकृताः संस्कृतास्तथा। ब्राह्मणा नावमन्तव्या भस्मच्छन्ना इवाग्नयः ॥४८॥ यथा श्मशाने दीप्तौजाः पावको नैव दुष्यति। एवं विद्वानविद्वान्वा ब्राह्मणो दैवतं महत् ॥४९॥ प्रचुराज्यसितोपेतैर्भक्ष्यैर्भोज्यैश्च तत्प्रियैः। तोषणीया दक्षिणाभिर्ब्राह्मणा भगवत्प्रियाः ॥५०॥ तुष्टेषु ब्राह्मणेष्वेव सन्तुष्टः कमलापतिः। भवतीति मया प्रोक्तं कर्तव्यं श्रेष्ठमेव ते ॥५१॥ सुव्रत उवाच—इति श्रुत्वा भगवता प्रोक्तं सूरः

---

॥४५॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે સૂર નરપતે! આ પ્રકારે કૃષ્ણ ભગવાને શિક્ષા આપેલી દ્વારકાવાસી પ્રજાઓ ભગવાનની આજ્ઞામાં અનુવર્તવાથી પરમ સુખને પામી હતી ॥૪૬॥ માટે તમારે તથા મદાશ્રયપર બીજા ક્ષત્રિય જાતિના રાજાઓએ તથા બીજા અધાય જનોએ બ્રાહ્મણો માનવા અને વિશેષપણે પૂજવા ॥૪૭॥ બ્રાહ્મણો દુર્વેદ-યથાર્થપણે વેદને નહિ ભણેલા અને નહિ ભણાવનારા કે સુવેદ-યથાર્થપણે વેદને ભણેલા અને ભણાવનારા હોય, પ્રાકૃત કે સંસ્કૃત-વેદાર્થજ્ઞાને રહિત કે વેદાર્થજ્ઞાને સહિત હોય, તે આ બ્રાહ્મણો ભસ્મથી ઢકાએલા નિગૂઢ તેજસ્વી અગ્નિઓની પેઠે ગુપ્ત બ્રહ્મતેજવાળા હોવાથી અવજ્ઞા કરવા યોગ્ય નથી ॥૪૮॥ વિદ્વાન્ કે અવિદ્વાન્ વિપ્ર મહત્ દૈવત-દેવવત્ પૂજ્ય છે, સ્મશાનમાં રહેલોપણ પ્રદીપ્ત અગ્નિ શું નથી બાળી શકતો? બાળેજ છે ॥૪૯॥ ભગવાનના પ્રીતિપાત્રભૂત બ્રાહ્મણો યથારૂચિ પુષ્કળ ઘી સાકરે સહિત ભક્ષ્ય ભોજ્યાદિ વિવિધ અન્ન આપીને અને પરિપૂર્ણ સુવર્ણાદિ દક્ષિણાઓ આપીને સતુષ્ટ કરવા ॥૫૦॥ બ્રાહ્મણો સતુષ્ટ થતાંજ ભગવાન્ લક્ષ્મીપતિ કૃષ્ણ સતુષ્ટ થાય છે. આ પ્રકારે રાજકર્તવ્યમાં શ્રેષ્ઠ તમારા હિતમાટે મેં હમણા કહ્યુ ॥૫૧॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભગવાને

स भूपतिः । भक्ताश्चान्येऽपि तं नत्वा तस्याज्ञां शिरसा दधुः ॥५२॥ एवमानन्दयन्भक्तान्प्रत्यहं भगवान्स तु । उवास नृपते ! मासं गौर्जरैर्बहुधार्चितः ॥५३॥ तत्र देशान्तरायाता भक्तास्तं प्रार्थयन्भृशम् । स्वस्वग्रामागमायाथ तथेत्याह स चापि तान् ॥५४॥ सुखयितुमथो नैकग्रामस्थितान् स्वसमाश्रितान्सह मुनिगणैर्दर्भावत्या हरिर्नृप ! निर्ययौ । स्वमनु च यतो दूरं भक्तान्निवार्य पुरौकसो नयनसलिलानायाद्देशं चरोत्तरसंज्ञकम् ॥५५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे दर्भावतीपुरे महायज्ञमहोत्सवे ब्राह्मणमाहात्म्यनिरूपणनामैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

---

કહેલા વચનને સાંભળીને સૂરભૂપતિ તથા બીજા સભામાં બેઠેલા ભક્તજનોએ સંતુષ્ટ થઇ ભગવાનને પ્રણામ કરી તેમની આજ્ઞા મસ્તકે ચઢાવી ॥૫૨॥ હે નૃપતે ! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિ પ્રતિદિન સદુપદેશોવડે ભક્તજનોને આનંદ આપતા અને તે ગુજરાત દેશના હરિજનોએ બહુ પ્રકારે પૂજા કર્યા થકા એક માસસુધી ડભાણમાં નિવાસ કરી રહ્યા ॥૫૩॥ તે દર્ભાવતી પુરીમાં દેશદેશમાંથી આવેલા અનેક ભક્તોએ પોતપોતાના ગામમાં શ્રીહરિને પધરાવાની વાંછાથી તેમની બહુ પ્રાર્થના કરી. ભગવાનપણ ભક્તોની પ્રાર્થનાથી પ્રસન્ન થઈ 'તમારા ગામોમાં હું આવીશ' એમ બોલ્યા ॥૫૪॥ હે નૃપ ! ત્યાર પછી ભગવાન્ તેમની પ્રાર્થનાને સફળ કરવા અનેક ગ્રામનિવાસી નિજાશ્રિત જનોને સુખ આપવા મુનિમંડળ સાથે દર્ભાવતી નગરીથકી ચાલી નીકળ્યા. પોતાનો વિયોગ નહિ સહન કરવાના સ્વભાવવાળા હોવાથી પોતાની પાછળ બહુ દૂર પ્રદેશપર્યંત વળાવા આવેલા, અશ્રુપૂર્ણ નેત્રવાળા પુરવાસી જનોને જેમતેમ ( બળાત્ ) અભિનંદનવચનથી પાછા વાળીને ચરોત્તર નામના દેશમાં પધાર્યા ॥૫૫॥ ઇતિ શ્રીસત્સઙ્ગિજીવને...દ્વિતીયપ્રકરણે દર્ભાવતીપુરે મહાયજ્ઞમહોત્સવે બ્રાહ્મણમાહાત્મ્યનિરૂપણનામૈકોનપંચાશત્તમોઽધ્યાયઃ ॥૪૯॥

सुव्रत उवाच—तत्र भक्ताः प्रतिग्रामं तस्याऽऽसंश्च नराः स्त्रियः। सर्वांस्तान् सुखयामास तत्तद्ग्रामगतः स च ॥१॥ ततो महीं समुत्तीर्य देशे काह्नमनामनि। भक्तग्रामेषु निवसन्भृगुक्षेत्रमवाप सः ॥२॥ एकं द्वे वा दिने स्वामी दिनार्धं वापि कुत्रचित्। पक्षार्धं पक्षमेकं वा न्यवसत्कुत्रचिच्च सः ॥३॥ तत्रतत्र वसन् ग्रामे सद्धर्मं समतिष्ठिपत्। सच्छास्त्रानुसृतैर्वाक्यैरुच्चखान च तद्रिपुम् ॥४॥ कुत्रचित्तु महारुद्रं विष्णुयागं क्वचिन्नृप!। पुरश्चर्यां च गायत्र्याः

## [1]અધ્યાય ૫૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! તે ચરોત્તર દેશમાં ગામોગામ ભગવાનના ભક્ત સ્ત્રીપુરૂષો બહુ હતા. તે સમસ્તને ધર્મ જ્ઞાન વૈરાગ્ય વગેરેના સંબન્ધવાળાં પોતાનાં વચનામૃતોના પ્રદાનથી પરમ સુખી કરવા તેમના તેમના ગામમાં તેતે ભક્તોની પ્રાર્થનાથી પધારીને રહ્યા હતા ॥૧॥ ત્યારપછી ભગવાન્ મહી નામની નદીને ઉતરીને કાહ્નમ નામના દેશમાં તેતે ભક્તોના ગ્રામોમાં રહેતા રહેતા અનુક્રમે ભૃગુક્ષેત્ર(ભરૂચ)માં પધાર્યા ॥૨॥ હવે ચરોત્તર તથા કાહ્નમ દેશમાં પોતાના ભક્તોનાં ગામોમાં નિવાસદિવસ કહેવાપૂર્વક ત્યાં ત્યાં રહીને કરેલું શ્રીહરિનું ચરિત્ર સંક્ષેપમાં કહેછે–કોઈ ગામમાં એક દિવસ તો કોઈ ગામમાં અર્ધો દિવસ તો કોઇ ગામમાં બે દિવસ તો કોઈ ગામમાં એક પક્ષ ( પનર દિવસ ) તો કોઇ ગામમાં અર્ધો પક્ષ ( અઠવાડીયું ) રહીને સચ્છાસ્ત્રાનુસારી માર્ગથી સદ્ધર્મનું સંસ્થાપન કરતા અને તેના શત્રુભૂત અધર્મને મૂળમાંથી ઉખાડતા ભગવાન્ સ્વામિનારાયણ ધર્મસંરક્ષણમાટે આ પ્રકારે પૃથ્વીમાં વિચર્યા હતા ॥૩-૪॥ હે નૃપ! ભગવાન્ શ્રીહરિએ કોઇ ગામમાં મહારૂદ્રયાગ તો કોઇ ગામમાં મહાવિષ્ણુયાગ તો કોઈમાં ગાયત્રીનું પુરશ્ચરણ તો કોઇમાં લક્ષ્મીસૂક્તની

[1] આ અધ્યાયમાં ભગવાનનું અનુક્રમે અનેક ગામના ભક્તજનોને દર્શન સદુપદેશ અભિનંદનાદિકવડે પ્રસન્ન કરવા પૂર્વક સૂર્યપુરમાં પધારવું અને ત્યાંના ભાવિક ભક્તોને તેમના દર્શન પૂજનનો મહોત્સવ વર્ણવ્યો છે.

श्रीसूक्तस्य च कुत्रचित् ॥५॥ विष्णुनामसहस्रस्य श्रीनारायणवर्मणः । क्वचिच्च हरिगीतायाः पुरश्चर्यामकारयत् ॥६॥ वेदपारायणं क्वापि कुत्रचिच्छतरुद्रियम् । श्रीमद्भागवतस्याथ पुरश्चर्यामचीकरत् ॥७॥ दशमस्कन्धमात्रस्य पुरश्चर्या च कुत्रचित् । स वासुदेवमाहात्म्यस्यापि क्वापि त्वकारयत्॥८॥ धर्मप्रवृत्त्ये विचरन् धरायामुत्तीर्य रेवां तपतीप्रतीरे । उपागमत्सूरपुरं स राजन्स्वभक्तसम्प्रार्थित आत्मतन्त्रः ॥९॥ आयान्तमाश्रुत्य हरिं तदैव प्रत्युद्ययुर्भक्तजनाः सहर्षम् । वादित्रगीतध्वनिनादिताशा यानैर्विचित्रैः सह दर्शनीयैः ॥१०॥ आदीश्वराख्यो नृपतेरमात्यो भ्राता

---

પુરશ્ચર્યા તો કોઇ ગામમા વિષ્ણુસહસનામસ્તોત્રનુ પુરશ્ચરણ તો કોઇમા નારાયણકવચની પુરશ્ચર્યા તો કોઇમાં ભગવદ્ગીતાની પુરશ્ચર્યા તો કોઇ ગામમાં ઋગાદિવેદનુ પારાયણ તો કોઈ ગામમા શતરૂદ્રિય તો કોઇમા શ્રીમદ્ભાગવતની પુરશ્ચર્યા તો કોઇ ગામમાં એકલા દશમસ્કદની પુરશ્ચર્યા તો કોઇ ગામમાં વાસુદેવમાહાત્મ્યનું પુરશ્ચરણ કરાવ્યું હતું( એરીતે જ્યાં જ્યાં ગયા ત્યાં ધર્મપ્રવર્તનના નાનાપ્રકારના ઉપાયોનેજ કરતા હતા ) ॥૫-૮॥ હે રાજન્ ! તે આ અક્ષરધામનિવાસી ભગવાન્ ધર્મપ્રવર્તન માટે ધરામાં અવતરીને વિચરતા વિચરતા નર્મદા મહાનદીને ઉતરીને પવિત્ર તાપી નદીના સામા તટઉપર વર્તતા સૂર્યપુરમાં ( સુરત ) ત્યાંના ભાવિક ભક્તોની પ્રાર્થનાથી સંવત્ ૧૮૬૬ ના વૈશાખ શુક્લ દ્વિતીયાએ પધાર્યા યદ્યપિ આ ભગવાન્ આત્મતન્ત્ર-સ્વતન્ત્ર છે તથાપિ ભક્તપરતન્ત્ર હોવાથી ભક્તોની ઉપર અનુવર્તતા કૃપાતિશયને લીધે ગામોગામ વિચરીને સર્વસુગમ થયા ॥૯॥ સૂર્યપુરના પ્રેમવિહ્વળ ભક્તો પોતાના પુરમાં પધારેલા શ્રીહરિને સાંભળીને તત્ક્ષણ સહર્ષ વિચિત્ર દર્શનીય નાનાવિધ અનેક રથાદિ વાહનો સાથે લઇ, વિવિધ ગીત વાદિત્રોના શબ્દોથી દશ દિશાઓને ગજાવી મુક્તા થકા સન્મુખ આવ્યા ॥૧૦॥ તે પુરના અધિપતિ ઇન્દ્રસેન રાજાના અમાત્ય અરદેશર નામના ભક્તરાજ પોતાના પીલુ નામના મોટા ભાઇની સાથે અન્ય કાર્યમાત્રનો પરિત્યાગ કરી રાજકીય પરિવારસાથે વિચિત્ર વાજીત્રો લઇને

समं पीलुसमाह्वयेन। विचित्रवाद्यैः सह राजकीयैरभ्याययौ त्यक्ततदन्यकार्यः ॥११॥ अन्येऽपि तं शास्त्रविदो द्विजेन्द्रा अभ्याययू राजसमाश्रयाश्च। पुरोपकण्ठागतमेव तं ते दृष्ट्वा प्रणेमुः सहसैव सर्वे ॥१२॥ तान्मानयित्वाथ यथोचितं स्वान् हयाधिरूढः सह तैः पुरं तत्। स प्राविशद्भूपतिवच्च पौरैर्जनैः सचित्रं परिवन्द्यमानः ॥१३॥ विशालायां वाटिकायां सौधे महति शोभने। भक्तास्तं वासयामासुर्यथार्हं तस्य चानुगान् ॥१४॥ आतिथ्यं विदधुस्तस्य सर्वे तेऽथादरेण च। अम्बारामसुखा विप्राश्चक्रुस्तत्सेवनं मुदा ॥१५॥ भालचन्द्रो गिरिधरो गोविन्दो यादवस्तथा। भिक्षाहारी मौक्तिकश्च लक्ष्मीचन्द्रो नरोत्तमः ॥१६॥ भगवत्प्रमुखाश्चान्ये

---

અભિમુખ આવ્યા ॥૧૧॥ રાજાએ સન્માન કરેલા, તેના આશ્રયથી વૃત્તિને પામેલા વિદ્વાનો અને બીજાપણ બહુ દ્વિજો સન્મુખ આવ્યા. આ સર્વે જનો પુરની સમીપે આવી પહોચેલા ભગવાનને દૂરથી ભાળીનેજ એકદમ સ્નેહથી સાષ્ટાંગ પ્રણામ કરવા માંડ્યા ॥૧૨॥ શ્રીહરિ પોતાવિષે ભક્તિના ઉત્કર્ષથી અભિમુખ આવેલા તે સમસ્ત હરિભક્તોને યથાયોગ્ય અભિનંદનાદિવડે સત્કાર કરી, સ્વયશ્રેષ્ઠ અશ્વ ઉપર વિરાજમાન થઈ, પુરવાસી જનોએ આશ્ચર્યથી આદરપૂર્વક ભૂપતિની પેઠે દર્શન કર્યા થકા અને અભિવંદન કર્યા થકા તે સન્મુખ આવેલા હરિજનો સાથે સૂર્યપુરમાં વાજતે ગાજતે પ્રવિષ્ટ થયા ॥૧૩॥ તે પછી ભક્તોએ વિવિધલતાઓ તથા વૃક્ષોના સમૂહથી શોભાયમાન વિશાળ વાડીમાં ( લાલકૃષ્ણની ) વિચિત્ર ઉલોચાદિકથી શોભાડેલી કોઈ વિશાળ હવેલીમાં શ્રીહરિનો ઉતારો કરાવ્યો તથા તેમના અનુયાયી સાધુ આદિકનો યથાયોગ્ય ઉતારો બીજાં ગૃહોમાં કરાવ્યો ॥૧૪॥ તે પછી તે બધા ભક્તોએ ભગવાનનું આતિથ્ય અત્યાદરથી કર્યું. હે ભૂપતે! અંબારામ આદિક વિપ્રો તથા ભાલચંદ, ( ભાઇચંદ ) ગિરિધર, ગોવિંદ, જાદવ, ભિક્ષાહારી ( ભીખાભાઈ ) મૌક્તિક ( મોતીભાઈ ) લક્ષ્મીચંદ, નરોત્તમ, ભગવાનભાઇ અને આથીપણ બીજા વૈશ્ય જાતિના શ્રીહરિભક્તો પોતાના મનુષ્ય જન્મને સાર્થક કરતા થકા શ્રીહરિની પરિચર્યા પ્રહર્ષથી પ્રતિદિન કરવા

विशास्तत्सेवने रताः । आसन्सफलयन्तः स्वं मानुषं जन्म भूपते ! ॥१७॥ महालक्ष्मीश्च जीवन्ती लाड्देव्यादयश्च तम् । नार्यः पर्यचरन् प्रीत्या भक्तिमत्यः पतिव्रताः ॥१८॥ हैमैर्विभूषणैर्वस्त्रैर्विविधैश्छत्रचामरैः । गन्धमाल्यादिभिर्भक्ताश्चक्रुस्ते पूजनं हरेः ॥१९॥ भक्ष्यैर्भोज्यैश्च पक्वान्नैर्विविधैर्व्यञ्जनैस्तथा । हरिं सपरिवारं ते तर्पयामासुरादरात् ॥२०॥ द्वितीयेऽह्न्यक्षयाख्यायां तृतीयायां हरिश्च तैः । अकारयत् पर्शुरामसमर्चनमहोत्सवम् ॥२१॥ तत्रत्य इन्द्रसेनाख्यो गवेन्द्रस्थापितो नृपः । सन्मानेनातिमहता मुनिभिः सहितं हरिम् ॥२२॥ प्रेषयित्वा वाहनानि दुर्गमानीय चात्मनः । चकार महतीं पूजां नूत्नवासोधनादिभिः ॥२३॥ भक्ता भगवतोऽमात्या राज्ञ आदीश्वरादयः । अपि पृथक्पृथक् स्वं स्वं गृहं निन्युस्तमादरात् ॥२४॥ प्रीत्या तेऽपि महापूजां चक्रुस्तस्य सबान्धवाः ।

---

લાગ્યા ॥૧૫-૧૭॥ મહાલક્ષ્મી જીવતી લાડુ દેવી આદિક ભક્તિનિષ્ઠાવાળી પતિવ્રતા નારીઓ પ્રેમપૂર્ણ થઇ ભગવાનની યથાયોગ્ય પરિચર્યા કરવા લાગી ॥૧૮॥ આ પ્રેમી ભક્તોએ વિવિધ સુવર્ણમય વિભૂષણો, વિવિધ વસ્ત્રો, છત્ર ચામરો, ચદન પુષ્પહારો, ઇત્યાદિ ભક્તિથી આણેલા ઉપચારોવડે ભગવાનની પૂજા કરી. આ ભક્તો અતિસ્વાદુ ભક્તિરસથી ભીનાં પવિત્ર નાનાવિધ ભક્ષ્યભોજ્યાદિ પકવાનો તથા વિવિધ વ્યંજનોવડે સપરિવાર ભગવાનને પરમાદરથી પ્રતિદિન તૃપ્ત કરતા હતા ॥૧૯-૨૦॥ તે પછી દ્વિતીય દિવસે પ્રાપ્ત થએલી અક્ષયતૃતીયાએ ભગવાને તે ભક્તો પાસે પરશુરામ પૂજનનો મહોત્સવ તેમના પ્રાદુર્ભાવનિમિત્તનો યથાવિધિ કરાવ્યો ॥૨૧॥ તે નગરમાં ગવર્નર રાજાએ રાજ્યપરિપાલનના કાર્યમાં સ્થાપેલા ઇન્દ્રસેન નામના નરપતિએ મુનિમંડળે સહિત ભગવાનને વિવિધ રાજવાહનો મોકલીને અતિશય સન્માનપૂર્વક પોતાના કોટમાં પધરાવીને નવીન વસ્ત્રો તથા વિભૂષણ ધનાદિકવડે મોટી પૂજા કરી ॥૨૨-૨૩॥ આ ઇન્દ્રસેન રાજાના અમાત્યો અરદેસર આદિક ભક્તજનોએ પણ બન્ધુજનો સાથે પૃથક્ પૃથક્ પોતપોતાના ભવનમાં આદરથી પધરાવીને અમૂલ્ય

अनर्घ्यवासोलङ्कारनानाद्रव्यार्पणादिभिः ॥२५॥ नारायणद्वेषिणो ये तत्रत्या वैष्णवादयः । ते तु तस्य प्रतापेन किञ्चित्कर्तुं न शेकिरे ॥२६॥ भगवांस्तत्र सद्धर्मं स्थापयन् पुरवासिनाम् । जहाराज्ञानतिमिरं वचोभिर्धर्मसंश्रयैः ॥२७॥ अमूल्यान्यपि वासांसि भूषणानि च सर्वशः । ब्राह्मणेभ्यो ददौ प्रीत्या धनं च विपुलं प्रभुः ॥२८॥ यत्रयत्र च हरेर्नराकृतिब्रह्मणोऽर्चनमभूद्धरातले । तत्र तत्र सकलाग्रजन्मनां दुर्विधत्वमगमद्विलीनताम् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे सूर्यपुरागमननिरूपणनामा पञ्चाशत्तमोऽध्यायः ॥५०॥

---

વસ્ત્રો વિભૂષણો અને બહુવિધ દ્રવ્યોવડે તે ભગવાનની મહાપૂજા મહાપ્રીતિથી કરી ॥૨૪-૨૫॥ આ સૂર્યપુરમાં જે આ નારાયણમુનિવિષે તીવ્ર વૈરવૃત્તિવાળા વૈષ્ણવ વ્યપદેશવાળા ( ગોસ્વામિવાળા ) હતા તેઓ તો આ ભગવાનના સહજ પ્રતાપવિશેષના યોગને લીધે કાંઈ પણ ઉપદ્રવાદિ કરવા સમર્થ થયા નહિ ॥૨૬॥ આ ભગવાને સૂર્યનગરમાં સ્વધર્મની સસ્થાપના કરવાપૂર્વક સમગ્ર પુરવાસી જનોનુ અજ્ઞાનરૂપ અંધકાર ધર્મબોધક વચનોવડે હરણ કર્યું હતું ॥૨૭॥ જે અમૂલ્ય એવાપણ વિવિધ વસ્ત્રો વિભૂષણો આદિક ભક્તોએ પ્રીતિથી પોતાને અર્પણ કર્યાં હતાં તે સમસ્ત પણ તે આ આત્મારામ પરમોદાર મહાપ્રભુ શ્રીહરિએ તેતે બહુ વિપ્રોને યથોચિત દાન કરી દીધાં અને ધનપણ ઘણુંક દાન કરી દીધુ ॥૨૮॥ કિં બહુના-આ ભૂતળમાં જે જે સ્થળે ધૃતદિવ્યનરાકાર પરબ્રહ્મ પરમાત્મા ભગવાનની ભક્તોએ વસ્ત્ર આભૂષણ ધનાદિકવડે પૂજા જેમ જેમ કરી તેમ તેમ તેતે સ્થળમા બધાય બ્રાહ્મણોનુ દારિદ્રય વિલીન થઈ ગયું હતું અર્થાત્ તે વસ્ત્ર સુવર્ણાદિક સમસ્ત પૂજાપદાર્થો વિપ્રોને આપીને તેમનુ દારિદ્રય દૂર કર્યું હતું ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...દ્વિતીયપ્રકરણે સૂર્યપુરાગમનનિરૂપણનામા પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૦॥

सुव्रत उवाच— सम्पूज्यमानोऽखिलभक्तसङ्घैर्महार्हवस्त्राभरणोपदाभिः। आनन्दयंस्तान् हरिरुच्चपीठे महासभायां निषसाद राजन्! ॥१॥ तं चामितस्त्यागिजना निषेदुर्यथोचितं तानभितो गृहस्थाः। आनन्दकारुण्यभृता दृशा तान् पश्यन्नुवाचाथ स नैष्ठिकेन्द्रः। ॥२॥ भो भक्तसङ्घा! वचनं मदीयं शृण्वन्तु सर्वे स्वहितावहं यत्। यथाधिकारं निजधर्मसंस्था भजन्तु निःसंशयमेव कृष्णम् ॥ ३ ॥ स्यात्संशयः कश्चन कस्यचिच्चेत्सम्पृच्छतां मामधुना पुमान्सः।

## [1]અધ્યાય ૫૧ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! હવે સૂર્યપુરમાં થએલું શ્રીહરિનું ચરિત્રાંતર કહુંછું. તે પછી સૂર્યપુરના સમસ્ત ભક્તસંઘોએ અમૂલ્ય મહાવસ્ત્ર આભૂષણ ભેટસામગ્રીવડે પ્રેમથી પૂજા કરેલા ભગવાન્ શ્રીહરિ તે સર્વે ભક્તોને આનંદ આપતા થકા મહાસભામાં ઉન્નત આસન ( પાટ )માં કદાચિત્ વિરાજમાન થયા ॥૧॥ ઉન્નત ઉત્તમ આસનમાં વિરાજમાન ભગવાનની ચારે બાજુ ત્યાગિજનો નૈષ્ઠિક પરમહંસો વિગેરે યથાયોગ્ય બેઠા અને તેમની ચોમેર ગૃહસ્થ ભક્તો યથોચિત બેઠા. આ બધા ભક્તસંઘને કૃપાપૂર્વકના પ્રહર્ષથી પરિપૂર્ણ એવી દૃષ્ટિવડે જોઇને વર્ણિરાજ ભગવાન્ એમ બોલ્યા કે-॥૨॥ હે ભક્તો !-મારે વિષે ભક્તિથી અભિમુખ થએલા તમો તમામ તમારા પરમ હિતને કરનારૂં સર્વશાસ્ત્રના સારભૂત આ મારૂં વચન અવધાનથી શ્રવણ કરો સર્વ કોઇએ પોતપોતાના અધિકારને અનુરૂપ એવા ધર્મમાં દૃઢ નિષ્ઠા અને પરંબ્રહ્મ શ્રીકૃષ્ણમાં પરમા ભક્તિ કરવી. આ થકી શ્રેયમાટે બીજું કાંઈપણ પર નથી. આ બેમાં એક વિના એક સિદ્ધ થાય નહિ અને નિ.શ્રેયસ માટે પણ ન થાય. જો ધર્મ ભક્તિ અને મળેલાં હોય તોતો કલ્યાણ કરનારાં થાય, માટે ધર્મસહિતજ કૃષ્ણભક્તિ કરવી ॥૩॥ હે ભક્તો ! જો આ ભક્તિ વિષયમાં કોઇને પણ કોઈ

---

૧ આ અધ્યાયમાં ભગવાને કહેલા ભક્તિસ્વરૂપના અને ભક્તમાહાત્મ્ય આદિકના નિરૂપણનો સવિસ્તર અનુવાદ કર્યો છે

इति प्रभोस्तस्य निशम्य वाचं तं भालचन्द्रो मतिमानपृच्छत् ॥४॥
भालचन्द्र उवाच—कृष्णस्य भक्तिर्भगवन्! जनानामशेषबन्धच्छि-
दिति प्रसिद्धः। वर्वर्ति घण्टापथ एव भूमौ तामेव पृच्छामि ततो
भवन्तम् ॥५॥ सा कीदृशी तां दृढमाश्रिता ये ते कीदृशाः स्युश्च
जना धरायाम्। प्रीतिश्च तेषामिह कीदृशी स्यात्कृष्णेऽथ कृ-

પણ સંશય હોય તો તે પુરૂષ હમણા મને સુખેથી પુછો. હે રાજન્ !
આવું મહાપ્રભુ શ્રીહરિનું અમૃતવચન સાભળીને ભાલચંદ્ર ( ભાઇચંદ )
કે જે મતિમાન્-પ્રષ્ટવ્ય અર્થના અભિજ્ઞ અને પ્રત્યુત્તરાર્થના અભિજ્ઞ હતા
તેમણે ભગવાનપ્રત્યે પુછયું ॥૪॥ ભાલચંદ્ર પુછેછે—હે ભગવન્ ! ભગવાન્
શ્રીકૃષ્ણમાં દૃઢપણે પ્રકટેલી ભક્તિ નિજાશ્રિત જનોના ભવબંધનને વિચ્છેદ
કરનારી છે, આ અર્થ શ્રુતિસ્મૃતિમાં સુપ્રસિદ્ધ છે અને તે આ સતોનો
પૃથ્વીમા રાજમાર્ગે વર્તે છે: તો એજ ભક્તિને ઉદ્દેશીને મારી જીજ્ઞાસા
છે ॥૫॥ હે નાથ ! આ ભક્તિ કીદૃશી-કેવા સ્વરૂપની અને કેવા પ્રકારની
છે ? ( ભક્તિનું સ્વરૂપ અને તેનો પ્રકાર શો છે ? એમ આ ભક્તિસ્વરૂપનો
પ્રશ્ન છે ) ભૂમિમા ભક્તિને દૃઢપણે આશરેલા જે જનો હોય તે કેવા હોય ?
એટલે કેવાં લક્ષણોએ યુક્ત હોય ? ( આ ભક્તિને કરનારા ભક્તના સ્વરૂ-
પનો પ્રશ્ન છે ) તે ભક્તોને આ ભગવાન્ શ્રીકૃષ્ણવિષે इह-સાધનના અનુ-
ષ્ઠાનકાળમા અથવા આ ગુણમય મડળમા પ્રીતિ કેવી હોય ? ( આ ભગવા-
નમાં ભક્તોએ કરવા યોગ્ય પ્રીતિસ્વરૂપનો પ્રશ્ન છે ) અને દૃઢ ભક્તો ઉપર
ભગવાનની પ્રીતિ કેવી હોય ? ( આ ભક્તોવિષે ભગવાને કરેલી પ્રીતિ
સ્વરૂપનો પ્રશ્ન છે ) ભગવાનમાં પ્રીતિતો અર્થાર્થી આદિકને પણ સાધારણ
છે એટલે એમને પણ ભગવાનમાં પ્રીતિ છે, પણ મુમુક્ષુઓની ભક્તિ કેવી
હોય એવી વિશેષજીજ્ઞાસાથી પ્રશ્નાવકાશ છે તથા ભગવાનની પ્રીતિ પણ
અર્થાર્થી આશ્રિતોને પણ સાધારણ છે પણ આ જ્ઞાની ભક્ત ઉપર કેવી
પ્રીતિ છે એવી વિશેષજીજ્ઞાસાથી પ્રશ્નાવકાશ છે. અર્થાત્ નિષ્કામ ભક્તોનો
ભગવાનમા કેવો પ્રેમ હોય ? અને નિષ્કામ ભક્તો ઉપર ભગવાનનો કેવો
પ્રેમ હોય ? એવો વિશેષ જાણવાની ઇચ્છાથી પ્રશ્નાવકાશ છે અર્થાર્થી-

प्पणस्य च तेषु नाथ ! ॥६॥ सुव्रत उवाच—श्रुत्वेति भक्तस्य स तस्य वाचं जगद्गुरुर्भक्तपतिः प्रसन्नः । प्रोवाच तं शास्त्ररहस्यमीशो यत्सात्वता एव विदन्ति नान्ये ॥७॥ श्रीनारायणमुनिरुवाच—प्रश्नस्य ते वैश्यवरोत्तरं तु सुदुष्करं शास्त्रविदापि नूनम् । प्रसादहीनेन

ઓને ભગવાનવિષે કે તેઓવિષે ભગવાનનો પ્રેમ કેવો હોય એવો પ્રશ્ન પુછવામા કશો વિશેષ નથી આ અર્થ આગળ ઉત્તરાર્થથી સ્પષ્ટ થશે ॥૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભક્ત ભાલચદ્રનુ આવું વચન સાભળીને ભગવાન્ તેમની ઉપર પ્રસન્ન થઇને બોલ્યા પ્રસાદમાં અન્ય મહત્ નિમિત્ત ન હતું કિંતુ ભક્તિસ્વરૂપની જીજ્ઞાસાજ નિમિત્ત હતું, કારણ કે આ ભગવાન્ ભક્તોના પતિ–અભીષ્ટ આપવાથી અને અનિષ્ટ નિવારણથી રક્ષક છે અને વળી જગતોના ગુરૂ છે, જગતને હિતાદેશ કરવો એજ એમનુ કૃત્ય છે, માટેજ તત્ત્વ–ઉપાય–પુરૂષાર્થોને જાણવા ઇચ્છનારાઓને ઉપદેશ આપવા પોતેજ સમુત્સુક છે, તો આ ભગવાન્ ભક્તિપ્રશ્નથી પ્રસન્ન થઈ શાસ્ત્રરહસ્યને કહેવા લાગ્યા. ઈશ–રહસ્યને આ ભગવાનજ ઉપદેશ આપવા સમર્થ છે, કારણ કે આ સર્વજ્ઞ છે અને ભૂતળમાં જગતના ઉજ્જીવન અર્થે કૃપાથી અવતરેલા છે. આ ભગવાનનું આવું ઐશ્વર્ય બધાય જાણતા નથી કિંતુ સાત્વતોજ જાણેછે એટલે જેઓ સત્ત્વગુણૈકપ્રધાન પારમૈકાંતિક ભક્તિનિષ્ઠો હોય એજ આ રહસ્યને જાણેછે બીજા કોઈ જાણતા નથી તે રહસ્યને કહેવા લાગ્યા ॥૭॥ હે વૈશ્યવર ભાલચદ્ર ! તમો પાત્ર હોવાથી આ પ્રશ્નનો ઉત્તર હુ કહુંછુ આ ભક્તિસ્વરૂપ અને તેના પ્રકારના સબન્ધવાળો બધો વિષય સર્વ કોઇએ એકદમ સુગ્રહ નથી, ભગવાનના પ્રસાદપાત્ર કોઈ સાત્વિકાગ્રેસરથીજ સુગ્રાહ્ય છે શાસ્ત્રાર્થના પરિશ્રમવાળો હોય પણ જો ભગવત્કૃપાએ વિહીન હોય તો તેનાથી પણ આ વિષય અત્યત દુર્ગ્રહ છે ( 'सुदुर्ग्रह' એવો પાઠ માનીને આવો અર્થ જાણવો) જો 'सुदुष्करम्' એવો પાઠ હોય તો ભગવત્કૃપાએ રહિત, શાસ્ત્રાર્થને જાણતો પણ જન ભગવત્પ્રેમવિશેષરૂપ ભક્તિસ્વરૂપમા પ્રવર્તે નહિ,

---

१ 'सुदुर्ग्रहम्' इति पाठान्तरम् ।

हरेरहं तद्ब्रवीमि सर्वेऽपि निशामयन्तु ॥८॥ सम्प्राप्य दीक्षामिह भक्तिधर्मयुक्ताद्गुरोर्भागवतीं नरः प्राक् । अर्चां ततः प्राप्य तद्-

કારણકે એને રૂચિ રોકી રાખેછે. તો આવા શાસ્ત્રરહસ્યભૂત, ભગવત્કૈકગ્રાહ્ય ભક્તિસ્વરૂપને તમોને નિમિત્તભૂત કરીને તમો સર્વેને હવે કહું છુ તેને બધાય એકાગ્ર મનથી શ્રવણ કરો ॥૮॥ આ લોકમા પુરૂષ પ્રથમ સદ્ગુરૂથકી દીક્ષા યથાવિધિ પામીને ભક્તિ કરે ( આ દીક્ષા ભક્તિમા અગવિધિ જાણવો એટલે ભક્તિ કરવા ઈચ્છતો પુરૂષ પ્રથમ દીક્ષાને ગ્રહણ કરે ) દીક્ષા બીજા કોઇના સબન્ધવાળી નહિ કિંતુ ભાગવતી-ફળથી તથા સાધનથી ભગવાનના એક સબન્ધવાળી સેવી. 'सम्प्राप्य वैष्णवीं दीक्षां विष्णुं भुवि भजन्ति ये । ते कृतार्था मनुष्या वै भारभूता सुचोऽपरे ॥' એવી સ્મૃતિ છે. આ દીક્ષાના પ્રદાતા ગુરૂ ધર્મે તથા ભક્તિમાં નિષ્ઠાવાળા હોવા જોઇએ. કેવળ ધર્મનિષ્ઠ કે કેવળ ભક્તિમાં પ્રવર્તતો પુરૂષ ગુરૂ થવાને યોગ્ય નથી, 'अन्धंतमः प्रविशन्ति येऽविद्यामुपासते । ततो भूय इव ते तमो य उ विद्यायां रताः ॥ विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥' એવી શ્રુતિ છે. તથા 'सम्पन्नो ज्ञानभक्तिभ्यां स्वधर्मरहितस्तु यः । स गुरुर्नैव कर्तव्यः स्त्रीहतात्मा च कर्हिचित् ॥' એવી સ્મૃતિ છે તો ધર્મભક્તિનિષ્ઠ સદ્ગુરૂથકી ભાગવતી દીક્ષા ગ્રહણ કરીને ભક્તિના આલમ્બનભૂત ભગવાનની જે દિવ્ય મૂર્તિ ( પ્રતિમારૂપ ) તે સદ્ગુરૂથકી મેળવવી, કારણ કે ગુરૂએ સમારાધન કરેલી પ્રતિમા શિષ્યના ધ્યાનાલમ્બનતાને યોગ્ય થાય છે ( જેમ મન્ત્રનો ગુરૂપદેશ સસ્કાર છે તેમ આ એક અર્ચાનો સસ્કારવિશેષ છે ) આજ અર્ચામાં વિશેષ છે. માટેજ 'लब्धानुग्रह आचार्यात्तेन सन्दर्शितागमः । महापुरुषमभ्यर्चेन्मूर्त्याभिमतयाऽऽत्मनः ॥' એમ ભાગવતમાં સ્વય ભગવાનેજ કહ્યુ છે. યદ્યપિ પર ( અક્ષરધામમાં રહેલું ) વ્યૂહ ( વાસુદેવાદિ ચાર ) અને વિભવો ( અવતારો ) ની ધ્યાનાલમ્બનતા થાય, અથાપિ શુભાશ્રય અર્ચાવિષે ભજનાતિશયની સુકરતા હોવાથી ભક્તિમાં પ્રવર્તતા પુરૂષોને પ્રતિમાજ પ્રધાનપણે પરિગ્રહણીય છે. પરસ્વરૂપાદિકતો અતીન્દ્રિય, શ્રુતિએજ એક ગમ્ય,

करोत्स्वा भक्तिं विदध्यादपतन्द्रि विष्णोः ॥९॥ तदीयमाहात्म्यवि-
बोधपूर्वं स्वभावतो वृत्तिरविच्युता या। स्नेहेन तस्मिन्सकलेन्द्रि-

---

योगસંસ્કૃત મનથી ગ્રાહ્ય અને નિયમિતાધિકાર ( એમાં ગુરુકૃપાએજ અધિ-
કાર હોવાનો નિયમ કર્યો છે) છે. પ્રતિમા તો ચક્ષુને તથા પ્રેમસંસ્કૃત
મનને અમૃતમયી હોય ને શું ? એમ સમધિક આહ્લાદ આપનારી, સર્વા-
ધિકારી ( એના પૂજનમાં સર્વને અધિકાર છે ) અને ભક્તિને અભિવૃદ્ધિ
કરનારી છે. આનંદમય જે પરસ્વરૂપ છે તે અર્ચાવતારમાં પણ પોતાના
અસાધારણ સ્વભાવને ત્યાગ કરતું નથી ( સમસ્ત ગુણ ઐશ્વર્ય સાથેજ
અર્ચામાં આવિર્ભાવ પામે છે ) એટલે એમાં કશી ન્યૂનતાપણ નથી–પરિપૂર્ણ
છે. એરીતે ગુરુથકી દીક્ષા અર્ચા આદિક પૂર્વાંગને પામીને ગુરુના કહેવા
મુજબ વિષ્ણુની ભક્તિ આળસનો પરિત્યાગ કરી કરે. પ્રેમલક્ષણા ભક્તિ
ક્રિયાયોગના રૂપની નહિ હોવાથી 'કરો' એમ તેમાં વિધિનો અન્વય કેમ
સંભવે ? એવી આશંકા કરવી નહિ, કેમકે પ્રેમગર્ભિત જે અનુધ્યાન છે
તે ચિત્તવૃત્તિની નિરંતરતા રૂપ છે એટલે તેમાં 'કરો' એમ વિધિ સંભવે
છે માટે કશી શંકા નથી ॥૯॥ પૂર્વોક્ત ચાર પ્રશ્નોના પ્રત્યુત્તર આપતાં
પ્રથમ ભક્તિસ્વરૂપ પ્રશ્નનો પ્રત્યુત્તર ચાર શ્લોકથી આપે છે—હે ભક્ત !
હવે કરવા યોગ્ય ભક્તિનું સ્વરૂપ અને તેના પ્રકારભેદો સાંભળો. ભગવા-
નમાં તેમના યથાર્થ માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સ્નેહગર્ભિત જે નિષ્કપટ મનો-
વૃત્તિનો નૈરંતર્યવિશેષ ( અવિચ્છિન્નતા ) છે એજ ભક્તિ કહી છે, આવા
મનોવૃત્તિના વેગથી ઉછળતા તરંગોવાળો જે ચક્ષુઆદિ બાહ્ય ઇન્દ્રિયોનો
પણ સ્વભાવથી પ્રતિમાદિ રૂપથી પ્રકટતાને પામેલા તે પરમાત્મામાં
યથાસંભવ પ્રવર્તેલો વૃત્તિવિશેષ છે એપણ ભક્તિના પ્રવાહરૂપ હોવાથી
ભક્તિજ જાણવી, તો સમસ્ત ઇન્દ્રિયોનું સહજપણે પ્રેમપૂર્વક ભગવાનમાં
અવિચ્છિન્નપણે અનુવર્તવું એ ભક્તિ કહેલી છે. એમાં 'मद्गुणश्रुतिमात्रेण
मयि सर्वगुहाशये । मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोम्बुधौ ॥ लक्षणं
भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् । अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषो-
त्तमे ॥' 'प्रेमपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते' । 'या प्रीतिरविवेकानां

याणां सा भक्तिरुक्ता नवधाऽस्ति सापि ॥१०॥ विष्णोः कथायाः श्रवणं च कीर्तिस्तस्य स्मृतिश्चाङ्घ्रिनिषेवणं च। पूजाऽऽनतिर्दास्यमनेन सख्यमस्मै सवर्गात्मनिवेदनं च ॥११॥ उक्ता नवैते ननु भक्तिभेदाः स्वशक्तितस्तैर्भजनीय ईशः। नराः सकामा निजवा-

विषयेष्वनपायिनी। त्वामनुसरतः सा मे हृदयान्माऽपसर्पतु ॥' ઈત્યાદિ વચનો છે ॥૧૦॥ માટેજ આ ભક્તિના જે નવ પ્રકારો સ્મૃતિમાં કહ્યા છે તે ઘટતા આવે છે, તેનો પ્રકારભેદ આ છે—વિષ્ણુની કથાનું શ્રવણ-નાયિકા ( પત્ની )ને નાયક ( પતિ ) ના ગુણનું શ્રવણજ જેમ એમ પરાનુરાગગર્લિત શ્રવણ કરવું. ( આ પણ વસ્તુતાએ મનોવૃત્તિવિશેષમાંજ પર્યવસાન પામે છે, કારણ કે શ્રોત્રાદિ ઇન્દ્રિયો આહરણ કરીને શબ્દાદિ વિષયો મનને ઉપહરણ કરેછે, ઇન્દ્રિયો સ્વતઃ પ્રકાશક નથી, મનને આધીન એમનો પ્રકાશ છે, 'मनसा ह्येव पश्यति मनसा शृणोति' 'अन्यत्रमना अभूवं नादर्शमन्यत्रमना अभूवं नाश्रौषं' ઈત્યાદિ શ્રુતિ પણ એમજ કહેછે ) તથા પરમ અનુરાગગર્લિત ભગવદ્‌ગુણોનું અનુકીર્તન કે જે અમૃતપાનની પેઠે આસ્વાદ લેતાં આનંદ આપનારૂં છે તે કરવું તથા ભગવાનના ગુણોનું અનુસ્મરણ ગાઢ અનુરાગગર્લિત કરવું તથા વિષ્ણુનું પ્રેમના પ્રવાહરૂપ દાસ્યાનુરૂપ પાદસંવાહન ( ચરણકમળ ચાંપવા ) તથા ભગવાનનું સ્વામિપણાના અનુસંધાનપૂર્વક પરા પ્રીતિથી યથાવિધિ પૂજન કરવું તથા ભગવાનને વારંવાર પ્રેમથી પ્રણામ કરવા તથા સર્વ દેશ સર્વ કાળ અને સર્વ અવસ્થામાં પોતાના આત્માને અસાધારણ એવી દાસવૃત્તિમાં દૃઢ નિષ્ઠા કરવી તથા ભગવાનની સાથે સખ્ય-મહાવિશ્વાસને સંપાદન કરનારો સ્નેહાતિશય રાખવો તથા ભગવાનને આત્મા આત્મીયનો સમગ્ર ભાર સમર્પણ કરવો. એ રીતે ભક્તિના નવ પ્રકારના ભેદો છે, 'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्' એમ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે ॥૧૧॥ આ શ્રવણાદિ ભક્તિભેદો ભક્તિના પરિપાકરૂપો ( ભક્તિથી શ્રવણાદિ પ્રવર્તેછે ) છે અને પરિપાકની પરિવૃદ્ધિ કરનારા પણ છે, તેમાં જેમને ભગવાનમાં ગાઢ અનુરાગનો

**ञ्छितार्थांस्तेनाप्नुवन्ति ह्यपरे च मुक्तिम् ॥१२॥ निष्कामभक्तिस्तु हरौ प्रवृद्धा दिनेदिने सिद्धिगणाद्गरिष्ठा । जीवस्य कोशं जरय-**

ઉત્કર્ષરૂપ ભક્તિપરિપાક ન નિષ્પન્ન થયો હોય તેમણે યથાશક્તિ-યથાધિકાર શ્રવણાદિ પ્રકારોવડે ભગવાન્ ભજનીય છે, તે કથાશ્રવણાદિ વારવાર કરતાં ભગવાનમાં ભક્તિની અભિવૃદ્ધિ થાય. આ અર્થ 'भक्त्या सञ्जातया भक्त्या' આ ભાગવતવચનથી સ્પષ્ટ છે. જેઓતો ભક્તિના પરિપાકને પામ્યા હોય તેમનેતો શ્રવણાદિ ભક્તિભેદો સ્વયં પ્રવાહવત્ પ્રવર્તે, એમાં કશી કર્તવ્યતા નથી. જે કોઇ ભક્તિને અર્થ કામથી અતરિત ( અર્થકામની ઇચ્છાથી ભક્તિ કરેછે અર્થાત્ સકામો છે ) તેપણ ભક્તિલેશના મહિમાથીજ અભીપ્સિત અર્થોને પામે છે, 'यत्कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत् । योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥ सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा । स्वर्गापवर्गं मद्धाम कथञ्चिद्यदि वाञ्छति ॥' એમ ભાગવતમાં કહ્યું છે. જે કોઈ અર્થ કામથકી વિરક્ત હોઇ નિશ્રેયસની ઇચ્છાથી ભક્તિમાં નિષ્ઠાવાળા થાય છે તેતો મુક્તિને પામીને પરમાનંદને અનુભવે છે ॥૧૨॥ જેતો મુક્તિની પણ કામના કરતા નથી અને ભક્તિનેજ પરમપુરૂષાર્થ માનેછે તેમની જે ભગવાનમાં પરમ પ્રેમલક્ષણા સ્વયંપ્રયોજનભૂતા ( ભક્તિથી બીજું ફળ નહિ ભક્તિ એજ ફળ) ભક્તિ છે તે આ નિષ્કામ ભક્તિ કહેવાય. આ ભક્તિતો નિ શ્રેયસનેપણ ફળભાવમાં સહન કરી શકતી નથી( નિઃશ્રેયસને પણ ઇચ્છે નહિ ) તો અણિમાદિ સિદ્ધિસઘને ફળપણે નજ સહન કરી શકે એમાં કહેવુંજ શું ? આ બધો અર્થ 'सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः' 'मुक्तिस्तेषां नहि बहुमता नारसिंहापरैः किम्' 'अपवर्गमात्यन्तिकं परमपुरुषार्थमपि नो एवाद्रियन्ते भगवदीयत्वेनैव परिसमाप्तसर्वार्थाः' 'मय्येकान्तमतिर्नान्यन्मत्तो वाञ्छति किञ्चन' 'मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम्' ઇત્યાદિ ભાગવત વચનોથી સ્પષ્ટ છે. આવી નિષ્કામ ભક્તિતો પ્રતિદિન ભગવાનમાં પ્રવૃદ્ધિ પામતાં જીવના કોશ-કોશની પેઠે આવરણ કરનાર બંધનને વૈશ્વાનર અગ્નિ જમેલા અન્નનેજ જેમ એમ તત્ક્ષણ પચવી નાખે છે એટલે નાશ કરે છે, અર્થાત્

त्यवदयं वैश्वानरो भुक्तमिवोदरेऽन्नम् ॥१३॥ अनन्यभक्तास्तु रमापतेर्ये नेच्छन्ति कैवल्यमपीह ते तु । सेवारतास्तस्य तदर्थचेष्टास्तेनैव पूर्णाः सततं प्रसन्नाः ॥१४॥ एकक्रियास्ते तु समेत्य विष्णो-

---

નિષ્કામ ભક્તિના ગૌરવબળથી અવિદ્યાકર્માદિ બધું બધક પોતેજ પ્રણાશ પામી જાય છે, એટલે પ્રાર્થના કર્યા વિનાપણ આત્યતિક કલ્યાણ પોતેજ નિષ્કામભક્તિનિષ્ઠને પામે છે. આ નિષ્કામભક્તિનો મહિમા છે ॥૧૩॥ હવે ભક્તસ્વરૂપ પ્રશ્નનો પ્રત્યુત્તર ૭ શ્લોકથી આપેછે—જે આ ભગવાનના અનન્યભક્તો ( નિષ્કામભક્તો ) છે તેતો કૈવલ્ય મુક્તિ કે જે અધ્યાત્માદિ ત્રિવિધ દુઃખાભિઘાતના ઉચ્છેદરૂપ છે તેને નથીજ ઇચ્છતા, કારણ કે ભક્તિ રસાસ્વાદથીજ એક તૃપ્ત થએલા એમને દેહયોગમાત્રથી ત્રિવિધ તાપનો પ્રસગ નથી અને તેનો ઉચ્છેદ થાય એ કોઇ મહાન્ લાભપણ નથી, કેમકે તેઓતો ઇહૈવ-દેહયોગ સતેજ ભગવાનની સેવૈકપરાયણ, તેમની પરિચર્યાના શેષભૂત સમસ્ત ઇન્દ્રિય ચેષ્ટાવાળા, માટે તેનાથીજ પૂર્ણકામ અને સદા પ્રસન્ન મનવાળા છે. આ તે નિષ્કામભક્તોને ત્રણ તાપનો પ્રસંગ કેમ હોય? નજ હોય અને તેના ઉચ્છેદમાત્રથી શુદ્ધ આત્મસ્વરૂપનો આવિર્ભાવ થાય તોપણ પોતાના પ્રિયતમ નિરવધિક આનદમય સ્વામિના સેવારસે રહિત હોવાથી એવા તે ઉચ્છેદમાત્રથી શો લાભ છે? કાંઇપણ નહિ, આ અર્થ 'न किञ्चित्साधवो धीरा भक्ता ह्येकान्तिनो मम । वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम्' આ ભાગવત વચનમાં સ્પષ્ટ છે ॥૧૪॥ તે આ બધા નિષ્કામભક્તો એકજ ક્રિયાવાળા છે-કામનામાત્રે રહિત અને ભક્તિમાંજ એક નિષ્ઠાવાળા જેઓ હોય તેમને પરસ્પર ક્રિયાભેદ ન હોય. કેમકે શ્રવણ કીર્તનાદિરૂપ જે ક્રિયાઓ છે તેતો ભગવાનનાજ એક અવલબનવાળી હોવાથી તે બધી ક્રિયાઓની રસ્યતામાં ( આનદ આપવામાં ) એકરૂપપણું છે. માટે તેઓ બધા ભેગા થઇને ભક્તિના પ્રવાહરૂપપણે શ્રવણાદિકને પ્રવર્તાવે છે. વક્તા વિદ્યમાન હોય તો ભગવાનનાં ચરિત્રોને શ્રવણ કરેછે. ક્યારેક પોતે એકાકી હોય તો ભગવાનમાંજ ચિત્તને એકાગ્રપણે જોડી દઇને ગુણગાન કરેછે. આ અર્થ 'मच्चित्ता मद्गतप्राणा बोध-

भक्ताश्चरित्राण्यनुवर्णयन्ति । शृण्वन्ति वा वक्तरि विद्यमाने गायन्ति च क्वापि तदेकचित्ताः ॥१५॥ न याति तच्चिन्तनवर्जितः क्षणो येषां सदा तन्निहितान्तरात्मनाम् । पश्यन्ति भूमाववतारमूर्तीस्ते तस्य ताभिश्च वदन्ति सन्तः ॥१६॥ प्रभवति विभवो न भक्तचेतः क्षणमपि चालयितुं पुरन्दरीयः । हरिचरणपदात्कदापि काले किमुत तदा भुवि मानवीयभोगः ॥१७॥ किमिह बहु वदामि

यन्तः परस्परम् । कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥' 'परस्परानुकथनं पावनं भगवद्यशः । मिथो रतिर्मिथस्तुष्टिर्निवृत्तिर्मिथ आत्मनाम् । स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम्' એવી સ્મૃતિ છે. તો એરીતે એમની કાય વાણી અને મનની સમસ્ત વૃત્તિઓ ભક્તિરસના પ્રવાહરૂપ હોવાથી તેમને ત્રિવિધતાપના આઘાતનો પ્રસંગજ ક્યાં છે? અને એને કૈવલ્યથી ફળ શું છે? કાંઇપણ નહિ ॥૧૫॥ 'सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया । यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते' આ સ્મૃતિનું અનુસંધાન કરીને ભગવાનમાંજ જેમણે સદાય ચિત્ત ચોંટાડી દીધું છે એવા તે આ નિષ્કામ ભક્તોને ભગવાનના ચિંતવન વિનાનો ક્ષણમાત્ર કાળ નિર્ગમન નથીજ થતો. આવા ભગવાનમાંજ એક દૃઢ નિષ્ઠાવાળા પરમ ભાગવતોને ભગવાન્ પ્રકટ થઇને આ ભૂમિમાં પણ લોચનગોચર થાય છેજ. તે રીતે પૃથ્વીમાં પ્રકટતાને પામેલા તે ભગવાનના અવતારના દિવ્ય સ્વરૂપ (કપિલ ઋષભાદિ) ને સાક્ષાત્ નિરીક્ષણ કરેછે. એટલે એમને ભગવાનનો સાક્ષાત્કાર સંભાષણાદિક દેશવિશેષમાંજ જેમ (પર ધામમાં જેમ) એમ આ પ્રાકૃત લોકમાં પણ સુલભ વર્તે છે ॥૧૬॥ તે આ નિષ્કામ ભક્તોના ભગવાનના ચરણકમળમાં સંલગ્ન થએલા ચિત્તને તે થકી ક્ષણકાળમાત્ર પણ ચલાયમાન કરવા ઇન્દ્રસંબન્ધી મહા વૈભવ પણ કોઇપણ કાળમાં સમર્થ થતો નથી તો પૃથ્વી ઉપર રહેલો મનુષ્ય સંબન્ધી પશુ પુત્ર રાજ્યાદિ બહુવિધ ભોગ ચલાયમાન કરવા ન સમર્થ થાય એમાં કહેવુંજ શું? નજ થાય, 'त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् । न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः'

पारमेष्ठ्यं पदमणिमादिकसिद्धिजातमात्तम् । प्रसभमपि च तेन दीयमानाः स्पृहयति भक्तवरः क्वचिन्न मुक्तीः ॥१८॥ क्वचन यदपि नास्ति भोगतृष्णा निजचरणैकरतस्य तस्य चित्ते । तदपि च वितरत्यसौ महान्तं विभवममर्त्यसुदुर्लभं स्वधाम्नि ॥१९॥ प्रियसुतसुहृदिष्टदैवमात्मा सकलमपीह हरिर्हि यस्य पुंसः । क्वचिदपि

એમ ભગવાને કહ્યું છે ॥૧૭॥ કિં બહુના–આ બાબતમાં વારે વારે બહુ શું કહેવું ? જે આ એકાંતિક ભક્તિરસિકો ભગવાને બળાત્ આપવા ઇચ્છેલી સાલોક્યાદિરૂપ મુક્તિને પણ ક્યારેય પણ સ્પૃહતા નથી તો તેઓ ભક્તિમહિમાથીજ પ્રાપ્ત થતા અણિમાદિ સિદ્ધિસમૂહની કે પારમેષ્ઠ્ય પદની શું સ્પૃહા કરે? નજ કરે ॥૧૮॥ ભગવાનના ચરણકમળમાંજ એક પરાનુરાગવાળા નિષ્કામ ભક્તના ચિત્તમાં યદ્યપિ ક્યારેય પણ ભોગતૃષ્ણા છેજ નહિ તથાપિ ભગવાનતો પરમ ઉદાર હોવાથી તે આ મહાભક્તોને પોતાના પરાત્પર અક્ષરધામમાં પહોંચાડીને તેમણે નહિ ઇચ્છેલુ પણ બ્રહ્માદિદેવદુર્લભ અપ્રાકૃત સર્વાતિશાયી કાંઇ પણ ઐશ્વર્ય આપેછે ॥૧૯॥ હવે ભગવાનમાં ભક્તકૃત પ્રીતિસ્વરૂપના પ્રશ્નનું પ્રતિવચન આપેછે—જે નિષ્કામ ભક્તને આત્મા તથા આત્મીય–પ્રિયા પુત્ર મિત્રાદિ અને ઇષ્ટદેવ આ બધુય ભગવાનજ છે, એટલે પતિવ્રતા પત્નીને પોતાનો પ્રિય પતિજ જેમ સ્નેહાસ્પદ છે, માતાપિતાને પોતાનો પુત્રજ જેમ પ્રેમાસ્પદ છે, મિત્રને સુહૃદજ જેમ વિશ્વાસાસ્પદ છે, સકામ ભક્તને ઇષ્ટદેવજ જેમ પરા પ્રીતિથી પૂજ્યત્વાસ્પદ છે, પોતાને પોતાનો આત્માજ જેમ પ્રીત્યાસ્પદ છે. એમ જે ભક્તોત્તમને ભગવાનજ પરમ પ્રેમાસ્પદ છે. આ અર્થ ભાગવતમાં સ્પષ્ટ છે, 'ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च संमतः । स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः ॥' 'येषामहं प्रिय आत्मा सुतश्च सखा गुरुश्च सुहृदो दैवमिष्टम्' ઇત્યાદિ. આવા તે ભગવાનમાંજ એક ભાવવાળા ભક્તને દેહયોગ હોવા છતાં પણ કાળ માયાનો ભય ક્યારેય પણ નથી. તેને કાળમાયાનો ભય નથી એમાં કહેવુંજ શું ? કારણ કે આનો આ દેહયોગ તો ભગવાને જગતના હિતમાટે સ્થાપન કરેલો છે કે જેના આશ્રયથી મનુ-

नहि तस्य कालमायाभयमभवाय यतो नृणां वपुस्तत् ॥२०॥ स्वतनयधनधामलोकलज्जाः सुरवरधामगमैषणां च हित्वा । भगवति हि दृढानुरागमाप्तो निजहृदि यस्तमसौ स्मरत्यखण्डम् ॥२१॥ तपति दहति वाति भास्करोऽग्निर्मरुदभिवर्षति वासवश्च मृत्युः । चरति जगति यद्भयात्स विष्णुर्विपद इमं परितश्च पाति नित्यम् ॥२२॥ हृदि विधृततदीयपादशाखानखविधुमण्डलकान्तिशैत्य-

थ्योने ભવભયની નિવૃત્તિ ( મોક્ષ ) થાય છે ॥૨૦॥ એરીતે ભક્તવર્યની ભગવાનમાં પ્રીતિનો પ્રકાર કહ્યો. હવે ભક્તવર્યમાં ભગવાનની પ્રીતિનો પ્રકાર હું કહુંછું—જે પુરૂષ વિત્તૈષણા પુત્રૈષણા દારૈષણા લોકૈષણા અને ઈન્દ્રાદિ ઐશ્વર્યૈષણાનો ત્યાગ કરી, લોકલાજને પણ નહિ ગણીને ભગવાન માંજ ગાઢ પ્રેમાનુબન્ધથી બધાઇને પ્રતિક્ષણ અનુસ્મરણ કરેછે તે આ પોતાના ભક્તોત્તમને ભગવાનપણ પ્રતિક્ષણ પોતાના હૃદયમાં પ્રીતિથી અનુસ્મરણ કરેછે. 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः' 'ज्ञानी त्वात्मैव मे मतः' 'ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्' 'तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्' 'ज्ञानी प्रियतमोऽतो मे ज्ञानेनासौ बिभर्ति माम्' 'नाहमात्मानमाशासे मद्भक्तैःसाधुभिर्विना' 'साधवो हृदयं मह्य साधूनां हृदयं त्वहम्' એમ સ્વયં ભગવાનેજ કહ્યું છે ॥૨૧॥ હવે પછી ચારેય પ્રશ્નોના ઉત્તરો એક સાથે અનુક્રમ વિનાજ સવિસ્તર એકત્રીશ શ્લોકોથી કહેછે— આ નિષ્કામ ભક્ત અભયને પામેલોજ છે, કેમકે એની ભગવાન્ સર્વે વિપત્તિઓ થકી સર્વ સ્થળમાં સર્વદા રક્ષા કરેછે, જેના મહાભયને લીધે સૂર્ય અગ્નિ વાયુ ઇન્દ્ર મૃત્યુ આદિક દેવતાઓ પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે, આ સર્વના પ્રશાસ્તા પરમાત્મા વિષ્ણુ રક્ષક છે તો આ ભક્તને ભયની શંકા ક્યાંથીજ હોય, નજ હોય. આ તો સસ્મૃતિભયે રહિતજ છે ॥૨૨॥ જેનુ હૃદય નિરતર નિવાસ કરી રહેલા ભગવાનના ચરણનખરૂપ ચન્દ્રમંડળની કિરણોના પ્રસરણથી અતિશય શીતળ વર્તેછે તે વૈષ્ણવોત્તમના હૃદયમાં વિષયરૂપ વિષસુખની અભિલાષાને લીધે ઉત્પન્ન થતા સંતાપ પ્રસરણનો પ્રસંગજ ક્યાં છે ? જેમ અગ્નિકૃત દાહ ચન્દ્રોદય

भाजि । तदितरसुरसगर्धनोत्थतापो न भवति तस्य यथाऽग्निजो ऽम्बुपूरे ॥२३॥ विधिमुखसुरचिन्तनीयपादः स्थिरचरदेहिनियामकोऽपि कृष्णः । दृढरतिरशनानिबद्धपादो हृदयमहो न विहातुमस्य शक्तः ॥२४॥ प्रियतमा न रमा न च राधिका प्रियतमो न विधिर्न च भोगिराट् । भगवतो न निजापि तनुस्तथा भुवि यथा

પ્રવાહમા સમર્થ નથી એમ આ ભક્તને સતાપનો પ્રસગજ નથી. આ અર્થ 'भगवत उरुविक्रमाङ्घ्रिशाखानखमणिचन्द्रिकया निरस्ततापे । हृदि कथमुपसीदतां पुन स प्रभवति चन्द्र इवोदितेऽर्कताप ' આ ભાગવત વચનથી સ્પષ્ટ છે ॥૨૩॥ જે ચતુર્મુખપ્રમુખ દેવોએપણ ચિત્તથી અખડ ચિંતનીય ચરણારવિંદ અને સ્થાવર જગમ સમસ્ત ભૂતવર્ગના નિયામક છે તે શ્રીકૃષ્ણ ભગવાનપણ દૃઢતર ભક્તિરૂપી દોરીથી ચરણારવિંદ બધાઈ ગયાં હોવાથી આવા ભક્તના હૃદયકમળને પરિત્યાગ કરી અન્યત્ર જવામાટે સમર્થ નથીજ થતા આ અતિશય આશ્ચર્ય છે ( સર્વથા સમર્થ હોવા છતા અસમર્થની પેઠે અખડ બધાઇ રહેછે આ અત્યાશ્ચર્ય છે ) 'विसृजति हृदय न यस्य साक्षाद्धरिरवशाभिहितोऽप्यघौघनाश । प्रणयरशनया धृताङ्घ्रिपद्म स भवति भागवतप्रधान उक्त ' એમ ભાગવતમા કહ્યુ છે ॥૨૪॥ આ સસારમડળમા દૃઢ ભક્તિપરાયણ પુરૂષ જેવો ભગવાનને પ્રિયતમ છે તેવા તેમને રમા રાધિકા બ્રહ્મા અને સકર્ષણપણ પ્રિયતમ નથી ભગવાનને રમા રાધા આદિકની અપેક્ષાએ આ ભક્તઉપર પ્રીતિ અત્યધિક છે એમ ભક્તઉપર ભગવાનના પ્રેમની પ્રશસા કરી છે (વિષયદોષના લેશપ્રસગે રહિત એવા દિવ્ય દેશમા રહેલાને એક ભગવાનમાં પ્રેમાતિશય હોય એ દુર્ઘટ નથી, વિષયદોષની સમધિકતા જેમા છે અને ઇન્દ્રિયસમૂહથી વીંટાએલા, દુર્વાસનાથી વ્યાકુળ એવા આ ભવમડળમા રહેલાને પરમાત્મામાં પ્રેમપ્રકર્ષનો ઉદય તો દુરત દુર્ઘટ છે માટે ભક્તોઉપર ભગવાનનો રમા રાધાદિકથી પણ પ્રેમાતિશય સમધિક વર્તેછે એ ન્યાય્યજ છે ) કિં બહુના—પોતાનો આત્માપણ ભક્તો જેવો પ્રિયતમ નથી न तथा मे प्रियतम आत्मयोनिर्न शङ्कर । न च सङ्कर्षणो न श्रीर्नैवात्मा च यथा भवान् ।' એમ ભાગવતમાં

दृढभक्तिपरो नरः ॥२५॥ साह्येन योगेन मखैस्तपोभिः संन्यासवेदव्रतभूरिदानैः । प्रीत्यै हरेः प्राग्विहितैर्लभन्ते भक्तिं तदीयां नवधा प्रसिद्धाम् ॥२६॥ तस्या अपीदं परमं फलं यत् स्नेहो भवेद्गाढतरो हि कृष्णे। यावन्न स स्याद्व्रजतां च तावद्भक्तिर्बुधैरङ्कुरितेति बोध्यम् ॥२७॥ गाढस्नेहो यदा स्याद्भगवति सुखदे भक्तिभाजां तदानीमखिललोके परे वा मनसि रुचिकरं तं विना स्यान्न

ભગવાનેજ કહ્યું છે. માટેજ પોતાના અસાધારણ ઐશ્વર્યને પણ અનાદર કરી સમાશ્રિતના સંરક્ષણમાં કટિબદ્ધ થાય છે. જેમ અર્જુનના સારથિ થઈ દ્રૌપદીનું પ્રિય કર્યું હતું ॥૨૫॥ તે આ શ્રવણાદિલક્ષણા પ્રસિદ્ધ નવવિધા ભગવદ્ભક્તિ સર્વસુગમ નથી. જેમણે પૂર્વે અનેક જન્મમાં તપ દાન યજ્ઞ સંન્યાસ વેદાધ્યયન વ્રત સાંખ્યાભ્યાસ યોગાભ્યાસ આદિક અનેક સાધનો કેવળ ભગવત્પ્રસન્નતા માટેજ કર્યાં હોય તેમનેજ આ નવધા ભક્તિ આ જન્મમાં સુગમ છે, 'जन्मान्तरसहस्रेषु तपोदानसमाधिषु। नराणां क्षीणपापानां कृष्णे भक्तिर्हि साध्यते' એવી સ્મૃતિ છે ॥૨૬॥ પૂર્વભવમાં કરેલાં નિષ્કામ કર્મોના ફળભૂત, ભક્ત્યંકુરભૂત, પ્રેમગર્ભિત શ્રવણાદિ લક્ષણા, (ભક્તિના અંકુરભૂત હોવાથીજ) ભક્તિશબ્દવાચ્યા ભક્તિ પ્રાદુર્ભાવ પામેછે. તે શ્રવણાદિ પ્રકારો જો પ્રતિદિન અનુવર્તે તો પરાભક્તિ ગાઢસ્નેહલક્ષણાભક્તિપરિપાકદશા નિષ્પન્ન થાય છે, 'भक्त्या सञ्जातया भक्त्या' એવું ભાગવત વચન છે. ( શ્રવણાદિ ભક્તિનું પરમ ફળ ભગવાનમાં અત્યંત દૃઢ સ્નેહ થાય એજ છે ) જ્યાંસુધી આવી દશા ન નિષ્પન્ન થાય ત્યાંસુધી ભક્તિ તો અંકુર અવસ્થામાં ( આરંભ દશામાં ) છે એમ જાણવું ॥૨૭॥ આજ ભક્તિનિષ્ઠોનું લક્ષણ છે કે-સ્વયં આનંદમય હોઇને પોતાવિષે અનન્ય ભાવવાળાઓને આનંદ આપનારા ભગવાનમાં જ્યારે ગાઢ સ્નેહ પ્રવૃદ્ધિ પામે ત્યારે ભગવાન થકી અન્ય અખિલ લૌકિક અર્થોમાં કોઇ પણ મનને રૂચિકર નહિ થતાં ઉલટો વિદ્વેષ વૃદ્ધિ પામે અને ભગવાનનું ચિંતન-પરિચર્યાદિકમાં રસિકતાને લીધે મહાન્ કાળનું નિર્ગમન થઇ જાય પણ ક્ષણ કાળની પેઠે તેમને જણાય અને તેમના ચિંતન-પરિચરણે રહિતતો ક્ષણકાળપણ

किञ्चित्। तत्सेवाचिन्तनादावपि रसिकतया भूरिकालापयानं तेषां स्याद्वा क्षणस्तद्रहित इह लवः कल्पतामेव यायात् ॥२८॥ जाते तद्विरहे विचित्तवदसौ भक्तस्तदाकारकं विश्वं पश्यति भाषते च तरुणा स्तम्भेन कुड्येन वा। देहं क्वापि तदाकृतिं दृशि दधत्तच्चेष्टितं चेष्टते रौति क्वापि हसत्यथोन्मद इवानन्देन संनृत्यति ॥२९॥ हृदि तं त्ववलोक्य कर्हिंचिच्च प्रसरत्प्रेमभराश्रुरुद्ध-

કલ્પકાળ તુલ્ય જણાય. આ અર્થ 'क्षणं युगशतमिव यासां येन विनाऽभवत्' 'त्रुटिर्युगायते त्वामपश्यताम्' 'निन्युर्दुःखेन वासरान्' 'न वियोगतीव्राधयोऽन्यं ददृशुः सुखाय' 'यत्प्रेक्षणे दृशिषु पक्ष्मकृतं शपन्ति' ઇત્યાદિ ગોપીઓના પ્રેમવર્ણનથી સ્પષ્ટ છે ॥૨૮॥ વળી આપણ ભક્તવર્યનું લક્ષણ છે–આ ભક્ત ધ્યાનના પ્રકર્ષથી નેત્રની આગળ પ્રાદુર્ભાવ પામેલા ભગવાનને અનુભવ કરીને એકદમ તેમનું અંતર્ધાન થતાં તેમના વિરહવેગને પામીને ઉન્મત્તના જેવા ચેષ્ટિતવાળો થાય છે. પ્રિયતમાના વિરહમાં પ્રિયજ જેમ અથવા પ્રિયના વિરહમાં પ્રિયાજ જેમ એમ જડાજડના વિવેકે વિહીન થઇને પ્રિયતમ ભગવાનના સંબન્ધવાળું જે કાંઈ પણ તરૂ કે સ્તંભ કે ભિત્તિની સાથે ભાષણ કરે છે, એટલે વૃક્ષાદિકનેજ ભગવાન્ માનીને તેની સાથે જે કાંઈ પણ બોલે છે. અને સદાય ભગવદેકભાવનાના બળથી આ સમસ્ત વિશ્વને ભગવન્મયજ ભાળે છે. વળી કદાચિત્ પોતાના આત્માને ભગવદ્રૂપ માનીને તેમના ચેષ્ટિતને અનુકરણ કરતો થકો ચેષ્ટા કરેછે. ક્યારેક તો તેમના વિરહને નહિ સહન કરતો થકો રૂદન કરેછે અને કદાચિત્ ભગવાન સાથે સંશ્લેષને પામ્યો હોય ને શું? એમ ખડખડાટ હાસ કરેછે તથા ગ્રહગૃહીતની પેઠ 'જીતં જીતં' એમ બોલતો થકો આનંદથી નૃત્ય કરેછે અને ક્યારેક 'હે હરે ! મારી ઉપર અનુગ્રહ કરો' એમ બોલવાની સાથે ઉચ્ચ સ્વરથી ગાય છે. આ અર્થ 'क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः। नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः' ઇત્યાદિ વચનથી ભાગવતમાં સ્પષ્ટ કર્યો છે ॥૨૯॥ આ ભક્ત ક્યારેક અન્ય દેહાદિ અનુસંધાનને અસ્ત કરીને નિરંતર અનુધ્યાન કરતાં તે અનુધ્યા-

कण्ठः । अननुस्मृतदेह एव तस्मिन्स विलीनो बहिरेत्यथेच्छयाऽस्य ॥३०॥ नहि केवलमीदृशाः पुमांसो भुवि भक्ताः श्रुतवेदिनो भवेयुः । अबला अपि चात्मधर्मसंस्था भगवत्स्नेहभरेण देववन्द्याः ॥३१॥ अविदः सुविदोऽपि विप्रराजोरुजशूद्रा अथ नीच-

નબળથી હૃદયતળમાં સાક્ષાત્ અવભાસ થતા ભગવાનને અપરોક્ષભાવને પામેલી માનસવૃત્તિથી સાક્ષાત્ કરી તે પ્રસરતા પ્રેમાતિશયથી આવી ગએલાં આંખમાં આનંદનાં અશ્રુથી કંઠાવરોધવાળો થઈ ભગવાનમાં ગાઢ અનુરાગથી વિલીન થઈ જાય છે. પછીથી એ ભગવાનેજ બહુકાળે સમાધિ થકી ઉઠાડવાથી બહાર દેહાદિયોગને જીવેછે ॥૩૦॥ પૃથ્વીમા આવો ભક્ત્યતિશય કેવળ પુરૂષોનેજ થાય કે શાસ્ત્રના પરિશીલનવાળાને થાય એવો નિયમ નથી, કારણ કે-અબળાઓ પણ નિષ્કામપણે અનુષ્ઠાન કરેલા સ્વધર્મોવડે ભગવત્પ્રસાદની સંપત્તિ થતા શ્રવણાદિ ભક્તિમાં અધિકાર પામીને તેના અભ્યાસબળથી ( અથવા સાક્ષાત્-નિષ્કામ કર્મના અનુષ્ઠાન વિનાજ ઉપલબ્ધ થએલા ભગવત્પ્રસાદબળથી ) ભગવાનમાં ગાઢ અનુરાગરૂપ પરા ભક્તિને પામીને ઇન્દ્રાદિ દેવોએપણ વંદનીય થાય છે. આવા ભાગવતપણાની પ્રાપ્તિમા ભગવાનમાં ગાઢ અનુરાગજ કારણ છે પણ શાસ્ત્રસત્વાદિક નથી, એટલુંજ તાત્પર્ય છે. આ અર્થ 'दृष्ट्वा स्त्रीणां भगवति कृष्णे भक्तिमलौकिकीम्' 'नासां द्विजातिसंस्कारो न निवासो गुरावपि । न तपो नात्ममीमांसा न शौचं न क्रियाः शुभाः । अथापि ह्युत्तमश्लोके कृष्णे योगेश्वरेश्वरे । भक्तिर्दृढा न चास्माकं संस्कारादिमतामपि' ઇત્યાદિ ઋષિપત્નીઓના દૃષ્ટાંતથી ભાગવતમાં કહ્યો છે ॥૩૧॥ ભજનીયતામાં સર્વ કોઈ પ્રેમી ભક્તોને આ ભગવાન તુલ્યજ છે. શાસ્ત્રાધ્યયનની સંપત્તિથી ભક્તિમાં અધિકારાતિશય છે; એમ નથી તેમ તેની રહિતતાથી તેની ન્યૂનતા છે; એમ પણ નથી. તથા વિપ્રાદિ વર્ણની પ્રકૃષ્ટતા ભક્તિમાં ઉપકારક છે એમ નથી; તેમ તેની કનિષ્ઠતા અપકારક છે; એમ પણ નથી કિં બહુના-અંત્યજતાપણું ભક્તિમાં વિરોધિ નથી. ભાવશુદ્ધિજ તો ભક્તિના અધિકારમા મુખ્ય કારણ છે. આ ભાવશુદ્ધિ 'અમારા નિરૂપાધિક સ્વામી

जातयोऽपि । सकलाः कमलाधवस्य तुल्या इह सप्रेम भजन्ति ये जनाः स्वम् ॥३२॥ अवगम्य तदीययादृशत्वं सहसा वापि मनोऽत्र यस्य तस्मिन् । रतिमाप दृढां स मुक्तजीवः पुरुषो वास्त्वबलास्तु वापि पण्ढः ॥३३॥ हरिसंनिरतेन भक्तिदार्ढ्यं सततं सन्न-

ભગવાન્ શ્રીકૃષ્ણ છે' એવો દૃઢ વિશ્વાસ લાવવો એજ છે. તેનાથી તેમના ગુણોનુ જે વિજ્ઞાન થાય તે વિજ્ઞાન મૂળ જેમાં છે એવો ભગવાનમાં પૂર્વપુણ્યના ફળભૂત પ્રેમાકુર ઉદ્ભવેછે. આ તો અત્યજોને પણ સમાન છે, તો સર્વ કોઈ ભક્તિમાં અધિકારી છે. આ અર્થ 'समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः । ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥' 'मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिं...अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । साधुरेव स मन्तव्य. सम्यग्व्यवसितो हि सः' 'विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम्' 'भक्तिरष्टविधा ह्येषा यस्मिन् म्लेच्छेऽपि वर्तते । स विप्रेन्द्रो मुनि· श्रीमान् स यतिः स च पण्डित.' ઇત્યાદિ ગીતાવચન આદિકમાં કહ્યો છે ॥૩૨॥ વળી ભગવાનના સર્વેશ્વરત્વાદિ મહિમાના યથાર્થ જ્ઞાનપૂર્વક કે તેના વિનાપણ જે કોઇપણ પ્રકારે જેને ભગવાનમાં ગાઢ અનુરાગ થાય તે પુરૂષ હોય કે ભલે અબળા હોય કે ભલે નપુસકપણ હોય તથાપિ તે જન મુક્તજીવજ છે. એટલે દેહયોગમાત્રજ વૈષમ્ય છે, બીજી એમાં વિષમતા નથી. અર્થાત્ મુક્તની માફક એને ભવલેપનો સ્પર્શ નથી. આ અર્થ ગોપીઓના દૃષ્ટાંતથી જાણી લેવો. ( ગોપીયોએ પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાનમા પરબ્રહ્મભાવના અવબોધ વિના કેવળ અસાધારણ ગાઢ પ્રેમાનુબન્ધ બાધ્યો હતો. તે પછી તેમણે મુક્તૈશ્વર્યે થકી નહિ ન્યૂન એવું ઐશ્વર્ય અનવધિક આનદરૂપ અનુભવ્યું હતું અને તે ગોપીઓ મુક્તોએપણ અભિવંદનીય થઇ હતી ) ॥૩૩॥ ભગવાનમાં સુદૃઢ અનુરાગરૂપ ભક્તિનો આવો મહિમા છે, માટે તેની દૃઢતા કરવાનું હવે ત્રણ શ્લોકથી કહેછે—ભગવદ્ભક્તિપરાયણ ભક્તજનને સતોના સમાગમથી ભક્તિની દૃઢતાજ નિરતર કરવી. અન્યથા અન્યના સગથકી ઉત્પન્ન થતો

रसङ्गतो हि कार्यम् । हरतीतरथा दयादिरूपं ननु कृष्णात्स्वमनो यथाऽऽर्षभं तम् ॥३४॥ भजने निरतोऽप्यपक्वयोगी च्युतिमाप्नोति कुसङ्गतः कदाचित् । वितथा न भवेद्धरेस्तु भक्तिः पुनरे-

---

દયાદિ ગુણપણ ભક્તિયોગ થકી ભક્તને નિશ્ચે ભ્રષ્ટ કરેછે જેમ ઋષભદેવ ભગવાનના પુત્ર ભરતજી મૃગલીના બચ્ચાના સગથી થએલા દયાગુણને લીધે પણ ભક્તિમાથી ભ્રષ્ટ થયા હતા. તો અન્ય કુસગ કરવાથી ભ્રષ્ટ થાય એમાં કહેવુજ શું ? થાયજ; માટે સત્સગ કરવો ॥૩૪॥ શું ત્યારે ભક્તિ ભ્રષ્ટોની અધોગતિજ થશે ? તો એમ નથી. પ્રકૃતિવિલક્ષણ શુદ્ધ આત્મ સ્વરૂપના ધ્યાનમાં પ્રવર્તેલો યોગી આત્મસ્વરૂપના ધ્યાનમાં તત્પર હોય પણ કદાચિત્ કુસંગને લીધે કામનારૂપ વટોળીયાથી યોગમાંથી પ્રચ્યુતિ પામેલો તે આ અપકવયોગી વિતથ-છિન્નાભ્રની પેઠે પ્રણાશ પામે નહિ, 'प्राप्य

त्यन्यजन्तुष्वपीयमेनम् ॥३५॥ अत एव सदैव सावधानैर्मनसो विश्वसनं विहाय कृष्णे । सुजनैः स्वरिपुं विहाय दम्भं हृदि विश्वस्य विधीयतां च भक्तिः ॥३६॥ सत्यं वदेज्जितनिजेन्द्रियशीलशाली सौहार्दभाङ्नृषु भवेत्प्रणमेद्धरिष्ठान् । दीनेषु तत्सुखकरं पितृ-

કલ્યાણ કોઇ પણ નથી ॥૩૫॥ માટેજ 'ભક્તિથીજ પ્રસન્ન થવાના સ્વભાવવાળા ભગવાન્ અમારા સમસ્ત પાપને નાશ કરી પોતાનુ પરમપદ આનંદમય આપશેજ' એવો હૃદયમા મહાવિશ્વાસ લાવીને ( શાસ્ત્રાર્થમાં શ્રદ્ધા રાખીને ) આંતર રિપુ દંભને ત્યાગ કરી ( દંભથી આ ભક્ત છે એવી ખ્યાતિ કે પૂજાસપાદનની પ્રવૃત્તિને પરિત્યાગ કરી ) સાવધાન-શુદ્ધ ભાવથી ( મન જે ક્ષણમાં ભક્તિમાં અનુકૂળ થાય તેજ સમયમાં ) વિવેકી જનોએ ભગવાનમાં સદૈવ ભક્તિ કરવી. તેમાં મનનો વિશ્વાસ ન કરે. એટલે 'મન અમારે અનુકૂળ વર્તેછે, ભગવાનને કાલે ભજીશુ' એમ માનીને ભક્તિમાં વિલબ ન કરવો ॥૩૬॥ હવે ભક્તના આવશ્યક ગુણવિશેષોને ચાર શ્લોકેથી કહે છે—સત્યાદિક ગુણો ભગવદ્ભજનમાં ઉપકારક છે, ચિત્ત વિશુદ્ધ હોય તો ભક્તિ વિશુદ્ધ ઉત્પન્ન થાય. ચિત્તની શુદ્ધિમાં સત્યાદિ ગુણો કારણ છે વળી ભક્તિના વૈભવને અવલબીને અસન્માર્ગમાં . પ્રવૃત્તિ ન થાય એટલામાટેપણ સત્યાદિ ગુણોનું અત્ર કથન છે. ભગવાનની ભક્તિમા પ્રવર્તેલો પુરૂષ સત્યજ બોલે-જેવું દેખ્યું હોય એવું ભૂતહિતકારી વચન તે સત્ય કહેવાય, 'सत्येन लभ्यस्तेपामेवैष विरजो महालोक.' આ શ્રુતિ સત્યને વિદ્યાદ્વારપણે કહે છે. આ દ્વારતા ચિત્તશુદ્ધિની સપાદકતાપણે જાણવી. એટલે સત્યવચનથી ચિત્તશુદ્ધિ થતાં વિદ્યા સિદ્ધ થાય છે. તથા જીતેન્દ્રિય થાય-વિષયોથકી ઇન્દ્રિયોને પાછા વાળીને ભક્તિને અભિમુખ થએલા મનને અનુકૂળ વર્તે એવાં કરી દેવાં એ ઇન્દ્રિયજય કહેવાય, તત્પરાયણ થાય. 'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मन.' 'इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ । तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ' ઇત્યાદિ ગીતાવચનથી આવોજ ઇન્દ્રિયજયપ્રકાર કહ્યો છે. તથા દયા દાન અહિંસા આદિક સુશીલે સપન્ન થાય, શીલસપત્તિપણ ચિત્તશુદ્ધિમાટે થાય છે. તથા સર્વે ભૂતો ઉપર

यद्वदेच्च स्निग्धो भवेत्सद्दासस्तु हरेस्तु भक्तः ॥३७॥ तत्प्रेमपात्रगुरुस्तु तदीयबुद्धिर्विद्यार्थरूपकुलजन्ममदश्च न स्यात्। दान्तेन्द्रियो व्यसननिःस्पृहशान्तकामः पश्येत्सदा ह्यसदिदं जगदस्य भक्तः ॥३८॥ तद्भक्तश्रितदेशसेवनरतस्तत्कर्मकृत्तत्परः स-

સૌહાર્દે સયુક્ત થાય. આ સૌહાર્દ અહિંસામતને પુષ્ટિ કરનારૂં અને વિશેષપણે ચિત્તશુદ્ધિ કરનારૂં છે. વળી ભગવાન્ સર્વના સુહૃત્ છે 'निवासः शरणं सुहृत्' 'सुहृद सर्वभूतानां' એવું વચન છે. તો તેને ભજનારા જનને સર્વભૂત સૌહાર્દ મુખ્યપણે જોઇએ. તથા વરિષ્ઠોને પ્રણામ કરે-પોતાવિષે ભગવદ્દાસપણું સ્વાભાવિક અનુસધાન કરી તેની દૃઢતામાટે જ્ઞાન વૈરાગ્યાદિ ગુણોવડે શ્રેષ્ઠ એવા ભાગવતોને વિનયથી પ્રણામ કરે. ભાગવતદાસતા ભગવદ્દાસતાની સીમાભૂત છે. એટલે જ્યારે ભાગવતદાસતા દૃઢ થાય ત્યારે જાણવું કે આને ભગવદ્દાસતા દૃઢ થઈ છે, સર્વની અપેક્ષાએ વરિષ્ઠ તો ભાગવતોજ છે, ભાગવતદાસતા ભગવદ્ભક્તિમાં અભિવર્ધક છે. તથા દીન જનોને સુખકર પ્રિય વચનથી માતાપિતા પુત્રનેજ જેમ એમ તેના દોષોને નહિ લક્ષમાં લઇને રાજી કરે. ( એટલે વાત્સલ્ય રાખે ) રાજીપાના વ્યાપારોમાં સ્વાગત વચન પ્રથમ આવેછે માટે 'वदेत्' એમ વાચાનો નિર્દેશ કર્યો છે. આ ઉપરથી યથાશક્તિ ધનાદિકથી પ્રસન્ન કરવાનું પણ જાણી લેવું. તથા ગુણોવડે પોતાને સમાન એવા ભક્તોમાં સ્નેહયુક્ત થાય, કારણકે સતોમાં કરેલો સ્નેહ ભક્તિનો અભિવર્ધક છે ॥૩૭॥ તથા ભગવાનમાં પ્રેમના પાત્રભૂત પરમભક્તો અને સતોના અગ્રેસર સર્વે લોકગુરૂઓમાં ભાગવતોત્તમ હોવાથી ભગવાનમાંજ જેમ એમ પૂજ્યતાતિશય બુદ્ધિ કરવી., તથા વિદ્યા ધન રૂપ અને સત્કુળજન્મનો મદતો ક્યારેય નજ કરવો, કારણ કે તે ભક્તિમાં વિરોધી છે. તથા કૃચ્છ્રાદિ તપશ્ચર્યાથી બાહ્ય ઇન્દ્રિઓને દમન કરનારો થાય, કારણકે આ તો દુષ્ટ અશ્વો છે, તેનું દમન ન કરેતો મહા અનર્થ કરે. તથા વ્યસનવિવર્જિત થાય. તથા ( ભગવાનના દિવ્ય ગુણોના ચિંતનથી ) ભગવાન થકી અન્ય અર્થની અભિલાષાએ રહિત થાય. તથા આ સમસ્ત જગતને નિરંતર નશ્વર, માટેજ અસત્ જુવે ( આથી કામના નિવૃત્તિમાટે જગતમાં દોષદર્શન કરવાનું કહ્યું )

म्भूय स्वयमेव वा वितनुयात्तत्पर्वयात्रोत्सवान् । पश्येद्व्योम यथा निजात्मनि बहिश्चापावृतं तं त्वसौ प्राचीनाधुनिकात्मनिष्ठ-गुणवत्तद्भक्तरीतीः श्रयेत् ॥३९॥ स्त्रीपुं स्त्रैणजने विधर्मिणि नरे पापण्डिदम्भोद्भटे शब्दार्थान्तरदर्शनेन विदुषि भ्रंशोद्यते ध-

॥૩૮॥ ભગવદ્‌ભક્તોએ સેવેલા દેશોનું સ્નેહથી સેવન કરે, ભક્તોને અપેક્ષિત દેશાનુકૂલ્ય આજ જાણવું. તથા ભગવાનનોજ જેમાં મુખ્ય સંબન્ધ છે એવાં પુષ્પો લાવવાં હાર ગુથવા આદિક કર્મપરાયણ થાય. તથા ભગવત્પરાયણ આ ભક્ત એકાદશી આદિક પર્વ દિવસોમાં બીજા ભક્તો સાથે મળીને કે પોતે એકલોજ ભગવાનના દિવ્ય મંદિરમાં અભિગમનરૂપ યાત્રાને કરે અને તે મંદિરમાં ઉત્સવોને કરે. તથા ભક્તિયોગમાં રહેલો ભક્ત તે આ ધ્યેય ભગવાનને ક્ષેત્રજ્ઞસ્વરૂપ પોતાની અંદર બહાર આકાશની પેઠે નિર્લેપણે રહેલા જુવે. (આ સ્થળે આકાશદૃષ્ટાંત નિર્લેપતામાત્રમાં લેવું પણ સર્વાંશે ન લેવું, કારણ કે આ ભગવાનતો દિવ્યાકાર હોઇને સદા અંદર બહાર ભક્તોને સન્નિધિ કરે છે) તથા પ્રાચીન-શુક નારદ ઉદ્ધવ અંબરીષ આદિક અને આધુનિક-મુક્તાનંદ ગોપાળાનંદ આદિક જે આત્મનિષ્ઠ-પ્રકૃતિવિલક્ષણ પરમાત્મદાસભૂત પોતાના આત્મસ્વરૂપમાં નિષ્ઠાવાળા, ગુણવંત-જ્ઞાન વૈરાગ્ય આદિક ગુણશાલી અને તે ભગવાનમાં પરમ ભક્તિનિષ્ઠાવાળા છે તેમની રીતિ (વર્તનપ્રકાર)ને અનુસરે (આથી આત્મજ્ઞાનથી સુસંસ્કૃત એવી ભક્તિનિષ્ઠા કરવાની કહેલી જાણવી) ॥૩૯॥ તથા ભક્તિમાં પ્રવર્તેલો પુરૂષ સ્ત્રિયો અને સ્ત્રીલંપટ પુરૂષનો પ્રસગ આપત્કાળમાંપણ ન કરે. તથા ધર્માચરણે રહિત એવા-પણ નરનો સંગ ક્યારેય ન કરે, કારણ કે ધર્મવિમુખોનો જે સંગ છે તે ધર્માચરણ થકી પતિત કરે છે અને તેથી ચિત્તમાં કલુષતા ઉદ્‌ભવે છે માટે તેવાનો સંગ ન કરે. તથા પાખંડી-જેઓ વેદવિરૂદ્ધ ધર્મમાં નિષ્ઠાવાળા હોય તેમનો પ્રસગ ન કરે, કેમકે ઇશ્વરમાંપણ અનાસ્થા આવવાનો પ્રસંગ છે. તથા જેઓ દંભોદ્‌ભટો-દંભથી ઉદ્‌ભટ-ઉદ્ધત એટલે ધાર્મિકપણાની પ્રખ્યાતિમાટે ધર્માભાસોને આચરનારા હોય તે ધર્મધ્વજીનો સંગ ન કરે, કેમકે દંભતો સર્વ અનર્થનું મૂળ છે. તથા જે કોઇ વિધિવચ-

मतः । स्वेच्छाकल्पितधर्मिणि व्यसनिनि क्रुद्धे च लुब्धे खले कामार्ते परधर्मगामिनि हरिद्वेषे न सज्जेत सः ॥४०॥ यदि रतिः सुदृढा न हरौ भवेद्गुणगणैरपरैर्निभृतैश्च किम् । यदि च सा भव-

નોના અર્થાન્તરને વિદ્વત્તાબળથી કલ્પીને ધર્મતત્ત્વથકી અન્ય જનોને ભ્રષ્ટ કરવામાં તત્પર હોય એવા પંડિતમાની લોકાનર્થકર આસુરનો સંગ નજ કરે. તથા જે કોઈ વિધિનિષેધ વચનોને ઉલ્લંઘન કરીને સ્વેચ્છાથી ધર્મોને કલ્પતો હોય એવા રજતમ પ્રકૃતિવાળાનો સંગ નજ કરે. તથા વ્યસની નરોનો સંગ ત્યાગ કરે તથા ક્રોધી લોભીને દૂરથી પરહરે. જે ખળ-પરને ઠગવાનાજ એક સ્વભાવવાળા હોય તેનો સંગ ક્યારેય નજ કરે તથા કામાર્ત-ઉન્મર્યાદિત કામચેષ્ટાવાળા જનનો પ્રસંગ નજ કરે. તથા જે સ્વધર્મમાં દોષદર્શન કરી પરધર્મમાં પ્રવેશ કરે એટલે પોતાના વર્ણાશ્રમ ધર્મનો પરિત્યાગ કરી વર્ણાંતર આશ્રમાંતર ધર્મને પરિગ્રહણ કરનારા સ્વેચ્છાચારીનો પ્રસંગ કદાપિ નજ કરે. તથા જેતો આ બધાની અપેક્ષાએ ક્રૂર ( હિરણ્યકશિપુની પેઠે ) શ્રીહરિનો વિદ્વેષી હોય તેનો સંગ ક્યારેય પણ નજ કરે એ રીતે આ ચૌદ પ્રકારના જનોનો પ્રસંગ ભક્તજન નજ કરે ॥૪૦॥ અગણિત ગુણગણશાલી હોય પણ જો પરમાત્મામાં પ્રેમલેશે રહિત હોય તો તેનો સંગ નજ કરવો, આ અર્થ સૂચવતા થકા કહેછે—જો ભગવાનમાં સુદૃઢા-બીજા કોઇથીપણ ન ચલાયમાન થાય એવી રતિ-પ્રેમ ન થાયતો બીજા ઉપાર્જન કરેલા યોગ યાગ દાન દયા આદિક અગણિત ગુણગણોએ કરીને શું ફળ છે? કાંઈ પણ નથી. આ અર્થમાં 'विद्यादिभिर्गुणैर्नृणां साधितैरपि किं फलम् । यदन्ते नीयते याम्यैर्दूतैर्भक्तिं विना हरेः' 'अवैष्णवस्य तु गुणाः श्रुताद्या विमला अपि । न शोभन्ते यथा राजन् भूषणान्यधवस्त्रियाः.' ઈત્યાદિ સ્મૃતિયો છે. અને જો ભક્તને ભગવાનમાં સુદૃઢ રતિ થાય તો ભક્તમાં ઉદય પામેલા કે નહિ ઉદય પામેલા ગુણગણોએ કરીને શું છે? કાંઈ પણ ફળ નથી અર્થાત્ ભગવાનમાં પ્રવૃદ્ધિ પામતી ભક્તિથી સર્વ સદ્ગુણસંપત્તિ સ્વયં અનાયાસથી આવેછે, માટે ગુણોદય અને ગુણાનુદયની ચિંતા ભક્તમાં વ્યર્થજ છે. તો અવશ્ય ગુણીમાં પણ ભક્તિ ભરપુરતા ભાળીને તેનો સમાગમ કરે પણ

तीह तदाऽपरैरनुदितैरुदितैरपि किं फलम् ॥४१॥ यदपि किञ्चन तत्प्रियकाम्यया व्रततपोनियमादि चरेन्नरः। भवति तत्खलु भक्तिविवर्धनं कृतमथेतरथाऽल्पफलं भवेत् ॥४२॥ बहुजनुर्भ्रमणोच्चरलम्भितां नरतनुं समवाप्य सुरेप्सिताम्। मतिमतामिदमेव मतेः फलं विषयतो विरतिश्च हरौ रतिः ॥४३॥ इह स तु यदा भक्तो रक्तः शृणोति गृणाति वा मधुरचरितं विष्णोर्जिष्णोर्मुदा परया तदा। मनसि निभृतानन्दस्यन्दस्तदात्मक उल्लसत्पुलककुलकः सारं सारं भवत्युदिताश्रुदृक् ॥४४॥ इत्थं दिव्यनरा-

અન્યથા નહિ ॥૪૧॥ પુરૂષ જે કાંઈ પણ તપ વ્રત નિયમાદિ ભગવત્પ્રસન્નતા માટેજ કરે તેજ ભક્તિની અભિવૃદ્ધિ કરનારૂં નિશ્ચે થાય. અને બીજું જે ફળકામનાથી કર્યું હોય તેતો અલ્પ ફળ આપનારૂં અને દુઃખબહુળ થાય. ( તો ધર્મપરાયણોને મધ્યેપણ જે નિષ્કામ ધર્મપરાયણ હોય તેમનોજ સમાગમ કરવો ) ॥૪૨॥ અનેક વાર જન્મ જરા મરણના પરિભ્રમણ વેગમાં વિલગ્ન થએલા, કદાચિત્ સુરોએપણ સ્પૃહા કરેલી નરતનુને પામેલા, મતિમંત-સદસતના વિવેકમાં ચતુર એવા મનુષ્યોની મતિનું આજ પરમ ફળ છે. શું ? તો વિષયોથકી વિરતિ-વિરક્તિ પામવી અને શ્રીહરિમાં રતિ-પ્રીતિ પામવી, 'परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि' એવી સ્મૃતિ છે ॥૪૩॥ આ પરમભક્તનું લક્ષણ છે—આ પરમ ભક્ત ભગવાનના દિવ્ય ગુણોમાં અત્યધિક અનુરાગવાળો થઇને જ્યારે તેમના મધુર ચરિત્રને પરમાનદથી સાંભળે છે કે કહેછે ત્યારે તે ભક્તના અતરમાં અત્યંત ભરાઈ ગએલો મહાઆનંદ નેત્રાદિદ્વારા બહાર આવેછે અને તેની મનોવૃત્તિ ભગવાનમાં વિલીન થઈ જાય છે અને તેના શરીરનાં સમસ્ત રૂવાડાં ઉભાં થઈ જાય છે અને ભગવાનના અલૌકિક આશ્ચર્યરૂપ મહિમાને સભારી સંભારીને તેના નેત્રમાં આનંદનાં અશ્રુઓ પરિપૂર્ણ ભરાઈ જાય છે. આવી દશા થાય ત્યારે તે પરમ ભક્ત કહેવાય ॥૪૪॥ પર, ( અક્ષરધામસ્થ ) વાસુદેવાદિ વ્યૂહ અને અતર્યામિસ્વરૂપની અપેક્ષાએ વિભવ-અવતારનુંજ ભક્તિની અભિવૃદ્ધિ કરવામાં કારણપણું હોવાથી 'दिव्यनराकारभगवान्' એમ આ સ્થળે કહેછે. ભગવાનનું અમાનુષ

कृतेभगवत. कृष्णस्य भक्तिं नरा ये कुर्वन्ति मनोरथान् सफलयत्येषां स हि प्रीतिमान्। ये तन्नृत्वकुतर्किताास्तदितरासक्ताश्च तेषु द्रुतं कामक्रोधरसादयो विदधते शार्दूलविक्रीडितम् ॥४५॥ प्रीत्यै हरेर्न सुरता मुनिता नृता वा विप्रत्वमाप्तजननन्नयमिष्ट

ચરિત્ર જે ભક્તિરસનુ પોષક છે તે અવતરણસમયમાજ સુલભ છે પણ પર વ્યૂહાદિકમા નથી, તો આ ધૃત દિવ્ય નરાકાર ભગવાન્ શ્રીકૃષ્ણમા પૂર્વોક્ત પ્રકારે જે નરો ભક્તિને કરેછે તેમના તમામ મનોરથોને ભક્તપ્રિય એજ ભગવાન્ સફળ કરેછે 'अनन्याश्चिन्तयन्तो मां ये जना. पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्' એમ તો પોતે ભગવાનજ કહે છે જે જનોતો જેમણે પોતાના દિવ્ય ગુણચરિત્રોના પ્રકાશનથી લોકોના સમુજ્જીવન માટેજ અવતાર ધારણ કર્યોછે એવા પણ ભગવાનની અવગણના કરી, કુતર્ક કરીને માનુષભાવમાત્રથી પોતાને સમાનસસારી સમઝીને તેમના ભજનનો પરિત્યાગ કરી, ધન ધામ ધરા આદિક પ્રાકૃત વિષયોમા વ્યાસક્ત થાય છે તેમને વિષે કામ ક્રોધ રસાદિક અત શત્રુઓ એકદમ શાર્દૂલવિક્રીડિત કરેછે એટલે વ્યાઘ્રો જેમ જીવતાજ જનને પકડીને પીડન કરવાપૂર્વક ખાઇને પ્રણાશ કરે છે તેમ જીવતાજ આ જનને કામ ક્રોધાદિ મહાશત્રુઓ બળાત્ પકડીને ખાઈ જાય છે અને અતે વિનાશ કરેછે આ ઉપરનો અર્થ 'अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम्' ઈત્યાદિ ગીતાવાક્યથી કહ્યોછે ॥૪૫॥ પરમાત્માની પ્રસન્નતામાટે તેમનેવિષે કરેલી જે પરાપ્રીતિ છે એજ નિમિત્ત છે પણ બીજુ નથી એમ હવે કહેછે—શ્રીહરિની પ્રસન્નતા માટે **નરજન્મ** નિમિત્ત નથી—અસખ્યાત પશુ પક્ષ્યાદિ યોનિભેદો હોવા છતા તેને અતિક્રમણ કરી જે આણે માનુષજન્મ મેળવ્યું જેથી આ સુકૃતવિશેષશાળી કહેવાય પણ તેવા સુકૃતાતિશયથી ભગવાન્ નથીજ પ્રસન્ન થતા **વિપ્રજન્મ**પણ નિમિત્ત નથી—મનુષ્ય જાતિમા વિપ્રજન્મ ભલે શ્રેષ્ઠ છે પણ તે શ્રેષ્ઠતા શ્રીહરિપ્રીતિ માટે નિમિત્ત નથી **ઇષ્ટકર્મ**—જ્યોતિષ્ટોમ આદિકપણ પ્રીતિમાટે હેતુ નથી **પૂર્તકર્મ**—વાવ્યો કુવા બગીચા દેવાલય આદિકનુ નિર્માણપણ પ્રસન્નતામાટે કારણ નથી **તપ નિયમ વ્રત દાન**

कर्म । पूर्तं तपश्च नियमव्रतदानवृत्तं निश्छद्मभक्तिमपहाय बहुश्रुतं च ॥४६॥ अद्यतेे भगवताऽमलभक्त्या दत्तमम्बुफलपुष्पद

वृत्त વિગેરે પણ પ્રીતિમાટે નિમિત્ત નથી ત્રણજન્મ વિશેષની પ્રાપ્તિપણ નિમિત્ત નથી-જે વિપ્રકુળમા પ્રથમ જન્મ, જે ઉપવીતસસ્કારથી થતું બીજુ જન્મ, જે બ્રહ્મનિષ્ઠ ગુરૂથકી આત્મવિજ્ઞાન પ્રાપ્તિરૂપ ત્રીજુ જન્મ, આમનો સમુદાયપણ ભગવત્પ્રસન્નતા માટે બીજ નથી મુનિતા-ઘરનો ત્યાગ કરી વૃક્ષમૂળને પામી વનફળનાજ એક આહારથી રહીને કરવા માંડેલુ આત્મમનનશીલતારૂપ મુનિપણુ પણ પ્રીતિમાટે સમર્થ નથી સુરજન્મ જે માનુષજન્મથકી અભ્યધિક સુકૃત પ્રાપ્ય છે તેપણુ પ્રીતિ માટે પર્યાપ્ત નથી બહુશ્રુતતાપણ નિમિત્ત નથી, 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन' એવી શ્રુતિ છે જો પરમાત્મામા પરમ પ્રીતિ હોય તો કેમ તેમની પ્રાપ્તિ ન થાય ? થવીજ જોઇએ તો 'न लभ्य ' આ પદથી ભગવાનમા પરમ પ્રીતિ નથી એ અર્થ સ્પષ્ટ છે તો કેનાથી પરમાત્માની પ્રીતિ થાય ? તો નિષ્કપટપણે કરવા માંડેલી ભક્તિથી થાય અર્થાત્ પરમ પ્રેમલક્ષણા ભક્તિથીજ ભગવાન્ પ્રસન્ન થાય બીજા ઉક્ત સાધનોથી ન થાય 'नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजा । प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥ न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च । प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥' 'मन्ये धनाभिजनरूपतपः श्रुतौजस्तेज प्रभावबलपौरुषबुद्धियोगा । नाराधनाय हि भवन्ति परस्य पुंसो भक्त्या तुतोष भगवान् गजयूथपाय' એમ ભાગવતમાં કહ્યુ છે 'नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ' ॥' ઇત્યાદિ ગીતામા કહ્યુ છે ॥૪૬॥ પરા ભક્તિથી ભક્તે જે પત્ર પુષ્પ ફળ જળાદિ અર્પણ કર્યું હોય તેને ભગવાન્ પ્રીતિથી જમે છે, 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मन ' એમ ભગવાનેજ કહ્યુ છે જે લોકદૃષ્ટિથી ઉત્તમ ખાદ્ય છે અને બહુ સુવર્ણરાશિ છે તે પરા ભક્તિ વિના અર્પણ કર્યુ હોય તો તેને ભગવાન નયનકોણથી પણ નથીજ જોતા એટલે તેનાથી

लादि। भूरिहेमचयराद्यविशेषान्नैप पश्यति दशाऽपि विना ताम् ॥४७॥ अद्य वा शतजनुर्भ्रमणान्ते सद्गतिर्नहि विना हरिभक्तिम्। इत्थमेव दृढनिश्चयवान् यस्तां करोति भुवि धन्यतरः सः ॥४८॥ योषिदीक्षणशरैरहताङ्गो घोरकोपनिशि जागरितश्च। यो न मोहदृढपाशनिबद्धो भक्तिमान्प्रियतमः स हि विष्णोः ॥४९॥ बाले योषिति दर्पणे निजजने रागे धने मादके जायन्ते सुधियोऽपि विह्वलतरा होलादिनोत्क्रीडने। अष्टस्वेपु तदङ्घ्रिचिन्तन-

---

ભગવાનની પ્રીતિ નજ થાય, 'भूयंभक्तोपहृतं न मे भोगाय जायते' 'पृथिवीं रत्नसंपूर्णां यः कृष्णाय प्रयच्छति। तस्याप्यन्यमनस्कस्य सुलभो न जनार्दनः' એવી સ્મૃતિ છે ॥૪૭॥ જન્મસહસ્રપર્યંત અનુષ્ઠાન કરેલા ભક્તિરહિત ધર્મોથી પણ નિઃશ્રેયસ નથી જો તેનાથી સ્વર્ગાદિ લોક મળે તો તે ઉત્તર કાળમાં દુઃખમય અને ભોગ સમયે પણ બહુ દુઃખમિશ્રિત હોઇને અસદ્ગતિજ છે, કેમકે તેમાં ત્રણ તાપનો અન્વય અવર્જનીય છે અને અતે તો વારે વારે અહીં તહીં જવા આપવાનો જે પરિશ્રમ એજ એક ફળ જેમાં છે એવા દુઃખમય જન્મસહસ્રમાં પરિભ્રમણમાત્ર છે. તો એરીતે ભક્તિ થકી અન્યનો અનુપયોગ છે અને ભક્તિનોજ ભગવત્પ્રસન્નતામાં ઉપયોગ છે એવો દૃઢ વિનિશ્ચય કરીને જે જન ભગવાનમાં ભક્તિ કરેછે એજ ધન્યતર- અતિશય કૃતાર્થ થાય, બીજો નહિ ॥૪૮॥ જે જન નારીઓના સકટાક્ષ નિરીક્ષણરૂપ બાણોથી નહિ વિંધાએલા અંગવાળો છે એટલે કામથી સર્વથા પરાભવને પામ્યો નથી તથા જે ઘોર કોપરૂપી રાત્રિમાં જાગરૂક છે- જેમ રાત્રિમાં સત્ અસત્ જણાતું નથી તેમ ક્રોધ ચઢે ત્યારે સત્ અસત્ જણાતું નથી, માટે કોપને રાત્રિ કહેછે. રાત્રિમાં તો સમધિક તમથી લોક નિદ્રાપરવશ થાય છે જેતો કોપરૂપ રાત્રિમાં અત્યધિક તમોગુણથી અજ્ઞાનરૂપ નિદ્રાને પામતો નથી એટલે જેનું જ્ઞાન ક્રોધ અપહરણ કરતો નથી, અર્થાત્ જે રોષવશ થતો નથી તથા જે મોહરૂપ દૃઢ પાશથી ક્યારેય બંધાએલો નથી. એજ ભક્તિમાન્ પુરુષ ભગવાનને પ્રિયતમ થાય છે. આથી કામ ક્રોધ મોહ વશ ન થવું એટલું તાત્પર્ય છે ॥૪૯॥ જે જનો ભગવાનના ચરણકમળના મકરંદમાં આસ્વાદથી નિત્ય તૃપ્ત

रतं चित्तं न यस्योत्सरेत्तद्वृत्त्येकरसस्य तस्य पदयोः पांशुः सुरै-रिप्यते ॥५०॥ एतादृशा ये भुवि सज्जनाः स्युः श्रीकृष्णभक्ता निजधर्मनिष्ठाः । मुमुक्षुभिस्ते गुरवो विधेयाः पूज्याश्च तेष्वेव सुहृन्मतिश्च ॥५१॥ अन्यत्र ये पूज्यधियस्तु तेभ्यः सुहृद्धियो

હોઇને બાળાદિ આઠ મોહસ્થાનોમાં મોહ પામતા નથી તેઓનું ચરણ-રજતો સુરોના પણ શિરોભૂષણભૂત થાય છે. તે આઠ આ છે—બાળક-બાળને ભાળીને રૂડી બુદ્ધિવાળા પણ જનો સ્નેહને લીધે વિહ્વળ બુદ્ધિવાળા થઈ જાય છે. યોષા–સ્ત્રીતો સ્મરણમાત્રમાં સદ્‌બુદ્ધિવાળાના પણ મનને વ્યાકુળ કરેછે. દર્પણમાં–પોતાનું રૂપ લાવણ્યાદિક દેખીને સુધી નર પણ વિહ્વળ થઈ જાય છે. તથા નિજજન–પુત્રીપુત્રાદિકમાં વિશેષ વિહ્વળ થઈ જાય છે ( આ સ્થળે સ્ત્રી અને સ્વજનના મધ્યમાં દર્પણનો નિવેશ કર્યો છે તેથી દર્પણમાં વિષયો વસ્તુતાએ અસત્‌–નથી તથાપિ આભાસમાત્રથી જેમ સ્નેહ થાય છે તેમ બાળક કે અબળા કે સ્વજન કોઇ છેજ નહિ, બધુ પિંડમાત્ર છે, તે પિંડમાં વાસનાએ કલ્પેલો આ બધો ભોગ્યાભાસ ભેદ છે, તો જો તત્ત્વથી વિચારે તો બાળ અબળાદિ કોઈ સ્નેહસ્થાન નથી, આ અર્થ સૂચવ્યો છે ) રાગ–વીણા કંઠ આદિકથી નીકળતા રાગવિશેષમાં સુધિયો પણ વિહ્વળ થાય છે. તથા સુવર્ણાદિ ધનમાં તથા માદક માજમ આદિ-કમાં તથા હોળીની રમતમાં સુધીયો પણ વિહ્વળ ( ગાંડા જેવા ) થઈ જાય છે આ તો પ્રસિદ્ધ છે. આ આઠમાં નિષ્કામ ભક્તનું મન ક્યારેય જાય નહિ ॥૫૦॥ એરીતે ભક્તાગ્રેસરોનાં લક્ષણો કહીને તેવાજ લક્ષણવાળો ભક્તોત્તમજ ગુરૂપણે વરવા યોગ્ય છે એમ હવે કહે છે—પૃથ્વીમાં જેઓ શ્રીકૃષ્ણના ચરણારવિંદના રસાસ્વાદમાં નિત્ય તૃપ્ત પરમ ભક્ત સ્વધર્મ-નિષ્ઠ હોય તેવા સાધુજનોનેજ મુમુક્ષુઓએ ગુરૂપણે વરવા–એટલે તેવાના શરણને પામીને તેમનાથકી સધર્મ ભક્તિનો ઉપદેશ ગ્રહણ કરવો અને તેમનીજ પૂજા કરવી અને તેમને વિષેજ સુહૃદ્‌ભાવ રાખવો ॥૫૧॥ જે જનોતો ઉક્તલક્ષણવાળા સાધુજનો થકી બીજા જનોમાં સુહૃદ્‌ભાવ પૂજ્ય-ભાવ અને ગુરૂભાવને કરેછે તે પુરૂષોમાં અને પશુઓમાં અંતર ( ભેદ ) હું માનતો નથી. જો અંતર ( પૃથકપણાને બોધ કરનારો વિશેષ ધર્મ )

वा गुरुबुद्धयश्च । तेषां पशूनां च यदन्तरं तद्द्विपाच्चतुष्पात्त्वमुदस्य नान्यत् ॥५२॥ सुव्रत उवाच—इति तस्य गिरं सुधायमानां श्रुतिकंसेन निपीय वैश्यवर्यः । मुदितः स भृशं बभूव चान्ये मुदमापुः सकलास्तदीयभक्ताः ॥५३॥ कृष्णं विष्णुं हरिं चापि धर्मसूनुं तमेव हि । जानन्तो लेभिरे तस्मिन्भक्तिदार्ढ्यं नराधिप ! ॥५४॥ भगवद्भक्तमाहात्म्यं विदन्तस्तत आदरात् । मुनींस्तान् पूजयामासुर्भगवन्तमिवाखिलान् ॥५५॥ चन्दनैरक्षतैः पौष्पैर्हारैर्वस्त्रैश्च भोजनैः । सम्पूज्य तांस्ते विधिवद्दण्डवत्प्रणमंस्ततः ॥५६॥ भगवानपि भक्तानां तदादीनां पुरौकसाम् । भक्तिं स्वस्मिंस्तथा सत्सु स्थिरां दृष्ट्वा तुतोष ह ॥५७॥ आनन्दयन्सकल-

માનીએ તો દ્વિપાદપણારૂપ ( મનુષ્યને બે પગ ) અને ચતુષ્પાદપણારૂપ ( પશુઓને ચાર પગ ) જે દૃશ્યમાન થાય છે એજ છે પણ બીજા કોઈ જ્ઞાનાદિ ગુણથી અતર નથી. માટે પૂર્વોક્ત લક્ષણવાળાનેજ ગુરૂપણે મુમુક્ષુઓએ વરવા ॥૫૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનના આવા વચનામૃતરસને કર્ણપુટથી પાન કરીને વૈશ્યવર્ય ભક્તવર્ય ભાલચદ્ર પરમ હર્ષને પામ્યા તથા બીજાપણ સભામાં બેઠેલા બધા તેમના ભક્ત જનો પરમ હર્ષને પામ્યા ॥૫૩॥ હે નરાધિપ ! આ સમસ્ત ભક્તો શ્રીહરિના દિવ્ય ઐશ્વર્યાદિકને સાક્ષાત્ નિરીક્ષણ કરીને, તે ભગવાને ભક્તિના વિષયપણે તેતે સ્થળે ( જેની ભક્તિ કરવાની કહી છે ) કૃષ્ણ વિષ્ણુ હરિ આદિક શબ્દોથી પ્રતિપાદન કરેલા પરમપુરૂષ 'આ ધર્મપુત્ર નારાયણમુનિજ છે' એવો દૃઢ નિશ્ચય કરી તેમને વિષે સુદઢ અનન્ય ભક્તિને પામ્યા ॥૫૪॥ એરીતે ભગવાનનું માહાત્મ્ય જાણ્યા પછી ભગવદ્ભક્તોનું માહાત્મ્ય જાણનારા તે ભાવિક ભાલચદ્રાદિ ભક્તોએ ભગવાન શ્રીહરિ સાથે આવેલા પરમ ભાગવત મુનિજનોની ભગવાનના જેવીજ પરમાદરથી પૂજા કરી ॥૫૫॥ ચદન અક્ષત પુષ્પહાર વસ્ત્ર ભોજનથી મુનિઓની યથાવિધિ પૂજા કરીને તેમને દડવત્ પ્રણામ કર્યા ॥૫૬॥ ભગવાન્ શ્રીહરિ પણ સૂર્યપુરવાસી તે ભાલચદ્રાદિ ભાવિક ભક્તોની પોતાવિષે તથા પોતાના સતોવિષે નિશ્ચળ ભક્તિને ભાળીને અહર્ષ પામ્યા ॥૫૭॥ હે નૃપ ! મુનિપતિ ભગ-

भक्तजनानृपेत्थं प्रश्नोत्तरैः परमधर्ममयैर्मुनीशः । तत्रावसत्स पुरि सप्तदिनानि नित्यं पापण्डमार्गमभितो निरजनन्समूलम् ॥५८॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे सूर्यपुरे भगवद्भक्तिभक्तलक्षणनिरूपणनामैकपञ्चाशत्तमोऽध्याय ॥५१॥

सुव्रत उवाच—एतस्मिन्नन्तरे काचिद्राज्ञी धर्मपुरेऽधवा । श्रुत्वा सद्भ्यो गुणांस्तस्य प्राप्ता भक्तिमतिस्थिराम्॥१॥भगवद्दर्शनोत्कण्ठा कुर्वती राज्यमप्यसौ । आकृष्य सर्वतश्चित्तं तद्ध्यानिरताऽभवत् ॥२॥ कृशीकृततनु कृच्छ्रैर्व्रतैर्भगवदाप्तये । जितेन्द्रिया सुशीला

વાન્ શ્રીહરિ પૂર્વોક્ત પ્રકારે તેતે અવસરમા તેતે ભક્તોએ પુછેલા પ્રશ્નોના પરમ ધર્મગર્ભિત ઉત્તરો આપીને સમસ્ત ભક્તજનોને નિત્ય આનદ આપતા અને પાખડ ધર્મને સર્વ થકી સમૂળ ખડન કરતા થકા તે સુરત પુરમા સાત દિવસ સુખેથી નિવાસ કરી રહ્યા ॥૫૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને દ્વિતીયપ્રકરણે સૂર્યપુરે ભગવદ્ભક્તિભક્તલક્ષણનિરૂપણનામૈકપંચાશત્તમોધ્યાયઃ ॥૫૧॥

## [1]અધ્યાય પર મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આવા અવસરમા ધર્મપુરની મહા રાણી વિધવા યદૃચ્છાથી પોતાના પુરમા આવેલા સાધુઓ થકી તે ભગવાનના દિવ્ય ગુણચરિત્રોને અમાત્યદ્વારા સાંભળીને તેમનેવિષે અત્યત દૃઢ ભક્તિને પામ્યા હતા ॥૧॥ આ રાણી રાજ્યનો કાર્યભાર કરવા છતા પણ રાજ્યમા સ્વય નિર્લેપ હોઈ ભગવદ્દર્શનની આરૂઢ ઉત્કઠાથી ચિત્તને સર્વ બાહ્ય વિષયોથકી આકર્ષણ કરી સાધુથકી જેવા સાભળ્યા હતા એવા ભગવાનના દિવ્ય રૂપમા ધારણ કરીને તેમના ધ્યાનપરાયણ થયા હતાં ॥૨॥ આ સુશીલ મહારાણી જીતેન્દ્રિય થઈ નાનાવિધ નિષ્કામ કૃચ્છ્ર ચાદ્રા

[1] આ અધ્યાયમા ધર્મપુરમા રહેલી ભક્તરાજ કુશળા રાણીની પ્રાર્થનાથી ભગવાનનું તેના પુરમા પધારવુ, તેમા તેણીએ કરેલી ભગવાનની અપૂર્વ પૂજા, તેને નિમિત્ત કરીને ભગવાને કરેલો ધર્મોપદેશ અને તેણીને પ્રસન્ન કરીને ભગવાનનુ દુર્ગપુરમા પાછું પધારવુ ઈત્યાદિ કથા કહીછે

च साऽऽरराध तमादरात् ॥३॥ सा मुहुः प्रैषयद्दूतान् हरये बुद्धिमत्तरान् । प्रतिजज्ञे स तेभ्यश्च तत्पुरागमनं नृप ! ॥४॥ तस्यै प्रसन्नो भगवान् सर्वेषां भाववित्प्रभुः । स्वदर्शनं दातुमैच्छन्मुनिभिः सह सत्पतिः ॥५॥ अथ खैरन्वितो भक्तैः प्रायाद्धर्मपुरं हरिः । यत्रास्ति कुशलाख्या सा देवहूतिसमा गुणैः ॥६॥ आयान्तमाश्रुत्य निजेष्टदेवं राज्ञी मुदाऽमात्यजनैश्च पौरैः । साकं तमभ्यागमदीक्षणोत्का गजं पुरस्कृत्य विभूषिताङ्गम् ॥७॥ विचित्रवादित्रनिनादमुच्चैर्विधापयन्ती शिबिकाधिरूढा । पुरोपकण्ठे

યણાદિ વ્રતાચરણથી કૃશશરીર થઇ તેનાથી ભગવાનની પ્રાપ્તિમાટે તેમનુંજ આદરથી આરાધન કરતાં હતાં ॥૩॥ હે નૃપ ! આ રાણી બુદ્ધિમત્તર-સતોના પાદમૂળને સમીપે જવાના પ્રકારને જાણનારા અને સ્વામિનું કાર્ય સિદ્ધ કરવામાં સમર્થ એવા દૂતોને ભગવાનને પોતાના પુરમાં પધરાવામાટે તેમની સન્નિધિમાં અવસરને અનુસારે વારવાર મોકલતાં હતાં. તે દૂતોને ભક્તપ્રાર્થનાના પરિપૂરણમાં તત્પર એવા ભગવાને 'હું ધર્મપુરમાં અવશ્ય આવીશ' એવી પ્રતિજ્ઞા કરી ॥૪॥ તે પછી સર્વાન્તરાત્મા, સર્વેના ભાવને જાણનારા સત્પતિ ભગવાન્ શ્રીહરિ તે રાણી ઉપર બહુ પ્રસન્ન થઈ તેને મુનિઓસાથે પોતાનું દર્શન દેવા ઇચ્છિયા ॥૫॥ એવો સંકલ્પ કરી ભગવાન્ પોતાના ભક્ત મુનિ આદિકને સાથે લઈ ધર્મપુર પધાર્યા. જે પુરમાં સર્વ સદ્ગુણોએ કરીને દેવહૂતિને સમાન કુશળકુંવર નામની મહારાણી વર્તે છે ॥૬॥ પોતાના પુરમાં પધારતા નિજેષ્ટદેવ-પોતાની અસાધારણ પ્રીતિના વિષયભૂત દેવદેવ ભગવાનને સાંભળીને તે કુશળા રાણી પરમ આનંદથી પોતાના સમસ્ત મંત્રી તથા પુરજનોને સાથે લઇને, ભગવાનના ચરણકમળના દર્શનમાં સમુત્સાહ પામી, વિચિત્ર અલંકારોવડે જેનું સમસ્ત અંગ અલંકૃત કર્યું છે એવા મહાગજને ( ભગવાનના વાહન માટેજ ઉપકલ્પેલા ) આગળ કરીને, સ્વયં શિબિકા ( મેના ) માં બેસીને વિવિધ વાજીંત્રોના ઉચ્ચ ઘોષથી દિશાઓને ગજાવી મુક્તાં થકાં હર્ષથી ભગવાનને અભિમુખ ગયાં. એરીતે સન્મુખ ગએલાં રાણીએ પોતાના પુરની પાસેજ ભગવાનને પામીને એકદમ વાહનમાંથી ઉતરીને તેમના ચરણારવિંદના સાન્નિધ્યથી

तमथाऽऽव्य यानात्सोत्तीर्य भक्त्या प्रणनाम हृष्टा ॥८॥ पौराः प्रणामं विदधुश्च तस्मै स चापि तां तांश्च यथार्हमीशः । सम्मानयामास तयाऽर्थितोऽथो अध्यारुरोहोत्तमवारणं सः ॥९॥ जयध्वनिर्भूरितरस्तदाऽऽसीत्सहस्रशो भक्तजनैरुदीर्णः । सम्मिश्रितो मङ्गलवाद्यघोषैरुत्कर्णयामास फकुब्गजेन्द्रान् ॥१०॥ भक्तैश्च पौरैः परिवेष्टितोऽसौ ततः पुरं प्राविशदूर्जितश्रीः । अलङ्कृतं तोरणपूर्णकुम्भैः सम्मार्जितं चन्दनवारिसिक्तम् ॥११॥ त्यक्तान्यकार्यैः पुरयोषितौघैः सम्प्रेक्ष्यमाणः पथि यूथसंस्थैः । कृतार्थयन्स्वीय-

---

પ્રહર્ષ પામીને તેમને પ્રણામ કર્યો ॥૭–૮॥ તે પછી મન્ત્રિજનો તથા પુરજનોએ તેમને પ્રણામ કર્યા. આ ભગવાને પણ કુશળા રાણી અને અમાત્યાદિ સર્વ પુરજનોનું યથાયોગ્ય કુશળપ્રશ્ન અભિનંદનાદિકવડે સન્માન કર્યું તે પછી પોતાના પુરપ્રવેશમહોત્સવને કરાવતાં તે રાણીએ પ્રાર્થના કરેલા તે ભગવાન્ અલકૃત કરેલા ઉત્તમ ઉન્નત ગજેન્દ્ર ઉપર વિરાજમાન થયા ॥૯॥ ભગવાન્ નાગેન્દ્ર ઉપર વિરાજમાન થયા તે સમયે હજારોહજાર ભક્તજનોએ ઉચ્ચારણ કરેલો 'જય જય' એવો ધ્વનિ અત્યંત અધિક થયો હતો. આ મહાધ્વનિએ તે સમયે વેગથી વાગતાં માંગળિક વિવિધ વાજીંત્રોના ધ્વનિસાથે સમિશ્રિત થઈ ચોગરદમ પ્રસરતાં દિગ્ગજોના મોટા કર્ણને પણ બધિર ( બહેરા ) કરી દીધા હતા અર્થાત્ દિગતપર્યંત તે શબ્દ વ્યાપી ગયો હતો ॥૧૦॥ ત્યારપછી અત્યધિક આનંદને પામેલા પુરજનો અને ભક્તજનોથી વીંટાએલા આ ભગવાન ઊર્જીતશ્રી.-ભક્તજનોને ઉપજેલા આનંદના દર્શનથી અતિ ઉલ્લાસને પામેલી સ્વરૂપશ્રી અને રૂપશ્રીએ સંપન્ન થઈને, (સ્વરૂપશ્રી તો આનંદમયની આનંદસંપત્તિજ સમજવી અને રૂપશ્રી તો લાવણ્યાદિ લક્ષણવાળી જાણવી) વાળીને સાફ કરેલા અને ચંદનજળથી છાંટેલા રાજમાર્ગે કરીને, વસ્ત્ર પલ્લવાદિવડે રચેલાં માંગળિક તોરણો અને ઘેરઘેર દ્વારના અગ્રભાગમાં કરેલા સ્વસ્તિકમાં મુકેલા જળથી ભરેલા ઘડાઓવડે સમલંકૃત કરેલા તે ધર્મપુરમાં પ્રવિષ્ટ થયા ॥૧૧॥ ભગવાનનાં દર્શનની ઉત્કંઠાથી ગૃહકાર્યમાત્રનો ત્યાગ કરી માર્ગમાં તેતે સ્થળે સઘથી મળી ઉભી રહેલી અગણિત નગર-

दृष्टा जनौघान् पुरे स रम्यं नृपसौधमाप ॥१२॥ अकारयत्तस्य सहानुगस्य राज्ञी यथार्हं निलयेषु वासम् । चकार चातिथ्यमुदारचेता दासीव तं पर्यचरच्च भक्त्या ॥१३॥ महोपचारैर्विविधैरनर्घ्यैः पूजां तृतीयेऽहनि पूर्णिमायाम् । तस्याकरोत्प्रीतिभरेण दृष्टा विस्मापयन्ती जनतां जनेश ! ॥१४॥ वस्त्रैर्नृपार्हैर्विविधैर्नवीनैर्विभूषणैर्हेममयैरनेकैः । सद्रत्नमुक्ताफलहारवर्यैर्गन्धाक्षतैस्तं च पुपूज पुष्पैः ॥१५॥ भक्ष्यैश्च भोज्यैर्विविधैश्च लेह्यैस्तं तर्पयित्वा समुनिव्रजं सा । राज्यं च कोशं सगजाश्वधेनुं सर्वं स्वकीयं हरये ह्यदित्सत् ॥१६॥ तयाऽतिभक्त्या सर्वस्वं दीयमानमपि प्रभुः ।

નારીઓએ સ્નેહાતિશયથી નિરીક્ષણ કરેલા ભગવાન્ તે સમસ્ત ભક્તજન સમાજને પોતાના કૃપાપૂર્વકના પ્રેમરસને વર્ષનારા કટાક્ષોવડે કૃતાર્થ કરતા કરતા રમણીય રાજમહેલને પામ્યા ॥૧૨॥ તે પછી રાણીએ તે રાજભવનમાં અનુયાયિજનોએ સહિત શ્રીહરિનો યથાયોગ્ય ઉતારો કરાવ્યો. અને ઉદાર હૃદયથી સર્વોત્તમ આતિથ્ય કર્યું. અને પોતે રાણી ભગવાનની દાસીની પેઠે અભિમાનને અસ્ત કરીને પરમ પ્રેમથી પ્રતિદિન પરિચર્યા આચરવા લાગ્યાં ॥૧૩॥ હે જનેશ ! તે પછી પ્રભુ પધારવાથી પ્રહર્ષ પામેલાં આ રાણીએ ત્રિજે દિવસે આવેલી પૂર્ણિમાએ અમૂલ્ય બહુવિધ મહોપચારોવડે સર્વ જનોને વિસ્મય કરનારી ભગવત્પૂજા પ્રેમપ્રકર્ષપૂર્વક કરી ॥૧૪॥ એજ પૂજાક્રમને વિવેચન કરી કહેછે—મહારાજાને યોગ્ય નાનાવિધ નવીન વસ્ત્રો તથા તેવાંજ સુવર્ણમય કડાં મુકુટ બાજુબંધ આદિક અનેક આભૂષણો તથા શુદ્ધ હૃદયાહ્લાદક અમૂલ્ય મણી મોતીના હારો તથા ચંદન અક્ષત પુષ્પ આદિક માંગળિક ઉપચારનાં પદાર્થોવડે પરા ભક્તિથી પૂજા કરી ॥૧૫॥ પછીથી બહુવિધ સુસ્વાદુ સુપવિત્ર ભક્ષ્ય ભોજ્ય લેહ્યાદિકવડે મુનિમંડળે સહિત પરિજને સહિત શ્રીહરિને સંતૃપ્ત કરીને, પછીથી સુખેથી બેઠેલા પાત્રોત્તમ ભગવાનને પોતાનું ખજાનાએ સહિત વાહનોએ સહિત પશુઓએ સહિત સમસ્ત રાજ્ય ભક્તિથી સમર્પણ કર્યું ॥૧૬॥ કુશળકુંવર રાણીએ પરાપ્રીતિથી અર્પણ કરેલું પણ તે સર્વસ્વ ભગવાને આત્મારામ અને પૂર્ણકામ હોવાથી નજ પ્રતિગ્રહ કર્યું. કિંતુ તેમની ભક્તિનોજ પરા

नैवाग्रहीन्मुनिपतिस्तुष्टो भक्त्या तदीयया ॥१७॥ ततः सा परया भक्त्या द्रव्यपुञ्जं हरेः पुरः । कृत्वा सर्वांस्तदनुगान्वस्त्रैर्द्रव्यैः पुपूज च ॥१८॥ भक्तिमेवंविधां तस्या दृष्ट्वाऽऽपुर्विस्मयं जनाः । भक्तप्रियश्च भगवान्प्रसन्नो नितरामभूत् ॥१९॥ आत्मनिष्ठोपदेशैस्तां बोधयित्वा महामतिम् । भक्त्याऽऽसदृढवैराग्यां राज्ये पुनरयूयुजत् ॥२०॥ द्रव्यपुञ्जं च वस्त्राणि भूषणानि च सर्वशः । ददौ स ब्राह्मणादिभ्यः पूर्णकामो हरिस्तदा ॥२१॥ सभायां तत्र भगवान्निषण्णो हैम आसने । मर्यादयोपविष्टान्स्वान्सर्वान्भक्तानवै-

પ્રીતિથી પ્રતિગ્રહ કર્યો. તે ભક્તિથી શ્રીહરિ તે રાણી ઉપર નિરતિશય પ્રસન્ન થયા ॥૧૭॥ ત્યારપછી આ ભક્તવર્ય રાણીએ ભગવાનનું અસાધારણ આત્મારામપણું પૂર્ણકામપણું આદિક અલૌકિક પારમૈશ્વર્ય સ્વભાવને સાક્ષાત કરીને અધિક અભિવૃદ્ધિ પામેલી પરાભક્તિથી ધનનો ઢગલો ભગવાનના ચરણકમળ સમીપે સમર્પણ કરી, તેમના સમસ્ત અનુયાયિઓની યથાયોગ્ય વસ્ત્ર દ્રવ્યાદિકવડે પૂજા કરી ॥૧૮॥ રાણીની આવી ભક્તિને ભાળીને સર્વે લોકો વિસ્મય પામી ગયા. અને ભક્તવત્સળ ભગવાન્ તેની ઉપર નિરતિશય પ્રસન્ન થયા ॥૧૯॥ પોતાવિષે પ્રકટેલી પ્રેમલક્ષણા ભક્તિને લીધે દૃઢ વૈરાગ્યને પામેલાં, માટેજ રાજ્યભાર થકી નિવૃત્તિ પામેલાં તે રાણીને ભગવાને દૃઢ આત્મનિષ્ઠાવાળા જનકાદિકની નિર્લેપપણે રાજ્ય ચલાવાની શૈલીનો ઉપદેશ આપીને ફરીથી રાજ્ય ચલાવાના કર્મમાં જોડયાં, કારણ કે આ કુશળા રાણી મહામતિ–સદુપદેશનો સારાંશ સંગ્રહણ કરવામાં બહુ કુશળ હોવાથી તેમણે ભગવાનના ઉપદેશથી રાજ્યકર્મ યથાયોગ્ય ( નિર્લેપપણે ) સ્વીકાર કર્યું ॥૨૦॥ તે સમએ તે રાણીએ અર્પણ કરેલો દ્રવ્યરાશિ વસ્ત્રો આભૂષણો આદિક સર્વસ્વ તેતે બ્રાહ્મણાદિકને આપી નહિ રાખીને ભગવાને આપી દીધું, કારણ કે આ શ્રીહરિ સ્વયં પૂર્ણકામ છે, તેમને કાંચનાદિકથી શું પ્રયોજન છે ? કાંઈ પણ નહિ ॥૨૧॥ તે પછી રાજદરબારમાં થએલી મહાસભામાં સુવર્ણમય સમુન્નત સર્વોત્તમ સિંહાસનમાં વિરાજમાન થએલા ભગવાને પોતપોતાની મર્યાદાથી સભામાં બેઠેલા પોતાના સમસ્ત ભક્તોને જોયા. એટલે આ સભામાં કોઈ ધર્મનો

क्षत ॥२२॥ तूर्णीं तत्र निषण्णेषु भक्तसङ्घेषु संसदि। प्रणम्य राज्ञी साऽपृच्छत्स्तुवती प्राञ्जलिः प्रभुम् ॥२३॥ राज्युवाच—नारायणाद्य भवता सफलीकृतो मे हृत्स्थश्चिरन्तनमनोरथपादपो वै। दानेन दुर्लभतरस्वकदर्शनस्य नित्यं विरिञ्चिमुखदैवतवाञ्छितस्य ॥२४॥ यैरीक्षितं न सुरमानवमङ्गलाङ्गं श्रीमद्वपुस्तव मनोहरमत्र नेत्रैः। तान्यब्जपत्ररुचिराण्यपि मानवानां मायूरबर्हगतचन्द्रकतां भजन्ति ॥२५॥ नानाविधाघनिचयप्रशमैकशीलां सद्भक्तिबोधनपटुं त्वदुदारकीर्तिम्। शृण्वन्ति यैरपि न शष्कुलिकासमानैः कर्णास्त एव ननु नागबिलत्वभाजः ॥२६॥ जिह्वा च या न

કે જ્ઞાનનો કે વૈરાગ્યનો કે ભક્તિનો જીજ્ઞાસુ છે ? એમ જોઈ કાઢયું ॥૨૨॥ ત્યારે તે સભામાં ભક્તસમાજ મૌન બેસી રહેતાં કુશળા રાણીએ પ્રભુને પ્રણામ કરી સ્તુતિ કરવાપૂર્વક પુછયું ॥૨૩॥ રાણી કહેછે-હે ભગવન્ નારાયણમુને ! મારા મનમાં બહુ કાળથી ઉગીને બદ્ધમૂળ થએલો રૂઢ મનોરથરૂપ વૃક્ષ હતો તે તમોએ આજ સફળ કર્યો ( એને ફળ લાવ્યા ) કેમ ? તો ભવ બ્રહ્માદિ દેવોએ પણ પ્રાર્થના કરેલું, સર્વસુગમ નહિ એવું પણ આપના ચરણકમળનું દર્શન કૃપા કરી તમોએ મને આજ આપ્યું. માટે મારો મનોરથ સફળ થયો ॥૨૪॥ સમગ્ર સુરનરોના મંગળને કરનારા કર ચરણાદિ દિવ્ય અવયવો જેમાં છે એવી આ તમારી મનોહર દિવ્યમૂર્તિ આ લોકમાં જે જનોએ સાક્ષાત્ નેત્રગોચર કરી નથી તે જનોનાં નેત્રો ભલે કમળદળ જેવાં સુંદર હોય પણ મોરનાં પિંછાંમાં રહેલા ચંદ્રકોની તુલ્યતાને પામે છે. આકૃતિથી કેવળ લોચન કહેવાય પણ અર્થ ( પ્રયોજન )થી નહિ. લોચનનું પ્રયોજનતો પરમાત્માની મૂર્તિનાં દર્શન કરવાં એજ એક કહ્યું છે ॥૨૫॥ શ્રવણમાત્રથી સમગ્ર પાપપુંજને પ્રશમન કરવાના સ્વભાવવાળી અને ભક્તિને અભિવૃદ્ધિ કરનારી ઉદારચરિતવાળા આપનો કીર્તિવિશેષ જે જનોએ કર્ણોવડે શ્રવણ કર્યો નથી તો તેમના કર્ણો ભલે શષ્કુલી ( જલેબીનું ઘુંચળું ) જેવા સુંદર હોય પણ સર્પને રહેવાના રાફડાને તુલ્ય નિરર્થક છે. કેવળ નિરર્થક છે એટલુંજ નહિ પણ વિષયરૂપ વિષધરનો જે અગ્રેસર શબ્દમાત્ર તેનું કર્ણરૂપ અધિ-

तव गायति चारुगाथाः संसारसागरसमुत्तरणार्थिनावः । सा ग्राम्यगीतनिपुणापि न मानवी स्याद्भेकी मुधाऽनिशमसद्रवकारिणी हि ॥२७॥ शुश्रूषणं भगवतस्तव यैः कृतं नो नो वा सतामघकृपा हशिमानतोऽपि । ते भूषिता अपि महार्घ्यविभूषणैर्हि नृणां भुजाः शवभुजा इव गर्हणीयाः ॥२८॥ त्वन्मन्दिराणि च सतो निकषा न यान्ति पादास्तु ये तनुभृतामपि पद्मशोभाः । ते पेतृकाननतरुत्वमिहैव यान्ति त्वत्सेवनेऽत्र निरता मनुजास्तु धन्याः ॥२९॥ सर्वज्ञ ! भगवन्स्वामिन्मयाऽद्य तव सेवनात् ।

ધાનપદ ( રહેવાનુ સ્થાન ) હોવાથી અનર્થકર પણ છે ॥૨૬॥ જે જીહ્વા સસારસાગરની પાર પ્રાપ્તિના પ્રયોજનવાળાઓને નૌકારૂપ એવી તમારી સુંદર કથાઓને ગાતી નથી ( ગાનનુ ઉપકરણ થતી નથી ) તે જીહ્વા ભલે ગ્રામ્ય ગાયનમા નિપુણ હોય તો પણ નિરતર નિરર્થક અતિ કટુ અવાજ કરનારી દેડકાની જીહ્વા જાતિનીજ જાણવી પણ મનુષ્ય જાતિની નહિજ. મનુષ્ય જાતિની જીહ્વા તો ભગવાનના ગુણને ગાયજ ॥૨૭॥ હે ભગવન્! સમગ્ર મગળને કરનારા આપ પરમેશ્વરની તથા દર્શનમાત્રથી પણ પાપપુજને હરનારા આપના સાધુઓની સેવા જે હસ્તોએ કરી નથી તે હસ્તો ભલે કડાં બાજુબધ આદિક અમૂલ્ય આભૂષણોથી આભૂષિત હોય પણ નરોના તે ભુજો શબભુજોજ છે. શબને ગમે તેવુ અલકૃત કર્યું હોય પણ તે દર્શનીય નથી તેમ ગમે તેવા અલકૃત કરેલા પણ હાથ ભગવાન તથા તેમના ભક્તોની સેવા ન કરે તો નિંદનીય છે ॥૨૮॥ મનુષ્યોના જે પાદો આપ દેવદેવના મદિરપ્રત્યે જવામાં તેમજ આપના સાધુઓની સન્નિધિપ્રત્યે જવામા ઉપકરણભાવને પામતા નથી તે પાદો ભલે કમળતુલ્ય કોમળ ચરણતળવાળા હોય પણ સ્મશાનમાં ઉગેલા વૃક્ષને સદૃશ છે સ્મશાન તરૂની છાયા પણ કોઇએ આશ્રય કરવા યોગ્ય નથી માટે લોકમા જે જનો આપની પરિચર્યા પરાયણ છે તેજ ધન્ય-કૃતાર્થ થાય છે ॥૨૯॥ હે હરે ! હું નરાકૃતિથી નિગૂઢ એવા પણ આપને તત્ત્વથી જાણું છુ. તમો સર્વજ્ઞ સાક્ષાત્ ભગવાન છો અને સર્વના સ્વતત્ર પ્રભુ છો વળી આપ પુરૂષોત્તમ છો આવા પણ આપ ધર્મસરક્ષણમાટે

प्राप्तं स्वजन्मसाफल्यं कृपयैव तव प्रभो! ॥३०॥ धर्मसंरक्षणार्थं त्वं स्वतन्त्रः पुरुषोत्तमः। धत्से नराकृतिं भूमावधर्मस्य च शान्तये ॥३१॥ कर्ता वक्ता च धर्मस्य त्वमेवासि जगद्गुरो!। त्वत्तः सनातनं धर्मं श्रोतुमिच्छाम्यहं ततः ॥३२॥ धर्मं साधारणं नृणां विशेषं चापि मे विभो!। वक्तुमर्हसि धर्मात्मन्धर्ममार्गप्रवर्तकः ॥३३॥ सुव्रत उवाच—इति पृष्टः स भगवान्भक्तिमत्या तयाऽऽदरात्। प्रत्युवाच प्रसन्नस्तां तोषयन्भक्तमण्डलम् ॥३४॥ श्रीनारायणमुनिरुवाच—साधु पृष्टं त्वया नृणां हितैषिण्या महामते!। तुभ्यं

અને અધર્મની ઉપશાંતિ માટે આ લોકમાં નરાકારને ધારણ કરોછો આવા આપના દર્શનથી મને આજ મનુષ્યજન્મનું સાફલ્ય મળ્યું આ જન્મફળ પણ આપની કૃપાથીજ ઉપલબ્ધ થયું મારે વિષે એવો કોઇ સુકૃતલેશ પણ ન હતો ॥૩૦-૩૧॥ હે જગદ્ગુરો! આપ પુરૂષોત્તમજ ધર્મમર્યાદાના કર્તા તથા વક્તા છો. તો તમારા થકી સનાતન ધર્મને સાંભળવા ઇચ્છુ છું. હે વિભો! મનુષ્યમાત્રનો સાધારણ તથા અસાધારણ ધર્મ તમો મને કહેવાને યોગ્ય છો. તમો ધર્મમાર્ગને પ્રવર્તાવા માટે અહીં અવતરેલા છો. તમો ધર્માત્મા-ધર્મમાંજ તમારૂં ચિત્ત ચોટયુ છે. એટલે 'ધર્મનું શી રીતે પોષણ કરવું' એનાજ એક વિચારમાં લગ્ન ચિત્તવાળા છો. માટે આપજ ધર્મનું તત્ત્વ મને કહો ॥૩૨-૩૩॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ભક્તિમતી મહારાણી કુશળાએ પરમાદરપૂર્વક પૂછેલા ભગવાન્ પ્રસન્ન થઈ, કરશે એવા ધર્મોપદેશથી સમસ્ત ભક્તમંડળને આનંદ આપતા થકા રાણીપ્રત્યે આદરથી બોલ્યા ॥૩૪॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે મહામતે!—તમો મહામતિ છો, જે સર્વ સચ્છાસ્ત્રનું રહસ્ય છે અને જે સમસ્ત મનુષ્યોના પરમ હિતને કરનારૂં છે તેને ઉદ્દેશીને તમારો પ્રશ્ન પ્રવર્તેછે, માટે તમો મહામતિમતી છો વળી તમો જેમ રાણી હોઇને આ લોકમાં સર્વ જનોને સુખ થવાનું ઇચ્છોછો તેમજ પરલોકમાં પણ જનોને સુખ થવાનું ઇચ્છોછો માટે તે જનોનાં હિતૈષિણી પણ છો. માટે સર્વનું સર્વથા હિત ઇચ્છતાં તમોએ જે હમણાં પુછ્યું તે સાધુ-બહુ સારૂ છે. મારે વિષે નિષ્કપટ-નિમિત્તનિરપેક્ષા ભક્તિમાંજ એક

निश्छद्मभक्तायै नावाच्यं मम किञ्चन ॥३५॥ नृणां सनातना धर्मा नारदेन पुरोदिताः । धर्मराजाय तान्वच्मि श्रीमद्भागवतस्थितान् ॥३६॥ इत्युक्त्वा भगवांस्तस्यै सप्तमस्कन्धसंस्थितान् । धर्मानुवाच सकलांस्ततश्चेत्थमुवाच ताम् ॥३७॥ इति ते कथिता धर्मा मनुष्याणां सनातनाः । निःश्रेयसप्रदा युक्ता ज्ञानवैराग्यभक्तिभिः ॥३८॥ एत एव प्रयत्नेन सेवनीया मुमुक्षुभिः । अधिकारानुसारेण मनुजैर्मनुजाधिपे ! ॥३९॥ इत्युक्ता सा भगवता मुदिता नितरां नृप ! । सिषेवे परया प्रीत्या स्वधर्मस्था तमेव हि ॥४०॥ इत्थं प्रश्नोत्तरैः स्वामी प्रत्यहं धर्मसंश्रयैः । आनन्दयन्स तां

નિષ્ઠાવાળાં તમોને મારે ન કહી શકાય એવું શાસ્ત્રરહસ્ય કાંઈ પણ નથી. 'ब्रूयुः स्निग्धस्य शिष्यस्य गुरवो गुह्यमप्युत' એવું ભાગવતવચન છે ॥૩૫॥ હે રાણિ ! પૂર્વે નારદજીએ ધર્મરાજાને ઉપદેશ કરેલા મનુષ્યોના સનાતન ધર્મો શ્રીમદ્‌ભાગવતમાં કહ્યા છે તેનો તમોને હું અનુવાદ કરી બતાવું છે. ( આ અર્થ હું મારી ઉત્પ્રેક્ષાથી ઉપદેશ કરતો નથી પરંતુ પૂર્વે નારદાદિ ઉપદેષ્ટાઓની પરંપરાથી પ્રાપ્ત છે ) ॥૩૬॥ હે રાજન્ ! આ પ્રકારે કહીને ભગવાને ભાગવતના સપ્તમસ્કંધમાં અગીયારમા અધ્યાયને આરંભીને અધ્યાયપંચકથી અનુવાદ કરેલા સાધારણ અસાધારણ એવા ભેદથી ભિન્ન સમસ્ત ધર્મો કુશળા રાણીને કહી સંભળાવ્યા. પછીથી તેમના પ્રત્યે એમ બોલ્યા કે-તે આ મેં કહેલા મનુષ્યોના સનાતન ધર્મો જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિની સાથે અનુષ્ઠાન કર્યા હોય તો કલ્યાણમાટે થાય છે ॥૩૭-૩૮॥ માટે હે રાણિ ! આજ ધર્મો યથાધિકાર મુમુક્ષુ મનુષ્યોએ પણ પ્રયત્નથી પાળનીય છે. મુમુક્ષામાત્રથી મનુષ્ય વિધિનિષેધથી અતીત થતો નથી. આજ ધર્મો નિષ્કામપણે જ્ઞાનપૂર્વક અનુષ્ઠાન કરતાં ભક્તિને ઉત્પન્ન કરવાદ્વારા આત્યંતિક કલ્યાણમાટે સમર્થ થાય છે ॥૩૯॥ હે નૃપ ! ભગવાને આ પ્રકારે કહેલાં કુશળા રાણી ભગવાનના વચન શ્રવણથી પરમાનંદ પામી નિજધર્મમાં સ્થિતિવાળાં થઇ પરાભક્તિથી ભગવાન શ્રીહરિની પરિચર્યામાં તત્પર થયાં ॥૪૦॥ એરીતે સહજાનંદસ્વામી ધર્મસંબન્ધી તેતે પ્રશ્નોના ઉચિત ઉત્તર પ્રદાનથી રાણીને અને અન્ય ભક્તજનોને પ્રતિદિન આનંદ આપતા

चान्यांस्तत्रोवास यथासुखम् ॥४१॥ उषित्वा वासरान् पञ्च ततो गन्तुमना अपि । तया भृशं प्रार्थ्यमानो मासमेकमुवास सः ॥४२॥ सम्भारेणातिमहता स्नानयात्रामहोत्सवम् । कारयामास भगवान् ज्यैष्ठ्यां तत्र तया नृप! ॥४३ एवं सन्तोषयित्वा तां भक्तवश्यो जगद्गुरुः । स्मरन्नभयभूपालवरं निरगमत्ततः ॥४४॥ अनुयान्तीं साश्रुनेत्रां सपौरां कुशलां हरिः । बलात्तां संनिवर्त्यैव देवकीतीर्थमागमत् ॥४५॥ तत्र तीर्थविधिं कृत्वा व्यसृजद्यूथशो मुनीन् । अज्ञमानवबोधार्थं नानादेशान्महौजसः ॥४६॥ सह स्वेन समायातान् नानादेशजनानपि । प्रेषयामास भगवान्स्वं स्वं देशं ततोऽखिलान् ॥४७॥ आत्मसेवारतैर्नित्यं वर्णिभिः

थका धर्मपुरमा सुखेथी केटलाक दिवसो रह्या ॥४१॥ पाच दिवस व्यतीत थता त्याथी चाली नीकळवाना संकल्पवाळा पण सहजानंदस्वामी ते महाराणीए बहु बहु प्रार्थना करवाथी एक मासपर्यंत त्या निवास करी रह्या ॥४२॥ हे नृप! आटलाकमा आवी पहोचेली ज्येष्ठ पूर्णिमाए भगवाने भगवान् श्रीकृष्णनो स्नानयात्रामहोत्सव महासामग्रीवडे महाराणीपासे ते पुरमां कराव्यो ॥४३॥ ए रीते कुशळ कुवरबा राणीने संतोष पमाडीने आ जगद्गुरु भक्ताधीन भगवान् अभय भूपतिने पोते आपेला जलदी दुर्गपुर पाछुं आववारूप वरदानने अनुस्मरण करीने त्याथी तत्काळ चाली नीकळ्या ॥४४॥ प्रियतम पोतानो वियोग नहि सहन करवाना स्वभाववाळा होवाथी पोतानी पाछळ बहु दूर प्रदेश सुधी आवतां, पुरजनोए सहित, विरहना अश्रुथी परिपूर्ण लोचनवाळां, भक्तोत्तम कुशळकुंवरबा महाराणीने बळात्कारे धर्मानुबन्धी वचनोवडे पाछां वाळीने, भगवान् देवकीतीर्थमां आव्या ॥४५॥ ते तीर्थमां स्नानादि तीर्थविधि करीने, भगवाने पोताना आश्रयबळथी महाप्रतापे युक्त एवा केटलाक मुनिमंडळोने त्यां त्यां रहेला अज्ञानि मनुष्योने सद्बोध आपवा नानादेशो प्रत्ये मोकल्यां ॥४६॥ ते पछी भगवाने पोतासाथे अनेक देशोमाथी आवेला समग्र हरिजनोने पण तेमना तेमना देशप्रत्ये मोकल्या ॥४७॥ त्यार पछी प्रतिदिन पोतानी परिचर्याप-

साधुपङ्क्तिभिः । सादिभिश्च समं प्रायादश्वारूढोऽर्कजानदीम् ॥४८॥ उत्तीर्य तां च रेवां च महीं साभ्रमतीं च सः । भालदेशमतिक्रम्य दुर्गपत्तनमागमत् ॥४९॥ तत्र तत्र स्वभक्तानां ग्रामेषु निवसन् पथि । तान् सर्वास्तोपयित्वैव तत्रायात' स भूपते ! ॥५०॥ आयान्तं हरिमाश्रुत्य राजा पौराश्च सत्वरम् । त्यक्तान्यकार्या धावन्तस्तं प्रत्युद्ययुरादरात् ॥५१॥ पुरोपकण्ठ एवामुमायान्तं वीक्ष्य ते मुदा । प्रणेमुः साश्रुनयनाश्चिरदर्शनविह्वलाः ॥५२॥ यथोचितं मानयित्वा तान् हरिः सह तैः पुरम् । प्रविश्य तत्र स्वावासमेत्यासन उपाविशत् ॥५३॥ जयारमादयो योषा दृष्ट्वा तं

---

રાયણ મુકુદાનદાદિ વર્ણિઓ તથા મુક્તાનદાદિ સાધુઓ તથા રતનજી પ્રમુખ પદાતિઓએ સહિત અને સોમવર્મા વિગેરે અશ્વવારોથી વિટાએલા, સ્વય અશ્વવર ઉપર વિરાજમાન થએલા ભગવાન્ ત્યાંથી નીકળીને તાપી નદીને ઉતરીને, નર્મદા નદી ઉતરી, મહી સાભ્રમતીને ક્રમથી ઉતરીને ભાલદેશને ઉલ્લઘન કરી દુર્ગપત્તનને પામ્યા ॥૪૮-૪૯॥ હે ભૂપતે! માર્ગમા તેતે દેશોમા રહેલા પોતાના ભક્તોની પ્રાર્થનાથી તેમના ગ્રામ નગરમા રહેતા રહેતા તેમને સદ્ઉપદેશસુધાથી સતોષ પમાડીનેજ અનુક્રમે દુર્ગપુર પધાર્યા ॥૫૦॥ પોતાના પુરમા પધારતા શ્રીસહજાનદ સ્વામીને સાભળીને, ગાયને આવતી જોઇને વત્સોજ જેમ સમુત્સુક થએલા, અન્ય કાર્યનો જેમણે ત્યાગ કર્યો છે એવા પુરવાસી હરિજનો અને અભય ભૂપતિ સત્વર દોડીને આદરથી સામૈયા સાથે સન્મુખ આવ્યા ॥૫૧॥ પોતાના પુરપાસેજ પધારેલા ભગવાનના દર્શન કરીને અભયાદિ બધા ભક્તો બહુ દિવસે થએલા પ્રિયદર્શનથી વિહ્વળ થઈ પ્રહર્ષના અશ્રુથી પરિપૂર્ણ નેનવાળા થઈ પરમ પ્રેમથી પ્રણામ કરવા મડ્યા ॥૫૨॥ તે પછી ભગવાને પ્રાણના પાછા આવવાથીજ જેમ એમ પોતાના પાછા આવવાથી પ્રહર્ષને પામતા અભય આદિક ભક્તજનોને યથાયોગ્ય અભિનદનાદિકવડે સન્માન કરીને, તેમની સાથે વાજતે ગાજતે પુરમાં પ્રવેશ કરી, અભયભૂપના દરબારમાં વર્તતા પોતાના નિવાસભવનને પામીને રૂડીરીતે બીછાવેલા પર્યંક ઉપર વિરાજમાન થયા ॥૫૩॥ જયા રમા લલિતા આદિક

हर्षविह्वलाः । प्रणेमुः परया प्रीत्या गततद्विरहज्वराः ॥५४॥ आनन्दं परमं प्राप्तस्तान्वयोऽभयभूपतिः । जानन्सत्यप्रतिज्ञं तं तत्सेवानिरतोऽभवत् ॥५५॥ या या स्वसेवा हरिणा विहिता यस्य यस्य च । स स तां तां मुदाऽकार्षीत्कृतार्थं स्वं विदंस्तया ॥५६॥ रथयात्रादिने तत्र हरिः सङ्घश्च आगतः । मध्याह्ने तेन भूपेन महोत्सवमकारयत् ॥५७॥ सेवकैः सहितः सोऽथ वसं-स्तत्र हरिः स्वयम् । सर्वत्रान्वेषयामास गुप्ताधर्मप्रवेशनम् ॥५८॥ अधर्मोत्थानमश्रृणोद्यत्र यत्र स ईश्वरः । तत्र तत्र स्वयं गत्वा नाशयामास तं ततः ॥५९॥ क्वचित् क्वचिन्मुनींश्चापि प्रेषयित्वा तथाऽकरोत् । सर्वोपायैः सर्वकालं धर्ममेव ह्यपीपलत् ॥६०॥

ભક્તોત્તમ અબળાઓ બહુ દિવસે પાછા પધારેલા ભગવાનને ભાળીને હર્ષોત્કર્ષથી વિહ્વળ થઈ અને તેમના વિરહની વ્યથાએ વિરહિત થઈને પરા પ્રીતિથી પંચાંગ પ્રણામ કરવા લાગી ॥૫૪॥ સપરિવાર અભય ભૂપતિ પર-માનંદ પામીને પ્રતિજ્ઞાપ્રમાણે પાછા પધારેલા મહાપ્રભુની પ્રેમથી પ્રતિ-દિન યથાપૂર્વ પરિચર્યામાં તત્પર થયા ॥૫૫॥ ભગવાને જેજે ભક્તજનને જેજે પોતાની સેવા સ્નાન કરાવવું વસ્ત્રો ધોવાં પાત્રો માંજવા વિગેરે કર્તવ્યપણે પ્રદર્શાવી હતી તેતે ભક્તજન તેતે સેવાથી પોતાને કૃતાર્થ માનતો થકો પરા પ્રીતિથી તેતે સેવાને કરવા લાગ્યો ( સર્વે ભક્તો ભગવ-ત્સેવાને પરમપુરૂષાર્થરૂપ મુક્તિફળથી નહિ ન્યૂન ( તુલ્ય ) માનીને તેમની આજ્ઞાની રાહપરાયણ વર્તતા હતા. આજ્ઞા મળતાં સ્વાત્માને કૃતકૃત્ય માનીને તેતે સેવાને પ્રેમથી કરતા હતા ) ॥૫૬॥ જે સંવત્ ૧૮૬૭ ના આષાઢ શુક્લ તૃતીયા તિથિએ સગવ સમયે ભગવાન્ દુર્ગપુર પધાર્યા તેજ દિવસે મધ્યાહ્ને કરવાનો ભગવાનનો રથયાત્રામહોત્સવ અભયરાજા પાસે યથાવિધિ ભગવાને કરાવ્યો ॥૫૭॥ તે પછી પોતાના ચરણપરિચરણ પરા-યણ સેવકો સાથે દુર્ગનગરમાં નિવાસ કરી રહેલા સ્વયં શ્રીહરિ પોતાના ભયને લીધે ગુપ્ત રીતે થતા અધર્મપ્રવેશને સર્વત્ર ગોતીગોતીને તેનો પ્રસંગ સાંભળતાં તેતે દેશમાં કવચિત્ સ્વયં પધારીને તો કવચિત્ પોતાના ચરણ-કમળરસિક સાધુજનોને મોકલીને સત્યાર્થનો સદ્બોધ આદિક તેતે અનેક ઉત્તમ ઉપાયોવડે અધર્મના ઉન્મેષને નાશ કરતા હતા અને નિરંતર ધર્મનું

इत्थं धर्मधुरन्धरः स भगवान् धर्मं प्रतिष्ठापयंस्तस्मिन् दुर्गपुरे वसन्निजजनानानन्दयामास च । गत्वा ग्रामपुरान्तराण्यथ ततः कृत्वोत्सवान्भूरिशस्तत्रागत्य पुनः पुनः समवसङ्क्तैककल्पद्रुमः ॥६१॥ इति ते कथितं सर्वं यत्पृष्टं भूपते ! त्वया । नारायणस्य चरितं कलिकल्मषनाशनम् ॥६२॥ नारायणस्य मुनिभर्तुरिदं चरित्रं यः कीर्तयेच्च शृणुयादपि मानवोऽत्र । तौ निश्चितं निजरिपून्नृपते ! जयेतां बाह्यान्तरांश्च सुखमीप्सितमाप्नुयाताम् ॥६३॥

इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे द्वितीयप्रकरणे धर्मपुरस्थभक्तजनानन्दन-दुर्गपुरप्रत्यागमननिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्यायः ॥५२॥

---

ચોમેર પરિપાલન કરતા હતા ॥૫૮-૬૦॥ આ પ્રકારે ધર્મધુરંધર તે ભગવાન્ સદુપદેશાદિવડે ધર્મમાર્ગને સ્થાપવાપૂર્વક બદ્ધમૂળ કરતા થકા દુર્ગપુર થકી તેતે ગામ નગરના હરિજનોની પ્રાર્થનાથી તેતે ગામ પુરમાં પધારીને ત્યાં શ્રીકૃષ્ણના તેતે સમયમાં સમુચિત બહુ મહોત્સવો કરીને તેતે ભક્તજનોને અતિ આનદ આપીને ફરી ફરી પાછા પધારીને તે દુર્ગપુરમાંજ નિયત નિવાસ રાખીને ભક્તજનોના કલ્પવૃક્ષ થઇને–એટલે ભક્તોએ પ્રાર્થના કરેલું ઐહિક પારલૌકિક નિઃશ્રેયસ યથાધિકાર આપતા થકા દુર્ગપુરમાં રહ્યા હતા ॥૬૧॥ હે પ્રતાપસિંહ ભૂપતે ! ભગવત્કથામાં રસિક એવા તમોએ જે નારાયણ ભગવાનનું ચરિત્ર પુછ્યું હતું તે સકળ કળિકલ્મષને વિનાશ કરનારૂં દિવ્ય ચરિત્ર શ્રદ્ધા ભક્તિએ સંપન્ન એવા તમોને આ પ્રકાર મેં કહ્યું ॥૬૨॥ હે નૃપતે ! જે મનુષ્ય મુનિપતિ ભગવાન્ સ્વામિનારાયણના આ દિવ્ય ચરિત્રને સ્નેહથી શ્રવણ કરે કે જે કીર્તન કરે તે બન્નેય મનુષ્યો બાહ્ય–ધનાદિ હરનારા અને આંતર–કામક્રોધાદિ શત્રુઓને નિશ્ચે જીતીને આ લોક પરલોકનું ઇપ્સિત સુખ તથા પરમ નિઃશ્રેયસરૂપ સુખને સુખેથી પામે ॥૬૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે દ્વિતીયપ્રકરણે ધર્મપુરસ્થભક્તજનાનંદન-દુર્ગપુરપ્રત્યાગમનનિરૂપણનામા દ્વિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૨॥

भगवत्सहजानन्दप्रथितचरित्रामृतैकपरिपूर्णम् ।
तापत्रयोपशान्त्यै सेव्यं सत्सङ्गिजीवनं यदिदम् ॥ १ ॥

## દ્વિતીયપ્રકરણું સમાપ્તમ્.